# સતીધર્મ-પતિસેવા

અને

# સતીસમાજ.

## બન્ને ભાગ સાથે.

સ્ત્રી-પુરૂષોનાં કર્તવ્યસંબંધી ઉત્તમ ભંડાર;
પતિવ્રતા થવાની ઉમેદવાર બહેનોને માટે.

**भर्ता देवो गुरुर्भर्ता धर्मतीर्थव्रतानि च ॥**
**तस्मात्सर्वं परित्यज्य पतिमेकं भजेत्सती ॥१॥**

સ્ત્રીઓને સ્વામી છે તેજ દેવ છે, સ્વામી છે તેજ ગુરૂ છે. સ્વામી છે તેજ ધર્મતીર્થ અને વ્રત છે, માટે સતી સ્ત્રીઓએ સર્વની ઇચ્છા છોડી ફક્ત સ્વામીનુંજ સેવન કરવું.

યોજક.

**છગનલાલ વિ. વિશ્વનાથ દ્વિવેદી.**

નિવાસી—જામનગર.

સંવત્ ૧૯૬૨ સને ૧૯૦૬

મૂલ્ય રૂ. ૧—૮—૦ ટાં.

# અર્પણ પત્રિકા.

પરમ પ્રતાપિ અદ્વિતીય દાનવીર અને ભરતખંડના ભૂપાતયોમાં ભૂષણ રૂપ જાડેજા કુળેંદુ જામનગર નરેશ કૈલાસવાસી મહારાજાધિરાજ જામશ્રી જશવતસિંહજી સાહેબ બહાદૂરનાં ધર્મ પત્નિ બાશ્રી જામબા સાહેબ શોઢાં.

સંસ્થાન શ્રી જામનગર.

બાસાહેબ:—

આપ શુદ્ધ ક્ષત્રાણિના ધર્મને જાણોછો. અને પાળોછો, વિદ્યા જ્ઞાન મેળવી તેનો યોગ્ય ઉપયોગ કરોછો, સરસ્વતી અને તેમના સેવકોનો સત્કાર કરવામાં પ્રીતિમાન છો. સ્ત્રી જાતીની ઉન્નતિની ઇચ્છા અને તેઓનું કલ્યાણ થાય તેવાં સાધનો યોજવા તનેં, મન અને ધનથી શ્રમ લઇ નિરંતર ઉદ્યોગ કરોછો, એટલુંજ નહીં પણ ભારત વર્ષની બાળાઓ અને ભામિનીઓનાં કલ્યાણાર્થે સ્ત્રીધર્મ બોધકનીતિ ગ્રંથ રચાવી સ્ત્રીજાતીનું કલ્યાણ ઇચ્છયું છે અને ઇચ્છો છો, તથા સત્યનિષ્ઠ અને સ્વદેશાભિમાનથી સ્વદેશની અબળાઓને સંસારીક અસહ્ય દુઃખથી મૂક્ત કરી, તેઓ ધર્મનીતિવાળી કેળવણી પામી, પોતાનાં કર્તવ્ય કર્મ સમજી તેને નીતિને માર્ગે દોરવવા અંતઃકરણથી દયા રાખોછો. સ્વામી ભક્તિ કરી તેમના પૂજય ભાવનાં મહત્વને જાણી આપના પવિત્ર પ્રેમી કૈલાસવાસી પતિપ્રેમમાં સદ્ભાવ રાખી તેમના સ્મરણાર્થે આ દંપતિના શિક્ષણ રૂપ પુસ્તક આપશ્રીના કર કમળમાં "સતી ધર્મ—પતિ સેવા" કે જે સ્ત્રીઓપયોગી અને સ્ત્રીઓને ભૂષણ રૂપ છે તે આર્ય સ્ત્રીઓના કલ્યાણાર્થે આપશ્રીને માનપૂર્વક અર્પણ કરૂંછું તે સ્વિકારશોજી.

હું છું.

મહારાજા જામશ્રીનો સદાનો આશ્રિત,

છગનલાલ વિ. વિશ્વનાથ દ્વિવેદી.

# પ્રસ્તાવના.

આ સંસારમાં સર્વને સાંસારિક સાધન સદ્‌ગુણી સ્ત્રી છે. આ કારણને લીધે માતા પિતાએ પોતાની પુત્રીને માટે, ભાઇએ બેનને માટે, કાકાએ ભત્રીજીને માટે, પુરૂષે પોતાની અર્ધાંગનાને માટે, અને એ આદિ સર્વેએ પોતાના કુટુંબની સર્વ કન્યાઓને માટે તેઓ બાલ્યાવસ્થામાંથીજ ધર્મનીતિવાળી અને સદ્‌ગુણી થાય એવી યોજના કરવી જોઇએ, કારણ કે

**नास्ति भार्यासमो बंधुर्नास्ति भार्यासमागतिः ।**

**नास्ति भार्यासमोल्लोके सहायो धर्मसंग्रहे ॥**

પુરૂષને લોકમાં સ્ત્રી સમાન કોઇ સગું, ગતિ તથા ધર્મ સંગ્રહ કરવામાં સહાય કરનાર નથી. એટલુંજ નહીં પણ સ્ત્રી જાતિનો અર્ધ વિભાગ સૃષ્ટિના સઘળા ભાગમાં સમાએલો છે; તો કેવળ પુરૂષ કેળવણીથીજ આ દેશની ઉન્નતિ છે એમ દરેક સુજ્ઞોએ માનવાનું નથી, પણ સ્ત્રીકેળવણીથીજ આ દેશની ઉન્નતિ છે. સ્ત્રીઓ જો કેળવાએલી હોય તો તેઓ પોતાના કુટુંબપરિવારનું સુખ વિશેષ વધારે છે. પોતાનાં વડિલોનું માન યોગ્ય રીતે જાળવે છે. પ્રાચીન સન્નારીઓએ ઘણી વખત દેશની ઉત્તમ સેવા બજાવી છે. તેનું અનુકરણ કરી હાલની આર્ય બ્હેનોને પોતપોતાના સ્વધર્માનુસાર વિચરાવવા ધારી પૂર્વે થયેલી આર્ય મહિલાના ગુણાનુવાદની સ્મૃતિ કરાવે તેવાં સદાચરણથી ગુપ્ત થઇ ગયેલ **સતીધર્મ** એવું મહત્તાવાળું, પણ હાલમાં નાશ પામેલું નામ પુનઃધારણ કરાવવાની અત્યુત્કંઠા રાખી '**સતીધર્મ-પતિસેવા**' પતિપત્નીએ બાળકથી તે વૃદ્ધ પર્યંત પરસ્પર વર્ત્તવાના ધર્મો તેમજ કુટુંબીઓના હરકોઇ પ્રકારના સત્સંબંધમાં આવનાર સાથે કેવી રીતે વર્ત્તવું, એ સંબંધી જે વિવેક તથા ગૃહ સંબંધી સર્વ કાર્ય કરવામાં ઉપયોગી અસંખ્ય અગત્યના વિષયો ઉપરાંત ગૃહસ્થાશ્રમનું ખરૂં સુખ ઇચ્છનાર જુગલ જોડીઓને સંસારમાં કેવી રીતે વર્તવું તે વિષે આ ગ્રંથમાં સર્વ રીતે નિવેદન કરવામાં આવ્યું છે.

આર્ય દેશમાં સ્ત્રી કેળવણીનો પ્રચાર પ્રથમથીજ ચાલી રહેલો છે. તેમ સ્ત્રીધર્મ અને સ્ત્રીકર્તવ્ય તથા શીયળ વ્રત પાળવામાં

પણ અન્ય સર્વ દેશોની સ્ત્રીઓ કરતાં આર્યાવર્ત્તની પ્રાચીન માતાઓ અને બ્હેનો વધારે ઉત્કૃષ્ટતા ધરાવતી હતી, તે પતિવ્રતા સતીઓનાં અનુકરણ હાલની સ્ત્રી જાતિનેજ ખાસ કરીને કરવાનાં છે. વર્તમાન કાળમાં સ્ત્રીઓને કેળવવા તથા તેમને ઉન્નતાવસ્થાએ લઇ જવા તેમજ તેઓને ધર્મ કર્ત્તવ્યોનું શિક્ષણ આપવા અને ઘર સંસારના બહોળાં કાર્યો ચાતુર્યપૂર્વક શીખવવાથી જ્ઞાન તથા સદુપદેશ અને આવી મહાન્ સતીઓનાં ઉત્તમ ચરિત્રોથી સ્ત્રી જાતિને ઘણાજ ફાયદા થાય છે એટલુંજ નહિ પણ સ્ત્રીઓ પોતાની જીંદગી સુધારે છે કારણ કે તે સ્ત્રીને નિરંતર અસર કરનારૂં નિવડે છે. અને ઘણે ભાગે સંસારોન્નતિ માટે પુરૂષ વર્ગે પણ તે અવશ્ય ધ્યાનમાં લેવા યોગ્ય છે કેમકે તેમાં એક પત્ની વ્રત આદિ સંખ્યાબંધ સદુપદેશો સમાએલા છે, માટે ગૃહસ્થો અને પતિવ્રતા થવાની ઉમેદવાર શીલસંપન્ન સદ્‌ગુણી બ્હેનોને આ પુસ્તક વારંવાર અવલોકન કરવા પવિત્ર ભાવથી ભલામણ કરવામાં આવે છે.

આ ગ્રંથ ખાસ ભારતભૂમિની કન્યાઓ અને ભામિનીઓ માટે પ્રસિદ્ધ કર્યો છે. સ્ત્રીઓ નિત્ય પાઠ પૂજામાં આ ગ્રંથનો ઉપયોગ કરે અથવા તો પુરૂષ દ્વારાએ સાંભળે તથા યોગ્ય વિદ્વાન પાસે શ્રવણ કરે તો તેઓના નિર્મળ અંતઃકરણમાં સદ્‌ભાવ ઉત્પન્ન થયા વગર રહેશેજ નહિ એટલુંજ નહિ પણ પતિવ્રતા સ્ત્રીઓનો જગતને વિષે પરમ યશ દશેદિશામાં ફેલાવવાને પામશે.

સ્ત્રી જાતિના ધર્મને સમજાવનાર સદ્‌ગ્રંથની આપણા ગુજરાતી ઘરસંસારમાં પૂરેપૂરી જરૂર છે, કેમકે આધુનિક સમયમાં સ્ત્રીઓ ધર્મને વિસરવાથી ઘણી ખરાબ અવસ્થાએ પોહોંચેલી છે, એટલે પોતાના કર્તવ્યને અકર્તવ્ય તરીકે સ્વીકારી, જગતમાં ઘણે અંશે અપમાનને પાત્ર થએલ છે. કેમકે સ્ત્રી પુરૂષનું પરસ્પરનું આકર્ષણ લોહચુંબકની પેઠે કંઇ વિલક્ષણ પ્રકારનું છે, તેથી તે બન્ને કદી શુદ્ધ હોય તથાપિ લોકનિંદાને પાત્ર થાય છે. આથીજ સ્ત્રી જાતિની સત્કીર્તિ અસ્ત થયેલી છે. સ્ત્રીઓ પ્રાચીનકાળમાં પુરૂષના જેટલીજ ઉપયોગિતા ધરાવનારી ગણાતી, તેજ સ્ત્રીજાતિની આજે આવી દુર્દશા જોઇ સુજ્ઞ તેમજ પતિવ્રતા સન્નારીઓ અને નિષ્પક્ષ-

પાપી નરોનાં અંતઃકરણમાં સ્ત્રી જાતિનું કલ્યાણ થાય તે સંબંધ સાધનો શોધવાની ઘણી જરૂર છે.

સંસારના સર્વ સુખનો આધાર સ્ત્રી છે, જેમ પુરૂષ સ્ત્રીના તેમ સ્ત્રી પુરૂષના સુખ દુઃખમાં ભાગ લેનારી હોવાથી અર્દ્ધાંગના એટલે પુરૂષનું અર્ધ અંગ કહેવાય છે, એટલુંજ નહિં પણ સ્ત્રીઓમાંથી ભવિષ્યની દુનિયાં ઉત્પન્ન થાય છે. માટે સ્ત્રીની ઉન્નતિ કરવાની ઘણીજ આવશ્યકતા છે, કેમકે "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી. માટે સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે." જો તમો નારીઓપર નિષ્પક્ષપાત નજરે જોતાહો તો તેઓને વ્યવહારોપયોગી કેળવણીથી બેનશીબ ન રાખો.

બાળકીયો, તરૂણીઓ અને વૃદ્ધ સ્ત્રીઓ કેટલીક વખત અવકાશની વેળાએ શૃંગાર તથા વિષયરસથી ભરપૂર કંગાલ નવલકથાઓ વાંચે છે, તે નહિ વાંચતાં જો આવા સ્ત્રીધર્મબોધક નીતિ ગ્રંથો વાંચે તો તેઓને પોતાના સ્ત્રી ધર્મ કર્મનું તેમજ ઘર સંસારની રીતિનીતિનું સંપૂર્ણ જ્ઞાન થાય અને તેમાં કોઇ કોઇ યુવતીઓ તે પ્રમાણે વર્તવાને પણ પ્રયત્ન કરે એવા ઉદ્દેશથીજ આ પુસ્તક ઘણાક ભિન્ન ભિન્ન ધર્મ ગ્રંથો જેવા કે વેદ, ઉપનિષદો, યોગવાસિષ્ઠ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, મનુસ્મૃતિ, કાત્યાયનસ્મૃતિ, વ્યાસસ્મૃતિ, દક્ષસંહિતા, પારાશરસંહિતા, મિતાક્ષરા, રામાયણ, મહાભારત, ભાગવત, શિવપુરાણ, પદ્મપુરાણ, બ્રહ્દન્નારદીય પુરાણ, માર્કંડેયપુરાણ, હરિવંશ, ભાવપ્રકાશ, હારીતસંહિતા, મણિરત્નમાલા, અને જૈન આદિ ઘણાક પ્રાચીન અર્વાચીન ગ્રંથોમાંથી દોહન કરીને સ્ત્રીઓને ઉપયોગી આશરે સવાસો શ્લોક તથા તેટલીજ કવિતાઓ સહિત ગદ્યપદ્યાત્મક આશરે ત્રણસો વિષયોથી ભરપૂર કરવામાં આવ્યો છે. આ ગ્રંથના બે ભાગ કરવામાં આવ્યા છે, જેના પ્રથમ ભાગમાં સ્ત્રી પુરૂષના વર્તન સંબંધી જુદા જુદા દોઢસો વિષયો અને બીજા ભાગમાં પતિવ્રતા સતીઓનાં સુંદર રસમય આશરે દોઢસો જીવનચરિત્રો સમાવવામાં આવ્યાં છે. આશા છે કે, આજમ મેહેરબાન કેળવણી ખાતાના અગ્રેસર સાહેબો તથા વિદ્વાનો, સદ્‌ગૃહસ્થો પોતપોતાના કુટુંબની સ્ત્રીઓની ઉન્નતિને માટે આ ગ્રંથનું લહાણું કરી-

ને જ્ઞાતિઓમાં અને કુટુંબીઓમાં કે કન્યાશાળામાં વેહેંચશે અથવા ધર્માર્થે દાન કરવા ધારશે તો તે અનંત ધન્યવાદને પાત્ર થતાં ક-લ્યાણનાં ભાગી થશે. કારણ કે આપણા આર્યવર્તની અને અબળા-ઓનાં દુખડાંની દાઝપર ધ્યાન દઇ કુમળી કુમારિકાઓને કેળવણી આપી તેમને ગૃહકાર્યમાં જોડી સુખી કરવાના હેતુથી આ સ્ત્રી ઉપ-યોગાત્મક પુસ્તક બહાર પાડતાં જણાવું છું કે, તે ગ્રંથ સ્ત્રી પુરૂષને કેટલો ઉપયોગી છે એ વિષે મારે બોલવા કરતાં તેની યોગ્ય તુલના કરવાનું કામ વાંચનાર સદ્‌ગૃહસ્થો અને સદ્‌ગુણી બેહેનોની મુનસફી ઉપર મુકું છું, આ પ્રસ્તાવના પુરી કરતાં પહેલાં વિદ્વજ્જનના આધાર સ્વદેશ કલ્યાણેચ્છુ પરોપકારી રા. રા. રૂપશંકર રાજારામ, નવાનગરના માજી મુખ્ય વકીલ સાહેબનો તથા રા. રા. ગોકલદાસ રામકૃષ્ણ મેતાનો સંપૂર્ણ ઉપકાર માનવાની મારી ફરજ મારે બજાવવી જોઇએ એઓ સાહેબે કેટલાક લેખ સુધારી પ્રૂફો વગેરે તપાસવા શ્રમ સ્વીકાર્યો છે તેથી તેઓનો અતિ ઉપકાર માનુંછું છતાં તે લેખમાં કયાંય મારો બુદ્ધિદોષ અથવા હસ્તદોષ કે પ્રેસવાળાએ કરેકશન કરવામાં રહેલી ભૂલો ઉપર ધ્યાન નહિ આપતાં વિદ્વજ્જનોએ તે સુધારી વાંચતાં રહેલી ચુકને માટે દરગુજર કરશો એવી મારી પ્રાર્થના છે.

આ પુસ્તક બહાર પડવા વિલંબ થવાનું કારણ કે મને કેટ-એક વ્યવહારિક અડચણો આવી પડવાથી મોડું થયું છે તેથી માસ માનવંતા આશ્રયદાતાઓ દરગુજર કરશે એવી આશા રાખવામાં આવે છે.

| | |
|---|---|
| જામનગર. | છ. લિ. |
| ૨૭–૯–૦૫ | |
| વિજ્યાદશમી. | પ્રસિદ્ધ કર્ત્તા. |

# અનુક્રમણિકા.

## દ્વિતીય વિભાગ-અનુક્રમણિકા.



# સતિ ધર્મ-પતિ સેવા.

## પ્રથમ ભાગ.

મંગળાચરણ-(શાર્દુલ વિક્રિડીત વૃત.)

સ્વસ્તિશ્રી સુખરૂપ એક અમર, શ્રેણી પતિ જે દિસે,
બ્રહ્મા, ઇંદ્ર, ફણીંદ્ર, રૂદ્ર, વરૂણો, ધ્યે સમાધી વિષે;
અદ્વૈતા મૃતપાનથી ટળી શકે, આનંદના કંદને,
વંદું વિશ્વપ્રકાશ રૂપ વિભુ તે, શ્રી સચ્ચિદાનંદને. ૧

પ્રારંભે શુભ કાર્યમાં પ્રથમ જે, પૂજાય પ્રેમે ખરે,
ને નાના વિઘ્ન ઋદ્ધિ સિદ્ધિ પતિ તે, પ્રમુદ વ્યુહો હરે;
આપે ઇષ્ટ પ્રતાપ અર્ચન વડે, વળી તણા વૃંદને,
વંદું આદિ ગણેશ રૂપ વિભુ તે, શ્રી સચ્ચિદાનંદને. ૨

જે છે દેવિ સરસ્વતિ જગ વિષે, સક્ષાત ઇષ્ટેશ્વરી,
વીણા પુસ્તક ધારિણી ભગવતી, વિખ્યાત વિશ્વંભરી;
આપે શક્તિ અનેક ભક્તિ કરતાં, જે બુદ્ધિના મંદને,
વંદું વાણિતણા સ્વરૂપ વિભુ તે, શ્રી સચ્ચિદાનંદને. ૩

જે ધારે ગુણુનેશરી અવનવા, દેહો અજન્મા છતા,
નાના વિકૃતિઓ તણા જગતમાં, જોયાં કદિ ના હતાં;
ભક્તોની બહુ ભીડ ભંજન કરે, તે આણી આક્રંદને,
વંદું હું અવતાર રૂપ વિભુ તે, શ્રી સચ્ચિદાનંદને. ૪

જે સૂર્યાદિ ગ્રહો દિસે નભ વિષે, જ્યોતિઃ સ્વરૂપે બહુ,
તે સર્વે ભગણાદિ ખેચર લહે, એનીજ સત્તા સહુ;
ધારે ભૂ ભુવનાદિ શક્તિ કિરણે, નાધાર નિસ્પંદને,
વંદું સર્વ પદાર્થ ધારક વિભૂ શ્રી સચ્ચિદાનંદને. ૫

## કન્યા કેળવણી.

**દોહરો**—ભલું ભણાવો પુત્રિને, તો શાણી થનાર;
સદૈવ સુખ પામી કરે, આશિર્વાદ ઉચ્ચાર.

**પ્રાચિન** મહિલાઓ મોટા વિદ્વાન આચાર્યોની સાથે વાદવિવાદ કરી પોતાની વિદ્વત્તા ભરેલી યુક્તિ પ્રયુક્તિથી તેમને પરાસ્ત કરતી પણ હાલ તે સઘળું ઉંધી ગયું છે. સ્ત્રી કેળવણીની જેમ ઘણે દરજ્જે ખામી છે, તેમ કન્યા કેળવણી પણ વારસદારના અભાવને લીધે મોટે ભાગે રંડાઇ ગયા જેવી દશામાં આવી ગઇ છે. જો કે આજ કાલ કન્યા કેળવણીની ઘણી અગત્યતા જણાવનારાં ભાષણો ઠેકાણે ઠેકાણે થાય છે, તેથી કન્યા કેળવણીની ઘણી જરૂર છે. એટલું ઘણે ભાગે લોકોના સમજવામાં આવ્યું છે પણ જેટલી પુરૂષ વર્ગમાં કન્યા કેળવણીની અગત્યતા જાણવામાં આવી છે તેટલી સ્ત્રીવર્ગમાં કન્યા કેળવણીની અગત્યતા જાણવામાં આવી નથી; અને તેથીજ સ્ત્રીઓ પુરૂષો કરતાં કન્યાઓને નિશાળે મોકલવામાં વિશેષ વાંધો લેછે. પરંતુ જેમ જેમ કન્યા કેળવણીની અગત્યતા તેઓના જાણવામાં આવતી જશે, તેમ તેમ તેઓના મનનું અવળું વલણ મટી કન્યા કેળવણીને અનુકૂળ પડતું થશે. કન્યા કેળવણીનો વિશેષ પ્રચાર થવા માટે સરકાર તરફથી તેને લગતાં અસંખ્ય સાધનો જો કે પૂરાં પાડવામાં આવેછે તોપણ તે અંતે બરાબર ફળીભૂત થતાં જોવામાં આવતાં નથી. આનું કારણ એજ કે વ્યવહારોપયોગી તેમ નીતિ ગ્રંથોની ખામી છે. જુઓ કે જે ગામડામાં પચ્ચીસ કન્યાઓની સરાસરી હાજરી આવી હશે તેવા ગામમાં કન્યાશાળા ઉઘાડેલી છે.તેમાં કન્યાઓને વાંચવા લખવા ઉપરાંત ભરત ભરવું વગેરે શિખવવામાં આવે છે. તેઓને વર્ષમાં એક બે વખત કપડાંના રેજાઓ તથા ચોપડીઓ વિગેરેનું ઇનામ આપવામાં આવે છે. કન્યાને હાથે જે ભરત ભરવામાં આવ્યું હોય તે ભરત ભરેલ કપડું પણ તેનેજ આપી દેવામાં આવે છે, તેઓને શિખવવાનું કામ પણ કેટલીક જગોએ સ્ત્રી મેહેતીજી (હેડ મીસ્ટ્રેસ) તરફથીજ લેવામાં આવે છે, તેમ મુંબઇ જેવા શેહેરોમાં સ્ત્રીઓને માટે હાઇસ્કુલો પણ સ્થાપવામું આવી છે. આ પ્રમાણે કન્યા કેળવણીના સંબંધમાં ઘણી મેહેનત લેવામાં આવે છે; તો પણ હજુ તેનો બહોળો ફેલાવો થયો નથી.

હાલના જમાનામાં સ્ત્રીમાં કેળવણીની ખામીને લીધે સ્ત્રીઓપર કેવા કેવા આરોપો મુકવામાં આવે છે સ્ત્રીઓને એવાં સર્ટીફીકેટો મળે છે કે **"ચાર મળે જ્યાં ચોટલા, ત્યાં વાળે ઓટલા."** ત્યારેજ પુરૂષોમાં કેળવણી હોવાને લીધે કહેવાય છે કે, **"પંચ મળે ત્યાં પરમેશ્વર"** પ્રિય બંધુઓ! સ્ત્રીઓને આગળના જમાના અનુસાર

કેળવવામાં આવે તો હું સ્પષ્ટ કહું છું કે, સ્ત્રીઓ ઉપર, ઉપર જણાવેલા મુકાતા આરોપો થોડા વખતમા દૂર થતાં આપણી નજરે જોશું.

આપણા એક વિદ્વાન વક્તાએ જણાવ્યું છે કે, પુત્રીને સાતથી તેર વર્ષની ઉમર સુધીમાં **સંસારિક અને ધાર્મિક** જ્ઞાન સાથે **પાકશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર** વગેરે શિખવવું. તેને હું અક્ષરસઃ મળતો આવું છું. પુત્રીને પરણાવ્યા પછી પણ બપોરના બે કલાક કેળવવામાં આવે તો તે ઉમ્મર અનુભવને એટલે ક્રિયા કરવાનો વખત છે, તેમાં તે જ્ઞાન ઘણું કિંમતી થઈ પડે.

સ્ત્રી એ ઘરનો **પ્રધાન** છે. કોઇ પણ રાજ્ય વ્યવસ્થા પ્રજા અને રાજા એ ઉભયને **સુખકર, કલ્યાણકર** અને **ઉદયકર** થાય, એવી કરવી હોય તો, પ્રધાન કેળવાયેલો હોવો જોઇએ. જેમ કે આખા હિંદુસ્તાનમાં રાજ્યો જે કંઇ પણ સારી રીતે ચાલે છે, તે નહિ કે તેઓના રાજા વિદ્વાન છે કે બુદ્ધિવાન છે. પરંતુ તેના પ્રધાનો શાણા અને કેળવાયેલા હોય છે. જે રાજ્યમાં પ્રધાન સારા ન હોય તે રાજ્યમાં વ્યવસ્થાની જગોએ અંધેર ચાલે છે, અને થોડા વખતમાં તે રાજ્ય પાયમાલ થાય છે. આ સર્વ કોઇને જાણીતું છે તેમજ જે રાજ્યમાં પ્રધાન ડાહ્યા છે, તે રાજ્ય પોતાની સ્થિતિ સુધારી શકે છે. એટલુંજ નહિ પરંતુ તે વધારી પણ શકે છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, રાજા કરતાં પ્રધાન વિશેષ કેળવાયેલા હોવા જોઇએ. રાજ્યની માફક ઘર એક રાજ્ય છે, એને આપણે ગૃહરાજ્ય કહેશું, હવે જેમ રાજ્યમાં રાજા છે. તેમ ગૃહરાજ્યમાં પુરૂષ એ રાજા છે, અને રાજ્યમાં જેમ પ્રધાન છે તેમ ગૃહરાજ્યમાં સ્ત્રી એ પ્રધાન છે પરંતુ રાજ્યમાં તો પ્રધાન ડાહ્યા હોય છે; તેને લીધે રાજ્ય સુધરે છે, પરંતુ ગૃહરાજ્યમાં સ્ત્રીરૂપ પ્રધાન ઘણે ભાગે મુર્ખ હોવાથી હિંદુ ગૃહરાજ્યો ઘણાએક પાયમાલી પામે છે, અને કેટલાએક દુર્વ્યવસ્થાથી બેહાલ થઇ ગયાં છે, અને થાય છે. પ્રજાને પણ પ્રધાન સારો હોય તો, શાંતિ કે સુખ મળે છે, તેમજ ગૃહરાજ્યમાં સ્ત્રીરૂપ પ્રધાન સારો હોય તો, પ્રજાને એટલે સંતતિને શાંતિ અને સુખ પ્રાપ્ત થાય છે.

સ્ત્રી એ મિત્ર છે, ગમે એવી ગુહ્ય બાબત પણ આપણા ખરા મિત્ર પાસે પ્રગટ કરીને તે સંબંધી યોગ્ય સલાહ આપણે મેળવીએ છીએ. પરંતુ એવો કોણ મિત્ર છે કે જે આપણી આખી જીંદગી સુધી આપણી પાસેજ રહે અને જીંદગી પછી પણ જે આપણોજ રહે! એવો તો એક માત્ર આપણી સ્ત્રીજ છે. તે જો કેળવાયેલી

હોય તો આપણને તેના તરફથી ગૃહરાજ્યના રાજ્ય કારભારમાં તેમની યોગ્ય સલાહ મળે માટે બીજો મિત્ર કરવા કરતાં મને એમ લાગે છે કે સ્ત્રીને સારી રીતે કેળવી, મિત્ર તરીકે તૈયાર થયેલી જોવી, એ વધારે સારૂં છે.

પિતા અને માતા કરતાં કેળવાયેલી સ્ત્રી અધીક છે. માતા એ આપણા શરીરનું રક્ષણ કરે છે, પિતા એ આપણને હિતનો માર્ગ બતાવે છે, તેમ કેળવાયેલી સ્ત્રી આપણી ભોજન વ્યવસ્થા આદી સઘળાં કાર્યોમાં કેવળ તેજ પ્રમાણે અને માતા તો માત્ર આપણે પરણ્યા નં હોઈએ તેની પહેલાં દશથી પંદર વર્ષ સુધી આપણી રક્ષા કરે છે; પરંતુ સ્ત્રી તો આખી જીંદગી સુધી આપણું કામ બજાવે છે, તેમજ હિતકારક કામમાં તેમની સલાહ પણ આખા જીવન સુધી મળે છે. આ બે કાર્યો ઉપરાંત શાસ્ત્રકાર લખે છે કે. ખેદને ખેદ પમાડી એટલે દૂર કરી ચિત્તને રમાડે છે, એટલે રંજન કરે છે, માટે આ અપેક્ષાએ જોતાં સ્ત્રી એ માતા તથા પિતા ઉભય ઉપરાંત આપણો એક સદાનો મિત્ર છે.

સ્ત્રી, એ ખાસડું, અર્ધાગના અને પૂર્ણાગના છે. કેટલાએક સ્ત્રીને ખાસડું ગણે છે, ને તે પણ એક ડાબા પગનું અર્થાત્ ગુલામોથી પણ હલકી ના પછી ચાકરોથી હલકી હોય એમાં આશ્ચર્ય શું ? અને એવું ગણી તેનું કામ પતિની યોગ્ય કે અયોગ્ય આજ્ઞા ઉઠાવવી, એટલું ગણી ઘર કામમાં વાસીદું વાળવું, છાણુ લઇ આવી છાણા બનાવવાં, અને જેવી તેવી પણ રસોઈ કરી આપવી તે ઉપરાંત છોકરાં જણી તેને પાળવાં પોષવાં, અને એક અભણ ગુલામડી તરીકે કામ કરવું, પરંતુ શાસ્ત્રકાર કહે છે કે સ્ત્રી અર્ધાંગના છે. સદ્‌ગુણી સ્ત્રી એ પુરૂષથી જુદી નથી. એટલે કેટલા એક એમ સમજતા હોય કે, સ્ત્રીઓને કેળવણી આપવાથી આપણે નીચા થઈ જઇએ.—નહિ નહિ બંધુઓ! સ્ત્રી એ અર્ધાગના છે. પુરૂષ અને સ્ત્રી એ બન્નેનું અરધું અરધું અંગ મળીને જે વ્યકિત બને છે, તે આખિ વ્યકિત ધરમાં એક માણસ છે, અને સ્ત્રીની કેળવણી કે પુરૂષની કેળવણી, સ્ત્રીનું ધન કે પુરૂષનું ધન, એ સઘળું સરવાળે એકનુંજ ગણાય છે.

### ભુજંગી છંદ.

* વધૂ શીખશે સર્વદા જો સુવિદ્યા, વધૂ સર્વદા તો થશે નાથ હૃદ્ય×

---

* વહુ. × પતિને મનોહર.

સહૂ સાધશે કામ સારા વિચારે, ભણી કામિનીથી સરે અર્થ ચારે. ૧
ભલી તો થશે જો હશે તે ભણેલી, બહુ સદ્દગુણો શીખિ સારી બનેલી;
વિચારી વિવેકે વસ્તુ વાવરીને, દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને, ૨
ઘણું આપીએ જો ધરાણું ઘડાવી, પછી તેની પાસેથી લેશે પડાવી;
નહિ ઉતરે પાર તેથી તરીને, દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૩
સદા સદ્દગુણી જ્યાં હશે ત્યાં સમાસે, ખરા બોલની તે બોલશે તે ખમાશે;
સ્વભાવેથી શોભાવશે સાસરીને, દયાથી વિદ્યાદાન દ્યો દીકરી ને. ૪
ઠગાઇ થકી તે કદીના ઠગાશે, દયાથી ન વૃત્તિ કદાપી ડગાશે;
છળે કોણ તેને જશે છેતરીને, દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને, ૫
મળે મોટી વિદ્યા થકી માણસાઈ, ટળે તેથી અજ્ઞાનને આળસાઇ;
નહિ ફેલ મધ્યે ફસે તે ફરીને, દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૬
ન પ્હોચે હમેશાં પુરૂં હોય પહલું, કદી કાળ કાંઇ થકી જાય કહ્યું;
નિભે તોય ભંડાર વિદ્યા ભરીને, દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૭
સુવિદ્યાથી સંતોષને સુખ પામે, સુવિદ્યાર્થી સારી સદા કીર્તિ જામે;
સુવિદ્યા થકી ધૈર્ય રાખે ધરીને, દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૮
સુવિદ્યા સખીની પડે સુખ આપે, સુવિદ્યા કુમારી તણાં કષ્ટ કાપે;
સુવિદ્યાથી સંભાળી દેખે ડરીને, દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૯
ભણેલી ભલી ભાત ચાલે સંભાળી, ભણેલી ગણાશે સદા સદ્દગુણાળી;
સુખે સંપને રાખશે સંઘરીને, દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૧૦
ભલી ભાત જેણે ન વિદ્યા ભણાવી, પિતા માતને પાપથી પેટ આવી;
અતી શાપ આપે પીડા ઉચરીને, દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૧૧
નહિ જે ભણી તે નકી નેણહીણી, સતી સદ્દગુણો તે શકે કેમ વીણી;
અરે એજ માટે અતી આદરીને, દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને. ૧૨

### વસંત તિલકા.

વિદ્યા વિનોદ વિભુ વલ્લભતા વધારો,
વેશ્યા વિલાસ વિખવાદ વૃથા વિસારો;
વેગે વળી વિફલ વૈર વિકાર વાળો,
વીર વૃત્તે વિનયથી વધવા વિચારો, ૧૩

ઉપરની બાબતમાં વિચાર કરીએ તો સમજવામાં આવે છે કે, ઘણી હિંદુ જ્ઞાતિઓમાં કન્યાનાં લગ્ન છ, સાત કે આઠ વર્ષની નાની ઉમ્મરમાં કરવામાં આવે છે અને દશ અગર અગિયાર વર્ષ થતાં કે તરત તેને સાસરે જવાની જરૂર પડે છે, એટલે તેની કેળવણી ત્યાંથીજ અટકે છે અરે ! નાની બાળકીઓ ઘર આગળ તોફાન કરે

અને આડી અવળી અથડાઇ કરેછે તેના કરતાં નિશાળે જાય તો સારૂં એવા વિચારથી અથવા ઇનામની લાલચથી તેમનાં માબાપો પોતાની કન્યાઓને નિશાળે મોકલે છે. પણ અમારી પુત્રી ભણી ગણીને ડાહી થાય એવા હેતુથી તો થોડાંજ માબાપો મોકલતાં હશે.

## વિદ્યા મંદિરમાં પ્રવેશ.

અંદરનો ભાવાર્થ સમજ્યા વિના એક આખી લાયબ્રેરીનાં પુસ્તકો જીર્ણાગ્રે કર્યાં હોય તો તે પણ કાંઇ ઉપયોગનાં ગણાય નહિ. ઉપર ઉપરથી કદિપણ સમુદ્રનાં રત્નો મળી શકતાં નથી. તેતો જ્યારે તેની અંદર ઘણે નીચે પ્રવેશ કરીએ તોજ જેમ હાથમાં આવે તેમ વિદ્યા મંદિરની બહાર આસપાસ આંટા દેવાથી કાંઇ વળતું નથી. તે તો જ્યારે અંદર પ્રવેશ થાય ત્યારેજ જીંદગીને સુધારી દેનાર તત્વ વિચારોનો લાભ થાય છે. બહેનો ! જેમ પોપટિઆ જ્ઞાનથી કાંઇ દહાડો વળતો નથી. તેમ અધુરી કેળવણીથી પણ સારૂં પરિણામ આવતું નથી. અરધીપરધી વિદ્યા બહુ ભયંકર છે. આપણા કેટલાક જૂના વૃદ્ધ પુરૂષો ચાલતી કેળવણી ઉપર દોષ મૂકે છે. તેનું આજ કારણ છે. "અલ્પજ્ઞાન તે અતીહાણ" વિચારૂપી ઝરાના સમાગમમાં આવી તેમાં સારી રીતે તૃપ્તિ મેળવવી, અથવાતો એક ટીપું પણ મેળવવું નહિ એ વધારે સારૂં છે. એ ઝરાનો એવો ગુણ છે કે તેમાંથી થોડો ઘુંટડો લેવાથી માથું ફરી જાય છે. અને જેમ જેમ વધારે પીવામાં આવે તેમ તેમ મદ ઉતરતો જાય છે. પ્રખ્યાત મહારાજા યોગિરાજ ભૃતૃહરિએ કહ્યું છે કે—

**यदाकिंचिज्ज्ञोह द्विपइवमदांधः समभवं,**
**तदासर्वज्ञो स्मित्यभवद्वलिप्तंममनः ॥**
**यदाकिंचित्किंचि द्बुधजन सकाशादवगतं**
**तदामूर्खोऽस्मिातिज्वर इवमदोमेव्य पगतः ॥**

**ભાવાર્થ:**—જ્યારે હું થોડું ભણવા શિખ્યો ત્યારે હાથીની પેઠે મદાંધ થઇ ગયો; અને હું સર્વજ્ઞ છું એવી રીતે મારૂં મન ગર્વિષ્ટ થઇ ગયું. પાછળથી જ્યારે પંડિતો પાસેથી કાંઇક કાંઇક વધારે સમજવા લાગ્યો, ત્યારે હું મુર્ખ છું, એવું માલમ પડયું, અને જેમ તાવ ઉતરી જાય તેમ મારો મદ જતો રહ્યો.

માટે આ વ્યવહારમાં શ્રેષ્ઠ સુખનું પાત્ર થવું હોય તો પુરી અને ખરી કેળવણી લેવાની જરૂર છે. સભ્યતા, ઉદારતા, સુજનતા,

ગંભીરતા, ધીરતા, અને સરલતા વીગેરે ઉતમ ગુણો જે માણસને આભૂષણ રૂપ છે, તે વિદ્યા દેવીની સંપૂર્ણ કૃપા વિના કદિ આવતા નથી. તો મારી સ્વદેશી બ્હેનો ! આપણા પોતાના ભલા માટે, આપણા દેશની ખાતર અને આખા સંસારના હિતને માટે તમારે ઉત્તમ શિક્ષણ પદ્ધતિથી કેળવાવું જોઇએ. આ મારી પુનઃ પુનઃ ભલામણ છે.

## કુમારિકા કર્તવ્ય.

કુમારિકાએ હમેશાં પોતાના વડિલો ઉઠે તે વખતજ રાત્રિના પાછલા પ્રહરમાં નિદ્રાનો ત્યાગ કરી જાગ્રત થવું અને ઇશ્વરનું સ્મરણ કરવું. સ્મરણ કરતી વખતે ઇશ્વર પાસે ખરા અંતઃકરણથી એવી માગણી કરવી કે તે આપણને અનીતિના આચરણથી અળગે રાખી, હમેશાં નીતિના સંબંધમાં જોડી રાખે આમ કરવાથી દિલ ઘણું નિર્મળ રહે છે, પાપાચરણના વિચારો એની મેળે અટકી જાય છે, અને સ્વધર્મ ઉપર સદૃઢ આસ્થા બેસે છે. ત્યાર પછી પોતાની વહાલી માતા સાથે ઘરના કામકાજમાં જોડાવું એટલે વાસીદાં વાળવાં, વાસણો અજવાળવાં, વગેરે કાર્યો માતાની આજ્ઞા પ્રમાણે ઘણાં ઉત્સાહથી કરવાં. રસોઇ કરવામાં ચાતુરી મેળવવી તેમજ દાણા સોવા, ઝાટકવા, તેને ઠેકાણે પાડવા, ઘરમાં આડી અવળી રખડતી જણસોને યોગ્ય ગોઠવણથી ગોઠવવી તથા સુંદર રીતે ભરતાં તથા શીવતાં શીખવું. માબાપની આજ્ઞા વગર સ્વેચ્છાનુસાર બહાર ફરવું નહિ અને વખતસર સદ્દગુરૂની સમીપમાં વિદ્યા સંપાદન કરવા માટે પ્રાપ્ત થવું. વળી આપણા આર્ય જનોએ બાળાઓ માટે રમતગમતના તહેવારોના દિવસો મુકરર કરેલા છે, તે તહેવારોમાં કેટલાએક ધર્મનો મર્મ સમાયેલો છે. જેનું રહસ્ય ન જાણતાં ફક્ત ઉન્મત્તાઇ અને ફુલડાઇમાંજ ઘણી બાળિકાઓ પોતાનો અમુલ્ય વખત ગુમાવે છે.

## પુત્રી શિક્ષા.

હે પુત્રી ! હવેથી તું પિતાના ઘરની પુત્રી મટીને સસરાના ઘરની વહુ થવાની છે. માટે એ દશાનું રક્ષણ કરવાને તું હમેશાં સાવધ રહેજે. માણસો હાંસી કરે એવા બાળપણાના ખેલ કરીશ નહિ, કેમકે હવે તારી એવી ચેષ્ટા સાસરીઆંને સંતોષ કારક નહિ થાય. સાસરે ગયા બાદ ઘરના કામકાજમાં ચિત્ત નહિ રાખવાથી તે કામ આગળ જતાં પણ આવડતું નથી. અને ઘરના માણસોની ઇર્ષ્યાને પાત્ર થવું પડે છે. કામ કરવામાં દિલ ચોરવાથી શરીરની જોઇએ તેવી ચલન વલન

શક્તિ અટકતાં શરીરમાં ખરૂં દિલ રાખવાથી તે કામ આવડે છે. ઘરના માણસો પ્રેમ રાખે છે. અને શરીર પણ કસરત થવાથી નીરોગી રહે છે. માટે સાસુ, સસરો, નણંદ, જેઠ તથા દિયર વિગેરે માન્ય જનોને યોગ્ય વર્ત્તણુંકથી વશ કરવાં, પતિની પરિચર્યા કરવામાં સાવધ રહેવું, એટલે રાત્રિના પાછલા પ્રહરમાં પતિ પહેલાં ઉઠી મુખ શુદ્ધિ કરી પથારી ઉપાડી ઘર સાફ કરવું, પછી રસોડાની અંદરના તમામ વાસણો માંજી ચુલાને લીંપી સાફ કરવો, ઘરમાં વપરાતી જણસો જેવાંકે ઘી, તેલ, ધાન્ય. વગેરે તપાસી જવું; ત્યાર બાદ શુદ્ધ જળથી સ્નાન કરી સ્વચ્છ થઇ સાસુ સસરાને નમન કરવું અને તે પછી વસ્ત્રાલંકાર ધારણ કરવા પોતાની વિચક્ષણતા વાપરેલી ઉતમ રસોઇ તૈયાર કરી ઘરનાં માણસોને જમાડવા પતિએ ભોજન કર્યા બાદ પોતે ભોજન કરવું. એ પ્રમાણે સવાર સાંજ ઘરને સાફ કરી રસોઇ કરી ઘરના માણસોને જમાડયા, બાદ પોતે જમવું. પછી શૈયા કરી પતિની સેવામાં સાવધાન થવું.

વળી કુલવાન સ્ત્રીએ મન, વચન, અને કર્મથી પતિની આજ્ઞાનુ પાલન કરવામાં દાસી રૂપ બનવું, ઉંચે સ્વરે, કઠોર તથા અપ્રિય બોલવું નહિ, કોઇની સાથે વાદ કરવો નહિ, ઘરેણાં ઘડાવવાં વગેરેનો કંકાસ કરી, પતિને. કદિ પણ કંટાળો આપવો નહિ, અવિવેક. ક્રોધ, ઇર્ષ્યા તથા ગાંડીલપણાનો ત્યાગ કરવો, પારકી નિંદા કરવી નહિ, ઇશ્વરપર આસ્થા રાખવી, સાહસ, ચોરી, અહંકાર અને વિષયોમાં ફસાવું નહિ, પતિને પ્રેમ મધુર ભાષણ અને અનુકૂળ આચરણોથી વશ કરવો, કેમકે પતિ સમાન પાલન કરનાર તથા પ્રેમ રાખનાર આ દુનિયામાં બીજું કોઇપણ સગું નથી. માટે જ્યારે પોતાનો પતિ પરદેશ ગયો હોય ત્યારે સુંદર શૃંગારો કે જે ફક્ત પતિનુ ચિત્ત પ્રસન્ન કરવાને માટેજ છે તેનો ત્યાગ કરવો.

કહ્યું છે કે—

**क्रीडां शरीर संस्कार समाजोत्सव दर्शनम् ।**
**हास्यं परगृहेयानं त्यजे त्प्रोषित भर्तृका ॥**

ભાવાર્થઃ—જેનો પતિ પરદેશ ગયો હોય એવી સ્ત્રીએ ક્રીડા, શરીરપર સજવાના શૃંગાર, મિલાવડાની ધામધુમ જોવાની ઇચ્છા, હાસ્ય તથા પારકે ઘેર જવાનો ત્યાગ કરવો જ્યારે પતિ પરદેશથી આવે ત્યારે શૃંગારો ધારણ કરવા અને અંતઃકરણમાં આનંદ રાખ-

વો; ગુરૂજનને નમન કરી પોતાની પાસે એકાંતમાં આવેલા પતિનો સત્કાર કરી તેનું કુશળ પુછવું. પતિ બહાર ગયો હોય અને ત્યાંથી ઘરમાં આવે એ વખત ઉઠી ઉભા થવું. તેના ચરણ સામી નજર રાખી નમ્રતાથી બોલવું અને ટુંકામાં તેના વિરૂદ્ધ કોઇપણ કાર્ય કરવાની ઇચ્છા રાખવી નહિ. પતિ ભલે ગરીબ હોય અગર શ્રીમાન હોય, મૂર્ખ હોય, અથવા વિદ્વાન હોય અને પાપી હોય કે પવિત્ર હોય તોપણ તેને પરમેશ્વર માની અનુકૂળ પણે વર્ત્તનારી સ્ત્રી આ લોક અને પરલોકનાં સુખ ભોગવનારી થાય છે.

વહાલી દીકરી ! સારા આચરણવાળી સ્ત્રી કુલીન ગણાય છે, અન્યથા આચરણ કરનારી પુત્રી પોતાનાં માવતરની આબરૂને કલંક લગાડે છે, તથા પોતાની અપકીર્તિ કરાવે છે. માટે રસ્તામાં તેમજ એકાંતમાં કોઇ પરપુરૂષ સામે દૃષ્ટિ પણ કરવી નહિ તો પછી વાતચિત ન કરવી એમાં તો શુંજ કહેવું ! પરપુરૂષ પાસે ઉભવાથી અથવા કંઇપણ બોલવાથી જોનારાં મરજી મુજબ ગોઠવણ કરી વાતો ચલાવે છે. અને તેની ખબર પડતાં પતિના મનમાં પણ ખોટી શંકા આવે છે તેથી દંપતીના સ્નેહનો ભંગથવાનો સંભવ રહેછે.

પતિ એ સ્ત્રીનું જીવન છે, તેની તથા તેનાં નિકટ સગાંઓની આજ્ઞાનું કદિપણ ઉલ્લંઘન કરવુંજ નહિં. જેઠાણીને વડિલ ગણી તેનું માન જાળવવું અને દેરાણીને સખી સમાન ગણી તેના પર હમેશ પ્રેમ રાખવો, સાસરીઆમાંથી કોઈ માવતર તરફનું વાંકુંચુકું બોલે તો તે મુંગે મોહોડે સહન કરવું એટલુંજ નહિં . પણ તે બાબતનો જરા પણ રોષ રાખવો નહિ અને કોઇ વખત તે વાત પાછી જણાવવી નહિં. ઘરમાં કોઇ છાની વાત કરતાં હોય તો પાસેના ઘરમાં ગુપ્ત રીતે રહી તે સાંભળવી નહિં. અને બની શકે તો તે બાબત પર બિલકુલ ધ્યાન નહિં આપતાં બીજા કામમાં વળગવું; વિનાકારણ વચમાં બોલી ઉઠવું નહિ, બોલવાની ખાસ જરૂર જણાય તો વિનય સહિત ટુંકામાં ઘણા સારવાળાં કોમળ વચનો બોલવાં. તમામ સંબંધીઓ સાથે મર્યાદા અને સલાહ સંપથી વર્ત્તવું. વિવાહ વગેરે ઉત્સવોની અંદર બેગમાં આવી ઉચ્છૃંખલ થઇ ફરવું નહિં, પોતાના ઘરમાં જે સુખ હોય તેમાંજ સંતોષ માનવો, પારકું સુખ જોઇ તેની અદેખાઇ કરવી નહિ. તથા પ્રાણ જતાં પણ પોતાનું શિળવ્રત તોડવું નહિ. સાસરીઆમાં સ્ત્રીએ કેવી રીતે વર્તવું તે વિષે કહ્યું છે કે

शुश्रूषस्व गुरुन्कुरु प्रियसखी वृत्तिं सपत्नीजने
भर्तुर्विप्रकृतापि रोषण तया मास्म प्रतीपं गमः।
भूयिष्ठं भव दक્षिणा परिजने भाग्येष्वनुत्सेकिनी
यांत्येवं गृहिणीपदं युवतयो वामाः कुलस्याधयः॥

"તું સાસુ સસરાની સેવા કરજે, શોકયોની સાથે પ્રિય સખી સરખી વર્તણુક ચલાવજે કોઇ વખત પતિ તારૂં અપમાન કરે તો પણ તેથી ઉલટી ચાલીશ નહિ, નોકર ચાકર સાથે ઘણી ભલમનસાઇથી વર્તજે અને ચડતિમાં ગર્વ કરીશ નહિ. આમ કરવાથી સ્ત્રીઓ ગૃહિણી એવા મોટા ઇલકાબને લાયક થાય છે અને તેથી ઉલટી રીતે ચાલનારી સ્ત્રીઓ કુલની આધીરૂપ ગણાય છે." કોઇ અવશ્યના કારણસર બહાર જવાની જરૂર જણાય તો સાસુની આજ્ઞા માગી જવું, તે ન હોય તો પતિની આજ્ઞા માગવી અને પતિ પણ હાજર ન હોયતો ઘરમાં જે હોય તેને સૂચના કરી સમર્યાદ રીતે બહાર નીકળવું. ત્યાં જેને ઘેર જવું હોય તેના ઘરમાં જો કોઇ બાઇ માણસ ન હોય અને ફક્ત પુરૂષોજ હોયતો કદિપણ અંદર જવું નહિ. એકલા પુરૂષના ઘરમાં પ્રવેશ કરવાથી ભલે તે પિયર તરફનો સગો હોય તોપણ અન્ય માણસો અધમ શંકા લઇ આબરૂને હીણપ આપેછે. નાનાં નણંદ અને દિયેર પોતાથી ગમે તેટલી ઉમ્મરે નાનાં હોય તોપણ તેને કોઈ વખત તોછડાં નાગથી બોલાવવાં નહિ. તોછડાઇ વાપરનાર સ્ત્રીનાં પિયરમાં તોછડી રીતભાત ચાલતી હશે. એમ સાસરીઆં અનુમાન કરેછે. સાસુ વગેરે વડિલ સ્ત્રીઓની આજ્ઞા પ્રમાણે વર્તવામાં જરાપણ આનાકાની કરીજ નહિ. કદાચ તેમની આજ્ઞા નુકશાન કારક જણાય તો તેમને માઠું ન લાગે અને આપણા બોલવાને અવિનય ભરેલું કોઇપણ રીતે ન સમજે તેમ મોટી નણંદ અગર જેઠાણી કે એવાંજ કોઈ વડિલ મારફત પોતાનો વિચાર નમ્રતા સહિત જણાવવો, અથવા ટુંકામાં વિનય સહિત તેમને પોતાનો વિચાર પ્રત્યક્ષ જણાવવો, પણ ઉતાવળાં થઇ આજ્ઞા કરનાર વડિલનું અપમાન થાય એમ તમે આ ભૂલ કરીછે" એવા શબ્દો બોલી, મૂર્ખાઇ ઉઘાડી પાડવી નહિ. એમ કરવા છતાં પણ જો આપણો તુચ્છકાર કરી કહાડે તો સહન કરીજવું. તેવિષે દિલમાં જરાપણ રીસ કરવી નહિ; કારણ કે આપણે જેને નુકશાન કારક સમજ્યાં તે નુકશાન કારક અને આપણે જેને ફાયદા કારક સમજ્યાં તે

ફાયદા કારક હોયજ એવો કંઇ નિયમ નથી. માટે વડિલોએ સમજી-
ને કહ્યું હશે. તે કહેવા ઠેકાણે છે, ને આપણે માનવા ઠેકાણે છીએ
એમ મનને વાળવું તેમાંજ મોટાઇ છે. પરંતુ હું મોટા બાપની દી-
કરી તેને કંઇપણ કેમ કહેવાય? આવો ગર્વ કરનારી સ્ત્રી કદીપણ
કુલીન ગણાતી નથી. દુષ્ટ સ્વભાવની સાસુ તથા નણંદ હોય તોપણ
તેનો જુલમ મુંગે મ્હોડે સહન કરવામાં જેટલું ડહાપણ છે. તેટલું
તેમની સાથે વિશેષ ક્લેશ કરવામાં ડહાપણ કદીપણ ગણાતું નથી.
એક બે વખત જો સહન કરી ગયા હોઇએ અને તેનો અનાદર
છતાં પણ અનુકૂળ રીતે વર્ત્યા હોઇએ તો તેજ પાછાં ઠેકાણે આ-
વેછે. આથી ઉલટું એટલે પતિને આડું અવળું સમજાવવાને પ્રયત્ન
કરી તેમના વિરૂદ્ધ આચરણ કરવાથી હમેશ કંકાસ થયા કરેછે, ને
આખરે ઘરફજેતી ને ફાળકે ચડેછે. ઘરની છાની બાબતોનો ક્યાંયે
પણ પ્રકાશ કરવો નહિ. તેમજ ઝાઝું હસવાની ટેવ કદીપણ રાખવી
નહિ. છેવટમાં હે પુત્રિ? સાસરે જઇ મર્યાદા, વિવેક અને અનુકૂળ
આચરણોથી સાસરીઆંઓને વશ કરવામાં તારી ખરી શોભા સમ-
જજે આ પ્રમાણેં જોતું વર્ત્તીશ તો આ લોકમાં કીર્તિ અને પરલો-
કમાં ઉત્તમ સુખ પામીશ તથા અમારી આબરૂને વધારનારી થઈ પડીશ.

( અષ્ટચોકા, ત્રિતાલ. )

## શીક્ષાસૂત્ર.

સાંભળ, સાસરે વાસ કર્યાનાં, સૂત્ર પરમ મર્માળાંરે;
અક્ષરે અક્ષર અંતર કોતરી, રાખજે કામણ બાળારે.
કામ કઠણ બહુ કરવાં પોતીકાં, જે છે છેક પરાયાંરે;
એવું કરવું તો ઇશ્વર હાથે, પણ આપણે થવું ડાહ્યારે. સાંભળ૦ ૧
પ્રેમ વિના પર પ્રેમ પમાય ન, કેમે કરી કો કાળેરે;
માટે પ્રથમ તો આપ અંતર ભર, શ્વશુર પક્ષપર વ્હાલેરે. સાંભળ૦ ૨
શ્વશુર પક્ષ છે પક્ષજ તારો, વિચારી જો ચિત્ત માંહી રે!
જે કુળ ઉપની ઉછરી હેતે, ત્યાં તો થઇ તું પરાઇ રે. સાંભળ૦ ૩
ઘર તો સારકુંજ હવે તુંજ, આ તો પિયર સૌ કહે છે રે;
ભાઇ ભોજાઈ આપે રીઝી જે, બાપડી બે'ન તે લેછે રે! સાંભળ૦ ૪
હક હિયાંથી ઉડયો, બેકો ત્યાં! કઠણ વચન આ કહેતાં રે;
હૈયું મારૂં ઉથલાઇ જાએ, આંખે આંસુ વહેતાં રે, સાંભળ૦ ૫
પરઘરનું ધન પુત્રી કહાવે, સાચું આજ મેં માણ્યું રે!

સુખ દેખીશ હવે હું જ્યારે તેં; સાચું સરળ એ જાણ્યું રે ? સાંભળ૦ ૬
જાણી શ્વશુર કુળજ તારૂં ! રહેજે રોજ તે રૂખે રે;
તેની શોભા એ શોભા તારી, સુખે સુખ, દુઃખ દુઃખે રે. સાંભળ૦ ૭
"પિયર પનોતું રાખો પ્રભુ, પણ, સાસરૂં તો ઘર મારૂં રે,"
એમ વિચારી મનસા વાચા ! કર્મણા, કર તે પ્યારૂં રે. સાંભળ૦ ૮
પ્રેમે પોતીકું એમ ગણ્યું કે, સહેજે પોતીકું થાશે રે;
સાસુ, નણંદ, વર, દીયર. સસરો, સર્વે ચિત્તથી ચા'શે રે. સાંભળ૦ ૯
વખતે વચન કડવાં કહે, તોપણ, વિનય ન તજવો તારે; રે
"વનો વેરીને વશ કરેછે," મંત્ર એ મોઘો ભારે રે. સાંભળ૦ ૧૦
"કામ કર્યાં તેને કામણ કીધાં" એ કહેવત છે સાચી રે;
દોરાચીઠી ને છુમંતરની, કથની કપટી કાચી રે ! સાંભળ૦ ૧૧
વિનય, વિવેક, ને વા'લ વધારી, ધારી ધીરજ, કરી કામો રે;
સદા સુઘડતા, સદગુણ ગ્રહીને, નવલ સુતા સુખ પામો રે. સાંભળ૦ ૧૨

## ગરબી. (રાગ ઉપર પ્રમાણે.)

શાણાં, સુઘડ, સદગુણી, બની, બેની, સાસરે સુખીયાં થાજો રે !
સંસારે સૌ સ્ત્રી કર્ત્તવ્યો, કરી પરમ પદ પાજો રે શાણાં૦ ૧
છ'ર મિજાજ તો ત્યાગજ કરવો, જો સાસરીએ રહેવું રે !
શા'ણપણે સૌ સાથે બોલવું, ચાલવું, લેવું, દેવું રે. શાણાં૦ ૨
મધુર વચન, છે મુખથી મીઠાં, જન મન રંજનકારી રે,
નારિનું ભૂષણ—નારિજ નહિ જે, નમ્રપણું ન ધરનારી રે. શાણાં૦ ૩
સ્વજન, પરજન, દાસ, દાસીશું, વદવું વિધિ વિવેકે રે;
સૌ સાથે સૌ લાયક ચાલવું, મા'લવું મારગ સીત્રેરે. શાણાં૦ ૪
વણ કહે મન વર્ત્તી વરતવું, સાસરે સૌ અનુસરતું રે;
પિયુ રંજનપર તો મન નિશદિન ખતે અખંડજ ધરવું રે, શાણાં૦ ૫
પ્રેમે પિયુ મન રંજન કરવું, માનિનીનો ધર્મ એ મોટો રે;
ચાર પદારથ એથી પમાયે, અન્ય ઉપાય તે ખોટો રે. શાણાં૦ ૬
સ્વામી સંબંધે શ્વશુર પક્ષની, સેવા કરવી સુરીતે રે,
માત પીતા સમ સાસુ સસરા, માનવા મનથી નિત્યે રે. શાણાં૦ ૭
પોતાનુંજ ઘર હવે થયું જે, તે તો સંભાળવું ભાવે રે;
ઘર ગોઠવણી તો ગોરીનો, ગરવો ધર્મજ કહાવે રે. શાણાં૦ ૮
રાત દિવસ મર્યા મરે મરદ, જો, કરતા ઘરમાં કમાણી રે;
આણી કમાણી ન વાપરી જાણી. બાયડી નહી તેં ભુંડાણીરે. શાણી૦ ૯
શાણી સુઘડ સ્ત્રી રોજ કરે છે રૂડી વ્યવસ્થા ઘરની રે;

કરકસર કરે, રહે સો સરસી, શોભા વધારે વરની રે. શાણું૦ ૧૦
ઘર જોઇ ઘરઘણીયાણીનું, મૂલ્ય કરે સૌ કોઇ રે;
જો ઘરમાં ગંદવાડો દેખે, કહે "ફુઅડ, ફટ! મોઇ રે" શાણું૦ ૧૧
સુઘડનાં ઘરબાર, ને ઓરડા, આરસ જેવા રૂપાળાં રે;
સદા સુઘડ રહે સુઘડ સુંદરી, રાખી સુઘડ બાળ બાળા રે. શાણું ૧૨
બાળકની સંભાળ કેળવણી, સ્ત્રીનો ધર્મ એ ત્રીજો રે;
ત્રણે ધર્મ સરસ ને સરળ એ, પાળ્યા, તો પ્રભુ રીઝયો રે, શાણું૦૧૩
પ્રભુને પ્રાર્થનાથી પ્યારાં, કર્તવ્ય કર્મો કરવાં રે.
જપ તપ વ્રત ઉપવાસ મૂકી પણ, પ્રેમે પતિવ્રત ધરવાં રે. શાણું ૧૪
પતિવ્રતા પતિને અનુસરતી, હીંડે હરખડી હેતે રે;
તેની મરજી તેજ એની મરજી, જીવનદોરી તે છે રે. શાણું૦ ૧૫
પ્રાણથી પ્યારો ગણી પિયુને, અનન્ય ભક્તિ કરતી રે;
દુર્જન દુષ્ટને દેખીજ દૂરથી, આઘી એ ઓસરતી રે. શાણું૦ ૧૬
નિર્જન વન, ને નિર્ધનતામાં, રહે પિયુ પાસજ હરખે રે,
સ્વામી વિના નહિ સ્વર્ગ સોહાએ સ્વામી સંગે સુખી નરકે રે શાણું ૧૭
સતી પતિથી છુટી પડે નહિ, છાયાવત ગત એની રે;
પતિવ્રતાનું પરમ તત્વ છે, પતિજ, સાંભળ બેની રે. શાણું૦ ૧૮
બેની! પતિવ્રત ધારી ધીરજથી, કુળની કીર્તિ વધારી રે;
વિશ્વંભરનો રાખી ભરોસો, રહેજે, ઓ બેટી, તું મારી રે. શાણું ૧૯
સુખી સદા તું હોજે ઉભય સ્થળ! કર મંગળ! લાડઘેલી રે!
માની કુખ વખણાવજે વાલી, માની નવલ શીખ લેલી રે. શાણું ૨૦

માવતરનો ધર્મ છે કે પોતાની પુત્રીનું દરેક બાબતમાં હિત ઇચ્છવું જોઇએ. જેને બદલે કેટલાંક અધમ માવતર તેનો વિક્રય કરી પુત્રીનો સ્વાર્થ બગાડવાની સાથે પોતાનો નીચ સ્વાર્થ સાધવા ચૂકતાં નથી, જેથી બિચારી પુત્રીનો આખો ભવ બગડે છે. આમ દિકરીના દોકડા લઇ પોતાનું પેટ ભરનારાં માવતરને માટે એ શબ્દો બોલવા ઉચિત ધાર્યું છું.

## કન્યાવિક્રય યાને દીકરીના દોકડા.

હાલ ઘણી નાતોમાં કન્યાવિક્રયનો ચાલ પેઠેલો છે. ગુજરાત અને કાઠીયાવાડમાં કેટલેક ઠેકાણે વરવિક્રય પણ થાય છે. પરંતુ તે વિષે બોલવું મુલતવી રાખી વિશેષ ફેલાયલા કન્યા વેચવાના બુરા રિવાજ વિષે થોડા એક વિચારો જણાવુંછું જે જ્ઞાતિમાં દીકરીના દોકડા લેવાનો ચાલ છે તેવી જ્ઞાતિના માણસો અથવા જે નીચ મા-

જુસો હરામના પૈસા ખાવા શીખ્યા છે. તેઓ પોતાને ઘેર દીકરી આવવી એક એકટી હુંડી પાકી એવું સમજે છે, અને દીકરીને ઉછેરી મોટી કરીને, બજારમાં કેટલાક લીલામ કરનાર માણસ જેમ પોતાની ચીજના વધુ પૈસા આપનારને તે ચીજ આપે છે તેમજ અથવા ગુલામોના વ્યાપારની માફક તે દીકરીને વેચે છે. ધર્મ શાસ્ત્ર પ્રમાણે, પણ આ રીવાજ દુનીયાને ઘણો નુકસાન કર્તા છે; કારણ કે પુત્રીના પૈસા પ્રાપ્ત થવાથી તેનો પિતા ઉદ્યોગ વગરનો આળસુ થઇ જાય છે. તેથી તેટલો દુનિયાંની દોલતમાં ઘટારો થાય છે. વળી આવા માણસના કબજામાં તે પૈસો રહેતો નથી; કેમકે તેણે જેમ પુત્રીને વેચીને પૈસા લીધા તેમ તેના પુત્રને કન્યા આપવા માટે બીજો માણસ તેની પાસેથી પૈસા પડાવે એટલે "દુધનું દુધમાં અને પાણીનું પાણીમાં જાય છે" હરામ દાનતથી મેળવેલા અણ હકના પૈસા બીજા હકથી મેળવેલા પૈસાને પણ તાણી જાય છે. કન્યા વિક્રય કરીને મેળવેલો પૈસો પરિણામમાં હાનિકારક થઇ પડે છે આપણા ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કે—

अधर्मो पार्जितं द्रव्यं, दश वर्षाणि तिष्ठति ।
प्राप्ते चैकादशे वर्षे समूलंच विनश्यति ॥

ભાવાર્થઃ—અધર્મથી મેળવેલું ધન ઘણામાં ઘણું નવ વર્ષ સુધી રહે છે અને દશમું વર્ષ આવે છે ત્યારે સમૂળ નાશ પામે છે એટલે "મુળીઆને પણ તાણતી જાય છે"

છપ્પો.

લે દીકરીના દામ, ઠામ રહેવાનો તેને
દુઃખ ટળીને સૂખ, કહોજી મળ્યું છે કે ને ?
રક્ત લક્ષ્મી છે એજ, તેજ ઘરમાં ના વ્યાપે;
કરે કુળનો નાશ, હળા હળ કુમતી થાપે.
ચામનો દામ ઉપજાવીને, તુર્ત તો ખુશી થાય છે;
(પણ) વિક્રય ધન આવ્યા પછી, હોય તેઙ પણ જાય છે.

કન્યાવિક્રયનું પાપી કામ કરનારાને, પરમેશ્વર શિક્ષા બદલ અવળી બુદ્ધિ આપે છે. હરામના પૈસા મળ્યાથી મોહાંધ થઈ જાણે છે કે આપણને હવે શી ફીકર છે. ધંધો નહીં કરીયે તોપણ હરકત નથી. એવા એવા તુરંગ લાવી સારો ધંધો કરવાની દરકાર રાખતા નથી અને આવેલા પૈસા બેઠાં બેઠાં અયોગ્ય રીતે વાપરી ખાઇ જાય છે. અથવા હરેક પ્રકારનું નુકશાન લાગે છે.

કન્યાનાં લગ્ન કરતી વખતે તેના માબાપ લગ્નનું સારૂં મુહુર્ત જોવરાવે છે તે એટલા સારૂ કે પરણ્યા પછી સાસરીઆમાં અમારી દીકરી સુખી થાય પણ તેની સાથે તેમણે એવો વિચાર કરવો જોઇએ કે જમાઇના ઘરમાં જો સંપત્તિ હશે તો દીકરી સુખી થશે, પરંતુ આમ વિચાર ન કરતાં દીકરીનું ઘર પ્રથમથીજ લૂટી લઇ તેના સુખની આશા રાખવી એ મૃગ તૃષ્ણાના જળમાંથી તરસ છીપાવવાની આશા બરોબર છે. દુઃખનું મુહુર્ત તો પહેલાંથીજ કરેલું છે માટે સુખની આશા રાખવી ફોગટ છે કન્યા વેચીને કન્યાદાન દેવા બેસવું એ પણ મિથ્યા દંભ છે. આમ કરવાથી સાસરીઆમાં સાસુ, નણંદ અને પતિના મેહેણાના મારથી દીકરી પોતાના પૈસા લેનાર માબાપને શાપ આપે છે. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર આ પ્રમાણે મુખ્ય રીતે ગણાતી ચાર જાતોમાં બ્રાહ્મણ ધર્મ બોધક અને ધર્મ રક્ષક છે તે પોતાની જાતિમાં આવો રીવાજ ચલાવે તો તેને ધર્મ રક્ષકને બદલે ધર્મ ભક્ષક એવું વિશેષણ આપવું જોઇએ.

કેટલાંક માબાપો પોતાની પુત્રીઓને પૈસાને લોભે પંદર પંદર વીશ વીશ વર્ષની કરેછે. એટલુંજ નહિ પણ એક ઠેકાણે કરેલું કન્યાનું વેવિશાળ તોડી બીજે ઠેકાણે કરેછે. તેથી પ્રથમ પરણવાની આશાવાળા માણસને માથું કાપી લેવા જેવું થાયછે. વેપાર,નોકરી અને મજુરી વગેરે અનેક ધંધાઓ કરવાની શાસ્ત્રમાં છુટ આપી છે જેમાં કન્યાવિક્રયનો ધંધો ક્યાંયગણિ બતાવ્યો નથી, પુત્રીના પૈસા લેવાના બુરા ચાલથી ઘણા ગરીબ પુરૂષો કુંવારાજ નિરંશ ગુજરી જાય છે. માટે દરેક નાતના આગેવાનોએ આ હાનિકારક ચાલ જેમ બને તેમ વેહેલો બંધ પાડવો જોઇએ રૂઢીના મૂળ જેમ જેમ ઉંડાં પેસતાં ગયાં તેમ તેમ તેમાંથી નવા નવા ફાંટાઓ જોસ બંધ ફુટવા લાગ્યા. વિદ્યા કળાના અભાવથી જ્યારે ગુજરાન ચલાવવાની ગમ ન પડી ત્યારે તેઓએ પૈસા સંપાદન કરવા અધમ રસ્તા શોધવા લાગ્યા સ્વાર્થ સમીપ યોગ્યાયોગ્ય વિચાર ઘડીભર પણ ટકી શકતો નથી માવતર પોતાનાં બાળકો સુદ્ધાંતનો ભવ બગાડીને પણ સ્વાર્થ સાધવામાં સાવધાન થાય છે. આગળના વખતમાં આર્ય લોકો પોતાની પ્રિયપુત્રીનું પાત્ર જોઇ તુલસી પત્રે દાન કરતા. તેના કેટલા એક વંશજો આજે તેનો વિક્રય કરે છે, એટલે કન્યાનું મુલ્ય મળતાં તેને પાત્ર કુપાત્ર ગમે તેના હાથમાં સોંપી દેછે; પછી પોતાની પુત્રી પૈસા આપનારના હાથમાં સુખી થાઓ કે દુઃખી થાઓ અને સાસરીઆમાં ગમે તેવાં

એહેણાં ખાતી દબાઇ રહો તેની તેમને કશી દરકાર હોતી નથી. આવા દિકરીઓના દોકડાઓથી દમામ રાખનારાઓ દુષ્ટજનો માટે એટલા તિરસ્કારનાં વચનો બોલીયે તેટલાં થોડાજ છે.

## ધર્મ શાસ્ત્રો કન્યાવિક્રયને માટે શું કહે છે?

**हृदयं भक्षति माता पितरःशिर एवच ।**
**बांधवाः पाणिपाशौ च, रुधिरं स्वितरे जनाः ॥**

જે કન્યા દ્રવ્ય લેછે. તે માતા કન્યાનું કાળજું ખાય છે, બાપ (કાકા વગેરે) માથું ખાયછે; ભાઇઓ તેના હાથ પગ ખાય છે, અને એવા લગ્નમાં જે માંડવે જમવા રમવા જાયછે તે કન્યાનું રૂધિર પિયેછે?? હર હર? સંજ્જનો કન્યાવિક્રય કરનાર દુષ્ટ મનુષ્યનું સંસારનાં મોઢું પણ જોવું નહીં. ધર્મની લાગણી વાળાએ તેના ઘરનું અન્ન પણ જમવું નહીં, અને લેતો તેપણ તેના સંસર્ગથી પાપનો ભાગીઓ થાય.

**अल्पेनापि हिशुल्के न पिता कन्यां ददातियः ।**
**रौरवं बहुवर्षाणि, पुरिषं मूत्र मश्नु ते ॥**

કન્યાનો બાપ કન્યા આપવા બદલ થોડા પણ પૈસા લેતો ઘણાં વર્ષ સુધી રૌરવ નામના નર્કમાં પડે છે. અને ત્યાં રહ્યો રહ્યો મળ મૂત્ર ભક્ષણ કરે છે.

**माता नास्ति पिता नास्ति, नास्ति बंधु सहोदराः ।**
**त्रयस्ते नरकं यांति, कृत्वा दुहितृ विक्रयं. ॥**

જે કન્યાવિક્રય કરેછે, તે માતા માતા નહી, પિતા પિતા નહી, ભાઇ ભાઇ નહી, અને કુટુંબીઓ કુટુંબી નહી, તે સર્વે નર્કમાં ભોગવનારાં થાયછે. જો માતા પિતા ભાઇઓ ને કુટુંબીઓ કન્યાની સાથે ખરૂં સગપણ ધરાવતા હોયતો તેને પશુની માફક વેચી દુઃખ દરીયામાં નેહેતી મૂકત નહી. પણ તે માત્ર પૈસાનાંજ સગાં સમજવાં વળી સૂત્ર ગ્રંથમાં લખે છે કેઃ—

"ધન લેઇ કન્યાને બીજાને ઘેર આપવામાં જે મનુષ્ય દલાલી કરે છે, તેને પણ ગોહત્યાદિ મહા પાપ લાગે છે, તો પૈસા લેઇને દીકરી પરણાવનાર મહા પાપનો ભોક્તા થાયછે, એવું કેમ ન ગણી શકાય!

**भक्षितं चाणुमात्रं यत्, कन्याविक्रयजं धनम् ।**
**सकुलंतं गृहीतारं नरकं नयाति ध्रुवम् ॥**

કન્યાવિક્રયથી મળેલું ધન કીંચિત્ માત્ર પણ જે કોઇ ભક્ષણ કરે છે, તે પોતાના કુટુંબ સહિત નિશ્ચય નરકે જાય છે.

**कन्यावित्तं गृहेद्योवै, नरके निवसे चिरम् ।**
**तदुत्पन्नं फलं मुक्त्वा, पुनश्चांडालतां व्रजेत् ॥**

દીકરીના પૈસા ઉપજાવનાર ઘણા કાળ સુધી નર્કમાં પડે છે; અને ત્યાં મહાપાપ ભોગવ્યા પછી ચંડાળને ઘેર જન્મ ધારણ કરે છે.

**आमिषं चर्मजं वारि, अमिषं प्रेतभोजनं ।**
**आमिषं शूद्र शेषान्नं, कन्याद्रव्यं तथा मिषं ॥**

ચામડામાં ભરેલું પાણી પીવું. તથા પ્રેતાન્નનું ભક્ષણ કરવું, તથા શુદ્રનું ઉચ્છિષ્ટ અન્ન ખાવું, એ બધું માંસ ખાવા બરોબર છે, તેજ પ્રમાણે દીકરીનો પૈસો ઉપજાવી ખાવો, એ પણ માંસ ભક્ષણ બરોબર છે.

**कन्यावित्तेन जीवंतिये नराः पापमोहिताः।**
**ते नरा नरकं यान्ति, यावदा भूतसंप्लवम्**
**तस्मात्सर्व प्रयत्नेन, नग्राह्य कन्यका धनम् ॥**

જે પાપી પુરૂષો કન્યાના પૈસા ઉપજાવી પેટ ભરે છે; તેવા પાપીઓ પ્રલય કાળ સુધી નર્કમાં દુઃખ ભોગવે છે.

## વૃદ્ધ પતિ સાથે પરણાવેલી પુત્રીએ પોતાના પિતાને આપેલો શાપ.

### ગરબી

ઓ દુષ્ટ પિતા, દીકરી વેચિને ધન લેવાનું ધારમાં
દેઈ ડોસાને, રંડાપો આપ્યો તેં કન્યા દાનમાં; —ટેક.
તને રૂંએ રૂંએ કીડા પડશે, તારિ છાતિપર જમડા ચડશે:
ધગ ધગતા ખીલા ધાબડશે, ઓ દુષ્ટ પિતા,
તારાં ગાત્ર ગળત કોઢે ગળશે, ઘરમાંથિ ખાવાનું ટળશે
વાવેલાં વિષ વૃક્ષો ફળશે; —ઓ દુષ્ટ પિતા
કોઇ બડદ બિજું ન મળ્યું તુજને, જે ઘરમાં ખાખર દીધ ખણે;
તને સાંભળ દુનિયાં આંખ દુણે, —ઓ દુષ્ટ પિતા;
તારા હાથ પગોજ પડવા ભાંગિ, જેથી ઝટ કમાણી આ જાગી;
લે પાપી હવે મૃત્યુ માગી, —ઓ દુષ્ટ પિતા,

તે અંતકાળનો લ્હાવો લીધો, કળયુગમાં કાળો કેર કિધો;
બાપલિયા તું નજરાયે બિધો,—એ દુષ્ટ પિતા.
જો તારૂં પશ્ચાતાપ પણું, ઉર દ્વાર ઉઘડશે એક ક્ષણું;
તો પામીશ પડે દુઃખ ઘણું—એ દુષ્ટ પિતા.
ભર્યે ડોસો ડગલાં ડંડ વડે, થોડું ચાલે ત્યાં થાક ચઢે;
ઓઁડઓડિયાં આવે અથડાઈ પડે.—એ દુષ્ટ પિતા.
એક સાથે કન્યા ચોરી ચડી, જોવા જન મળીઆ તેજ ઘડી;
તારી છાતી ન ફાટી કેમ પડી.—એ દુષ્ટ પિતા.
આ કુરામિ પૈસો નહિં રહેશે, છોકરી છાજીયાં નિત લેશે;
નખોદ જશે શાપો દેશે,—એ દુષ્ટ પિતા.
વિષ પાવું હતું ગળથુથીમાં, કે મરી નહિં શીળી ઓરીમાં;
પણ આ તો સંકટની સીમા.—એ દુષ્ટ પિતા.
મીંઢોળ મડા સાથે બાંધ્યો; શબનો સંબંધ અરે સાંધ્યો,
તે પાપ પાક રાતે રાંધ્યો.—એ દુષ્ટ પિતા.
એ અંધ આરસી શું કરશે, એ રોઇ રોઇ અંતે મરશે;
કાં વાવ કુવામાં જઇ પડશે—એ દુષ્ટ પિતા.
એની શાસ્ત્ર વિષે પાડી છે "ના," જન સુજ્ઞ સાહિદિ છે એના;
આપું ન પુરાવો આધેના—એ દુષ્ટ પિતા.
આ કુલ વધ્યો એ ચાલ અતિ ફરી ગઇ છે માણુસ કેરી મતિ;
જોતાં નથી નીતિ કે અનીત—એ દુષ્ટ પિતા.
ઘરમાંથી ટળ્યું છે ખાવાનું, ત્યારે કાટલું કાઢ્યું કન્યાનું;
કોણ બંધ કરે નહિ કરવાનું—એ દુષ્ટ પિતા.

## બાળલગ્ન અને તેથી થતાં કજોડાં.

### શાર્દુલ વિક્રિડિત.

આવ્યો રાક્ષસ ઉગ્રકાળ ભરતો, હા ! હિંદની ઉપરે,
સંહાર્યા જન સર્વ ધર્મ ધનથી, કો ભાગ્યથી ઉગરે;
મુર્ખા માત પિતા કુલગ્ન કરીને, બાળા અને બાળકો,
આપે ભોગ અનાથ અર્ભક તણો, પુરાં બને પાતકી. ૧
જોડી યોગ્ય જુએ ન મુર્ખ મનથી, કોડે કજોડાં કરે.
આખી ઉમ્મર કલેશ દુઃખ સહિને, અંતે કમોતે મરે;
નાનાં બાળ કુચાલ માંહિ પડિને, દેહે બને દુબળાં,
એવો રાક્ષસ બાળલગ્ન બળથી, હિંદે કરે હુમલા. ૨

થાતાં બાળક વર્ષ પાંચ દશનાં, ત્યાંથી વિવા આદરે,
લેવા લાભ જતાં સમૂળ સુખનો, સંહાર હાથે કરે,
હા ? હા ? હિંદતણા ઘણા અભણ જે, આપે બન્યા ઘાતકી,
આળે બાળક મુખ વિત્ત વયથી, પૂરા બને પાતકી. ૩
કામા કૂડ કરે, ડરે ન હરથી, ના રેમ રાખે જરી,
પાળે જીવ દયા, મયા ન તનુજા, વ્યર્થે કરે વૈખરી;
નાના બાળ તણા કુલગ્ન કરીને, નાખે ઉંડી ખાડમાં,
આખી ઉમ્મરમાં રિબાય નબળાં, દુઃખે બને દામણાં ૪.

**બાળલગ્ન** રૂપ દુષ્ટ રાક્ષસે, આપણા આખા દેશને બંધનમાં લેવાને એક શૃંખલા પસારી છે, જે ઇશ્વરની સરજેલી રસાયન પ્રયોગથી મિશ્રિત કરી અત્યંત કઠણ કરેલી કોઇ પણ ધાતુથી વધારે કઠણ છે; સિંહ અને હાથી જેવા બળવાન પુરૂષો પણ અત્યાર સુધી તેને તોડી નાખવાને સમર્થ થયા નથી; અને સમસ્ત ભારત ભૂમંડલ એ સજ્જડ બેડીના બંધનમાં બંધાઇ રહ્યું છે. આ બળવાન રાક્ષસના રક્ષણ તળે, બીજા કેટલાક નાના દુષ્ટ રાક્ષસો પોતાનું જીવન ચલાવે છે; પરંતુ જો આ એક મુખ્ય રાક્ષસને જડમુળથી નિકંદન કરવામાં આવે, તો પછી બીજું બધું સૈન્ય એની મેળે અસ્તાવ્યસ્ત થઇ નાશ થઇ જશે.

નાનપણમાં લગ્ન થયાથી વહુના ઉપર વરનો જે એક પ્રકારનો અંકુશ અથવા દાબ રહેવાનો અવસરો છે, તે રહી શકતો નથી; તથા વરની તરફ વહુએ જે માનની દૃષ્ટિથી જોવું જોઇએ તે જોવાનું બનતું નથી આ રિવાજે બ્રહ્મચર્ય અવસ્થા રૂપી જે પ્રથમ આશ્રમ કે જેના ઉપર આખા જીવનનો આધાર છે, તેનો તો સમૂળગો નાશજ કરી દીધો છે. એણે તો જો ખરૂં કહીએ તો ગૃહસ્થાશ્રમથીજ જીંદગીની શરૂવાત કરી દીધી છે. અને એના અનિષ્ઠ ફળ આપણને ભોગવવાં પડે છે; તથા આપણી ભવિષ્યની સંતતિને ભોગવવાં પડશે, એ ખુલ્લુંજ છે. વળી આથી દર વર્ષે બાળ વિધવાઓની સંખ્યામાં ઘણોજ વધારો થાય છે. બાળ વિધવા થતી અટકાવવી હોય તો તુરતજ આ રિવાજનો નાશ કરી દો. વળી એક બીજી મહાન્ હાનિ એ થઇ છે કેઃ—"**બાળ લગ્નથી વિદ્યાભ્યાસમાં ખલેલ થાય છે.**" વિદ્યા સંપાદન કરવામા આ દુષ્ટ રિવાજ એક મોટી અડચણ રૂપ થઈ પડે છે. આ હિંસક રિવાજના ભયંકર પંજામાં સપડાઇ જઇને, વિદ્યાર્થી અવસ્થાના અમૂલ્ય વખતનો લાભ લેનારા

તો કોઈ વિરલા પુરૂષોજ જોવામાં આવે છે. બાકી એક બે ત્રણ નહિં પણ ઘણાકોને તો આ લાભ લેવાના વખતથી અવસ્યજ બે નશીબ રહી " અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટની સ્થિતિ ઉપર આવેલા મે જોયા છે. વિદ્યાથી કેટલા લાભ છે, તથા તે વિદ્યા ખરા સુખનું સાધન શી રીતે થઇ પડે છે, તે યથાર્થ રીતે તો ફક્ત વિદ્વાનજ જાણી શકે છે. વિદ્યાથી જે એક અલૌકિક આનંદ થાય છે તે મ્હોઢેથી કહી શકાય એવો નથી. સાકર કેવી ગળી લાગે છે, તે તો ફક્ત સાકર ખાનારજ જાણી શકે છે.

### ભુજંગી છંદ.

હતી જે અતિ પ્રાણથી પુત્રિ પ્યારી, કરે દુઃખિ તેને હવે શત્રુધારી;
પિડા તેનિ પેઠિ ઝરે અશ્રુધારા, તજો ક્રુર આ ચાલ ઓ દેશિ મારા.
નથી ભૂત પીશાચણી એ બિચારી, નથી બાપ દાદા હણી થૈ હત્યારી;
કહો વાંક તેણે કર્યા જે તમારા, તજો ક્રુર આ ચાલ ઓ દેશિ મારા,
ઘણા દુઃખથી તે તજે અન્નપાણી, ગયા રૂપને રંગ અંગે સુકાણી;
તથાપે કરો દુઃખમાં કાં વધારા, બને હાલ બાળા તણા બહુ નઠારા.
પછી દુઃખ જ્યારે શકે ના ખમાઇ, પડે કુપમાં કાં મરે વિષ ખાઇ;
હણી નીજ પુત્રિ બણો છો હત્યારા, તજો ક્રુર આ ચાલ ઓ દેશિમારા,
જુઓ મુખતા કેવી આ દેશિ લોકો, રડો દુખતી આંખમાં મારી ઝોકો;
કહો કેમ આવે પછી દુઃખ આરા, તજો ક્રુર આ ચાલ ઓ દેશિ મારા.

## વરવિક્રય.

એક બાજુથી જ્યારે કન્યાવિક્રય થાય છે ત્યારે બીજી બાજુથી વરવિક્રયનો દુષ્ટ દેખાવ કમકમાટી ઉપજાવે છે. વરનાં માવતર બહોળી કન્યાઓના માવતરો તરફથી આવેલી માગણીઓમાં જે વધારે પૈસા આપવાનું કબુલ કરે છે તેમને ત્યાં પોતાના પુત્રનો વિવાહ કરવાનું સ્વિકારે છે. આમ કુળના મહિમાથી વિના મેહેનતે પૈસા આવતા જોઇ વર પોતે ઉડાઉ પ્રકૃતિનો થઇ જાય છે. એટલે પરણ્યા પછી પૈસાનો થોડા મુદ્દતમાં નાશ થતાં પોતાની સ્ત્રીને તેના માવતરથી પૈસા લાવવાનું કહે છે. જો તે ન લાવેતો વર રાજા બીજે ઠેકાણે પરણી પૈસા પેદા કરે છે અને પ્રથમ પરણેલ સ્ત્રીનો ભવ બગાડે છે. આમ કન્યાના માવતરોની મૂર્ખાઇને લીધે થયેલા વરવિક્રયના ધારાથી તેવા વર પાછળ એકથી વધારે સ્ત્રીઓ ભયંકર દુઃખ પામે છે. માટે તેમણે હવે તેવાં કુળપર મોહ નહિં રાખતાં ભલે

સાધારણ કુળનો પણ વિદ્વાન, શાહાણો, શક્તિમાન, અને પોતાની પુત્રીને પસંદ કરનાર તથા કન્યાએ સ્વભાવ વગેરેની પરિક્ષા કરી પસંદ કર્યો હોય તેનો વર શોધી પોતાની પુત્રીને પરણાવવી ઘટે છે.

## કન્યાદાન

કન્યા લગ્ન લાયક ઉમ્મરની નહિં છતાં પણ વંશ મર્યાદામાં સારા સુંદર પોતાની ન્યાતના વરને શાસ્ત્રોક્ત વિધાન પ્રમાણે સંપ્રદાય કરવી જોઇએ. કન્યા ઋતુમતી થઇને મૃત્યુ સુધી પિતાના ઘરમાં રહે તથાપિ કદી પણ તેને (નિરગુણ વરને) સંપ્રદાન કરવી નહિ. કુમારીએ ઋતુમતી થઇને ત્રણ વર્ષ સુધી રહેવું, ત્યાર પછી પોતાની ઇચ્છાથી મનને પસંદ પડતા વરને ગ્રહણ કરવો. સગાં વહાલાં કન્યાનું લગ્ન નહિં કરતાં તે કન્યા પોતે જો સ્વામીને પસંદ કરે તેમાં તે કંઇ પણ પાપમાં લિપ્ત થશે નહિ, અને જેને તે વરણ કરશે, એ સ્વામી પણ કોઇ રીતે પાપી થશે નહિ. સ્વયંવરા કન્યા પિતૃદત્ત; માતૃદત્ત, અને ભ્રાતૃદત્ત અલંકારાદિ મેળવશે નહિ. તે લીધાથી ચોર થશે. જે ઋતુમતી કન્યાને લગ્ન કરશે, તે કન્યા પિતાને કન્યાના પણ સ્વરૂપ શુલ્ક આપવું નહિં કારણ કે પિતા યથાકાળે સંપ્રદાન નહિ કરતાં અનેક ઋતુ સમય રોકાવાથી કન્યાના અધિકારથી અટકાવવામાં આવે છે; ત્રીશ વર્ષના જુવાને બાર વર્ષની સુલક્ષણવાળી કન્યાની જોડે લગ્ન કરવું અથવા ચોવીશ વર્ષના જુવાને અઢાર વર્ષની સુલક્ષણવાળી કન્યાને લગ્ન કરવું બ્રહ્મચર્યના પછી લગ્નમાં વિલંબ કરવો ઉચિત નથી, તેમ કર્યાથી ગ્રહસ્થ ધર્મની હાનિ થાયછે. પતિએ દેવતાથી અપાયલી ભાર્યા ગ્રહણ કરવી નહિ. અને દેવતાઓથી પ્રિય કાર્ય કરતાં તે સાધ્વી સ્ત્રીને નિત્ય ભરણ પોષણ કરવું. સ્ત્રીઓ છોકરાં પેદા કરવાં માટે ઉત્પન્ન થઇ છે; અને પુરૂષો છોકરાં ઉત્પાદન કરવા માટે બનેલા છે: એ માટે શાસ્ત્રમાં સહધર્મ પણ સ્વામીના એક રૂપ ધર્મ ઉલ્લિખિત થઇ છે. કન્યાના સબંધમાં શુલ્કાદિ આપવાથી શુલ્કદાતા પતિ જો લગ્નની પહેલાં મરે તો એ કન્યાની મરજી પ્રમાણે શુલ્કદાતાના ભાઇને આપવી કન્યા સંપ્રદાય કરીને શુદ્રે પણ કંઇ પૈસા લેવા નહિં કારણ કે પૈસા લેનાર છુપી રીતે કન્યાને વેચે છે. પ્રાચીન માણસો કદિ પહેલાં એક જણાને કન્યા આપવામાં હા પાડીને ફરીથી બીજાને દાન કરતા નથી. હાલના માણસોએ પણ કદિ કરવું નહિં પૈસાનું નામ દઇને છુપી રીતે કિંમત લીધાથી કન્યાં વેચવાનું

અમે પહેલાના કલ્પમાં પણ કદિ સાંભળ્યું નથી. ભાર્યા તથા પતિ મૃત્યુ સુધી સર્વ વિષયમાં એક બીજાથી મળીને રહેવું. ટુંકામાં કહેલા સ્ત્રી પુરૂષનો આ ઉત્કૃષ્ટ ધર્મ જાણવો. લગ્ન કાર્ય પુરૂં થયાંથી સ્ત્રી પુરૂષ એક મેકથી જુદા પડીને કંઈ કામ નહિં કરે, એ વિષયમાં તેઓએ એક બીજાએ સર્વ યત્ન કરવો. ( મનુ, અ. ૯. )

## કુમારિકાર્પણ

હિંદુસ્તાનના કેટલાએક ભાગો જેવાકે દક્ષિણમાં ખંડોલા તુલ જાભવાની વગેરે સ્થળોમાં એવો રીવાજ છે કે ભાવમાં ભરમાએલા કેટલાએક મૂર્ખ લોકો પોતાની બાળક પુત્રીને ઘણા ભકિત ભાવથી દેવાલયમાં દેવને અર્પણ કરી દેછે, એટલે પછી તે કુમારીકા અવિવાહિત દશામાં સમગ્ર જિંદગી ત્યાંજ ગાળેછે. યૌવન પ્રાપ્ત થતાં બ્રહ્મચર્ય વ્રત પાળવું એ ઘણી મુસ્કેલીની વાતછે. એટલે તેની ભવિષ્યની જિંદગી કેવી અધમ રીતે પસાર થાય એ વિચારવું સહેલુંછે જો કે તમામ ભાગે કદાચ તેમ નહિ બનતું હોય એમ ધારો તોપણ કુસંસ્કાર વાળી મનો વૃત્તિના બળથી ઘણે ભાગે તેમ બનવા સંભવછે. આ રીવાજ કયા શાસ્ત્રને અનુસરી તેવા લોકોએ પકડેલો હશે ! આથી ઉત્તમ આર્યોની આબરૂ કલંકિત થવામાં કેટલો અંતરાય રહેલોછે એ વિચારવું ઘણું જરૂરનું છે જુદા જુદા વર્ગના આગેવાનોએ આ પ્રચાર જેમ બને તેમ તોડી પાડવો જોઇએ શું ગ્રહસ્થાશ્રમમાં સ્ત્રીઓનું કલ્યાણ નથી થતું કે તેમને આવા રીવાજોમાં દાખલ કરવાની આવશ્યક્તા તેમના વાલીઓ સમજેછે આ વિચારમાં તેઓ કેટલા બધા ઠગાય છે એ એક સાધારણ માણસ પણ શમજી શકશે.

## જમાનાને તથા દક્ષિણ દેશને અનુસરતાં લગ્ન તથા વિવાહ.

વિવાહ આંઠ પ્રકારના હોય છે. ૧ બ્રાહ્મ, ૨ દૈવ, ૩ આર્ષ, ૪ પ્રાજાપત્ય, ૫ આસુર, ૬ ગાન્ધર્વ, ૬ રાક્ષસ, ૮ પૈશાચ. આ વિવાહોની એવી વ્યવસ્થા છે કે વર કન્યા ઉભય યથાવત બ્રહ્મચર્યથી પૂર્ણ વિદ્વાન, ધાર્મિક અને સુશીલ હોય, તેમનો પરસ્પર પ્રસન્નતા પૂર્વક વિવાહ થવો તે "બ્રાહ્મ" કહેવાય છે. વિસ્તૃત યજ્ઞ કરવામાં ઋત્વિક કર્મ કરનારા જામાતાને અલંકાર યુક્ત કન્યાનું દાન કરવું એ "દૈવ," વર પાસે કાંઇ લઇ વિવાહ કરવો તે "આર્ષ" ઉભયનો વિવાહ ધર્મ વૃદ્ધિને અર્થે થવો તે "પ્રાજાપત્ય," વર

કન્યાને કાંઇ આપી વિવાહ કરવો તે "આસુર" અનિયમ અસમયે કોઇ કારણથી વર કન્યાનો ઇચ્છા પૂર્વક પરસ્પર સંયોગ થવો તે "ગાન્ધર્વ" યુદ્ધ કરી બલાત્કારે અર્થાત્ છીનવી ઝુંટવી કે કપટથી કન્યાનું ગ્રહણ કરવું તે "રાક્ષસ" શયન વા મદ્યાદિપાન કરેલી ગાંડી કન્યાનો બલાત્કાર સંયોગ કરવો તે "પૈશાચ."

આ સર્વ વિવાહોનાં બ્રાહ્મ વિવાહ સર્વોત્કૃષ્ટ; દૈવ અને પ્રાજાપત્ય મધ્યમ; આર્ષ આસુર અને ગાંધર્વ નિકૃષ્ટ; રાક્ષસ અધમ અને પૈશાચ મહા ભ્રષ્ટ છે. હાલના જમાનાને તથા દક્ષિણ દેશના રિવાજ પ્રમાણે આથી એજ નિશ્ચય રાખવો જોઇએ કે કન્યા અને વરના વિવાહની પૂર્વે એકાંતમાં તેમનો મેલ ન થવો જોઇએ, કેમ કે યુવાવસ્થામાં સ્ત્રી પુરૂષનો એકાંત વાસ થવો દૂષણરૂપ છે. પરંતુ જ્યારે કન્યા અથવા વરનો વિવાહ સમય થાય, અર્થાત્ જ્યારે એક વર્ષ અથવા ૭ માસ બ્રહ્મચર્યાશ્રમ અને વિદ્યા પૂરી થવામાં શેષ રહે ત્યારે તે કન્યા અને કુમારોના પ્રતિબિમ્બ અર્થાત્ જેને "ફોટોગ્રાફ" કહે છે, એટલે પ્રતિકૃતિ ઉતારી, કન્યાઓની અધ્યાપિકાઓની પાસે કુમારોની, અને કુમારોના અધ્યાપકો પાસે કન્યાઓની પ્રતિકૃતિ મોકલી આપવી, જેવું જેવું રૂપ મળે તેનો તેનો ઇતિહાસ અથવા જન્મથી લઇ તે દિવસ પર્યંત જન્મ ચરિત્રનું પુસ્તક હોય તે અધ્યાપકો મંગાવી જુએ, જ્યારે ઉભયનાં ગુણ, કર્મ સ્વભાવ સદૃશ હોય ત્યારે જેની જેની સાથે; જેનો જેનો વિવાહ થવો યોગ્ય સમજે તે તે પુરૂષ અને કન્યાનાં પ્રતિબિંબ અને ઇતિહાસ કન્યા અને કુમારના હાથમાં આપે અને કહે કે એ વિષે તમારો જે અભિપ્રાય હોય તે અમને વિદિત કરી દેવો. જ્યારે તે ઉભયનો નિશ્ચય પરસ્પર વિવાહ કરવાનો થઇ જાય ત્યારે ઉભયના સમાવર્તન એકજ સમયમાં થાય. જો તે ઉભય અધ્યાપકોની સમક્ષ વિવાહ કરવો ઇચ્છે તો ત્યાં અને નહિં તો કન્યાના માતા પિતાના ઘરમાં વિવાહ થવો યોગ્ય છે. જ્યારે તે સમક્ષ હોય ત્યારે તે અધ્યાપકો કે કન્યાના માતા પિતા આદિ ભદ્ર પુરૂષોની સમક્ષ એ બેઉનો પરસ્પર વાર્તાલાપ અને શાસ્ત્રાર્થ કરાવવો. અને જો કાંઇ ગુપ્ત વ્યવહાર પૂછે, તે પણ સભામાં લખી એક બીજાના હાથમાં આપી પ્રશ્નોત્તર કરી લે. જ્યારથી બેઉનો દૃઢ પ્રેમ વિવાહ કરવામાં થઇ જાય ત્યારથી તેમના ખાનપાનનો ઉત્તમ પ્રબંધ કરવો જોઇએ કે જેથી તેમનું શરીર જે પૂર્વે બ્રહ્મચર્ય અને વિદ્યાધ્યયન રૂપ તપશ્ચર્ય અને

કૃશથી દુર્બલ થયું હોય છે. તે ચંદ્રમાની કલા સમાન વધીને થોડા દિવસમાં પુષ્ટ થઇ જાય, પશ્ચાત્ જે દિવસે કન્યા રજસ્વલા થઇને જ્યારે શુદ્ધ થાય, ત્યારે વેદી અને મંડપ રચીને અનેક સુગન્ધ્યાદિ દ્રવ્ય અને ઘૃતાદિનો હોમ તથા અનેક વિદ્વાન પુરૂષ અને સ્ત્રિયોનો યથાયોગ્ય સંત્કાર કરે, પશ્ચાત્ જે દિવસે ઋતુદાન કરવાનું યોગ્ય સમજે તેજ દિવસે "સંસ્કાર વિધિ" પુસ્તકસ્થ વિધિને અનુસાર સર્વ કર્મ કરીને મધ્ય રાત્રી કે દશ વાગે અતિ પ્રસન્નતાથી સર્વ પાણિગ્રહણ પૂર્વક વિવાહની વિધિને કરીને એકાંત સેવન કરે. પુરૂષ વિર્યસ્થાપક અને સ્ત્રી વિર્યાકર્ષણની જે વિધિ છે તેનેજ અનુસાર બેઉ કરે, જ્યાં સુધી બને ત્યાં સુધી બ્રહ્મચર્યના વિર્યને વ્યર્થ ન જવા દે, કેમ કે એ વિર્ય રજથી જે શરીર ઉત્પન્ન થાય છે, તે અપૂર્વ ઉત્તમ સંતાન થાય છે. ગર્ભ સ્થિતિ થવાનું પરિજ્ઞાન વિદુષી સ્ત્રીને તો તેજ સમયે થઇ જાય છે, પરંતુ એનો નિશ્ચય એક માસ પશ્ચાત રજસ્વલા ન થવાથી સર્વને થઇ જાય છે. ગર્ભ સ્થાપન કરવા પછી સૂંઠ, કેશર, અસગન્ધ. નાની એલાયચી અને સાલમ મિશ્રિ નાંખીને જે પ્રથમથી તૈયાર કરી રાખેલું ઠંડુ દૂધ હોય તે યથા રૂચી બેઉ પીએ ને અલગ પોત પોતાની શયામાં શયન કરે. આજ વિધિ જ્યારે જ્યારે ગર્ભાધાન ક્રિયા કરે ત્યારે ત્યારે કરવી ઉચિત છે. જ્યારે મહિના ભરમાં રજસ્વલા ન થવાથી ગર્ભ સ્થિતિનો નિશ્ચય થઇ જાય ત્યારથી એક વર્ષ પર્યંત સ્ત્રી પુરૂષનો સમાગમ કદી થવો ન જોઇએ, કેમકે એમ ન થવાથી સંતાન ઉત્તમ થાય છે અને પુનઃ બીજું સંતાન પણ તેવુંજ થાય છે. અન્યથા વિર્ય વ્યર્થ જાય છે, બેઉના આયુ ઘટી જાય છે. અને અનેક પ્રકારના રોગ થાય છે, પરંતુ ઉપરથી ભાષણાદિ પ્રેમયુક્ત વ્યવહાર તો બેઉએ અવશ્ય રાખવો જોઇએ. પુરૂષ વિર્યની સ્થિતિ અને સ્ત્રી ગર્ભની રક્ષા અને ભોજન છાદન બેઉ એવા પ્રકારનું કરે કે જેથી પુરૂષનું વિર્ય સ્વપ્નમાં પણ નષ્ટ ન થાય અને ગર્ભમાં બાલકનું શરીર અત્યુત્તમ રૂપ, લાવણ્ય, પુષ્ટિ, બલ, પરાક્રમ યુક્ત થઇ દસમે મહિને તેનો જન્મ થાય વિશેષ એની રક્ષા ચોથા મહિનાથી અને અતિ વિશેષ આઠમા મહિનાથી આગળ કરવી જોઇએ. કદી પણ ગર્ભવતી સ્ત્રી રેચક, રૂક્ષ, માદક દ્રવ્ય તથા બુદ્ધિ અને બલનાશક પદાર્થોનાં ભોજનાદિ સેવન ન કરે. કિન્તુ ઘી, દુધ, ઉત્તમ ચોખા, ઘઉં, મૂગ, અર્દ આદિ અન્નપાન અને દેશ કાલનું પણ સેવન યુક્તિ પૂર્વક કરે. ગર્ભમાં બે સંસ્કાર એક ચોથા મહિ-

નામાં પુંસવન અને આઠમે મહિને સીમંતોન્નયન વિધિપૂર્વક કરે. જ્યારે સંતાનનો જન્મ થાય ત્યારે સ્ત્રી અને બાળકનાં શરીરની રક્ષા બહુ સાવધાનીથી કરવી અર્થાત્ શુંઠીપાક અથવા સૌભાગ્ય શુંઠીપાક પ્રથમથીજ બનાવી રાખે. તે સમયે સુગંધી યુક્ત ઉષ્ણુ જલ, કે જે કિંચિત્ ઉષ્ણુ રહ્યું હોય, તેથી સ્ત્રી સ્નાન કરે અને બાળકને પણ સ્નાન કરાવે તત્પશ્ચાત્ નાડી છેદન અર્થાત્ બાલકની નાભીના મૂલમાં એક કોમલ સુતરથી બાંધીને ચાર આંગળ રહેતા દઈ, ઉપરથી કાપી નાંખે, એ એવી રીતે બાંધે કે જેથી શરીરમાંથી રૂધીરનું એક બિંદુ પણ જવા ન પામે. પશ્ચાત્ તે પ્રસુતી સ્થાનને શુદ્ધ કરીને તેનાં દ્વારની ભીતર સુગંધાદિ યુક્ત ઘૃતાદિનો હોમ કરે તત્પશ્ચાત્ સંતાનના કાનમાં પિતા "વેદોઽસીતિ" અર્થાત્ તારૂં નામ વેદ છે, એમ સંભળાવી ઘી અને મધને મેળવી સોનાની સળીથી જીભપર "ઓ૩મ્" અક્ષર લખી, મધ અને ઘીને તેજ સળીથી ચટાડે. પશ્ચાત્ તેવી માતાને આપી દે. જો દુધ પીવા ચાહે તો તેની મા ધવડાવે. જો તેની માતાને દુધ ન આવતું હોય તો કોઇ અન્ય સ્ત્રીની પરીક્ષા કરીને તેનું દુધ ધવડાવવું. પશ્ચાત્ અન્ય શુદ્ધ ઓરડામાં કે જ્યાંનો વાયુ શુદ્ધ હોય તેમાં સુગંધીત ઘીનો હોમ પ્રાતઃ અને સાયંકાલ કર્યા કરે અને તેમાંજ પ્રસૂતા સ્ત્રી તથા બાળકને રાખે, અને બાલક છ દિવસ સુધી માતાનું દુધ ધાવે અને સ્ત્રી પણ પોતાના શરીરની પુષ્ટિ અર્થે અનેક પ્રકારના ઉત્તમ ભોજન કરે અને યોનિ સંકોચાદિ પણ કરે. છઠે દિવસે સ્ત્રી બહાર નીકળે, અને સંતાનુ દુધને ધવડાવવા માટે ધાયી રાખે, તેને ખાનપાન સારૂં કરાવે, તે સંતાનને દુધ ધવડાવ્યા કરે અને પાલન પણ કરે, પરંતુ તેની માતા તેના બાલક ઉપર પૂર્ણ દૃષ્ટિ રાખે. કોઇ પ્રકારનો અનુચિત વ્યવહાર તેના પાલનમાં ન થાય. સ્ત્રી દુધ બંધ કરવા અર્થે સ્તનના અગ્ર ભાગપર એવો લેપ કરે કે જેથી દુધ સ્રવિત ન થાય એજ પ્રકારે ખાનપાનનો વ્યવહાર પણ યથાયોગ્ય રાખે. પશ્ચાત્ નામ કરણાદિ સંસ્કાર "સંસ્કાર વિધી" ની રીતે યથા સમય કરવો, જ્યારે સ્ત્રી પુનઃ રજસ્વલા થાય ત્યારે શુદ્ધ થયા પશ્ચાત્ એજ પ્રકારે ઋતુદાન દેવું.

## ગર્ભાધાન માટે કેવાં સ્ત્રી પુરૂષો જોઇએ.

જે સ્ત્રી બહુ જમેલી, ભુખી, તરસી, ભયભીત, ઉદાસીન, શોકાતુર, કોપાયમાન થયેલી, પરપુરૂષની ઇચ્છાવાળી અથવા તો અ-

ત્યંત કામાતુર હોય, તે સ્ત્રી ગર્ભધારણ કરી શકતી નથી અને કદાચ તે ગર્ભધારણ કરે છે, તો નિર્બળ પ્રજાને જન્મ આપે છે.

અત્યંત બાળક, અત્યંત ઘરડી, ઘણા દીવસની રોગી અથવા તો ઈર્ષ્યાદિક વિકારોવાળી જે સ્ત્રી હોય તે સ્ત્રીને વિષે પુરૂષે ગર્ભાધાન કરવું નહિ.

પુરૂષમાં પણ એટલાજ દોષો જાણવા, એટલે કે તેણે પણ અત્યંત ભોજન કર્યા પછી અથવા તો ભૂખ્યાં, તરસ્યાં, ભયભીત સ્થિતીમાં, ઉદાસીમાં, શોકાતુર વખતે, ક્રોધ આવ્યો હોય ત્યારે, પરસ્ત્રીની લાલસા વેળાએ, તેમ અત્યંત વિષયની ઇચ્છા થઇ હોય ત્યારે, તેમજ જેની સોળ વર્ષની ઉમ્મર હોય તેણે જે અત્યંત વૃદ્ધ હોય તેણે જે ઘણા દીવસ થયા રોગી હોય તેણે અથવા તો ઇર્ષ્યાદિક વિકારોથી જેવું મન વિકારી થયું હોય તેણે સ્ત્રીને વિષે ગર્ભાધાન કરવું નહિ; પરંતુ ઉપર કહેલા સર્વ પ્રકારના દોષો વિનાનાં સ્ત્રી પુરૂષે પ્રજા ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવો.

## પુત્ર તથા પુત્રી થવાનાં કારણં.

જો પુરૂષનું વીર્ય અધિક હોયછે, તો પુત્ર ઉત્પન્ન થાયછે, સ્ત્રીનું વીર્ય અધિક હોય છે તો કન્યા ઉત્પન્ન થાય છે, સ્ત્રીને પુરૂષનું વીર્ય સરખું હોય છે, તો નપુંસક કે અલ્પ વીર્યવાળી પ્રજા થાયછે અથવા તો કન્યા અને પુત્ર એમ બંન્ને ઉત્પન્ન થાય છે અને જો બન્નેનું વીર્ય બળહીન અથવા તો થોડું હોય છે, તો ગર્ભજ રહેતો નથી.

(મનુ. અ ૩. ૪૭)

## ઋતુકાળ અને તેમા સ્ત્રી સંગના દીવસો.

સ્ત્રીઓને જે દીવસે અડકવું આવે છે, તે દીવસથી સોળ રાત્રિ સુધી ઋતુકાળ કહેવાય છે, પ્રત્યેક માસમાં સારા લોકોએ નિંદી કાઢેલા અડકાવના પહેલા ચાર દીવસો અને ત્યાર પછીના બાર દીવસો, એમ બધા મળીને સોળ રાત્રીઓ સ્ત્રીઓનો સ્વભાવિક ઋતુકાળ કહેવાય છે.

તે સોળ રાત્રિઓમાં પહેલી ચાર એટલે અડકાવની ચાર રાત્રિએ, અગ્યારમી અને તેરમી, એટલી રાત્રિઓને સારા લોકોએ સ્ત્રીગમનને માટે નિન્દેલી છે. બાકીની દશ રાત્રિઓ સારી ગણાય છે.

બાકી રહેલી જેમાં પર્વણી ન હોય તેવી રાત્રિમાં સ્ત્રી પાસે જનાર ગમે તે આશ્રમમાં હોય તો પણ બ્રહ્મચારીજ ગણાય છે.

મનુસ્મૃતિ. અ, ૩-૪૭

## સ્ત્રીઓ આત્મગુપ્તા હોય છે.

अरक्षिता गृहे रुद्धाः पुरुषै राप्तकारिभिः ॥
आत्मान मात्मना यास्तुरक्षेयुस्ताः सुरक्षिताः ॥

પુરૂષ કદાપિ વિશ્વાસુ તથા ચોકરી રાખે તેવા માણસોની રખેવાળી નીચે સ્ત્રીઓને ઘરમાં રોકી કબજામાં રાખે, તો પણ તેઓ સુરક્ષિત રહેતી નથી, પરંતુ જો તેઓ પોતે પોતાના મનથી સારી રહેવા ધારે છે તોજ સારી રહી શકે છે. કહેવત છે કે, રહેતો આપથી ને જાય તો સગા બાપથી અર્થાત્ શીયલ સાચવવું, એ સ્ત્રીના પોતાનાજ હાથમાં છે. મનુ અ. ૯—૧૨

## ઋતુમતી (અટકાવ વાળી) અથવા ન પાલનારી સ્ત્રી પાસે જવાથી થતી હાનિ.

नोपगच्छेत्प्रमत्तोऽपि स्त्रियमार्तव दर्शने ॥
समानशयने चैव न शयीत तया सह ॥

સ્ત્રી પુરૂષ કામ વાસનાથી ઘેલાં થઇ ગયાં હોય તો પણ તેણે અટકાયલી સ્ત્રીની પાસે જવુંજ નહિ, તેમ તેવે વખતે તેની સાથે એક પથારીમાં પણ સુવું નહી. અટકાએલી સ્ત્રીની સાથે ગમન કરનારા પુરૂષની બુદ્ધિ, તેજ, બળ, દૃષ્ટિ અને આયુષ્ય ઘટી જાય છે. કદાપિ તે વખતમાં ગર્ભ રહેતો તે જન્મ્યા પછી જીવે નહી, ને જીવે તો અલ્પાયુષી અને વિકૃત અંગવાળો થાય,

જે કોઇ નઠારી નારી ઋતુ (અટકાવ) ધર્મ નથી પાળતી તે સ્ત્રી પોતે તેનો પતિ તેનાં છયાં-છોકરાં રોગી બની આખી ઉમર રોગાગ્રસ્ત અને તેજહીણ રહે છે, અને તે જીવતાંજ નરકમાં પડેલ છે. ક્ષણભરના રતિ સુખથી આખી ઉમરનું દુઃખ વોહોરી લેવું એ મોટી અજ્ઞાનતા છે ? માટે એવાં કૃત્યને મહા પાપ રૂપ એટલે કષ્ટકારી સમજી એવું કામ ન કરવું.

## સ્ત્રીની ઉમ્મરના વિચાર.

સ્ત્રી સોળ વર્ષ સુધી બાળા કહેવાય છે, બત્રીશ વર્ષ સુધી ત-

રૂણી કહેવાય છે, પચાસ વર્ષ સુધી પ્રૌઢા કહેવાય છે અને તે પછી વૃદ્ધ (ઘરડી) કહેવાય છે. તે ઉમ્મરમાં તેની વિષય વાસના ટળી જાય છે. ભાવપ્રકાશ ખંડ ૧

## એક સ્ત્રી પર બીજી સ્ત્રી કરવાનો નઠારો રીવાજ.

ઇશ્વરના ઘરથી પુરૂષને વધારે હક અને સ્ત્રીને ઓછો હક મળ્યો છે એમ નથી. પરંતુ પુરૂષ જાતિએ સ્વાર્થમાં મગ્ન થઇ સ્ત્રી જાતિનો બંદોબસ્ત કરવા શાસ્ત્રમાંથી દાખલા લાવી હાજર કરે છે; પણ તેઓ પોતાના કર્તવ્ય કર્મમાં સમજતા નથી. જેઓ એક સ્ત્રી હયાત છતાં તેનાથી ના બન્યું કે પુત્ર પ્રાપ્તિ ન થઇ તો બીજી સ્ત્રી પરણવામાં વિલંબ લગાડતા નથી. તેઓ વિના અપરાધે એક પર બીજી સ્ત્રી કરી એથી તેઓ સંતોષ માનતા નથી પણ બીજી પર ત્રીજીને ત્રીજી ઉપર વખતે ચોથી પણ પરણી લાવે છે. આમ થવાથી બીજા ઘણા વિવાહ કર્યા વિના મરી જાય છે. જે માણસ કુલીનને કન્યા આપે છે તેને કન્યાની સાથે રૂપિયા પણ દેવા પડે છે, જેથી બિચારા કન્યાના બાપને દેશાંતરમાં જઇ નિર્લજ રીતે રઝળી રૂખડી ભિક્ષા માંગવી પડે છે. આ પ્રમાણે આપેલી કન્યાના પાછળથી ઘણા બુરા હાલ થાય છે જ્યાં સુધી તેના બાપના પૈસા ચાલે છે ત્યાં સુધી તેનો કુલીન ધણી બોલતો નથી પણ તે ખવાઇ રહ્યા કે કહે છે જે "રાંડ ? તારા મા બાપ પાસેથી રૂ. ૫૦૦ લાવ નહિ તો બીજી આણુંછું" હવે જો તેનો પિતા ધનાઢય હોય તો તે વળી કાંઇ પૈસા લાવી આપે છે પણ તે જો નિર્ધન હોય તો પેલો કુલીન વર બીજી સ્ત્રીની તરતજ તજવીજ કરી રૂપિયા મેળવે છે અને પેલી સ્ત્રીને તેના બાપને ઘેર કાઢી મુકે છે. આ કેવી પીડા ? એક ધણી જીવતાં સ્ત્રી જો બીજો ધણી કરે તો તેને યોગ્ય શિક્ષા કરાવે છે પણ પુરૂષ બબે ત્રણ ત્રણ સ્ત્રીઓને પરણી પોતાનું મનુષ્ય પણું ભૂલી જાય છે. તો તેવા નિરંકુશ પુરૂષોને ઘટીત શિક્ષા મળે તેવા ઇલાજો આર્ય ભાઇઓએ તરતમાંજ લેવા ઘટે છે. કેટલાક પુત્ર પ્રાપ્તિ માટે વૃદ્ધાવસ્થામાં બીજી તરૂણ સ્ત્રીને પરણે છે અને તેથી પેહેલી સ્ત્રીજ રાડ કંકાસ કરે છે એક વરમાં બે સ્ત્રીઓ એકઠી થતાં કલેશ થવો એતો સ્વાભાવીકજ છે. સ્ત્રીઓને શોકય ઉપર સ્વાભાવિક મત્સર હોય છે. એ પ્રમાણે પુત્રનુ સુખ લેવા જતાં પુરૂષને કંકાસનું અત્યંત દુઃખ આવી પડે છે માટે તે સુખને બાજુ પર રા-

ણી એકજ પુરૂષ અને એકજ સ્રીથી બંધાએલું જોડું જિંદગી પ-
ર્યંત સુખ અને શાંતિથી પોતાનું જીવન ગાળે છે એ જોડું સકળ
સૃષ્ટિમાં શોભા રૂપ ગણાય છે તેટલુંજ નહી પણ ઇશ્વરી કાયદા પ્રમાણે
બીજી સ્રી પરણનાર પુરૂષ કદી પણ નિરપરાધી ગણી શકાય નહિ.

## સ્રીની માનસિક નીતિ.

ધર્મના અંકુરોની સાથેજ માનસિક નીતિ જન્મ પામે છે. જે
સ્રીને સ્વધર્મ પર શ્રદ્ધા ન હોય, તેનામાં માનસિક નીતિનો અંશ
પણ હોતો નથી. પરંતુ જે સ્વધર્મને સારી રીતે સમજે છે અને
જેને સ્વધર્મ પર પૂરી આસ્થા છે એવી કુલીન ગૃહાધીષ્ઠાત્રીઓ
પોતાની માનસિક નીતિના પ્રભાવથી આ લોકમાં સુખ અને પર
લોકમાં મોક્ષ મળવાની સાથે પોતાની કીર્તિને કાયમ રાખી શકે છે.
આપણા શાસ્ત્રકારોએ સ્રી જાતિના કુલીન અને અકુલીન એવા બે
વર્ગ પાડેલા છે. કુલીન સ્રીઓને કાંઇ શીંગડાં કે પૂંછડું હોતું નથી.
પરંતુ પતિ, સાસુ, સસરો વગેરે તથા માંબાપ વગેરે વર્ગ તરફ તે-
ની સારી નઠારી વર્તણુંક પર વિચાર કરી તેને કુલીન તથા અકુલીન
એવાં વિશેષણ આપેલાં છે અથવા પોતાના સતીત્વને સાચવનાર
અને કુકર્મથી દૂર રહેનાર ઉચાં મનોબળ વાળો મહિલા સમાજ
કુલીન અને ચંચળ ચિત્તથી દુરાચાર પર સારાસાર વિચાર કર્યા વ-
ગર દોડનાર નીચ મનોબળ વાળો નારી વર્ગ અકુલીન ગણાય છે.

## ગૃહકાર્યભાર.

ગૃહાધિષ્ઠાત્રી પદને પામેલ પતિ વર્ગને માનસિક નીતિની
સાથે રહેલું વ્યવહાર ચાતુર્ય અતિ ઉત્તમતા આપનાર છે. તેથી ગૃહ-
સ્થાશ્રમ ઘણો સુખ રૂપ બને છે. ઘરનું પરચુરણ લેવડદેવ કરવાનું
કામ સ્રીઓનું છે તેમાં પતિનો વખત રોકવો નહિ જોઇએ. ઉપજ
ખરચનો અડસટો રાખવો એ પણ સ્રીનુંજ કામ છે. ઉપજ કરતાં
ખર્ચ વધારે ન થાય એ બાબત બરાબર ધ્યાનમાં રાખવા લાયક
છે. રોગાદિક સંકટમાં કામ આવવાને માટે પુત્ર પતિના વ્યવહારિક
કાર્યોને માટે પતિની સુકમાઇના પૈસા ગેર રસ્તે નહિ વાપરતાં તેમાંથી
થોડો થોડો બચાવ કરવો જોઇએ; કારણ કે હમેશાં આપણી સ્થીતી
એક સરખી રહેશે એવું કાંઇ નિશ્ચય નથી આપણા લોકમાં કહેવત
છે કે " **સોસર અને એક કસર** " સો ઠેકાણેથી કાંઇ કાંઇ આ-
વતું હોય તે તથા કરકસર કરી બચાવેલું હોય તે બન્ને સરખાં

ગણાયાછે. વળી " કર કસર એ વહાણની સફર " એમ પણ કહેવાયછે. અર્થાત્ વહાણની સફર કરવાથી જેમ પૈસાનોજ માલ થા યછે નવી નવી ફેશનોમાં મોહ પામનાર અંગ્રેજોના ઓરતોની પેઠે આપણે બહુ ખર્ચાળ કે ઉડાઉ નથી. થોડા દ્રવ્યથી નિભાવ કેમ કર વો ? એ મુદ્દાને વળગી આપણે ચાલતા આવ્યાં છીએ તેથી ખાવા પીવાનું તથા કપડા લતાનું ખર્ચ થોડામાં અને સસ્તામાં પતી જાયછે. એટલા માટેજ આપણે કર કસરથી વર્તવા કાંઇ મુસ્કેલી જણાય તેમ નથી. કીડી અને મધમાખ જેવાં પ્રાણીઓનો દાખલો લઇ સંગ્રહ કરવાની ટેવ રાખવી જોઇએ. ઉડાઉ પ્રકૃતીના અભાવને લીધે લોકો કંજુસ કહેછે તેથી ડરવું એ આપણી ભૂલ છે. કારણકે જરૂરને ઠેકાણે પણ નહિ વાપરનાર માણસજ કંજુસ કહેવાય છે યોગ્ય કરકસર કરનાર માણસને જે લોકો કંજુસ કહે તે તેમનામાંજ વિચાર કરવાની કંજુસાઇ છે એમ સમજવું જોઇએ, આપણે વિચારો કે એક પાઇ જેવી નજીવી રકમ દરરોજ નકામી ખરચતાં હોઇએ તેને બદલે તે બચાવતાં હોઇએ તો બાર માસે તેમાંથી એક અસાધારણ રકમ થઇ રહે છે. જે આપણને કોઇ જરૂરના વખતમાં ઘણી સારી રીતે કામ આવે છે. આવી રીતે પૈસાનો સંગ્રહ કરવાની ટેવથી દુનિયાની દોલતમાં વધારો થાય છે. પુરૂષ કમાઇ કરીને જોઇતી ચીજ ઘરમાં લાવી આપે પણ તેને સારી રીતે સાચવવી એ સ્ત્રીનું કામ છે. એક રૂપીઆ એક પાઇને વ્યાજે સો વર્ષને વ્યાજે રહેવા દીધો હોય તો તેમાંથી છેકરાંના છોકરાં ખાય ત્યાં સુધી ટોટો આવતો નથી. કેટલાક કારીગરો અને મજુરો સંગ્રહ કરવાની ટેવ રાખતા નથી તેથી જ્યારે મજુરી મળતી નથી ત્યારે તેઓ ઘણી મુસીબતમાં આવી પડે છે માટે સુજ્ઞ બહેનોએ જેટલી પોતાના ઉપયોગની ચીજ હોય તેટલીજ ખરીદ કરવી. રસોઇમાં પણ જોઇએ તેટલુંજ રાંધવું અને લુગડાં લતાંની નવી નવી ફેશનોમાં મોહ નહિ પામતાં સંપત્તિ પ્રમાણે સાદાં અને સ્વચ્છ કપડાંઓ, પહેરવાં એમાંજ તેમની ચતુરાઇ રહેલી છે. લેવડ દેવડ કરવામા અવલાર ચોખ્ખો રાખવો જોઇએ. દરેક ચીજ ખરીદવામાં હિસાબ જાણવાની જરૂર છે કેમ પણ ચીજ માહિતી વગર વેચનાર પર વિશ્વાસ રાખીજ લેવા ન જોઇએ કારણ કે ધુર્ત વેચનારના પર રાખેલો વિશ્વાસ એ લુંટવાનું ઠેકાણું છે. ઘરને શોભાવનારા સાહીત્યો એવાં પસંદ કરવાં જોઇએ કે જેમાં વાપરેલા પૈસા વ્યર્થ ગણાય નહિં. જેમકે કાચનાં વાસણો કરતાં ધાતુ પાત્રો ખરીદ

કરી હોયતો ભાંગ્યા તુટયા પછી પણ લગભગ તેની ખરચી કિંમત ઉપજી શકે છે. અને કાચના વાસણોની તો એક ફુટી બદામ પણ ઉપજતી નથી. માટે નજીવી ચીજોમાં પૈસા નહિ ઉડાવી દેતાં ઘર સૂતને સારી રીતે ચલાવવા પર લક્ષ રાખી આગળ પાછળના વિચારથી ચેતીને ચાલવું જોઇએ આ પ્રમાણે સંસારના દરેક વ્યવહારમાં વિચિક્ષણતા વાળી ગૃહવિષ્ટસ્ત્રીઓ પોતાના ગૃહસ્થાશ્રમને ઘણી ઉત્તમ સ્થિતીમાં સુખથી પસાર કરેછે. અને તેથી પુરૂષના સંસારને પણ સફળ કરેછે.

## સ્ત્રીઓનું નિત્યકર્મ આન્હિક.

સ્ત્રિઓએ સૂર્યોદય પેહેલાં ચાર ઘડીકા રાત્રી હોય ત્યારે ઉઠી પોતાના સ્વામીના ચરણો સ્પર્શ કરવો તથા પ્રેમથી તેમનું મુખ જોઇ ચગના કામ કાજમાં પ્રવર્તવું અને સવારના પહોરનાં જે ગીતો હોય તે ગાઇ સ્વામીને જોઇતી ચીજ (દાતણ વિગેરે) આપવી ત્યાર પછી પોતે માથાના કેશ વિગેરે સાફ કરી સ્નાન કરવું

> પ્રાતઃ પૂર્વં સમુત્થાય દેહશુદ્ધિં વિધાયચ ।
> ઉત્થાપ્ય શયનીયાનિ કૃત્વા વેશ્મ વિશોધનમ્ ॥

સ્ત્રિએ પોતાના પતિની અગાઉ ઉઠી દાતણ પાણી કરી, મુખ ધોઇ પથારી ઉપાડી ઘરને ઝાડી સાફ કરવું કારણ કે શાસ્ત્રમાં દુર્થિંત્રા નારી શુચિરે વાહ્ય અંગિરા સ્ત્રિ પથારીમાંથી ઉઠી પોતાના સ્વામીનું તુરત દર્શન કરે છે. તેટલામાંજ પવિત્ર ગણાય છે. ત્યાર પછી રસોડાના બધાં વાસણ ઘરની બાહાર સારી રીતે માંજી, માટી વડે ચુલાને લીપવો અને તેમાં રસોઇ માટે કાષ્ટ સહિત અગ્નિ મૂકવો. તત્પશ્ચાત ઘરમાં વાપરવાનાં બીજાં વાસણ આદિ સર્વ ચીજ સાફ કરી ત્યાર બાદ સવારનું સઘળું કામ કરી સ્નાન કરવું અને પવિત્ર થઇ શુદ્ધ ધોએલું વસ્ત્ર પેહેરી સાસુને તથા સસરાને પગે લાગવું એ રીતે સર્વદા વર્તતાં તથા ગૃહકાર્ય કરતાં પોતાના સ્વામીને પ્રસન્ન રાખવો. કદી શ્રીમંતાઇ હોય ને ગૃહકાર્ય ચાકરોથી થતાં હોય, તથાપિ પોતાનું શરીર કસાય તે રીતે સ્ત્રીએ ઘરનાં કાર્યો યથાર્થ થાય છે. કે નહી તેની પૂર્ણ તપાસ રાખવી, પણ પોતાના પતિ સબંધીના કાર્ય તો સ્ત્રીએ પોતેજ કરી તેને પ્રસન્ન કરવો. કોઇ રીતે પણ તેને અપ્રસન્ન થવા દેવો નહી, કારણ કે સ્ત્રીના સર્વ

સુખનો આધાર તેમ સ્વામી છે જેથી તેણે પતિના સુખે સુખ તથા પતિના દુઃખે દુઃખ માનવું યોગ્ય છે. સર્વ સંબંધમાં પતિ પત્નિનો સંબંધ અતિ નિકટનો છે. જેથી પતિના સુખ દુઃખની લાગણી જેટલી તેના પતિને થાય છે તેટલી બીજાને થતી નથી. અને પતિ જેટલો પત્નિના કલ્યાણમાં તત્પર રહે છે તેટલો બીજો કોઈ રહેતો નથી. એવા પતિની સેવા કરવી એ સ્ત્રીઓનો પરમ ધર્મ છે. માટે ઘરના સઘળાં કામમાં સ્ત્રીઓએ તપાસ રાખી બગડતી ચીજોને સાફ કરીને પોતાના ઘરમાં પવિત્રતા રાખવી.

मनोवाक्कर्मभिः शुद्धा पतिदेशानुवर्त्तिनी ।
छायेवानुगता स्वच्छा सखेव हितकर्मसु ॥
दासीवा दिष्टकार्येषु भार्या भर्तुः सदा भवेत् ॥

સ્ત્રીએ મન વાણી તથા કર્મ કરી સદાશુદ્ધ, પતિની આજ્ઞા પાળનારી, તેને છાયાની પેઠે અનુસરનારી, પવિત્ર, તેના હિત કાર્યમાં મિત્ર સમાન અને હુકમ ઉઠાવવામાં દાસી સમાન થવું જોઇએ.

ત્યાર પછી પતિવ્રતા સ્ત્રીએ રાંધીને પતિને જણાવવું, પતિથી તે અન્નથી વૈશ્વ દેવાદિ કાર્ય પૂરૂં થયાથી એ અન્ન ભોજનીય બાળક, વડીલ તથા અતિથિને જમાડીને પતિને જમાડીને તેના હુકમથી બાકી રહેલા અન્નમાંથી પોતે જમી ત્રીજે પહોર ઘરમાં જોઇતી વસ્તુ સ્વચ્છ કરવા તથા આવક જાવકનો વિચાર કરીને દિવસનો છેલો ભાગ ગાળવો.

પતિવ્રતા સ્ત્રી સવારની પેઠે સાંઝે પણ ઘર સાફ કરીને અન્નાદિ રાંધીને પતિઆદીને ભોજન કરાવી પોતે રૂચી પ્રમાણે જમી ગૃહ નિતિ સંપૂર્ણ કરીને ઉત્તમ બિછાનુ કરવું અને તેમાં સુતેલા પતિની સેવા કરવી.

પતિ સુતા પછી મનમાં પતિની ચિંતા કરતાં કરતાં તેની પાસે સુવું, તે વખતે વસ્ત્ર રહિત થવું નહિ, સાવચેતીથી સુવું, અને અન્ય કામના શૂન્ય તથા જિતેન્દ્રિય થઇ રહેવું જોઇએ.

બરકીને બોલવું કઠોર વાકય બોલવાં, ઘણું બોલવું તથા સ્વામીના અપ્રિય વાકય કહેવાં નહી. કોઇની જોડે વિવાદ કરવો નહી, પ્રલાપ તથા વિલાપ ત્યાગવા અને ઘણી ખર્ચાળુ તથા સ્વામી ના ધર્મના કામમાં આડે આવવું નહી, અનવધાનતા, ચિત્તચાંચલ્ય

ક્રોધ, ઇર્ષ્યા, વંચના ઘણું અભીમાન, ખલતા, જીવહિંસા, શોકના ઉપર અહેવ્યાધ, ઘણો અહંકાર, ધૂર્ત્તતા, નાસ્તિક, નિર્લજ્જતા, ચૌર્ય અને કપટ, સાધ્વી સ્ત્રીએ પંદર પ્રકારનાં દુષ્ણીય કામ ત્યાગવા.

સ્ત્રી આવી રીતે પરમ દેવતા પતિની સેવા કર્યાથી આ લોકમાં સુખ તથા મંગળ પ્રાપ્ત થશે અને પરલોકમાં પતિ જે જગ્યાએ રહેશે તે જગ્યા મળશે. વ્યાસસ્મૃતિ અ. ૨ જો.

## ઉત્તમ ગૃહસ્થાશ્રમનું સંક્ષિપ્ત વર્ણન.

ઘર સંસાર સુધારો થવા પછીનો ગૃહસ્થાશ્રમ ઉત્તમ ગણાયછે. બ્રહ્મચર્ય, વાન પ્રસ્થ, અને સંન્યાસ આ ત્રણ આશ્રમોને ટકાવી રાખનાર તેજ ગૃહસ્થાશ્રમ છે. ગૃહસ્થાશ્રમ વગર એ ત્રણ આશ્રમના અનુયાયીઓ ઉદર નિમિત અનિશ્ચત અવસ્થામાં આવી પડેછે. અન્નદાન આપી એ આશ્રમવાળાઓનું પાલન ગૃહસ્થાશ્રમ કરેછે તેથી તેને સર્વ આશ્રમોમાં શ્રેષ્ટ અને જ્યેષ્ઠ ગણેલોછે. જેમ સમગ્ર જલ પ્રવાહો પોતાની સ્થિતિ સમુદ્રમાંજ કરી શકે છે તેમ સમગ્ર આશ્રમવાળાઓ ગૃહસ્થાશ્રમવાળાને ત્યાંજ કરી શકે છે ગૃહસ્થાશ્રમ ન હોયતો આશ્રમોનો પણ અભાવ થાયછે. કહ્યું છે કે.—જેમ સર્વ જંતુઓ વાયુને આધારે રહેલાછે તેમ સર્વ આશ્રમો પણ ગૃહસ્થાશ્રમને આધારે રહેલા છે. તે ગૃહસ્થાશ્રમનેજ કેટલાક લોકો નિંદેછે એ તેમની કેવડી મોટી ભૂલછે ! જો સઘળાં માણસ સંસાર છોડી ચાલી નીકળે તો પછી વિશ્વનો વિનાશ પણ થોડા વખતમાંજ થાય વનમા જઇ ધર્મનું પાલન કરવા કરતાં ગૃહસ્થ બની ધર્મનું પાલન કરવામાં કાંઇ વિશેષ લાભ અને ડહાપણ સમાયેલું છે. ગૃહસ્થ પોતાનાં દરેક કૃત્ય સદ્ધર્મને અનુસરીને કરેછે તો તે સદ્ધર્મ તેને ઉભય લોકમાં સુખસાધક થઇ પડેછે. ધર્મની બાબતમાં જુદી જુદી કોમનાં જુદા જુદા લોકોએ અનેક ફિતૂરો ઉઠાવેલા છે જેથી ધર્મ ઉપરની આસ્થા ઉઠી જાયછે.

## સ્ત્રીઓની અસ્વતંત્રતા

સ્ત્રી માત્રને ધ્યાન દેવાનું છે કે, ગૃહસ્થાશ્રમમાં જે શિક્ષા લખી છે તે શીખી અથવા સાંભળીને લક્ષમાં લેવી, જે જે વિષયો ઉપયોગી હોયતે પોતાના હૃદયમાં રાખીને તે પ્રમાણે વર્ત્તવું, આ ઉપરાંત વિવાહ પછી ગૃહરાણી થયા બાદ જે મુખ્યત્વે તેને વર્તવાના ધર્મોછે તેનો અત્ર સંક્ષેપમાં ઉલ્લેખ કરવામાં આવે છે:—

હે સ્ત્રી? તારો વિવાહ ન હોતો થયો ત્યાં સુધીમાં તેં પોતાના માતા પિતાને આધીન રહીને વિદ્યા કળા અને ગુણ સંપાદન કર્યાં; હવે ઉપર લખ્યા પ્રમાણે ધર્મ તથા સંતાનોત્પત્તિ આદિ અર્થે તે પતિ કર્યો છે, તેથી હવેથી તું આખી ઉમ્મર સુધી તારા પતિની સાથ પ્રેમાતું બદ્ધ-પતિને આધીન છે, એમ સમજીને મનસ્વીપણે વર્ત્તીશમાં જો તું મનમુખી પણું રાખીશ તો જગતમાં તારી પ્રીતિ અને પ્રતીતિ યથા યોગ્ય નહી રહેશે, અને તુને જીવન પર્યંત કલેશ પ્રામવાનો અવસર આવો પડશે. કારણ કે એક તો કુદરતની તરફથીજ સ્ત્રીની શારીરિક તથા માનસિક રચના-પ્રકૃતિ (સ્વાભાવ) પુરૂષથી ભિન્ન પ્રકારની છે. તેમ સમય સમયની રૂઢી બળવાન છે; તે ઉપરાંત આખી દુનિયામાં પરીક્ષાથી આમ સિદ્ધ થયું છે કે, ગૃહ કાર્ય શિવાય બીજો વ્યવહાર સંબંધી કાર્યોમાં જેવો પુરૂષ યથાયોગ્ય વ્યવહાર સિદ્ધ કરવામાં લાયક છે, તેવી સ્ત્રી સર્વાંશે સમર્થ નથી તેટલા માટે બાલ્યાવસ્થામાં માતા પિતાને આધીન, યુવાવસ્થામાં પતિને આધિન, અને વૃદ્ધાવસ્થામાં પુત્ર વા પતિનાં સંબંધીઓને આધીન રહેવાનો સંપ્રદાય પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે, માટે તારે એ વાત યથાર્થ સમજીને પોતાના પ્રાણપતિની સાથે આનંદ સહિત પ્રેમ યુક્ત વર્ત્તાવ રાખવો. પતિમાંજ પૂર્ણ પ્રેમાનુરાગી થઇ પતિ શિવાય પરપુરૂષ પર દૃષ્ટિ ન નાંખતાં, પતિસેવા અને પતિ આજ્ઞા પાલન તથા પતિને પ્રસન્ન રાખવો, આ તારૂં મુખ્ય કર્મ અને ધર્મ છે.

१ आहारो द्विगुणः स्त्रीणां लज्जा चापि चतुर्गुणा ।
साहसं षड्गुणं चैव कामश्चाष्टगुणःस्मृतः ॥ चाणाक्यनीति

ઘણું કરીને સ્ત્રીઓને પુરૂષ કરતાં આહાર બમણો, લજ્જા ચાર ગણી સાહસ છ ગણું તથા કામ આઠ ગણો હોય છે એમ કહ્યું છે તેમજ કામ શાસ્ત્ર વિષે પણ એમજ કહ્યું છે.

भोजने द्विगुणा स्त्रीणां बुद्धे कृत्ये चतुर्गुणा ॥
निश्चये षड्गुणा पुंम्यः कामवेगरत थाष्टधा ॥ मनु. अ. ९

સ્ત્રીની ખાસ પ્રકૃતી (સ્વભાવ વિષે ઉપર પ્રમાણે મત છે.

**बालयावा युवत्या वा वृद्धया वापि योषिता ॥**
**न स्वातंत्र्येण कर्त्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥ मनु. अ. ९**

બાળા હોય, યુવતી હોય, અથવા ઘરડી હોય તથાપિ ઘરમાં કોઇ પણ કાર્ય સ્ત્રીએ સ્વતંત્રતાથી કરવું નહીં (આ મનુનું કહેવું સ્ત્રીઓના હિતને માટે છે) પરંતુ

**बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणि ग्राहस्य यौवने ।**
**पुत्राणां भर्त्तरि प्रेते न भजेत् स्त्री स्वतंत्रताम् ॥ मनु अ. ९**

બાળપણામાં માતાપિતાને, યુવાવસ્થામાં પતિને, અને ફરી પતિ મરણ પામેતો પુત્રોને વશ્ય રહેવું, પણ ક્યારેએ સ્વાતંત્રપણે રહેવું નહીં કારણ કે—

**पिता रक्षति कौमारे भर्त्ता रक्षति यौवने।**
**रक्षंति स्थाविरे पुत्रा न स्त्री स्वातंत्र्य मर्हति ॥ मनु. अ. ९.**

સ્ત્રીનું બાલકપણામાં પિતા, યુવાવસ્થામાં પતિ, ને વૃદ્ધપણામાં પુત્રો રક્ષણ કરે છે કેમકે તે સ્વતંત્રતાને યોગ્ય નથી.

ઉપરના શ્લોકોથી સ્ત્રીઓને પારતંત્ર્ય સ્વાભાવિક ઠરે છે—એટલે સ્ત્રી પુરૂષનાં સંબંધમાં સ્ત્રી અધિકૃત હોવાથી તેને પુરૂષને તાબે રહેવું પડે છે, અર્થાત્ પુરૂષ અધિકૃત હોવાથી સ્વાતંત્ર છે અને સ્ત્રી પરતંત્ર છે. આમ કહેવાથી સ્ત્રીઓને હદ વગરની છુટ—આપવા ઇચ્છનારા તથા સર્વ બાબતમાં સ્ત્રીને સમાન હક પ્રતિપાદન કરનારા આધુનીક વિચારના મનુષ્યો આવો પણ આક્ષેપ કરવા નીકળશે કે, "ત્યારે શું સ્ત્રીને તો પરતંત્ર કહીને—ગુલામડી—દાસી—ઢોર કે પગના જોડા જેવી ગણી કાઢી ? જ્યારે મનુષ્ય માત્ર સરખાં દેખાય છે ત્યારે તેઓના સર્વ હકો સમાન શા સારૂ નહિ ? શા માટે સ્ત્રી પરતંત્ર અને પુરૂષ સ્વતંત્ર ? પ્રેમની આવશ્યકતા તો ઉભયને સરખીજ રીતે છે, ત્યારે સ્વતંત્રતા સમાન કેમ નહી ?" આવા આવા સવાલો સ્વાભાવિક ઉત્પન્ન થાય છે. જે સર્વનો સાંગોપાંગ ખુલાસો કરવા અત્ર પ્રસંગ નથી એટલે અત્ર તો માત્ર દિગ્દર્શન કરાવી ટુંકતમાં આટલોજ ઉત્તર છે કે, સ્ત્રીએ ઉઠતાં, બેસતાં, કે ડગલું ભરતાં મા બાપ, પતિ કે પુત્રોને પુછપરછ કરવી જોઇએ અથવા ત્રણે અવસ્થામાં ઉપર જણાવેલા ત્રણે પાલકોએ તેને પોતાની

દાસી માફક લેખવી—એવો 'પરતંત્ર' શબ્દની હદ વધારી મૂકવી એવો સ્મૃતિકારનો આશય નથી—અ.ર્ય લોકોએ કે આર્ય ધર્મ શાસ્ત્રે તેવી હલકી તેને લેખીજ નથી. તેઓ તેને પ્રેમનું સ્થાન—અમૂલ્ય રત્ન માને છે—સર્વ ઉત્તમ કર્મોમાં એટલે લૌકિક અને પારલૌકિક "ઉભય જગતનાં જે ધર્માચરણ—ધર્મ—અર્થ અને કામ એ ત્રણેમાં સ્ત્રીને અર્ધાંગના—અર્ધભાગિની મુખ્ય સાધન ભૂત માનેલી છે, એટલુંજ નહિં પણ પુરૂષ એ સ્ત્રીના રક્ષક છતાં પણ ગૃહરાજનું વર્ણન કરતાં ઘણેક પ્રસંગે સ્ત્રીને પણ રક્ષકની ઉપમા આપી છે, તથા તેની કેટલી મહતા બતાવી છે તે પૂર્વે ગૃહસ્થાશ્રમ પ્રસગમાં સ્ત્રી પ્રત્યે પુરૂષના ધર્મમાં લખવામાં આવ્યું છે, તે જોવાથી માલુમ થશે. પરંતુ બધી બાબતમાં સ્ત્રી અને પુરૂષ સમાન તો નથી, અને સમાન છે, એમ કહેવું પણ ભૂલ ભરેલું છે—તેનું ટુંકુંજ દૃષ્ટાંત એ છે કે, જો ઉભયો સમાન હોયતો ઇશ્વરે પણ ઉભયના દેહની રચના સમાન રાખી હોત. પરંતુ તેમ નથી થયું. આથી સ્પષ્ટ પ્રતીત થાયછે કે, એ બે પ્રકારના દેહો જુદાં જુદાં નિયમીત કાર્યો માટે ઈશ્વરે નિર્માણ કરેલાં હોવાં જોઈએ કે જે કાર્યો પરસ્પરને ઉપકારક છે એમ વિચાર કરતાં ખુલ્લું જણાઇ આવે છે. વિશેષ **આર્યોદ્ધાર** ગ્રંથમાં જોવું, તેમ છતાં સ્ત્રીને પરતંત્ર રાખવાનાં જે કારણો તેમાના કેટલાંક આ એક શ્લોક ઉપરથી જાણવામાં આવશેઃ—

> प्रदेया दायभाग नेया क्षेत्रं भार्याऽबला तथा ॥
> विधेया प्रमदा रामा भीरुः भोग्या ततो मता ॥

**સ્ત્રી-પ્રદેયા** એટલે ( દાનવત્ ) દેવા યોગ્ય,આર્ય નીતિ એ દાય વિભાગમાં પુરૂષની અપેક્ષામાં યોગ્ય દાય ભાગ રહિત—કાંથે દીધેલું લેવા વાળી, **નેયા** એટલે નયન કરવા-પુરૂષથી લઇ જવા યોગ્ય, **ક્ષેત્રરૂપ** એટલે ગર્ભ ધારણનું સ્થાન, **ભાર્યા** એટલે ભરણ પોષણ પામવા યોગ્ય, **અબળા** એટલે વિશેષ બળવિનાની, **વિધેયા** એટલે સર્વાંગ ઢાંકવા લાયક, **પ્રમદા** એટલે પ્રેમ દેનાર, **રામા** એટલે રમણ કરાવનાર, **ભીરૂ** એટલે બીકણ-ઇત્યાદિ સ્ત્રીના સ્વાભાવિક ગુણને લઇને તેને **ભોગ્ય** એટલે પુરૂષને આધીન-સર્વાંશે સ્વતંત્રતા રહિત એટલે કેવળ પરતંત્રતા સહિત માનેલી છે. ટુંકામાં સાર એ છે કે આર્ય લોકોએ સ્ત્રીને ક્ષેત્રરૂપ અને પુરૂષને બીજ રૂપ માની તે ઉભય ( સ્ત્રીના રજ અને પુરૂષના વીર્ય ) ના સંયોગથી પ્રજોત્પત્તિ

માની છે અને જેટલે દરજજે તે ક્ષેત્ર તથા બીજ શુદ્ધ તેટલે દરજજે ઉત્તમ પ્રજાની ઉત્પત્તિ અથવા અશુદ્ધ હોવાથી પ્રજાની અનુત્પતિજ—આવાજ હેતુને લધને ક્ષેત્ર અને બીજ શુદ્ધ અર્થાત્ જન્મથી અંતસુધી ઉત્તમ ના વીર્ય રક્ષાને માટે ઘણા આકરા નિયમો બાંધ્યા છે અને તેમાં સ્ત્રી, સ્વાભાવીક પુરૂષ કરતાં અલ્પ સમજી અને પરિણામ દર્શીત્વ રહિત હોવાથી કેવળ તેના હિતને અર્થેજ એવા સ્વરૂપના નિયમો બાંધ્યા છે કે, તેને એવી તકજ ન મળે—એજ માત્ર પરતંત્રતાનું વાસ્તવિક સ્વરૂપ છે. આ સ્ત્રી પુરૂષના હક વિશે આજ કાલ ઘણી ચર્ચા થઇ ચૂકી છે. છતાં પણ જેને એ વિષે વિશેષ જાણવાની જિજ્ઞાસા હોય તેણે કામ શાસ્ત્ર તથા મનુસ્મૃતિ અને પ્રકૃતિ ( મનુષ્ય પરીક્ષા ) શાસ્ત્ર જોવાં વળી માનવ ધર્મના પાંચમા અધ્યાયમાં કહ્યું છે કે સ્ત્રીએ કદી સ્વતંત્ર રેહેવું નહીં; કારણકે તેમનામાં પુરૂષ જાતિ કરતાં સ્વભાવથીજ તન તથા મનનું બળ ઓછું હોય છે. તેથી તેઓને સ્વતંત્ર પણે રહેતાં કપટી પુરૂષો તેમને લોભાવી પોતાના ફંદામાં ફસાવીદે. જેથી તેમનું શિયળ ભંગ થાય, ને તેઓ મોટા અપ યશને પામી સંસારમાં પ્રતિષ્ટાથી રહી શકે નહીં.

સ્ત્રી જાતિની સ્વતંત્રતા ચાહનારા કોઇ કોઇ અર્વાચીન પુરૂષો તેની દયા ખાતર વખતે વર્તમાન પત્રોમાં કે ચોપાનિયાઓમાં આર્ટિકલો લખે છે અથવા સભાઓમાં સ્ત્રી જાતિની સ્વતંત્રતા માટે ભાષણ આપે છે, પણ ઉપર જણાવેલાં સબળ કારણથી સભામાં બેઠેલા ભાઇઓ સાંભળ્યું અણ સાંભળ્યું કરે છે. એટલે તે વિષેનો વિચાર આગળ ચલાવતા નથી તેમજ ઘણી મુદ્દત થવા મૂર્ખતાથી કેદીના જેવી માનેલી સ્થિતિમાં રહેલી અર્વાચીન કેળવાયેલી સ્ત્રીઓ પણ સહસ્ત્રાવધિ દુઃખો ભોગવે છે પરંતુ મુંગાં પ્રાણીઓની માફક મુખથી, કલમથી કે કર્તવ્યથી તેનો પ્રકાશ કરી શકતી નથી. અબળા જાતિએ પુરૂષોના તરફથી બહુ બહુ દુઃખ વેઠેલું છે અને હજુ પણ વેઠે છે, તે પોતાના પતિરૂપ જુલમી જેલરના કબજા તળે સબળ હોય અથવા નિર્બળ હોય પણ આટલું દળણું તો અવશ્ય દળવુંજ એ વગેરે સખત મજુરી સાથ ગૃહરૂપી અંધારી કોટડીમાં કેદ ભોગવે છે, પાંજરાપોળની માફક ગૃહપિંજરમાં પુરાઇ બહારનું ભાન ભૂલી ગયેલ છે, અને સ્વતંત્રતારૂપ સિંહણના હાથમાં બકરીઓની પેઠે બળિદાન અપાએલી છે. તેણે એક ગરીબ ગુલામડી

થી પણ અધિક રીતે પુરૂષોની જન્મ પર્યંત સેવા બજાવી છે અને બજાવે છે અને એક નરકના કીડાની માફક પરાધીન રહી પોતાનો મનુષ્યાવતાર કર્તવ્યહિન સ્થિતિમા ગાળ્યો છે અને ગાળે છે, ઘુડની આંખોને ફક્ત દિવસનુંજ અંધારામાં રહેવું પડેછે પરંતુ આ અબળાને તો દિવસ તથા રાત બન્ને અંધારામાંજ પસાર કરવાં પડે છે. અત્યંત આશ્ચર્યની વાત તો એજ છે કે સ્ત્રી જાતિનાં સાસરીઆંને છોડી તેનાં પીયર તરફ નજર કરીએ તો તેઓ પણ પોતાની દીકરી પર પુત્રના જેટલો પ્યાર ધરાવતાં નથી. જો કે દીકરો અગર દીકરી એ બન્ને ઇશ્વરી નીયમ તરીકે સરખાંજછે તોપણ દીકરાના જન્મ વખતે અનેક ઉત્સવો અને સ્નેહિ સંબંધીઓમા વધામણી પડેછે તથા દીકરીના જન્મ વખતે ઉત્સવ તો એક બાજુ રહ્યો પરંતુ ઘરનાં અને બીજાં મનુષ્યોના મુખપરની તેજી ખસી જઇ ગ્લાની છવાઈ રહેછે, એટલુંજ નહિપણ વહાલાંઓમાં વધાઈને બદલે તેને પાણા સમાન નકામી તથા બોજારૂપ ગણી કોઇ પૂછે કે શું આવ્યું ! તો ઘરનાં માણસો જાણે શરમાતાં હોય તેમ નિરાશ મોઢે ધીમેથી દીકરી આ-વ્યાનો જવાબ વાળે છે આવી ખસિયતની વગર તજવીજે ઉછરેલી બિચારી બાળકી જો બાળપણામાં કદાચ પરણ્યા પહેલાં મરી જાય સગાં સંબંધીઓ તેના માવતરનો જેવો તેવો શોક જણાતો હોય તે શમાવવા અર્થે, એતો પાંચસો હજારનું ખત ફાટયું દીકરીમાં શું રહ્યું શું રેવું ? એમ આવેલાં માણસો કહેછે. કુમારી દીકરી ગુજર્યાની બાબતતો એક બાજુ રહી પરંતુ પરણેલી વહુ સાસરે માંદી પડે તો તેની કોઇ સંભાળ તો લેતું નથી ત્યારે ઔષધોનો શાનાં કરે ? આવી સ્થિતિમાં તે બાપડી વહુ જો મરી જાય તો તેનાં માવતરને હજુ શોક થાયછે પણ સાસરીઆંનો ફકત રોવા કુટવાનો ડોળ કરીનેજ પોતાનો શોક પ્રદર્શીત કરેછે. તેને શોક શમાવવા આવેલાં સંબંધીઓ તેને કહેછે કે દીકરો બેઠોછે તો બાયડી જોઇએ તેટલી આવશે.

'પુરૂષ ખાસડું ખંખેરે ત્યાં બાયડી;' અરે ધિક્કાર કેવો બેહદ જુલમ કેવી કઠોર હૃદયની ભયાનક કહેવત ? દીકરીને પહાણાની પંક્તિએ પહોંચાડનારા પુરૂષોનું અંતઃકરણ પહાણાથી કયાં ઓછું ઉતરે તેમછે. વિચારો કે જે સ્ત્રી મરીજતાં બિલકુલ બે દરકારી બતાવોછો, તે સ્ત્રી હત્યા જેવું છે. જો તેજ સ્ત્રી હયાત હોય તો તેનાથી ચાર પાંચ બાળકોની આશા હતી પરંતુ તેના એકના એક મરણથી ચાર પાંચ

બાળકો સહિત મરણ પામી એ દેખીતું છે. આવાં ઉંડાં કારણોપર ધ્યાન આપો. આર્ય નારીઓને અસ્વતંત્ર બનાવી તેના સંબંધથી ભવિષ્યમાં થનારી પ્રજાને પણ નિર્બળતા અને અધમ પંક્તિમાં લાવો નહિં. સ્ત્રીના તિરસ્કારને તજી દઇ તેના માનપર નજર રાખો, અને તેની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરતાં સ્ત્રી જાતિ સ્વતંત્ર સ્થિતિનેજ શોભાવવા યોગ્ય છે. પુરૂષો કહેછે કે ઘરનાં કામ કાજમાં તે શું? પણ આમ કેનાર પુરૂષોએ પોતે એકાદ વર્ષ ફક્ત ઘરમાંજ રહી પોતે તદન દમ વગરની માનેલી બાબત કે જેમાં વાસીદું વાળી ઘર સાફ સુફ રાખવાં. વાસણ માંજવાં, પાણી ભરવું, રસોઇ કરવી, પીરસવું, દાણા દુણી તપાસવાં, બિછાનાં કરવાં, અને ઉઘાડી રહી જતી સઘળી વસ્તુઓને ઢાંકવી ઠેકાણે રાખવી એ વિગેરે અનેક બારીક અને પરચુરણ કામ સમાઇ જાય છે તેનો લાવ લઇ જોવો અને પછી એ બાબતને દમ વગરની કહેવા તૈયાર થવું. અરે એતો સાધારણ દિન કૃત્ય છે પરંતુ કેટલી એક બાબતો કે જેનો વિચાર કરતાં પણ પુરૂષો કંટાળી જાય છે તે તમામ બોજો સ્ત્રી જાતિને સહન કરવો પડેછે. એટલું છતાં પણ તેની અજ્ઞાનતાનો લાભ લઇ પુરૂષો તેનાપર પોતાનો દાબ જારી રાખે છે, અને સ્વતંત્ર સુખથી અજ્ઞાન રહે અને તેને સ્વતંત્રતાની ઇચ્છાજ થાય નહિ એવા હેતુથી કેટલા એક પુરૂષો તેને જાણી જોઇનેજ અજ્ઞાત રાખે છે. કારણ કે કેટલાક ભોળા પુરૂષો સ્વતંત્રતાનો અર્થ સ્વચ્છંદ અથવા નિરંકુશ પણું એમ ગણે છે. પણ તેમાં તેની ભુલ છે માત્ર દેશકાળ પ્રમાણે મર્યાદા પૂર્વક પ્રવર્તિની છુટ એજ સ્વતંત્રતા છે અને તેનીજ આર્ય અબળાઓને આ વખત જરૂર છે. આવી સ્વતંત્રતા પ્રાચીન કાળમાં સારી રીતે પ્રકાશતી હતી. પણ જ્યારથી મુસલમાની રાજ્યના વખતથી ઘણીજ દુષ્ટ અડચણો આવતાં તે વખતના આર્યમાઇઓએ સ્ત્રી જાતિની સ્વતંત્રતા બંધ પાડી એમ કેટલાક આધુનીક વિદ્વાનો કહે છે.

સ્ત્રીએ કદી સ્વતંત્ર રેહેવું નહીં; કારણ કે તેમનામાં પુરૂષ જાતિ કરતાં સ્વભાવથી જતન તથા મનનું બળ એછું હોય છે. તથી તેઓ જો સ્વતંત્રપણે રહેતો કપટી પુરૂષો તેમને લોભાવી પોતાના ફંદામાં ફસાવી દે જેથી તેમનું શિયળ ભંગ થાય, ને તેઓ મોટા અપયશને પામી સંસારમાં પ્રતિષ્ટાથી રહી શકે નહીં.

## મનની નિર્મળતા.

પવિત્ર ગુણોથી જેનું અંતઃકરણ નિર્મળ છે તેજ સ્ત્રી પોતાના પતિનું વિશ્વાસ પાત્ર થાય છે. જેમ શરિરની સ્વચ્છતાથી સ્ત્રી જાતિની ઉપરની શોભામાં વધારો થાય છે, તેમ મનની સ્વચ્છતાથી તેની અંતરની નીતિનુ લક્ષણ બહાર ઝળકી નીકળે છે. તેનો સઘળો આચાર, વ્યવહાર ઘરનાં માણસોને અત્યંત પ્રિય થઇ પડે છે. અંતઃકરણની સ્વચ્છતા બાહ્ય સ્વચ્છતાની પેઠે સાબુ, અરીઠા વગેરે પદાર્થોથી કદી પણ થઇ શકતી નથી. પણ નીતિ રૂપ નિર્મળ નદીમાં નિમગ્ન થવાથીજ તે સ્વચ્છતા મળે છે. સુંદર વસ્ત્રાભૂષણોથી શરીરને શણગાર સુગંધી ચંદનાદીકથી ચર્ચિત કર્યું હોય અને મન, કુડ, કપટ તથા અસત્ય અને અનીતિથી ભરપૂર હોય તો તેનું સુંદર શરિર પણ શા કામનું એક કવિ કહેછે કે—

દોહરો—મન મેલા તન ઉજલા, બગલા કપટી અંગ;
તાતે તો કૌવા ભલા, તન મન એકહી રંગ.

મન નિર્મળ અને અસત્યતાથી સંયુક્ત હોય તો તે જ્યાં જાય છે ત્યાં તેને ઘણુંજ સન્માન મળે છે. અને ત્રાહિત માણસ પણ તેનો વિશ્વાસ કરે છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે— **મનઃ સત્યેન શુદ્ધ્યતિ.** "મન સત્યથી શુદ્ધ થાય છે" સત્ય સેવનથી બીજાં સદ્દગુણો પણ પોતાની મેળેજ આવે છે. સત્યનો સેવનથીજ કુટુંબમાં સલાહ શાંતિ રહે છે અને સત્યના સેવનથીજ સત્યવાદી હરિશ્ચંદ્ર મહારાજની પેઠે આ જગતમાં કિર્તિ અમર રહે છે.

## સ્ત્રીની વાસ્તવિક યોગ્યતા.

"ભાર્યા—એ મનુષ્યનું અર્ધું અંગછે; ભાર્યા—એ ઉત્તમ મિત્ર છે; ધર્મ, અર્થ, અને કામ—એ ત્રણે પુરૂષાર્થની મૂળ (એટલે એ ત્રણે પુરૂષાર્થ પ્રાપ્ત કરી આપનારી) ભાર્યાજ છે. અને ભાર્યાને લીધેજ મનુષ્ય આ સંસાર સમુદ્ર સરલતાથી તરીપાર ઉતરી શકે છે." પોતાના આવાં વખાણ સાંભળીને મારી સ્વદેશી બહેનો હડપચી પર આંગળી ટેકાવી "બાઇ ખરૂં કહોછો ! શું આપણી એટલી બધી યોગ્યતા છે !" એવા આશ્ચર્ય ઉદ્દગારો કહાડશે; પરંતુ તેમાં નવાઇ લાગવા જેવું કશું નથી. પૂર્વે કાળમાં આપણે સુશિક્ષિત હતાં, પૂર્વે

કાળમાં આપણને ઘટતી છુટ—સ્વતંત્રતા હતી, પૂર્વ કાળમાં આપણ-ને પુરૂષો કેવળ ગુલામ સમજતા નહોતો, પૂર્વ કાળમાં આપણી યો-ગ્યતા સમજી પુરૂષો આપણી સાથે માનથી વર્તતા હતા, અને તેથી આપણે ઘર સંસારે વધારે સુખી હતાં. આમ હોવાથી પૂર્વ કાળમાં આપણે માટે વિદ્વાનો એવા ઉદ્ગારો કહાડી ગયા હોય તેમાં નવાઈ નથી, પૂર્વ કાળમાં જ્યારે આપણી એટલી પ્રશંશા થયેલી પૂર્વનાં પુ-સ્તકોથી જોવામાં આવે છે, ત્યારે પૂર્વ કાળમાંજ આપણામાં તેવા પ્રકારની વખાણ થવા જોગ યોગ્યતા હતી અને હાલ આપણામાં એવી યોગ્યતા નથી. ? ખાત્રીથી કહુંછું કે આપણામાંથી એ યોગ્યતા-નો હવે પછી તે મળીજ શકે નહિ તેવો કાંઇ નાશ થયો નથી. શિક્ષણ અને સદાચરણથી તે યોગ્યતા આપણાથી હજી પણ મેળવી શકાય તેમ છે. ભોગ્ય વસ્તુ કરતાં કિંવા પ્રજોત્પત્તિના સાધન કરતાં આપણી વધારે છે. મહાભારતને અંતે શાન્તિ પર્વમાં કહેવામાં આ-વ્યું છે કે—મંદવાડમાં જે રીતે ઔષધ છે, તેજ રીતે વિપત્તિમાં ભાર્યા છે. સંસારની ચિંતામાં ઝુરી મરતાં મનને મિત્રની પેઠે ધિરજ આપનારી ભાર્યાજ છે. અને મનુષ્યો તેના ચાલી રહેલા વ્યવહારને અંગે બાંધવ પ્રમાણે આશ્રય અને સહાય આપનાર પણ ભાર્યાજ છે. એહેનો એવી રીતે આપણી વાસ્તવિક યોગ્યતા દેખાડનારાં પ્રાચી-ન પુસ્તકોમાં અનેક ઉદાહરણો મળી આવે છે; પરંતુ કેવળ પુસ્તકો-ના આધારે આપણી યોગ્યતા સમજવી.• તેના કરતાં તે વાસ્તવિક યોગ્યતા ખુદ આપણમાં હોવી જોઇએ. જો એમ થાય તોજ આપ-ણે સુખી થઇ શકીએ, તોજ આપણે પ્રશંસા પાત્ર ગણાઇએ અને તોજ આપણા જન્મનું સાર્થક થાય. પૂર્વ કાલના કે હાલના સમયના ગ્રન્થોમાં આપણા પુષ્કળ વખાણ કરેલાં હોય. તેથી લાગલાંજ આપણે પ્રશંશાને પાત્ર બની જઇએ છીએ એમ નથી, પ્રસંશાને પાત્ર બનવા માટે તો આપણામાં યોગ્યતા લાવવા જોગ ગુણ (આ-ચરણ) જોઇએ. હા, આપણા વખાણ જેમાં કરેલાં હોય છે, તેવાં પુસ્તકોનાં વચનોથી જે લાભ થાય છે તે એટલોજ કે,—આપણો લાંબો કાળ અજ્ઞાન અવસ્થામાં ગુજરી ગયેલો છે, લાંબા કાળથી આપણે આપણી નીજ યોગ્યતા ભૂલી ગયા છીએ, અને લાંબા કાળથી આપણને હલકી સ્થિતી ભોગવવી પડે છે—તો તેવા દુઃખ-દાયક કાળમાં એ પુસ્તકોના વચનો વાંચવામાં આવવાથી આપણું

અજ્ઞાન દૂર થાય છે. આપણી યોગ્યતા પ્રમાણે સમજવા લાગીએ છીએ અને આપણને હલકી સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિ મેળવવાની ઇચ્છા ઉપજે છે. કેટલાક એવા સંજોગો બને છે કે હરકોઇ માણસ પોતાની વાસ્તવિક યોગ્યતા વિસરી જાય છે; પરંતુ યોગ્યતા વિસરી ગયા બાદ, તેને જો પાછી તે યાદ આવવા જોગ કારણો મળે તો તે યોગ્યતા મેળવવાનો તથા પોતાના નાશ પામેલા ગુણો ફરી મેળવવાનો યત્ન કરવા માંડેછે. આર્ય મહિલાઓની—મારી પ્રિય બેહેનોની પણ તેવીજ સ્થિતિ હોવાથી તેમને તેમની વાસ્તવિક યોગ્યતા સમજાવવાનો મે વિચાર રાખ્યો છે મારી બહેનો પોતાની યોગ્યતા સમજી યોગ્યતા મેળવવાનો યત્ન કરે અને જે પુરૂષો સ્ત્રીઓને કેવળ ભોગ્ય વસ્તુ અથવા દાસી માનીને પોતાના સંસાર સુખનું સત્યાનાશ વાળોછે તેઓ પણ સ્ત્રીઓને વાસ્તિવિક યોગ્યતા મેળવવાના કામમાં સહાયતા આપે, તો હિંદુઓના ગૃહસંસારને નિંદવાનું કોઇને પણ કારણ રહે નહિં.

સ્ત્રીઓની યોગ્યતા કાંઇ જેવી તેવી નથી, સ્ત્રી વડેજ કૂળકાયમ રહી શકે છે સ્ત્રી ન હોય તો કૂળ, વંશ, ગામ અને શેહેર સ્થાપન થવાનો સંભવજ નહોતો. પરમેશ્વરે સ્ત્રીઓ ઉપર ગર્ભ ધારણ કરવાનો અને બાળક જનમ્યા પછી તેનું પોષણ કરવાનો ભાર મુકેલો છે. અને તેથી નિર્ભય જગ્યાંની બળવાનના આશ્રયની અને જોઇતા ખોરાકની સ્ત્રીઓને જરૂર પડે છે. અને તેમ હોવાથી જંગલી અવસ્થામાં સ્ત્રીઓ નહિ રહિ શકયાથી મનુષ્યોને ગામ અને ઘર બાંધવાની જરૂર પડેલી હોવી જોઇએ. એમ વિદ્વાનો માને છે; તે સાચું છે ગર્ભ ધારણ કરવાનું, બાળકોને ઉછેરવાનું કામ સ્ત્રીઓનું હોવાથી શરીરની સખ્ત મહેનત વાળા કામમાં સ્ત્રીઓ પુરૂષ કરતાં પાછળ પડી ગયેલી છે, પણ સ્ત્રી વડેજ ઘરની ઉત્પત્તિ થયેલી હોવાથી તેને ઘરનો પ્રધાન માનવામાં આવે છે. પુરૂષના કરતાં ઘરનાં રાજ્યમાં તેની પહેલી બેટક છે અને "ગૃહરાજ્ય" ચલાવવાનું કામ પણ સ્ત્રીનંજ છે, ઉદર પોષણને માટે નાના પ્રકારના ઉદ્યોગ ધંધાઓ કરીને પૈસો પેદા કરી લાવવાનું કામ પુરૂષનું છે, અને તે પૈસા વડે ઘર સંસારનું ઘટતું સુખ મેળવવાની વ્યવસ્થા કરવાનું કામ સ્ત્રીનું છે. શાસ્ત્રમાં કહેલું છે કે "यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता"

સ્ત્રીઓ જે ઘરમાં માન પામે છે તે ઘરમાં દેવતાઓ સંતુષ્ટ થાય છે. શુક્રાચાર્યે કહેલું છે કે,—"ડાહ્યા પુરૂષ સ્ત્રી પર બહુજ પ્રીતિ રાખે છે. કારણ કે શ્રેષ્ઠ સુખનું સાધન, પ્રજાની ઉત્પત્તિનો માર્ગ અને ધર્માદિ કૃત્યોમાં સહાયક;તેને સ્ત્રીજ છે સ્ત્રીઓની યોગ્યતા કાંઈ જેવી તેવી નથી. ઇતિહાસમાં જેઓનાં નામો નોંધાયલા છે, જેઓએ મોટાં મોટાં પરાક્રમો કરી અક્ષય કીર્તિ મેળવેલી છે, જેઓના યશ, ધર્મથી, પરમાર્થથી, ઉદ્યોગથી, કળા કુશળતાથી, શૌર્યથી, સાહસથી, સદ્ગુણથી; અને ઇશ્વર ભક્તિથી હાલ સ્થળે સ્થળે ગવાય રહ્યા છે તેવા નરરત્નોની પેદાસ સ્ત્રીની કૂખથીજ થઇ છે. સકળ સૃષ્ટીની શોભા તથા મોટાઇના કારણનું માન કોઇ પુરૂષના કરતાં સ્ત્રીઓને ઓછું મળી શકે તેમ નથી.

## સ્ત્રીઓની અઘટિત નિંદા.

"સ્ત્રીઓની યોગ્યતા કાંઇ જેવી તેવી નથી" એમ હું કહુંછું પણ આજકાલ પુષ્કળ પુરૂષો ઘણી વખત વાતચિત કરતાં સ્ત્રીની નિંદા કરી કહે છે કે "સ્ત્રી સર્વ દુઃખનું કારણ છે" તેનું કેમ ? વળી પ્રાચીન પુસ્તકોમાં પણ સ્ત્રીની બહુજ અયોગ્યતા દેખાડનારાં વચનો જોવામાં આવે છે તેનું કારણ શું ? આ બાબતમાં પણ અહિં ખુલાસો કરવો જરૂરનો છે સ્ત્રીની કંઇ સર્વ કોઇ એક અવાજે નિંદા કરતું નથી કેટલાક જેમ તેની પ્રસંશા કરે છે તેમ કેટલાકો તેની નિંદા કરે છે જેમ કેટલાક પુસ્તકોમાં તેની નિંદા કરેલી જોવામાં આવે છે તેમ કેટલાક પુસ્તકોમાં તેઓનાં વખાણ કરેલાં નિહાળવામાં આવે છે આવી રીતે બે પક્ષ પડવાનું કારણ શું ? સ્ત્રીની જે પ્રસંશા કરવામાં આવે છે તે સ્ત્રીની વાસ્તવિક યોગ્યતા ઉપરથી કરવામાં આવે છે એવો મારો મત છે; પણ સ્ત્રીની જે નિંદા કરવામાં આવે છે તે તેનામાં અયોગ્યતા હોવાથીજ કરવામાં આવે છે, એમ મારા સમજવામાં આવતું નથી. સ્ત્રીની નિંદા કરવામાં અયોગ્યતા દેખાડવાનું કામ કાંતો કાંઇ ગતલબથી અને કાંતો સમજ ફેરથી કેટલાક પુરૂષોએ કરેલું હોવું જોઇએ અને તેમ નહિ તો પછી તેમ કરવાનું તેઓને અમુક એક સ્ત્રી વિષે હલકો વિચાર ઉપજવાનું કારણ હોવું જોઇએ જગતમાં ઘણા એવા બનાવો બનેછે કે અમુક એક માનવીના ઉપર તેના દોષો જોઇને આપણને તિરસ્કાર

છે; પણ અમુક એક માનવીએ દોષ કર્યા માટે તે માનવીની આખી જાતજ નિંદાને પાત્ર ઠરતી નથી. કહેવાનો તાત્પર્ય એટલોજ કે એક સ્ત્રીનું આચરણ નિંદાને પાત્ર માલુમ પડ્યું તો આખી સ્ત્રી જાતને ધિક્કારવી એ યોગ્ય નથી હાલનું આપણા લોકોનું વલણ ભણુજ દુઃખ દાયક થઇ પડેલું છે કોઇ મતલબથી કે પછી કાંઈ સમજ ફેરથી જેજે પુરૂષોએ સ્ત્રીને ઉતારી પાડી તેની નિંદા કરેલી છે, તે તે પુરૂષોનાં વચનોને હૃદયમાં કોતરી રાખી તે તે વચનો ઉપર આધાર રાખી આજના ઘણા પુરૂષો સ્ત્રી ઉપર અવિશ્વાસની નજરે નિહાળે છે, સ્ત્રીને પોતાના કરતાં હલકી માને છે. તેની નાના પ્રકારે નિંદા કરે છે અને આજની સ્ત્રીઓ પણ પોતાને પુરૂષના કરતાં હલકી ઓછી યોગ્યતાની પોતાની થતી નિંદાથી નાખુશ નહિ થતાં એવી અજ્ઞાન અને અપમાન ભરેલી સ્થિતિમાં સમાધાન વૃત્તિથી કાળ ગુજારે જાય છે ! મેં આગળ "સ્ત્રીની વાસ્તવિક યોગ્યતા" બતાવતાં કહેલું છે.

## સ્ત્રી વડે પુરૂષની મોટાઇ.

સ્ત્રી સહવાસ વડેજ પુરૂષની મોટાઇ છે સ્ત્રીની સહાયત વિના પુરૂષના સર્વ વ્યવહાર વ્યર્થ છે. " રામ વિજયમાં " એક પ્રસંગે એવું વર્ણન કરવામાં આવ્યું છે કે રાવણે સીતાજીનું હરણ કર્યા બાદ રામચંદ્રજી અગસ્ત ઋષિની સલાહ લેવા પધાર્યા ત્યારે એ ઋષિરાજે તેમની મુલાકાત લીધી નહીં. આથી લક્ષ્મણને બહુ ક્રોધ ઉપજયો શ્રીરામચંદ્રજીએ કહ્યું કે-અગસ્તઋષિ મહાજ્ઞાની છે. મારી મુલાકાત તેણે લીધી નહિં. તેનું કારણ એજ કે મારી સાથે સીતાજી નથી. હું નિર્વિકાર અને નિર્ગુણ છું તેનું કારણ પણ સીતાજીજ છે. સીતાજીએજ મને જાગૃત કરી સગુણ બનાવ્યો છે. પંચમહાભૂતો ત્રીગુણ અને તત્વોનું કારણ પણ સીતાજીજ છે. અને હું અરૂપ અને અનામ છું; એ સર્વ અગસ્ત ઋષિના સમજવામાં છે, તો પછી મારૂં જે-સીતાજી સાક્ષાત દૈવત તવાં જે તેમના વિના તેઓ મારી મુલાકાત નલે, તેમાં તેમનો દોષ શો ? આથી લક્ષ્મણના મનનું સમાધાન થયું ત્યાર બાદ રાવણનો વધ થયા પછી સીતાજી સહિત અયોધ્યામાં જતી વેળાએ શ્રી રામચંદ્રજી અગસ્તઋષિના આશ્રમમાં ગયા. તે

વેળાએ સીતાજી સાથે હોવાથી ઘણીજ ખુશીથી તેમની તે મહર્ષિએ મુલાકાત લીધી. આ વેળાએ અગસ્ત ઋષિએ જણાવ્યું કે—મેં અગાઉ આપની મુલાકાત ન લીધી માટે માઠું લગાડવાનું પ્રયોજન નથી. જ્ઞાનીઓ સ્ત્રી યુક્ત પુરૂષનીજ મુલાકાત લેછે ? પુરૂષની મોટાઇનો આધાર સ્ત્રી ઉપર છે. " અધ્યાત્મ દૃષ્ટિએ જોઇએ સૌ પુરૂષ અને પ્રકૃત્તિ મળીને આ જગ બનેલું છે. માયા એ નામ પ્રકૃતિનુંજ છે. અને તેનાજ યોગે આ જગત રચાએલું છે. પુરૂષ પોતે (અર્થાત્ પરમાત્મા) નિર્ગુણ નિર્વિકાર છે. એવી રીતે જગતની ઉત્પત્તિ થયેલી સમજી વેદાંતમાં જે કથન કરવામાં આવેલું છે, તેજ દંપતિ પર કિંવા તેના સંસાર ઉપર લાગુ પાડીએ તો શ્રી રામચંદ્રજીએ લક્ષ્મણના મનનું જે સમાધાન કર્યું છે તે બહુજ ઉત્તમ રીતે કરેલું છે. તેમાં કશો પણ શક નથી. પુરૂષની મોટાઇનો આધાર સ્ત્રી ઉપર છે. તે સમજવું શાસ્ત્રના આધારે કદાચ કઠણ પડે તેમ છે. પરંતુ હાલના ચાલી રહેલા સ્ત્રી પુરૂષના વ્યવહારો તરફ દૃષ્ટિ કરીએ તોપણ પુરૂષની મોટાઇનો આધાર સ્ત્રીપર છે, એવી ખાત્રી થયા વિના રહેતી નથી. વિવાહિત પુરૂષ હોય; તો કશોપણ સહવાસ ન હોય કશીપણ ઓળખાણ ન હોય તોપણ તેને ગમેત્યાં સ્થાન મળી શકે છે. ગૃહસ્થ લોકો તેનાપર અવિશ્વાસની નજરે નિહાળતા નથી, પરંતુ અવિવાહિત (કુંવારા) પુરૂષને તે ઓળખીતો છતાં, તેની સાથે ઘણો સહવાસ છતાં તેને પોતાના ઘરમાં સ્થાન આપતા નથી તેના તરફ વિશ્વાસની નજરે કોઇ નિહાળતું નથી. વિવાહિત પુરૂષ ગમેતો સદાચરણી ન હોય, તોપણ તે દુરાચારી છે. એવી ખાત્રી થતાં પહેલાં ઘણા જનો પોતાનાં સ્ત્રી બાળકોમાં ફરવા હરવાની નિઃસંશયે તેને છુટ આપી શકે છે, પણ કુંવારા પુરૂષને તે સદાચરણી છતાં, તેના સદાચરણની ખાત્રી થયા છતાં કેટલાકો તેને તેવા પ્રકારની છુટ આપતાં આંચકો ખાય છે. આનું કારણ શું ? એનું કારણ એજ છે કે પુરૂષની મોટાઇનો આધાર સ્ત્રી ઉપર ઘરની શાન્તિનો આધાર સ્ત્રીના ઉપર હોવાથી પુરૂષની શાન્તિ સમાધાનીનો આધાર પણ સ્ત્રી ઉપર છે, એમ કહેવામાં વિશેષતા નથી. મનના સમાધાન વાળો સ્થિર અને આનંદ યુક્ત ચિત્તનો પુરૂષ મોટાઇ મેળવવા જોગ કાર્યો સહેલથી કરી શકે છે. પણ જેનું ચિત્ત અસ્થિર હોય છે જેના હૃદયમાં કદિ પણ આનંદ ઉપજતો

નથી, તેવા પુરૂષોને મોટાઇ મેળવવામાં બહુ વિઘ્ન નડે છે. હૃદયમાં આનંદ ઉપજવો અને ચિત્તની પ્રસન્નતા રહેવી એ સ્ત્રી વિના જ્યારે બની શકતું નથી ત્યારે પુરૂષની મોટાઇનો આધાર સ્ત્રી ઉપર છે, એ સિદ્ધ થઇ શકયુ કે નહિં! સ્ત્રી એ પુરૂષને બંધન રૂપ છે. વિવાહિત થયા પછી સ્ત્રી સાથે લગ્નરૂપ બંધનમાં બંધાયા પછી પુરૂષ નમ્ર, વિચારવંત ડાહ્યો અને દીર્ઘ દૃષ્ટિ વાળો બની જાય છે અને તેથી તે સુખ પ્રાપ્ત થઇ શકે તેવાં કે યશ મળી શકે તેવાં કાર્યો કરી શકે છે, પણ તે કુવારાં હોયતો કશા બંધન વિના નિરંકુશ થઈ રહેવાથી ઉંચું ખળી પણ મરજી મુજબ વરતે છે, અને તેથી ઉતાવળાં સાહસ કર્મો કરી વાસ્તવિક પુરૂષાર્થને વખતે દૂષણ લગાડે છે; આમ હોવાથી પુરૂષની મોટાઇનો સ્ત્રી ઉપર આધાર છે એ સિદ્ધ થઇ શકેછે વિવાહિત પુરૂષની વૃત્તિ સ્ત્રી સમાગમથી શાંત બની જાયછે, પુરૂષ મનોનિગ્રહ રાખી શકે છે, કારણ કે સ્ત્રી સમાગમને અંગે વિનોદની વાતો કરવામાં, ઘર સંસારની યોજના યોજવામાં, બાળકોને ઉછેરવામાં, નોકર ચાકરની સુધારણા કરવામાં, અતિથિનો સત્કાર કરવામાં અને પ્રભુ ભક્તિમાં પુષ્કળ વખત વહી જાય છે; પણ કુંવારાને તેવું કશુ નહિ હોવાથી ને સદા નવરો હોવાથી—"નવરા માણસનું મન સેતાનનો અખાડો છે" એ કહેવત મુજબ ખોટા તર્કો અને માઠી કલ્પનાઓ ઉપજે છે અને ખોટાં આચરણ તરફ આકર્ષેલા મનને તે કબજામાં રાખી શકતો નથી. મતલબ કે સ્ત્રી વડે પુરૂષ સદાચારી, નીતિવાન રહી આબરૂનું સારી રીતે સંરક્ષણ કરી શકે છે, એટલુંજ નહિ પણ ઉદ્યોગી બની દ્રવ્ય પ્રાપ્તિ પણ કરી શકે છે. આ ઉપરથી પણ પુરૂષની મહત્તાનો મોટાઇને આધાર સ્ત્રી ઉપર છે એવું સિદ્ધ થઇ શકે છે,

## સ્ત્રી વિના સુનો સંસાર

આ સંસાર રથ ચલાવવા માટે પુરૂષને સ્ત્રીની સહાયતાની ઘણીજ જરૂર છે. પુરૂષ એકલો સ્ત્રી વિના સંસાર ચલાવી શકતો નથી. અવિવાહિત પુરૂષનું ઘર ઉદાસ અને અવ્યવસ્થિત જોવામાં આવે છે. અવિવાહિત પુરૂષના સર્વે કાર્યો વિરૂપ શોભા વિનાના તથા જોઇને કંટાળો ઉપજે તેવાં હોવાથી તે કાર્યોપર નજર ઠરતી નથી અને હૃદય વિરામ પામતું નથી તો પછી તે વડે સુખ મળવાની

આશાજ શી રાખવી ? ચરિતાર્થને અંગે જગતમાં મનુષ્યના અનંત વ્યવહારો ચાલી રહેલા હોય છે, એ વ્યવહારોમાં એવા સંજોગો ઘણા બને છે કે જેથી મનને બહુજ ત્રાસ અને શ્રમ પડે આવે સમયે ઘેર જઇ અવિવાહિત પુરૂષના થાક પરિશ્રમ ઉતારવાનું તથા વિશ્રાંતિ મેળવવાનું કયું સાધન છે ? જો ઘરમાં સ્ત્રી હોય તો મધુર શબ્દો બોલીને કે વિનોદની વાતો કરીને મનરંજન કરે અને તેથી "આનંદ એ સર્વ રોગપર અસરકારક સમબાણુ ઓષધ છે." એ ન્યાયે તેના થાક પરિશ્રમનું શમન થઇ શકે. બજારના બહારથી ઘરમાં આવ્યા, સખ્ત મહેનત કરી ખર્ચ કરતાં વિશેષ દ્રવ્ય સંપાદન કરી લાવ્યા અને તેમ હોવાથી ઘરમાં જઈ સર્વ ફિકર વિસારી બીજા દહાડાના યત્ન માટે શરીરને તાજું અને મનને ઉત્સાહી બનાવવા માટે વિશ્રાંતિ લેવાને બદલે પુરૂષને ચુલો ફુંકવો પડે તો એ સંસાર સુનો નહિ તો બીજું શું ગણાય ? રૂપવાન, સુલક્ષણી, પ્રેમાળ, મધુર ભાષિણી, કુલીન અને પતિને અનુકુળ એવી ભાર્યા વિના સંસારનું કશું પણ સુખ મળી શકતું નથી શોકને પ્રસંગે મનનું અનેક પ્રકારે સમાધાન કરનારી મુંઝવણને વખતે સારી સલાહ આપનારી, કાયરતાની વેળાએ આવેશ અને ઉમંગ ચઢાવનારી, ઉન્મત્ત વૃત્તિને શાંત અને નમ્ર બનાવી માણસના નેહમાં લાવનારી, સ્ત્રી વિના ખચિત આ સંસાર સુનો છે સ્ત્રી વિના પુરૂષને તેનું ઘર સ્મશાન અને વેરાન-ઉજડ પ્રદેશ સરૂખું છે, નાના પ્રકારના સુખના સાધનો મેળવવા માટે પુષ્કળ દ્રવ્ય હોય, આજ્ઞા ઉઠાવવા માટે પુષ્કળ ચાકર નોકર હોય, પ્રવાસ કરવા માટે કે હરવા ફરવા માટે વાહન અને મનગમતી મોજ મજાહ ભોગવવા માટે ઘટતી સ્વતંત્રતા હોય તો પણ પુરૂષને સ્ત્રી વિના એ સર્વ સુખો આંધળાં આગળ આરસીની પેઠે, બહેરાં આગળ મધુર ભાષણની પેઠે મુંગા આગળ વાણિ વિલાસની પેઠે, ખોટી પડી ગયેલી ત્વચાની આગળ શીતળ ઉપચારની પેઠે કાંઇ પણ લાભ કરી શકતાં નથી. સ્ત્રી એ પુરૂષનું તેની શારિરીક શોભા ગમે તેટલી ટાપટીપ છતાં તેના વિના પૂર્ણપણે ખિલ્લી શક્તી નથી. સ્ત્રી એ પુરૂષના મનનો પ્રધાન હોવાથી ગમે તેટલા ઉંડા ઉતરી તથા વિચારી વિચારીને પગલું ભર્યા છતાં

સ્ત્રી વિના મનનું રાજ્ય નિર્વિઘ્ને પુરૂષથી ચલાવી શકાતું નથી અને તેથીજ સ્ત્રી વિના પુરૂષનો સંસાર સુનો છે, પતિના સુખના અને પતિના આરોગ્યતાના ઉપાયો સ્ત્રી વિના બીજું કોઇ લાગણીથી અને કાળજીથી યોજી શકતું નથી તેથીજ સ્ત્રી વિના સુનો સંસાર છે. અ વિવાહિત પુરૂષના ઘરમાં અતિથિનો જોઇએ તેવો સત્કાર થઇ શકતો નથી તેથીજ સ્ત્રી વિના સુનો સંસાર છે એકલા પુરૂષથી વંશ કાયમ રાખી શકાતો નથી તેથીજ સ્ત્રી વિના સુનો સંસાર છે, સંસારનું કાંઇ પણ સુખ મેળવવાનો પુરૂષ એકલો કેવળ અશક્ત હોય છે તેથીજ સ્ત્રી વિના સુનો સંસારછે પુરૂષની પરીક્ષાની કસોટીના પથર જેવી સ્ત્રી હોવાથી સ્ત્રી વિના પુરૂષ સહનશીલ, સંતોષી અને ઉપયોગી બની શકતો નથી, તેથીજ સ્ત્રી વિના સુનો સંસાર છે જેમ "સૂર્યનું મૂલ્ય તેજ છે. ચંદ્રનું મૂલ્ય જ્યોત્સના છે, સોનાનું મૂલ્ય દિપ્તિછે." તેમ સ્ત્રીનુ મુલ્ય પ્રેમ હોવાથી પ્રેમ વડે જે અપૂર્વ સુખ મેળવી શકાય છે તે અવિવાહિત પુરૂષને મળી શકતું નથી તેથીજ સ્ત્રી વિના સુનો સંસાર છે. સ્ત્રી પોતાના ઉત્તમ ગુણ આચરણ વડે માઠા પ્રસંગ રૂપ પર્વતમાં શીતળ શાંતિ દાયક ઝરણાં સરખી છે. સંસારના વિકટ માર્ગમાં વિશ્રાંતિ મેળવવા જોગ વડની છાયા સરખી છે અને પ્રખર તાપ રૂપ સંસારની તપશ્ચર્યાને અંગે જીવનના માર્ગમાં છત્રી જેવીછે; આમ હોવાથીઅવિવાહિત પુરૂષ સ્ત્રીવિના શાંતિ, વિશ્રાંતિ અને મુક્તિ મેળવી શકતો નથી.તેથીજ સ્ત્રીવિના સુનો સંસારછે. વાંઢાના વચનોપર જગતના લોકો વિશ્વાસ રાખતા નથી, વાંઢાની કૃતિપર જગતના લોકો સંશયની નજરે નિહાળતા રહેછે, વાંઢાને ઘેરકોઇ અભ્યાગત કે ગૃહસ્થો આશ્રય લઇ શકતા નથી. વાંઢાના ઘરમાં નિર્દોષ બાળકડાંઓનો કાલુડો અને મધુર અવાજ કદિપણ પ્રમોદ ઉપજાવી શકતો નથી વાંઢાના ઘરમાં કોઇપણ વસ્તુમાં શોભા અને સારૂં બંધારણ જોવામાં આવતું નથી. વાંઢાથી ઘરમાંનાં ,અવ્યવસ્થા, અંધારૂં અને ખરાબ વાસ દૂર કરવાની જોઇએ તેટલી કાળજી રહી શકતી નથી. વાંઢાના ઘરમાં અવિવેક અને અભદ્ર અવાજ નિત્યને માટે થતો રહેછે અને તેથીજ સ્ત્રીવિના સુનો સંસાર છે. સ્ત્રીવિના મનની સ્થિરતા થતી નથી અને મનની સ્થિરતા વિના પુરૂષથી

પરોપકાર કે બીજાં ધાર્મીક કાર્યો થઇ શક્તાં નથી,. અને તેથી અવિવાહીત પુરૂષની સદ્દગતિ થઇ શકતી નથી માટેજ સ્ત્રી વિના સુનો સંસાર છે. શ્રદ્ધા વિના જગતના વ્યવહારોનો નિભાવ થઇ શકતો નથી, અને શ્રદ્ધાનું મૂળ પ્રેમ હોવાથી સ્ત્રી વિના પ્રેમની અને પ્રેમ વિના શ્રદ્ધાની પુરૂષમાં પૂર્ણતા થઇ શકતી નથી આથી. તેના સર્વ વ્યવહારો અપૂર્ણ યશ વિનાના અને લાભ વિનાના થઈ પડે છે, તેથીજ સ્ત્રી વિના સુનો સંસાર છે.

## સ્ત્રી ઉપર સરવ સુખનો આધાર.

આ દુઃખરૂપ સંસાર સાગર તરી પાર ઉતરવા માટે પુરૂષને સ્ત્રીની સહાયતાની ઘણીજ આવશ્યક્તા છે. બ્રહ્મચર્યમાં પુરૂષને સ્ત્રી કસોટીમાં લઇ વધારે દૃઢ બનાવે છે અને તેથી તે દ્વાર સુખની વૃદ્ધિ થઇ શકે છે. ગૃહસ્થાશ્રમમાં સર્વ સંકટમાંથી મુક્ત થવા માટે પુરૂષને સ્ત્રી ઉત્સાહી બનાવતી રહે છે. અને તેથી ભિન્ન ભિન્ન પ્રકારનું સુખ સંપાદન કરવાના રસ્તાઓ સુજે છે. વાનપ્રસ્થાશ્રમમાં સહચરી બનીને પોતાના સહવાસનું બળ આપી મોક્ષ માર્ગમાં સ્ત્રી પતિને આગળ કરે છે અને તેથી અપૂર્વ સુખ પ્રાપ્ત થઇ શકે છે. આમ હોવાથી ચોથું આશ્રમ જે સન્યસ્ત તે પાળવું પુરૂષને બહુજ સહેલું થઈ પડે છે, સ્ત્રી ઉપર સર્વ સુખનો આધાર છે એમ માનવાને બીજાં પણ મજબુત કારણો છે. ગૃહસ્થાશ્રમ સંબંધીના સર્વ કાર્યમાં સ્ત્રી સહાધિકારિણી હોવાથી તેનાપર સંસારના સર્વ કારભારનો બોજો મુકીને પુરૂષ નિશ્ચિંત મનથી જગતના અન્ય વ્યવહારોમાં સંચાર કરી શકે છે અને તેથી તે દંપતિ અલૌકિક સુખ પ્રાપ્ત કરવાને સમર્થ થઇ શકે છે, મુખ્યત્વે કરીને સ્ત્રીના આશ્રયથી મન આદિવડે ઇંદ્રિય સંબંધી કામ ક્રોધાદી શત્રુઓપર પુરૂષ વિજય મેળવી શકે છે અને તેથી તે ઉદાર, માયાળુ સદાચરણી, પરગજુ એવો ગણાઇને સુખ અને કીર્તી સંપાદન કરી શકે છે. પતિના અધીકારમાં ગયા પછી દક્ષતાથી સંસાર ચલાવવો ભક્તિથી તેની સેવા કરવી પ્રેમ પૂર્વક તેની સાથે વર્તન ચલાવવું, અનન્ય ભાવથી તેના ધર્માદિ કૃત્યમાં સહાયભુત થઇ ચોથો પુરૂષાર્થ જે મોક્ષ તે ઉભયે પ્રાપ્ત કરી લેવાની તઇયારી કરવી એ મુખ્યત્વે કરીને સ્ત્રીના જ સામાન્ય કર્તવ્યો હોવાથી સ્ત્રી પરજ સર્વ સુખનો આધાર છે એ સિદ્ધ થઇ શકે છે. પતિનો ભાર પુરૂષના ખભા ઉપર પડયાથી તે રળવા લાગે છે અને રળી ખાઈને સુખ મેળવી શકે છે. સ્ત્રી એ

સંતતિની ઉત્પત્તિનું મુળ છે. અને બાળકોનો નિર્દોષ આનંદ પ્રસરી રહેવાથી પુરૂષ બહારનાં ઘણાંક કષ્ટો સહન કરવાને શક્તિવાન થઇ શકે છે અર્થાત ઘણાંક કષ્ટોને વિદારીને અચળ સુખ સંપાદન કરી શકે છે અને એટલાજ માટે સ્ત્રીપર પુરૂષનો આધાર છે. એમ કહેવામાં અડચણ નથી. સ્ત્રી પુરૂષને પ્રેમ બંધનમાં પાડે છે અને એ પ્રેમ બંધનને લીધે બહારની દુષિત લાલચથી પુરૂષનું મન દૂર રહિ શકે છે. અને પોતાના સુખમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરી શકે છે. નીતિ, સદ્ભાવ અને આનંદમાં સ્ત્રીના સહવાસ સમાગમથી પુરૂષ નિમગ્ન થઇ ઉત્કૃષ્ટ સુખનો અનુભવ લઇ શકે છે. પુરૂષ મન ખોલીને પોતાની ધર્મ પત્નિ પાસે સુખ દુઃખની વાતો કરી શકે છે અને તેથી સર્વ ચિંતા દૂર કરી તે સુખાનંદ મેળવવાને ભાગ્યશાળી બની શકે છે. સ્ત્રીના પ્રસન્ન મુખની શોભા ઘરના અંધકારને

કરેછે, અને પુરૂષના હૃદયના ઉલ્હાસમાં વૃદ્ધિ કરેછે, તેથી પુરૂષને હર્ષને લીધે કાર્ય કરવામાં પ્રવૃત્ત બની શકે છે અને હર્ષથી કરેલું કાર્ય સુખદાયક નિવડે તેમાં વિશેષતા શી છે? શાસ્ત્રમાં કહેલું છે કે સ્ત્રીનું સરલ હૃદય અને સ્ત્રીનો પ્રેમ ગૃહ ધર્મનો મોટો સુખદાયક પદાર્થ છે અને તેથી પુરૂષના ઉન્નત હૃદયનું અને ઉન્નત હૃદયવડે મળેલાં સુખનું કારણ સ્ત્રીજ છે, સ્ત્રીનું પ્રફુલ્લ મુખ, તેના રૂપની સુંદરતા અને તેના હૃદયનો સ્નેહ, કલેશ કંકાશથી તપેલા ચિત્તને દુર કરે છે અને તેથી નચિંત ચિતથી પુરૂષ સુખ વૃદ્ધિ કરી શકે છે, સ્ત્રી દુર્બળ ચીત્તને તથા મૃદુપણાને ધિઃકારનારી હોવાથી પુરૂષ મજબુત મનનો અને તેની સહનશીલતાજ સુખનું કારણ થાય છે. સ્ત્રી પુરૂષના ગુણદોષ જાણવામાં નિપુણ હોવાથી સ્ત્રી પુરૂષની સુધારણાનું સાધન હોવાથી એ સુધારણાવડે સુખ પ્રાપ્તિ થઇ શકે છે.

લગ્ન કરીને સ્ત્રી પુરૂષનો આશ્રય લે છે, આશ્રય લઇને આશ્રય આપવા માંડે છે, આશ્રય આપીને સંસારનું પાલન કરી કૂળને કાયમ રાખે છે, અને સંસારના પાલનને લીધે તથા કૂળ કાયમ થવાને લીધે પુરૂષમાં ઇશ્વરી ન્યાયભાવ અને સ્ત્રીમાં દયા ઉપજે છે. પુરૂષના ન્યાય ભાવથી અને સ્ત્રીની દયાથી સુખ વૃદ્ધિ થયા વિના રહેતી નથી તે ખાત્રીથી સમજવું "દુઃખે દુઃખી થનારી સ્ત્રી હોવાથી દુઃખમાં ભાગ પડાવી પુરૂષના દુઃખનો બોજો સ્ત્રી ઓછો કરે છે અને દુઃખનો બોજો ઓછો થવાથી પુરૂષ તેને ઝડપથી દુર કરી સુખ મેળવવાને યત્નવાન થઇ શકે છે સ્ત્રી પ્રેમનું પાત્ર છે અને પ્રેમના મુળમાં

શ્રદ્ધા અને શ્રદ્ધાંના મુળમાં સુખ રહેલું હોવાથી પુરૂષનો સર્વ સુખ-નો આધાર સ્ત્રી ઉપર છે એમ માનવું એ કેવળ સત્ય ને પ્રીતિના સુત્રમાં બંધાઇને સ્ત્રી પોતાના સુખની દરકાર રાખતી નથી, અને તેથી પુરૂષને સુખ તથા સંતોષ ઉપજે છે, વાત્સલ્ય અને સાસનથી બાળકોની રક્ષા કરી શિક્ષા આપવાનું કામ સ્ત્રીનુ હોવાથી તે બાળ-કોની તેના વડે સુધારણા થઇ શકે છે, અને એ સુધારણા પુરૂષના આનંદ તથા સુખનું કારણ થઇ પડે છે. પ્રેમ કરવો એ સ્ત્રીનો સ્વભાવ છે અને વિશ્વાસ રાખવો એ સ્ત્રીની પ્રકૃતિ છે, તેથી તેના સારા સ્વભાવ વડે પુરૂષને સંતોષ ઉપજે છે તો કહો જોઇએ આનંદ અને સંતોષ કરતાં બીજું કયું અધીક સુખ છે? જગતના અન્ય પદાર્થો ઉપર મનુષ્યનો ઘણો પ્રેમ છતાં તે કાળે કરીને તેના ઉપરનો મનુષ્યનો પ્રેમ ઓછો થાય એટલુંજ નહિં પણ તેના ઉપર અભાવ પણ ઉપજે છે. પરંતુ સ્ત્રીનું હસતું મુખ જુનું થયેલું કોઇએ જાણ્યું છે? તેના પ્રસન્ન મુખ પ્રત્યે કોઇપણ પુરૂષને અભાવ ઉપજેલો જાણ્યો છે? ગાટેજ કહો કે પુરૂષના સુખનું સાધન સ્ત્રી ઉપરછે. પુરૂષના સર્વ સુખનો આધાર સ્ત્રી ઉપરછે. એમ હું શા માટે કહુંછું તે સાંભળો? પુરૂષના માતા પીતા તરફના સુખનો વિચાર કરીએ તો તેને જોઇને માબાપની આંખો ઠરે એવી કહ્યાગરી વહુ હોયતો કદીપણ માતા પિતાના કલેશનું કારણ તે બનવા પામતી નથી અને તેથી પુરૂષને માતા પિતા તરફનું સુખ જેવું ને તેવું કાયમ રહેવા પામે છે. પુરૂષનાં ભાઈ ભગિની તરફનાં સુખનો વિચાર કરીએ તો ભોજાઇની સારી વર્ત્તણુકને લીધે ભોજાઇના મળતા વડા સ્વભાવને લીધે ભોજાઇના વિનય મર્યાદાને લીધે તેમને વાંકું વચમું પડવાનું કારણ મળતુ નથી. અને તેથી પુરૂષને તેમનાં તરફનાં મળતાં સુખમાં કદી પણ હરકત આવતી નથી પુરૂષના સ્નેહીઓ તરફનાં સુખનો વિચાર કરીએ તો સદ્દગુણી સ્ત્રી કદી પણ હાથે કરીને વેરાથી કજીઓ લેતી નથી, તેમની સાથે બહુજ મમતાથી વરતે છે અને તેથી તેઓ રાજી રહે છે, એટલુંજ નહિ પણ સારે માઠે પ્રસંગે ઉપયોગી થઇને પુરૂષમાં તેમનાં તરફના સુખમાં તેઓ વધારો કરેછે. પુરૂષનાં સગાં સંબંધી કે આપ્તજન તરફના સુખનો વિચાર કરીએ તો કુળવાન વહુ ગયે આવે તેમનો સારી રીતે આદર સત્કાર કરે છે. તેમની સાથે બહુજ માનથી વર્ત્તેછે અને તેથી તે વહુને કુળવંતી અને તે પુરૂષને કુળ દિપક સમજી તેમની સાથે મીઠાસથી વરતી સદા તેમના સુખની વૃદ્ધિ

થાય તેવાં ઉપાયોથી પ્રસન્ન રહે છે. પુરૂષના શારિરીક સુખનો વિચાર કરીએ તો સ્ત્રી પદે પદે તે બાબતની કાળજી કરતી હોવાથી તેને ઉની આંચ આપતી નથી પીાને સ્વચ્છ પાણી અને આરોગવાને મુન ભાવતાં ભોજનો આપનારી હોવાથી પુરૂષની શરીર સંપત્તિ વૃદ્ધિ પામતી જાય છે, પુરૂષનાં માનસિક સુખનો વિચાર કરીએ તો સ્ત્રી વિનોદની વાતો કરીને તેના મનની સર્વ ચિંતાને દુર કરી નાંખે છે, પુનિત પ્રેમને અંગે અભિનયથી તથા મધુર વાણીથી હૃદયને ભાર કરી તેનાં સર્વ દુઃખને દુર કરી સુખ આપે છે, અને ઘટતી સારી સલાહ આપીને સુખકારક માર્ગોએ વિચરવાનો ઉમંગ ઉત્પન્ન કરેછે આથી પુરૂષના માનસિક સુખમા સદા વધારોજ થતો રહેછે. પુરૂષની ઇજત આબરૂ અને કીર્તિનાં સુખનો વિચાર કરીએ તો સ્ત્રી સાલસપણાથી, અને લાજ મરજાદથી વર્ત્તે છે અને ઘરમાં એટલીતો સુઘડતા રાખેછે કે ત્યાં આવનારાં જનોને તે ઘરના માલેકના યશનું ગાન કરવાની જરૂર પડેછે. આમ થવાથી પુરૂષની આબરૂ વધે છે અને તેની કીર્તિનાં કિરણો ચોતરફ પ્રસરવાથી તે સારી લોક પ્રિયતા મેળવી શકેછે, પુરૂષના ધર્મ તરફનાં સુખનો વિચાર કરીએ તો સ્ત્રી તેમાં પુરૂષને સહાયક થઇ પડેછે તે ક્ષમાવાન, દયાળુ અને પરગજુ હોવાથી પુરૂષ ધાર્મિક કૃત્યોને અંગે અધીક સુખ સંપાદન કરી શકેછે પુરૂષનાં અર્થ તરફનાં સુખનો વિચાર કરીએ તો સ્ત્રી. ગૃહનો કારભાર ચલાવનાર " ગૃહણી " હોવાથી નચિંત મનથી પુરૂષ અર્થ સંપાદન કરી તે વડે સુખ મેળવી શકેછે. ત્રીજો પુરૂષાર્થ જે કામ તેની વ્યાખ્યા કરવાનું પ્રયોજન નથી. કારણકે પુરૂષનાં એ પ્રકારનાં સુખનો આધારતો ખાસ કરીને સ્ત્રી ઉપરજ છે. પુરૂષનાં મોક્ષ પ્રાપ્તિનાં સુખનો વિચાર કરીએ તો સ્ત્રી પુરૂષની સહાધિકારિણી હોવાથી ત્રણે પુરૂષાર્થમાં તે જ્યારે અત્યુપયોગી થઈ પડેલી છે ત્યારે ચોથો પુરૂષાર્થ કે જે મોક્ષ તે પણ ઉભયે એકેકની સહાયતાથી પ્રાપ્ત કરી શકાય તેમાં વિશેષતા નથી. કહેવાનો તાત્પર્ય એટલોજ કે પુરૂષનાં સર્વ સુખનો આધાર સ્ત્રી ઉપર છે. એ નિઃસંશય વાત છે.



# એક ચાલાક સ્ત્રીએ પોતાના પતિને પુછેલાં સાત પ્રશ્નો.

મને આજે મણીરત્નમાળા આદિ વેદાન્ત ગ્રંથો વાંચતાં આ સાત વાક્યો વિશે મોટો સંશય થયો છે તે આપ નિવારણ કરો. પ્રથમ મેં સંભારી રાખેલાં વચનો કહુંછું.

द्वारं किमेकं नरकस्य नारी—નરકનું એક બારણું કયું? નારી.
समोहयत्येवसुरेव कास्त्री—મદિરા સરખું મોહ કરનાર શું? સ્ત્રી.
किमत्र हेयं कनकंच कान्ता—અહિં તજવા યોગ્ય કોણ? કનક અને કાંતા.
का शृंखला प्राण भ्रतां च नारी—પ્રાણીઓને બંધન કરનાર બેડી કઇ? સ્ત્રી.
विश्वासपात्रं न किमस्तिनारी—વિશ્વાસ કરવા યોગ્ય કોણ નથી? સ્ત્રી.
त्यक्त्वा सुखं कि स्त्रियमेव सम्यक्—શું રૂડે પ્રકારે ત્યજવાથી સુખી થવાય? સ્ત્રી.
किं तद्विषं भाम.सुधोपमंस्त्री—અમૃત સરખું ભાસે છે પણ ઝેર તે શું સ્ત્રી.

હે સ્વામિન્! આમાં પહેલું વાક્ય કહ્યું કે નારી એ નરકનું બારણુંછે.તો તેમાં મારે એટલું પુછવાનું કે નારી નરકનું બારણું કહેવાનું કારણ શું? ઇશ્વરની સૃષ્ટીમાં સ્ત્રીને પુરૂષ ઉત્પન્ન થાય છે. તે કાંઇ પોતાની મરજીથી ઉત્પન્ન થયાં નથી. તો પુરૂષોને નરકમાંજ નાંખવ નો પરમેશ્વરનો વિચાર હશે, તેથી શું નારીરૂપ નરકનું દ્વાર પેદા કર્યું? અને જ્યારે પુરૂષ માટે નરકનું દ્વાર સ્ત્રી છે, તો સ્ત્રી માટે પુરૂષો પણ નરકનું દ્વાર છે. એમ શા માટે ન કહ્યું? અને પુરૂષ જો સ્ત્રીઓને માટે નરકના બારણા જેવા નથી તો તેમાં કારણ શું? અને સ્ત્રીઓનું પુરૂષ વિના નરકમાં લઇ જનાર બારણું કયું? તે પણ કૃપા કરીને કહેવું જોઇએ, કે તેથી અમે સ્ત્રી જાતી બચીને ચાલીએ.

વળી બીજા વચનમાં કહ્યું કે દારૂના સરખું મોહ કરનાર સ્ત્રી છે. તો સ્ત્રીઓને કેફ ચઢાવનાર પદાર્થ પુરૂષ છે, આમ શા માટે સ્ત્રીઓના પક્ષમાં ન કહ્યું કારણ, સૃષ્ટિમાં સ્ત્રી તથા પુરૂષનો પરસ્પર સંબંધ છે. તો તેટલે અંશે સ્ત્રીયોને દુઃખનું કારણ પુરૂષ શા માટે. ન હોવા જોઇએ? જો પુરૂષરૂપ પદાર્થ આ જગતમાં ન હત તો

અમો સ્ત્રીઓનેં આ સંસારના મહા સંકટો ભોગવવાં ન પડત, માટે પુરૂષજ કેદ્ સરખો મોહ કરનારછે, એમ કેમ નહિ કહ્યું ?

વળી ત્રીજા વચનમાં પણ તેજ પ્રમાણે છે કે અહિં ત્યાગ કરવા યોગ્ય શું છે? તો સ્ત્રી અથવા તો સુવર્ણ આદિ ધન. તોએ સ્થળે ત્યાગ કરવા યોગ્ય પુરૂષ અથવા ધન છે એવું શા માટે ન લખ્યું ? અને એ યોગ્ય ન હોય તો સ્ત્રિયોએ પોતાના કલ્યાણને વાસ્તે શેનો ત્યાગ કરવો તે જણાવવું જોઇએ

વળી ચોથા વચનમાં કહ્યું કે સંસારમાં મહાન્ બેડી સ્ત્રી છે, તો સ્ત્રીઓને માટે આ જગતમાં પુરૂષ વિના બીજી બેડી કઇ છે. તે કાંઇ કહ્યું નથી મને તો સ્પષ્ટ જણાય છે કે પુરૂષ એજ અમો સ્ત્રીયોને બેડી છે. જો પુરૂષો ન હોત તો સ્ત્રીઓ સ્વતંત્રતાથી ઇશ્વરનું આરાધન કરી અનેક ઉપાયથી જીવન મુક્તિના નહિ મળે એવા આનંદને સહજ મેળવત. પણ પુરૂષ રૂપ બેડી હોવાથીજ સ્ત્રીઓને એક સ્થાનમાં પરતંત્ર પણે અનેક જાતનાં દુઃખને સહન કરી મૃત્યુને તાબે થવું પડે છે તો શાસ્ત્રમાં પુરૂષ એ સંસારની મોટી બેડી છે. એમ શા માટે ન લખ્યું ?

વળી પાંચમા વાકયમાં કહ્યું કે વિશ્વાસનુ પાત્ર કોણ નથી, તો કહ્યું સ્ત્રી. હવે અન્ય સર્વ વ્યવહારમાં સ્ત્રીયોના વિશ્વાસથીજ પુરૂષો આ જગતમાં સુખને ભોગવતા જણાય છે. ખાનપાનાદિ વ્યવહારમાં સ્ત્રીયોના વિશ્વાસથી પુરૂષો આ જગતમાં સુખને ભોગવતા જણાય છે. ખાનપાનાદિ વ્યવહારમાં તથા ઘર, પુત્ર અને ધનાદિના રક્ષણમાં તથા એકાંતિક સુખમાં તથા વિનોદની વાર્તામાં સ્ત્રીના સહવાસવાળા સર્વ પુરૂષો તેના વિશ્વાસથી વર્તે છે. તેથી જો સ્ત્રી કેવળ અવિશ્વાસનું પાત્ર હોત તો ઘરમાં પ્રધાનરૂપ અથવા તો ઘરમાં મિત્ર રૂપ સ્ત્રી છે, એમ ઘણે સ્થળે કહ્યું છે તેમ કહેત નહિ; તો સ્ત્રીએ વિશ્વાસનું પાત્ર શા માટે નથી ? કદાચ એમ કહે કે ઘણી ગુપ્ત રાખવાની વાત સ્ત્રી પાસે ન કહેવી. કારણ કે તેમના અંતઃકરણમાં તે વાત ટકતી નથી ગમે તેવી છાની રાખવાની વાત હોય તે પણ તેમનાં અંતઃકરણ એવાં છે કે તેમનાથી બીજાને કહ્યા વગર રહેવાય નહિ માટે તેઓ વિશ્વાસ પાત્ર નથી. તો એ વાર્તા સઘળે યોગ્ય નથી કારણ કે સ્ત્રીયોનાં જો એવાંજ અંતઃકરણ હોતતો અનેક સ્ત્રીઓ દુરાચરણી તથા દુષ્ટ વિચાર વાળી હોય છે, પણ તેઓ પ્રાણાંત પર્યંત પણ કો-

ઇના સમીપ તે વાર્તાનો ઉચ્ચાર કરતી નથી. તેમજ સાક્ષાત્ આપણા પતિને પણ તે દુરાચરણી દુષ્ટ હૃદયવાળી સ્ત્રીએ આપણી ગુહ્ય વાર્તાને કિંચિત્ પણ જણાવતી નથી. તો પુણ્યવાન સદાચરણવાળી તથા મોટા હૃદયવાળી સ્ત્રીઓ કેવું સામર્થ્ય ધરાવતી હશે એ વાર્તા વિચારથી પણ બહાર છે. અને ઘણા ક્ષુદ્ર બુદ્ધિવાળા પુરૂષો એવા હોય છે કે સાક્ષાત પોતાને અથવા પોતાના સંબંધિને હાની થવાનો સંભવ હોય એવી વાર્તાને પણ વિના પુછયે અન્યના આગળ કહે છે. તો ઇતરની વાર્તા પ્રકટ કરે એમાં શું આશ્ચર્ય છે? આથી એમ જણાયું કે અંતઃકરણની તુચ્છતા તો જેની કોઇ કોઇ સ્ત્રીને વિશે ધરે છે તો પુરૂષને અવિશ્વાસનું પાત્ર શા માટે ન લખ્યું, અને સ્ત્રીઓનેજ લખ્યું, તે પણ મારો મોટો સંશય છે.

વળી છઠ્ઠું વચન કહ્યું કે શું રૂડે પ્રકારે તજવાથી સુખ થાય? તો કહે છે કે સ્ત્રી. તો સ્ત્રીએ પુરૂષને રૂડે પ્રકારે ત્યાગ કરવાથી સ્ત્રીને રૂડે પ્રકારે સુખ થાય એ વાત કેમ ન લખી? આ સંસારમાં પુરૂષના શરીરની ઉત્પત્તિથીજ સ્ત્રીઓને ગર્ભ ધારણ આદિ અનેક દુઃખ પડતાં દેખાય છે. માટે પુરૂષનો ત્યાગ એ સ્ત્રીઓને સુખનો હેતુ હોવો જોઇએ તો તેમ ન લખવામાં શાસ્ત્રકારને શું સમજી કારણ હશે તે જાણવાની મારી ઇચ્છા છે. વળી બીજે પક્ષે સ્ત્રી વિનાના પુરૂષોની આ જગતમાં અધિક દુઃખિ સ્થિતિ દેખવામાં આવે છે, માટે સ્ત્રીની અપ્રાપ્તિ વાળા સુખીજ હોય એમ જણાતુંજ નથી કદાચ એમ માને કે સ્ત્રીની લાલસાથી ગૃહસ્થાશ્રમની ઇચ્છાવાળા થઇ સંસારી અવસ્થામાં પ્રવેશ કરનારને દુઃખ છે. પણ જો તેમજ હોયતો ગૃહસ્થનાં ચિન્હ ત્યાગ કરીને એટલે શિખા અને સૂત્રનો ત્યાગ કરી ભગવાં વસ્ત્ર ધારણ કરનાર સન્યાસીઓને તેમજ વૈરાગ્યને સૂચવનાર જુદા જુદા ચિન્હ વાળા સાધુ દીક્ષા વાળા પુરૂષોને સુખ હોવું જોઇએ. પણ તેમ જણાતુ નથી; ઉલટા તે ત્યાગ તથા વૈરાગ્યના વેષવાળા તો સ્ત્રીના સહવાસની અધીક ઇચ્છા રાખે છે. તથા નીતિ અને વ્યવહારના ભયથી અંતઃકરણમાં સ્ત્રી નહિ હોવાના દુઃખથી રાત્રિદિવસ બળતા રહે છે. તથા ગુપ્ત પણે અનેક યુક્તિઓ રચીને દુરાચરણ કરીને આપણને સુખી માને છે. તેથી એમ સ્પષ્ટ જણાય છે કે એવા ત્યાગી વિરાગી પણ સ્ત્રીનો ત્યાગ કરી સુખી થતા નથી, તો આ વચન કહેવાનું શું કારણ છે? અને ખરા કારણથી એ વચન બળવાન જણાયતો સ્ત્રી તથા પુરૂષ એ બન્ને માટે પરસ્પરના

ત્યાગથી સુખ છે. એમ લખવું યોગ્ય છે. માટે એ વિષે પણ મારા મનને સમાધાન આપો.

વળી સાતમાં વચનમાં કહે છે કે સ્ત્રી અમૃત સમાન ભાસે છે. પરંતુ ખરેખરૂં ઝેર છે. ત્યાં જેમ સ્ત્રી પુરૂષને માટે ઝેર છે તેમજ પુરૂષ સ્ત્રીઓને માટે ઝેરજ છે; તો એકલું સ્ત્રીને દૂષણ દેનારૂં વચન શા માટે લખ્યું ? જગત્‌માં વ્યવહાર જોતાં ખરૂં જણાય છે કે અમે સ્ત્રીઓ પુરૂષ રૂપ ઝેરને સેવવાથીજ નવ અથવા દશ માસ સુધી ગર્ભને ધારણ કરી અનેક દુ:ખને ભોગવીએ છીએ તથા પ્રસવના ન સહન થાય એવાં કષ્ટને પણ અનુભવીએ છીએ. તેમજ પ્રસવ થયા પછી પણ બાળકના રક્ષણને માટે અનેક દુ:ખો ભોગવીએ છીએ તથા તે બાળકોને વખતે વખતે અનેક જાતના રોગ થવાથી તથા ઘણી વખતે તેમના મરણથી પણ અમે વારંવાર દુ:ખ માનીએ છીએ અને તે વિના તો બીજાં અસંખ્ય જુદા જુદા પ્રકારનાં દુ:ખ અમે રાત્રદિવસ ભોગવીએ છીએ. તો ખરેખરૂં જોતાં તો અમને આ સઘળાં દુ:ખનું કારણ એ રૂપજ હોવાથી ઝેર કરતાં પણ વધારે દુ:ખનું કારણ તો પુરૂષજ છે. અને આટલું દુ:ખ સહેતાં છતાં પણ તે પુરૂષને અમે પાછાં અમૃતની પેઠે અનુભવીએ છીએ અને તેનાથી દૂર થતાં નથી. તો અમૃત જેવું ભાસે છે પણ ખરેખરૂં ઝેર તો પુરૂષ છે. તેમ ન લખતાં સ્ત્રીને ઝેર શા માટે કહ્યું ? એ યાદિ મને જાણવા યોગ્ય સર્વ વાતને જણાવી મારો સંશય દૂર કરો.

## સ્ત્રીને ઉપયોગી ૬૪ કળામાંની ષોડશ શણગાર કળા.

૧ મંજન કળા.

૨ ચોળી સાડી પહેરવાની કળા.

૩ ચાંદલો કરવાની કળા.

૪ સેંથો સમારવાની કળા.

૫ વેણી ગુંથવાની કળા.

૬ નેત્રાંજન કળા.

૯ નથની વાળી પહેરવાની કળા.

૧૦ કંકણ પહેરવાની કળા.

૧૧ કંઠમાં માળા પહેરવાની કળા.

૧૨ કટીમેખળા પહેરવાની કળા.

૧૩ કુચે ચંદન ચર્ચવાની કળા. (જે દેશમાં કંચુકી પહેરવાનો ધારો નથી તેવા કાશ્મીર તથા દક્ષિણ દેશમાં )

૧૪ પાયેલંગર, તોડા, કાંબી પહેરવાની કળા.

૭ અંગ રાગ તથા મુખ રાગ કળા (કળા શરીરપર સુગંધ લગાડવાની તથા પાન ખાવાની કળા.)

૮ અવતસ કળા. ( કાનપર તથા વેણીમાં પુષ્પ ખોસવાની કળા. )

૧૫ નેત્રને ચંચળ છતાં સ્થિર રાખવાની કળા.

૧૬ ચતુરાઇ લડાવવાની કળા.

## ષોડશઅંગશોભા કળા.

૧ સુસંગને ચાલવાની કળા.

૨ પગના ઘુઘરા ઘમકાવવાની કળા.

૩ કાળા ભમ્મર જેવા કેશ રાખવાની કળા.

૪ કાંઇ ગોરાપણું ને કંઈક શ્યામતા દર્શાવવાની કળા ( એથી વિશેષ મોહ ઉત્પન્ન થાય છે. )

૫ દાંત દાડમની કળી જેવા કે મોતી જેવા રાખવાની કળા.

૬ નિતંબ ભારી બનાવવા તથા રાખવાની કળા.

૭ નખ સાફ હીરા જેવા રાખવાની કળા.

૮ નાક સાફ તેજસ્વી રાખવાની કળા.

૯ પિનપયોધર રાખવાની કળા.

૧૦ અધર અમૃત ભરેલા રાખવાની કળા.

૧૧ કટી પાતળી રાખવાની કળા.

૧૨ કર સુંવાળા રાખવાની કળા.

૧૩ ગાલ કોમળ રાખવાની કળા.

૧૪ પગ સ્વચ્છ રાખવાની કળા.

૧૫ ગાલ તથા હોઠપર તલ પાડવાની કળા.

૧૬ અંગ મઘમઘતું રાખવાની કળા.

## ષોડશ પતિ રંજન કરવાની કળા.

૧ મુખ પ્રસન્ન રાખવાની કળા.

૨ સ્મિત હાસ્ય વિકાસિત મુખારવિંદ ધરી બોલવાની કળા.

૩ પતિ ઘેર આવે તે વેળાએ સત્કાર કરવાની કળા.

૮ પતિને રૂચતી રમત રમવાની કળા.

૯ ગાન કરવાની કળા.

૧૦ મધુરી વાણી બોલવાની કળા.

૪ રસોઇ બનાવી પીરસવાની કળા.
૫ મુંખવાસ બનાવી આપવાની કળા.
૬ શણગાર સજી બતાવવાની કળા.
૭ કવિતા તથા ગ્રંથો પ્રસન્ન કરી વાંચવાની કળા.
૧૧ ક્રૂર કઠિન વાણીનો કંટાળો આણવાની કળા.
૧૨ પતિના દોષ ન ગણકારવાની કળા.
૧૩ પ્રત્યેક કામમાં પતિને યોગ્ય સલાહ આપવાની કળા.
૧૪ પરાયા પુરૂષ સાથે હાસ્યરહિત વાત કરવાની કળા.
૧૫ પતિના દોષ બતાવતાં વિનય દર્શાવી ક્રોધ ન કરવાની કળા.
૧૬ રતિવિલાસમાં સંતોષ આપવાની કળા.

## અષ્ટક્ષેમ કળા ગૃહકાજ સંબંધી.

૧ કરકસર કરવાની કળા *
૨ પરઘેર જઇને ઘરનાં છિદ્ર ન ઉઘાડવાની કળા.
૩ નિર્ધનતા ન દર્શાવવાની કળા.
૪ ઘરની સંપત્તિ શુદ્ધ રાખવાની કળા.
૫ વાસણ કુસણ તથા ઘર સ્વચ્છ રાખવાની કળા.
૬ વસ્ત્રાલંકાર સંભાળવાની કળા.
૭ બાળક ઉછેરવાની કળા.
૮ બાળકને કેળવવાની કળા.

## અષ્ટ સ્વાભાવિક કળા.

૧ વિનય વિવેક ધરવાની કળા.
૨ લજ્જા ધરવાની કળા.
૩ શિયળ સાચવવાવી કળા.
૪ પતિમાંચિત્ત ચોંટાડવાની કળા.
૫ પિતૃ ઘરમાં ઝાઝી ભક્તિ ન ધારવાની કળા.
૬ મેળા, નાટક, ચેટકાદિ પ્રસંગમાં એકલાં ન જવાની કળા.
૭ વડીલની સેવા તથા આજ્ઞા પાળવાની કળા.
૮ સ્વતંત્રતા દર્શાવવાની કળા.

* કરકસરની બાબતમાં દાખલાની જરૂર છે કે, એક ગામમાં

એ ભાઇઓએ દાણાનો ધંધો કરવા દુકાન માંડી ઠરાવ કર્યો કે જે દાણા વેચતાં નીચે વેરાય તે વેંચી લેવાને માત્ર ત્રણ ત્રણ રૂપીયા એક મહીને લેવા. આમ ઠરાવતાં એક ભાઇને ઘેર ફુવડ સ્ત્રી હતી તે જેવા દાણા આવે તે ઝાડકી ઝુટકી રાંધી નાંખે, એટલે તેને તો જેવું તેવું ખાવાનું મળે. બીજા ભાઇની સ્ત્રી ડાહી હતી તે રોજ નવું નવું કરી ખાય. એ ચાર વખત પેહેલા ભાઇને નવું નવું ખાવાનુ મળે તેથી બીજા ભાઇએ વિચાર કીધો કે નિશંક આ ભાઈ દુકાનમાંથી ચોરી કરતો હશે.તે વીના આપ સારૂ સારૂ ક્યાંથી ખાઇ શકે.આ વિચારથી તેણે દુકાનમાં ચોરી કરવા માંડી.આ વાતની ખબર બીજા ભાઇને પડતાં તેણે ટોંકયો. ત્યારે જવાબ આપ્યો કે તું શું કરેછે.પછી ટટો પંતાવવા સર્વે ખુલાસો કીધો. બીજો ભાઇ ચતુર હતો તે એક વખતે પેહેલા ભાઇને પોતાને ઘેર તેડી ગયો. જયાં જઇ જોય છે તો બીજા ભાઇની સ્ત્રી સુપડામાં સઘળાં અનાજ ભરી સાફ કરી વીણવા બેઠી હતી. એક બાજુએ જુવાર, તો બીજી બાજુએ ચોખા. ત્રીજી બાજુએ ઘઉં ચોથી બાજુએ તુવેર એમ પડેલા જણાયા. આ પરથી તેની શંકા દૂર થઇ કે એની સ્ત્રી ચતુર હોવાથી તે કરકસર કરી જાણતી હોવાથી આવું સ્વાદિષ્ટ અને સુંદર ભોજન બનાવી ખાઇ શકે છે.

## ઘરેણાની ઘેલાઈ.

આપણા દેશમાં ગમે તેમ કરીને પણ બૈરીઓને ભારે કિમતનાં ઘરેણાં પહેરવાંજ જોઇએ. ગમે તેવા ગરીબ માણસ હોય તો પણ તેણે પોતાની સ્ત્રીના હાથ પગમાં ઓછામાં ઓછાં અમુક કિંમત સુધીનાં ઘરેણાં તો ઘાલવાંજ જોઇએ, નહિ તો તેની આબરૂ જાય છે, આવો વિચાર પણ કેટલી ખરાબી ભરેલો છે. સાધારણ રીતે એવો નિયમ હોય છે કે પ્રજાના મોટા ભાગમાં જે રીવાજ પ્રસરી ગયો હોય તે દુ:ખકારક જણાતાં પણ તેને ફેરવવા વખત ઘણીજ મુશ્કેલીઓ નડે છે. આપણા આર્ય દેશને આ વાત વિશેષ લાગુ પડે છે. એક વખત એવો પણ હતો કે જેમાં આર્ય દેશની સંપત્તિ સમય દુનિયામાં સર્વોત્કૃષ્ટતાથી પ્રસિદ્ધ થઇ ગયેલી છે. હાલ તે વખત જેવું કાંઇ પણ નથી. પુર્વની સંપત્તિ યુક્ત સ્થિતી બદલાઇ ગઇ છે. તો પણ આળસ તથા ઉડાઉ પણું હજુ બદલાયું નથી. લોકો પૈસે ટકે ઘણાજ બેહાલ છે. એક અનુભવી અંગ્રેજે એવી ગણત્રી કહાડી છે કે એક ગરીબ હિંદુ ઓછામાં ઓછા તેર રૂપાએ એક વર્ષ કહાડે

છે ત્યારે એક ગરીબ અંગ્રેજ ઓછામાં ઓછા ચારસો રૂપીએ એક વર્ષ કહાડેછે. એવી સ્થીતિ થઇ ગઇ છે છતાં વિવાહાદિ પ્રસંગોપર મોટી ધામધુમ કરવામાં તેઓ બીલકુલ પાંછા હઠતા નથી. આગળ લોકોના ઘરમાં ઘરેણાં વગેરે મિલકત ઘણી હતી ત્યારે સારી રીતે પહેરી ઓઢી નિકળવાનો ચાલ પડેલાં છે તે આજ તેટલી મીલકત નહિં છતાં પણ તેવાજ રૂપમાં પ્રકાશે છે. એ ખેદકારક બિનાછે સ ચા ઘરેણાના પોતાના ઘરમાં સાત સાંધા હોય તો લોકો પાસેથી થોડા વખત માગેલા અથવા ઢોળ ચઢાવેલા ખોટા દાગીનાઓથી ડોળ દેખાડવાનો ચાલ હિંદુઓના હાલ હવાલ કરી હજુ પણ નીકળવા પામતો નથી.

## ઘરેણાંની ઘેલાઈ વિષે ટુક હેવાલ

**પુરૂષ**—( બહાકથી આવ્યો ને જોયું તો રસોઈ કરી નથી તેથી પોતાની સ્ત્રીને ) કેમ હજી ચૂલો સળગાવ્યો નથી ? તને એટલું ભાન નથી કે સાજો સવારનો ગયો છે તે હમણાં ભૂખ્યો આવીને શું ખાશે ? (સ્ત્રી કાંઇ બોલી નહી ત્યારે ) આજે શું થયું છે તુંને ! કેમ બોલતી નથી ?

સ્ત્રી—( ક્રોધથી ) આ એવડી પેટમાં ધાડ પડતી હોય તો હાથે ઠોકી ખધું ? કંઇ છેક હાથ પગ ભાંગી ગયા છે ? આવડો તગાદો કોના ઉપર ? કંઇ હું એવડી તમારી દબેલી નથી ! એક કાંચળીની કેસનીએ તમારી ઓશિયાળી નથી ! એ હાંલ્લામાં દાળ ચોખાને ચુલા આગળ વાસણ રાંધોને ખાઓ વગર લેવે દેવે ગને બોલાવશો નહીં ! મારે તો રાંધવુંએ નથી. ને ખાવુંએ નથી ! જો ! મને ન્યાલ કરવા જઇને લાવ્યા તે ! !

**પુરૂષ**—અરે મુરખ ! મને ખરૂં કેહેની ! આજે થયું છે શું ! કંઇ ભૂત ભુત ભરાયું કે શું વળી ?

સ્ત્રી—એવું લાંબું ટુંકું બોલ્યા તો તમારી વાત તમે જાણી! મૂરખને મુરખ કહેજો તમારી હોય તેને! તે ભૂત ભરાયની તમારી ઢગલીઓને! મારે શું !

**પુરૂષ**—અરે ભગવાન! મારાએ સાળાના કરમના ભોગ છે અરે તું પાધરૂં બોલની કે તેનો ઉપાય થાય. જો! મેં તને આજે તો કશું કહ્યું નથી, ને વગર કારણે શું કરવા અમથી બળે છે ને બાળેછે ? તારા મનનો મેલ હોય તે બધો કાઢી નાંખ, બોલ કોઇ જોડે લડવાડ થઇ કે શું થયું ?

આવી ખરાબ સ્ત્રીઓ સાસુ, નણંદ, દેરાણી, જેઠાણી અને પાડોશણની સાથે હમેશાં લડાઇ મચાવી મુકે છે પતિ તથા જેઠ અને દિયેરમાં પરસ્પર વૈર નખાવે છે. સારા સારા ઘરેણાં, લુગડાં પહેરવા સારૂ હમેશાં પતિ સાથે ઝઘડા કરવામાં મચી રહે છે અવિદ્યાને લીધે આપણા દેશની સ્ત્રીઓમાં આવાં આચરણો ઘણાં વધી પડયાં છે. તેવી સ્ત્રીઓ વિવાહ વિગેરે ઉત્સવોપર ફટાણાનો વરસાદ વરસાવી પોતાનું બે શરમ પણું જાહેર કરે છે. પતિની દરકાર રાખતી નથી, જેમ બને તેમ સ્વછંદી વર્તણુંક ચલાવી પતિપર દાબ રાખવા ચાહે છે આવી કુભાર્યાની એક રમુજી કહાણી તમોને કહી સંભળાવું છું.

"કોઇ સ્ત્રીએ પોતાના પતિને કહ્યું-સાંભળ્યું કે હું દર્શન કરવા જાઉંછું ધણી બોલ્યો-પણ તમે આવશો કયારે? નવ તો વાગી ગયા છે. સ્ત્રી-નવ વાગી ગયા તો શું થયું? હું કાંઇ ત્યાં બેસી રહેવા જતી નથી. દર્શન કરીને લાગલી ઘેર આવીશ, ધણી-ન્હાવા માટે પાણી ઉનું મુકયું છે કે નહિ? સ્ત્રી-મને વખત મળ્યો નથી. આજનો દહાડો કુવા પર ન્હાવા જશો તો શું થયું? આવતી વખત ધોતીયું પણ ઝબોળતા આવજો. નહિતર તે સાંજ સુધી એમના એમ સડશે મારે બપોરે ઓખાહરણ સાંભળવા જવું છે. ધણી-ઠીક નાહાવાનો તો નિકાલ થયો પણ વારૂ ચૂલાપર કાંઇ રાંધણ મુકયું છે કે આવ્યા પછીજ સર્વ તૈયારી? સ્ત્રી-સાહિત્ય સઘળું કાઢી મુકયું છે અને જરા વખત વખત લાગ્યો એમ જણાયું તો તપેલું ચુલાપર ચડાવી દેતાં તમારૂં શું જવાનું હતું? મંદિર સુધી જઇ આવવું તેમાં વખતનો લાગે જતો? તમને તો જરા કામ કરવું પડે તેમાં ત્રાસ ઉપજવાનો. બીજી સ્ત્રીઓના ભાયડાઓ જોયા છે! વખત આવ્યે અસુર સવાર બાયડીની સાડી પણ ધોઇ આવે છે. તમારા તરપનું એ સુખતો કોણ જાણે કયારે દેખીશું.

આ પ્રમાણે ખરાબ સ્ત્રી પતિથી કેટલી બેદરકાર રહે છે. એટલુંજ નહિ પણ હદનું ઉલ્લંઘન કરીને ઝઘડો મચાવી મેલવામાં પણ પાછી પડતી નથી આ બાબતનો ચિતાર એક સંસ્કૃત કાવ નીચેના શ્લોકમાં આપે છે:—

आःपाकं न करोषि पापिनि कथं पापीत्वदीयः पिता
रंडे जल्पसि किं तवैव जननी रंडा त्वदीयः स्वसा ।

**निर्गच्छत्वरितं गृहाद्बहिरितो नेदं त्वदियं गृहम्**
**हारा नाथ ममाद्यदेहि मरणं जारस्य भाग्योदयः ॥**

**પુરૂષ**—અરે પાપણી! રસોઇ કેમ કરતી નથી?

**સ્ત્રી**—પાપીઓ તારો બાપ.

**પુરૂષ**—રાંડ બકવાદ શું કરે છે?

**સ્ત્રી**—રાંડ તારી મા અને તારી બેન.

**પુરૂષ**—આ ઘરમાંથી જલદી બહાર નિકળ.

**સ્ત્રી**—આ ઘર તારૂં નથી.

**પુરૂષ**—અફસોસ! હે નાથ! મને આમાંથી મોત દે.

સ્ત્રી—તારા મરવાથી યારનાં નશીબ ઉઘડશે.

ધિઃકાર છે આવી અધમ સ્ત્રીઓને.

## પતિને પજવનારી નારી.

" રાત્રીના દશ વાગવાનો સમય થઇ ગયો છે, ઘરમાં સ્ત્રી બાળક સાથે પોતાના બિછાના પર પડેલી છે અને તેનો પુરૂષ જરા દૂર બીજા બિછાના પર સૂતો છે તેવામાં પેલી સ્ત્રી બોલી—જોયુ? આ છોકરો રડે છે. પેલી દીવી જરા પાસે લાવો જોઉં પુરૂષે બિછાના પરથી ઉઠીને દીવી પાસે આણી મૂકી, અને તે પાછો પોતાના બિછાના પર જઇ સુતો. જરા વાર પછી સ્ત્રી—સાંભળ્યું કે બાળકને પેલી બારીનો પવન આવે છે જરા બંધ કરી આવોને, તેણે ઉઠી બારી બંધ કરી અને ફરીથી પથારી પર જઇ પડયો. જરા નિદ્રાથી આંખો ઘેરાવા લાગી તેટલામાં સ્ત્રી બસ થઇ ગઇ કે મધરાત? બ-ળ્યું અંસારમાં તે કેમ ઉંઘ આવે છે? પુરૂષ—હજુ કાંઇ વધારે કહેવું બાકી રહ્યું છે કે શું? સ્ત્રી—તમે એટલો બધો ત્રાસ કેમ પામો છો? રહ્યું મારૂં? પણ વારૂ સવારમાં તમારે એક કામ કરવાનું છે હો. નથનો આંકડો સમો કરાવવો છે, ભૂલતા નહિ પુરૂષ—(જરા ચીડાઇને) તને તે કાંઇ અક્કલ છે કે નહિ? એકવાર કહ્યું છે કે હું રવિવારે જઇશ ત્યારે સમો કરાવી લાવીશ, તેં છતાં હાલી ટક ટક કર્યા કરે છે. સ્ત્રી—(જરા માનથી) વારૂ ભૂલી હવે વાત કાઢું તો સોગન છે. દાગીનાજ નહિ પેરૂં એટલે પછી તમારે તડખડ કરવી ટળશે. સમજ્યા? પુરૂષ—વારૂ વારૂ. એમ કહી માથે ઓઢી સુઇ રહે છે તેવામાં જરા વાર પછી ખૂબ ઢંઢોળીને સ્ત્રી—આવી કે અત્યારથી કુંભ કર્ણની (નીદ્રા) આ બાળક ત્રણ ચાર વાર ડચકી જાગ્યું! છે કાંઇ ચીંતા? પુરૂષ—(ખૂબ ચીડાઇને) અરે! તને તે

કાંઇ અક્કલ છે કે નહિ ! અમારે શું ઘરમા બેઠાં બેઠાં જીભ હલાવવાની છે ? આખો દિવસ મહેનત કરવી પડે છે. ચાલ ગડબડ છોડ. સ્ત્રી—સ્યો હવે જાણ્યું એને, છોકરાનું બાળોતીયું દબાવીને શું પડયા છો ? કહાડોને અત્યારમાં લડવાની પેઠે લોટાયા ?

પુરૂષ બિચારો અંતે થાકીને જોડેના ઓરડામાં જઇ અંદરથી સાંકળ વાસી સૂઇ રહ્યો" મતલબ કે આજ કાલ ઘણી સ્ત્રીઓ દાંપત્ય ધર્મને સમજતી નથી. પરંતુ પુરૂષ પર નાના પ્રકારે કાબુ ધરાવવાના હેતુથી તેને બહુજ સતાવેછે આવી કર્કશા સ્ત્રીનું છોકરૂં અથવા બીજું કોઇ સંબંધી ગુજરી જાય છે ત્યારે તે રોઇ રોઇને પોતાની આંખો ખોય છે. તથા કુટી કુટીને છાતીનું દરદ ઉપજાવે છે.

## દુર્ગુણી સ્ત્રી.

તમામ રીતે નિંદવા લાયક ગૃહસ્થાશ્રમ અધમ પંક્તિમાં ગણાય છે. શાક બગડયું તેનો દિવસ બગડયો, અથાણું બગડયું તેનું વર્ષ બગડયું અને બાયડી બગડી તેનો જન્મારો બગડયો.સ્ત્રી જો દુરાચરણી હોય તો તેનો પુરૂષ કદી પણ સુખ પામતો નથી અને ગૃહસ્થાશ્રમ પણ જળ પ્રવાહમાં પડેલા તૃણ સમૂહની પેઠે તદન વીંખાઇ જાય છે. પુરૂષ ગમે તેટલો ધીર અને સમજુ હોય તો પણ જ્યાં સ્ત્રી બગડી ત્યાં તેનાથી ઘરની સરલ વ્યવસ્થા કદી પણ ચાલી શકતી નથી. દુષ્ટ સ્વભાવની ભામનિઓ હમેશના કંકાસથી ગમે તેવા પુરૂષને પણ કાયર કરી મૂકે છે. આખો દિવસ કામકાજ કરી થાકી ગયેલો પુરૂષ બહારથી ઘરના ઉંબરાપર પગ મૂકે છે કે તરતજ પારકી નિંદા અને અદેખાઇના બડબડાટ શરૂ થાય છે તેથી પુરૂષ ગમે તેવા મજબુત મનનો હોય તો પણ તે વખત તે પોતાના દિલને હાથ રાખી શકતો નથી તેવામાં વળી ઘરેણાંની બાબતનો ધાંધાટ મચાવી પુરૂષને પૂરેપૂરો ઘેલો બનાવી દે છે. આવી સ્ત્રીને સોમદેવ ભટે કાગડીની ઉપમા આપી છે:—

દુર્દશારૂપી ખાડામાં પડવાથી વ્યાકુલ થયેલા પતિને જીવતો છતાંજ ક્રૂર કુભારજા કાગડીની પેઠે ઠોલે છે. અધમ ઓરત પુરૂષે પેદા કરેલું ઘરનું સઘળું રાચ રચીલું અસ્તવ્યસ્ત કરી ધનવાનને પણ ભીક્ષુક બનાવી દે છે તથા સુખના છેડો આણી બેડીની માફક હમેશાં કષ્ટ આપે છે. અભિમાની ઓરતો ઘરનું કામકાજ કરવાથી બેદરકાર રહી બોલે છે કે "શું અમને કોઇએ વેચાતી લીધા છે કે શું અમારાં માબાપને કાંઇ દુઃખ વતાવે છે ? પૈસા ગણ્યા હોય તો રાખે, પાછા,

કાંઇ હસીએ તો કહે કે હસ્યાં કેમ ? આ તે શી રીતે પોસાય ? મારી સાસુ તો સાત ભાયડા ભાંગીને એક બાયડી ઘડી છે. બોલતાં બાંધે અને છીંકતાં દંડે એવું તો મેં આ ઘરમાંજ દીઠું. હું તો કાંઇ ગણકારતી નથી. ગણકારૂં તો રહેવાય કેમ ? એ ગમે તેમ કહે, પણ હું તો મારે કરતી હોઇશ તેજ કરીશ. ધણી પણ માવડીઓ છે. માને કાંઇ સમજાવી કહી શકતો નથી. બીજાના ધણી પોતાની સ્ત્રીને કેટલું લાડ લડાવે છે ? આ તો કામ કરીને મરીએ અને જરા વિસામો લેવા બેસીએ તેટલામાં તો કહેશે કે ફલાણું કર ઢીંકણું કર એમ ટકટક કરી જીવ ખાઇ જાય છે."

આવી ખરાબ સ્ત્રીઓના સહવાસથી પુરૂષને ઘણુંજ દુઃખ વેઠવું પડે છે. જેનું મન અવિચારૂપી અંધકારથી અને અનેક વહેમોથી ભરપૂર છે, જેના હૃદયમાં જ્ઞાન ચક્ષુ ખુલેલાં નથી અને જેને કર્ત્તાવ્યાકર્ત્તવ્યનો કાંઇ પણ વિવેક નથી એવી સ્ત્રીની સાથે જોડાયેલો પુરૂષ મનમાંને મનમાં બળ્યા કરે છે અને નઠારી લોક રીતિને ગાળો દે છે. કોઇ પોતાની તેવી સ્ત્રીને સમજાવી પોતાના મતમાં મેળવવાનો પ્રયત્ન કરે છે પણ તે સમજતી નથી. હિતવાક્ય માનતી નથી અને કોઇ શુભ કાર્યપર આસ્થા પણ રાખતી નથી. વિના કારણ લડી મરનારી, ખાલી ટકટક કરનારી, કુમાર્ગે ચાલનારી, મનને મુઝાવનારી, દિલને બાળનારી અને અવિચારી નઠારી નારીના વિચાર કદી પણ પોતાના પુરૂષને અનુકૂળ પડતા હોતાજ નથી. જ્યાં બન્નેના વિચારો મળતા નહિ ત્યાં પ્રીતિ તો કયાંથીજ હોય ? જેની સાથે મન મળતું ન આવે તેની સાથે ઘર-સંસાર સુખે કેમ ચાલે ? જુદાં મનવાળાં દંપતીની જિંદગી સુખનો અનુભવ કરવામાં બેનસીબજ રહે છે. એક ગુર્જર કવિએ કહ્યું છે કેઃ—

> પતિ પત્નિના પ્રથમથી, મળતા હોય મિજાજ;
> સદૈવ સુખ તો સાંપડે, નહિં તો જન્મ અકાજ.

## નઠારી સ્ત્રી.

### મનહર છંદ.

> કામનીના કામની કહેલી જે પકા ગનીશે,
> કાનની છે શિક્ષા તે તો કામની તમામની;
> કામની જે કરે નહી ચિંતા ઘર કામની તે,
> નિર્લજ નકામની કિંમત બે બદામની;
> કામની કામની જેવી, કંથમાં ન કરે પ્રીત,

કુંભારના કામની તે, ગદ્ધી જેવી ગામની;
સારાં કામકાજ નીત્યે, કરવા કામની કીધી,
કામની જે આળસુ તે, કામની શા કામની.
સારી સુઘરાઇથી ઘરાઇ સુઘરાઇ બાઇ,
સંસારમાં તે તો સદ્ભાગણુ ગણાય છે;
ભણી ગણી નહિ ભરથારથી ભુંડાપો પામી,
વિશ્વમાં તે વનિતા વેરાગણુ ગણાય છે;
ખારીલી જે નારી વાણી, નઠારી ઉચારી જાણે,
નારી નહિ એ તો કાળી નાગણુ ગણાય છે;
કુલટાના કંથને તો કહે દલપતરામ,
ફક્ત સદૈવ માસ ફાગણુ ગણાય છે.
કુભારજા કંથને મનાવા માટે કહે કેણુ,
હું તો તુંથી હારી હવે, માટે માફી.માગું છું;
માણસો મળી ગને કહે છે કંથને મનાવ્ય,
માટે હું મનાવા આવી ભ્રાંત તારી ભાગું છું;
તેં તો વાંજ્યો આડો આંક ટાંક મારો વાંક નથી,
રાંક બની બધી રીસ, રૂદયાની ત્યાગું છું;
રોયા તારી રીસ મુકય, કરય તારૂં કાળું મોઢું
પીટયા હવે હું પચાસ વાર પગે લાગું છું.

ઇંદ્રવિજય છંદ,

શંખણિ નારી નકી સુધરે ન, સહસ્ત્ર ઉપાય સજો મન સાચે;
અંતર ઠેઠ ઠરે ન શિખામણ, દંભથી ભેદ ભણે ભણી ડાચે;
કોટ પ્રયત્ન કરે કદિ કોઇ, કળો જળ કેમ રહે ઘટ કાચે,
કાળું કળેવર જન્મ થકી થયું, તો મુખ રાતું રહે ન તમાચે.

## દુષ્ટા સ્ત્રીનાં કર્તવ્ય કર્મ.

**દુષ્ટા** સ્ત્રીનાં કર્ત્તવ્ય કર્મ એ છે કે— પ્રાતઃકાળમાં ઉઠી ઇશ્વર સ્મરણુ ન કરતાં કલેશનું સ્મરણુ કરે છે, કાંતો પોતાના પતિ સાથે કાંતો પાડોસી આડોસી સાથે ગમે તે વાતમાં વચકા પાડી વાટે જતી તકરાર હોરી કંકાસ કરે છે અને કદાચ લડવાના અપાર ચાળા કરતાં છતાં પણ તે સાથે લડનાર ન મળ્યું તો પોતાના બાળકોનું તે કુભારજા કુટીયું કહાડી નાંખે છે. ભાંડી ભાંડીને ભીતરમાં ભાત પાડી નાખે, પોતે પોતાનું પેટ ઠારે પણ પારકાના પેટની પંચાત, કરે

નહીં, પતિને ઘડી એક ઘરમાં જવા દે નહીં. ચાર ઘડી જ્યારે ચહુટામાં જાય ત્યારે તે પતિ અને કુસતિને જરા કળ વળે છે. સર્વ સાથે કુસંપ કરનારી, દુષ્ટ આચાર વિચાર વાળી કપટી, કુટીલ, કૃતઘ્ની, કુચ્છંદ કારિણી કુલટા, ક્રોધમુખી, કામ વિહવળ, ક્લેશ વલ્લભ કુકર્મ કર્ત્તા, અને કુવાક્યદિવ્તની વિગેરે સર્વ દુષ્ટ ગુણોના ભંડાર રૂપ હોય છે. કદાચ તે ધણી સાથે, લોક સાથે કે સંબંધીઓ સાથે મમતા બતાવનારી હોય તો જાણવું કે અવશ્ય સર્વની આંખ્યોમાં ધુળ નાંખી આડો વ્યવહાર આદરનારી છે એમ સ્પષ્ટ રીતે સમજી લેવું; અર્થાત્ વિશેષ નખરા સાથે મમતા બતાવનારી સ્ત્રી પતિને ઠગનારી ઠગારી જારીણીજ હોય છે, સુકૃત્યમાં જેનું જરા પણ મન નહીં, પણ પ્રત્યેક કુકૃત્ય એને દુઃખદાયક આચરણોજ આચરવા જેનું મન સદા એક સરખું લાગી રહેતું હોયછે,જેથી એવી દુષ્ટા સ્ત્રીઓના સુખ સહવાદમાં રહેવા કરતાં તો,, એકાંત પણામાં કે વાંઢા રહી વિયોગી પણામાં જીંદગી ગાળવામાં અપાર સુખ છે કેમકે—ભુંડી ભારજા વિષે નીચે પ્રમાણે કહ્યું છે.

ભાઇઓ જેની ભારજા ભુંડીરે, તેને પીડા અંતરમાં ઉંડી; ટેક
લાજ તજીને લડાઇ કરે નિત્ય ભાળવા લોક ભરાય;
સારા માણસના ઘરનું વગોણું જોવું જગતને થાય. ભાઇયો. ૧
જેમ બીલાડી ઉંદરને જુવે, એમ નાથ સામા કરી નેણુ;
પગ થકી પ્રગટે માથા લગી, એનાં વાંકા કહાડે વેણ ભાઇઓ ૨
ચાર ઘડી પિયુ ચઉટે ટળે, ત્યારે સુખ બંનેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે; શેર લોહી સુકાય. ભાઇઓ. ૩
પોહોર ચડે દીન પોંહોડીને ઉઠે, ચોંપે લડાઇનો ચાલ;
જો લડનાર કોઇના જડે તો, પડતાલે પોતાનાં બાળ. ભાઇયો. ૪
સ્નેહ કરી. કદી સ્વામી સંગાથે, બેસી ન બોલે વાત
ધુમાડાની પેઠે ધુધુવાતી રહે, રોશે ભરી દીન રાત. ભાઇયો. ૫
પિયુ થકી તો ધણી પોતામાં, સમજણ સદાય;
દૈવ થાકે તો મનુષ્યના મુખની, શીખામણે શું થાય. ભાઇયો. ૬
પંડિત શાસ્ત્ર ભણે પૂરાણી, મોટી સભામાં મનાય;
માન તજી. મૂર્ખિના મોહોડાના; તેજ ટુંકારા ખાય; ભાઇયો. ૭
જેને વીતી તે નર જાણે, આણે બીજો અહંકાર;
ખુદમનો ધનવંત કહે, કોઇ ગરવ ન કરશો લગાર. ભાઇયો. ૮

# અનાર્ય સ્ત્રીના લક્ષણ.

## હરિગીત છંદ.

જે નાથ વચનો પ્રેમથી, નિજ હૃદયમાં ધરતી નથી,
કહિ જાય તેવું તે પ્રમાણે, કાર્ય તે કરતી નથી;
જે વાત સાધારણ વિષે પણ. ક્લેશમાં તૈયાર છે,
સંસારમાં તે નારના, અવતારને ધિક્કાર છે. ૧.
હર વખત જે હિત વાક્યને, શ્રવણે ધરી હરખે નહિં.
પુર સ્નેહની લહરી વડે, પતિ વદન જે નિરખે નહિં.
જે સ્નેહી સામે ક્રોધની, દૃષ્ટિ થકી જોનાર છે, સંસારમાં૦ ૨.
જે ધર્મના શુભ કર્મના. મર્મો પુરા સમજે નહિં;
ઇચ્છેનુ સારે કામ કરવે, સર્વદા સમજે નહિં;
નિજ ઘર તજી પર ઘર વિષે, જે પ્રેમથી જાનાર છે; સંસારમાં૦ ૩.
અંતર વિષે જે સર્વ કરતાં, શાણી થાવા જાય છે,
કુળ, કાન્તના કે રૂપના જે, ગર્વમાં ગુથાય છે;
સ્રંગાર સજવામાંજ નિત, સાફલ્ય જે ગણનાર છે; સંસારમાં૦ ૪.
જે નાથનું અથવા સગાંનું, વચન લવ સાંખે નહિં,
પ્યારી છતાં પણ પ્યાર જરા, પતિ હૃદયમાં નાંખે. નહિં;
જેનું નિરંતર કહ્યા સારૂં, સર્વથા તકરાર છે; સંસારમાં૦ ૫.
સુખરૂપ સરજી તે છતાં, દુખરૂપ જે દેખાવ દે,
મૃદુ વચન જ્યાં વદવા ઘટે, ત્યાં કોપનાં વચનો વદે,
વાણી ઉચારો પ્રેમની ત્યાં, વ્હેમ જે ધરનાર છે; સંસારમાં૦ ૬.
જે પિયરમાં વસવે સદા, હૈડે ઘણી હરખાય છે,
પતિ પાસ વસતા એક પળ, જેની દિવસ સમ જાય છે;
જે જાણીને આ જગતની, જંજાળ ભોગવનાર છે; સંસારમાં૦ ૭.
જે જુવાનીના જોરને, બતલાવવા બ્હાને ફરે,
રે ! એમ કરતાં શરમ કે, નિજ દોષ દિલમાં નહિં ધરે;
એ આર્યની પત્નિ નહિં, પશુ પિંડમાં ભળનાર છે; સંસારમાં૦ ૮.
કલ્યાણના વચનો કહોનો, બાણ જેવાં જે ગણે
જે દુરાચારી હોય તેની, દિલ થકી દારી બણે;
જોયા વિના જોખમ તણાજે, માર્ગમાં ધસનાર છે; સંસારમાં૦ ૯.
મદમસ્ત જોવાથી અરે, દિન અસ્ત જે દેખે નહિં,
યાહોમ કરવે જે વળી, કુળ લાજને લેખે નહિં;

ભાંડી ભલાને ભામની, જે છેલને છાજનાર છે; સંસારમાં૦ ૧૦
પ્રભુસમ સમજવો સ્વામીને, સૌ શાસ્ત્રકારો પણ કહે,
ઉપદેશ આવો સુધાવત્, જે કામની મન ના લહે,
ઉલટો ગણે અંતર વિષે, જે દાસ સમ ભર્તાર છે; સંસારમાં૦ ૧૧
શક્તિ વિના સંતાપતિ, પટ ભૂષણો સારૂ પતિ,
બહુ ભેદનાં વચનો વદી, જે અસુખને ઉપજાવતી;
પર મ્હેલ દેખી રંક ઘરનો, નાશ જે કરનાર છે; સંસારમાં૦ ૧૨.
જે સુખ પરાયું જોઇને, રે ! અન્યથા મનમાં બળે,
જે સ્નેહિ જનમાં કલહ વધવા, યોજના રચતી છળે,
હૈયા ફુટીને શીખવી, જે સંપને હરનાર છે; સંસારમાં૦ ૧૩.
જોબન અમલ વા જરથકી, આધીન થઇને જે રહે,
નિજ ધર્મ ત્યાગી જે ઉરે, પર પુરૂષની પ્રીતિ ચહે;
કુલટા કુવાકય પ્રબોધથી, જે ચિત્તથી ચળનાર છે; સંસારમાં૦ ૧૪
આ સૃષ્ટિના રચનારની, જે શક્તિ ઓળખતી નથી;
કરિ એકતા ક્ષણવાર મનથી, ભજન પણ કરતી નથી;
ચપટી લઇ ચોખાની જે, દેવળ વિષે ફરનાર છે; સંસારમાં૦ ૧૫
જે સૂક્ષ્મ વસ્ત્રે અંગના, આભાસને દેખાડતી,
ભરપુર જોબન જોરથી જે, બહુ લટકતી ચાલતી;
નયનો નચાવે નર પ્રતી, જે હાસ્યમાં હુશિયાર છે; સંસારમાં૦ ૧૬
જે પરપુરૂષની સાથ વદતાં, ધુર્ત શરમાતી નથી,
જે પનઘટે નિર્લજ થતાં, લવલેશ લજવાતી નથી;
સૈયળ મળે તો વીતમાં જે, ચોગણી ચઢનાર છે. સંસારમાં૦ ૧૭
સુખ સમય જે સુખ ભોગવી, દુખ, સમયમાં છેડી ખસે,
રહિ એક બાજુ ધારણા, ઉલટી પતિને જે કસે;
એ ત્રિય નહિં પણ, રાક્ષસી, કેવળ કપટ આગાર છે; સંસારમાં૦ ૧૮
પ્રાચીન અર્વાચીન સતિની ખ્યાતિ સાંભળતી નથી,
ત્યાગ મહત્ જનના માર્ગમાં, મનમોદથી મળતી નથી;
કુલટા કથન કાને ધરી જે, હર વખત હસનાર છે; સંસારમાં૦ ૧૯
શક્તિ છતાં શુભ દાન દેવે, જે પુરી કંજૂસ છે,
મિથ્યા ખરચના ખેલમાં જે, મોહિની મંજૂસછે;
જે જગ ઠગોના વેણુના, વિશ્વાસમાં ફસનાર છે; સંસારમાં૦ ૨૦
જાચક ઘરે આવે કદિ તો, આમ તે કથનો કથે,
"હું આપવા નવરી નથી" તું, મફતનો શાને મથે;

રે અન્ય નહિ પણ એક પૈસો, માત્ર જેને સાર છે. સંસારમાં૦ ૨૧
પકવાન પ્યારા નાથથી જે, ગુપ્ત રહીને ખાય છે,
હા ! જે પતિ પગલાં પછી, ઝટ બહાર સટકી જાય છે;
ઘર કામમાં પ્રીતિ નહિ, પર ઘેર જે વશનાર છે; સંસારમાં૦ ૨૨
કંકાસ કરવે કુશલતા, જેની બધે પંકાય છે,
અપરાધ પોતીકો વળી, સંતાડવા જે ચ્હાય છે;
ઉંઘી અહરનિશ અંગમાં, જે રોગ બહુ ભરનાર છે; સંસારમાં૦ ૨૫
જેને વચન વદવા તણી, કંઇએ ખબર પડતી નથી,
જે ગજ કરેછે રજ તણું, મિથ્યા મુખ કથનો કથી;
જે છે મલિન મનથી પરંતુ, વ્હાલમાં વદનાર છે. સંસારમાં૦ ૨૫.
જે વિષમ વચનો વાપરી, પરિતાપ પાજીપણી કરે,
પાડોશિનું કંઇ દુઃખ દેખી, દિલ દયા જે નહિં ધરે,
જોતું નથી મન સ્થિર જે, પાખંડમાં પડનાર છે. સંસારમાં૦ ૨૬.
ઉપકારીના ઉપકારને જે, નાર ભૂલી જાય છે,
નિંદા કરી જે પારકી, અંતર વિષે હરખાય છે;
ઘરના કલંકો ખોલવે, જેની ગતી હદ પારછે. સંસારમાં૦ ૨૭.
વ્યવહારમાં સમજે નહિં, પરિશ્રમ ભલે દાના કરે,
સમજાવવા નિજ સ્વામને, જે સાચનું ખોટું કરે;
અમથી અવરનાં પ્રાણને, જે, દાબથી દમનાર છે. સંસારમાં૦ ૨૮.
પ્રતિમા પુરી જે વાદતી, ઉપદેશને ચ્હાતી નથી,
બહુ ક્રોધના દુર્બોધથી, સન્માર્ગમાં જાતી નથી;
બીજી ન સૂઝે વાત જે, હઠમાંજ માત્ર ખુમાર છે. સંસારમાં૦ ૨૯.
સમજે નહિ જે સમયની, ઘટમાળ ચાલી જાય છે,
ભરપુર તે ઠલવાય પુસ્યું—હોય તે કરમાય છે;
સારે સમે જ્યમ માગતી, ત્યમ નિત્ય જે હકદાર છે. સંસારમાં૦ ૩૦.
પરઘેર જમવા જે અતી, આતુરતાએ અંધ છે,
નિજ ઘેર જમવાનું અરે ? એ લોકો પણ બંધ છે;
હલકા વચન જે બોલવે, તરવાર કેરી ધાર છે; સંસારમાં૦ ૩૧.
રસ પ્રેમનો નહિ નેત્રમાં, ઇર્ષારૂપી લાલી ભરી,
જમનારની જે હારમાં, પિરસે નહિ કંઇ પાધરી;
સ્નેહી સગાનું સાચવી મન, શાન્તી જે થાનાર છે. સંસારમાં૦ ૩૨.
નર સમૂહમાં લજ્જા વિના, છકથી જે ચાલી જાય છે,
દર્શન થતાં જ્યાં હોય ત્યાં, નર સ્પર્શ કરવા ચ્હાય છે;

મર્યાદ મુકી માર્ગમાં સહિ સાથ જે રમનાર છે. સંસારમાં૦ ૩૩.
પતિમાં નહિ શક્તિ તથાપી, ખરચ આવ્યાથી ઠરે,
અકળાય ત્યારે આપી મેણું, નાથને. કાયર કરે;
કારણ વિના હલકું બકી, જે લાખથી લડનાર છે, સંસારમાં૦ ૩૪.
પરદ્રવ્ય હરવે નજર જેની, જન્મથી જાગેલ છે,
મન જે તણું જળ લ્હેર સમ, વળી મનસુબાનો મ્હેલ છે;
બાના બહુ છે શોધવામાં, સર્વદા સરદાર છે સંસારમાં૦ ૩૫
એકાંતમાં જે અંગ ચોળી, નેહથી ન્હાતી નથી;
સર્વાંગ ઢાંકણ સ્વચ્છ વસ્ત્રે, શુદ્ધ જે થાતી નથી;
રે! ફુવડ પદને યોગ્ય જેનો, અટપટો આચાર છે; સંસારમાં૦ ૩૬
ખેલાડી જે ખડખડ હસી, વા તાળીઓ પાડી અહા!
દિલ છુટથી વાતો કરે, ભર ચોક માંય અનાડી હા!
આવી નમાલી નારીને, શું દેવની દરકાર છે; સંસારમાં૦ ૩૭
નિજ બાળનું પોષણ કરી, રે! કેવી રીતે પાળવા;
નહિ જ્ઞાન ઉરમાં એક હા! ધમકાવવા કાં મારવા.
સન્માર્ગ તે શું શીખવે, જે ક્રોધનીજ કટાર છે; સંસારમાં૦ ૩૮
જે લાવ લેવા લગ્નનો, બાળક તણું હિત ના જુએ;
વ્હેલો વિવાહ કરી અરે! નિશ્ચિંત થઇને જે સુએ,
કરિ ગ્રહણ ધન કન્યા તણું, જે ખંતથી ખાનારછે. સંસારમાં૦ ૩૯
જે વ્હેમ રૂપી લોઢમાં, મિથ્યા તણાતી જાય છે,
કરવા પતિ વશ મંત્ર, કામણ માંય જે લલચાય છે;
મિથ્યા ઉદાસ રહી ત્રિયા જે, શ્યામ દિલ ધરનાર છે, સંસારમાં૦ ૪૦
સુખદા વિવેકે માનની, સંન્માન જે દેતી નથી;
નિજ ઘેર આવે બેસવા, તો દૃષ્ટિમાં લેતી નથી;
વસ વસે મનમાં થાય એવો, જે તણો વ્યવહાર છે; સંસારમાં૦ ૪૧
કરમાં ગૃહિ જે માલિકા, ભગવાનને ભજતી નથી;
છલ ભેદનાં કામો અરે! અંતર થકી તજતી નથી;
જે જીંદગી જળવાય એવા, નિયમથી લડનાર છે; સંસારમાં૦ ૪૨
ઘડિ એક જે ઘરમાં સુધારો, સ્નેહથી કરતી નથી,
હું જાણું એવી ભામિની સુગરી જરી નરતી નથી,
માળા જુઓ બાંધે ક્રમે પણ, આ મહા દુઃખકાર છે; સંસારમાં ૪૩
પ્યારા પદારથ પાકના જે, પકવવે અજ્ઞાન છે,
બીજી ન જાણે વાત જેનું જમણ જમવ ભાન છે;
ગુણહીન ગીતો ગાઇને જે, એક રસમાં તાર છે. સંસારમાં૦ ૪૪

બીભત્સ શબ્દો બોલીને જે ચિત્તને રાજી કરે;
મન, કર્મ વચને જે ત્રિયાની પાપ વૃત્તિ વિસ્તરે;
જે જર થકી જગ લોકના, ચળ પ્રેમને ચહનાર છે. સંસારમાં. ૪૫.
નખશીખ શોભા નિરખવા તક, આપતી જે લોકનો,
કદિ લાજ જાતાં ના ગણે, જે શરમ અથવા શોકને,
જે કુલીન સ્ત્રીનું શીળ દેખી સર્વદા બળનાર છે. સંસારમાં૦ ૪૬.
જે સાવચેતી રાખીને, પ્રિય પ્રહરમાં નથી જાગતી;
ભૂનાથ પ્રત્યે નાથનું કલ્યાણ જે નથિ માગતી;
જે સઘ સ્વારથ સાધવે, તત્પર સદા બળનાર છે. સંસારમાં૦ ૪૭

જે થઇ નરોદ સ્વભાવથી, ભર્તારની પહેલાં સુવે,
રે! એ વચન પતિના સુણી જે, રાગડો તાણી રુવે;
જે નાથની પહેલાં સુખેથી, સર્વદા જમનાર છે. સંસારમાં૦ ૪૮
સાસુ અને સસરા તણી, જે સેવના કરતી નથી,
મા બાપની ત્યમ લાજ મનમાં, જે જરા ધરતી નથી;
હમ્મેશ જેને પાપ વચનો, બોલવામાં પ્યાર છે. સંસારમાં૦ ૪૯

કરકસર કરવા જાય પણ, રણ થાય એવું આચરે,
પૂછે પુણીનો ભાવ પણ, ઝટ ઉંટને આગળ કરે;
ડાંપણ કરીને ડોળમાં જે, હાંને હણનાર છે. સંસારમાં૦ ૫૦
પરદેશમાં પતિ હોય તેનો, વિરહ જે ગણતી નથી,
ઘટઘટ ભટકતી ચટકમાં, ગંભીર જે બણતી નથી;
આવે સમે આનંદથી, સ્રૃંગાર જે સજનાર છે. સંસારમાં૦ ૫૧

પરપુરૂષની દુર્વાસના, સાંખી રહે જે સહેલથી,
હલકા વચન બોલે તથાપી, રીસ ન મળે પહેલથી;
ઉલટી હશે! એ શું હશે? કળી કાળનો ઉપચાર છે. સંસારમાં૦ ૫૨
કુળવાનની તનયા છતાં, કુલટાની જે સંગત કરે,
ગુણવાનના પતિ પરંતુ, નફટ થઇને જે ફરે;
વખતે અરે ઉપદેશિને, જે વૈરથી વઢનાર છે. સંસારમાં૦ ૫૩

નહિં શરમ જેના હૃદયમાં, કામાન્ધ જે છે કામની,
મન વશ નથી જેનું જરા, એ નાર નિશ્ચે નામની;
હલકી હરામીને હઠીલી, દુઃખનું જે દ્વાર છે. સંસારમાં૦ ૫૪
ફંદી સ્વછંદી હાલ હા! બહુ હિંદની રામા થઈ,
કંચન હતું ત્યાં કથિરની, ધાતુ અરે! પ્રસરી ગઇ;

સીતા સમી શું એક આજે, ધર્મમાં પળનાર છે. સંસારમાં૦ ૫૫
બળવંત બંધન તોડવા, સુધરેલ પણ બહુધા મથે,
આપી વધારે છુટ કરવા, તર્કથી કથનો કથે;
એનું ન માને એ હજી, પરમેશનો ઉપકાર છે. સંસારમાં૦ ૫૬
કયાં દ્રૌપદી કયાં નર્મદા, કયાં અનસુયા કુળ પાવની !
તારામતી દમયંતી કુંતી, કયાં હશે કુળ ભાવની;
આ આર્યના સ્થાનક વિશે, અધઓધનો શું ભાર છે. સંસારમાં૦ ૫૭
સ્ત્રષ્ટા અહો ! પ્રાણેશ હો ! કરૂણા કરો કરૂણા કરો,
લલના વધી કુલટા વધી, દુર્ભાગ્ય એ હમણાં હરો;
નારીજ સદ્ ગુણવાન થૈ, એથીજ જય જયકાર છે,
સંસારમાં તે સુંદરીને ધન્ય લાખો વાર છે. ૫૮

## ઘરથી બેદરકારી.

સ્ત્રીઓ પોતાના ઘરની આગળ જતાં કેવી સ્થિતી થશે ? એ બાબતનો વિચાર કરવામાં બિલકુલ બેદકાર હોય છે કેટલીએક ફુવડ ઓરતો જેમ બને તેમ તરત પરવારવા માટે એકદમ અટકળથી વધુ ઘટુ રસોઇ કરી નાખે છે તેમાં રાંધ્યું વળે અને બોલ્યું બહાર પડે એ કહેવત પ્રમાણે વધેલી રસોઇ કોઇને આપવી પડે છે અથવા એઠવાડ જુઠવાડમાં નીકળી જાય છે. અથવા તો બીજે દહાડે સવારે વાસી રસોઇ ખાવી પડે છે, આ બાબતમાં મુર્ખ સ્ત્રી-ઓનાં મુખથી એવાં વચનો નીકળે છે કે અમારે તો ટાઢુ શીરૂ જે હોય તે ચાલે, આમ કહેવામાં તેઓ પોતાનો ઉત્કૃષ્ટ જીવ સમજે છે, પરંતુ વિચારી જોઇએ તો તે તેમની બેવકુફાઇ છે. વાસી બ-ળેલું, સળેલું તથા ઉચ્છિષ્ટ અન્ન તો તામસી માણસનેજ પ્રિય હોય છે, વળી કેટલીએક સ્ત્રીઓ રસોઇ કરતી વખતે રોટલી સારૂ ઘણું અટામણ લે છે. રોટલી થઇ રહ્યા પછી પોતાના ફુવડપણાને લીધે થયેલો અટામણનો વધારો આટલા ચપટી લોટમાં શું એમ માની એઠવાડમાં નાંખી દેછે. એ લોટ ઓછામાં ઓછો ગણીએ તો એ અઢી રૂપિયાભાર દરરોજ નાંખી દેવામાં આવતો હશે, એમ કરવામાં એ મહીને ૧૫૦ રૂપિયાભાર લોટનું નુકસાન થાય છે અને વરસ દહાડાનું ગણીએ તો અર્ધા મણ કરતાં પણ વધારે નુકસાન થાય છે, આ નુકસાનનો બચાવ કરી તેટલો લોટ કોઇ ગરીબને આપી દેવામાં આવતો હોય તો વાજબી ગણાય. આ પ્રમાણે ફુવડ સ્ત્રીઓ બીજા દાણાદુણીમાં પણ ઘણીજ બે દરકારી રાખે છે.

હલકી ચીજોને નકામી ગણી તરત નાખી દેવામાં આવે છે પણ તેમણે સમજવું જોઇએ કે કોઇ પણ ચીજ નિરૂપયોગી નથી. જ્યાં સુધી આપણે તે વસ્તુનો ઉપયોગ જાણતા નથી ત્યાં સુધીજ તે નકામી ગણાય છે. ફક્ત મોટી ચીજ ઉપર લક્ષ આપતાં નાની ચીજ ગપસપમાં ખોવાઇ જાય છે આમ થવાથી જ્યારે તે ચીજનો ઉપયોગ આવવા પડે ત્યારે પસ્તાવું પડે છે, એક વખતમાં એમ ધારી ઉડાઉ હાથથી વાપરવા માંડીયે તો મોટી ચીજોનું પણ નજીવું દેખાય છે, પૈસા કોણે કર્યા છે? શરીર સલામત તો સાડીયાં બહોત એમ માની નાની રકમની કાંઇ વિસાત ન ગણી બે કાળજીથી વાપરવા માંડીએ તો પરિણામ કાંઇ સારૂં આવવું નથી ઘરથી બેદરકારી રાખનારી ઓરતોએ આ વીચાર અવસ્ય કરવાનો છે.

## સદ્ગુણી સ્ત્રી.

આવા આવા માનસિક નીતિના ઉત્તમ ગુણોથી સદ્ગુણી સ્ત્રી સંસારનું ખરૂં સુખ ગણાય છે, સદ્ગુણી સ્ત્રી દહન થતા દિલને શાંતિ આપનાર તથા ગૃહસ્થાશ્રમનું ખરૂં ભૂષણ છે, સદ્ગુણી સ્ત્રી વિના આ સંસાર શૂન્ય જેવો ગણાય છે, સદ્ગુણી સ્ત્રીનોજ પ્રેમ, પુરૂષના જીવનને રસમય બનાવે છે, સદ્ગુણી સ્ત્રી સંબંધીઓએ રક્ષા નહિ કરાયેલી છતાં પણ હમેશને માટે સુરક્ષિતાજ છે. ધર્મ પરાયણ અને પતિવ્રતાપર આસ્થાવાળી સદ્ગુણી સ્ત્રી ગમેતો વલ્કલ વસ્ત્ર પહેરે અને બહુ રૂપવતી ન હોય તોપણ તે પોતાના પતિવ્રત્ય રૂપ પરમ તેજથી શોભાયમાન રહે છે નિયમિત વાણી બોલનારી મન અને મુખને પ્રસન્ન તથા વશ્ય રાખનારી અને પતિનેજ પોતાના પ્રાણ સમાન પ્રિય સમજનારી સન્નારીનો પતાપ સૂર્યના સમાન અને યશ ચંદ્રના સમાન પૃથ્વીપર અહર્નિશ પ્રકાશમાન સ્થિતિમાંજ દેખાય છે. આવી સ્ત્રીજ પોતાનો દરેક વ્યવહાર ઘણી ચતુરાઇથી ચલાવે છે.

## સ્ત્રી ચરિત્ર કળા.

કામ, પોતાની અનુપમ અવર્ણ્ય સૌંદર્યતા વડે; માણસને અત્યંત મોહ ઉત્પન્ન કરી, ભયંકર ઝેર છતાં, ઇંદ્ર વર્ણના ફળ પેરે અલૌકિક મધુરતા બતાવી, મનુષ્યના પ્રાણ હરે છે. જેમ પોતાનાજ ગંડસ્થળમાંથી ઝરતી મદની ધારામાં મગ્ન થયેલા ભમરાઓના ગુંજારવ વડે પોતાની મદાવસ્થાને સૂચવનારા કામાતુર થયેલા હાથીઓ

નિમેષ માત્રમાં વિષયાંધ બની કૃત્રિમ હાથણીને આધીન થઇ જાય છે અને તેને લીધે તેઓ ફાંસીમાં ફસાઇ પડે છે તેમજ કામીજન-પણ હાલ સમજવા જોઇએ. આવા વિષયના પાશમાં પરાધીનતાથી પકડાએલા મોટા મત્ત હાથીઓ પણ કામનાં રંગમાં આવવાથી ઠગાઇ જાય છે અને પરિણામે પુરૂષની પાટુના માર તીક્ષણ અંકુશના પ્રહાર અને ઉજ્જડ એકાંત પ્રદેશમાં બંધન વગેરે મહા સંકટ ભોગવી અ-નેક દુઃખો સહન કરે છે, તો પછી અલ્પ પ્રાણી-પુરૂષનું શું ગજું! આ શું કામદેવનો પ્રભાવ થોડો છે? કામદેવની મોહિની રૂપ લલિ-ત લલનાઓ કટાક્ષના મારથી-તેની ખરી ખુબી જાણનારા ઘણા વિષયી પુરુષો, સહજમાં ફસાય છે. સ્ત્રીઓ તેવા પુરૂષોને પોતાના અનુચર બનાવી રમકડાનાં મોરની માફક નચાવે છે, અને પિશાચિણી-ઓ જેમ રાત્રિએ માંસ અને લોહીનો આહાર પાન કરે છે, તેઓ રાત્રીએ કામી પુરૂષોને કૃત્રિમ પ્રેમ બતાવી વારંવાર ફસાવે છે. ખરે સ્ત્રીઓ આશક રૂપ મૃગને બાંધવાની મજબુત દોરી છે; હૃદય રૂપનાં મદમત્ત હાથીને કેદ કરવામાં મોટી સાંકળ છે અને દુઃખની મોટી લ-તા છે, તેની ફાંસીમાં જે બંધાય છે તેનો ફરીને કેમે કર્યો પણ છૂટકો થતો નથી. જે માણસ સંસારની વિચિત્ર માયાને જાણતો હોય, વળી શંબરાસુરના કપટને જાણતો હોય, અને વળી વિચિત્રની મા-યાને જાણવામાં ઘણા કુશળ હોય તેટલું છતાં પણ તે સ્ત્રીની માયાને કળાને યત્કિંચિત્ પણ જાણી શકતો નથી. સ્ત્રીઓનું શરીર પુષ્પના જેવું અતિ કઠિન છે; તો આવી મહા કુશળ વિચિત્ર ચિત્રશાળી સ્ત્રીઓ બીજાના અંતઃકરણને કેમ હરણ ન કરે? ખરેજ સ્ત્રી ચરિત્રજ વિ-ચિત્ર છે. તે કોઇ પણ દિવસે પવિત્ર કરી શકશે નહિં ને કોઇનુ મિત્ર પણ થશે નહિં. સ્ત્રીઓ પોતા ઉપર ખરો દૃઢ પ્રેમ રાખનારા પર ઉ-દાસી રહે છે. પોતાને નમન કરનારા ઉપર પ્રેમ ભાવ રાખે છે અને જે પોતા ઉપર પ્રેમનો અંશપણ ન રાખતો હોય-કેવળ બે દરકાર હોય અવગુણની ખાણ હોય, દુર્ગુણની મૂર્તિ હોય, વિકાર સિવાય જોતો ન હોય તેવાને માટે અસાતુર બને છે. તે નીચ મનુષ્ય પર હદબદ થતી અતીશય પ્રેમ રાખે છે. અને ધૂતારાઓના વચન ઉપર વિશ્વાસ રાખે છે. સ્ત્રીઓ સદ્વૃત્તિશાળી અને સારા સ્વભાવની છે એમ કહેવામાં અતી શંકા ભરેલું છે. તે અબલા છતાં સબલા છે, રાંક છતાં વાઘ છે, કોમળાંગી છતાં વજ્રાંગી છે, નિર્મળા છતાં કુમળા છે.

વારંવાર પુરૂષોના ટોળામાં દેખાવ દેનારી ઘણી કામાતુર, મોહ ઉપજાવી ધૈર્ય ધ્વંસ કરનારી સ્ત્રી જેના ઘરમાં ગૃહિણી હોય છે તે

પુરૂષનો જન્મ પશુ સમાન-તરણા તુલ્ય જાણવો; અને તેવી સ્ત્રીઓને કબજે રાખનારા પુરૂષોનો જન્મ સફળ માનવો. સ્ત્રીઓ પોતાના મદન વિકારથી પોતાના પતિને મોહ પમાડી વશ કરી મુકે છે; એટલે વશ થયેલો પતિ બેભાન થઇ તે સ્ત્રી ગમે તે કૃત્ય કરે છે તો પણ મૂંગો બેસી રહે છે. જ્યારે પતિ કંઇ પણ બોલતો નથી ત્યારે સ્ત્રીઓ પોતે નિરંકુશ બની ઘરના તમામ કામકાજમાં પતિને દોરે છે તે એટલે સુધી કે પોતાના ચાકર જેવો પતિને બનાવી મુકે છે, આ સર્વ પ્રભાવ કામદેવનો જાણવો—સ્ત્રીના મોહમાં પતિ લટુજી જેવો થઇ જાય છે.

કેટલીએક પ્રૌઢા સ્ત્રીઓ જેના બોલવાનો અક્ષર કે ભાવ બરાબર જાણી શકાય નહિ એવું કપટથીજ ભરેલું કાલું કાલું બોલી જાણે સ્વભાવથીજ મુર્ખ હોય, એમ દર્શાવીને પોતાના પતિ પાસે લલાટમાં ચાંદલો કરવા માટે ચંદ્રમાની માગણી કરતાં ગાંડી ઘેલી થઇ જઇ જાણે પોતે કંઇ સમજતીજ નથી એમ બતાવતાં કહે છે કે "મને આ ચંદ્રમા આણી આપોની! હું તેને મારા લલાટમાં ધારણ કરીશ. ગાંડીઓ પતિ પ્રેમમાંજ લીન થયેલો તેને મનાવે છે, ને રાજી કરે છે; પણ તેનાં કાળાં કર્મો તે જાણી શકતો નથી. વળી ઠાકુરજીના દર્શનનું બહાનું કાઢી પોતાની મરજી પ્રમાણે આમતેમ શેહેર આખામાં આથડી, અતિશ્રમિત થઇ, પછી જ્યારે ઘેર આવે છે ત્યારે વૃથા વિલાસ ચિન્હ બતાવી પતિને ખુશી કરી તેની પાસે પોતાના ચરણ ચંપાવે છે. સ્ત્રીઓ એકને નેત્રના વિકારોથી રમાડે છે, બીજાને વચનથી રમાડે છે, ત્રીજાને ચેષ્ટાઓથી રમાડે છે ચોથાને મોહમાં ફસાવે છે અર્થાત્ સ્ત્રીઓ સ્વભાવથીજ બહુરૂપી અનેક રૂપ ધારી છે.

સ્ત્રી પોતાના પતિ તરફ ચપળ હરિણી માફક વર્તે છે પરપુરૂષ રૂપ વૃક્ષ તરફ ભ્રમરીની માફક અનુસરે છે. એ સ્વભાવે ચંડાળણી જેવી છે. મોહ ઉપજાવનારી મિથ્યા માયા છે. એ કુટિલ વેશ્યા છે માટે તે કોની થાય તે કહો જ્યારે સ્ત્રીઓ એકાંતમાં બેઠી હોય છે ત્યારે હમેશાં ઉંડા નિસાસો મૂકીને સ્વતઃ કહે છે કે, "જુદા જુદા તરૂણ પુરૂષો સાથે અડચણ વગર સંભોગ સુખનો અને તેના ધનનો ઉપયોગ કરનારી વેશ્યાઓને ધન્ય છે, કારણકે તે પોતાના મનની માની સર્વ આશા પરિપૂર્ણ સફળ કરે છે." ચપળ સ્વભાવ વાળી સ્ત્રી પોતાની બારીમાં ઉભી રહીને રસ્તા ઉપર નજર કર્યા કરે છે

અને મરજીમાં આવે છે તે પ્રમાણે છાંદિષ્ટ ગાયનો ગાયા કરે છે તે કારણ વગર, માળામાં રહેલા સ્ટાકીન મણીની માફક આમતેમ દોડયા કરે છે, ને હસ્યા કરે છે. સમયે તે પોતાનાં આડોસીપાડોસીને કહે છે કે “ મારો વરતો પશુની પેઠે કાંઇ બોલી પણ જાણતો નથી તે કઇ પણ કરી પણ જાણતો નથી તેનો એક ઢોવા જેવો છે. વિલાસની તો વાતજ સમજતો નથી. રાત પડે કે પાડા પેરે ઘોર્યા કરે છે. મેં તો એને પરણીને કાંઇ પણ સુખ દીઠું નથી તેને પાલવે પડી તે હું રાંડના ભોગજતો. ફલાણો કેવો છેલ છબીલો નટવર નાગરો છે? તે તો જાણે ડાકરજ તો! એમ કહી પોતે પુરૂષની પેઠે સ્વતંત્ર થઇને ફરે છે. જ્યારે કોઇ પણ છેલ તેને ઘેર જાય છે, ત્યારે તે સ્ત્રી ઉભી થઇ પોતે સામી જાય છે પછી આંખનાં ચણિઆરાં મચમચાવી ચરકાથી તેને લલચાવે છે. વ્યવહારમાં પણ પોતેજ જવું આવવું કરે છે, લેવડ દેવડ પણ પોતેજ કરે છે, પણ પતિને જરાય ગણકારતી નથી. ઘરમાં ઉંચે સ્વરે બોલે છે. અને સહજ વાતમાં ધણી ધમકાવતાં જરા પણ વાર લગાડતી નથી. આવી સ્ત્રીના પતિને જીવતાં મુવેલો જાણવો.

## વહુ પ્રત્યે. સાસુ સસરાનું કર્ત્તવ્ય કર્મ.

કુળવાન સાસુ સસરાઓ પોતાના પુત્રની વહુનું શી રીતે રક્ષણ કરી પોતાનો ‘સેવ્ય’ ધર્મ બજાવવો, તે ટુંકામાં કહું છું.: જ્યારે આપણા પુત્રની વહુ પીયરમાં હોય ત્યારે તેનાં માબાપ તેની રક્ષા કરેછે. તેજ પ્રમાણે આપણે ઘેર આવે ત્યારે સાસુએ તેને પોતાની પેટની દીકરી જેવી ગણી તેનું રક્ષણ કરવું, એમ શાસ્ત્રની આજ્ઞા જણાવે છે; તેનો પતિ જ્યાંસુધી તે વહુનું સારીપેઠે રક્ષણ કરવા યોગ્ય ન થાય ત્યાં સુધી તથા જીવતાં સુધી પણ તે કુળવાન સાસુ સસરાએ પોતાના દીકરા કરતાં પણ વહુની વધારે કાળજીથી રક્ષા કરવી એવો નિયમ જણાવે છે. આમ કબુલ થએલાં તે સાસુ સસરો જો તે અનાથ સરખી અબળા જાતિને પોતાના ઘરમાં લાવીને દુઃખ દેતો તેમને નરકમાં મુઆ પછી ઘણો કાળ મહા દુઃખ વેઠવું પડે છે. માટે વહુને પારકી દીકરી જાણી સાસુ સસરાએ કદાચિત પણ તેને કાંઇપણ પ્રકારનું કષ્ટ દેવું નહિં. આ વખતમાં ઘણાં નીચ સ્વભાવનાં સાસુ સસરો વહુને ગાળો દેછે, એ ઘણીજ નઠારી અને મહાન્ પાપમાં પડવાની વાત છે. સસરા કરતાં સાસુ વહુને બધો વખત કામ કાજમાં સાથે રહેવાનું હોય છે, માટે સાસુ વહુના ઉત્તમ

વ્યવહારોને પહેલાં જણાવું છું. પ્રથમ સાસુ વહુને એક બેવાર પોતાને ઘેર જમવા તેડેછે ત્યારે જરા સ્નેહ દેખાડે છે, પણ હમેશાં રહેનારી વહુ થઇ કે તેની સાથે વગર કારણે વેર ઉત્પન્ન થાય તેવી રીતે વર્ત્તે છે. પણ તેમ નહીં વર્તતાં સાસુએ નિરંતર પોતાની પાસે રહેનાર દીકરાની વહુને કોઇપણ કારણથી એકદમ ધમકી કે તિરસ્કારથી હલકાં વેણ કહેવાં નહિં પણ સભ્યતા સાથે ધીરેથી તેને તેની પૂરતી કસુર બતાવીને તે કસુર સુધારવાના ઉપાય કહેવા, તથા ફરીથી આવી ભૂલ ન થાય તો ઘણું સારૂં એમ નરમાસથી તેની મતિને સુધારવા હોંશિયારી આણનારા રસ્તાઓ દેખાડવા પણ તેનું મન દુઃખાય એવું કટુક વચન તો કોઇ દિવસ નજ કહેવું, કેમકે આપણો સ્વાર્થ તેમ કહેવાથી સિદ્ધ થતો નથી. જે કાર્ય સલાહ સંપથી થાય છે તે કાર્ય મારફાડથી થતું નથી. માટે ભય તથા પ્રીતિવડે આપણાં માણસોને પોતાને અનુકુળ કરી લેવાં એ વિચારવાનું કામ છે ખાવા પીવાના સઘળા પદાર્થોમાં વહુ તથા છોકરાંમાં અંતર એટલે ભેદભાવ ન રાખવો તેની શક્તિ પ્રમાણે કામ કાજ કરાવવું. છેક નિર્દય થઇ વહુ પાસે કામ કુટાવવું નહિં. ખરા કારણસર તેને આપણા કુળની મર્યાદા પ્રમાણે બહાર જવા આવવાની છુટ આપવી કોઇની કહેલી વાત સાંભળીને તરત તે વહુને ઠપકો ન આપવો તેમ તેને માથે જુઠો આરોપ મૂકી તેનાથી વેર કરવું અથવા વઢવું નહીં. બનો દિવસ ઘણાં કામ કરવામાં આવે, તેમાં કોઇ કાર્યમાં ભૂલ પણ થાય તેમ વખતે નુકશાન પણ થાય, અને કોઇ કાર્ય વિસરી પણ જાય; તેથી એવી બાબતમાં તેને આસ્તેથી કહી ઘટતી વાણી આપવી જોઇએ પણ હરેક નજીવી વાતોને શોધી શોધીને તેની બાબતમાં ઠપકો આપવો અને વઢવું એવી દુષ્ટ કુટેવ કુળવાન સાસુએ બીલકુલ રાખવી નહિં. જેમ આપણી દીકરીની કસુર ન ગણીને તેના ઉપર મા સ્નેહની નજર રાખેછે તથા તેના સુખ દુઃખની ખબર રાખેછે, અને પોતાની દીકરી સાથે રાજીપાથી બેસી હસે બોલેછે, તેજ પ્રમાણે પોતાના દીકરાની વહુ સાથે પણ સાસુએ વર્તવું. નજીવા કારણસર મોઢું ચડાવી તેના સામાં ધુરકિયાં કરવાં નહિં. કેમકે તે પોતાના માબાપને દૂર મેલી આપણા ઘરમાં આવી રહે છે, તેથી તેને તેના માબાપ કરતાં પણ વધારે સુખી રાખવી જોઇએ આ સઘળું કદાચિત્ જો ન પળાય તોપણ આપણાથી બનતું સુખતો તેને જરૂર આપવું જોઇએ તેને કામથી પરવારીને બેઠેલી જોઇને તરત બીજાં કાર્ય

અદેખાઇથી બતાવ બતાવ ન કરવાં પણ ઉલટી દયા રાખીને તે ઘણો વખતથી કામ કરતી હોય તો તેને પ્રીતીનાં વચન કહી જરા વીશામો લેવરાવવો સાસુએ જરૂર જાણવું જોઇએ કે જેવું મારૂં મન બીજાનાં દાબ દબાણુ કે ભયથી દુઃખાય છે, તેવું બીજાનું પણ દુખાતું હશે. એમ ધારી કોઇને પણ સંકટ આપવું નહિ. કેટલીક સાસુતો દુઃખ દેતી જાય છતાં એમ કહે છે કે અમને અમારી સાસુએ ઘણાંએ દુઃખ દીધાં છે, એ અમે સહન કર્યાં છે. હવે તેવાં દુઃખ તમારાથી સહન થાય હુંનો તમને જરાએ દુઃખ દેતી નથી તેમ છતાં તમે દુઃખ માનશો તો તમારા કર્મના ભોગ? આમ કહેતી જાયછે ને દુઃખ દેતી જાયછે, પણ તેની સાસુની દુષ્ટ વહુ પણ તેવીજ હોય છે, કે જ્યારે સાસુ ઘરડા થાય છે અને પોતાનો સ્વામી કમાઇ લાવતો થાયછે, અને પોતે ઘરમાં કરતી હરતી થાય છે ત્યારે એજ સાસુને પાછી તેજ વહુ ઘાણું દુઃખ દેછે, અને મેણાં પણ મારે છે, પણ એ સર્વે અનીતિજ જાણવી માટે એક બીજાના દુઃખનો વિચાર કરી હળી મળીને ચાલવું. વહુને ઘરમાં દુઃખ દઇએ તે બીજુ કોઇ ન જાણે પણ પરમેશ્વર તો જાણે છે. તો આપણે વહુને છાના કરીને કે દુઃખ દઇને શું લાભ મેળવવાના માટે તે યાદ રાખી મરતાં સુધી પણ વહુને દુઃખ દઇશમાં દુનીઆમાં સાસુ અને વહુને મોટું વેર આદિથી ચાલ્યું આવે છે.

સસરો એ ઘરના રાજા જેવો છે, માટે તેણે પણ ઘરમાં ખાનગી રીતે તપાસ રાખવી જોઇએ કે આપણા ઘરમાં વહુઓને દુઃખ છે કે નહિં ઘણા ઘરમાં સસરો દીવસ આખો પોતાના કામમાં ફરતો ફરે છે, અને રાત્રે માત્ર ઘરમાં આવે છે તેથી વહુના ગુણુ દોષ જાણી શકતો નથી એટલે પોતાની સ્ત્રી જે વહુને દુઃખ દેનારી કે જે તેના ગુણદોષ જાણે છે તે તો રાત્રે પોતાના પતિને રોજ વહુના ખોટા દુર્ગુણ જોડી કાઢીને પતિને વહુના વિરૂદ્ધ કરાવે છે, ને કહેછે કે જુઓ આજે ઘરનાં આટલો બગાડ કર્યો કાલે ફલાણો વાંક હતો કાલે પણ હુ તેના વાંક વિશે શીખામણ દેવા ગઇ એટલે નહી બોલાય એવું મારા સામી બોલી આજથી આગ સામું કહે તો આગળ તે શું કરી નહી શકે તમારા પણ જરા મરજાદ રાખતી નથી આટલો જરા હું દાબ નહી રાખું તો આજની છકેલી આગળ માથે છાણાં થાપશે! હાય હાય તે છોકરાને પણ ગાંઠતી નથી એવું આપણી ઘડપણમાં ચાકરી કરનાર છે? અને જ્યારે કહેવા જઇએ છીએ

ત્યારે મોં ચડાવીને બોલે છે કે આપણે તો શરમાઈ લાજી મરીએ ઘરમાં જરા છાની વાત કરી હોય ને જો તે વહુના જાણવામાં આવી તો તરત જઇ બહાર મુકેછે. પણ શું કરીએ આપણો છોકરો આગળ જતાં દુઃખી થાય એ દુઃખ સારૂ કહેવું પડેછે. વગેરે અનેક યુક્તિથી તે સાસુ પોતાના પતિને ભમાવે છે, અને તે ભોળો માણસ સ્ત્રીનુ સાચુ માનેછે એટલે વહુના દોષ સાંભળીએ પણ વહુના વિરૂદ્ધ બોલવા સામિલ થાયછે, અને વખતે દુઃખ દેવામાં પણ સામેલ થાય છે. આથી પોતાના દીકરાને દરરોજ એકાંતમાં બેસાડી તેની વહુના અવગુણ તેના આગળ ગાયા કરે છે, તેથી દીકરો પણ માબાપના કહેવાથી નિરપરાધી વહુને રોજ મારે છે તથા ગાળો દેવરાવે છે આથી દરરોજ ઘરની ભવાઈ થાય છે. માટે કુળવાન સાસુ સસરાએ તો પોતાની વહુનાં દોષ હોય તો પણ તે ન કહેતાં સુધારવાને મેહેનત કરી ઘર ચલાવવું તે સાસુ સસરાએ વહુને પુત્ર પુત્રીવત્ પાળવાં તથા રાખવાં એજ તેનો ધર્મ છે.

## સ્ત્રીનું ભર્તાર પ્રત્યે કર્ત્તવ્ય કર્મ.

આ સૃષ્ટિના આરંભમાં જગતકર્ત્તાએ સ્વાયંભુ મનુ અને શતરૂપા રૂપ એક દંપતિનું જોડેલું કરીને પરસ્પર કેવી રીતે વર્તવું તે બતાવેલ હતો અને ત્યાર પછી મનુએ પોતાની સર્વ પ્રજાને દાંપત્ય ધર્મનો ઉપદેશ કર્યો હતો, એ કોઇનું અજાણ્યું નથી. એમ સમજવું કે જગતમાં પ્રત્યેક સ્ત્રીઓને પોતાપોતાનો પતિ પરમેશ્વર તુલ્ય સેવ્ય છે અને સ્ત્રી તેની સેવક છે. અનેક ધર્મશાસ્ત્રો, પુરાણો અને ઇતિહાસોથી સિદ્ધ થાય છે કે, સ્ત્રીઓને પોતાનો પ્રાણનાથજ દૈવત છે; અને સ્ત્રીઓને પોતાનો પ્રાણનાથજ સંસારનું સર્વસ્વ છે, સ્ત્રીઓને પોતાના પ્રાણનાથની ભક્તિ વિના નથી જપ કરવા ઘટિત કે નથી તપ કરવું ઘટિત, નથી દાન કરવું ઉચીત કે નથી વ્રત કરવું ઉચીત, નથી દેવ દર્શન કરવાં યોગ્ય કે નથી તીર્થ કરવાં યોગ્ય, નથી શ્રવણ કરવું લાયક કે નથી મનન કરવું લાયક, નથી નિદિધ્યાસ શોભતો કે નથી ઇશ્વરાર્ચન શોભતું. સ્ત્રીઓ ગમે તેટલાં તપ કરે ગમે તેટલા જપ કરે, ગમે તેટલાં તીર્થોમાં આથડે, ગમે તેટલાં દાન કરે, ગમે તેટલી દયા કરે, ગમે તેટલાં વ્રતો કરે અને ગમે તેટલાં શાસ્ત્રો સાંભળે, પણ પોતાના પ્રાણનાથમાં નિષ્કપટ મન–વચન–કર્મથી પ્રેમ બાંધ્યા વિના, તેની પૂર્ણ ભક્તિથી સેવા કર્યા વિના, અને સર્વ પ્રકારે તેના મનને સંપૂર્ણ સંતોષ કરાવ્યા વિના, લાખો અથવા ક્રોડો વર્ષે પણ શું પર-

મ કલ્યાણનું પાત્ર થાય છે, શું સ્વર્ગ સુખને યોગ્ય થાય છે, કે શું અપવર્ગ પાત્રના ( મોક્ષપાત્રના ) વર્ગમાં ગણાય છે.? અથવા તે આમુષ્મિક સિદ્ધિની વાતતો દૂર રહી પણ શુ ઐહિક એટલે અહિંના વર્ત્તમાન કાળના પણ કોઇ પ્રકારના સુખના લાભને યોગ્ય થાય છે? કદિ નહિ. આ સંસારમાં અનેક પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પ્રાણનાથની પરમેશ્વર તુલ્ય પૂજા કરી નિઃશ્રેયસ્ અભ્યુદયની સિદ્ધિને પ્રાપ્ત થયેલ છે, તે કોઇનું અજાણ્યું નથી તો પણ કેટલાંક ઉદાહરણો આપની આગળ નિવેદન કરૂં છું.

સતી શિરોમણિ **અનસૂયાએ** પોતાના પ્રાણનાથની સેવારૂપ સનાતન ધર્મથી ન ચૂકવાનેજ સોસો વર્ષ સુધી અનાવૃષ્ટિનાં અસહ્ય દુઃખ સહન કરેલ છે. મહાસતી **અરૂંધતીએ** તેજ ધર્મ જાળવવા પોતાના સોસો પુત્રનો નાશ થવા છતાં ધીરજ ધરી પોતાના પતિને ધીરજ આપેલ છે પરમ પવિત્ર **લોપામુદ્રાએ** તેજ ધર્મ નિષ્પ્રમાદ પણે એવી અદ્‌ભુત કીર્તિ મેળવી છે. સૌભાગ્યના ભૂષણને ઇચ્છનારાં ભૂપતિનાં પુત્રી **ભોગવતિએ** ભારે ભયંકર નાગરૂપ પતિની પણ પરમેશ્વર બુદ્ધિથી પ્રેમ પૂર્વક પૂજા કરીને એજ ધર્મનો ચમત્કાર દેખાડયો છે. નીતિના નિવાસ રૂપ **નર્મદાએ** ગલત્કુષ્ઠી, ક્રોધી, ક્રૂર અને કપટી કૌશીક નામના પોતાના પ્રાણનાથને માથા ઉપર ઉપાડી પ્રત્યેક પુણ્ય તીર્થમાં ફરીને એજ ધર્મ પલ્લવિત કર્યો છે. મહા પ્રતાપ વાળાં **મદાલસાએ** પોતાના પ્રાણનાથ કુવલયાશ્વનું દંભી દાનવથી એકું અહિત સાંભળી પોતાના પ્રાણ પરહરીને તેજ ધર્મની દૃઢતા કરી છે. **જગજ્જનની સતીએ** પોતાના પિતા દક્ષ પ્રજાપતિના મુખથી પોતાના પ્રાણનાથ **સદાશિવની** નિંદા સાંભળતાંજ પોતાના પ્રિય પ્રાણોને પરલોકના પ્રવાસી કરી તેજ ધર્મની મહત્તા બતાવ્યામાં બાકી રાખી નથી. એટલુંજ નહિ પણ ફરીથી હિમાચલને ઘેર જન્મ લઇ જન્માંતરમાં પણ તેજ પ્રાણનાથની પ્રાપ્તિ માટે બાર બાર વર્ષ સુધી દુષ્કર તપ કરી છેવટ તપનું ફળ પ્રાપ્ત ન થતાં ચિતા ખડકીને તેમાં પોતાના કોમળ શરીરની આહુતી આપવાની તૈયારી કરવાથી પણ ઉપરના ધર્મનો ચમત્કાર લોકોના ચિત્તમાં ચિતરેલ છે. પવિત્ર સતી **સાવિત્રીએ** યમરાજના દુર્ભેજ પાશના બંધનથી પોતાના પ્રાણનાથ સત્યવાનને છોડાવી તેજ ધર્મની અભ્યુદય નિશ્રેયસ સંપાદકતા ( ચડતી આબાદી અને કલ્યાણ કરવાપણું ) પ્રસિદ્ધ કરેલ છે. સજ્જન શીરોરત્ન સતી સીતાજીએ રાજ્ય સુખને ત્યાગ કરી બાર

**વરસની બાલ્યાવસ્થામાં રઘુકુલ તિલક રામચંદ્રજીની** સાથે ચૌદ વર્ષ સુધી વનવાસના દુ:ખને ભાગ લઇ ઉપરનાજ ધર્મની સર્વોત્તમ મહત્તા દર્શાવી છે સદ્ગુણી **દમયંતીએ** પોતાના પ્રાણનાથ પુણ્યશ્લોક **નળરાજા** સાથે, રાજ્યસુખ, અને પ્રાણતુલ્ય પોતાનાં બાળકોને પણ મેલી દઇ વનવાસનાં દુ:ખનો ભાગ લીધો. એટલુંજ નહિ પણ કલિના આવેશથી અર્ધરાત્રિને અવસરે **નળરાજા** પોતાને ભરનિંદ્રામાં ભયંકર વનમાં એકલી મેલી ક્યાંઇ જતા રહ્યા, તેમ છતાં તેની ઉપર ઇર્ષ્યા કે દ્વેષને લેશ પણ ન લાવતાં પોતાના પિતાને ઘેર જઇ હજારો પ્રયત્ન કરી રાજા **નળને** તેણે ત્યાગ કરવાથી પોતાની ઉપર પડેલાં દુ:ખોને નહિ સંભારતાં **નળરાય**માં નિ:સીમ પ્રેમ રાખી શું ઉપરના ધર્મની ઓછી પુષ્ટિ કરી છે ? રાજપુત્રી **રૂકિમણીજીએ** પોતાના વિવાહની વેળાએ પોતાના પ્રાણનાથ **શ્રી કૃષ્ણ**ને આવતાં વિલંબ થવાથી તે સમયે પોતાના પ્રાણનો નાશ કરવાની તૈયારી કરીને તથા પોતાનો સોદર ભાઇ **રૂકમી**નો વધ કર્યો તો પણ તે વિષે દ્વેષ કે ઔદાર ન લાવતાં ઉલટી **બલભદ્ર** વિષે યાવજ્જીવિત પ્રતિદિવસ વધતી માન્ય બુદ્ધિ રાખીને તેજ ધર્મને ટેકો આપેલ છે. પાતિવ્રત્યપ્રવિણ **દ્રૌપદીએ** પણ પોતાના પ્રાણનાથનાં રમેલ જુગટાંથી પોતાનાં વસ્ત્ર ખેંચાવા સુધીની અવસ્થા આવ્યા છતાં પોતાના પતિમાં અભાવ ન લાવતાં તેની સાથે તેર વર્ષ સુધી વનવાસનાં દુ:ખોનો ભાગ લઇ તથા ચૌદમા વર્ષમાં વિરાટના શેહેરમાં પણ અનેક દુ:ખ ભોગવી તેજ ધર્મની ધુરંધરતા સિદ્ધ કરી આપી છે. ઉપરના ઇતિહાસો કોઇના અજાણ્યા નથી. તે સર્વ ઇતિહાસોથી એમ સિદ્ધ થાય છે કે સ્ત્રીને પોતાનો પ્રાણનાથ સેવ્ય છે અને સ્ત્રી સેવક છે.

પ્રિય વાંચકવૃન્દ— ! ઉપર લખેલી **અનસુયા, અરૂંધતી, લોપામુદ્રા, ભોગવતી, મદાલસા, સતી, દમયંતી, રૂકમણી** અને **દ્રૌપદી** આદિ પવિત્ર ચારિત્રવાળી ગૃહદાસીઓના પ્રાણનાથ **અત્રી, વસિષ્ટ, અગસ્ત્ય, નાગરાજ, ઋતુધ્વજ, સદાશિવ, રામચંદ્ર, નળરાજા, શ્રી કૃષ્ણ,** અને પાંડવો, એ સર્વે પણ પવિત્ર ચારિત્રવાળા. કેટલાક તો ઇશ્વરજ અને કેટલાક ઇશ્વરાંશ હતા. અને તેની તેવા પ્રકારની ભક્તિથી તે પતિવ્રતા સ્ત્રીઓને અભ્યુદયની અને પરમ કલ્યાણની પ્રાપ્ત થયેલી છે. ને તે થાય તેમાં નવાઇ નહિ; પણ પાપી પામર નર વિષે ઇશ્વર બુદ્ધિ કેમ થાય ? અથવા કદિ કોઇ વિરલ કુલીન સ્ત્રી તેવા પતિવિષે પણ પરમેશ્વર બુદ્ધિ બાંધે,

પણ તેમાં પોતાની સ્ત્રીનું કલ્યાણ કરવાની શકિત શું છે ? એવી કદી આપના મનમાં શંકા આવતી હોય તો પેહેલું ઉદાહરણ એ છે કે ઉપર લખેલી **નર્મદા**નો પતિ કોઇ દેવ કે દેવાંશ ન હતો. તેના જે દુર્ગુણો, તેનાં જે દુષ્કૃત્યો અને તેના જે દુર્વિચારો તેઓનું તેજપાત્ર હતો, તેમ છતાં તેની સેવા કરવાથી નર્મદાને જે સિદ્ધિની પ્રાપ્તિ થઇ તે કોઇની અજાણી નથી કે જેણે કેટલોક કાળ સુર્યોદય થવો પણ બંધ કર્યો હતો. એટલુંજ નહિ પણ પોતાના પ્રાણનાથને માંડવ્ય ઋષિના શાપના તાપથી મુકત કરી સતી અનસૂયાના પ્રસાદથી નીરોગી અને દિવ્ય સ્વરૂપ કરી આ લોકમાં અલૌકિક સુખ પરંપરાને ભોગવી પરલોકમાં પણ નિષ્પ્રતિમ સુખનુ પાત્ર થઇ એ શું સાધારણ વાત ? વિચારો કે, તે કૌશિકમાં તેની શી શકિત હતી ? તેણે જન્મ ધરીને સત્કર્મ તો કરેલ ન હતું. તેમ દુષ્કર્મ તો કોઇ તેના કરવા બહાર ન હતું. વેદશાસ્ત્ર પુરાણ, ઇતિહાસ, એવા તો શબ્દ પણ તેને કાંને પણ નહોતા પડયા. ગાયત્રીનો જપ કે સંધ્યાવંદન અને સ્વાધ્યાય કે શિવપુજન એ શું હોય એમ તે જાણતો નહોતો પણ **નર્મદા**ને તે જોવાનું ન હતું; તેણે તો તેને સર્વોત્તમ દૈવત ગણી તેની સેવા કરી હતી, તો તેનું તેવુંજ કલ્યાણ થયું. કદિ ઉપરના **કૌશિક** અને **નર્મદા**ના ઉદાહરણને આપ ઘૃણાક્ષર ન્યાયમાં ગણતા હોતો નારદીય પુરાણનું બીજું પણ ઉદાહરણ આપની સેવા માં હાજર કરૂં છું.

શાકલપુરનો રેહેવાશી એક બ્રાહ્મણ, કે જે માત્ર બ્રાહ્મણને ઘેર જન્મ લીધે એટલુંજ, બ્રાહ્મણપણું ધરાવતો હતો. આચાર તો સર્વ શૂદ્રના જેવાજ તેમાં હતા. પોતાનાં સર્વ સત્કર્મને તેણે ત્યાગ કર્યો હતો, પણ ભાગ્યયોગ્યથી તેને સ્ત્રી પતિવ્રતા મળી હતી. આ પતિવ્રતા સ્ત્રી પોતના ધર્મ પ્રમાણે મન-વચન-કર્મથી પોતાના પતિની સેવા કરતી હતી. પોતાના પતિના પગ ધોતી હતી, તેના પગ ચાંપતી હતી ને પોતાના પતિ ઉપર અત્યંત પ્રીતી ધરાવતી હતી. પોતાના પતિનાં અત્યંત દુરાચરણ છતાં મત્સર કે ઇર્ષ્યા લેશ પણ લાવતી ન હતી. ઉન્મત્ત થઇને પોતાનો પતિ તરછોડતો, ગાળો આપતો અને વખતે મારતો તો પણ તે પતિવ્રતા સ્ત્રીને પોતાના પ્રાણનાથ ઉપર પૂર્ણ પ્રેમને લીધે અભાવ આવતો નહિ. કોઇ કાળે ક્રોધ કરી તેની સામું એક પણ વચન બોલતી નહિ. પ્રતિક્ષણ તેના મનમાં એજ ભય હતો કે કાંઇ પણ મારાથી અનાદર થશે તો

મારા પ્રાણનાથનું મન કચવાશે. અને જ્યારે મારા તરફથી મારા પતિનું મન દુખાય ત્યારે પછી મારા જેવી પાપિણી પતિત અને નર્કના દુઃખોનું પાત્ર બીજી કોણ ગણાય ? આવા પ્રકારની પોતે લાખો દુઃખ સહન કરી તેના મન-વચન-કર્મથી સેવા કરવામાં બાકી રાખી નહિ. પરંતુ બ્રાહ્મણને તો ધીરે ધીરે ભક્ષ્ય શું અને અભક્ષ્ય શું ? હિત શું અને અહિત શું ? પેય શું અને અપેય શું ? એનું ભાનજ રહ્યું નહિ. એટલુંજ નહિ પણ નિરંતર નીચના સંગતથી તે અભક્ષ્યને ભક્ષ્ય ગણવા લાગ્યો, અપેયનેજ પેય જાણવા લાગ્યો અકૃત્યનેજ કૃત્ય જાણવા લાગો, અને અહિતનેજ હિત જાણવા લાગ્યો. આમ થવાથી પોતાના પિતાનું કમાયેલું ધન તે ખોઇ બેઠો પોતાનાં રહેવાનાં ઘર અને જમવાનાં પાત્ર પણ વેચીને પોતાના નીચ સોબતીઓને ખવરાવી દીધાં. છેવટે તેને ખાવાને અન્ન કે પહેરવાને વસ્ત્ર રહ્યું નહિ. તેનાં નીચ કૃત્યો પ્રમાણે તેની ઉપર જે આપત્તિઓ આવે તે ઓછી હતી. પણ કોઇ પણ જન્મના પુણ્યના પ્રતાપથી તેને પતિવ્રતા સ્ત્રી મળી હતી. એ પવિત્ર પતિવ્રતાએ પોતાના સર્વ અલંકારો અને વસ્ત્રો પોતાના પતિને અર્પણ કરી દીધાં અને દરિદ્રતાના દુઃખથી દિલગિર અને આકુલવ્યાકુલ થયેલા પોતાના પતિને ઉત્તમ ભાષણ કરી ધીરજ આપી, પણ થોડે દીવસે અલંકારો અને વસ્ત્રો વેચી નાંખ્યા ને ખવાઇ જવાણા તેથી પાછા હતા તેવાજ દીવસો આવ્યા. અધમ કર્મ કરનાર નીચ લોકો તો સ્વાર્થનાંજ સગા હોય છે તે બ્રાહ્મણ નિર્ધન થઇ જવાથી પોતાનો સ્વાર્થ રહ્યો નહિ તેથી તે લોકોએ તેને તરત છોડી દીધો હવે તે બ્રાહ્મણનાં વાવેલાં કર્મરૂપ બીજ અંકુરિત અને પ્રફુલ્લિત તો થયાં હતાં પણ તેને ફળ થવા લાગ્યાં તેને ઘરબાર, વસ્ત્ર, અલંકાર, અને ખજાનો જવાથી તેના દુઃખનો પાર ન હતો, તેમાં વળી એ તે બુદ્ધિના બારદાન બ્રાહ્મણને ભગંદર ગલતકુષ્ટ, ઉપદંશ અને રાજ્યક્ષય, એવા મહા રોગોએ ઘેરી લીધો. આમ થવાથી પશ્ચાતાપ થવાને લીધે તેને પોતાના કૃત્યોનો વિચાર થવા લાગ્યો. અને પોતાની પતિવ્રતા સ્ત્રીના ગુણ વિષે અનુભવ થવા લાગ્યો. તેથી તેને લાજ અને દુઃખનો પારજ રહ્યો નહિ. એક દીવસ પોતાના કૃત્યોના પસ્તાવાને લીધે આંખમાંથી આંસુ પડતાં ગદ્ ગદ્ કંઠે ( ગળગળે સાદે ) નીચે પ્રમાણે બોલ્યો કેઃ—

" મારી પ્રાણ પ્રીયા ! આજ સુધી તમારે વિષે જે મેં વર્તણુંક ચલાવી છે, તે સ્મરણ આવતાં હુંજ મારાથી શરમાઉ છું દુષ્ટ

નીચ લોકોની સંગિતરૂપ અંધાર પછેડી આડી આવી જવાથી તમારાં અમુલ્ય ગુણરૂપ રત્ન મારા જોવામાં ન આવ્યાં. આ સર્વ મારીજ મૂર્ખતા, મારીજ દુષ્ટતા, અને મારીજ દુઃસંગતિથી થયુ ધન્ય છે તમને કે મારા અપાર અપરાધો છતાં કોઈ દીવસ પણ મારી ઉપર રોષ નથી કર્યો, કોઇ દીવસ તમે મને ઉદાસી નથી બનાવી કે કોઇ દીવસ તમે ગમનાં વાક્યો નથી કહ્યાં આવા તમારા અસંખ્ય ગુણો-થી મારૂ મન હવે તમારે વશ થઇ રહ્યું જ. અથવા આ સમયે મેં તમારા ગુણ, તમારી ગરીબાઇ, તમારો પ્રેમ અને તમારી ભક્તિ એ સર્વ જાણ્યું તોપણ શું અને ન થયુ તોપણ શું ? હું ધર્મ કર્મથી ભ્રષ્ટ કરનાર નીચ લોકોના સ્વાર્થી સ્વભાવથી જાણીતો થયો. તોપણ શું અને ન થયો તોપણ શું ? કાંઇજ નહિ. કારણ કે આ સમયે તમારા ગુણ જાણી વસ્ત્ર, અલંકાર કે તમારી કાંઇ પણ ઇચ્છિત વસ્તુ તમને આપી તમારા અપાર આભારનું શું મારાથી અનૃણી થઇ શકાશે, શું મારાથી તમારૂ સારી રીતે પોષણ કરી શકાશે. કે શું કોઇ પણ ભવમાં મારાથી તમારૂ રક્ષણ કરી શકાશે ? કદી નહિ. ત્યારે હવે જે છે તે માત્ર બોલાવાનુંજ છે. આટલી અવસ્થાયે અને વ્યાધીમાં તમારા ગુણને ઓળખ્યા. તેનું ફળ માત્ર તમને વધારે દુઃખમાં નાંખવાં એજ માત્ર છે. જે સમયે સોનાની સાંકળવાળા હિંડોળામાં નિંદ્રાનું સુખ લેતો હતો તે સમયે તો નીચ લોકોમાં મન લાગવાથી તમારી સામું પણ ન જોતો. ને જયારે આજ પાથરવાને સાદડીના પણ વાંધા છે. ત્યારે તમારા ગુણ કદી જાણ્યા તોપણ તે શું કામના ? ટુંકામાં એટલું કે મારા અપરાધનો, મારા અવગુણનો, અને મારા દુષ્ટ કૃત્યોનો પારજ નથી પણ તમારે તે સામું ન જોતાં મારૂં રક્ષણ કરવું યોગ્ય છે. હવે તમારો જીવવાનો આધાર તમારા હાથમાં છે. " એટલું કહેતાં છાતી ભરાઇ આવવા થી તે બોલતો રહી ગયો.

આવાં પોતાનાં પતિના વચન સાંભળીને તે પતિવ્રતા બ્રાહ્મણી વિનયથી અને સ્નેહથી હાથ જોડીને બોલી કે " મારા પ્રાણનાથ ! આપે આવાં વાક્યો બોલવાં ઘટીત નથી. આપતો મારા જીવનના આધાર છો, મારૂં પરમ દૈવત છો અને મારૂં સંસારનું સર્વસ્વ છો, અને હું આપની જીવિત પર્યંત દાસી છું. હું આપની સેવા કરૂં તેમાં કાંઇ પાડ નથી. એનો મારો ધર્મ છે. પ્રાણનાથ ! આપની દયા દૃષ્ટિ છે તે મુને ચિંતામણીના ભંડાર છે. આપે કોઇ પ્રકારે મનમાં

ઓછું ન આણવું. મારા શરીરમાં પ્રાણ છે. ત્યાં સુધી હું આપને કોઈ પ્રકારની અડચણ આવવા નહિ દઉં અને મારા પ્રાણ આપીને પણ આપનું હિત થતું હશે તો કરવા ચુકીશ નહિ. ”

એવાં અનેક વાકયોથી તેને શાંત કરી પોતાની પર્ણકુટીમાં સુંદર પથારી કરી તેમાં તેને સુવારી તેની ચાકરી કરવા માંડી ગામમાંથી માગી લાવીને તેને ખવરાવવું. મળમૂત્ર પરૂ લોહિ ઇત્યાદિ પ્રતિક્ષણે ધોવા, તથા તેના હાથ પગ માથું એ ચાંપવાં, ઇત્યાદિ તેની ચાકરીમાં રાત કે દીસ, તેમ નિદ્રા કે આહાર ન કરતાં લાગી રહી પોતાથી જેટલા બન્યા તેટલા ઉપાયો પોતાના પ્રાણનાથને આરોગ્ય કરવા માટે કર્યા પણ દૈવ યોગથી રોગેનું બળ દીનપ્રતીદીન વધતું ચાલ્યું. છેવટે મૃત્યુને ચાર પોહોર આડા રહ્યા. માણસને જે સારો અથવા નરતો જેવો છંદ બાળપણથી લાગેલ હોય તેનુંજ સ્મરણ મરણ વખતે અંતઃકરણમાં આવી ઉભું રેહેછે તેજ પ્રમાણે તે બ્રાહ્મણના વિચાર બદલાઇ ગયા તેને જે પસ્તાવો થતો હતો તે વિસ્મરણ થઇ ગયો, અને તેને જે લાજ આવી હતી તે પાછી લોપ થઇ ગઇ અને તેને જે નીચ લોકોના સ્વાર્થી સ્વભાવ ઉપર ધિક્કાર આવ્યો હતો તે સ્વપ્ન સરખો થઇ ગયો તત્કાળ સામાન્યાનું આવતાં બોલી ઉઠયો કે “ મારી પ્રાણ પ્રિયા ઘડીભર મારી ઉપર કૃપા દૃષ્ટિ કરી મને કૃતાર્થ કર તારૂં સુંદર મુખ જોતાં મારા પ્રાણ જશે. તોજ મુને સારી ગતિ થશે. તું કેમ આવી નિર્દય થાય છે ? એક ક્ષણમાત્ર મારા મનને સંતોષ કરાવ.”

પતિવ્રતાએ ઘણી નમ્રતાથી હાથ જોડી આંખમાં આવતાં આંસુને રોકીને પ્રાર્થના કરી કે–પ્રાણનાથ ! આ શું બોલોછો ! આપનું અજાણ્યું નથી કે નીચ લોકો કેવળ ધનનાજ સ્વાર્થી હોય છે. આ સમયે અશરણના શરણ રૂપ પરમેશ્વરના ચરણ કમલનું ધ્યાન મેલી દઇને આ નીચ વિચારમાં આપનું મન કેમ ઉતરે છે ! જે લોકોએ પરમેશ્વરના આરાધનરૂપી ધન પાસે રાખ્યું હોય છે તેઓ આ લોક પરલોકમાં પરમ કલ્યાણને પામેછે માટે આપે પણ ઇશ્વરના આરાધનરૂપી ધન મેળવવું જોઇએ આ લોક અને પરલોકથી ભ્રષ્ટ કરવાવાળી કોઇપણ વાત આ સમયે સ્મરણમાં ન લાવવી જોઇએ આ સમએ તો સર્વ મમત્વને અને વાસનાઓને છોડી પરમકૃપાળુ પરમેશ્વરમાં મન જોડી તેમનાં મંગલીક નામનું સ્મરણ કરો કે જેથી આપના આત્માનું કલ્યાણ થાય, પતિવ્રતાનાં બોધ વચનથી તેનો પ્રથમનો

પ્રલાપતો બંધ થયો પણ બીજો પ્રલાપ શરૂ થયો કે " મારા પ્રાણ હમણાં નીકળી જાશે મારૂં અંગ બધું બળે છે. માટે કોઈ પ્રકારે આ દાહની શાંતિ કર" બ્રાહ્મણીએ કેટલાંક માણસોને તેના અંગના દાહની શાંતિના ઉપાયો પુછ્યા તેમાં કોઈએ ગળીના પાનની પથારી કરી તેમાં શયન કરાવવાથી તે દાહની શાંતિ થવાનું બતાવ્યું તેથી કેટલાંક ગળીના પાન લઈ આવી તેની પથારી કરી તેમાં પોતાના પ્રાણનાથને શયન કરાવ્યું. આ ઉપચારથી પતિને જરા નિદ્રા આવી હોય તેવું લાગવાથી તરત તે પતિવ્રતા પતિને પાવા સારૂ સાકરની રાબ (કાંજી) કરીને પાવા લઈ આવી ત્યાંતો તેના દાંત બીડાઈ ગયેલા હતા. એટલે જોરથી જડબાં ઉઘાડી વચમાં પોતાના હાથની આંગળી રાખી રાબ પાવા માંડી એટલામાં તે બ્રાહ્મણને તાણ આવવાથી જડબાં બીડાઈ ગયાં, ને તે સ્ત્રીની અરધી આંગળીનો ભાગ તેના મોઢામાં રહિ ગયો અને તે તાણ વળ્યા પહેલાં તો તેનાં પ્રાણ નીકળી ગયા આ સમયે બ્રાહ્મણીએ ધીરજથી તે પર્ણકુટીમાંજ ચિતા ખડકી પોતાના પ્રાણનાથ સાથે અગ્નિમાં પ્રવેશ કરી પોતાના પતિને યમદૂતના પાસથી છોડાવી તેની સાથે રમ્ય વિમાનમાં બેશી કૈલાસમા ગઈ આ આખ્યાનની રમ્ય રચનાથી શું ઉપરના ધર્મની ઓછી ઉત્તમતા બતાવી છે. ? વિચારો કે જન્મથી તે મરણ પર્યંત અભક્ષ્યા ભક્ષ્યનો આહાર વેશ્યાદિકનો પ્રસંગ, તેનુંજ ધ્યાન તેનુંજ કીર્તન અંત સમયે પણ તેનુંજ સ્મરણ અને ગળીની પથારી વિષે મોઢામાં માંસનો કટકો રહેતા પ્રાણનું જવું થયું. હવે તે માણસને કોઈ પ્રકારે શિવલોકમાં જવું અથવા શિવલોકમાં પોતાની સ્ત્રીને લઈ જાવાની શક્તિ છે ? કદિ નહિ પણ પવિત્ર પતિવ્રતાએ પાળેલા પોતાના સનાતન ધર્મની શકિત છે.

## પુરૂષનું સ્ત્રી પ્રત્યેનું કર્તવ્ય કર્મ.

તેજ નારદીય પુરાણમાં કાષ્ઠિલોપાખ્યાન વિષે જણાવે છે કે **સંધ્યાવલી** નામની એક રાજ કન્યા પોતાના ઉદ્યાનમાં (નજર બાગમાં) ફરતી હતી એટલામાં એક સુકલ લાકડામાંથી ઇળ પડી એ ઇળ મધ્યાન્હ સમયના સૂર્યના તાપ વડે તપેલી ધરતી ઉપર પડવાથી આકુળવ્યાકુળ થઈ ગઈ હતી, એટલામાં કાગડે આવીને તેને ચાંચ મારી તેથી તેની આકુળતાનો કાંઈ પાર રહ્યો નહિ. આ અત્યંત

તરફડતી ઇળને જોઇને સંધ્યાવલીને દયા આવી તેથી તેને પોતાના હાથથી ઉપાડી છાયામાં મેલીને માથે પાણી નાંખ્યું એટલામાં તે મનુષ્યના જેવી વાણીથી બોલી કે રાજ પુત્રી ! તમારા પવિત્રના હાથના સ્પર્શના પ્રતાપથી મુને બોલવાની શક્તિ આવી છે. હું ઘણા જન્મોની પહેલાં એક બ્રાહ્મણની સ્ત્રી હતી. મારો પતિ નીચ સંગ વડે બ્રાહ્મણના ધર્મથી ભ્રષ્ટ થયો હતો તેને જુગટું રમવાનુ વ્યસન હતું. એના બાપનું નાણું તે અને ઘરબાર ખેતર ગરાસ આદિ ખોઈ બેઠો છેવટ મારા બાપના ઘરનાં મારી પાસે જે ઘરેણાં હતાં તે તેણે માગ્યાં પણ આ પોતાનું સરસ્વ ખોઇ બેઠો છે અને એનામાં કમાવાની શકિત નથી તેથી તેને હું મારૂં સરવસ્વ પણ આપી દઇશ તો મારૂં શું થાશે ! એમ વિચારીને મે ઘરેણાં આપ્યાં નહિં અને તે લઇને મારે પિયર જતી રહી ત્યાર પછી મારો પતિ લેણીયાતોના ભયથી જળમાર્ગે પરદેશ જવાને નિકળ્યો માર્ગમાં તોફાની પવનથી વહાણ ભાગી જવાથી પાણીમાં બુડવા લાગ્યો, ત્યાં એક પાટીઉં હાથ આવી જવાથી એક દરિયાને કાંઠે નીકળ્યો એ કાંઠા ઉપર એક સુંદર વનસ્પતિવાળો પહાડ હતો તે ઉપર ધીરે ધીરે ચડયો ઉપર જતાં તેણે સુંદર પાકેલી દ્રાક્ષની લતા (વેલા) જોઇને હર્ષિત થઇ તેમાંથી દ્રાક્ષ ખાધી.

આ દ્રાક્ષ ખાતાં વેંત સર્વ તાપ શમન થઇને તેના શરીરની કાંતિ દિવ્ય થઇ ગઇ આવી સ્થિતિ થતાં ત્યાં તેને એક કોઇ રાક્ષસી અને બીજી રાજકન્યા વરી આ બે સ્ત્રીઓ અને કેટલુંક દ્રવ્ય લઇને ત્યાંથી ઘેર આવી મુને તેડવા માટે મારે પિયર એક પાલખી તથા કેટલાક માણસો મોકલ્યાં હું એનો આજ્ઞાને આદર આપી એ પાલખીમાં બેસીને ઘેર તો આવી પણ મેં પહેલાં ઘરેણાં નહિ આપેલ તેનું સ્મરણ આવવાથી મને શરમ ઘણી આવતી હતી. પરંતુ મારા પતિ તો જાણે તે વાત જાણતાજ નથી એમ કાંઇ પણ જણાવ્યા વિના પેલી રાક્ષસી અને રાજકન્યાને તેમણે કહ્યું કે 'તમે બેય જણાએ આની સેવા કરવી મારા ઘરની અધીશ્વરી આ છે." ઇત્યાદિ પતિનું ઉત્તમ મન મળ્યું અને સારી પેઠે સુખ ભોગવ્યુ પણ મરણ પામ્યા પછી ધર્મરાજે કહ્યું કે "આણે આપત્તિને સમયે પોતાના પતિને સહાયતા નથી કરી માટે કેટલાંક એક નરકોનો અનુભવ કરાવ્યા પછી કીડાની જાતીમાં અવતારો આપવા" આ આજ્ઞા સાંભળીને યમના દૂત મુને નરકમાં લઇ ગયા કેટલાંક વર્ષો એ

નરકોમાંથી મુક્ત થઇ આ સુકલ લાકડામાં ઇળ થઇને અવતરી છું. તડકામાં પડી તરફડતી હતી. તેમાં કોઇ પક્ષિએ મને ચાંચ મારી તેથી મારી આકુળતાનો કાંઇ પાર રહ્યો નહિં આ વાતથી તમે ક્યાં અજાણ્યા છો ? તમારા મનમાં દયા આવવાથી મને છાંયે મેલી પણ હજી મારે કોણ જાણે કેટલાક અવતાર ભોગવવા હશે માટે મારો ઉદ્ધાર કરો આ વર્તમાન સાંભળી રાજપુત્રી સંધ્યાવલી એ તેને કાંઇ પુણ્ય આપીને તેનો ઉદ્ધાર કરી દીધો.',

હવે વિચારો કે પ્રથમના આખ્યાનથી પાપી અધમં અને દુરાચારી પણ પતિની સેવા કરવાથી કલ્યાણની પ્રાપ્તિ થાય છે અને બીજા આખ્યાનથી પાપી અધમને દુરાચારી પણ પતિને ન ભજવાથી અકલ્યાણની પ્રાપ્તિ થાય છે, એમ સિદ્ધ થાય છે કે નહિ ? જ્યારે સિદ્ધ થાય છે ત્યારે વ્યાવહારિક સેવ્યમાં સેવકનો ઉદ્ધાર કરવાની શી શક્તિ છે એમ જાણવાનું નથી કારણ કે તે શક્તિતો પરસ્પરના સનાતન ધર્મમાં રહિ છે માટે કુલિન સ્ત્રીઓએ પોતાનો પતિ અંધ હોય કે અપંગ હોય કુબડો હોયકે કુરૂપોહોય,મુંગો હોય કેમન બહેરો હોય રોગી હોય કે રીસાળ કુરહોય કપટીહોય જડ હોય કેગુગટિયો હોય, ટુંકામાં એટલુંજ કે સર્વ દુર્ગુણનો પાત્ર હોય દરિદ્ર હોય અને દુરાચારિ હોય તોપણ તેને પોતાનો પરમેશ્વર પોતાનું દૈવત અને પોતાનું સરવસ્વ માનવો તેમજ મન-વચન કર્મથી સેવા કરતાં તેનું પ્રિય અને હિત થાય તેમ કરવું. એજ સ્ત્રીઓનો સર્વ સુખને વધાનાર અને કલ્યાણ કરનાર શુભ ધર્મ છે.

પરમ દયાળુ પરમેશ્વર જે આ જગતમાં સેવ્ય છે તે તો આખા જગતનું સર્વ પ્રકારથી પાલનપોષણ કરે છે, લોકો પોતાના ધર્મમાં ભૂલ કરે તોપણ તે પોતે પોતાના ધર્મથી બરાબર સર્વની સંભાલ લઇ જેવી જોઇએ તેવી વ્યવસ્થા નિરંતર રાખ્યે જાય છે. આમ પરમાર્થિક સેવ્ય પરમેશ્વરનો સર્વોત્તમ દાખલો લઇને, પ્રત્યેક વ્યાવહારિક સેવકોએ પોતાના સેવ્ય તરફ કેમ વર્તવું તે જેમ ધ્યાનમાં રાખવાનું છે તેમ પ્રત્યેક વ્યાવહારિક સેવ્યે સેવક વિષે કેવી વર્તણુંક રાખવી તે પણ જરૂર વિચારવાનું છે. જુઓ કે, મહાસમર્થ શાંતનું અને દસરથ આદિ પવિત્ર પિતાઓએ પોતાના પુત્રના વિરહથી પોતાના પ્રાણ છોડી દીધા છે, દ્રોણાચાર્યે પોતાના પુત્ર કરતાં પણ અર્જુનને અધીક ગણી તેને બ્રહ્મશાસ્ત્રવિદ્યા આપી છે.

દધીચી ઋષિએ પોતાના પ્રિય શિષ્યો માટે બે વાર મસ્તક કપાવ્યાની પીડા સહન કરી છે. અને હરિશ્ચંદ્ર આદિ રાજાઓએ પોતાના અનુજીવી વાસ્તે સ્વર્ગસુખનો પણ ત્યાગ કરેલ છે, તેથી માવતરે છોકરાં વિષે કેવો પ્રેમ રાખવો, અને ધણીએ ચાકર વિષે કેવો પ્રેમ રાખવો, તે જેમ જણાય છે; તેમજ પતિઓએ પોતાની પત્નિઓ વિષે કેમ વર્તવું અને કેવી રીતે પ્રીતી રાખવી ઇત્યાદી સદાશીવ અને રામચંદ્ર આદિનાં ચિત્રાથી પ્રસિદ્ધ જણાઇ રહે છે.

સતીએ દક્ષના યજ્ઞમાં દેહ ત્યાગ કર્યો ત્યાર પછી તેનાં અસ્થિ લઇને સદાશિવ ૧૨ વર્ષ સુધી પ્રત્યેક તીર્થમાં ફરી છેવટ હિમાલય ઉપર ગયા ત્યાં ગંગામાં તે અસ્થિ ગળી જવાથી મૂર્છિત થયા. સતિવિના હવે હિમાલયને મેલીને બીજે ક્યાંઇ પણ ન જાવું એવી એમને પ્રતિજ્ઞા લીધી હતી તે પાર્વતિની સાથે વિવાહ થયો ત્યાર પછી કૈલાસમાં પધાર્યા ત્યારે પૂર્ણ થઇ.

રામચંદ્રજી સીતાજીના વિયોગથી પ્રત્યેક વૃક્ષને સમાચાર પૂછવા લાગા. સીતાજી ઉપરના પ્રેમથી થતો શોક કરવાચાં કાંઇ સીમા ન રાખી. છેવટ સીતાજીના વિયોગથી તેર હજાર વર્ષ સુધી બ્રહ્મચર્ય વ્રત ધારણ કર્યું.

ઋતુધ્વજે મદાલસાના મરણ પછી મદાલસા શિવાય બીજી સ્ત્રી ન ગ્રહણ કરવી, એવી પ્રતિજ્ઞા લીધી હતી.

આવા સત્પુરૂષોનાં ચરિત્રાથી એમ જણાય છે કે જેમ સ્ત્રીએ પતિ ઉપર નિષ્પ્રતિમ અને નિઃસીમ પ્રેમ રાખવું. જેમ સ્ત્રીએ પતિનો ત્યાગ ન કરવો, તેમ પતિએ સ્ત્રીનો ત્યાગ ન કરવો. જેમ સ્ત્રીએ પોતાના પતિવગર અન્યનું મુખ ન જોવું તેમ પતિએ પોતાની સ્ત્રી વિના બીજી સ્ત્રીનું મુખ ન જોવું. આમ પરસ્પર ધર્મ પાળવાથીજ પરસ્પરના કલ્યાણમાં સાધનરૂપ થાય છે. માટે પ્રત્યેક પ્રકારના સેવકો પોતાના પ્રત્યેક પ્રકારના સેવ્યો વિષે નિષ્કપટ મન-વચન-કર્મથી પ્રતિજ્ઞા બાંધી સેવા કરે અને પ્રત્યેક સેવ્યો પ્રત્યેક પ્રકારના સેવકો પ્રત્યે પ્રતિદીવસ વધતી પ્રીતી કૃપા અને કલ્યાણ ભિલાષિતા ધરાવે એવું અહરનિશ હું ઇશ્વર પાસે માગું છું.

## દામ્પત્ય ધર્મ કવિતા.

### ( પદ રાગ સોરઠ. )

સમજો દમ્પતિ સુખનો સાર; ( ટેક. )

નરનારીના નિયમથકી આ, નિપજ્યો સહુ સંસાર. સમજો૦ ૧
ઇશ્વર અગ્નિશાખથી સાધ્યો, કરી મંત્ર ઉચ્ચાર;
તે સંબંધ અંત સુધી પણ, છુટે નહિ અધિકાર. સમજો૦ ૨
ટાળે દુઃખ પાળે ઘર સઘળું, સંભાળે શુભનાર;
પુણ્ય સહાય પ્રજા ઉપજાવે, પોષણ કરે અપાર. સમજો૦ ૩
દમ્પતિ સુખ સમ્પતિનું સાધન, પ્રેમ નેમ નિરધાર;
પ્રેમ વિના ઘરવાસ બેહુનો, વ્યર્થ થાય અવતાર. સમજો૦ ૪
જનની જનક વશ રહે બાળા, તરૂણી પતિ આધાર;
વૃદ્ધાપણમાં પુત્રો પાળે, સ્વતંત્ર નહિ કુળનાર. સમજો૦ ૫
બહુ સુખ ભોગ અરોગ રહે સહુ, યોગ ક્ષેમ ઉપકાર;
ક્ષેમ વધુ તે થાય વધુથી, યોગ પુરૂષપર ભાર. સમજો૦ ૬
ભાર્યા ભોગ્ય અધિક વૈભવથી, ભર્તા ભોગવનાર;
ભોકતાને આધીન ભોગ્ય છે, એવો વિવેક વિચાર. સમજો૦ ૭
કુશળ કર્મથી શર્મ લહે બે, ધરે ધર્મ આચાર.
દુઃખકર પરવશ પરમ નરક કર, નહિ કરવો વ્યભિચાર.સમજો૦૮
એ દામ્પત્ય કહે છો કહેલ, સાર પુરાણ અઢાર;
ગોવર્ધન જનમન આપી, જનમત વારંવાર. સમજો૦ ૯

### ( શાર્દુલ વિક્રીડિત. )

નારી નિત્ય, રહે પ્રસન્ન ન મુકે, સૌભાગ્ય ચિન્હો કદા,
સંભાળે ઘર સાફ વસ્તુ સઘળી. પાત્રાદિ રાખે સદા;
જે સંપત્તિ વિપત્તિ હોય ઘરમાં. તે જણાવે કદી,
રાખે લાજ સમાજમાં જઇ જનો, પાસે ન નાખે વદી. ૧૦
ઝાઝું બાહાર ના ફરે, પરનરો સાથે ન વાતો કરે,
લજ્જા ચિત્ત સદા ધરે ન જનમાં, ઉંચ સ્વરે ઉચ્ચરે;
સેવા પ્રેમ ભરે કરે પ્રિય તણી, તેના શ્રમોને હરે,
કાંઇ ગુપ્ત ન આચરે ગુરૂજનો, ની શીખ તે આદરે. ૧૧
નારી નિત્ય સહાય થાય પતિ જે, ધર્મો કરે તેહમાં
કો કાળે પ્રિયથી વિયોગજ નહિ, ઇચ્છે રહે સ્નેહમાં;
પાળે પાપણથી પ્રજા અશુભજે, ધારે ન તે દેહમાં,
સંભાળી સહુ વાપરે સ્વપતિજે, લાવી મુકે ગેહમાં. * ૧૨

---

* ગેહમાં એટલે ઘરમાં.

# સૌભાગ્યવતી સ્ત્રિઓના ધર્મ.

સૌભાગ્યવતી સ્ત્રિઓએ, જન્મ આપનાર માતા—પિતા કિંવા કોઇ વડિલે, પ્રયત્નથી સાસ્ત્રોક્ત રીતિએ કન્યાદાન કરી જે પુરૂષના હાથમાં પોતાનો હાથ આપ્યો હોય, તેનેજ પોતાનો ઇશ્વર તુલ્ય પતિ માની અહર્નિશ તેની તન,મન અને ધનવડે ઘણાક પ્રેમ ભાવે સેવા કરી, પોતાના શીલવ્રતને સાચવતાં પૂર્ણ પાતિવ્રત્ય પાળવું, એ કુલીન કાંતાઓનું મુખ્ય કર્તવ્ય છે. પોતાની સાથે પાણિગ્રહણ કરેલો પતિ કુરૂપો, દુરાચારી સારા સ્વભાવનો રોગી, પિશાચ સરખો ક્રોધી, મદ્યપાન કરનારો, વૃદ્ધ, મૂર્ખ મૂગો, આંધળો, બહેરો, ભયંકર, દરિદ્રી, કૃપણ, નિંદિત, ભીકણ, જુગાર અને લંપટ હોય, તો પણ પતિવ્રતાએ તેની હમેશ મધુર વાણીવડે, શરીર વડે અને સત્કર્મ વડે દેવની પેઠે સેવા કરવી. સ્વામિ કરતાં કદાપિ પોતાનામાં રૂપ, ગુણ, બળ, કુલ, કલા, ચતુરાઇ, ડહાપણ અને સદ્‌વિદ્યા, ઇત્યાદિ વધારે હોય અને પતિ તેથી સહજ ઓછો અથવા વિલક્ષણ હોય, તોપણ તેની અવજ્ઞા કરવાથી સ્ત્રીઓને નીચી ગતિ પ્રાપ્ત થાય છે. સંસારમાં મનુષ્યોના પરસ્પર જે જે કોઇ સ્નેહ સંબંધ બંધાય છે, તેને તેમના પૂર્વના ઋણાનું બંધને લીધેજ ઇશ્વર ઇચ્છાથી બંધાય છે, એમ સમજી સુજ્ઞ બહેનીઓએ પોતાને પણ પ્રારબ્ધ કર્માનુસારથી જે સ્વામિ મળ્યો હોય, તે કદાપિ ગુણવાન્ કે દુર્ગણી હોય, તથાપિ તેનાથી કલેશ—કુસંપ નહિ કરતાં પ્રાચિન સતિઓના ચરિત્રો, અને તેમને પતિવ્રત જાળવતાં પડેલાં કષ્ટ, તથા પોતાને શાસ્ત્રથી મળેલો ધર્મ બોધ ધ્યાનમાં લાવી, ધૈર્ય રાખી. પતિથીજ સંતોષ માની પ્રસન્નતા પૂર્વક નિભાવ કરી લેવો એ કુલીન મા—બાપની બાળકીઓનો ધર્મ છે. જે ઉચ્છૃંખલ નારીઓ પોતાની ટાપ—ટીપ અને ઉદ્ધતાઇ પ્રમાણે મન ગમતો સ્વામિ નહિ મળવાથી, તેની સાથે અત્યંત કંકાસ કરી, તેને દુભાવી પરપુરૂષનું સેવન કરેછે, તે નીચ પાપિણીઓ આ લોકમાં નિંદાનુ પાત્ર થઇ, અલ્પ સુખ માટે પોતાની સઘળી જીંદગી બગાડી, વૃદ્ધાવસ્થામાં પોતે કરેલાં દુષ્ટ કુકર્મને યાદ કરી પસ્તાવો કરતાં અસંખ્ય દુઃખો ભોગવી, મરણ સમયે પણ મહા દુઃખો ભોગવતાં પરાણાએ પ્રાણ મુક્ત થઇ, યમપુરીમાં પહોંચી નરકાદિકની દારૂણ વેદનાઓ ભોગવે છે. વ્યભિચાર કર્મ કરનારી જારણી નારીઓ યમના પાસથી બંધાઇ પોતાનાં કરેલાં કુકર્મનું ફળ ભોગવતાં આ પ્રમાણે પસ્તાવો કરે છે.

**भर्तुर्मया नैव कृतं हितं वचः पतिव्रतं नैव कदापि पालितम् ॥**
**न गौरवं क्वापि कृतं गुरू चित्तं देहिन्कचिन्निस्तर यत्न वा**
**कृतम् ॥ । गरुड पुराण ।**

मने सुख करनारूं मारा पतिनुं वचन में नज मान्युं, पति-सेवन एज स्त्रिओनो मुख्य धर्म छे, एम जाणीने में मारा स्वा-मिनी सेवा करी पतिव्रत क्यारे पण पाळ्युं नहि, तथा मारां सासु ससरानी आदि वृद्धनी घटती चरण सेवा पण कोइ दीवस करी नहि, अरेरे ? हे जीव ! तें तारा उद्धार माटे कांइ पण कर्युं नहि.

जे सुज्ञ स्त्रि, विरुद्ध स्वामी मळवाथी अनेक कष्टो सहन करतां पण अनाचरणोथी दूर रही, ते पतिनेज इष्ट मानी तेनी आज्ञाने आधीन रही सेवा करतां पोतानुं आयुष्य पुरूं करे छे, ते पवित्र स्त्रीतो मात्र आ एकज जन्ममां पुर्वजन्ममां करेला निषिद्ध कर्मनुं फळ भोगवी छेटी, अंते पति साथे स्वर्गादि दिव्य लोकनी गति पामी अपार सुखनी भोकता थाय छे, पण जे कुलटा नारी-ओ पाणीग्रहण करेला पतिथी संतोष नहि पामतां दुःखरूप व्य-भिचारादि करवामां उत्तम सुख मानी जारिणीओ थइ नीच कर्म करे छे, ते तो पोताना मावतरना तथा पतिना कुलने कलंक लगाडी, आ लोकमां अत्यंत दुःखो भोगवी छेवटे महा अधम गति पामे छे. एथी तेना आ लोक अने परलोक बन्ने बगडे छे.

**शीलभंगेन दुर्वृत्ता पातयन्ति कुलद्वयम् ॥**
**पितुःकुलं तथा पत्युरिहामुत्र च दुखिताः ॥**

**बृ. नारदी पुराण.**

दुराचरणी नारी शिलभंग थवाथी पिताना ने पतिना बन्ने कुळने अधोगति पमाडे छे, तथा पोते पण आ लोकने परलोकमां दुःखी थाय छे. धणीनुं अपमान करनारी कुलटा स्त्रिओनी अधम गति विषे धर्म शास्त्रमां कह्युं छे केः—

**पतिमुल्लङ्घ्य मोहात्स्त्री किं किं न नरकं व्रजेत् ॥**
**कृच्छ्रान्मनुष्यतां प्राप्य किं किं दुखं न विंदति ॥**

**कात्यायन स्मृति.**

સ્ત્રી મોહને લીધે પતિનું અપમાન કરવાથી કયા કયા નરકમાં નથી પડતી, અર્થાત્ સઘળી જાતના નરકોમાં પડે છે, ને કષ્ટ કરી મનુષ્યપણું પામે છે તો તેમાં પણ શું શું દુઃખ નથી પામતી ? સઘળાં દુઃખો પામે છે.

दरिद्रं व्याधितं चैव भर्त्तारं यात्र मन्यते ॥
शूनी गृध्री च मकरी जायते च पुनः पुनः ॥

दक्ष संहिता.

દરિદ્ર તથા રોગી એવા પતિનું જે અપમાન કરે છે, તે વારંવાર કૂતરી, ગરધણ અને મગરીના જન્મો પામે છે.

दरिद्रं व्याधितं मूर्खं भर्तार या न मन्यते ॥
सा मृता जायते व्याली वैधव्यश्च पुनः पुनः ॥

पाराशर संहिता.

દારિદ્ર તથા રોગી અને મુર્ખ પતિની જે સ્ત્રી અવજ્ઞા કરે છે તે મુવા પછી સર્પિણી થાય છે; અને ત્યાર પછી સ્ત્રીના અવતારમાં વારંવાર વિધવાપણું પામે છે.

या भर्तार समुत्सृज्य रहश्चराति केवलम् ॥
ग्रामे वा वास्रूकरी भूयाद्वल्गुली वाथ विड्भूजा
या हुंकृत्या प्रियं ब्रुते सा मूका जायते खलु ॥

જે સ્ત્રી પતિનો ત્યાગ કરીને કેવળ એકાંતમાં ફરે છે, તે આવતા જન્મમાં ગામમાં નરક ખાનારી ભુંડણ અથવા વાગોલ થાય છે, તથા જે પતિના સામું હુંકારો-તુંકારો કરીને કડવું બોલણું કરે છે, તે સ્ત્રી નિશ્ચય બોબડી થાય છે.

व्यभिचारातु भर्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम् ॥
शृगाल योनिं प्राप्नोति पाप रोगैश्च पीड्यते ॥ मनुस्मृति.

પર પુરૂષોની સાથે વ્યભીચાર કરનારી સ્ત્રી જીવતાં આ લોકમાં અપકીર્તિ પામે છે, મૂવા પછી કૂતરાની જાતમાં જન્મે છે, અને ખસ-કોડ આદિ રોગથી પીડાય છે.

**अपत्य लोभाद्या तु स्त्री भर्तार मति वर्तते ॥**
**सेह निन्दा भवाप्नोति पति लोकाच्च हीयते ॥ मनुस्मृति.**

જે સ્ત્રી પતિનુ અપમાન કરીને સંતાનના લોભથી વ્યભિચાર કર્મ કરે છે, તે આ લોકોમાં નિંદાય છે, ને પતિલોક ( સ્વર્ગાદિ લોકથી ) પણ હણાય છે.

જ્યારે વર-કન્યાની લગ્ન ક્રિયા થાય છે, ત્યારે ચોરીમાં **સપ્તશૈલ** ( સપ્તપદ ) નું પુજન કરતાં પરસ્પર સ્ત્રી-પુરૂષ સાતપ્રેમ પ્રતીજ્ઞાઓ કરે છે. તેમાં કન્યાની પ્રેમાનુરાગબદ્ધ સાત પ્રતિજ્ઞાઓમાં તે પતિ પાસે માગે છે કે-તમારી સાથે સદૈવ પ્રેમાનુંબદ્ધ-તમારે વશવર્તી રહીશ તે પ્રસંગના સાત શ્લોકમાના વેદ મંત્રોના ભાવાર્થરૂપ એક શ્લોક.

**त्वमया लभ सौभाग्यं पुण्यैश्च विविधैः कृतैः ॥**
**देवैः संपादितो मह्य कन्या चैक पदेब्रवीत् ॥**

૧ હે સ્વામિન્ ? તમે મારી સંગાથે રહીને સુખ-સૌભાગ્ય પામો એટલે હું તમને સુખ આપનારી થઇશ, અને મેં કરેલાં અનેક પ્રકારનાં શુભ કર્મોએ કરીને મને દેવતા-એટલે શ્રેષ્ટ-વિદ્વાન આપી વડીલોએ-તમો પતિ મેળવી આપ્યા છે-એ પ્રમાણે પ્રથમ યાદ ભરતાં કન્યા પતિ પ્રત્યે કહે છે. ૨ આપ જે સંપાદન કરીને ઘરમાં લાવશો, તેટલામાં હું સંતોષ પામીશ ૩ હું નિત્ય આપની આજ્ઞા સંપાદન કરીશ. ૪ હું પવિત્ર થઇ સારા શણગાર ધારણ કરી મન, વચન અને કર્મવડે તમારી સાથે રમીશ. ૫ દુઃખમાં ધૈર્ય રાખનારી, સુખમાં પ્રસન્ન થનારી, હું આપના સુખમાં ભાગિયણ છું. આપની આજ્ઞા વિના હું કોઇ અન્ય સ્થળે જઇશ નહિ. ૬ તમારા ઘરમાં સઘળા કામ હું સુખેથી કરીશ. સાસુ સસરાની સેવા અને બંધુઓના સતકાર કરીશ. જ્યાં તમે ત્યાં હુ ને જ્યાં હું ત્યા તમે, એમ આપની સાથે એકતાથી વર્તીશ. હું આપને કદાપિ ઠગીશ નહિ ને આપ પણ મને નહિ ઠગો. ૭ હુ હોમ-યજ્ઞાદિ કામમાં આપને સાહાય કરનારી છું. ધર્મ અર્થ અને કામ સંબંધી કાર્યોમાં હું તમારી મનની ઇચ્છા પ્રમાણે વર્તીશ. આ મારી પ્રતિજ્ઞાઓના બ્રાહ્મણ, અગ્નિ, દેવ, મારાં માતા-પિતા અને સંબંધી વર્ગ, ની સર્વ સાક્ષીરૂપ છે, અન્યોન્ય-વર વધુનાં તન-મન-આત્મા હમેશને માટે જોડાયાં

એથી એકાત્મભાવ પ્રેમમય બનીને રહેવું-અને તેમાં પણ વિશેષતઃ સ્ત્રીનો પ્રત્યક્ષ પ્રમદા એટલે પ્રેમપ્રેક્ષક-પ્રેમદાત્રી છે, સશુદ્ધ આર્ય કુળોત્પન્ન પવિત્ર ગૃહિણી ગૃહરાજમાં પ્રેમસ્નેહ પ્રીતી-રાગ વિના કશું દેખંતીજ નથી તેના પતિ ભણીનાં એકજ તાન-એકજ પ્રેમભાવ આગળ ' પરાધીન કે આધીન ' આવો વિચારજ ઉદય પામતો નથી. અર્થાત્ આવા અદ્ભૂત પ્રેમ અને પ્રેમદાની ખુબી એટલે દામ્પત્ય ધર્મનું રહસ્ય-દરેક લોકો તેનો યથાર્થ ઉપયોગ લઇ શકે છે. ગ્રહરાણી અને ગ્રહરાજ ઉભય સાથે મળીને ઉત્તમ રીતે ગૃહ-રાજતંત્ર ચલાવી શકવામાં ભાગ્યશાળી બની ધર્મ-અર્થ-કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ સુખેથી પ્રાપ્ત કરી શકે છે. તેમ છતાં જે નીચ સ્ત્રી પ્રતિજ્ઞાઓ કરી, તે પ્રમાણે ન વર્તતાં વિરૂદ્ધ વર્તે છે. તે આ લોક અને પરલોક બન્નેમાં દુઃખી થાય છે.

## રજસ્વલા સ્ત્રીઓને પાળવાના નિયમો.

સ્ત્રીઓને વિશેષ કરીને બારમા વર્ષથી પચાશમા વર્ષ સુધી પ્રત્યેક મહિને રક્ત (રૂધિર) સ્ત્રાવ દેખાય છે, તે વખતે તે રજસ્વલા (અડકાયેલી) કહેવાય છે. રજસ્વલા સ્ત્રી રજોદર્શનના પહેલા દિવસે ચાંડાલણી, બીજે દિવસે બ્રહ્મહત્યારી અને ત્રીજે દિવસે ધોબણ સમાન ગણાય છે, અને ચોથે દિવસે ન્હાયા પછી ઘરમાં સ્પર્શ કરવા યોગ્ય શુદ્ધ થાય છે. તથા પાંચમે દિવસે સ્નાન કર્યા પછી દેવ પૂજનાદિ પુણ્ય કર્મ કરવા માટે શુદ્ધ થાય છે. રજસ્વલાની દેવ-પિત્રાદિ કાર્ય કરવા યોગ્ય શુદ્ધિ, રોગને લીધે ચાર દિવસ પછી પણ જો રજ દેખાયા કરતું હોય તો પણ થાય છે, અશુદ્ધિ ગણાતી નથી, તે વિષે પારાશર સંહિતામાં આ પ્રમાણે કહ્યું છે કેઃ—

स्नाता रजस्वला यातु चतुर्थेऽहनि शुद्धयति ॥
कुर्याद्रजो निवृत्तो तु दैव पित्रयादि कर्म च ॥
रोगेण यद्रजः स्त्रीणा मन्वहन्तु प्रवर्तते ।
नाशुचिः स्यात्तत स्तेन तत् स्याद्वैकारिकं मतम् ॥

ચોથે દિવસે ન્હાયેલી રજસ્વલા શુદ્ધ થાય છે ખરી, પણ તેણીએ દેવ-પિત્રાદિ કર્મ તો રજોદર્શન નિવૃત્ત થયા પછી પણ રજ

દેખાતું હોય, તો તેથી તે અપવિત્ર ગણાતી નથી; કારણ કે તે વિકારથી ઉત્પન્ન થયેલું માન્યું છે.

રજસ્વલા સ્ત્રીએ, ચોથે દિવસે નાહીને શુદ્ધ થયા વિના ત્રણ દિવસ સુધી કોઇને પોતાનું મુખ બનાવવું કે વચન પણ સંભળાવવું નહી. શરીરે તેલ ચોળવું નહી, અંગે ફુલ કે અલંકાર ધારણ કરવા નહી, આંખો આંજવી નહી, શરીરે ચંદન લેપન કરવું નહી, કેશ ઓળવા નહિ, દાતણ કરવું નહિ, અને સ્નાન પણ કરવું નહિ, તથા પોતાના પતિના આયુષ્યની વૃદ્ધિ માટે તેમને પણ મુખ બતાવવું નહિ, થાક લાગે એવું કામ કરવું નહિ, ભૂમિ ખોદવી નહિ, નખ કાપવા નહિ, હસવું નહિ, મેઘની ગર્જના કે ભારે અવાજ સાંભળવો નહિ, બહુ વાયુ વાતો હોય એવા સ્થળે રહેવું નહિ, બહુ ફરવું નહિ, પરગામ જવું નહિ, ગાવું નહિ, દિવસે સુઇ રહેવું નહિ, પુરૂષ સંગ કરવો નહિ, બીજી રજસ્વલાઓને તથા પોતાની જાતિની સ્ત્રીઓને પણ અડકવું નહિ.* પવિત્ર વસ્તુને સ્પર્શ કરવો નહિ. માનસિક અને વાચિક દેવપૂજન અથવા દૂરથી પણ કોઇ દેવને નમન કરવું નહિ, દૂધ ખાટા પદાર્થો ખાવા નહિ. ત્રણ દિવસ દર્ભ, ચાર, ઉન કે રાણના બીછાનાપર સૂવું, માટીના વાસણમાં કે પત્રાવળીમાં ખાવું. હવિષ્યાન્ન જમવું, અને ચોથા દિવસે પોતાની શુદ્ધિને માટે નાહીને પંચગવ્ય ( ગાયનું મૂત્ર, છાણ, દુધ, દહીં અને ઘી ) પીવું તથા પ્રથમ પોતાના સ્વામી વિના કોઇનું મુખ જોવું નહિ.

स्नात्वान्यं पुरुषं नारी न पश्येच्च रजस्वला ।
ईक्षेत भास्करं देवं ब्रह्म कूर्चं ततः पिबेत् ॥

રજસ્વલા સ્ત્રીએ ચોથે દિવસે નાહીને પ્રથમ પોતાના પતિ વિના બીજા પુરૂષનું મુખ જોવું નહિ. તથા સૂર્યનારાયણનાં દર્શન કરીને પંચગવ્ય પીવું. જે સુજ્ઞ સ્ત્રી ઉપરના નિયમો પાળવામાં ચૂકતી નથી, તે સુખી થાય છે. ને તેને પ્રજા પણ સારી થાશ છે.

બૃહદ નારદિ પુ.

*आर्तवाभिप्लुतां नारी मार्त वा भिप्लुता स्पृशेत् ।
स्नात्वो पवासं कुर्यातां पञ्चगव्येन शुद्ध्यति॥ वृद्धात्रि संहिता.

રજસ્વલા સ્ત્રીને બીજી રજસ્વલા અડકે તો તે ચોથે દહાડે નાહીને ઉપવાસ કરી પંચગવ્ય પીવાથી શુદ્ધ થાય છે.

# ગર્ભિણી સ્ત્રીના નિયમો.

ગર્ભિણી સ્ત્રીએ સદા આનંદમાં રહેવું. નિત્ય નવાનવા વસ્ત્રાલંકારો ધારણ કરવા. પવિત્ર રહેવું, પોતાના પતિ અને ગુરૂનું પૂજન કરવું. મધુર, સ્નિગ્ધ, હૃદયને આનંદ આપે એવા, હલકા, નરમ, વધારેલા, ઘીવાળા, અગ્નિને પ્રદીપ્ત કરે તથા વહેલા પાચન થાય એવા પદાર્થોનો આહાર કરવો. અતીશય ખાટા, તીખા, ખારા, ઊના, વાસી, સૂકા, લૂખા, કઠોર અને કાચા એવા વિકારકારક તથા પાચન થતાં પીડા કરે એવા પદાર્થો ખાવા નહિ. બહુ જમવું નહિ, તેમાં ભુખ્યા પણ રહેવું નહિ. બહુ મહેનત કરવી. નહિ મૈથુન કે જાગરણ કરવાં નહિ. શોક કરવો નહિ. વાહન ઉપર બેસવું નહિ. શરીરમાંથી લોહી કઢાવવું નહિ. મલમૂત્રનો વેગ રોકવો નહિ. ઉભડક બેસવું નહિ. દુર્ગંધ વાળા પદાર્થો, સુંઘવા નહિ. આંખને અપ્રિય લાગે એવા પદાર્થો કાનને ન ગમે એવી વાણી, મેઘની ગર્જના, તોપ આદીને ભારે અવાજ તથા કોઇ દુઃખિયેણના વિલાપ, એ સાંભળવાંનહિ. ઝાઝુ બહાર ફરવું નહિ. ક્રોધ કરવો નહિ. વહેમવાળા તથા મનુષ્ય તિનના ઘરમાં રહેવું નહિ. બહુ ઉંચા સાદથી બોલવું નહિ. ઉંચા આસનપર બેસવું કે સુવું નહિ. શબ, સ્મશાન તથા ત્રાસ દાયક ભયંકર દેખાવ જોવા નહિ. સુપડાનો વાયુ શરીરપર લેવો નહિ. કોઇ દુષ્ટ સ્વભાવની અથવા દુઃખિયણ સ્ત્રીનો સહવાસ કરવો નહિ. તેમજ કોઇ વંધ્યા તથા મૃતવત્સા ( જેને પ્રજા થઇને જીવતી ન હોય ) તેનો સંગ કરવો નહિ. રૌદ્ર રસની કથા સાંભળવી નહિ. બહુ ઊના, તીખા, ખાટા, ખારા અને કડવા પદાર્થો ખવા પીવા નહિ. ઉપરના નિયમોને અનુસરનારી સ્ત્રીને સારા રૂપવાળો, દીર્ઘાયુષી અને ગુણવાન પુત્ર ઉત્પન્ન થાય છે. અને ગર્ભિણી છતાં વિરૂદ્ધ આચરણ કરનારી સ્ત્રીને ગર્ભપાત આદી અનેક ઉપદ્રવો થવાનો સંભવ રહે છે, માટે હાનીકારક ખોટી વર્તણુંકથી અવશ્ય દૂર રહેવું. ગર્ભવતીએ પતિથી વિદેશમાં રહેવું નહિ. પણ સમીપમાંજ રહેવું. પરપુરૂષ સામી દૃષ્ટી પણ કરવી નહિ. તેમજ બીજા પુરૂષોનાં વખાણ સાંભળવાં નહિ પોતાના વલ્લભની પ્રતિકૃતિ (છબી) જોઇ તથા પતિના સુચરિત્રો સંભાળી આનંદમાં રહેવું. અને નિત્ય નિવૃત્તિથી શાંતિદાયક સતીઓનાં ચરિત્રો તથા ધર્મ, નિતી, વૈરાગ્ય અને પરમાત્માના જ્ઞાન સંબંધી અથવા જેમાં કરૂણારસ પ્રધાન હોય તેવા ગ્રંથો વાંચવા, અને તેનું મનન કરવું. કારણ કે સાત્વિક પુસ્તકો વાંચવાથી ગર્ભવતીના હૃદયમાં સત્વ-

ગુણની વૃદ્ધિ થાય છે; એમ તેમની અસર ગર્ભમાં લાગુ થવાથી પુત્ર પણ મહા ગુણવાન અને સાત્વિકી થાય છે; તથા સત્વગુણની અધિકતાથી તે સર્વ પ્રકારના કળા-કૌશલ્યા, યુક્તિ-પ્રયુક્તિ, અને વિદ્યા-વિનયાદી વખાણવા યોગ્ય ગુણવાળો થાય છે. તેમજ તેવા ગુણવાળાને ધન પણ સહજ પ્રાપ્ત થાય છે. ગર્ભવતીએ પોતાના સંબંધી વર્ગના મનુષ્યનું મરણ સાંભળીને ઉંચા સ્વરે વિલાપ કરવો નહિ. પોતાનો સ્વામી ક્રોધના આવેશમાં હોય તો તે સમયે સમીપમાં રહેવું નહિ. તેમજ પોતે પણ કોઇ દીવસ કલેશ, કંકાશ કરવો નહિ. કોઇની વઢવાડ જોવી નહિ, પોતાના પતિની, ગુરૂની, ધર્મની, બ્રાહ્મણની અને વેદ, શાસ્ત્રની નિંદા સાંભળવી કે કરવી નહિ. ઉપવાસ કરવા નહિ. કૃચ્છ ચાંદ્રાયણાદિ વ્રત નિયમ આચરવા નહિ. તથા પોતાને પાંચ માસ પૂરા થઇ ગયા પછી પતિ સાથે બેસીને ગૃહયજ્ઞાદિ હોમ, પ્રયાણ, દેવયાત્રા તથા ઘરમાં રસોઇ કરવાનું કામ એ કરવાં નહિ. પાંચ માસ થયા પછી હોમ આદી કર્મ કરવાનો નિષેધ બતાવતાં કહ્યું છે કેઃ—

**मासि षष्ठे सप्तमे वाष्टमे वा प्राप्ते पत्न्या नैव कुर्यात्कदाचित्।**
**होमं यानं देवयात्रां तथैव तस्या हस्ते नाशनं विप्रपुण्यं॥**

ગર્ભવતી સ્ત્રીએ પોતાને છઠ્ઠો, સાતમો અથવા આઠમો મહિનો બેઠા પછી હોમ, પ્રદેશ ગમન અને દેવયાત્રા કોઇ દીવસ કરવાં નહિ; તેવી સ્ત્રીના હાથે હોમ, યજ્ઞાદિ કર્મ કરાવવાથી બ્રાહ્મણનું પુણ્ય નાશ પામે છે. ગર્ભિણી સ્ત્રીએ પોતાના ગર્ભનું સંરક્ષણ થવા સારૂ નિત્ય પ્રાત:કાલે અને સાયંકાલે શ્રી સદાશિવની સ્તુતિ કરવી. (શિવ સંહિતા)

## વિધવા સ્ત્રીઓના ધર્મો.

પતિ જીવતાં પતિવ્રતાએ અનન્ય ભાવે પતિ સેવા કરવી, ને પતિનું મૃત્યુ થયે પતિ સાથે અગ્નિપ્રવેશ કરવો; એવી પ્રાચીન મહર્ષિઓની આજ્ઞા છે. જે સ્ત્રી સ્વામીનું મરણ થયે અગ્નિ પ્રવેશ કરે છે, તે અરૂંધતી સમાન સારા આચરણવાળી થઇને સ્વર્ગ લોક પ્રત્યે પૂજાય છે. જ્યાં સુધી જે સ્ત્રી પતિનું મૃત્યુ થયે સતે પોતાના શરીરને અગ્નિમાં નથી બાળતી ત્યાં સુધી તે ક્યારે પણ સ્ત્રી શરીરથી છુટતી નથી! (મિતાક્ષરા)

પતિ મરણ પામ્યા પછી તેની વિધવા સ્ત્રીએ જે કર્મો કરવા કહ્યાં છે તેમાં સારી રીતે વિધવા ધર્મ પાળવો અથવા તો પતિની

સાથે બળી મરવું. જે સ્ત્રી પતિના મરણ પછી સદાય વિધવા ધર્મ પાળે છે, તે સ્ત્રી પોતાના પતિને પરલોકમાં મળીને સ્વર્ગલોકને પામે છે. અને ભોંયપર સુવું. વિધવા જો ખાટલા કે પલંગપર સુવે છે તો પોતાના પતિને નરકમાં નાંખે છે. વિધવા સ્ત્રીએ પોતાના પતિને સુખ મળે એવી ઇચ્છાથી હમેશાં એક વખત ભોજન કરવું, શરીર ઉપર તેલનું કે સુગંધી પદાર્થોનું મર્દન કરવું નહિ. તથા પાન ખાવું નહિ. સદૈવ ધોળું વસ્ત્ર પહેરવું, એવી શાસ્ત્ર આજ્ઞા છે, છતાં જે વિરુદ્ધ રીતે વર્તે છે તે રૌરવનામના મહા નર્કમાં પડી અસહ્ય સંકટોમાં આવી પડે છે. જો પુત્ર ન હોય તો વિધવા સ્ત્રિએ દર્ભ, તથા તિલોદકથી હમેશાં પોતાના સ્વર્ગવાસી પતિનું તર્પણ કરવું. પોતાના સસરા અથવા તેમના પિતા મરણ પામ્યા હોય, તો તેનું નામ અને તેના પિતાનું નામ પણ બોલીને નિત્ય તર્પણ કરવું તથા બ્રહ્મચર્ય પાળવું. સ્કંદપુરાણ.

સ્ત્રીએ પતિના મરણ પછી પવિત્ર ફુલ, મૂળ અને ફળનો આહાર કરી, અથવા અલ્પાહાર કરી, પોતાના દેહને ક્ષીણ કરવો, તથા વ્યભીચાર બુદ્ધિથી પરપુરુષનું નામ પણ ઉચ્ચારવું નહિ. જેમ સનકાદિક અને વાલખિલ્યાદિ બ્રહ્મચારીઓ, પુત્ર વિનાના છતાં પણ ઉત્તમ ગતિ પામેલા છે, તેમ પતિનું મૃત્યુ થયા પછી અખંડ બ્રહ્મચર્ય પાળનારી સારા આચારવાળી સ્ત્રી, પુત્ર વિનાની છતાં પણ સ્વર્ગમાં જાય છે. પતિ મરી ગયા પછી જે પતિવ્રતા સ્ત્રી બ્રહ્મચર્ય પાળે છે, તે પુત્ર વિનાની હોય તો પણ બ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગમાં જાય છે. મનુસ્મૃતિ.

વિધવા સ્ત્રીએ ચોટલો વાળવો, ચંદન પુષ્પાદિ ધારણ કરવાં, રંગિત વસ્ત્રો પહેરવાં, કાંસાના વાસણમાં જમવું, બેવાર ભોજન કરવું, અને આંખો આંજવી, એટલાં વાનાંનો ત્યાગ કરવો; તથા નિયમ નાખીને ધોળાં વસ્ત્ર પહેરવાં; ક્રોધને જીતવો, અને ઇંદ્રિઓને વશ્ય કરવી. વૃદ્ધહારીત સંહિતા.

જે ક્ષણવાર પતિના અગ્નિ દાહની ક્રિયા કરી એવું સ્વર્ગાદિ દિવ્ય લોકનું સુખ પામે છે તો અહો સ્ત્રી છતાં સુખી વિયોગાગ્નિમાં બળ્યા કરે છે. વિધવા સ્ત્રિએ આયુષ્યભર કેશ રાખીને તેનો અંબોડો વાળવો નહિ કારણ કે અંબોડો વાળવાથી તેનો મરી ગયેલો પતિ બંધનમાં પડે છે, માટે વિધવા સ્ત્રીએ સદા માથાના વાળ ઉતરાવી નાંખવા. તાત્પર્ય એ છે કે, માથું મુંડાવીને રહેવાથી રહે છે, તો તેને મરણ પછી નરકથી હમેશાં ઓછો ભય રહે છે. ગરૂડ પુરાણ.

# પ્રોષિત ભર્તૃકા સ્ત્રીનું કર્ત્તવ્ય.

પતિ બહારગામ જવાને નિકળે ત્યારે સ્ત્રીએ અપશુકનનાં વચનો બોલવાં નહિં, તેને ના પાડીને અટકાવવો પણ નહિં, તેમ તે વખતે રડવું પણ નહિં પતિ પરદેશ ગયો હોય ત્યારે સ્ત્રીએ નિત્ય શરીર ઉપર તેલ વગેરે ચોળીને નહાવું નહિં પરંતુ શુદ્ધિને માટે સાધારણ સ્નાન ગાત્રજ કરવું. તથા પતિના આયુષ્યની રક્ષા માટે નિત્ય સૌભાગ્ય વ્રતો કરવાં, પ્રોષિત ભર્તૃકા સ્ત્રીએ હમેશાં ઘણાં ઘરેણાં પહેરવાં નહિં પરંતુ થોડાંક માંગલિક આભુષણોજ ધારણ કરવાં તથા દેવતાઓની આરાધના કરવામાં અને પતિનું હિત કરવામાં તત્પર રહેવું, જો પતિ ભરણ પોષણનો બંદોબસ્ત કરીને પરદેશ જાય તો જ્યાં સુધી પોતાનો પતિ પરદેશમાં રહે ત્યાં સુધી સ્ત્રીએ પતિવ્રતાના નિયમો પાળીને રહેવું પરંતુ ભરણ પોષણને માટે કંઇ પણ બંદોબસ્ત કર્યા વિનાજ પરદેશ જાયતો પછી સ્ત્રીએ રેટીઓ કાંતીને અથવાતો બીજો નિર્દોષ ધંધો કરીને પોતાનો નિર્વાહ કરવો. પતિ પરદેશ જાય ત્યારે સ્ત્રીએ સાસુની પાસે સુવું, પરંતુ તેનાથી દુર બીજી જગ્યાએ સુવું નહિં; તથા દરરોજ પ્રયત્ન પૂર્વક પતિના સમાચારો મંગાવ્યા કરવા. સ્ત્રીએ પતિના કુશળ ખબર જાણવા માટે તેની પાસે દુતો મોકલવા; પ્રસિદ્ધ પ્રસિદ્ધ દેવોની પતિના કલ્યાણને માટે પ્રાર્થના પણ કરવી. શરીર પર ચંદનાદિક સુગંધી પદાર્થો લગાડવા નહિં ફુલની માળા પહેરવી નહી, આંખમાં આંજણ આંજવું નહિં, નખ કપાવવા નહિં; માથાના વાળને ઓળીને બહુ શોભા કે ઠઠારો કરવો નહિં તથા દાંતને રંગ વગેરે લગાડીને શોભાયમાન કરવા નહિ.

(બૃહન્નારદીય પુરાણ.)

દાંત કાઢીને ખડખડાટ હસવું નહિં પર પુરૂષોની સાથે મશ્કરીઓ કરવી નહિં. પારકી ચેષ્ટીઓ જોવી નહિં મરજી પ્રમાણે ભટકવું નહિં તથા પર પુરૂષના શરીર વડે પોતાનું શરીર દબાય તેમ બેસવું નહિં, એક વસ્ત્ર પહેરીને ભટક્યા કરવું નહિં પરંતુ અંદર ચરણીઓ પહેરવો. નિર્લજ્જ રીતે એટલે માથા પરનો છેડો ઉત્તરી જાય અથવા તો ચોળી ખસી જાય તેમ ઉઠવું બેસવું નહિં તથા મરજી મુજબ ભટક્યા કરવું નહિં કારણ કે આ દોષો સ્ત્રીઓને હમેશાં દુઃખ દેનારા કહેલા છે.

(બૃહન્નારદિય પુરાણ)

# સ્ત્રીઓની મોટાઇ.

પુરૂષોને પ્રજા ઉત્પન્ન કરી આપવામાં મોટી ભાગ્યશાળી, વસ્ત્રોથી તથા અલંકારોથી પૂજવા લાયક અને ઘરને શોભા આપનારી સ્ત્રીઓ અને લક્ષ્મીઓ છે. ઘરમાં તેની અને લક્ષ્મીની વચ્ચે કશો તફાવત નથી. પ્રજા ઉત્પન્ન કરવી. ઉત્પન્ન થયા પછી તેને ઉછેરીને મોટી કરવી અને દરરોજ ઘરનાં કામકાજની તજવીજ રાખવી આટલા કામ પ્રત્યક્ષ રીતે ઘરની ધણીઆણીને આધિન હોય છે. પ્રજા ઉત્પન્ન કરવી, ઘરમાં અગ્નિહોત્રાદિ ધર્મનાં કાર્યો થાય છે કે કેમ ? તેની ચોકશી રાખવી ઘરનાં માણસની સેવા ચાકરી કરવી છોકરાંને લાડ લડાવવાં અને પિતૃઓને તથા પોતાના ધણીને સ્વર્ગ સમાન સુખ મળે તેમ કરવું. આ સર્વ બાબતો સ્ત્રીઓનેજ આધીન છે.

(મનુસ્મૃતી)

સુ પુરૂષ જ્યાં સુધી પરણ્યો ન હોય ત્યાં સુધી અરધો કહેવાય છે; કારણ કે એકલા પુરૂષથી કંઇ પ્રજા ઉત્પન્ન કરી શકાતી નથી તે સ્ત્રીને પરણ્યા પછી પૂર્ણ થાય છે ત્યારે પ્રજાને ઉત્પન્ન કરી શકે છે એમ શ્રુતી કહે છે. વિદ્વાનો ઘરને ઘર કહેતા નથી પણ ગૃહિણી (સ્ત્રી) ને ઘર કહે છે. ઘર સુંદર હોવા છતાં પણ તે જો સ્ત્રી વિનાનું હોય છે, તો અરણ્ય સરખું થઇ પડે છે. ઝાડનાં મૂળ પાસે પણ વાસ કરનારાને સ્ત્રી હોય છે તો તેને ઝાડનું મૂળ પણ ઘેર ગણાય છે અને મહેલ છતાં પણ તેમાં જો સ્ત્રી હોતી નથી તો તે નિશ્ચય અરણ્ય ગણાય છે. ભાર્યા, ધર્મ, અર્થ તથા કામની બાબતમાં પુરૂષને સહાય કરનારી છે અને પરદેશ જતી વખતે વિશ્વાસ કરવા યોગ્ય પણ તેજ હોય છે. વળી રોગથી પીડાતા અને દુઃખ પામેલા દુઃખિ પુરૂષને, નિત્ય સ્ત્રીના સમાન બીજું કોઇ પણ ઔષધ નથી, જગતમાં પુરૂષને સ્ત્રીના જેવું સંબંધી આધાર તથા ધર્મના ગૃહ કરવામાં સહાય કરનાર બીજું કોઇ પણ નથી. આ લોકમાં સ્ત્રી, એ પુરૂષનું અર્ધું અંગ તથા ઉત્તમોત્તમ મિત્ર છે. કારણ કે સહાય વિના પુરૂષને આ જગત વિષે લોક વ્યવહારમાં સ્ત્રી સહાયતા કરનારી છે. પુરૂષને અરણ્યમાં પણ એક સ્ત્રી વિસામા રૂપ મનાયેલી છે તથા જેને સ્ત્રી હોય છે તે પુરૂષ વિશ્વાસ માત્ર ગણાય છે, માટે સ્ત્રી પુરૂષને એક મોટો આધાર મનાયેલી છે. મહાભારત

## સ્ત્રીઓ પ્રસન્ન થવાથી કુળની વૃદ્ધિ થાય છે.

જે કુળમાં સ્ત્રીથી તેનો ભર્ત્તાર સંતુષ્ટ રહે છે, અને ભર્ત્તારથી સ્ત્રી સંતુષ્ટ રહે છે, તે કુળમાં સદા કલ્યાણનો વાસો થાય છે કારણ કે સ્ત્રીઓ જો વસ્ત્રોથી તથા આભૂષણોથી પ્રસન્ન રહે નહિ તો તે પોતાના પતિને પણ પ્રસન્ન કરી શકે નહિ અને પતિ જો પ્રસન્ન ન રહે તો સંતતી એટલે પ્રજા થાય નહિ માટે પતિએ સ્ત્રીને પ્રસન્ન રાખવી સ્ત્રી જો વસ્ત્રોથી તથા આભૂષણોથી પ્રસન્ન રહેછે, તેનું આખું કુળ દીપી નીકળે છે અને સ્ત્રી જો પ્રસન્ન રહેતી નથી તો આખુંજ કુળ ઝાંખુ પડી જાય છે. (મનુસ્મૃતિ. અ. ૩૦)

## પતિના ગુણો સ્ત્રીમાં આવે છે.

શાસ્ત્રોક્ત વિધિથી જે પુરૂષની સાથે જે સ્ત્રી પરણે છે, તે પુરૂષના ગુણ હોય તેવા ગુણ તેની સ્ત્રીમાં પણ આવે છે. જેમકે, નદી સમુદ્રની સાથે મળે છે ત્યારે સમુદ્રના ગુણો નદિમાં આવે છે અક્ષમાલા નીચ કુલની પુત્રી હતી પરંતુ વશિષ્ટ ઋષિને પરણેલી હતી, તથા સારંગી મંદપાળ ઋષિને પરણી હતી તે બન્ને સ્ત્રીઓ પૂજ્ય પદવીને પામી હતી. આ સ્ત્રીએ તથા બીજી ઘણી સ્ત્રીઓ નીચ જાતિમાં જન્મી હતી તો પણ પોત પોતાના સ્વામીના સારા ગુણોને લીધે જગતમાં મોટાઇને પામી હતી. (મનુસ્મૃતિ. અ ૯.)

## શ્રી કૃષ્ણે કહેલા પતિવ્રતાના ધર્મો.

પતિव्रतानां यो धर्मस्तं निबोध व्रजेश्वर ॥
नित्यं तु भर्तयौत्सुक्यात्तत्पादोद कमी प्सितम् ।
भक्तिभावेन सततं भोक्तव्यं तदनुज्ञया ॥

હે વ્રજેશ્વર, પતિવ્રતાઓનો જે ધર્મ છે તે હું તમને કહું છું તે તે સાંભળો પતિવ્રતા કુલીન કાંતાઓએ હમેશાં પોતાના પતિને વિષે ભક્તિ રાખવી જોઇએ, હમેશાં તેનાં ચરણ કમળ ધોઇ તે ચરણોદક માથે ચડાવવું તથા પીવું અને ભકિતથી પતિને પ્રથમ જમાડી પછી તેની આજ્ઞાથી પોતે જમવું

व्रतं तपस्यां देवार्चा परित्यज्य प्रयत्नतः ॥
कूर्याच्चरण सेवां च स्तवनं परितोषणम् ॥

પતિવ્રતાઓએ વ્રત તપસ્યા અને દેવ પૂજનને મુકી પોતાના

પતિનીજ પ્રયત્નથી પૂજા કરવી, તેનીજ સ્તુતિ કરવી અને તેનેજ પ્રસન્ન કરવા.

तदाज्ञारहितं कर्म न कुर्याद्वैरतः सती ।
नारायणात्परतरं ध्यायेत् सततं सती ॥

સતી પોતાના પ્રાણનાથની જે કામમાં આજ્ઞા ન હોય તે કામ ઉપર વેર રાખી કદિ પણ કરે નહિ અને પતિને નારાયણ થી પણ અધિક ગણી તેનું ધ્યાન કરે.

वरभूषाधरं चैव सुवेषं पुरुषं परम् ॥
यात्रां महोत्सवं नृत्यं नर्तकं गायनं व्रज ।
पर क्रीडां च सततं नहि पश्यति सुव्रता ॥

પતિવ્રતા સ્ત્રી વસ્ત્ર આભૂષણ ધારણ કરનાર પર પુરૂષની સામું જોતી નથી. યાત્રા મહોત્સવ ( મેળાં વિગેરે ઉત્સવો ) જોવા જાતી નથી, નતર્કને જોતી નથી, ગાયન જોતી નથી, અને પારકી રમત જોતી નથી.

यद्भक्ष्यं स्वामिनां नित्यमेत देव हि योषिताम् ।
नहि त्यजेत्तु तत्संगं क्षणमेव च सुव्रता ॥

જે સ્વામી જમે છે તેજ પતિવ્રતા જમે છે અને ક્ષણ માત્ર પણ પોતાના પ્રાણ પતિથી પતિવ્રતા જુદી પડવા ઇચ્છતી નથી.

उत्तरं नोत्तरं दद्यात्स्वामिनश्च पतिव्रता ॥
न कोपं कुरुते शुद्धा ताडिता चापि कोपतः ॥

પતિવ્રતા પોતાના સ્વામીની સામી ઉત્તર પ્રત્યુત્તર કરવા તૈયાર થતી નથી એટલુંજ નહી પણ પોતાનો પતિ ક્રોધ વખત ક્રોપથી મારે તોપણ પતિવ્રતા પોતાના પતિ ઉપર કોપ કરતી નથી.

क्षुधितं भोजयेत्कांतं दद्यात्पानं च भोजनम् ॥
न बोधयेत्तं निद्रालुं प्रेरयेन्नैव कर्मसु ॥

પોતાના પ્રાણપ્રિયને ભુખ લાગે ત્યારે તેને ઉત્તમ ભોજ નથી તૃપ્ત કરવા, તેને તરસ લાગે ત્યારે શીતલ સુગંધી જળ પાવું, તે નિદ્રામાં હોય તો તેને જગાડવા નહીને કોઇ વખત કાંઇ પણ તેને કામ બતાવવું નહીં.

**पुत्राणां च शतगुणं स्नेहं कुर्यात्पति सती ।**
**पतिर्बंधुर्गतिर्भर्ता दैवतं कुलयोषितः ॥**

સતી સ્ત્રી પોતાના પુત્ર ઉપર જે સ્નેહ સ્વાભાવિક હોય તેથી સોગણો અધિક પોતાના પ્રાણ પ્રિય ઉપર રાખે છે, કારણ કે કુલીન સ્ત્રિઓને બંધુરૂપ, ગતિરૂપ, ભરણ પોષણ કરનાર રૂપ અને દૈવત રૂપ પણ પતિજ છે.

**शुभंदृष्ट्वा सुधातुल्यं कांतं पश्यति सुंदरी ।**
**सस्मितं वदनं कृत्वा भक्तिभावेन यत्नतः ॥**

પતિવ્રતા સ્ત્રી ભક્તિ ભાવથી હસતું મુખ કરી પોતાના પ્રાણ પતિને અમૃતની પેઠે જુવે છે એટલે જેમ અમૃત જોતા દૃષ્ટિ પતિને નિરખતાં તૃપ્ત થતી નથી.

## પતિવ્રતા મહિમા.

**पुरुषाणां सहस्रं च सती स्त्री च समुद्धरेत् ।**
**पतिः पतिव्रतानां च मुच्यते सर्व पातकात् ॥**

સતી સ્ત્રી હજાર પુરૂષનો ઉદ્ધાર કરે છે. પતિવ્રતાનો પતિ સર્વ પાપથી મુકાય છે.

**नास्ति तेषां कर्मभोगः सतीनां व्रततेजसा ।**
**तवासार्द्धं च निष्कर्मी मोदते हरिमंदिरे ॥**

સતિ સ્ત્રીના પતિને સતીના વ્રતના તેજથી કર્મ ભોગવવું પડતું નથી તેતો નિષ્કર્મ થઇ પોતાની પતિવ્રતા સ્ત્રી સાથે વિષ્ણુ લોકમાં સુખ ભોગવે છે.

**पृथिव्यां यानि तीर्थानि सती पादेषु तान्यपि ।**
**तेजश्च सर्वदेवानां मुनीना च सतीषु च ॥**

પૃથ્વીમાં જેટલાં તીર્થ છે તે સતીના ચરણમાં છે અને સર્વ દેવ તથા સર્વ મુનિયોનું તેજ પણ સતી સ્ત્રીઓમાંજ રહેલું છે.

**तपस्विनां तपः सर्वं व्रतिनां यत्फलं व्रत ।**
**दाने फलं यद्दातृणां तत्सर्वं तासु संततम् ॥**

તપસ્વિયો ના સર્વ તપનું ફલ, વ્રતવાળાના સર્વ વ્રતોનું ફળ અને દાતારના સર્વ દાનોનું ફળ સતી સ્ત્રિયો વિષે રહે છે.

स्वयं नारायणः शंभुर्विधाता जगता मपि ।
सुराः सर्वे च मुनयो भीतास्ताभ्यश्च संततम् ॥

શ્રી નારાયણ, શ્રી શંકર, શ્રી બ્રહ્માજી, સર્વે દેવ, અને સર્વે મુનિઓ તથા લોકો સતી સ્ત્રિથી સદૈવ ભય પામે છે.

सतीनां पादरजसा सद्यः पूता वसुंधरा ॥
पतिव्रतां नमस्कृत्य मुच्यंत पातकान्नरः ॥

સતીના ચરણોની રજથી પૃથ્વી તરત પવિત્ર થાય છે. પતિવ્રતાને નમસ્કાર કરવાથી માણસ પાપથી મુક્ત થાય છે.

त्रैलोक्यं भस्मसात्कर्तुं क्षणेनैव पतिव्रता ।
स्वतेजसा समर्थासा महा पुण्यवती सदा ॥

મહા પુણ્યવાળી પતિવ્રતા જો કોપ કરે તો પોતાના તેજથી ક્ષણ માત્રમાં ત્રણ લોકને પણ બાળી ભસ્મ કરવાને સમર્થ છે.

सतीनां च पतिः साधुः पुत्रो निःशंक एव च ॥
नहि तस्य भयं किंचिद्देवेभ्यश्च यमादपि ॥

પતિવ્રતાનો પવિત્ર પતિ અને પવિત્ર પુત્ર નિશંક રહે છે. તેને દેવથી કે યમથી કાંઇ પણ ભય નથી.

शतजन्म पुण्यवतां गेहे जाता पतिव्रता ।
पतिव्रताप्रसुः पूता जीवन्मुक्तः पिता तथा ॥

હજારો જન્મથી જે પુણ્યવંત હોય તેના ઘરમાં પતિવ્રતા જન્મ લેછે. પતિવ્રતાની માતા તે પુત્રીના જન્મથી પવિત્ર થાય છે અને પિતા જીવન્મુક્ત થાય છે.

## પતિ પૂજા અથવા સ્તવન.

सती स्त्री प्रातरुत्थाय त्यक्त्वा च रात्रि वाससी ॥
भर्तारं च नमस्कृत्य करोति स्तवनं मुदा ॥

સતી સ્ત્રીએ પ્રાતઃકાળમાં ઉઠી રાત્રિનાં વસ્ત્ર ઉતારી બીજાં વસ્ત્ર પેરી પોતાના પ્રાણ પ્રિયને પ્રણામ કરી તેની સ્તુતિ કરવી.

गृहकार्यं ततः कृत्वा स्नात्वा धौते च वा ससी ॥
गृहीत्वा शुक्लपुष्पं च भक्तितः पूजयेत्पतिम् ॥

ઘરનું કામકાજ કરી લઇ સ્નાન કરી ધોએલ વસ્ત્ર પેરી ધોળું પુષ્પ હાથમાં લઈ ભક્તિથી પોતાના પતિની પૂજા કરવી.

स्नापयित्वा सुपूतेन जलेन निर्मलेन च ॥
तस्मै दत्वा धौतवस्त्रं तत्पादौ क्षालयेन्मुदा ॥

પવિત્ર અને નિર્મળ જળથી પોતાના પતિને સ્નાન કરાવી તેને ધોએલ વસ્ત્ર પેરાવા આંપી તેના પગ પતિવ્રતાએ હર્ષથી ધોવા.

आसने वासयित्वा च दत्वा भाले च चंदनम् ॥
सर्वांगलेपनं कृत्वा दत्वा माल्यं गलेपि च ॥

આસન ઉપર બેસારી કપાળમાં ચંદન કરી સર્વાંગે ચંદન લેપ કરી ગલામાં પુષ્પની માળા પેરાવવી.

साम वेदोक्त मंत्रेण भोगद्रव्यैः सुधोपमैः ॥
संपूज्य भक्तितः कांतं स्तुत्वा च प्रणमेन्मुदा ॥

સામ વેદમાં કહેલ જે નીચે મંત્ર છે તેથી અમૃત જેવા ભોગના પદાર્થોથી ભક્તિવડે પૂજા કરી સ્તુતી કરી હર્ષથી પ્રણામ કરવા.

ओम् नमः कांताय शांताय सर्व देवाश्रयाय स्वाहा ॥
इत्यनेनैव मंत्रेण दत्वा पुष्पं च चंदनम् ॥
पाद्यार्घ्यं धूपदीपौ च वस्त्रं नैवेद्य मुत्तमम् ॥

ઉપર કહેલા મંત્રથીજ પુષ્પ ચંદન, પાદ્ય, અર્ધ્ય, ધુપ દીપ અને ઉત્તમ નૈવેદ્ય અર્પણ કરવું.

जलं सुवासितं शुद्धं तांबुलं च सुवासितम् ॥
दत्वा स्तोत्रं पठे त्प्रत्यक्षं तं पाठं समेत च ॥

સુગંધથી સુવાસિત જળ તથા સુવાસિત તાંબુલ અર્પણ કરી પાઠે કરેલ પતિના સ્તોત્રનો પાઠ કરવો.

પતિ પૂજા કર્યાબાદ મંગળ સ્તોત્ર.

ॐ नमः कांताय भर्त्रे च शिरश्चंद्र स्वरूपिणे ॥
नमः शांताय दांताय सर्व देवाश्रयाय च ॥

મારું ભરણ પોષણ કરનાર, મારા મસ્તકના ચુડા મણિ રૂપ, મનને શાંત રાખનાર, ઇંદ્રિયોને જીતનાર અને સર્વ દેવના આશ્રય રૂપ મારા પ્રાણ વલ્લભને હું પ્રણામ કરૂંછું.

नमो ब्रह्मस्वरूपाय सति प्राणपराय च ।
नमस्याय च पूज्याय हृदाधाराय ते नमः ॥

બ્રહ્મારૂપ, શિવરૂપ, નમવા લાયક, પૂજવા લાયક અને હૃદયના આધાર રૂપ મારા પ્રાણ પ્રિયને હું પ્રણામ કરૂંછું.

**पंचप्राणाधिदेवाय चक्षुषस्तारकाय च ॥**
**ज्ञानाधाराय पत्नीनां परमानंद रूपिणे ॥**

મારા પાંચ પ્રાણના અધિ દેવરૂપ, મારાં નેત્રના રત્ન રૂપ; મારા જ્ઞાનના આધાર રૂપ; અને પરમ આનંદ રૂપ મારા પ્રાણ પ્રિયને હું પ્રણામ કરૂંછું.

**पतिर्ब्रह्मा पतिर्विष्णुः पतिर्देवो महेश्वरः ॥**
**पतिश्च निर्गुणाधारो ब्रह्मरूप नमोस्तु ते ॥**

પતિ બ્રહ્મારૂપ છે, પતિ વિષ્ણુ રૂપ છે અને પતિજ મહેશ્વર રૂપ છે. નિર્ગુણના આધાર રૂપ પરબ્રહ્મ પણ પતિજ છે માટે હું આપને પ્રણામ કરૂંછું.

**क्षमस्व भगवान् दोषं ज्ञानाज्ञान कृतं च यत् ॥**
**पत्नीबंधो दयासिंधो दासीदोषं क्षमस्वम् ॥**

હે ભગવાન ! જાણતાં અજાણતાં જે કાંઇ મારાથી દોષ થયો હોય તે ક્ષમા કરો હે પત્નીબંધો ! હે દયાસિંધો ! હું આપની દાસી છું માટે મારો અપરાધ ક્ષમા કરો આ સ્તોત્રનો પાઠ મુનિપત્નિઓ અને દેવ પત્નિઓ પણ હમેશ કરેછે. સર્વ પતિવ્રતાઓને આ સ્તોત્ર પરમ કલ્યાણકારક છે.

શાસ્ત્રવેત્તા કુલીન સ્ત્રીઓએ નિત્ય એ પ્રમાણે પોતાના પતિનું પૂજન કરીને તેમના જમ્યા પછી જમવું. પતિને જ્યારે પ્રદેશ જવું પડે ત્યારે તેમની છબીનું પૂજન કરીને, અને છબી ન હોય તો પોતાના મનમાં અંતરમાં તેમના સ્વરૂપનું ધ્યાન કરી માનસિક પૂજન કરીને, ભોજનસમય વિતે 'હવે પતિ ત્યાં જમ્યા હશે' એમ અનુમાન કરી જમવું.

ઉપરના પતિ પૂજન વિષે કેટલાક મનુષ્યો એમ માને છે કે:- 'પતિનું પૂજન કરવું તે કાંઇ ચંદન-પુષ્પથી પૂજન કરવું એ નહિ, પણ તેમની આજ્ઞા પાળવી; તેમની ઇચ્છાને અનુસરી વર્તવું, તથા તેમના ઉપર પ્રીતિ-ભાવ રાખવો, એ પૂજન કહેવાય છે,' પણ આ તેમનું માનવું શાસ્ત્ર, અનુભવ અને દીર્ઘ દ્રષ્ટિથી જોતાં ઉલટું છે. શાસ્ત્રમાં પણ ચંદન-પુષ્પાદિકથી પૂજન કરવાનું કહ્યું છે, અને તેમ

કરવાથી પત્નિનો પતિપર અસાધારણુ સ્નેહ બંધાય છે. જેથી પરસ્પરના અંતરમાં વિરોધિભાવના સંસ્કાર દ્રવ્યની વૃદ્ધિ ન થવાથી તેમને કયારે પણ કલેશ–કુસંપનો અવસર ન આવતાં બન્ને સ્ત્રી–પુરૂષનું મન એકતા પામે છે. પતિનું પૂજન કરવાના વિનયવાળી સ્ત્રી કદાપિ કડક સ્વભાવવાળી થઇ યોગ્ય નિયમવાળી થાય છે કે જેથી તેનાં સંબંધિઓમાં પણ તે સારી કીર્તિ પામે છે. વિનયવતી સ્ત્રીનો પતિ ગુણવાન કે ગુણ વગરનો, ક્રોધી કે શાંત અને મૂર્ખ કે પંડિત ક્રૂર કે કપટિ, લુંચો કે લફંગો હોય છે, તોપણ તે તેનાપર સદા પ્રસન્ન રહી, કયારે પણ તેનાથી વિરૂદ્ધ વર્ત્તતો નથી; જેથી પ્રત્યેક કાર્યમાં તે બન્ને સ્ત્રી–પુરૂષ એકતાથી વર્તતાં હોવાથી વિચારે પણ મળતાં હોય છે, તેથી તેમનો ગૃહવ્યવહાર મનુષ્યોમાં વખાણુ લાયક ઉત્તમ પ્રકારે ચાલે છે, અને તેઓ સંસારમાં પૂર્ણ સુખ ભોગવતાં ગૃહસ્થાશ્રમનો ઉત્તમ લાભ લઇ, બન્ને દંપતી (સ્ત્રી–પુરૂષ) સ્વર્ગાદિ પરલોકના સુખમાં પણ સહભાગી થાય છે. નિત્ય પતિ પૂજન કરવાના નિયમ વાળી સ્ત્રીની વૃત્તિઓ હમેશ પોતાના સ્વામી અભિ મુખ વળેલી રહે છે. જેથી તેના મનમાં પતિ વિષે અનન્ય ભાવનો ઉદય થવાથી અંતઃકરણમાં નિર્મળતા આવે છે; જેથી તે શાંત અને પ્રૌઢ વિચાર વાળી થાય છે, અને તેથી બીજી કુટિલ સ્ત્રિઓના પેઠે દુરાચરણ થવાનો સંભવ સ્વપ્ને પણ રહેતો નથી, તેથી તે સ્ત્રી, બીજી સ્ત્રીઓને શિક્ષણ અથવા સદુપદેશ આપવામાં પણ યોગ્યતાવાળી ગણાય છે. જે જે સ્ત્રીઓ પતિનાથી વિમુખ થઇ નિરંતર પરિતાપ પામ્યા કરેછે, તથા પતિથી ત્યજાઇ પોતાનો સ્વાર્થ બગાડતાં અનેક અસહ્ય દુઃખો ભોગવે છે, તે સઘળો ચંદન–પુષ્પથી પૂજન ન કરવાનોજ પરિણામ છે. માટે પોતાનું હિત ઇચ્છનાર સુજ્ઞ સ્ત્રીઓએ, પોતાનું પાણિગ્રહણ (લગ્ન) થયા પછી જ્યારથી પતિના ઘરમાં રહેવું થાય ત્યારથી ઉપર પ્રમાણે પોતાના સ્વામીનું પૂજન કરીનેજ જમવાનો નિયમ રાખવો.

આ પ્રમાણે પતિપૂજનનું માહાત્મ્ય આપણા પ્રાચીન ઋષિ મુનિઓએ ધર્મ શાસ્ત્ર અને પુરાણાદિ ગ્રંથોમાં ઘણા ઘણા પ્રકારે વર્ણવેલું છે, તેમજ આપણા ભરતખંડની મહાસતિઓમાં ગણાયેલી દેવહુતી, અનુસૂયા, અરૂંધતી, લોપામુદ્રા, મૈત્રેયી, નર્મદા, યધા, સીતા, તારામતી, સુલોચના, આદિ અનેક ઋષિપત્ની–રાજ્ય પત્નીઓએ પણ પતિપૂજન કરેલું છે. માટે મિથ્યા લોકાપવાદના ભયથી કિંવાપામર મનુષ્યોથી ચર્ચા થવાની બીકથી બાળા, તરૂણી,

અને શ્રેષ્ઠ સ્ત્રીઓએ ન ડરતાં પોતાના આવશ્ કર્તવ્યરૂપ પતિ-
પૂજન કરીનેજ જમવાનો નિયમ રાખવો જો ।.

## પતિ મહિમા તથા તેના પ્ર। કર્તવ્ય કર્મ.

तीर्थ स्नानार्थिनी नारी पतिपादोदकं पिबेत् ॥
शंकरादपि विष्णोर्वा पतिरेकोधिकः स्त्रियः ॥

તીર્થસ્નાન કરવાની ઇચ્છા રાખનારી સ્ત્રીએ પતિના પગનું પાણી
પીવું. કેમકે શિવ અથવા વિષ્ણુ કરતાં પણ સ્ત્રીને એક પોતાનો પતિ
વધારે છે.

व्रतोपवास नियमं पतिमुल्लंघ्य या चरेत् ॥
आयुष्यं हरते भर्तुर्मृता निरयमृच्छति ॥

જે સ્ત્રી પતિને ઉલ્લંઘન કરીને એટલે તેની રજા વગર વ્રત
ઉપવાસ કે નિયમ કરે તે પોતાના પતિના આયુષ્યને ઓછું કરે છે
અને મુવા પછી નરકમાં જાય છે.

उक्ता प्रत्युत्तरं दद्याद्या नारी क्रोध तत्परा ॥
सरमा जायते ग्रामे शृगाली निर्जने वने ॥

સ્વામી કાંઇ કહે તો જે સ્ત્રી ક્રોધ કરીને તેને સામો ઉત્તર
આપેછે તે સ્ત્રી ગામમાં કુતરી થાય છે અને ઉજડ વનમાં શીયા-
ળ થાય છે.

स्त्रीणां हि परमश्चैको नियमः समुदाहृतः ॥
अभ्यर्च्य चरणौ भर्तुर्भोक्तव्यं कृत निश्चयम् ॥

સ્ત્રીઓનો એજ એક ઉત્તમ નિયમ કહેલ છે કે પતિના ચરણની
અવશ્ય પૂજા કરીને જમવું.

उच्चासनं न सेवेत न व्रजेत्पर वेश्मसु ॥
न त्रपाकर वाक्यानि वक्तव्यानि कदाचन ॥

ઉંચે આસને બેસવું નહિ, પારકે ઘેર આથડવું નહિ, અને
કદિ પણ શરમ આવે એવાં (ઉગાડાં કે હલકાં) વચનો બોલવાં નહિ.

अपवादो न वक्तव्यः कलहं दूरतस्त्यजेत् ॥
गुरूणां सन्निधौ कापि नोच्चैर्ब्रूयान्नवा हसेत् ॥

ખોટી આળ કોઇને ચડાવવી નહિ, જકજીયાનેરતો દેવો અને ગુરૂ જનો આગળ કાંઇ પણ ઉંચે સ્વરે બોલવું કે હસવું નહિ.

## પતિથી વિરૂદ્ધ વર્તનારી સ્ત્રીનું કર્તવ્ય ફળ.

**या भर्त्तारं परित्यज्य रहश्चरति दुर्गतिः ॥**

**उलूकी जायते क्रूरा वृक्षकोटर शायिनी ॥**

જે સ્ત્રી પતિને તજી દઇને નઠારે માર્ગે ચાલે છે તે નઠારી ચાલની અને ક્રૂર સ્વભાવની સ્ત્રી, ઝાડના કોતરમાં ( પોલાણમાં ) રહેનારી ઘુવડી થાય છે.

**ताडिता ताडितुं चेच्छेत्सा व्याघ्री वृषदंशिका ॥**

**कटाक्षयति यान्यं वै केकराक्षी तु सा भवेत् ॥**

પતિએ મારી હોય તો જે સામી મારવાને ઇચ્છા કરે તે વાઘણ અને બિલાડી થાય છે તથા જે સામું આડી આંખે જુવે છે તે ત્રાંસી અથવા ઉંધી આંખવાળી થાય છે

**या भर्तारं परित्यज्य मिष्टमश्नाति केवलम् ॥**

**ग्रामे वा सूकरी भूयाद्वल्गुवापि स्वविट्भुजा**

જે સ્વામીને મેલીને એકલી મીઠું મીઠું ખાઇ લે છે તે સ્ત્રી ગામમાં ભુંડણીનો જન્મ લેછે અથવા પોતાની વિષ્ઠા ખાનારી વડવાનરી થાય છે.

**या त्वंकृत्या प्रियंब्रुते मूकासा जायते खलु ॥**

**या सपत्नीं सदेर्ष्येत दुर्भगा सा पुनः पुनः ॥**

જે સ્ત્રી પતિને તુંકારો કરીને કડવું વચન કહે છે તે નક્કી મૂંગી અથવા કાલી થાય છે અને જે સદૈવ શોકયનો ખાર કર્યા કરે છે તે વારંવાર દુર્ભાગીણી થાય છે.

**दृष्टिं विलुप्य भर्तुर्या कंचिदन्यं समीक्षते ॥**

**काणा च विमुखी चापि कुरूपा चापि जायते ॥**

પતિની નજર ચુકાવીને જે બીજા કોઇને જુવે છે તે સ્ત્રી કાંણી, વાંકા મોઢાવાળી અને કરપડી થાય છે.

## પતિ સેવા વિધી તથા મહાત્મ્ય.

बाह्यादायां तमालोक्य त्वरिता च जलाशनैः ।
तांबूलैर्व्यजनैश्चैव पादसंवाहनादिभिः ॥
तथैव चाटुवचनैः खेदसंनोदनैः परैः ॥
या प्रियं प्रीणयेत्प्रीता त्रिलोकी प्रीणिता तया ॥

બહારથી પતિને આવતો જોઈને જે સ્ત્રી ઉતાવળી ઉતાવળી પાણી અને ખાવાનું આપીને; તાંબુલ આપીને, પવન નાંખીને; પગ ચંપી કરીને તેમજ ખેદ મટાડે તેવાં મનોહર વચનો બોલીને જે તેને પ્રીતીથી પ્રસન્ન કરે છે તે સ્ત્રીએ આખી ત્રિલોકી પ્રસન્ન કરી છે.

मितं ददाति हि पितामितं भ्रातामितं सुतः ॥
अमितस्य हि दातारं भार्तारं पूजयेत् सदा ॥

પિતા, બાંધ અને પુત્ર એ સર્વે થોડુંક આપનારા છે અને પતિ તો સર્વસ્વ આપનાર છે તેની નિરંતર પૂજા કરવી.

भर्तादेवो गुरुर्भर्ता धर्म तीर्थ व्रतानि च ।
तस्मात् सर्वं परित्यज्य पतिमेकं समर्चयेत् ॥

સ્ત્રીને જે પતિજ દેવ છે, પતિજ ગુરૂ છે, અને પતિજ ધર્મ, તીર્થ તથા વ્રતરૂપ છે, એટલા માટે સર્વને છોડી દઈને એક પતિની જ સેવા કરવી.

## પતિવ્રતા મહિમા.

धन्यासा जननी लोके धन्योऽसौ जनकपुनः ।
धन्यंःस च पतिः श्रीमान् येषांगेहे पतिव्रता ॥

જેઓના ઘરમાં પતિવ્રતા હોય તે માતાને ધન્ય છે, તે પિતાને ધન્ય છે, અને તેના શોભાવમાન પતિને ધન્યછે.

पितृवश्या मातृवश्याः पतिवंश्यास्त्रयस्त्रयः ॥
पतिव्रतायाः पुण्ये न स्वर्ग सौख्यानि भुंजते ॥

બાપના વંશના, માતાના વંશના અને પતિના વંશના ત્રણ ત્રણ પુરૂષો પતિવ્રતાના પુણ્યને લીધે સ્વર્ગનાં સુખો ભોગવે છે.

पतिव्रतायाश्चरणौ यत्र यत्र स्पृशेद्भुवम् ।
तत्रेति भूमिर्मन्येत नात्र भारोस्ति पावनी ॥

જ્યાં જ્યાં પતિવ્રતાનો પગ પૃથ્વીને સ્પર્શ કરે ત્યાં ત્યાં પતિવ્રતાનો પગ પૃથ્વીને સ્પર્શ કરે ત્યાં ત્યાં પૃથ્વી એમ માને છે કે મને ભાર નથી થતો પણ પવિત્ર થાઉં છું.

विभ्यत्पतिव्रता स्पर्श कुरुते भानुमानपि ॥
सोमो गंधवहश्चापि स्वपावित्र्याय नान्यथा ॥

સૂર્ય ચંદ્ર અને પવનની પણ બીજું કાંઇ નહિ માત્ર પોતે પવિત્ર થવા માટેજ બીતા બીતા પતિવ્રતાનો સ્પર્શ કરે છે.

आपः पतिव्रता स्पर्शा मभिलष्यंति सर्वदा ॥
अद्य जाड्यविनाशो नो जातास्त्वद्यान्यपावनाः ॥

પાણી પણ પતિવ્રતાના સ્પર્શની નિરંતર ઇચ્છા રાખે છે અને ધારે છે કે ' આજ અમારૂં જડ પણું નાશ થયું અને આજ અમે અન્યને પવિત્ર કરનાર થયા. '

गृहे गृहे न किं नार्या रूपलावण्यगर्विताः ॥
परं विश्वेशभक्त्यैव लभ्यते स्त्री पतिव्रता ॥

શું ઘેર ઘેર રૂપનાં લાવણ્યથી ગર્વ પામેલી સ્ત્રીઓ નથી; ઘણી છે. પરંતુ પતિવ્રતા સ્ત્રી તો વિશ્વેશ્વરની ભક્તિથી મળે છે.

भार्यामूलं गृहस्थस्य भार्यामूलं सुखस्य च ॥
भार्या धर्म फलावाप्त्यै भार्या संतानवृद्धये ॥

ગૃહસ્થાશ્રમનું મૂળ સ્ત્રી છે, સંસારના સુખનું મૂળ સ્ત્રી છે, તથા સ્ત્રીજ ધર્મના ફળો મેળવવા માટે અને સંતાનની વૃદ્ધિ થવા માટે ઉપયોગી છે,

परलोकस्त्वयं लोको जीयते भार्य या द्वयम् ॥
देव पित्र तिथीज्यादि ना भार्य कर्म चार्हति ॥

આ લોક અને પરલોક એ બેય સ્ત્રી વડેજ જીતાય છે. સ્ત્રી વગરનો પુરૂષ દેવ પિતૃ, અતિથિ અને ઇશ્વર પૂજા વિગેરે કર્મ કરવાને યોગ્ય નથી.

गृहस्थः स हि विज्ञेयो यस्य गेहे पतिव्रता ॥
ग्रसतेऽन्या प्रतिपदं राक्षस्या जरया यथा ॥

જેમ ઘરમાં પતિવ્રતા હોય તેજ ગૃહસ્થ જાણવું. રાક્ષસી જેવી જરા જેમ લોકોને ગળી જાય તેમ પતિવ્રતા ન હોય, તેવી સ્ત્રી પતિને ગળી જાય છે.

यथा गंगावगाहेन शरीरं पावन भवेत् ॥
तथा पतिव्रता दृष्टया शुभ या पावनं भवेत् ॥

જેમ ગંગામાં ન્હાવાથી શરીર પવિત્ર થાય છે તેમ પતિવ્રતા ની પવિત્ર દૃષ્ટિ પડવાથી શરીર પવિત્ર થાય છે.

ઇતિ કાશીખંડમાં વ્યાસ સુત સંવાદે શ્રી સુર ગુરૂ સતી સ્મૃતિઃ સમાપ્ત.

## પતિવૃતા પાળવા વિષે સ્ત્રીઓને શિખામણ ગરબી.

( રાગ ગરબી. આવેને નંદલાલ રમવા આવોને રે.— )

સમજીને શાન સલૂણી, પતિવ્રત પાળોને રે,
ભાળે પતિને રે ભળો; પતિવ્રત પાળોને રે,
ઉભય કુળોનો ઉદ્ધાર તો કરશો, પ્રાણપતિ પ્રભુ સમ મને ધરશો;
સત્ય શીયળ અનુસરસો; પતિ પાળોને રે,
પહેલાં પતિથી પ્રભાતે રે જાગો, દેહ તણા મળ સઘળાંરે ત્યાગો;
ઘરને સુધારવા લાગો; પતિવ્રત પાળોને રે;
પૂજન વસ્તુ સંભારીને રાખો, સ્વામિ સ્વામિ નિજ મુખથીરે ભાખો;
સ્વર્ગ તણાં સુખ ચાખો; પતિવ્રત પાળોને રે,
સ્વામીને જાગતા જાણીને વંદો, આજ્ઞાને તમો તજી સહુ ફંદો,
ઘરના સુકાર્યે આનંદો પતિવ્રત પાળોને રે,
સામગ્રી ઘરની સતા સમ સજશો, પતિના અજીઠા કવલ મુખ ભજશો,
પતિનેજ પુજ્ય સમજશો; પતિવ્રત પાળોને રે;
ભરવું ને શિવવું સઘળું રે જાણો, આવક જાવક ગુનમા રે આણો
સતિઓની વાતો વખાણો; પતિવ્રત પાળોને રે.
સાયંકાળે પણ એમ વિચારો, દેવ પૂજા પતિ પૂજા સ્વીકરો,
ભોજન સરસ સુધારો; પતિવ્રત પાળોને રે,
શયન મંદિરમાં સ્વામિને સેવો, સંસારી સુખડાંનો લાવો રે લેવો
અન્ય આચાર ન એવો પતિવ્રત પાળોને રે;
તીર્થ ન બીજું સતી કદિ જાણે, પતિ ચરણોદક પાન પ્રમાણે
એમ શ્રી કૃષ્ણ વખાણે, પતિવ્રત પાળોને રે,

## પતિવ્રતાના તપોબળનો પ્રભાવ વિશે વૃંદા રાક્ષસી હાલ જે તુલસી રૂપે પુજાય છે તેનું વૃત્તાંત.

પૂર્વે કોઇ એક રાક્ષસની વૃંદા નામે સ્ત્રી હતી તે મહા સતી અને ખરૂં પતિવ્રત પાળનારી હતી, એનાં તપોબળથી રાક્ષસનું જોર એટલું તો વધી ગયું કે તે કોઇથી બીતો નહીં એનું કારણ તેની સ્ત્રીના તપોબળનું ફળ હતું જે સ્ત્રી પતિવ્રતા હોય, તેના પતિને ત્રૈલોક્યમાં જીતનાર કે મારનાર કોઇજ નથી. આ રાક્ષસ ઘણાઓ સાથે ચડાઇ કરી તેમાં કોઇ પણ ઠેકાણે એને વિઘ્ન ન થયું, તેથી નિરવિઘ્ન પણે મોટાં રાજ્યો જીતતો ગયો એમ કરતાં તેણે છેવટે ઇંદ્ર દેવતા ઉપર ચડાઇ કરી તે પોતાની સ્ત્રીના તપોબળથી સ્વર્ગ પણ એને હાથ આવ્યું, અને ઇંદ્રાદિ સઘળા દેવો જીવ લઇને નાઠા. ભાગીને સઘળા જંગલમાં એકઠા થઇ તેનો વિચાર કરવા લાગ્યા કે આપણે હવે શું કરવું. પછી એક મત થઇ બ્રહ્મા આગળ જવાનો વિચાર કરી ત્યાં જઇ સર્વ વૃત્તાંત કહિ સંભળાવ્યું, અને વિનતી કરી કે મહારાજ અમારી રક્ષા કરો બ્રહ્માએ કહ્યું કે કાંઇ ફીકર નહિં, તમે બિશો નહિ હું પોતે તેની સાથે લડવા આવુંછું. પછી બ્રહ્મા પોતાના અનુજો તથા અસ્ત્ર શસ્ત્ર સાથે લેઇને જંગ કરવા ચડયા. ત્યાં જઇ પહોંચ્યા, અને યુદ્ધને માટે સિંહનાદ કર્યો. રાક્ષસ તો ત્યાર થઇ બેઠો હતો તે તરત બાહાર નિકળ્યો, અને યુદ્ધ શરૂ થયુ બ્રહ્મા આદિ દેવતાઓએ પોતાનું જોર ઘણુંએ ચલાવ્યું. પણ રાક્ષસ ને કશી પ્રકારે પરાભવ થયો નહીં અને પોતા તરફના લશ્કરમાં ઘણાં માણસોનો ઘાણ નીકળી ગયો, ઘણાક નાસી ગયા, અને દેવતાઓ સઘળા ઝાંખા થઇ જોવા લાગ્યા, તેટલામાં રાક્ષસે એક ભયાનક ગર્જનાટી કરીને કહ્યું કે, તમે જીવ લઇને અહિંથી ઝટ ભાગી જાઓ, નહીં તો હું તરત તમારો પ્રાણ લઇશ. એ સાંભળીને બ્રહ્માદિક દેવતાઓ, સર્વ ભાગી ગયા. અને છેટે જઇ બધાઓ એકઠા થઇ વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું; છેવટે એક મતે ઠરાવ્યું કે આપણે શ્રી શંકર પાસે જઇએ એ મહાદેવજી આપણી વારે ચડશે પછી સર્વે ત્યાં ગયા.અને સઘળું વૃત્તાંતવિદીત કરી કહ્યું કે, મહારાજ અમારી સાહ્યતા કરો. આતો ભોળા શંભુ તરત તે રાક્ષસ ઉપર કોપ્યા, અને કહ્યું કે હમણા એના સો વર્ષ પુરા કરીએ, એમ કહી સઘળી ભૂત સેનાને હુકમ કર્યા. તે તો બધા

તૈયારજ હતા, કેમ કે ભૂત પ્રેતાદિકને શું ઉપાડવાનું ને શું મુકવાનું હોય, એટલે સૈન્ય ચાલ્યું ને અમરપુરી જઇ પોહોચ્યું પરસ્પર થવાથી સૈન્ય નિકળ્યુ, અને ઘણુંક યુદ્ધ થયું, પણ વાહ વાહરે સતીવૃતનાં તપોનો બળ! શ્રી મહાદેવજી સુધાં પણ એને જીતી શકયા નહીં. એટલુંજ નહિં પણ મુર્છા આવ્યાથી પડી ગયા. દેવતાઓમાં હાહાકાર થઇ રહ્યો અને મહાદેવજીને જાગતાં ભોં ભારે થઈ પડી. થોડીવારે પાછા સાવધ થઇ મારો મારો કરતા આવ્યા, તો પણ તેણે ફરી દેવતાઓને હઠાવી દીધા તેથી સઘળા દેવતાઓ ગભરાયા કે હવે શું કરવું! શ્રી શંકરે કહ્યું કે, આપણે આ વૃત્તાંત શ્રી વિષ્ણુ ભગવાન પાસે જઇ નિવેદન કરીએ, તેથી શ્રી શંકર આદિ સઘળા વિષ્ણુ પાસે ગયા, અને સઘળી હકીકત સવિસ્તાર કહી સંભળાવી. શ્રી વિષ્ણુ પરમાત્મા સાંભળીને વિચાર કરવા લાગ્યા કે, એ સઘળું જોર અને પરાક્રમ રાક્ષસમાં કયાંથી આવ્યું, પછી જ્ઞાને કરી જાણ્યું, અને સહુને કહ્યું કે જુઓ આપણે એની સાથે પોહોચવાના નથી. તેથી સઘળાએ પુછ્યું કે તેનું શું કારણ ત્યારે વિષ્ણુએ કહ્યું કે, એ પોતાનાં બળે કરી નહીં, પણ એની સ્ત્રીનાં પતિવ્રત પણાના તપોબળના પ્રતાપથી સઘળાઓને જીતે છે. દેવતાઓએ પુછ્યું કે. એટલું બધું પતિવ્રતાના તપનું બળ છે? પરમાત્મા વિષ્ણુએ કહ્યું કે, જાઓ, જેની સ્ત્રી પતિવ્રતા હોય તેના પતીને સાક્ષાત નારાયણ પણ પરાભવ કરી શકવાને અસમર્થ છે, ત્યારે બીજાઓની શું તાકાત છે. એમ કહીને બીજી પણ પતિવ્રતા સ્ત્રીની પ્રશંશા કરી, ત્યારે દેવતાએ પુછ્યું કે, મહારાજ અમારી શું ગતિ! ત્યારે વિષ્ણુ ભગવાને કહ્યું કે મને કેહેવું વાજબી નથી, તો પણ મારે હમેશ તમારૂ કાર્ય કરવું જોઇએ તે સારૂં કહુંછુ કે એનો ઉપાય એક શિવાય બીજો નથી, ને એજ કે, એની સ્ત્રીનું વૃત ભંગ થવું જોઇએ. તે થાય તેજ એ રાક્ષસનો નિશ્ચય પરાભવ થશે. ત્યારે સઘળા વિચાર કરવા લાગ્યા કે એ કામ કોનાથી થાય! બધાઓને પુછયું તો કોઇએ હિંમત કરી નહી. ત્યારે શ્રી વિષ્ણુ પરમાત્માને વિનતી કરી કે, મહારાજ? આપ સર્વ સમર્થ છો, માટે આ કામ આપ શિવાય બીજાથી થશે નહીં, માટે કૃપા કરીને અમારા ઉપર અનુગ્રહ કરો. વિષ્ણુએ આનાકાની કરી. ત્યારે દેવતાઓ સઘળા દીલગીર થઇ રડવા લાગા, અને કહ્યું કે, હે મહારાજ! આપ સ-

હાયતા નહિં કરો ત્યારે અમારૂં શું થશે, ! વિષ્ણુને દયા આવી અને વિચાર્યું, કે એ કામ મારે કર્યા વગર છુટકો નથી. ત્યારે કહ્યું કે ઠીક છે, હું તમારૂં કાર્ય કરીશ. વિષ્ણુએ વિચારીને કહ્યું કે તમે સિંહનાદ કરો, તેઓએ તેમ કર્યું એટલે તે રાક્ષસ ઘરમાંથી નીકળી લશ્કર સજ કરી યુદ્ધ કરવાને સામે થયો. વિષ્ણુએ દેવતાઓને કહ્યુ કે તમે હઠો, એટલે સર્વ દેવતાઓ હઠવા લાગ્યા, અને રાક્ષસ વધતો આવ્યો; વિષ્ણુ એ આજ્ઞા કરી કે, રાક્ષસને રમત રમાવજો, હું જાઉંછું, એમ કહી વિષ્ણુ ભગવાન રાક્ષસના અંત પુરમાં દાખલ થયા. અને રાક્ષસનું રૂપ ધારણ કર્યા પછી, વૃંદાના વિશ્રામ ગ્રહ પાસે જઇ બારણુ ઠોક્યું. વૃંદાએ પુછયું કે કોણ છે ! તો કહ્યું કે તારો સ્વામી છે, આતો સતી, એટલે ધણીનુ નામ સાંભળતાંજ તરત ઉઠી. અને બારણુ ઉઘાડીને જોયુ તો પ્રાણનાથ છે. તેથી હમેશના નિયમ પ્રમાણે પતિનો સત્કાર કર્યો. આસન ઉપર બેસાડયા પછી વૃંદાએ પુછયું કે, આ વખતે આપે દાસી ઉપર કૃપા કરી? ત્યારે કહ્યું કે, આને બધા દેવતાઓ કોપીને આવ્યા છે, તેમાં વખતે મરણુ થઇ જાય, તે સારૂ છેલ્લી ભેટ લેવા આવ્યો છું એમ કહી જે તેઓ વાણીવિનોદ કરવા લાગ્યા, એમ કર્યાથી વૃંદાનુ પતિવ્રતાપણું ભંગ થયું, તેથી ત્યાં રાક્ષસનુ મરણુ થઇ ગયું. નગરમાં હાહાકાર થતાં એક દાસી વૃંદા પાસે આવી બારણું ઠોકી કહેવા લાગી કે, અરે આપણું નખોદ ગયું, રાજા મરાણો. વૃંદા સાંભળીને ચમકી ઉઠી, અને વિષ્ણુ ઉપર પહેલાંથીજ મનમાં શક હતો ને બાહેરથી આ પુકાર થયા તેથી તરત ચોંકી ઉઠી, અને વિષ્ણુની સાંમે ઉભીને આંખો લાલ ચોળ કરી તેને કહેવા લાગી કે, અરે દુષ્ટ, પાપિ તરત બોલ, તું કોણુ છે, નહિં તો આ ઘડી તને શરાપ આપું છું. વિષ્ણુએ વિચાર કર્યો કે, આ વખત નહિ બોલ તો એ મને શરાપ આપશે, તેથી ચોકસ મારૂ અનિષ્ટ થશે, માટે તરત કહી આપ્યું કે હું વિષ્ણુ છઉં; વૃંદાએ સાંભળ્યું કે તરત મૂર્છિત થઇ ગઇ. થોડી વાર પછી સાવધ થઇને કહેવા લાગી કે, અરે ! જે ઉત્તમ એવું પતિ વ્રત્ય આટલા દહાડા પાળ્યું, તે વ્રત આજે ભંગ થયુ ! ! અને તેજ દોષથી મારો પતી મરાણો ! ! એમ કહી વિષ્ણુ પરમાત્માને કહેવા લાગી કે, અરે કપટી મારા જેવી નિર્દોષ અબળા સાથે છળ કર્યો, અરેરે હવે હું તને શું કહું, એમ કહેતાં

એકદમ પડી ગઇ, અને તેનાં પ્રાણ પ્રયાણ કરી ગયાં શિવ શિવ; આમ જોઇને શ્રી વિષ્ણુ ભગવાન તો વિકળ દિશાને પામી ગયા અને મહા અફસોસમાં પડયા, કે અરેરે ! કેવા પવિત્ર વ્રતવાળી નિર્દોષ અને ધર્માત્મા સ્ત્રીની, મે નાહક હત્યા કરી, અરે, એના પતિવ્રતપનો વિચાર કરવાથી મારૂં અંતઃકરણ બહુ ખેદ પામે છે, એ રીતે પશ્ચાતાપ કરતા થકા વૃંદાના શબને સ્મશાનમાં લઇ જઇ, વિષ્ણુએ અગ્નિ દાહ કર્યો. વિષ્ણુ તો એવા વિકાળ થયા કે, તેની ભસ્મમાં લોટવા લાગ્યા, અને ત્યાંજ પડયા રહ્યા. દેવતાઓ ની ફતેહ થયા પછી પોત પોતાની પુરીઓ સંભાળી લીધી, અને વિષ્ણુ ભગવાનને શોધવા લાગ્યા કે કયાં ગયાં શોધતાં શોધતાં સ્મશાનમાં જડયા. ત્યારે આ બધા દેવતાઓ સ્તુતિ કરવા લગ્યા કે. મહારાજ ! આ શું ? તો વિષ્ણુએ તેઓના ઉપર કોપ કરીને ખેદ યુક્ત વાણીથી વૃત્તાંત કહ્યું, અને વળી પોતાની વધારે વિકળતા જણાવી. ત્યારે દેવતાઓ સમજાવવા લાગ્યા તો પણ સમજ્યા નહિં. પછી બધાઓએ મળી ઠરાવ કર્યો કે, કાંઇ યુકિત કરવી જોઇએ; પછી વિષ્ણુને કહ્યું કે મહારાજ ! આ વૃંદાની રાખોડીમાંથી કોઇ જાતની વનસ્પતી ઉત્પન્ન કરીએ તે વાત વિષ્ણુને પસંદ પડતાં તેમાંથી તુલસી ઉત્પન્ન કરી, અને વિષ્ણું પરમાત્માએ તેને સર્વાંગ ધારણ કરી, અને તે અદ્યાપિ સુધી શ્રી વિષ્ણું ભગવાનને તુલસી સર્વાંગે ચડે છે. એવી રીતે પતિવ્રતાપણાનાં કારણથી શ્રી વિષ્ણુંનું હૃદય ભેદાઇ ગયું, અને તેને અત્યંત પ્રીય કરીને પોતાનાં મસ્તકપર ચડાવી. આમ કરીને શ્રી વિષ્ણુ ભગવાને દેખાડયું, કે સ્ત્રીને પતિવ્રતાપણાં જેવું બીજું કશું વ્રત નથી. માટે જેને અને લોકમાં સુખી થવાની ઇચ્છા હોય તેણી બેહેનોને વિનંતિ છે કે, અવશ્ય પતિવ્રતાપણું પાલન કરી, આ જન્મની સફળતા કરવી, એનુંજ નામ કલ્યાણ છે.

## એક પતિવ્રતા સ્ત્રી અને કૌશિક નામના બ્રાહ્મણનો સંવાદ.

જે પ્રમાણે સતી સાવિત્રીએ પોતાના મરણ પામેલા સ્વામી સત્યવાનને જીવતો કયા તે પ્રમાણે આ પતિવ્રતા સ્ત્રીએ કૌશિક નામના વિદ્વાન બ્રાહ્મણને પતિધર્મ કેવી રીતે પાળવો તે વિષે કેવી

રીતે બોધ દેશે અને પોતાના પતિવ્રતાના પ્રભાવથી બ્રાહ્મણે શાપ દઇ મારી નાંખેલી બગલી તે વિષે જ્ઞાન થશે. અને એવી રીતે પતિ ભક્તિ કરવાથી અંતે તેની કેવી ગતી થાય છે. એ વિગેરે સર્વ બાબતો આ કથામાં આવશે. માટે સર્વ સ્ત્રીઓએ આ પ્રમાણે પતિ ભક્તિ પાળવી, અને પારકી સ્ત્રીને ખરાબ આચરણમાંથી દુર કરાવી તેન બોધ દેવો એવી આશા છે. પોતાની સ્વજ્ઞાતિમાં કુલવાન, અને વેદનો ભણનાર, તથા તપના ભંડાર રૂપ, અને ધર્મ ઉપર વિશ્વાસ રાખનાર એક કૌશિક નામનો બ્રાહ્મણ હતો વળી જેણે અંગ સહિત વેદાભ્યાસ કર્યો હતો. તથા ઉપનિષદ્ વગેરે સારાં ભણેલો હતો એવા વિદ્વાન કૌશિક નામનો બ્રાહ્મણ વેદના મંત્ર ભણતો ભણતો કોઇ ઝાડના મૂળ પાસે આવી બેઠો. જે ઝાડ નીચે તે બ્રાહ્મણ બેઠો હતો તે ઝાડપર એક બગલી બેઠી હતી. તે બગલીએ તે વખત બેઠેલા કૌશિક નામના તપસ્વી પર વિષ્ટા નાંખી. તેટલામાં બ્રાહ્મણ ઘણો કોપાયમાન થયો. અને મનમાં વિચાર કરવા લાગ્યો. થોડો વખત ગયા પછી તેણે ઝાડપર ઉંચુ જોયું તો તે બગલી જોવામાં આવી તે બ્રાહ્મણે પોતાની કુર દ્રષ્ટીથી જોયું. તેટલામાં ઝાડપર બેઠેલી બગલી જમીનપર પડી અને જમીનપર પડતાંમાં તે બગલી મરણ પામી. તરત તે બ્રાહ્મણને દયા આવી અને મનમાં ઘણો શોકાતુર થઇ સંતાપ કરવા લાગ્યો કે, મેં મારા ક્રોધથી ન કરવાનું કામ આ વખત કર્યું અને મારા જેવો દુષ્ટ આ જગતમાં કોઇ નથી કે મેં નિરપરાધી બગલીને મારી નાંખી. તે વિદ્વાન બ્રાહ્મણ આવું કામ કરવાથી પોતાના મનમાં વારંવાર શોકાતુર થયો, અને ભિક્ષા માગવા સારૂ સદ્ગ્રહસ્થો અને પવિત્ર કુટુંબોના કુલને શોધતો શોધતો ગામમાં ગયો. થોડો વખત ફરવા લાગ્યો એટલામાં જે ઘરમાં અગાઉ ગયો હતો ત્યાં જઈ બોલ્યો કે હે પતિવ્રતા ? મને ભિક્ષા આપો આવું સાંભળતાં તે સ્ત્રી બોલી હે મહારાજ ? ઉભા રહો હું તમને ભિક્ષા આપુંછું તે સ્ત્રી તે બ્રાહ્મણ સારૂ ભિક્ષા માટે એક વાસણ સાફ કરતી હતી તેટલામાં તે સ્ત્રીના સ્વામી જેવો વધારે ભૂખ લાગવાથી દુઃખ પામેલો હોય એમ પોતાના ઘર તરફ આવતો હતો. જયારે તે પતિવ્રતા સ્ત્રીનો સ્વામિ ભૂખ લાગવાના કારણથી ઘેર આવતો હતો તેને જોઇ સ્વામી સેવામાં તત્પર થઇ અને તે સ્ત્રી બ્રાહ્મણને ભિક્ષા આપવાનું વિસરી ગઇ. પ્રથમ પોતાના પતિને પ્રણામ કરી બેસવાનું આસન આપ્યું. અને પછી પાદ્ય, આચમન અર્ધ્ય વગેરે વિધિ પૂર્વક પતિ

સેવા કરવા લાગી. તે પતિવ્રતા સ્ત્રીનો એવો નિયમ હતો કે પોતાના સ્વામિને જે કાંઇ આહારને માટે ભક્ષ્ય પદાર્થો જોઇએ તે વખતે વખત તૈયાર કરી ભોજન કરાવતી હતી, અને ત્યાર બાદ સ્વામીના ભોજન પછી જે કાંઇ બાકી રહે તે પોતે ભોજન કરતી હતી એવો નિયમ હતો કારણકે તે સ્ત્રી શાસ્ત્રના નિયમ પ્રમાણે મન, વાણી અને કાયાથી પણ પરપુરૂષનું ચિંતન ન કરતાં કેવલ પતિ ભક્તિમાં રહેતી હતી, જેથી સ્વામીથીજ આ જગતમાં સ્ત્રીઓને સર્વ સુખ તથા કીર્તિ મળે છે વળી તે સ્ત્રી પોતાના સ્વામીને જે વસ્તુ જોઇએ તે વખતે વખત લાવી આપતી હતી, નિરંતર પવિત્ર પણે રહી સદાચાર પાળી પોતાના કુટુંમ્બનું હિત ઇચ્છનારી તથા સ્વામી સેવામાં તત્પર રહેતી હતી નિરંતર સ્વામીના વચનને અનુસરનારી અને દેવતાઓ અતિથી તથા કોઇ સગાં વહાલાં આવે તેનું સન્માન કરનારી, તેમ સાસુ તથા સસરાની આજ્ઞા પાળી તેઓની સેવા કરતી હતી. પોતાના મનના ખરાબ વિકારોને રોકી નિરંતર સત્ય વચન બોલતી હતી. અને સ્વામી ભક્તિમા તત્પર રહી પોતાના સ્વામીનું શુભ ચિંતન કરતી હતી પછી તે સ્ત્રી તે કૌશિક નામના બ્રાહ્મણને જોઇ મનમાં વિચાર કરવા લાગી. પતિ સેવામાંજ તત્પર હતી અને પતિને જોઇતી ચીજો લાવી આપતી હતી, માટે તે બ્રાહ્મણને ભિક્ષા આપવામાં સ્મરણ રહ્યું નહિં તેથી લજ્જા પામી તુર્ત ભિક્ષાનું પાત્ર હાથમાં લઇ બ્રાહ્મણને આપવા ગઇ. તે વખતે બ્રાહ્મણ ક્રોધાતુર થઇ બોલે છે કે.—જ્યારે હું તારી પાસે ભિક્ષા માગવા આવ્યો ત્યારે તે મને એવો ઉત્તર આપ્યો કે હે મહારાજ ! ઉભા રહો હું તમને ભિક્ષા આપું છું આમ કહ્યા છતાં આવું વિપરીત કામ શું કર્યું જો તેં મને ના પાડી હોત તો સારૂં થાત પણ મને ના પાડી નહિં અને વિલંબ કર્યો. આ કાપ ઘણું ખોટું કર્યું. જ્યારે બ્રાહ્મણ આ પ્રમાણે ક્રોધાતુર થઇ સ્ત્રીને કહેવા લાગ્યો ત્યાર બાદ તે પતિવ્રતા સ્ત્રી મનમાં ખેદ પામી કૌશીક નામના બ્રાહ્મણને શાંત પાડી નમ્રતા પૂર્વક વચનો બોલવા લાગી જે અપરાધ મારો થયો હોય તે ક્ષમા કરવા આપ સમર્થ છો. કારણ કે પતિવ્રતા સ્ત્રીઓને આ જગતમાં સ્વામી સમાન દૈવત્ત બીજું કોઇ પણ નથી. તેમ મારા સ્વામીને ભૂખ વધારે લાગી હતી માટે તેની સેવા કરવામાં હું આપને ભિક્ષા આપવાનું ભૂલી ગઇ. માટે મારો અપરાધ ક્ષમા કરો. આવું તે સ્ત્રીનું વચન સાંભળી બ્રાહ્મણ બોલ્યો કેઃ- હે સતી ! અમારા જેવા વિદ્વાન બ્રાહ્મણો શું શ્રેષ્ટ ગણતા નથી ! કે તું તારા

પતિને વિશેષ માની અમારૂં અપમાન કરે છે ? વળી ગૃહસ્થાશ્રમમાં રહી કોઇને ભિક્ષા આપવાનું કબુલ કરીને તેનો ત્યાગ કરીને તારા સ્વામીને મોટા માને છે ? હે પતિવ્રતા સ્ત્રી ! તેં કોઇ વિદ્વાન પાસે ધર્મનો બોધ લીધો નથી. એમ મને લાગે છે કારણ કે જે બ્રાહ્મણો ને ઇંદ્ર સરખા દેવતા પણ માને છે, તો આ જગતમાં મનુષ્ય નમે તેમાં કોઇ પણ સંદેહ નથી. વળી હે સતી ધર્મ પાળનારી સ્ત્રી બ્રાહ્મણો અગ્નિ પ્રમાણે તેજસ્વી ગણાય છે. જેમ સઘળી વસ્તુ અગ્નિ બાળી નાંખે છે તેમ બ્રાહ્મણોને જ્યારે ક્રોધ ચઢે છે ત્યારે પૃથ્વી પણ બાળી મુકે છે. માટે જગતમાં બ્રાહ્મણ સમાન કોઇ શ્રેષ્ટ નથી. આ પ્રમાણે કૌશીક નામના બ્રાહ્મણનું વચન સાંભળી પતિવ્રતા સ્ત્રી તેને ઉત્તર આપે છે, તપના ભંડાર રૂપી હે મહારાજ ! જેમ ક્રોધ કરી તમે બગલીને બાળી મુકી તેમ મને બાળી મુકશો નહિ અને તમારો ક્રોધ શાંત કરો. કારણ કે ક્રોધ દૃષ્ટિથી મને શું કરશો ? વળી બ્રાહ્મણો દેવતા સમાન ગણાય છે અને મારો કાંઇ તમારા સરખા મહાત્માનું અપમાન કરવાનો ધર્મ નથી હે મહારાજ ? બુદ્ધિ પુરૂષોનું મહાભાગ્ય અને તમારા સરખા બ્રાહ્મણોનાં તેજનો મહિમા મને ખબર છે. અને મારો જે કાંઇ અપરાધ થયો હોય તે ક્ષમા કરો અને આ ભિક્ષાનું પાત્ર ગૃહણ કરો. જેઓનું તપ હમેશાં દિપ્તિમાન છે, એવા તમારા જેવા મહાત્માઓ શું ન કરી શકે ? જેમ અગસ્ત્ય ઋષિ પ્રથમ સમુદ્રનું પાન કરી જઇ પાછો મૂત્રદ્વારે કાઢી નાંખ્યો અને ખારો થઇ ગયો. માટે મારો અપરાધ ક્ષમા કરો. જેઓનો ક્રોધાગ્નિ હજી પણ દંડકારણ્યમાં શાંત પામ્યો નથી. તથા તમારા જેવા બ્રાહ્મણો ( અગસ્ત્ય ) નો તિરસ્કાર કરવાથી દુષ્ટ અને ક્રુર કર્મ કરનાર વાતાપી નામનો રાક્ષસ અંતાવસ્થાનો પામ્યો છે. તે રાક્ષસ અગસ્ત્ય ઋષિના ક્રોધાગ્નિથી ક્ષીણ પામ્યો હતો. તેમજ તમારા સરખા મહાન્ પુરૂષોના પ્રતાપ હજુ સુધી પણ જગતમાં વિખ્યાત છે. આ જગતમાં મહાત્મા પુરૂષોને કોઇ પણ પ્રકારનો ક્રોધ થતો નથી અને વખતે ક્રોધ આવે છે તે માત્ર થોડો વખત રહે છે તથા જલદી પ્રસન્ન થાય છે. પરંતુ તમે આવા સમર્થ વિદ્વાન થયા છતાં પણ ક્રોધ વિશેષ કરોછો એ યોગ્ય નથી માટે મારો જે અપરાધ હોય તે ક્ષમા કરો અને ભિક્ષા ગ્રહણ કરો. મને સ્વામી સેવા શિવાય બીજો કોઇ પણ ધર્મ વિશેષ લાગતો નથી કારણ કે સર્વે દેવતામાં

સ્વામી સમાન પરમ દૈવત બીજું કોઇ પણ નથી એમ હું માનું છું માટે સ્વામી ભકિતમાં હું તત્પર હતી તેથી તમને ભિક્ષા આપવાનું ભૂલી ગઇ. હે મહારાજ ! જેમ બની શકે તેમ પતિ સેવા કરવી એજ મારા જેવી સ્ત્રીઓનો ધર્મ છે. અને પતિ સેવા કરવાથી શું ફળ થાય છે તે સાંભળો હે મહારાજ ! તમે ક્રોધાયમાન થઇ ઝાડપર જે બગલી બેઠી હતી તેને તમે બાળી મુકી તે સર્વ વૃતાંત મેં કેવલ પતિભકિતથીજ જાણ્યું છે, કારણ કે મનુષ્ય માત્રનો શત્રુ ક્રોધ સમાન કોઇ પણ નથી. માટે તમારા શરીરમાં રહેલા ક્રોધરૂપી શત્રુને દૂર કરો કારણ કે બ્રાહ્મણનું લક્ષણ નીચે પ્રમાણે છે. જે મનુષ્ય ક્રોધ તથા અહંકાર છોડી દે છે, તથા સાચુ બોલે છે. અને ધર્મપર પ્રીતી રાખી જગત્ માત્રમાં સદાચાર પાળી વર્ત્તે છે તથા વેદાભ્યાસ વગેરે કરે છે તેને બ્રાહ્મણ કહે છે. છ પ્રકારની ઇન્દ્રિયો ( કામ ક્રોધ, લોભાદિને વશ કરે છે તથા ધર્મપર પ્રીતી રાખે છે. વળી હમેશાં વેદ વિગેરેનો અભ્યાસ કરે છે કોઇ પણ પ્રકારનાં નિંદિત કર્મ કરતો નથી. તેનું નામ બ્રાહ્મણ કહેવાય છે જે બ્રાહ્મણ પોતાના આત્મા પ્રમાણે આખું જગત માને છે, અર્થાત્ જગતમાં આનંદરૂપ રહે છે તથા ધર્મનો બોધ કર્યા કરે છે. વળી કામ તથા ક્રોધ પોતાના વશમાં રાખે છે. તેને બ્રાહ્મણ કહે છે તથા ધર્મમાં પ્રીતી રાખે છે પોતાના સ્વધર્મમાં પ્રીતી રાખી વેદ ભણે અને બીજાને ભણાવે, પોતે યજ્ઞ કરે અને બીજાને કરાવે પોતાની શકિત પ્રમાણે દાન કરે, અને ગ્રહણ કરે તેનું નામ બ્રાહ્મણ કહેવાય છે. વેદાભ્યાસ વગેરે કર્યા છતાં પણ પોતે ગર્વ કરતો નથી. અને હમેશાં બ્રહ્મચર્ય દૃશા પાળે છે તેને બ્રાહ્મણ કહે છે. બ્રાહ્મણનો મુખ્ય ધર્મ એજ છે કે હમેશાં સત્ય વચન બોલવું તથા મનને અસત્ય વિચારમાં ન લાવતાં સત્યપણે ચાલવું તેમજ પોતાનો અભ્યાસ કરવો. અને ઇન્દ્રિઓને નિયમમાં રાખવી એજ મુખ્ય ધર્મ છે. ઇન્દ્રિઓને દુષ્ટ વિકાર પણેથી રોકવી તથા સત્યપણે વર્તવું. અને ધર્મ વસ્તુ સંપાદન કરવું એજ મુખ્ય ધર્મ છે. આ પ્રમાણે ધર્મનું લક્ષણ પૂર્વના મહાત્માઓએ કહ્યું છે. વૃદ્ધ લોકોનું વચન એવું છે કે શ્રુતીના પ્રમાણથી ચાલવું એજ મુખ્ય ધર્મ છે. સત્યપણે ચાલવાને મનુષ્યને આ કલિકાલના સમયમાં ઘણો પ્રયાસ પડે છે તોપણ સત્યપણાનો ત્યાગ કદીપણ કરવો નહિ. કારણ કે સર્વ ધર્મનું મૂળ સત્યપણું છે. ધર્મ અનેક પ્રકારનો છે. અને ધર્મ રૂપી વસ્તુ ઘણીજ બારીક રીતે શોધાય છે. ધર્મને જાણનારા પુરૂષોને

પરમાત્મા સંબંધી સૂક્ષ્મ જ્ઞાન થઇ પોતાની નિર્મલ બુદ્ધિ થાય છે. અને પવિત્ર ગણાય છે. મારી બુદ્ધિ એમ પહોંચે છે કે તમે બરાબર ધર્મને જાણતા નથી. નહિ તો તમે આટલો ક્રોધ કરી મારી સામે બોલો પણ નહિ, અને તમે આ ધર્મ જાણવા ઇચ્છતા હોતો હું તમને એક નગર બતાવું છું ત્યાં જઇ બરોબર ધર્મ શીખો. જેથી કોઇ પણ પ્રાણીપર ક્રોધ કરશો નહિ.

મિથિલા નગરીમાં જઇ **ધર્મવ્યાધ** છે તેને જઇ ધર્મ પુછો કારણ કે જગતમાં માતાપિતાનું ભજન કરવું, સત્યપણે બોલવું,અને જીતેન્દ્રીયપણે રહેવું, આ પ્રમાણેના નિયમો તે વ્યાધ પાળે છે. તે પારધી હજુપણ મિથિલા નામની નગરીમાં છે, અને તે તમને સારા ધર્મનો બોધ કરશે, માટે હે મહારાજ ! તમે ત્યાં જાઓ તમારૂં કલ્યાણ થશે જે અયોગ્ય વચન તમારા આગળ હું બોલી હોઉ તે ક્ષમા કરશો કારણ કે, જેઓ પોતાના સદાચરણમાં રહે છે, તેઓથી મારા સરખી સ્ત્રીઓનો વધ થતો નથી, જેમ તમે વિદ્વાન છો તેમ હું પણ પતિ ભકિતથી તથા સદાચાર પાળવાથી પતિવ્રતા ગણાવું છું આ પ્રમાણે સતીનાં વચન સાંભળી તે બ્રાહ્મણ તેને નીચે પ્રમાણે આર્શીવાદ આપી પોતાને સ્થાને જવા નીકળે છે, કૌશિક કહે છેઃ- હે સતિ તારાં વચન સાંભળી મારા મનનો ક્રોધ શાંત થયો છે, અને હું તારાપર ઘણોજ પ્રસન્ન થયો છું, તારૂં કલ્યાણ થાઓ. કારણ કે તારામાં કોઇ પણ ખરાબ દોષ નથી વળી તે મારૂં કલ્યાણ કર્યું કે પોતાનો પતિ સેવાનો ખરો ટેક રાખ્યો, કારણ કે સ્ત્રીયાને જગતમાં પતિ સમાન બીજો ધર્મ નથી. અને હું મિથિલા નગરીમાં જઇ ત્યાં સઘળો સ્ત્રી ધર્મ શીખીશ. બ્રાહ્મણ પતિવ્રતા સ્ત્રી પાસેથી રજા લઇ પોતા નગર પ્રત્યે જવા નિકળ્યો. અને પોતાના આત્માને તિરસ્કાર કરતો ચાલતો થયો માટે એવી પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના સ્વામી શિવાય બીજાની સાથે કુકર્મની ઇચ્છા રાખવી નહિ, આ કથામાં કોઇને એવી શંકા ઉત્પન્ન થશે કે, બ્રાહ્મણનો તિરસ્કાર કર્યો પરંતુ તેમ નહિ માત્ર બ્રાહ્મણ વિદ્વાન હતો અને તે સ્ત્રીનો પતિભકિત વિષે કેવો પ્રેમ છે તે જોવાને આવા ક્રોધ કર્યો હતો. માટે આ જગતમાં પતિભકિત બરોબર કરશે તેને પોતાના મનોરથ સિદ્ધ થશે અને આ લોક પરલોકનું ઉત્તમ સુખ મળશે.

# કાશિખંડમાં કહેલા પતિવ્રતાના ધર્મ.

બ્રહસ્પતિ આદિ ઘણાક રૂષિઓ અગસ્ત મુનિને આશ્રમ જઇ કહેવા લાગ્યા કે હે મહાભાગ! અમો સર્વે અહીં આવ્યા છઇએ તેનું કારણ તમે સાંભળો; તમને ધન્ય છે, તમે કૃતાર્થ છો, તમે મહાત્માઓને પણ માનવા લાયક છો; કરેક આશ્રમોમાં, દરેક અરણ્યોમાં ઘણા ઘણા તપસ્વિ લોકો છે, પણ આપની સ્થિતિ કોઇ જુદાજ પ્રકારની છે, તપની શોભા, બ્રહ્મતેજ, પુન્યની લક્ષ્મી, અને ઉદારતા એ સર્વ આપને સર્વોત્તમ છે; વળી આ સર્વોત્તમ કલ્યાણી સતિ લોપામુદ્રા આપનાં અંગની છાયા જેવાં શોભે છે, જેની કથા અત્યંત પુણ્યકારી છે. સર્વ પતિવ્રતાઓમાં મુખ્ય પતિવ્રતાઓમાં અરૂંધતિ, સાવિત્રી, અનુસૂયા, શાંડિલ્યા, સતી, લક્ષ્મી, શતરૂપા, મેના, સુનીતી, સંજ્ઞા અને સ્વાહા એ ગણાય છે. તેઓ આપનાં ધર્મપત્ની લોપામુદ્રાનાં વખાણ કરે છે, કારણ કે નીચે લખેલા પતિવ્રતાના સઘળા ધર્મ આપનાં અર્ધાગના લોપામુદ્રાજી, પાળે છે, સર્વ પતિવ્રતાનો ધર્મ એ છે કે પોતાનો પતિ જમે ત્યાર પછી જમવું, અને પતિ બેશે ત્યારે બેસવું. પતિ જ્યારે પોઢે ત્યારે સુવું, અને પતિ જાગ્યાની અગાઉ ઉઠવું, પતિપાસે અલંકાર વગર રહેવું નહીં. અને જ્યારે પોતાના પતિ કોઈ કામના પ્રસંગથી પરદેશ ગયા હોય ત્યારે એક પણ અલંકાર પહેરવો નહીં, પોતના ધણીનું નામ લેવું નહીં, સ્ત્રી ધણીનું નામ લેછે તેથી ધણીનું આયુષ ઘટે છે, કોઇ બીજા પુરૂષનું પણ નામ ન લેવું, પોતાના પતિ વઢે તોપણ સામું ન બોલવું, પોતાના પતિ મારે તોપણ રાજી રહેવું; તેમજ કાંઇ કામ કરીને પતિની પ્રાર્થના કરવી કે–'સ્વામિ આટલું કામ કીધું અને આટલું કામ કરવું છે વાસ્તે આપ હુકમ કરો" એમ બોલવું. જો પોતાનો પતિ બોલાવે તો ગમે તેટલાં ઘરમાં કામ હોય તે મેલી દઇ પતિ પાસે હાજર થવું, અને હાથ જોડી બોલવું કે–"સ્વામિજી શું આજ્ઞા છે હું હાજર છઉં, જે હુકમ કરવો હોય તે કૃપા કરી કહો" પતિવ્રતા સ્ત્રીએ ઘરને બારણે બેસવું નહીં, પોતાના પતિની આપેલી ચીજ કોઇને આપવી નહીં, પતિની પુજા કરવાની સામગ્રી સર્વે તઇયાર રાખવી, પતિ જે જે કામ બતાવે તે કામ મન રાજી રાખી ને કરવું, પતિનું ઉચ્છીષ્ટ જમવું, પતિનું ખાધેલ ફળ ખાવું. પતિ જે કાંઈ આપે તે મહાપ્રસાદ છે એમ ગણી લેવું, દેવતા, પિતૃ, અને

અતિથિને આપ્યા વગર જમવું નહીં, તેમજ ચાકર, ગાય, અને ભિક્ષુકને ખવરાવીને ખાવું, ઘણું નકામું ખરચ કરવું નહીં પતિની રજા વગર દેવ દર્શન, વ્રત, ઉપવાસ કે નિયમ કરવા નહીં, કાંઇ સમાજ અથવા વિવાહ વાજન હોય ત્યાં પતિની આજ્ઞા શીવાય જવું નહીં તેમજ તીર્થ યાત્રા કરવા પણ પતિની રજા વગર જવું નહીં, પતિ સુખે સુતા હોય અથવા સુખે બેઠા હોય ત્યાંથી તેને ઉઠાડવા નહીં, જ્યારે સ્ત્રીને રજોદર્શન આવે ત્યારે ત્રણ દિવસ સુધી પોતાના પતિને મોં ન દેખાડવું. તેમજ પોતાનું વચન પતિને સંભળાવવું નહીં, ચોથે દિવસ ન્હાયા પછી પ્રથમ પોતાના પતિનું મુખ જોવું. કોઇ બીજા પુરૂષનું મુખ જોવું નહીં, જો કદી પોતાનો પતિ પરદેશ ગએલ હોય તો સ્ત્રીએ પતિનું મનમાં ધ્યાન કરીને સૂર્ય દેવનું દર્શન કરવું, હલદર, કંકુ, સીંદોર, હીંગળો, અંજન, ચોળી. તાંબુલ અને માંગલીક ઘરેણાં એટલાં વાનાં હમેશાં પાસે રાખવાં, વેણી હમેશાં ગુથવી, કાન તથા હાથ ઘડી એક પણ અડવાં રાખવાં નહીં, ધોબણ સાથે, ધુતારી સાથે, કુટિલા સાથે અને દુર્ભાગણી સાથે પતિવ્રતાએ કદીપણ સૈયર પણું રાખવું નહીં, જે સ્ત્રી પોતાના પતિ સાથે કલેશ કરતી હોય તેની સાથે પતિવ્રતાએ બોલવાનો પણ સંબંધ રાખવો નહીં. કોઇ વખત એકલું રહેવું નહીં, વસ્ત્રવિના ન્હાવું નહીં, ખાંડણીયા ઉપર, સાંબેલાં ઉપર, સાવરણી ઉપર, ઘંટી ઉપર અને ડેલીના ઉંબરા ઉપર પતિવ્રતાએ કદીપણ બેશવું નહીં, જે જે બાબતમાં પોતાના પતિનો પ્રેમ હોય તો તે બાબતમાં પોતાનો પ્યાર બાંધવો. સ્ત્રીઓનો એજ ધર્મ છે. એજ મોટું વ્રત છે, અને એજ દેવ પૂજા છે કે કોઇપણ વખત પોતાના પતિનું વચન ઉલંઘવું નહીં, પતિ કાયર હોય; દુર્દશા-વાળો હોય, રોગી હોય, સુખી હોય અથવા દુઃખી હોય તોપણ પતિનું અપમાન કરવું નહીં પતિ જ્યારે રાજી હોય ત્યારે રાજી રહેવું પતિ જ્યારે ખેદ પામે ત્યારે ખેદ પામવું, સુખની વખતમાં જે રીતે પતિની સેવા કરી હોય તેવીજ અથવા તેથી પણ વધારે દુઃખની વખતમાં પતિની સેવા કરવી. એ ખરો ધર્મ છે. ઘરમાં ઘી, તેલ, મીઠું ઈત્યાદિ, પદાર્થો થઇ રહ્યા હોય તોપણ પતિપાસે આ પદાર્થ નથી એમ ન કહેવું, પતિની પાસે કાંઇ કામ કરાવવું નહી, જ્યારે સ્ત્રીને તીર્થમાં નહાવાની ઇચ્છા થાય ત્યારે પોતાના પતિના ચરણાર-વિંદ ધોઇને તે પાણી માથે ચડાવવું, તથા પીવું, તેથી તિર્થમાં ન્હાવા જેટલું પુન્ય થાય છે, સ્ત્રીને શિવ કરતાં અને વિષ્ણુ કરતાં

પણ પતિ વધારે છે, પતિની રજાવિના વ્રત ઉપવાસ કે નિયમ જે સ્ત્રી કરેછે, તે સ્ત્રી પતિનું આયુષ ઓછું કરેછે, મુવા પછી નર્કમાં જાય છે, પતીની સામું જે સ્ત્રી રીસ કરી બડબડ કરે છે, તે નર્ક ભોગવીને છુટે છે ત્યારે કુતરી થાયછે, પતિના પગની પુજા કીધા પછીજ જમવું, પતિની પાસે ઉંચે આસને બેસવું નહીં, પારકે ઘેર વિના પ્રયોજને જાવું નહીં, શરમ થાય એવાં વચન કદીપણ બોલવાં નહીં, કોઈની નંદા કરવી નહીં, કજીઓ કોઇ સાથે કરવો નહિ, પોતાના ગુરૂજન હોય ત્યાં ઉંચા સાદથી બોલવું નહિ, તેમ ઘણું હસવું નહિ, જે દુષ્ટ સ્ત્રી પતિને છેતરી પરપુરૂષને છાની રીતે જુવે છે, તે નરકમાંથી છુટે ત્યારે ઘુડની માદા થાય છે, પતિ કોઇ વખત મારે તો તેને સામું મારવાની જે ઇચ્છા કરે છે તે નરકમાંથી છુટે ત્યારે દીપડી થાય છે, જે સ્ત્રી પરપુરૂષોને નેત્રના કટાક્ષથી ( સનકારા ) કરે છે તે નરકમાંથી છુટે ત્યારે કાંણી કે ફાંગી આંખ વાળી થય છે. જે પતિને મેલીને પોતે એકલી મિષ્ટાન કે સારૂ ખાય છે, તે વીષ્ટની ખાનાર ભુંડણી થાય છે, જે પતિ સામા હુંકારા તુંકારા કરે છે. તે મુંગી થાય છે, જે પોતાની સોકો હમેશ દુખ દીધા કરે છે તે દુરભાગણી થાય છે તે બોબડી, કાળી અને કરૂપણી થાય છે, માટે પતિ જ્યારે બહારથી આવે ત્યારે તરત ઉંભ થવું, આસન નાંખી આપવું, પાણી પીવા આપવું, અને પગ ચાંપવાં, પવન વાસ્તે પંખો કરવો, તાંબુલ ખાવા આપવું તેમ મધુર વચનથી તેને શાંત કરવા. આવી રીતે જે પતિને પ્રસન્ન કરે છે તેણે ત્રીલોકીને પ્રસન્ન કરી એમ જાણવું. સ્ત્રીને બાપ, મા, ભાઇ, અને દીકરો જે આપે છે તે થોડુંજ છે, પણ પતિ અતીત પ્રદાર્થનો આપનાર છે, સ્ત્રીને તો પતિજ દેવ છે, પતિજ ગુરૂ, પતિજ ધણી, પતિજ ધર્મ, પતિજ તીર્થ, અને પતિજ વ્રત છે, વાસ્તે બીજું સર્વ મેલી પતિનીજ સેવા કરવી. આ દેહમાંથી જીવ ઉડી જાય છે, તો તેજ ક્ષણમાં આ દેહ અપવિત્ર કહેવાય છે, તેમજ પતિ વિનાની સ્ત્રી ગમે તેટલી વાર નહાય તો પણ સદા અપવિત્ર છે, સર્વ અમંગળ પદાર્થ કરતાં પણ વિધવા સ્ત્રી વધારે અમંગળ છે, વિધવાને જોયાથી કોઇ કાર્યની સિદ્ધ થાતી નથી, એક પોતાની મા વિધવા હોય તો તેની આશીષ લેવી, પણ મા વિના બીજી વીધવાની આશીષ પણ લેવી નહિ. જ્યારે કન્યાનો વિવાહ થાય છે ત્યારે બ્રાહ્મણો ભણે છે કે— “ તારો પતિ જીવે ત્યાં સુધી તથા મુવા પછી પણ તેની સાથે રહેજે,

જેમ દેહથી કાયા કોઇ વખત નોંખી નથી પડતી તેમજ તારા પતિથી જુદી પડીશ માં, જેમ ચંદ્રની કાંતિ ચંદ્રથી જુદી નથી પડતી, જેમ વરસાદથી વીજળી નોંખી નથી પડતી, તેમજ તું તારા પતિથી નોંખી પડીશ માં." જે પતિવ્રતા પતિ મરણ પામ્યા પછી પતિની સાથે મરવા વાસ્તે શમશાને જાય છે તેને પગલે પગલે અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે. શમળી, સર્પ રાફડામાં પેશતો હોય ત્યાંથી ખેંચીને તેને આકાશમાં લઇ જાય છે, તેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિને યમના દુત પાસેથી છોડાવી સ્વર્ગમાં લઇ જાય છે. સતિને દેખી યમના દુત દૂરથીજ ભાગી જાય છે; ગમે તેવો પતિ પાપી હોય, તો પણ યમના દુત સતિને દેખીને છોડી દીએ છે, યમના દુત અગ્નિથી જેવા બીતા નથી, વીજળીથી જેવા બીતા નથી, તેવા પતિવ્રતાને દેખીને બીએ છે, પતિવ્રતાના તેજથી સૂર્યને પણ તાપ લાગે છે અગ્નિ પણ પતિવ્રતાના તેજથી બીએ છે, અને સર્વે તેજ પતિવ્રતાના તેજથી કંપે છે, પતિવ્રતા પોતાનાં રૂવાડાં જેટલાં હોય તેટલાં કરોડ વર્ષ પોતાના પતિ સાથે સ્વર્ગનુ સુખ ભોગવે છે, લોકમાં તેને મહા ધન્ય જાણવી, તેના બાપને ધન્ય જાણવો કે જેને ઘેર પતિવ્રતા દીકરી હોય છે, તેમજ તે પતિને ધન્ય જાણવો કે જેને ઘેર પતિવ્રતા સ્ત્રી હોય છે, બાપની ત્રણ પેઢી, માની ત્રણ પેઢી, અને પતિની ત્રણ પેઢીને પતિવ્રતા સ્વર્ગમાં લઇ જાય છે અને દુષ્ટ સ્ત્રી પોતાનું શીયળ પાળતી નથી, તે માનું કુળ, બાપનું કુળ, અને પતિનું કુળ નરકમાં પાડે છે. અને પોતે પણ આ લોકમાં અને પરલોકમાં દુખી થાયછે, પતિવ્રતાનો પગ જ્યાં જ્યાં અડે છે ત્યાં ત્યાં પૃથ્વી એમ જાણે છે કે મારી ઉપર ભાર નથી, અને હું પવિત્ર થઇ, સૂર્ય દેવ પણ બીતા બીતા પતિવ્રતાનો સ્પર્શ કરે છે, અને એમ માને છે કે તેને અડવાથી અમે પવિત્ર થઇએ છીએ, જળ પણ પતિવ્રતાને અડવાથી એમ માને છે કે આપણે આજ પવિત્ર થયાં, ઘેર ઘેર સ્વયંવાળી ઘણા ગુણ વાળી સ્ત્રીઓ હોય છે, પણ પતિવ્રતા સ્ત્રી તો શ્રી વિશ્વનાથની ભક્તિથીજ કોઇને મળે. પતિવ્રતા ગૃહસ્થના સુખનું, ધર્મનું અને પ્રજાનું મૂળ છે, પતિવ્રતાથી મનુષ્ય આ લોક અને પરલોકને જીતે છે. દેવતા, પિતૃ અને અતિથીની સેવા પણ પતિવ્રતા સ્ત્રી વિના થાતી નથી, વાસ્તે જેના ઘરમાં પતિવ્રતા સ્ત્રી હોય તે ગૃહસ્થ જાણવો, જેમ ગંગામાં નહાવાથી શરીર પવિત્ર થાય છે તેમ પતિવ્રતાની નજરથીસર્વે પવિત્ર થાય છે. જો દઇવ યોગથી પતિની સાથે મરણ ન

થઇ શકે તો પણ પોતાનું શીયળ પાળવું, શીયળ ભંગ થવાથી સ્ત્રી નર્કમા પડે છે, તેમ સ્ત્રીના પાપથી પતિ સ્વર્ગમાં ગયો હોય ત્યાંથી પણ નર્કમાં પડે છે, જે સ્ત્રી પતિના મરણ પછી શીયળ સાચવતી નથી, તેનો બાપ, મા અને ભાઇઓ પણ નર્કમાં પડે છે, જે સ્ત્રી પતિના મરણ પછી બરોબર વિધવાના ધર્મ પાળે છે, તે સ્વર્ગમાં પતિને મળીને સ્વર્ગનાં સુખ ભોગવે છે, વિધવાયે ચોટલો બાંધવો નહીં વિધવાએ ચોટલો બાંધવાથી તેનો પતિ બંધાય છે, વાસ્તે વિધવાએ ચોટલા ઉતરાવી નાંખવા, હમેશ એક તખત જમવું, ત્રણ ત્રણ રાત્રિના, પાંચ પાંચ રાત્રીના, અથવા પખવાડીયાના અપવાસ કરવા, માસના અપવાસ કરવા ચાંદ્રાયણ વ્રત કરવાં, દુઃખથી યા સુખથી શાંત થઇ ઇત્યાદી વ્રતો કરવાં, જવ ખાઇને ફરાળ ખાઇને કે શાક ખાઇને, જ્યાં સુધી પ્રાણ રહે ત્યાં સુધી રહેવું. જે વિધવા પલંગમાં સુવે છે તે પતિને નરકમાં નાખે છે વાસ્તે વિધવાએ હમેશાં ધરતી ઉપર સુવું, વિધવાએ સુગધી તેલ કે ચંદન ઇત્યાદિ પાસે રાખવું નહી રોજ પતિનુ સસરાનું અને દાદાજીનું તર્પણ કરવું. વિષ્ણુ પૂજન કરવું, તે વિષ્ણુને પોતાનાં પતિરૂપ જાણવા, અને પોતાના પતિને વિષ્ણુરૂપ જાણવા. જે જે પદાર્થ પોતાના પતિને વહાલો હોય તે તે પદાર્થ પોતાના પતિની પ્રીતી વાસ્તે પવિત્ર બ્રાહ્મણને આપવો. વૈશાખ, કાર્ત્તિક, અને માઘ માસમાં વધારે નિયમ પાળવા. આંમાનુ દાન દેવુ તિર્થ યાત્રા. કરવી અને વિષ્ણુના નામ જપવાં. વૈશાખમાં જળના ઘડા આપવા, કાર્તિકમાં ઘીની દીપમાળા કરવી તથા તલનું દાન કરવુ, વૈશાખમાં પાણીનાં પરબ બાંધવા શિવના ઉપર ગલતિ બાંધવી, કાંટારખાં, વિંઝણાં, છત્ર, ઝીંણાં લુગડાં કપુર સહિત તાંબુલ, ફુલ ગપાત્ર. એનાં દાન કરવાં, અને દેવ મંદીરમાં ફુલમંડલીઓ ભરાવવી, વિચિત્ર પ્રકારનાં પાંણી પીવાનાં. દરાખ, કેળાં ઇત્યાદી દાનથી "મારા પતિ પ્રસન થાઓ" એમ સંકલ્પ કરી બ્રાહ્મણને ઉપરના પદાર્થો આપવા વિધવાએ કાર્તિકમાં જવ ખાવા અથવા એક અન્ન ખાવું, રીંગણાં. સુરણ ખાવાં નહીં કાર્તિકમાં તેલ ખાવું નહીં, મધ ખાવું નહીં. કાંસામાં ખાવું નહીં, મુંગું જમવું. ખાખરાના પાનમાં જમવું, એ નિયમ મુકતિ વખતે ઘીનું ભરેલું પાત્ર આપીને નિયમ મેળવો. ધરતી ઉપર સુવાનો નિયમ મેલતી વેળાએ શયાનુ દાન આપવું, ફળનો નિયમ હોય ત્યારે ફળ આપવાં, રસનો નિયમ હોય તો રસ આપવો, ધાન્ય આપવું, ગાયનાં દાન કરવાં, સર્વ દાનમાં દીપદાન કાર્ત્તિક માસમાં

ઉત્તમ છે વારને દીપદાન કરવાં, સૂર્ય ઉગતી વખતે માઘ મહિનામાં નહાવું, શક્તિ પ્રમાણે નિયમો રાખવા, બ્રાહ્મણોને પકવાન જમાડવાં. શુકલ લાકડાના ભારા નદીને કાંઠે નંખાવવા અથવા બ્રાહ્મણોને આપવા. ડગલીયું ડગલાઓરૂ ભરેલા તેમજ વિચિત્ર શાલ, દુશાલા અને સુંદર ઘર તેમા ઘરના પદાર્થો સહિત બ્રાહ્મણોને આપવાં. એ સર્વ બાબતમાં પુન્ય કરવાથી—" મારા પતિરૂપ પરમેશ્વર પ્રસંન થાઓ." એવો સંકલ્પ કરવો. વિધવાએ એવાં વ્રતો અને નિયમો પાળવા. પોતાના પુત્રોને પુછ્યા વિના કાંઈ કામ કરવું નહીં. આવી રીતે જે વિધવા વરતે છે તે પણ સતીજ જાણવી, આવા ધર્મની પાળનાર વિધવા પતિવ્રતાજ કહેવાય છે, તે પતિનાજ લોકને પામે છે, તે કદી દુઃખી થાતી નથી. તે સ્ત્રી ગંગા જેવી, પાર્વતિ જેવી, કે લક્ષ્મી જેવી જાણવી, અને તેની પુજા કરવી. એ રીતે જણાવી બ્રહસ્પતિ કહે છે "અમને આપનાં દર્શન થયાં તે ગંગાસ્નાન કિધાનું ફળ છે, હે માતા લોપામુદ્રા આપના મુખારવિંદથી આ પતિવ્રતાના ધર્મ સાંભળ્યા એથી અમે કૃતાર્થ થયાં છીએ એમ કહી બ્રહસ્પતિ આદિ સઘળા રૂષિઓ વિનંતી કરવા લાગ્યા.

## નારદના પ્રશ્નથી નારાયણે કહેલું સતિ સ્ત્રીનું વર્તન.

કુલીન સ્ત્રીએ પોતાનો પતી ખરાબ રૂપવાળો, ખરાબ આચરણ વાળો અથવા સારા સ્વભાવ વાળો હોય કે ખરાબ સ્વભાવ વાળો હોય તેમજ રોગીષ્ટ, પિસાચ સરખો, ક્રોધી મદ્યપાન કરનાર, વૃદ્ધ મૂર્ખ, મુંગો. આંધળો બહેરો, ભયંકર, દરીદ્ર, કદરૂપો, નિંદિત, બીકણ કે લુચ્ચો કે વ્યભિચારી ગમે તેવો હોય તો પણ વાણી, કાયા અને કર્મ વડે હમેશાં દેવની પેઠે તેનું સેવન કરવું. સ્ત્રીએ પોતાના ધણીથી ઉલટું કામ કદી પણ કરવું નહિં. તેણે પોતાની બાળક અવસ્થામાં જુવાન અવસ્થામાં કે વૃદ્ધ અવસ્થામાં ઘરનું કોઈ પણ કાર્ય પતિની સંમતિ લીધા વગર પોતાની સ્વતંત્રતાથી કદી પણ કરવું નહિં. અહંકાર, કામ અને ક્રોધ છોડી કેવળ પતિના મનનુંજ રંજન કરવું બીજા નીચ પુરૂષ ખરાબ ભાવથી જુવે. પ્રિય વાક્યોથી લોભાવે અને માણસોની ભીડમાં સ્પર્શ કરે તો પણ જે સ્ત્રી કંઇ વિકાર નથી પામતી તે પોતાનાં શરીરનાં રૂંવાડાંની સંખ્યા બરોબર હજારો વર્ષો સુધી સ્વર્ગમાં રહે છે. જે સ્ત્રી બીજાઓએ ધનથી લલચાવેલ હોય છતા પણ મન, વાણી અને કર્મવડે અન્ય પુરૂષનું સેવન નથી કરતી તે આ લોકને સોભાવનારી સતી કહેવાય છે. કોઈની સાથે કહાવી

મોકલી પ્રાર્થના કરાય, પરાણે પકડાય અને ઘરેણાં લૂગડાંઓથી લોભાવાય તો પણ સતી બીજા પુરૂષને ભજતી નથી. કોઈ પુરૂપ નજરથી જુવે તો પણ તેની સામે પોતે જુવે નહી, કોઈ હસે તો પણ તેની સામે પોતે હસે નહિં. અને કોઈ બોલાવે તેની સામે પોતે બોલે નહિં.તેજ સ્ત્રી સાધ્વી અને સારા લક્ષણ વાળી ગણાય છે. રૂપાળી હોય, જુવાન હોય, અને ગાવા નાચવામાં પણ ઘણી ચતુર હોય એવી સ્ત્રી પોતાના સરખાજ પુરૂપને જોતા છતાં પણ વિકૃતિ ન પામે તેજ તે સતી કહેવાય છે. અને સતી હોય તે એમ છતાં પણ વિકૃતિ પામતી નથી. પર પુરૂષ રૂપાળો, જુવાન અને સ્ત્રીઓને લલચાવે તેવો હોય તો પણ તેને ઇચ્છે નહિ તેને સતી જાણવી. ગમે તો દેવતા હોય, મનુસ્ય હોય કે ગાંધર્વ હોય તો પણ સતીને પર પુરૂષ પર કદી પણ પ્રિતિ થતીજ નથી. વળી સ્ત્રીએ પોતાના ધણીનું ધણીનું કયારેય અપ્રિય કરવું નહિં. તેજ સ્ત્રી પતીવ્રતા કહેવાય છે. કે જે પતી જમ્યા પછી જમે, પતિ દુઃખિ થતાં દુઃખિ થાય, હર્ષિત થતાં હર્ષ પામે, પતિ પ્રવાસમાં જતાં મેલાં વસ્ત્રોથી રહે. પતિ સુતા પછી સુવે અને ઉઠયાં પહેલાં ઉઠે તથા પતિ મરણ પામતા તેની પાછળ તેની ચિતાના અગ્નીમાં પ્રવેશ કરે અને કદી પણ બીજા પુરૂષનું મનથી ચિંતન પણ ન કરે દરેક સ્ત્રીએ સાસુ સસરાની અને વિશેષે પોતાના પતિની ભકિત કરવી જોઇએ. તથા ધર્મ કાર્યમાં અનુંકુળ રાખવું જોઇએ. પોતે ગમે તેવા ઘર કામમાં રેકાણી હોય તો પણ જે વખતે બહારથી પોતાનો પતિ આવે તે વખતે સામે ઉભી થઇ તેને આસન જળ વગેરે આપી પ્રસન્ન કરવા તથા પોતે પ્રસન્ન મુખથી તેને વખતસર જમાડવો તે જમતો હોય ત્યારે તેને અપ્રિય લાગે એવું કાંઇ પણ બોલવું નહી. ઘરમાં મુખ્ય ગણાતી સ્ત્રીએ આસન, ભોજન દાન, આદર, સતકાર અને પ્રિય ભાષણમાં હમેશાં ચતુરાઇથી વર્ત્તવું જોઇએ ઘર ખર્ચને માટે પતિએ જે રકમ આપી હોય તેમાંથી ઘરનું ખર્ચ ઉકેલી પોતાની બુદ્ધિથી કાંઇ પણ વધારો કરવો પણ ધર્મને માટે જે ધન આપ્યું હોય તેમાંથી કાંઇ પણ વધારવું નહિ. વળી તેની આજ્ઞા વગર પોતાનાં સગાંઓને કાંઇ પણ ધન આપવું બીજાની સાથે ભાષણ અસંતોષ, પારકી કુથલી, અંત્યત હાસ્ય અને અત્યંત રોષ એ સર્વનો ત્યાગ કરવો ખાવા પીવામાં પણ જેનો પોતાના પતિએ ત્યાગ કર્યો હોય તેનો પોતે પણ ત્યાગ કરવા તેલ મર્દન. ઉવટણુ, દાંત સાફ કરવાની ટાપ ટીપ અને સ્નાન એ સઘળું સતી સ્ત્રીએ પોતાનો પતિ આનં-

દમાં હોય તોજ કરવું.

ત્રેતાયુગથી સ્ત્રીઓને મહિતે મહિને ઋતુ આવે છે માટે ત્યારે ત્રણ દિવસ છોડીને તે પછી તે ઘરકામમાં શુદ્ધ અને યોગ્ય ગણાય છે. કારણ કે રજસ્વલા સ્ત્રી પહેલે દિવસ ચાંડલી સરખી છે. બીજે દિવસ બ્રહ્મહત્યા કરનારીના જેવી છે. અને ત્રીજે દિવસ ધોબણના જેવી કહેવાય છે. માટે તે ચોથે દિવસ શુદ્ધ થાય છે. રજસ્વલા સ્ત્રીએ સ્નાન. શૌચ, ગાયન, રૂદન, હાસ્ય, પ્રવાસ, અંજન, ધુત, ચંદનાદિકનાં લેપન, દિવસની નિદ્રા, દંત શુદ્ધિ મનથી કે વાણીથી પણ મૈથુન અને દેવતાઓને નમસ્કાર એ સર્વને ત્યાગ કરવો અથવા રજસ્વલાનો સ્પર્શ પણ નહિં કરવો; અને તેની સાથે તેણે બોલવું પણ નહિં રજસ્વલાએ ત્રણ રાત્રિ સુધી કોઇને પોતાનું મુખ દેખાડવું નહિં અને પોતાનું વચન પણ સંભળાવવું નહિં ચોથે દિવસ સ્નાન કરી કોઇ પુરૂષનું મ્હોડું નહિં જોતાં સૂર્યનાં દર્શન કરી તે પછી પોતાની શુદ્ધિને માટે પંચ વ્ય અથવા દૂધ પીવું સતી સ્ત્રીએ અવશ્ય આ પ્રમાણે વર્ત્તવું.

જ્યારે સ્ત્રી ગર્ભવતી થાય ત્યારે તેણે નિયમમાં તત્પર રહિ અલંકારો ધારણ કરી પતિના હિતમાંજ આસકિત રાખી, અને પોતાના ધર્મપર બરાબર ધ્યાન આપી પ્રસન્ન મુખથી રહેવું રક્ષાબંધન કરાવી વાસુદેવના પૂજનમાં તત્પર રહેવું અને ખરાબ સ્ત્રીઓની સાથે બોલવું નહિં સુપડાને પવન લેવો નહિ મરી જતાં છોકરાંવાળી સ્ત્રીનો સ્પર્શ કરવો નહિં, પારકી રસોઇ જમવી નહિ, મનને ઉકળાટો 'આવી જાય એવું કાંઇ પણ જોવું નહિ ? ભયંકર વાતો સાંભળવી નહિ તથા ભારે ગરમ અને અજીર્ણ થાય એવું ભોજન લેવું નહિ. આવી રીતે વર્તવાથી ગર્ભિણી સ્ત્રી સારો પુત્ર જણેછે. અને એમ ન વર્ત્તેતો તેથી કાંતો ગર્ભ પડી જાયછે અને કાંતો સુકાઇ જાયછે.

સતી સ્ત્રીએ પોતાથી ઓછા ગુણોવાળી સ્ત્રીનો કે શોકયનો કદિ પણ તિરસ્કાર નહિં કરવો. રાગદ્વેષ અને મત્સર થઇ જાય તોપણ શોકયોએ પરસ્પર અપ્રિય બોલવું નહિ કે પરસ્પર કાંઇ અપ્રિય કામ કરવું નહિં બીજાનાં નામો ગાવાં નહિ, બીજાનું વર્ણન કરવું નહિં. અને ધણીથી દૂર રહેવું નહિં. હમેશાં ધણીની પાસે રહેવું અને તે બતવે તેની સામે જોઇ બેસવું પોતાની મેળે દિશાઓમાં ચકરવકર જોયા કરવું નહિં અને બીજા માણુસની સામે પણ જોવું નહિં, વિલાસમાં હર્ષ પૂર્વક પતિનું મુખજ સતી સ્ત્રીએ

જોતું જોઇએ ધણી વાતો કરે તે ઘણા માનથી પોતે સાંભળવી અને વચમાં બોલવું નહિં. તે બોલાવે ત્યારે સકામ ચિત્તથી તરત શયન-પર જવું. પતિ ગાતો હોય તો ઉત્સાહ અને હર્ષ પૂર્વક તે સાંભળવું અને તેથીજ પોતે આનંદ પામવો પોતાનું ચિત્ત ઉદ્વેગમાં હોય ત્યારે ધણી પાસે રહેવું નહિં. કારણ કે તેથી તેના મનને કલેશ થાય. વળી પતિએ તિરસ્કાર કરેલો હોય, નિંદા કરી હોય કે પ્રહાર કર્યો હોય તો પણ તે મનમાં નહિં રાખી તમામ ભય છોડી પ્રેમ પૂર્વક પતિને આલિંગન કરવું. ઉંચેથી રોવું નહિં અને બોલવામાં પણ રાડો પાડવી નહિં. ઘરથી કયારેય પણ બહાર ભાગવું નહિં. અને વિવાહ વગેરેમાં સગાંઓને ઘેર જવાની જરૂર જણાય તો પતિની રજા લઇ બીજા કોઇ માણસની સાથે ત્યાં જવું. ત્યાં પણ ઝાઝો વખત વાતો વગેરેમાં નહિં કહાડતાં પાછું તરત વળવું. ધણી પરદેશ જતો હોય ત્યારે કાંઇ ખરાબ શબ્દો બોલવા નહિ અને ના કહીને તેને અટકાવવો પણ નહિં. તેમજ તે વખતે રોવું પણ નહિં પતી. પરદેશ ગયા પછી શરીર શોભાવવાની ટાપટીપ છોડી નિરંતર સુ-સુના પડખામાંજ રહેવું. બીજાની સાથે નિદ્રા ન કરવી અને હમેશ ધણીના સમાચાર ઉપરજ લક્ષ આપવું. તેનું કુશળ જાણવા માટે દૂતો મોકલવા અને પ્રસિદ્ધ દેવતાઓની માનતાઓ. કરવી. જેનો ધણી પરદેશ ગયો હોય તે સ્ત્રીએ હમેશાં આવી રીતે વર્તવું જોઇએ. નાહ્યા વગર રહેવું. મલિન વસ્ત્રો ધારણ કરવાં, ચાંડલો ન કરવો આંખમાં આંજણ ન આંજવું, સુગંધી પદાર્થો અને પુષ્પો ધારણ ન કરવાં, નખ અને રૂંવાડાં સાફ કર્યા વગર રહેવું, દાંત ગંદા રા-ખવા, ખડખડ હસી પડવું, બીજાઓની સાથે મશ્કરીમાં જોડાવું, બીજાની ચેષ્ટાનું ચિંતવન કરવું. પોતાની મરજી પ્રમાણે ફરવું. પુરૂ-ષોની ભીડમાં પેસી ભીંસાવું, અને એકજ વસ્ત્ર પહેરી નિર્લજપણા-થી ભમવું આ સઘળા દોષો સ્ત્રીઓને અત્યંત દુઃખ આપનારા ગ-ણાય છે. ઘરનાં કામને પહોંચી લઇ હળદરનું લેપન કરી પવિત્ર જ-ળથી નાહી તથા ઉજ્વળ શણગાર ધરી સ્ત્રીએ પ્રસન્ન મુખથી પ-તીની પાસે જવું. પોતે ગમે તેવા કામમાં પડી હોય તો પણ પતિ બોલાવે તે વખતે ઘરનાં તમામ કામ છોડી તરત તેની પાસે જવું અને બોલવું કે સ્વામી ! મને શા માટે બોલાવી ? આજ્ઞા કરો. ઘરના બારણામાં ઉભું રહેવું નહિં. અને ધણી જે કાંઇ આપે તે પોતે કોઇને પણ આપી દેવું નહિં. અન્ન ફળ વગેરે જે કાંઇ પતિનું

ઉચ્છિષ્ટ હોય તેને મહા પ્રસાદ ગણી પોતે સેવે અને પતિ સુખે સુતો હોય, કોઇ પણ કામમાં બેઠો હોય કે રમણ કરતો હોય તે વખત તેને જરૂરના કામમાં પણ ઉઠાડવો નહિં. સતી સ્ત્રીએ એકલાં ક્યાંય પણ જવું નહિં. નગ્ન થઇ સ્નાન કરવું નહિં. અને પતિને દ્વેષ કરનારી સ્ત્રીનો પ્રસંગ રાખવો નહિં, તેમજ ખાંડણીયાપર, છીપરપર, સાંબેલાંપર, કોઇ જાતના યંત્રપર કે બારણાની વચમાં બેસવું નહિં સ્ત્રીને જ્યારે તીર્થમાં સ્નાન કરવાની ઇચ્છા થાય ત્યારે તેણે પતિના ચરણ ધોઇને તે જળ પીવું. સ્ત્રીને માટે શંકર અને વિષ્ણુ કરતાં પણ પતિ અધિક છે. જે સ્ત્રી ધણીની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને વ્રત કે ઉપવાસ કરે છે તે પોતાના પતિનું આયુષ્ય હરે છે. અને પોતે મરણ પામે છે, ત્યારે વ્રત તથા ઉપવાસનું ફળ પામવાને બદલે નરકમાં પડે છે જે સ્ત્રી ધણીએ બોલાવતાં તેની સામે ક્રોધથી રાડ નાંખી જવાબ દે છે તે જંગલમાં લોંકડી થાય છે. સર્વ સ્ત્રીઓએ આ એક નિયમ ઘણી કાળજીથી જાળવવાનો છે કે પતિના ચરણોની સેવા કરીનેજ તે પછી પોતે જમવું, જે સ્ત્રી ધણીને છોડી પોતે એકલી મિષ્ટાન્ન પાન લે છે તે ઝાડની પોલમાં રહેનારી ક્રૂર ઘુવડની માદા થાય છે. જે પોતાના પતિ વગર અન્ય પુરૂષથી સંભોગ કરે છે તે વિષ્ટાનું ભક્ષણ કરનારી ભુંડણ થાય છે. જે ધણીની સામે હોંકારા કરી અપ્રિય વચનો બોલે છે તે મુંગી થાય છે. જે હમેશાં શોકયની ઇર્ષ્યા કરે છે તે બીજા અવતારમાં દુર્ભાગી થાય છે અને જે ધણીની નજર ચુકાવીને બીજા પુરૂષ સામે જુવે છે તે કાંણી, ભુંડા મોઢાંવાળી અને ખરાબ રૂપવાળી થાય છે.

પોતાના પતિને બહારથી આવતો જોઇને તરત સામે ઉઠી જળ, આસન, તાંબુલ. પવન, ચરણ ચંપી અને ઉત્તમ પ્રિય વાકયોથી તેને સેવેછે તે સ્ત્રીને વિદ્વાન લોકો ઉત્તમ પતિવ્રતા કહે છે. સ્ત્રીને દેવતા ગુરૂ, ધર્મ, તીર્થ અને વ્રત એ સઘળું તેનો પતિજ છે માટે તેણે બીજું સઘળું છોડી એક પોતાના પતિનીજ સેવા કરવી, જીવ વગરનો દેહ જેમ ક્ષણ માત્રમાં અપવિત્ર થઇ જાય છે. તેમ ધણી વગરની સ્ત્રી નહાય ધોય છે તો પણ હમેશ અપવિત્રજ ગણાય છે. સઘળી અકલ્યાણ કારી વસ્તુઓ અને માણસોમાં વિધવા વિશેષે અકલ્યાણકારી ગણાયછે, વિધવાને જોવાથી પણ ધારેલા કૃત્યની સિદ્ધિ થતી નથી એક પોતાની માતા વગર બીજી કોઇ પણ વિધવાના મુખથી આશીષ લેવામાં આવે તો પણ તે સર્પના ઝેર સરખી નિવડે છે વિવાહ વ-

ખતમાં બ્રાહ્મણો તરફથી કન્યાને કહેવામાં આવે છે કે જીવતાં અને મુવા પછી પણ તું તારા ધણીની સાથે રહેનારી થજે એટલા માટે છાયા જેમ દેહની પાછળજ ચાલે છે તેમ સ્ત્રીએ પણ પતિનેજ અનુસરવું. વાદી સર્પને જેમ બલાત્કારથી તેના દરમાંથી બહાર ખેંચી લેછે તેમ આવી રીતે પતિ ભક્તિ કરનારી સતી સ્ત્રી યમના દૂતોના હાથમાંથી પોતાના પતિને ખેંચિ સ્વર્ગમાં લઇ જાય છે. જુવો કે સતી સાવિત્રીએ પોતાના મૃત પતિને યમના પાસમાંથી છોડાવી મુક્ત કર્યો છે તે દાખલો આજ જગજાહેર સતીને જોઇને યમના દૂતો દૂરથીજ નાસી જાય છે, પતિ ગમે તેવો પતિત અને દુષ્ટ કર્મ કરનારો હોય તો પણ સતી સ્ત્રી તેને સ્વર્ગમાં લઇ જઇ પોતાના શરીરમાં રૂંવાડાં હોય એટલાં કરોડો વર્ષો સુધી તેની સાથે સુખ ભોગો ભોગવે છે.

જે સ્ત્રી પોતાના પતિવ્રતનો ભંગ કરે છે અર્થાત્ વ્યભીચાર કરે છે, તે પોતાના પિતાના કુલને, મોસાળના કુલને અને પતિના કુલને નરકમાં પાડી પોતે પણ આ લોકમાં મોટી પીડા ભોગવે છે દૈવયોગે મરણ પામેલા પતિની પાછળ ન જવાય તો પણ પોતાના શીલનું તો અવશ્ય રક્ષણ કરવું જોઇએ જો શીલનો ભંગ થાય છે તો તે સ્ત્રી નરકમાં પડે છે એટલુંજ નહિ પણ. સ્વર્ગમાંથી પોતાના પિતાને અને પતિને પણ નરકમાં પાડે છે. માટે વિધવાએ મુંડન કરાવવું અને હમેશાં એક ટાણુંજ જમવું. પલંગપર સુનારી વિધવા સ્ત્રી પોતાના પતિને સ્વર્ગથી ભ્રષ્ટ કરે છે. માટે વિધવાએતો પતિના સુખપર નજર રાખી હમેશાં પથારીપરજ સુવું, ઊવટણું, તાંબુલ ભક્ષણ અને સુગંધિ દ્રવ્યોનો ઉપભોગ તે સ્ત્રીએ કદિ પણ કરવો નહિ. અને હમેશાં દર્ભ અને તલ નાંખેલ જળથી પતિનું, સસરાનું અને બાપનું એમ ત્રણ પેઢીનાં નામ અને ગોત્રના ઉચ્ચાર પૂર્વક તર્પણ કરવું તથા સદા ધોળું વસ્ત્ર પહેરવું, આ પ્રમાણે નિયમ પાળનારી વિધવા પણ પતિવ્રતાજ કહેવાય છે.

બધા લોકોમાં સ્ત્રીને પોતાના પતિ તુલ્ય બીજો કોઇ પણ માનનીય દેવતા નથી. જો પતિ પ્રસન્ન રહે છે તો તેથી સ્ત્રીની સર્વ ઇચ્છાઓ પૂરી થાય છે અને જો તે કોપ પામે છે તો સ્ત્રીના સર્વ મનોરથો નાશ પામે છે. પતિ પ્રસન્ન રહેતોજ સ્ત્રીને સંતાન, અનેક જાતના સુખ ભોગો, શય્યા. આસનો, અદ્દભૂત ભોજનો, વસ્ત્રો. પુષ્પો, સુગંધિ દ્રવ્યો, અને સ્વર્ગ લોકમાં ઉત્તમ કીર્તિ મળે છે.

( નારદીય પુરાણ. પરશોતમ મહાત્મ્ય. )

## સંસાર ધર્મમાં સ્ત્રીઓનો અધિકાર.

સ્ત્રી એ સંસારમાં મીઠાના સ્વાદ જેવી છે. તે જો નહિ હોય તો સંસાર ધર્મમાં સ્વાદ રહીત દેખાયછે. સ્ત્રી એ કુળ તથા વંશને અચળ રાખવાનું મૂળ કારણ છે. તેમનાજ યોગેથી કુળ, વંશ, ગામ, શેહેર વગેરે થયાં છે. તે છોકરાંને લઇને જંગલી હાલતમાં પ્રાણુસ્રયની અવસ્થામાં નહી રહી શકયાથી ઘર ગામ વગેરેની જરૂર પડી છે, જગતકર્ત્તાએ તેને ગર્ભ ધારણ કરવાનો અને છોકરાનું લાલન પાલન કરવાનો બોજો આપ્યો છે તેથી તેને ત્રણ વસ્તુની જરૂર પડી છે. ૧ ભય વગરની જગ્યા, ૨ બળવાનનો આશ્રય, અને ૩ બાળકનો ખોરાક ઉપલ્યા ત્રણ સ્ત્રીને જરૂરનાં છે. ગર્ભ ધારણ કરવાનો અને છોકરાનું પાલન કરવાનો બોજો સ્ત્રીના ઉપર હોવાથી શરીરની મેહેનત અને ઘણો વખત એક કામમાં મંડયા રેહેવું એ બાબતમાં પુરૂષના કરતાં તે પાછળ રહેલ છે.

જયારે સ્ત્રી એ ઘર અથવા સ્ત્રીને માટે ઘર થયુંછે. ત્યારે ઘરમાં સર્વથા પહેલી જગ્યા સ્ત્રીની છે. ત્યાર પછી બીજાની છે, અર્થાત્ સ્ત્રીનું સુખ સર્વથા પેહલું જોવું જોઇએ. એ વાસ્તે શાસ્ત્રમાં લખ્યું છે કે, " यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥ સ્ત્રીઓ જે ઘરમાં માન પામે છે તે ઘરમાં દેવતાઓ સંતુષ્ટ થાય છે. " સ્ત્રીના આંસુથી જે ઘરની જમીન ભીની થાય છે, તે ઘરમાં કલ્યાણ નથી. પુરૂષે સ્ત્રીનાં અને છોકરાંના સુખ શાંતિના રક્ષક સ્વરૂપ રહેવું, પરંતુ ગૃહરાજય કરવાનો અધિકાર તેનો નથી. જો તે પ્રજા પીડક ગૃહરાજા થઇને બેશે, તો તે સ્વાર્થપર પુરૂષ વિધાતાની આંખે અપરાધી ગણાશે, ધર્મ અને કર્ત્તવ્યમાં હરકત નહિ આપતાં કુટુબમાં સ્ત્રીના સુખનો ઉપાય જયાં સુધી થઇ શકે, ત્યાં સુધી ધાર્મિક સ્વામીએ કરવો જોઇએ. ધાર્મિક પતિ સ્ત્રીને ધર્મની દ્રષ્ટિએ જુવેછે અને દાંપત્ય સંબંધને સ્વર્ગના વ્યાપાર જાણીને અનુભવ કરે છે, સ્ત્રીના પ્રસન્ન ચહેરાની શોભાજ ઘરનો અંધકાર દૂર કરે છે. એટલા માટે ઘરની એવી કોઇ જગ્યા રહેવી નહી જોઇએ કે, જયાં સ્ત્રીની ગતિ રોકાય, સ્ત્રીને પડદામાં રાખવાની પદ્ધતિ એ ચાલતા જમાનાનો સુખનો પરમ શત્રુ છે.

સ્ત્રી એ કુળ સ્થાપિત કરવાનું મૂળ જાણીને સ્ત્રીની પવિત્રતાનું રક્ષણ કરવા માટે શાસ્ત્રકારો ઘણા મંડયા હતા, સ્ત્રી ખરાબ માર્ગે ગયાથી ઘરની શાંતિ ચાલી જાય છે, સંસાર નીતિ જાય છે, છોક-

રાની અધોગતિનું બીજ નંખાય છે. પુરૂષના બંધનની દોરડી તુટી જાય છે. અને કુટુંબમાં શાંતિ રહેતી નથી. જનમંડલના આવા કઠોર શાસનથી અને સ્ત્રીની પ્રકૃતિના મહત્વથી સર્વ દેશની સ્ત્રીઓના ચરિત્ર પુરૂના ચરિત્ર કરતાં પવિત્ર ગણાય છે. ધીરજ અને લજ્જા સ્ત્રીની શ્રેષ્ટતાનું મોટામાં મોટું લક્ષણ છે. લજ્જા વગરની અને ધીરજ વગરની સ્ત્રીઓ પુરૂષના ધિક્કારને લયક થાય છે.

છોકરાનું રક્ષણ કરવું, પતિના સુખના તથા તનદરોસ્તીના ઉપાય યોજવા, દાસ દાસીનું ભલું કરવું અને પરોણાની સેવા ચાકરી કરવી એ સ્ત્રીના ઉપર રહેવું જોઇએ. પુરૂષે એ વિષયમાં જેમ બને તેમ હાથ નાખવો નહિ. પરંતુ એ સર્વ કામ સ્ત્રીઓને શીખવવા જોઇએ. સ્ત્રી અબળા છે તેજ તેનું બળ છે. ઘરમાં બાળકને બધા તાબે હોય છે. દુર્બળતા વગર તેનું બીજુ બળ શું છે ? સ્ત્રીઓ દુર્બલ ચિત્તના અને મૃદુ પુરૂષને ધિક્કારે છે. પ્રબળ પ્રકૃતિના અને બળવાન પુરૂષની પાસે વધારે સુખથી રહે છે. એ ઘણી અજાયબ ભરેલી વાત છે, પરંતુ એ સ્ત્રી પ્રકૃતિનું એક ઉંડું તત્વ છે. સ્ત્રીનું મૂલ્ય પ્રેમ છે એ ગુણથી વીકટ પર્વતમાં ઝરો છે, સંસારના માર્ગમાં વડની છાયા છે, અને જીવનના માર્ગમાં છત્રી છે એ જે અનુભવ છે, તે વિધાતાની વિધિ જુએ છે.

સ્ત્રીના જીવનનું લક્ષણ શું છે ? કોઈ કહે છે કે લગ્ન કરીને પુરૂષનો આશ્રય કરવો એ તેના જીવનનું લક્ષણ છે. કોઇ કોઇ કહે છે કે સંસારનું પાલન અને કુળને કાયમ રાખવા એ તેનું લક્ષણ છે. કોઇ વળી કહે છે કે, પુરૂષમાં ઇશ્વરનો ન્યાય ભાવ અને સ્ત્રીમાં તેનો દયાનો ભાવ છે. દયાના ભાવથી અમર આત્માના વિકાસમાં મદદ કરવી એ તેના જીવનનું લક્ષણ છે.

તેના જીવનનું લક્ષ ગમે તે હો તેનો સ્નેહ દયા કેવળ કુટુંબમાંજ બંધાઇ રહેતા નથી જેમ સેંકડા પુરૂષો પોતાના કુટુંબની રક્ષા વગેરે કરીને જગતની ચઢતીને માટે શ્રમ કરે છે, તેમ સ્ત્રીએ પણ દુખીનાં હરણ, અનાથ નિરાશ્રિતોની રક્ષા, વિપદમાં પડેલાને વિપદમાંથી ઉદ્ધાર વગેરેને માટે પુરૂષની મદદગાર થવું, પરંતુ કુટુંબના સુખ શાંતિમાં હરકત નાંખીને આવું કામ ન કરવું.

## પતિના હિતમાટે ઇશ્વર પ્રાર્થના.

( વ્હાલારે મારા પ્રાણ થકી પ્યારા. ) એ રાગ.

કુશળ મારા કંથ તણું કરજો, અંતરયામી અરજ ઉરે ધરજો;
દીનાનાથ દુઃખ બધાં હરજો. કુશલ૦
નથી જપ તપ મેં કશુ કીધું, નથી દાન દીનને કંઇ દીધું;
નથી હરિનામ મુખે લીધું. કુશલ૦
નથી ભાવ ભક્તિ હરિ ચરણે, ચાલી નથી ચોંપે સદા ચરણે;
હવે હું છું આપ તણે શરણે. કુશલ૦
કરી નથી પૂજનમાં પ્રીતિ, જાણું નહિ નીતિ તણી રીતિ;
ગયું વય એમજ આ વીતિ. કુશલ૦
પ્રભુ આપનાજ પ્રતાપ થકી, સદા સુખ પામે સહુ એ નકી,
વિશ્વંભર એવી મને છે વકી. કુશલ૦
નહિ કોઇ જાણે તમારી ગતિ, મારી કોણ માત્ર કહોને ગતી;
તમેં ત્રિગુણાત્મક વિશ્વપતિ. કુશલ૦
ભૂધર ભવસાગર એ ભારે, આશા એક આપની છે મારે;
રહી આપને એક આધારે. કુશલ૦
કઠણ કાલ કેરિ ગતિ કેછે, ધિરજ સર્વ જનની હરી લેતે;
શંકા કરવા અવસર એ દેછે. કુશલ૦

---

( વૈદરભી વનમાં વલવલે. ) એ રાગ.

કરજો કુશલ મારા કંથનું, દીનાનાથ દયાળ;
સુખમાં સુવાડી ઉઠાડજો, હે પ્રણત પ્રતિપાળ; કરજો.
સાચાં પિતા માત છો તમે, આખા વિશ્વના ઇશ;
ત્યારે વિશેષ હું શુ કહું, આપને જગદીશ. કરજો૦
શેષ સહસ્ર મુખે કરી, ગુણ ગાય અપાર;
મુનિવર મથન કરી મુઆ, પામ્યા તોય ન પાર. કરજો૦
જ્ઞાન અને ગુણ છે નહિ, નથી વિનય વિચાર;
એક મુખે શું હું વર્ણવુ, આશુતોષ આવાર. કરજો૦
પામ્યા પરમ સુખ કેક તો, પામ્યા કેક પ્રતાપ;
કરુણા કટાક્ષ કરી તમે, ટાળ્યા કેકના તાપ. કરજો૦
રાયને રંક કર્યાં તમે, રંકને તમે રાય;
દીન જનોને સદા કરી, આપે અધિક સહાય. કરજો૦
ધામ ધરા ધન મેળવી, સૌખ્ય પામ્યા અનેક;

આપના પુણ્ય પ્રતાપથી, રહી કેકની ટેક. કરજો૦
આપની આપ મોટાઇને, જોઇને મહારાજ;
આશા દાસીની દયાનિધિ, પૂર્ણ કરવાને રાજ. કરજો૦

## તે સ્ત્રીના જીવનનેજ ધન્ય !

### શાર્દૂલવિક્રીડિત.

ચાલે ચોંપ થકી સદા ચરણમાં, સૌભાગ્યથી શોભતી.
સ્વામીને સુખ આપવા પ્રતિદિને, યત્નો કરે છે અતિ;
સંસારે સુખ રૂપ એક નિજનો. જે ધર્મ શોધી લહે,
તે નારી જનની શિરોમણી સતી, શ્રેષ્ઠ સર્વે કહે. ૧.

### વસંતતિલકા.

સૌભાગ્યનું સરસ ભૂષણ ઇચ્છિનારી,
શોભા સદા શિયળની શુભ જાણનારી;
સાચે સદાચરણને શુભ પંથ ચાલે,
લીધેલ જન્મ જુગને કરીને ઉજાળે. ૨.

છે પ્રાણનાથ પરમેશ સદાય જેને,
સેવ્યા કરે પરમ પ્રીતિથી નિત્ય તેને;
આજ્ઞા વહે પ્રણયથી નિજ ધર્મ જાણી,
તેણે કર્યું સફલ જીવિત તેજ શાણી. ૩

રાખી સદા સરલ શાન્ત અતિ સ્વભાવ,
મેલી બધો દુખદ દુષ્ટ પ્રપંચ સાવ;
સંતોષ પ્રાણપતિને પ્રતિ વાક્ય આપે,
તે જન્મની પરમ દુઃખદ દોર કાપે. ૪.

ચાહે સદા સરસ સદ્ગુણ રત્ન લેવા
ત્યાગે સદા અવર દુર્ગુણ દુષ્ટ જેવા,
જે પ્રાણનાથ ચરણે મન એક રાખે.
તે ઉત્તમોત્તમ સદા સુખ સર્વ ચાખે.

ચાલી સદાચરણને શુભ પંથ સારે,
કલ્યાણ નિત્ય નિજ નાથ તણું વિચારે;
લજ્જા તણું પરમ જે સમજે સ્વરૂપ,
તેનેજ ધન્ય ધરણી પર તે અનુપ ૬.

# શ્રી કૃષ્ણના ઉદ્દેષથી સત્યભામાને પાંચાળીએ આપેલો સ્ત્રી બોધ.

શ્રી કૃષ્ણની સોળ હજાર એકસોને આઠ સ્ત્રીઓમાં સત્યભામા એક પ્રખ્યાત પટરાણી હતાં, કે જેના અભિમાનનો તો પારજ નહોતો અને જેથી તે પોતાના પ્રાણનાથ શ્રી કૃષ્ણ સામે પણ ક્ષણે ક્ષણે કલેશ કંકાશ કરતાં, કોઇ એક દીવસ તેના ઘણા કંકાશથી કંટાળી શ્રી કૃષ્ણે મનમાં વિચાર કર્યો કે મેં ઘણી દેવ કન્યાઓ અને રાજ કન્યાઓ જોઇ છે પણ કોઇ આ સત્યભામાની બરોબરી ધરાવે એવી અત્યંત અભીમાનવાળી સ્ત્રી મેં જોઇ નથી સ્વભાવથીજ તે અભિમાની છે, અને વળી તેને નારદજી જેવા મળી જાય છે ત્યારે તો માનનો, કજીઆનો, અને કલેશનો તો પારજ રહેતો નથી. આગળ પણ નારદજીએ તેને ઉસકેર્યાં હતાં કે, શ્રી કૃષ્ણે રૂક્ષ્મણીને પારી જાતનું પુષ્પ આપ્યું; તેથી તે એટલાં તો રોશે ભરાણાં હતાં કે કાંઇ વાતજ નહી. અનેક પ્રકારે સમજાવતાં પણ સમજ્યાં નહીં, પણ જ્યારે પારી જાતનું ઝાડ એને લાવી દીધું ત્યારે તે શાંત થયાં હું કદી એનો સ્વભાવ જાણું છું તેથી સહન કરૂં છું પણ મારા માત પિતા, મ્હેટાભાઈ તથા ભામો અને બંધુ વર્ગ આદિ એનાં અતિ કડવાં વચન કેમ સહન કરે એનાજ વાકયરૂપી બાણથી મારાં ભાભી રેવતી, વડીલભાઇ બળભદ્ર અને બેન સુભદ્રા પણ ઘણાં ખેદ પામતાં હોય એમ લાગે છે. જ્યારે માતા પિતા, ભાઇ, ભોજાઇ, બેન સંબંધીઓ એનાજ કલેશથી આવા ઉદાશ થાય ત્યારે તે ગમે તેવાં રૂપાળાં, ગુણવાળાં ને ઉત્તમ કુળવાળાં હોય તો પણ શા કામનાં એણે પોતાનો ધર્મ શું તે સમજવું જોઇએ. કોઇપણ સતિ સ્ત્રીના સંગ કે ઉપદેશ વીના પોતાનો તે ધર્મ નહી જાણે હમણાં ઘણાં પ્રખ્યાત અને ખરાં સતિ તો એક દ્રાપદી છે, અને તે જો તેને શીખામણ દેશે તો તે ધ્યાનમાં લેશે. પણ સત્યભામાનો સ્વભાવ એવો તો હઠીલો છે કે જો હું કહીશ કે ચાલો દ્રૌપદિ પાસે જઇએ તો તે જરૂર ના પાડશે. વાસ્તે સત્યભામાજ મુને કહે કે દ્રૌપદિ મને દેખાડો એવી કાંઇ હું યુક્તિ કરૂં. એમ મનમાં વિચાર કરી શ્રી કૃષ્ણને જાણે નિંદ્રા આવી હોય એમ પોઢી ગયા.સત્યભામા તેને પંખો કરતાં હતાં એટલામાં શ્રીકૃષ્ણ ઉંઘમાં આ પ્રમાણે બોલવા લાગ્યા "અરે પાંચાળી તમે બાળક

છતાં સર્વે સ્ત્રીઓને સ્ત્રી ધર્મ શિખવવામાં ગુરૂરૂપ છે. સતિઓમાં મુખ્ય ગણાવા લાયક છે, અને ટુંકામાં સર્વ કુલીન સ્ત્રીઓના ગુણોથી ભરપૂર છે. હાય હાય ! તેને પણ આ વખત વન નીવાસ કરવો પડયો છે, ધિઃકાર છે વિધાતાને. આવું શ્રી કૃષ્ણનું બોલવું સાંભળી સત્યભામાજી બોલી ઉઠયાં–" અરે પ્રાણનાથ, ઉંઘમાં પણ આપ કોનું ચીતવન કરો છો ! એવી કોણ ગુણવાન સ્ત્રી છે કે જેને આપ જેવા પણ આવી રીતે સંભારે છે. એણે કોણ માતા પિતાથી જન્મ લીધો છે, અને એણે કયા રાજાને પાણી ગૃહણ કરી સંસારનું સર્વસ્વ સુખ ભોગવનાર કીધો છે, તે હું જાણવા ચાહું છું."

શ્રી કૃષ્ણે કહ્યું કે–" સત્યભામા હું શું બોલ્યો તે મુને એકદમ જાગ્રત થઇ જવાથી યાદ રહ્યું નથી. વારુ તમે, હું શું બોલ્યો તે મુને કહો તો હું તે યાદ લાવીને કહું કે હું શું કહેતો હતો." સત્યભામા બોલ્યાં કે–પ્રાણનાથ, કાંઇ પાંચાળી, માંચાળી, અને વન વાસ એવું કહેતા હતા. શ્રી કૃષ્ણ કહે હા, હવે મને યાદ આવ્યું.. લ્યો હું વીસ્તારથી તમને વાત કરૂં. તમે આ વાતને જાણો છો કે મારા ફઇના પાંચ બાળક પોતાના કાકાના સો પુત્રો સાથે ઘણો વિદ્યાભ્યાસ કરી ધનુર્વેદમાં પૂર્ણ થયા કે તેના ગુરૂ દ્રોણાચાર્યે કહ્યું કે દ્રુપદ રાજાને જીવતો મારી પાસે લઇ આવી આપો તો સર્વ ગુરૂ દક્ષિણા આપી એમ માનીશ. તે અર્જુને કબુલ કરી દ્રુપદને બાંધી લાવ્યા. દ્રોણે કેટલાંક તેને વચન કહી છોડી મેલ્યો તે વખતથી દ્રુપદે દ્રોણાચાર્યને મારે તેવો પુત્ર થાય અને અર્જુનને પરણાવવા લાયક એક કન્યા થાય એવો વીચાર કરી યજ્ઞ કીધો, કે જેમાંથી એક પુત્ર અને પુત્રી થયાં, જે પુત્રીનું નામ દ્રોપદી અથવા પાંચાળી કહેવાય છે. પાંચાળીની વય વીવાહ લાયક થઇ તેટલામાં તો દુષ્ટ કૌરવોએ તે પાંચેભાઇઓને અનેક દુઃખ દઇ છેવટ લાક્ષાગ્રહમાં બાળી દીધા. પણ તેમાંથી તેઓ પોતાના પરાક્રમે જીવી છાના બ્રાહ્મણને વેશે રહ્યા હતા. દ્રુપદે મત્સ્યવેધ કરવાનો ઠરાવ કરી સઘળા રાજાને પોતાને ત્યાં એકઠા કર્યા, પણ કોઇથી મત્સ્યવેધ થઇ શકયો નહી છેવટે બ્રાહ્મણના વેશમાં અર્જુને મત્સ્યને વીંધ્યો અને દ્રોપદીને પાંચ ભાઇઓને પરણાવ્યાં, આથી તે જીવતા છે એમ જાહેર થયું અને કૌરવોએ પાછું વેર લેવું શરૂ કીધું. તેઓએ જુગટું રમી ખોટા દાવ નાંખી પાંડવોનું રાજપાટ સર્વે લઇ લેતાં તેને વનવાસ મોકલ્યા. પ્રથમ દ્રોપદીને તેઓ હરી ગયા, અને

તેને ભર સભામાં બોલાવી તેનાં વસ્ત્ર ખેંચવા લાગ્યા. પણ તેના પતિવ્રતાના પ્રભાવથી ૯૯૯ વસ્ત્ર દુઃશાસને ઉતાર્યાં ત્યાં સુધી પણ દ્રૌપદીનું અંગ કોઈના જોવામાં ન આવ્યું. આ સતીના પ્રભાવથી સર્વ લોક ભય પામ્યા, અને દ્રૌપદીને તેનું રાજ્યપાટ સોંપી દીધું. પણ વળી ચંડાળ ચોકડી જે દુર્યોધન પાસે હતો તેણે એવું બતાવ્યું કે એક ફેરે આપણે યુધિષ્ટર પાસે પાસો નંખાવવો, જો તે જીતે તો તેના રાજ્યમાં જાય, અને જો હારે તો ૧૪ વર્ષ વનમાં રહે. આવી સલાહથી ફરી દુર્યોધને યુધિષ્ટિર પાસે પાછો પાસો નંખાવ્યો, જે હારવાથી પાંચે ભાઇઓને તથા દ્રૌપદીને વનમાં રહેવું પડયું છે. તે અત્યારે એવાં એવાં કષ્ટો ભોગવે છે કે કાંઇ વાતજ નહીં. એવી સતિ આ ત્રણ લોકમાં કોઈ પણ નથી, તેથી મને આજે પાંચાળીનું સ્વપ્ન થયું. આ પ્રમાણે શ્રી કૃષ્ણનું વચન સાંભળી સત્યભામાએ વિનંતી કરી કે પ્રાણનાથ, ત્યારે તો મને તે જ્યાં હોય ત્યાં તેડી જાઓ. શ્રી કૃષ્ણને તો તે વાત ગમતિજ હતી, તેથી તરતજ રથ મંગાવી જે વનમાં પાંડવો હતા ત્યાં ગયા. અકસ્માત શ્રી કૃષ્ણ પધારવાથી પાંડવોને દુઃખની વખતમાં ઘણોજ આનંદ થયો. સત્યભામા ત્યાં ૧૦ દિવસ દ્રૌપદિ આગળ રહ્યાં તેથી દ્રૌપદિ સાથે ઘણુંજ મન મળી ગયું અને ઘણીજ પ્રીતી થઇ તેથી એક દિવસ એકાંતમાં સત્યભામાએ દ્રૌપદિને પુછ્યું કે પ્રિય બેન દ્રૌપદિ, હું તમને મારાં પ્રિય સખી રૂપ, હેતુ રૂપ, અને મારાં અંતઃકર્ણ રૂપ જાણુ છું ને તેથી મારા મનની શંકા દુર કરવા માટે પુછું છું કે આપના પાંચ પતિ લોક પાળ જેવા છે તો પણ તેઓ તમારે વશ થઇ રહ્યા છે. તમારામાંજ પ્રિતી બાંધી રહ્યા છે અને કોઇ દિવસ પણ તમારી ઉપર રીસ કરતા નથી. એ તે શું? તમે કાંઈ વ્રત કીધું છે તેનો પ્રભાવ છે, કે કોઇ તીર્થ સ્નાનનો પ્રભાવ છે, કે તપનો પ્રભાવ છે, કે મંત્રનો પ્રભાવ છે કોઈ ઔષધનો પ્રભાવ છે, કે વિદ્યાનો પ્રભાવ છે કે મૂલનો પ્રભાવ છે, કે કોઈ જપનો પ્રભાવ છે? જેનો પ્રભાવ હોય તે મુને બતાવો. હું તે પ્રમાણે કરૂં કે જેથી શ્રી કૃષ્ણ પણ મારે વશ થાય. આવી રીતે સત્યભામાનું વચન સાંભળી તરતજ દ્રૌપદિ બોલ્યાં "અરે સત્યભામા, તમારા આવાં વચનથી મને રીસ ચડે છે. શું? તમ જેવી ઉત્તમ સ્ત્રીએ પતિ વશ કરવાના આવા ના લાયક ઉપાયો કરવા જોઇએ? શું મને પણ તમે એવી કામણ કરનારી નિચ સ્ત્રી ગણો છો? પ્રિય બેન તમે નિશ્ચે જાણજો

કે, તમ જેવી ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલ શ્રી કૃષ્ણ જેવાનાં અ-
ર્ધાંગનાને આવો સંશય કે પ્રશ્ન ઘટે નહીં. જ્યારે સ્વામિ જાણે કે
મારી સ્ત્રી મૂળ મંત્ર કરે છે ત્યારે સઘળા અપરાધથી જેમ માણસ
ઉદ્વેગ પામે છે તેમ તે સ્ત્રીથી પતિ ઉદ્વેગમાં રહે છે. જ્યારે પતિ ઉ-
દ્વેગમાં રહે ત્યારે શાંતિ કે સુખ તો ક્યાંથીજ મળે, વાસ્તે મંત્રના કા-
મથી સ્વામી વશ થતો નથી; જો તમે એમ જાણતાં હો કે ઔષ-
ધોથી ધણી વશ થાય છે તો તે પણ ખોટું છે, કારણ કે તેવાં ઔ-
ષધો સ્વામિને ખવરાવવાથી નાના પ્રકારના રોગ પેદા થાય છે, કે
જેમાંથી તરત મૃત્યુ થાય છે, અથવા તો જળોદર, વાળો, કોઢ, વાળ
વળી પક્ષીવાળો નપુંસકપણું, જડ, આંધળો કે બેરો થઇ જાય છે.
સુખ થવું તો દૂર રહ્યું પણ વધારે દુઃખ થઇ પડે છે વાસ્તે ઉત્તમ
સ્ત્રીએ કદી પણ પતીનું અહિત ન કરવું એજ સ્ત્રીનો ખરો ધર્મ છે.
વળી સત્યભામા હું મારા પાંચ પ્રાણનાથ સાથે કેવી રીતે વર્તું છું
તે આ વખત આપને બતાવું છું. હું અહંકાર બિલકુલ રાખતી નથી
તેમ કામ ક્રોધ લોભ રાખતી નથી, હમેશ મારા પતિની સેવા કરૂં છું
અને મારા પતિની પ્રિતી વાસ્તે મારી શોકયો કે જે તેની બીજી સ્ત્રીઓ
છે તેની પણ પૂજા કરૂં છું. ઇર્ષા, અભિમાન મુકી દઇ મારા સ્વામિ-
ની સેવામાં તેના મન પ્રમાણે ચાલું છું. ખરાબ વચન બોલતી નથી,
ખરાબ જગ્યાએ ઉભી રહેતીનથી, ખરાબ પદાર્થો જોતીનથી ખરાબ
ઠેકાણે બેસતી નથી ખરાબ જગ્યાએ જતી નથીપ્રતાપિ મારા પ્રીય પતિઓને
સૂર્ય, અગ્નિ, અને ચંદ્ર જેવા માનું છું, મારા પતિ વિના દેવ, મનુ-
ષ્ય, કે ગાંધર્વ ભમે તેવા રૂપવાળા હોય, જોબનવાળા અને અલંકાર
વાળા પુરૂષો હોય તેને હું તુચ્છ ગણું છું. મારા પતિ જમ્યા ન હોય
ત્યાં સુધી હું જમતી નથી, તે નહાયા ન હોય ત્યાં સુધી હું નહાતી
નથી. તેમ જો તે કાંઇ કામમાં ગુથાએલા હોય તો હું તેમની રાહ
જોઈ બેશી રહું છું; તેઓ વનમાંથી જ્યારે ઘેર આવે ત્યારે હું
સામી જઇ આશન નાખી આપી જળ પીવા માટે આપું
છું, વળી ઘરમાં માત્ર સર્વ સ્વચ્છ રાખુંછું. રંશોઇ મધુર રસ વાળી
કરૂં છું, વખતસર જમવાનું કરૂંછું, ધન અને પૈસાનો સંગ્રહ કરૂં
છું, ઘરની સઘળી સામગ્રી જોઇએ તેવી રીતે રાખું છું, કોઇ પણ
વખત હું એવું બોલતી નથી કે જેથી મારા પતિને તિરસ્કાર
થાય, ખરાબ સ્ત્રીઓની સંગત રાખતી નથી અને આળસ વગરની
તેને અનુકુળ રહું છું, હું ઘણું હસતી નથી અને. ઉમરા ઉપર
ઉભી રહેતી નથી, ઉકરડાપાસે ઉભી રહેતી નથી, વાડીમાં એકલી

ઉભી રહેતી નથી, અતિ હાસ્ય કે અતિ ક્રોધ કરતી નથી, હમેશ સત્ય બોલું છું, અને પતિનું જેમ હિત થાય તેમ વર્તુ છું, પતિ વિના મુને કાંઈજ પદાર્થ પ્રીય નથી, જયારે કોઈ કામના પ્રસંગ થી પતિ કદી પરદેશ કે પરગામ જાય છે ત્યારે ચંદન, પુષ્પ, નવાં વસ્ત્ર અને અલંકાર હું પહેરતી નથી, અને વ્રત નીયમ ધારણ કરૂં છું. જે મારા પતિ પીતા નથી, ને જમતા નથી, જે મારા પતિ સેવતા નથી તે પદાર્થને હું પણ દુરથીજ મેલી દઉં છું, અને જેમ શાસ્ત્રમાં સ્ત્રીયોના ધર્મ લખ્યા છે તે પ્રમાણે મારા પતિના હિતને વાસ્તે હું વરતુ છું, સુંદર વસ્ત્ર, અલંકાર, પુષ્પ અને ચંદનથી શણગાર ધારણ કરી મારા પતિની હજુરમાં રહું છું, જે કાંઈ ધર્મો કુટુંબમાં પાળવાના મારા સાસુ કુન્તાજીએ બતાવ્યા છે તે પ્રમાણેજ ચાલુ છું, જે માનવા લાયક માણસો છે તેને માન આપું છું, રાત દિવસ નિયમને વિનયને સેવું છુ, મારા પતિ ક્રોધમાં હોય છે તો પણ હું દીન થઇ તેની શેવા કરૂં છું, કારણ કે સ્ત્રી ને તો પતિએજ એક આધાર છે, પતિજ દેવ છે, પતિજ ગતિજ છે વાસ્તે હું કોઇ વખત પણ પતિનું વચન ઉલંઘન કરતી નથી તેમ જ મારાં સાસુને દેવની તુલ્ય ગણી પૂજા કરૂં છું. સાસુને જમાડી જમુ છુ, તે પોઢયા પછી તેનાં ચરણ કમળ ચાંપી હું શયન કરૂં છું, આજ અમે વનમાં છીએ પણ જે વખત રાજા યુધિષ્ટિરનું રાજ્ય આબાદ હતું ત્યારે સંખ્યાબંધ બ્રાહ્મણ આદિ જમવાવાળા હતા જેને વૈશ્વદેવ થયો કે પ્રથમ પાત્ર હાજર કરતી, અને જેમ ઘટે તેવી રીતે તેની અન્ન વસ્ત્રથી શેવા કરતી સંખ્યાબંધ માણસો મારા હાથ નીચે શું શું કામ કરે છે એ સારી રીતે હું જાણતી; રાજ્યની આવક અને જાવકનું ખરચ હું જાણતી, અને તેનો હિસાબ પણ હુજ રાખતી મારા પતિ આ સર્વ કુટુંબનો ભાર રાખી પોતે નિશ્ચિંત ફરતા મેં રાત દિવસ સર્વ સુખનો ત્યાગ કરી પોતાના પતિનો શોંપેલ ભાર માથે ચડાવી લીધો હતો. તેન રાતે કે દિવસે, ભુખ કે તરસમાં ભેળી રહેવા ઉપરાંત પતિની સેવામાં મારે સત્રજો વખત સરખોજ હતો, પતિ જાગ્યા અગાઉ જાગું છું, અને પતિ પોઢયા પછી શયન કરૂં છું. હમેશ આ પ્રકારથી વર્તુ છું, અને એજ મારૂં વશીકરણ ખરૂં છે. આ ઉપરનો પ્રકાર પતિને વશ્ય કરવાનો હું જાણું છું. નીચ અને હલકી સ્ત્રીયોના આચારને હું માનતી નથી અને ઇચ્છતી પણ નથી. દ્રૌપદિનું

આવું વચન સાંભળી, ઘણા આદરથી સત્યભામાયે માફી માગી અને કહ્યું–એ હેન મારાં પ્રીય સખી જાણી, મેં તમારી ઉપર પ્રમાણે પ્રાર્થના કરી હતી, તે અવિવેક થયો છે, માટે માફ કરશો; સત્યભામાનાં આવાં સરમ ભરેલા વચન સાંભળી, ફરીથી દ્રૌપદી બોલ્યાં કે–પ્રીય સખી સત્યભામા ? તમને હું ખરેખરો પતિને વશ્ય કરવાનો ઉપાય બતાવું છું, તે યાદ રાખશો. જેથી સર્વ સ્ત્રીઓ કરતાં વધારે તમારા માટે તમારા પતિનો પ્રેમ થશે. પતિ આપણુ ઉપર પ્રસન્ન રહે તેવું બીજું કાંઇજ આ લોકમાં સ્ત્રીઓનું દૈવત નથી. પતિ પ્રસન્ન રહેવાથીજ સારાં સારાં વસ્ત્ર સારા સારા અલંકાર ઉત્તમોત્તમ ચંદન પુષ્પ અને સુગંધિ પદાર્થો મળે છે, અને તેનાજ કોપથી તે સર્વેનો નાશ થાય છે. નાના પ્રકારનાં સુખ, પુત્ર પારેવાર, ધન ધાન્ય ઇત્યાદિ સર્વ પતિ પ્રસન્ન રહેવાથી મળે છે હે સખી સુખથી સુખ થતું નથી, પણ દુઃખથી સુખ મળે છે. સ્નેહથી, પ્રેમથી, અને મન. વચન, કર્મથી, તમારા પતિ શ્રીકૃષ્ણની તમે સેવા કરો, સુંદર વસ્ત્ર, અલંકાર. ચંદન, પુષ્પથી તેની સેવા કરો, તેથી તમારી ઉપર પ્રસન્ન રહેશે બહારથી આવતા તમારા પતિનો સાદ સાંભળી, તમે ઉભા થઇ સામાં જાઓ અને આસન આપો પતિ આસન ઉપર બેશે કે તરત શિતળ જળથી તેના ચરણ કમળ ધુઓ, પછી જળ પાવા આપો, અને પંખાથી પવન નાખો. જેમ શ્રી કૃષ્ણ સારી રીતે જાણે કે સત્યભામા મારી બહુ સેવા કરે છે તેમ વર્તો. ને કાંઇ શ્રી કૃષ્ણ તમારી પાસે વાત કરી હોય તે તમે કોઇને કહો નહીં. કારણ કે તે વાત પછી બીજે ઠેકાણેથી તમારા પતિ સાંભળે તો તે સ્નેહ ત્રૂટવાનું કારણ છે. જે તમારા પતિને વહાલા હોય, જે તમારા પતિના ભક્ત હોય, જે તમારા પતિના હેતુ હોય, તેઓને તમે અન્ન, વસ્ત્ર, અલંકારથી માન આપો, અને તમારા પતિના શત્રુઓ હોય, દ્વેષિ હોય, અને કપટી હોય તેથી તમે દૂર રહો. મંદ, મેલી ઘો, ગાફલતા રાખો માં, મનને વશ રાખો, ઘણું બોલો માં બીજા પુરૂષોની વાતોથી દૂર રહો. પ્રદ્યુમ્ન અને સાંબજી તમારા પુત્ર ગણાય તેની સાથે પણ એકાંતમાં બેસસો માં, જેઓ મોટા કુળમાં જન્મેલી હોય, જેઓ નિષ્પાપ હોય, અને જેઓ સતિ હોય એવી સ્ત્રીયોની તમે સંગત કરજો. કુર સ્વભાવવાળી, કજીયાવાળી, ઘણું ખાનારી, ચોરટી અને દુષ્ટી એવી સ્ત્રીયોથી સદા દૂરજ રહેવું. અમૂલ વસ્ત્ર અલંકાર પહેરી પતિની સેવા કરો, એજ યશને વધારનાર,

સૌભાગ્યને વધારનાર, અને સ્વર્ગને આપનાર સાધન છે." આમ જ્યાં દ્રૌપદી ઉપદેશ આપે છે એટલામાં શ્રી કૃષ્ણે રથમાં બેસતી વખત સત્યભામાને તેડવા માણસ મોકલ્યું તેથી સત્યભામા દ્રૌપદિને મળીને કહેવા લાગ્યા-"હે સખી! તમે કાંઇ ચીંતા કરશોમાં થોડા વખતમાં તમારા પતિ પાછા પોતાનુ રાજ્ય મેળવશેજ તમ જેવાં સુશીલ અને સુલક્ષણાં સતિ સ્ત્રીઓ ઘણી વખત કલેશ ભોગવતજ નથી, એમ કેટલીક ધારણા આપી મનોપ્રીય અને સત્ય વચન બોલી દ્રૌપદિને પ્રદક્ષિણા કરી પગે લાગી, એની આશિષ માથે ચડાવી સત્યભામાં રથમાં બેઠાં. શ્રી કૃષ્ણ સત્યભામાનું મુખ જોતાંજ જાણી ગયા કે હવે સત્યભામા બીજાંજ છે, તેથી પ્રસન્ન થઇ દ્વારકાં આવ્યા, ત્યાં આવ્યા, પછી સત્યભામાજીએ દ્રૌપદિના ઉપદેશ પ્રમાણે વર્તવા માંડયું, જેથી શ્રી કૃષ્ણ અને સત્યભામાના સ્નેહનો અને સુખનો તો પારજ રહ્યો નહી. હે પ્રિય બેહેનો! વિચારો કે શ્રી કૃષ્ણ જેવા જેઓ આખા જગતના કલેશનો નાશ કરનાર તે પણ પોતાની સ્ત્રીના કલેશથી કાયર થઇ ગયા, ત્યારે મનુષ્યો તો સ્ત્રીઓના કલેશથી કાયર થાય તેમાં શું આશ્ચર્ય! વાસ્તે કોઇ પ્રકારે સ્ત્રીએ પોતાના મનમાં કલેશ આવે તેવું કામ ન કરવું એ મુખ્ય સ્ત્રીનો ધરમ છે. ઘણી નીચ સ્ત્રીઓ પોતાના ધણી સાથે કલેશને કંકાસ કરી ધણીને કાયર કરી નાખે છે જેથી ધણી ઉદાસ થઇ વાતચીત હસવું કે બોલવું બંધ કરે છે એટલે મંત્ર તંત્ર કામણ વિગેરે કરાવી પોતાના પતિને વશ કરવા ધારે છે. પણ આ ઠેકાણે સતિ શિરોમણી પાંચાળીનોજ પતિ વશ કરવાનો ઉપાય આપણે યાદ રાખો. વીચારો કે જે જે દુઃખો દ્રૌપદિ ઉપર પડયાં છે તે દુઃખના હજારમા હીસ્સાનું દુઃખ પણ કાંઇ બીજી સ્ત્રી કદી સહન કરવાની નથી. ખરૂં જુઓ તો પાંચાળીના પતિવ્રતાનોજ એ સર્વ પ્રભાવ છે જગતમાં રાજ કન્યાઓને કેટલીક નથી પણ શ્રી કૃષ્ણ જેવા જગત ગુરૂની સ્ત્રીને પણ સ્ત્રી ધર્મમાં ગુરૂ થનાર પાંચાળી છે એકજ તેના મહિમા વિષે જેટલું બોલીએ તેટલું ઓછું છે, વાસ્તે ટુંકામાં એટલુંજ કે પવિત્ર પાંચાળીયે સત્યભામાને જે જે ખરાં હિતનાં વાકયો કહ્યાં છે તે વાકયો એક કમળની માળા માની આપણા હૃદયમાં રાખો કે જેથી આ પણો ખરો ધર્મ સમજાય અને તે પાળવાથી આપણું આ લોક અને પરલોકનું કલ્યાણ થશે.

## સ્ત્રીએ મુખ્ય શું શું વર્ત્તન રાખવુ જોઇએ ?

સ્ત્રી માત્રને ધ્યાન દેવાનું છે કે, ગૃહસ્થાશ્રમમાં જે શિક્ષા લખી તે શીખી અથવા સાંભળી લક્ષમાં લેવી. હે સ્ત્રી ? તારો વિવાહ નહોતો થયો ત્યાં સુધીમાં તેં પોતાનાં માતા પિતાને આધીન રહીને વિદ્યા કળા અને ગુણ સંપાદન કર્યા; ઉપર લખ્યા પ્રમાણે સ્ત્રી ધર્મ તથા સંતાનોત્પત્તિ આદિ અર્થે તેં પતિ કર્યા છે, તેથી હવેથી તું આખી ઉમર સુધી તારા પતિની સાથ પ્રેમાનુબદ્ધ-પતિને આધીન છે, એમ સમજીને મનસ્વી પણે વર્ત્તીશ માં. જો તું મન મુખીપણું રાખીશ તો જગતમાં તારી પ્રીતિ અને પ્રતીતિ યથાયોગ્ય નહી રહેશે, અને તુંને જીવનપર્યંત કલેશ પામવાને અવસર આવી પડશે; કારણ કે એક તો કુદરતની તરફથી સ્ત્રીની શારીરિક પ્રકૃતિ નાજુક બનેલી તેથી શ્રમ કરવાને લાયક નથી, પરંતુ ઘરની શીતળ છાયામાં બેસી થોડા શ્રમનાં કામો કરવાને લાયક પ્રકૃતિ ( સ્વભાવ ) પુરૂષથી ભિન્ન પ્રકારની છે; તેમ તેજ સમય સમયની રૂઢી પણ બળવાન છે; તે ઉપરાંત આખી દુનિયામાં પરીક્ષાથી આમ સિદ્ધ થયું છે કે, ગૃહકાર્ય શિવાય બીજો વ્યવહાર સંબંધી કાર્યોમાં જેવો પુરૂષ યથાયોગ્ય વ્યવહાર સિદ્ધ કરવામાં લાયક છે, તેવી સ્ત્રી સર્વાંસે સમર્થ નથી: એટલા માટે બાલ્યાવસ્થામાં માતા પિતાને આધીન, યુવાવસ્થામાં પતિને આધીન, અને વૃદ્ધાવસ્થામાં પુત્ર યા પતિનાં સંબંધીઓને આધીન રહેવાનો સંપ્રદાય પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે, માટે તારે એ વાત યથાર્થ સમજીને પોતાના પ્રાણપતિની સાથે આનંદ સહિત પ્રેમયુક્ત વર્તનિ રાખવો. પતિમાંજ પૂર્ણ પ્રેમનુ રાગી થઇ પતિ સિવાય પર પુરૂષ પર દૃષ્ટિ ન નાખતાં પતિ સેવા અને પતિ આજ્ઞા પાલન તથા પતિને પ્રસન્ન રાખવો; આ તારૂં મુખ્ય કર્મ અને ધર્મ છે.

જ્યાં પુરૂષ પત્ની બન્ને પ્રેમબંદ્ધ અને પ્રસન્ન રહે છે, ત્યાં સર્વ પ્રકારના ભોગ, સૌભાગ્ય અને ઐશ્વર્ય આવી મળે છે, પણ બન્ને જ્યાં અપ્રસન્ન રહે છે ત્યાં દરિદ્રતા આવી વસે છે. પતિ પ્રસન્ન થવાથીજ સ્ત્રીને સર્વ પદાર્થ સુખ રૂપ છે, નહી તો દુઃખ રૂપ છે.

દેવસ્થાન, મંદિરે કે તીર્થોમાં તથા સાધુ-બાવા-ફકીર પાસે એકલું ન જવું; કોઇ સંપ્રદાયની ચેલકી ન થવું, કારણ કે સ્ત્રીનો ગુરૂ-માતા પિતા, વિદ્યા શિક્ષણ દેનાર, વિદુષી, વનિતા અને પતિ

વગર બીજો કોઇ થઇ શકતો નથી; તેમ પતિ પ્રેમ પાઠ અને પતિ પ્રેમ જાપ અને પતિ પ્રેમ ભક્તિ અને પતિ દર્શન-એજ તેનું ભણતર કે ધર્મ ધ્યાન જે કહો તે છે. સાસુ, સસરો, દેર, વર, નણંદ, દેરાણી, જેઠ, જેઠાણી, અને જે કુટુંબનાં સગાં સંબંધી મનુષ્ય હોય તે સર્વનો પ્રેમ પૂર્વક પ્રસન્ન મનથી સત્કાર કરવો અને યથોચિત સેવા કરવી. નણંદ સાથે ઘણા સ્નેહ ભાવથી વર્ત્તવું.

સ્વામીને ઘરના વ્યવહારના કામ વિના બહારની વાત પૂછવી નહીં, અને જો પુછવાની જરૂર લાગે તો એકવાર પૂછવા છતાં જો તે ન બતાવે તો, તેમાં હઠ કરવી નહીં; એવીજ રીતે કોઇ પણ બાબતમાં દુરાગ્રહી બુદ્ધિ ન કરવી.

બાળકને કુચેષ્ટા કરવા કે કુટેવ પડવા કે કુસંગી થવા નહિં દેવાં. રમાડતાં હસાવતાં શીખામણ દીધા કરવી પણ વઢતાં રોવરાવવાં કે મુઝવવાં નહિ.

પવિત્રતા, વિદ્યા, સભ્યતા, સુશીલતા, પ્રિય ભાષણ અને પતિવ્રત્ય એજ સ્ત્રીનાં ઉત્તમ ભૂષણ છે, પણ સોનાં ચાંદીનાં ભૂષણ કંઇ ભૂષણ નથી, પણ તતો માટી છે.

પતિની વિરૂદ્ધ એટલે તેમની સામે ક્યારે પણ બોલવું નહિં તેમ તેમની બરાબરી કરવા પણ ન જવું. જો પતિ કદાપિ કોઇ અનુચિત કર્મ કરતો હોય તો ધૈર્યતા પુર્વક અતિ નમ્રતા અને સરલતાની સાથે સ્નેહ દર્શક વિનય વચન બોલીને તેને સમજાવવો અને તેમાં સભ્યતા ન છોડતાં ઘટિત માન મર્યાદા મધુરતાથી વાત કરવી. પતિ જ્યારે વિદેશમાં હોય ત્યારે બીજાની પાસે પત્ર ન લખાવતાં પોતેજ લખવો અને આવેલ પત્ર પણ પોતેજ વાંચવો; તેમ તેની ગેર હાજરીમાં સંભાળીને-સાચવીને રહેવું, પરપુરૂષની છાયા પણ ન સેવી, તથા પોતાના ઘરનો ભેદ લેશ પણ બહાર જવા ન દેવો. જો દાસ દાસી હોય તો તેનું કામ તેની પાસેજ કરાવવું, પોતે ન કરવું; પરંતુ સ્વામિની ભોજનાદિક સેવા અને સંતાનની સંભાળ તો પોતે જાતેજ કરવી. કુટુંબની કોઇ પણ સ્ત્રી કે પુરૂષની સાથે દ્વેષ-દ્રોહ અને હઠ ન કરવો; પણ મધુર વચન બોલીને અત્યંત પ્રસન્ન રાખવાં. સગાં-સંબંધ કુટુંબી-બંધુ-મિત્ર-નાત-જાત-સ્વજન-આડોશી પાડોશી સાથેના પ્રત્યેક વ્યવહારમાં સાવધાન અને કુશળ રહી અનુકુળતાથી વર્ત્તવું. પોતાનો પતિ અભણ હોય તો જે વિદ્યા તે ન જાણતો હોય અથવા જે વ્યવહારમાં તે અજ્ઞાન હોય તે તેને વિનય સહિત નિરભિમાન થઇ શિખવવું.

પતિની ગેરહાજરીમાં ઘેર મેમાન આવે તો પોતાની પ્રતિષ્ઠા આબરૂ ( મોભો ) સાચવતાં, પોતાના ઘરની વ્યવસ્થાની તે મેમાનને ખબર ન પડે એવી રીતે પોતાના ઘરની શક્તિ અને આબરૂ પ્રમાણે પરોણાની પરોણાગત સારી રીતે કરવી. પણ મોહેથી બહુ અડબડ કરીને મેમાનને મૂઝાવવાનું કારણ ન થવું જોઇએ. પતિને ઘર અથવા સંતાનની તરફની કોઇ પણ પ્રકારની ચિંતા ન કરવી પડે, તેવી રીતે ઘરનો કારભાર સંભાળ પૂર્વક કુશળતાથી ચલાવવો. જે કામમાં પતિ પ્રસન્ન હોય તેજ કામ તેને અનુકુળ રહી કરવાં. પાડોસણ સાથે વૈર ન કરતાં હળી મળીને ચાલવું.

પતિ દ્રવ્યોપાર્જનભૂત સદુદ્યોગમાં પ્રવૃત્ત રહે અને તેને ઘર સંબંધી શોચ કે ખોટને ન રહે તેવો ઉપાય લેવામાં સ્ત્રીની ચતુરાઇ છે. પોતાનો રાત દિવસનો વખત ગુજારવાનો નિયમ બાંધવો, તેમાં સાસુ સસરાની સેવા પ્રતિ પ્રેમનિષ્ટા, ગૃહ કાર્યની સર્વ પદ્ધતિ, નણંદ જેઠાણી, દેરાણી સાથે વર્ત્તવાની રીતભાત, શીવવું, ભરવું, રસોઇ, બાળ રક્ષા, ધર્મ, વિદ્યા, શિલ્પ ( કારીગરી ) પાક વિદ્યા, સત્યપાલના, સુશીલતા, સેવ્ય સેવક ધર્મજ્ઞતા, ઇત્યાદિ વારમવાર શીખવું, નકામાં-નિરૂઘમી ન રહેવું. તેમજ પુત્ર પુત્રીને પણ તેમને લાયકની શિક્ષા કરવી.

પતિથી કોઇ પણ પ્રસંગે રીસાવું નહિં તથા કોઈ વસ્ત્ર કે ઘરેણાં-દાગીના બાબત હઠ અને કળકળાટ કરવો નહિ; કારણ કે આભૂષણોથી પણ ઉત્તમ સૌભાગ્ય રૂપ એક પતિજ છે. પતિ વિનાનાં ભૂષણ કાંઇ કામના નથી, માટે બીજાનું દેખીને પોતે તે પ્રમાણે મેળવવાની ઇચ્છામાં નહિ લોભાતાં સંતોષ રાખવો.

પતિ કદાપી વીશેષ માન આપે તો પણ તેથી પોતે ચઢી ન જતાં મર્યાદામાં રહેવું તથા સભ્યતા—સૌજન્યતા ન છોડવી. પતીથી કોઇ પણ વાતમાં હઠ ન કરવી અને જો કાંઇ કસુર થઇ હોય તો તે માની જવી અને તેની માફી માગવી. નકામાં ન રહેતાં ઘરના વેહેવારમાં સદા હિંમત રાખવી. પતીનો કે ઘરનો ભરમ-મોભો-એબ કોઇ આગળ ન કહેવાં. એટલું જ નહિ પણ ખબર ન પડે એમ વર્તાવ રાખવો. જો પતિ સાથે અંતરમાંથી ખરેખરો પ્રેમ રાખશો તો પતી તમારે આધીન રહેશે અને તેની આગળ તમારો ભરતબો વધશે. દરેક વખતે પતીની સાથે વીનયથીજ બોલવા ચાલવાનો વરતાવ રાખવો. પતી જ્યારે ઘરમાં આવે ત્યારે આદરસત્કાર પૂર્વક આસન દેવું અને જ્યાં સુધી તે ઉભા રહે ત્યાં સુધી પોતે

ખડુ ઉભું રહેવું અને તેના બેઠા પછી આજ્ઞા લઇ નીચે આસને મર્યાદાથી પ્રફુલીત ચેહેરો રાખી બેસવું. વૃદ્ધાવસ્થામાં તથા રોગાવસ્થામાં પતિની અતિ સેવા કરવી. પતિના સુખમાંજ પોતાનું સુખ અને પતિના દુઃખમાં પોતાનું દુઃખ માનવું ( સીતા, દમયંતી, દ્રૌપદી, તારામતી, મદાલસા ઇત્યાદિ પ્રાચીન, તેમજ ચંદ્રાબાઇ, લક્ષ્મીબાઇ, લલિતાગૌરી, ભારથીદેવી. આદિ અર્વાચીન સ્ત્રીઓપર લક્ષ આપો અને તેમનો ધડો લ્યો. ) પતિ કદાચ કોઈ કારણસર અપમાન કરે તોપણ નેક નિષ્ઠા ન તોડવી, કિંતુ એ વાતને ખ્યાલમાંજ ન લેવી. જો શરીરમાં કાંઇ રોગ થયો હોય તો તુરત પતિને કહી દેવું પણ ભૂત, વળગાડ વગેરે કપટ ચિહ્ન ન કરવાં. પ્રજા થવાનાં લોભથી કોઇ પણ કુમાર્ગે ન દોરાવું—અર્થાત્ તંત્ર મંત્રના ઢોંગ કરનારા ઢોંગી બાવા, જતી કે ઉંટવૈદુ કરનારા લેભાગુ વઇદો, સોયાણી વગેરે મૂર્ખ સ્ત્રીના વાકયપર મોહમાં ન ફસાવું. પણ એક પતિપરજ નીષ્ટા રાખવી. સ્ત્રી પુત્ર વિનાની પણ પતિવ્રતા હોય તો સર્વત્ર પૂજાય છે અને તેની એક નિષ્ટા અને પતી ભક્તિથી અંતે તેની વાંછના ફલિભૂત થાય છે.

સાસુ સસરાની સેવા અને આજ્ઞા પાળવાની સ્ત્રીના ઉપર એટલા માટે ફરજ છે કે, સ્ત્રીના સૌભાગ્ય શીરોમણી જે પતિ છે, તેને તેમણે પોતે અત્યંત્ત દુઃખ વેઠી પાળીપોષીને મોટા કર્યા છે, તથા લાલન-પાલન અને વિદ્યા શિક્ષા વગેરેથી સદ્દગુણ સંપન્ન કરી શોભયમાન કર્યો છે, એવા શ્રેષ્ઠ પતીને પામવાથી તું તેની અરધાંગના બની તેની સાથે સરવે પ્રકારના સુખ વઇભવ ભોગવવાને ભાગ્યશાળી થઇ છે; તેટલા માટે સ્ત્રી ધર્મ પ્રમાણે તેમના વડીલોની સેવા તારે તેનાથી પણ અધીક કરવી આવશ્યક છે.

પોતાનો પતી કદરૂપો અથવા સાધારણ હોય તોપણ તેજ શ્રેષ્ટ છે; તે સિવાય બ્રાહ્મણ કે રાજા કે દેવ-ગમે તેવો ઉતમ અને સુંદર —છેલ છબીલો—પણ પર પુરૂષ હોય તેવા પુરૂષનું બદ નિષ્ઠાથી મનમાં ચિંતવન માત્ર પણ નારીને નરકનો હેતુ છે. પોતાનું મન અને ઇંદ્રિયો જે સ્ત્રીને વશ હોય અને જેનો સજ્જનશીળ સ્વભાવ હોય, એવી સ્ત્રી ખરેખર ધન્યવાદ દેવા યોગ્ય છે અને તેની સર્વ સ્થળે કીર્તિ ગવાય છે.

ઉત્તમ પતી કિંવા વૃધ ગૃહસ્થ પુરૂષની જે સ્ત્રી પતીની આજ્ઞા ન માને, અથવા તેમની સાથે ક્રોધ કરે, કિંવા કલેશ, કંકાસ આદ

કુટિલતા કરે, કિંવા તેમની સામી ભ્રુકુટી મારે, કિંવા તેમની સાથે જુઠું બોલે, તથા તેવાં બીજાં સ્ત્રી ચરિત્ર રચે છે. તેવી અભાગણ નારી નરકની અધિકારી થાય છે.

ભાંડ, ભવઇયા વગેરેના તમાસામાં અને મંદીર કે સાધુઓના મેળા કે ઉત્સવમાં ક્યારે પણ ન જવું. કયારે પણ ઉઘાડે શરીરે કે ઉઘાડે ન રહેવું, તેમ વસ્ત્ર પહેરયા વિના સ્નાન ન કરવું, તેમજ ઘરની અંદર પણ બે ગરજાઉ રીતે જ્યાં ત્યાં આળોટવું કે સુવું નહિં, અને કયાંઇથી પણ પર પુરૂષની દૃષ્ટિ કોઇ પણ અવયવપર ન પડે તેવી રીતની મરયાદા રાખવી. તેમજ ઘણાં ઝીણાં અને ટુંકા વસ્ત્ર કે જેમાંથી અંગનો કોઇ પણ અવયવ અથવા આરપાર અંદરનું આખું શરીર દેખાય તેવા ધારણ ન કરવાં.

પતિ સાથે અહંકાર અને ક્રોધથી તડકીને કદાપિ ન બોલવું. પતિના બોલાવ્યાથી લાખ કામ મુકીને પણ તેની પાસે હાજર થવું. ઇશારાથી જે કામ કહે તે સમજીને તેમજ ઇસારો કર્યા વિના પણ વખતો વખત તેની જરૂરીઆત જાણીને તે પ્રમાણે સર્વ વાંનાની આગળથીજ તૈયારી રાખવી એ પણ એક તરેહની પતિની પ્રીતી મેળવનારી કળા છે. પતિની મુખ મુદ્રાપરથી જો તે ચિંતા યા વિચારમાં હોય તો, તેને ઓળખી કાઢીને સમયોચિત પ્રિય વાકયથી આગતા સ્વાગતા સહિત એવા પ્રકારનો વાર્તાલાપ કરવો કે તે પ્રસન્ન થાય. તિરસ્કાર પૂર્વક કોઇની પણ સાથે બોલવું નહિં, પણ નમનતાઇ ભરેલાં વાકય જ્યારે ત્યારે બોલવાં. જે વિષયમાં પતિ પ્રસન્નતા ન રાખતો હોય એટલે નાખુશ હોય તેનાથી પોતે પણ ઉદાસ રહેવું.

જ્યાં સુધી બને ત્યાં સુધી પતિથકી દૂર ન રહેવું પણ પતિની સાથેજ પરદેશમાં ( નોકરી કે એવા અન્ય કારણને લઇ રહેવાનું થતું હોય તો ) વસવું. પતિનો યા ઘરનો કોઇ પણ ગુપ્ત ભેદ કોઇની આગળ ન કહેવો. પતિ જેનામાં જેવા પ્રકારની પ્રીતિ રાખે તેમાં પોતે પણ તેવા પ્રકારની પ્રીતિ રાખવી. પતિના મિત્ર અને સ્નેહી વર્ગની સાથે હિતકારક રહીને પતિની આજ્ઞાનુસાર ખાન પાનાદિકથી સ્નેહ દર્શાવવો.

પોતાના પતિ કરતાં, બીજો ગમે તેવો રૂપવાન અને બલિષ્ઠ પુરૂષ કુશળ હોયતો પણ પોતાના પતિથી તેને તુચ્છ સમજવો અર્થાત તેના ભણી જરા પણ મોહ દૃષ્ટિ ન રાખવી.

પોતાની સાસુ સસરાની નિંદા ભુલથી કે જાણે અજાણે પણ

ર્નં કરવી. તેની મરજી પ્રમાણે ભોજન તૈયાર કરવાં અને તેની ગમેપણ સેવા કે આજ્ઞામાં ક્લેશ ન માનતાં, તેના કહેવા મુજબ કરવાની પોતાની ફરજ સમજવી તથા તેની સામે કટાક્ષ કથન મર્મ રૂપ વાક્ય ક્યારે પણ બોલી તેને દુભાવવાં નહીં.

સ્ત્રીએ દોરા,—ચીઠા અને યંતર મંતર તંતર પ્રયોગ સાધવાથી સેહેજ પોતાનો પતિ વશ કે પ્રસન્ન થાય તેમ કદી સમજવું નહિ અને એવા ઢોંગમાં કદાપિ પણ ઉતરવું નહિ, એટલુંજ નહિ પણ જો તે વાત સાંભળશે તો ઉલટો નારાજ થશે. તેજ પ્રમાણે વાંઝીયા મ્હેણું કે દરિદ્રપણું મટાડવાના ના લાયક ઇલાજો કદીપણ કરવા નહીં.

પતિનાં દૂષણ ઉપર દૃષ્ટિ ન નાખતાં, તેમના હિત ઉપર સદા દૃષ્ટિ રાખીને પ્રસંગોપાત યુક્તિ પૂર્વક ચતુરાઇથી તેનાં લાભ હાની જણાવીને તેને દૂષણથી દૂર કરવો.

કુળવાન, ગુણવાન અને પ્રતિષ્ટિત સ્ત્રીનો સંગ-પરિચય કરવો, તેમજ સખી ભાવ રાખવો પરંતુ ક્રૂર, બહુ ખાનાર, બહુ બોલકી, ચોરટી, દુષ્ટ કૂટણી, ચપળ અને દુરાચારી સ્ત્રીની સોબત ન કરવી.

## પુરૂષે મા બાપ તથા સ્ત્રીને કંકાસથી કેમ અટકાવવાં.

પુરૂષ જ્યારે યોગ્ય વયનો થાય ત્યારે અથવા સ્ત્રીના સહવાસવાળો થાય ત્યારે તેણે સહુથી પહેલાં પોતાની સ્ત્રીના ગુણ દોષવાળા સ્વભાવની પરીક્ષા કરવી તથા પોતાના ગુણ દોષને જાણી, તેના આપણા સ્વભાવની એકતા છે કે નહિ તે જોવી અને તેમ કરતાં જેટલો વિરોધ જણાય તેટલો સુધારવાને યુક્તિ કરવી, એક બીજા ઉપર પ્રીતિ વધે એવા ઉપાયને યોજવા. આપણાં માબાપ તથા સ્ત્રીના સ્વભાવને ઓળખી લેવો, તથા તેમને પરસ્પર પ્રીતીભાવ કે વિરોધ છે તેનો નિશ્ચય કરવો અને જો એક બીજા સાથે અણબનાવ જેવું છે, એમ જણાય તો તેમ થવામાં શું કારણ છે તેનો પણ વિચાર કરી કોનો વિશેષ વાંક છે તેનો નિશ્ચય કરવો. તે વાંકનું નકી થયા પછી તે પરસ્પર વિરોધ તુટે એવા ઉપાયો પોતાની બુદ્ધિના બળથી યોજવા. પણ ક્લેશ વધે એવો કદી પણ વિચાર કરવો નહિ. ઘણે ભાગે એવું જોવામાં આવે છે કે બુદ્ધિમાન્ સરખો જણાતો પતિ પણ પોતાની સ્ત્રીમાં આસક્ત એટલે ઘણીજ પ્રીતિવાળો થયેલો હોવાથી જેજે વચનો તેની સ્ત્રી એને કહે તેને તે સાચાજ માને છે, તથા પોતાની સ્ત્રીના દોષો પોતે જોતો નથી, અને જો કોઈ કહે છે તો માનતો નથી, એવો પતિ વિદ્વાન હોય તો પણ મૂઢ મુર્ખજ જાણવો.

આવા પતિને મળેલી કેટલીક નીચ સ્ત્રીઓ તે પતિને સેજ એકાંતમાં એવું સમજાવે છે કે " જુઓ આવું દુ:ખ ઘણાક દિવસથી હું સહન કરૂછું, પણ હવે તે મારાથી સહન થવાનું નથી. તમારી માનો સ્વભાવ દેવ તોબાં, દીવસ ઉગ્યા પેહેલાંથી ઉઠીને હું તમામ ઘરનું કામ કરૂં છું તે છતાં પણ જ્યારે પહોર દહાડો ચડતાં એ ઉઠે છે ત્યારે મારા તરફ મોઢું ચઢાવતાં અને ડોળા કાઢતાં જુવે છે. બીજા જોડે હસે, સ્નેહથી વાત કરે, પણ જ્યાં મને દેખે કે તરત મોઢું તોબરા જેવું કરીને આડું અવળું જોવાનાં. મારાથી છાની વાતો તે મને દેખે એટલે કરતાં હોય તો બંધ પડી જાય. હું એમને દાતણપાણીના લોટાથી તે નહાવાનું પાણી સુદ્ધાંએ તૈયાર કરી કાઢી આપુ છું. ફક્ત એમને નાહીને બે તપેલીઓ હલાવીને ઉતારવીઓ. બાકી એઠાં, અબોટ, ખારાં મીઠાં પાણી વગેરે સઘળું હું કરૂં છું. નકામાં લોકો પાસે બેશીને મારાં પારવન્યાનાં વાંકાં બોલે, પણ આટલી પોતાની પથારીએ ઉચી કરતાં નથી, તો ઘરમાંથી કચરોતો વાળેજ શેનાં? જો ખરૂં પુછો તો એવાં હાડકાંનાં હરામ છે કે એક તણુખલું તોડીને બે કરતાં નથી, ને નકામાં ફેરાફેરા આખા મૂલકના કરે છે; તોય હું જાણું જે ધૂળ નાંખી પણ પાછાં ઘરમાં હોય તો ફરનાં ફરતાં અલી વહુ આ આમ કોણે કર્યું? મેં કહ્યા પ્રમાણે કેમ કર્યું નહીં? વહુ આ કામ આવું થાય કે? એ વગેરે અનેક વચનો બોલીને પછી એમની મેળે બોલવા માંડે કે ' રડયું છેક' આવું તે ખમાય કે! બીજું બધું ખમાય પણ છેક કાળજી વગરનું માણુસ કેમ ઘરમાં ટકે? નાના મારી બાઇ? આવડી મોટી થઇ પણ એટલી અક્કલ ના આવી કે આ કામ તે આમ થાય ને આ તે આમ ન થાય? પણ એનાં મા બાપે કેવાં? ઢોર જેવાં, કે મોટી હીજડા જેવી કરી પણ આટલી અક્કલે ના આપી. ના ના, તું તે અલી માણુસ છે કે ઢોર? તને સોવાર કહીએ તોએ સાન કેમ આવતી નથી માના તારી માએ રાંડે તને આવડી મોટી હેડંબા રાક્ષસી જેવી કરી પણ આટલું કામ ના શીખવ્યું? રંડી એટલી તેને અક્કલ નહિ કે ' દીકરી? પારકે ઘેર જવાં છે, તે આ હાડકાં ભાગીને મરો કામ કરોની?' એ તો ઠીક છે, હું તો ભલી છું જે બોલતી નથી, ને જવા દઉં છું, પણ રાંડ બીજી કપરી સાસુ મળી હોત તો તારી શી વલે થાત? રાંડો બધી સાસુઓ મારા જેવી ભોળી તે ક્યાંથી મળનાર હતીઓ! પણ માએ સરખાં ને દીકરીએ સરખાં, ધોળા મૂળા જેવાં! કશી વાતનું ભાન

નથી. આવું છેક ઉંધું માણસ જાણત તો મારા આ રતન જેવાં દી-
કરાને કુવામાં શીદ નાખત ? મારી બાઇ ? માણસ તો ઘણુંએના ઘ-
રમાં છે; પણ છેક આવું હૈયાનું ફુટું તો કહિંએ દીઠું નથી ? નાનાશ
હું રાંડ બોલું ત્યારે કડવી તો લાગતી હઇશ, પણ શું તારી આંખ
ફુટી ગઇતી કે આ આમની વાત આમ કરી ? ફટ્ટ પડયો તારા અ-
વતારને ? કુંભારને ઘેર ગધેડીએ અવતરી હોત તો બચારાને માટી
લાવવાને કામ લાગત ? રડયું પથારીમાંથી ઉઠી છે ત્યારથી કામ કરે
છે, તેમાં એકે કામમાં માલ નથી. તું તે કામ કરે છે કે તારો જીવ
ક્યાં ભમે છે ? જો બાપ ? આવું તારે છેક માથા કુટીયું કામ કરવું
હોય તો રહેવા દેજે, હું મારે કરી લઇશ. હું કાંઇ ઘસાઇ જવાની
નથી. પહેલી કહેવત વાળી વાત કે 'હૈયું બાળ્યા કરતાં હાથ
બાળ્યા સારા.' હજી તો હું છું ત્યાં લગી તો બધુએ ઠીક છે;
જેમ કરે તેમ ચાલે છે. પણ જ્યારે નહિં હઇશ તે દહાડે તમારી
શી વલે થશે ? આ ઘરનું ધોલકું થઇ જશે. અને માણસમાં રેહેવા-
નાં નથી. ને વળી અધુરામાં પૂરો જો પેટ વરતાર પડશે તો પછી
ભોગ મળ્યા તેના ને તમારા નાના, અલી ? હજુ તો તું ઉગતી આવે
છે ને આજથી તારાં હાડકાં આમ છેક કેમ ભાંગી ગયાં છે ? બળ્યું
પૂરૂં આંખેય સૂજતું નથી ? બળ્યા તમારા ઢંગ ? આમ કરીશ તો
ત્રીજે દહાડે હાંકી કાઢીશ, ને વળી બીજી લાવીશ. તારા જેવી તો
હજાર લાવીશ. અમારે તો જોડા બદલાવતાં વાર, પણ વહૂ લાવતાં
વાર નહિ. જાણજે કે તારો ભવ તારાં મા બાપે બગાડયો છે પણ
અમારા છોકરાનો જનમારો અમારે બગાડવો નથી તો ? જો ? આ-
જથી હવે સઘળાં કાર્યમાં સંભાળીને ચાલજે, નહિ તો તારી વાત
તેં જાણી ? પાછળથી મારો વાંક કાઢીશ કે રાંડ સાસૂએ આમ કર્યું.
(જરા મોં મલકાવીને) "સમજ્યા કે ? આવા વજ્જર જેવા બોલો
તમારી મા હરતાં ફરતાં કેહેતાં જાય, ને હું તો મારે આ કાને સાં-
ભળું ને બેજે કાને કાઢી નાંખું. મારી મેળે દીઠું કામ કરૂં અને જેમ
એ કહે તેમ કરૂં. એકનું બે સામે બોલતી નથી. હાય હાય, જો
બોલું તો તો મારા ભોગજ મળ્યા તો ? એમના સામું બોલીને ક્યાં
જાઉં જે ? એ તો તમારા આગળ, મારા "સસરાજી આગળ અને
બીજાં આગળ હજાર સાચાં જુઠાં ભરાવીને ત્રીજે દહાડે તમારેજ
હાથે મારાં હાડકાં ભંગાવી નાખે. પણ હવે સાચે સાચું બોલ.
.જો આવું ને આવું આઠ પહોર ને બત્રીશ ઘડી શી રીતે ચાલે ?

એ તે શું કંઇ એક દહાડાનું કામ છે? આખો જન્મ એમનો તો એવો ને એવોજ જવાનો. ઘરમાં ઘણુંએ નુંકસાન થાય છે, પણ શું કરીએ? એમનો આવો અવળચંડો સ્વભાવ એટલે બોલાતું નથી. કહેવત છે કે, 'સાસુ ફોડે તે ઠીકરાં ને વહૂ ફોડે તે કલાડાં,' તેમ જેટલું કામ એ કરે તે ખરૂં. ને મારૂં કામ ને મારૂં મોં તો એમને ગમતુંજ નથી. પણ જ્યારે એ તો તમને સાચાં જૂઠાં સમજાવીને ફરી પરણાવી દે તો મારે તો ઉપર આભ ને નીચે ધરતી છે. મારે તો તમારા વિના બીજા કોઇનો આશરો નથી. હું બુડી રાતને દહાડો માંહીં ને માંહીં બીજાઇ જાઉં છું. એક તમારા વિના આ દુઃખની વાત કોના આગળ જઇને કરૂં? " રડવા સરખું મો કરીને મેં તમારી માનું શું બગાડ્યું છે જે એ મારી પાછળજ ખાઇ પીને મંડ્યા છે? હું એમના દુઃખે ઘડી પગ બાળીને બેસતી નથી. કોઇ જોડે મારે વાત નહિ, ચીત નહિ તોએ મારે માથે આમ પસ્તાલ પાડે છે, તો જો હું આડું અવળું બોલું તો તો મારી શીએ વલે કરે! આવાં વચનો બોલતી તે સ્ત્રી ચરિત્ર કરી પતિના આગળ રડી પડી, તેથી તે પતિ ખરા ખોટાની તપાસ કરવાના વિચારથી. બુદ્ધિમાન હોય છે તો તો પોતાની સ્ત્રીને ધીરજ આપે છે. પછી ખરા ખોટાનો તપાસ કરીને ઘટે તેમ સ્ત્રીને તથા માને સુબોધકારક વચનોથી પ્રથક પ્રથક સમજાવે છે; અને જો કાચી બુદ્ધિનો પતિ હોય તો તરત તે જુઠાં વચનોને પણ સાચાં માની જન્મનાં આપનાર માતા પિતાને પડતાં મુકી સ્ત્રી સાથે જુદો રહે છે; અને મા બાપથી વૈર કરે છે. એથી ઉલટું જો મા બાપની શક્તિ પ્રમાણે ચાલનારો તથા ન્યાય ધર્મને નહિ જાણનારો તે પતિ હોયતો તે પોતાની સ્ત્રીને માના સમજાવવા પ્રમાણે મારે, દુઃખદે, કાઢી મેલે અને ફરી પરણે પછી પોતે તથા આખું કુટુંબ દુઃખને વેઠે છે. કદાચ ભાઇ આદિ કુટુંબવાળો હોય અને તેની સ્ત્રી દુષ્ટ સ્વભાવની હોય તો તે ભાઇ, ભોજાઇના નિરંતર અવગુણો પોતાના પતિ આગળ ગાયા કરે છે, અને તે ભોળાં માણસ તેનું સાચું માની ભાયોનો ત્યાગ કરી કલેશ થકી જુદો રહે છે. આવાં સખ્યાબંધ કારણોને લીધે નિચ સ્ત્રીઓ પોતાના પતિને ઉલટું સમજાવી ઘણાંક ઘર બગાવે છે, અને તેવાં કર્મ કરીને પોતે સુખી થવાની ઇચ્છા રાખનાર સ્ત્રી આ લોકમાં દુઃખી થાય છે, અને છેવટે નર્કની અધિકારી થાય છે.

વિદ્વાન તથા વિચારવંત પતિ પોતાના ઘરમાં રહેનાર દરેક માણુસના ગુણ દોષની ગુપ્ત રીતે પરીક્ષા કરે છે, તથા પરીક્ષા કર્યા પછી જેના અવગુણ હોય તેને ખાનગીમાં સમજુતી દે કે આ મેં મારી જાતે તપાસ કરી જોઇ છે. માટે હવે પછી એમ નહિજ થતું જોઇએ. વળી પોતાની સ્ત્રી તથા માવતરના સ્વભાવને જાણી ગએલો હોય છે, માટે કાચા કાનથી કોઇની પણ વાત સાંભળીને કશો વિચાર કર્યા વગર સાહસીક નહી કરતાં ઘટતો ઉપાય રચે છે. તે ડાહ્યો પતિ ઘર ચલાવવાના કાર્યમાં વિચાર કરે છે કે, આમાં એક બાજુ મારાં માબાપ છે, એઓએ મારે માટે અનેક દુઃખો રાત દિવસ ભોગવી મારા શુભ માટે નિરંતર ચિંતા કરી છે, ને કરે છે. આ સઘળું કરવામાં તેમનો સ્વાભાવિક હેતુ એવો છે કે આ દિકરો વૃદ્ધાવસ્થામાં અમારી ચાકરી કરશે. આમ આશાથી મારે સારૂં અનેક દુઃખો વેઠી મારાં રક્ષણનાં કરનાર એ માતાપિતાને હું અઘટીત કામથી દુઃખ દઉં તો મારા જેવા કૃતઘ્ની તથા પાપીનો નરકમાં વાસ થાય એમાં કાંઇ નવાઇ નથી. કદાપી એમનો ઘડીભર દોષ છે, તો પણ સહન કરી એમનું મન અનેક ઉપાયથી પણ પ્રસન્ન રાખવું જોઇએ. બીજી બાજુએ મારા અંત સુધીના સુખ દુઃખની ભાગી થનાર આ સ્ત્રી છે, મેં હાથ ઝાલી એનુ રક્ષણ કરીશ એવી પ્રતિજ્ઞા કરેલી છે તેમજ પ્રાણ કરતાં પણ એના માબાપને વહાલી છે. તેણે આખા જન્મને માટે આપણને દાનમાં આપી છે, તો એને પણ વિના કારણ દુઃખ દેવું એ વિશ્વાસઘાત કરવા જેવું છે. તો આ બિચારી અબળા જેને એક બીજાની સાથે આ ઘરમાં એકવાર અણબનાવ થઇ ગયો, તો ફરી તેનું મન પાછું મળેજ કયાંથી ! ખરી રીતે જોતાં 'દીકરી અને ગાય જ્યાં આપે ત્યાં જાય.' એ ન્યાય પ્રમાણે ધર્મ કાર્યને પાળીને પોતાના સુખની આશા બાંધી આપણા ઘરમાં રહી છે. જે જાણે છે કે મારો વહાલો પતિ મને મરતાં લગી પણ દુઃખ નહિજ દે અને નિરંતર પ્રાણની પેઠે પ્રિય ગણી પાળશે, તથા પોતાના સુખનો ભાગ જરૂર મને આપશે તો આ રીતે વિશ્વાસ વડે બંધાએલી સ્ત્રીને જો હું દુઃખ કે દગો દેવા ધારૂં તો પાપી ગણાઉં. હવે માતા પિતા તથા આ સ્ત્રી બન્નેને મારાથી પરિતાપ ન થાય, એમને દુઃખ થવાનો સમય ન આવે એવી કોઇ પણ યુક્તિ કરી બન્ને બાજુને સુખ આપવું એજ મારૂં મુખ્ય કામ છે, માટે અનેક યુક્તિ રચવી જોઇએ.

પુરૂષ જ્યારે પોતાની સ્ત્રીનો વાંક જુએ છે, ત્યારે તો તેને ભય આપે છે. તથા ઠપકો દે છે, અને જ્યારે માબાપની કસુર થઇ હોય અને સ્ત્રી અસંતોષને પામી તે પાત આગળ દુઃખ નીવેદન કરે છે, ત્યારે તો તે પતિ પ્રથમ પોતાની સ્ત્રીને ધિરજ આપી અધિક પ્રીતિ દેખાડે છે, અને કહે છે કે 'તારે કોઈ સાથે શો વધારે સંબંધ છે ? જો હું તને વધારે ઠપકો દઉં તો તેથી તારે વધારે દુઃખ માનવું. મારાં માબાપનો એવો સ્વભાવ પડ્યો છે તેને કેમ કરીએ ? એ સ્વભાવ કાંઇ એકદમ છુટી જાય છે ? માટે તું ક્લેશ કરીશ નહી. તેમજ જો ખરૂં જોવા જઇએ તો તારા વાસ્તે મારે દુઃખ વેઠવું અને મારા વાસ્તે તારે દુઃખ વેઠવું એ આપણા બન્નેનો ધર્મ છે. મારાં માબાપ કદાપિ થોડું ઘણું બોલે તે તું સહન કરે એમાં શી મોટી વાત છે. તે કાંઇ જન્મારા સુધી બેશી રહેનાર નથી. આમ નમ્રવચનો બોલી પ્રીતિ દેખાડી તે પુરૂષ પોતાની સ્ત્રીનું મન રીઝવે છે, તથા અનુકુળતા જોઇને પોતાનાં માબાપને પણ શાંત થઇ ઘટે તે પ્રમાણે વિનયના વચન કહે છે, અને એક બીજામાં સમાધાન રાખે છે. પણ કદાચિત બને બાજુવાળાં સમાધાનને નજ માને તો નિરૂપાયથી તે પુરૂષ બન્નેને જુદાં સ્થાનમાં રાખી બન્નેની ખરા મનથી સંભાળ રાખે છે, પણ એક પક્ષનેજ સાચવી. બીજાને દુઃખ દેવું એમ મરતાં સુધી પણ તે વિચારવાન પુરૂષ કરતો નથી. કેટલાક મૂર્ખ પતિ તો પોતાની સ્ત્રીને અવિચારથી ઘણું દુઃખ આપે છે, પણ તે અબળાને વિના વાંકે દુઃખ દેનાર નિચ પતિ નરકમાંજ જનાર છે એમાં કાંઈ સંશય નથી. એ મૂર્ખ પતિ મુળનો ભણેલોજ હોતો નથી, તેથી પોતાના મનમાં એમ જાણે છે કે આ જગતમાં સ્ત્રી આપણા કરતાં ઘણીજ હલકી છે; અને આપણે શ્રેષ્ટ ને મોટા છીએ.' તેથી સ્ત્રીને તાબામાં રાખી તેનાથી આપણે સર્વ સુખ લેવું. આમ ધારી તેને નાહક ધમકાવે છે, મારે છે, તથા હલકામાં હલકી તાબેદારી કરાવે છે, પોતે દુર્ગુણી છતાં જો સ્ત્રી તેના દુર્ગુણ વિષે કાંઇ કહે તો અત્યંત ક્રોધ કરી શત્રુની પેઠે મારે છે. અને ઉલટો તેને હરવા ફરવા દેતો નથી. તથા તેના માબાપને ત્યાં જવા દેતો નથી. અને પોતે પણ તેને સુખ આપી સંતોષ પમાડતો નથી. આવા પતિના દુઃખથી પીડાતી સ્ત્રીને વળી સાસુ સસરા વગેરે પણ પીડા કરે છે. એ સઘળું સહન કરતાં પણ તે સ્ત્રીને સુખ મળવાનો કોઇ રસ્તો હોતો નથી, કારણ કે કુલીન સ્ત્રી પ્રાણ જતાં સુધી પણ પોતાનો ધર્મ છોડી આડે માર્ગે ચાલતી નથી. આમ પ્રાણાંત સુધી તે અબળા

સુખ પામતી નથી. તેજ પ્રમાણે નીચ કર્મ કરનાર સ્ત્રીઓથી પણ ઘણા ભલા પુરૂષો મહા દુઃખનો અનુભવ કરનારા દેખાય છે. તેમજ આવાં બન્ને મળવાથી તે પાપી પુરૂષ તથા સ્ત્રી સ્વચ્છંદે સુખ લેતાં હશે એમ પણ દેખાતું નથી. માટે અનુકુળ પતિ પત્નીનેજ સુખ આવે છે, કેમકે ઘરમાં પુરૂષ તે રાજા ગણાય છે, અને સ્ત્રી છે તે પ્રધાન જેવી છે; રાજા પોતાના શાણા પ્રધાનની સલાહ દરેક કાર્યમાં લીધા વિના રાજ્યનું કાંઇ વ્યવહારીક કામ કરતા નથી, તેમ ઘર કાર્યમાં પુરૂષે પોતાની સ્ત્રીને સઘળા ગૃહવ્યવહારમાં સલાહકાર ગણવી. બહારથી પદાર્થોને લાવવા, એ પુરૂષને કાળજી રાખવી. અને ઘરમાં આવ્યા પછી સારી રીતે સાચવવા તથા ઉપયોગમાં લેવા, એ યોજના સ્ત્રીએ કરવી પડે છે. જેમ બેદરકાર રાજાનો પ્રધાન બેદીલી થવાથી રાજ્યને મોટો ધક્કો પહોંચે છે તેમ બેદરકાર પતિની બેદીલ સ્ત્રીથી ઘર ભાગે છે તથા ઘણુ નુકસાન થાય છે. ગેરવ્યાજબી રસ્તે ચાલનાર તથા અભિમાની સ્ત્રી ઉપર પતિની ઇતરાજી થાય છે, જેથી સ્ત્રીને મરણ સુધી પણ દુઃખ સહેવું પડે છે, માટે બન્ને જણે એક બીજા સાથે સલાહસંપથી વ્યવહાર ચલાવવો. એજ સુખનું સાધન છે. માબાપની પણ યથોક્ત સેવા કરવી.

## ચાલતા જમાનાની સાસુ અને વહુ.

આપણા દેશમાં હાલ મોટે ભાગે દરેક કુટુંબમાં સાસુ વહુને ઉંદર મીંદડી જેવો બનાવ રહે છે. તેઓ અરસપરસ લડીલડીને પોતાના ઘરની ફજેતી કરે છે જ્યારે સાસુવહુને કોઇ કારણસર કજીઓ થાય છે ત્યારે મુર્ખ સાસુ સસરાની પાસે વહુના વગોણા ગાઇને ઉંધુ ચિતું સમજાવી પજવે છે અને મુર્ખ વહુ ઢોંગથી રડીને સાસુના અવગુણ ધણી પાસે ગાઇને મા દીકરા વચ્ચે વિરોધ પડાવે છે આથી ઘરમાં કુસંપ વધીને જઈ અંતે બાપ દીકરાને જુદા થવાનો વખત આવે છે. સાસું અને વહુ બન્ને પોતાના ધણીને સુખે ખાવાપીવા દેતી નથી સંસાર વ્યવહારમાં આખો દિવસ મહા મુશીબતે રોટલો કમાઇ ઘેર શાંતી અને સુખ મેળવવાની આશાએ થાકાપાકા આવે ત્યારે આ કર્કશાની હૈયાહોળી શરૂ થયેલીજ હોય પછી સુખની દીશાથી આખું કુટુંબ દૂર રહે એમાં નવાઇ જેવું શું છે? સાસુ વહુની લડાઇથી ઘણીવાર એવું બને છે કે બાપ દીકરાને એક બીજાનાં મ્હો જોવા સારો વખત રહેતો નથી. દીકરાને નાનપણથી પરણાવેલો હોય અને પછી મોટી વહુ ઘરમાં આવે અને સાસુની સાથે ન

અને એટલે ઉપર પ્રમાણે પરિણામ આવે. એમાં આશ્ચર્ય જેવું શું છે? હજુ ભાઇનું ચીત ભૂગોળ અને ખગોળ વિદ્યામાં ભમતું હોય એટલામાં તો બાઇડી છોકરાનુ ગુજરાન ચલાવવાને તેને અભ્યાસ છોડવાની જરૂર પડે છે અને નોકરી કે હલકો ધંધો શોધીને પોતાની જીંદગી ખરાબ કરે છે. વર વહુ નાના અને અણુસમજુ હોય તો તેઓએ માબાપ કે સાસુ સસરાના કહ્યામાં રહેવું જોઇએ પરંતુ જો માબાપજ અણુસમજુ હોય તો પોતાના વહુ દીકરા સાથે કેવી રીતે ચાલવું તે જો તેઓને માલુમ ન હોય, વહુ દીકરાને કેટલી છુટ આપવી. અને તે છુટનો વ્યાજબી ઉપયોગ કરવાને તેઓને તેવી રીતે લાયક કરવા એ જો વડિલો જાણુતાજ ન હોય તો તેનું પરિણામ કજીઓ અને કંકાસમાં આવે એમાં આશ્ચર્ય જેવું શું છે ? આપણા દેશની માતા ખરી કેળવણી રહિત હોવાથી તેઓ પોતાના ખરાં કર્તવ્યથી અજાણુ રહે છે અને તેથી જે સત્તા પોતાને હોતી નથી તે લઇ તેનો ગેર ઉપયોગ કરે છે. અને તેનાં ફળ બહુ માઠાં આવે છે. દીકરા સાથે અને વહુ સાથે લડે છે અને ઘરને ગધાડે ચડાવે છે. વળી સ્ત્રીઓની અજ્ઞાનતા તો જુઓ, ડગલે ડગલે અને વાતવાતમાં તેઓની અજ્ઞાન દશા નજરે પડે છે. પોતાની સ્થીતિનુ ભાન રાખ્યા વગર કોઇ શ્રીમંતની સ્ત્રીઓના દાગીના કે લુગડાં જોઇ પોતાના ધણીની શક્તી ન હોય છતાં કજીઓ કંકાસ કરે છે અને તેથી ઘણીવાર દેવું કરીને પણ ધણીને ઘરેણાં કરાવવાની જરૂર પાડે છે. આવા ઘણા બનાવો બનેલા મેં મારી નજરે જોયેલા છે. ધણી બીચારો હિણુ કમાઉ હોવાથી તેનેજ ઘરેણાં ગાંઠાં કરવામાં કરજના ખાડામાં પડેલો હોવાથી તેને પોતાનુ ગુજરાન ચલાવવું મુસ્કેલ પડે છે. અને સંસાર કે જે એક સ્વર્ગના સુખ જેવો હોવો જોઇએ તેને કડવો ઝેર સરખો લાગેછે. કેટલાક એક કરજનીને ગુજરાન ચલાવવાની ચીંતામાં શેકાઇને મરી જાયછે. અથવા બાઇડી છોકરાંને રઝળતાં મુકી વૈરાગી થઇ જાયછે વૈરાગી અને સાધુઓની તપાસ કરીશું તો મોટે ભાગે આવા દુ:ખી થયેલ નજરે પડશે. આટલેથી પણ સ્ત્રીઓની મુર્ખતાનો અંત આવતો નથી, તેઓ પુરૂષને બીજી ઘણી બાબતમાં હાની કરે છે, પોતાના છોકરાઓના બાળલગ્ન કરાવનાર પણ એ મૂર્ખ સ્ત્રીઓજ છે. દીકરાઓની માતાઓ આઠ દસ વરસની વહુ ઘરમાં લાવી સાસુપદ પ્રાપ્ત કરવાને ઇચ્છે છે અને સાસુના ઉચ્ચપદની સત્તા તે એટલીજ માને છે કે જેવી રીતે પોતાનાપર પોતાની સાસુએ ઉપરીપણું રાખ્યું તેવું પોતે પો-

તાની વહુ ઉપર ચમાવતી થાય. વહુ સમજુ હોય અને સાસુના મે-રબ્બાજથી વર્તન તરફ લક્ષ ન આપે તો સાસુજી તેણીના વરને સમ-જાવી ખુબ પુજા કરાવે છે. અને પોતે તેને નિંદે છે તથા ગાળો દે છે. અને આ આ પ્રમાણે જે સાસુ વહુએ મા દિકરી પ્રમાણે વર્તવું જોઇએ તેને બદલે તેઓ બે શેરીના કુતરા માફક સામસામી ઘુરકયા કરે છે. પોતાની માનો દોષ ધ્યાનમાં લીધા વગર મુખી છોકરો વહુના હાડકાં ભાંગવામાં પોતાની હુશિયારી જાણે છે અને પરી-ણામ આવે છે કે કાંતો ધણીધણીઆણીને મહા બારી કજીઆ થાય છે અથવા આખરે વહુ કંટાળીને કુવો શોધે છે.

## સ્ત્રી સમાજમાં પતિવ્રંતા વિષે અપાએલું ભાષણ

પતિ શબ્દનો સાધારણ અર્થ ધણી, પાલક, રક્ષક વિગેરે થાય છે. યથા વિધિ આશ્રમ ધર્મમાં રહેનાર બ્રહ્મચારી પ્રથમા શ્રમમાંથી દ્વિતીયાશ્રમમાં આવવાને જ્યારે તે સ્રીથી સાથે યથા વિધિ લગ્ન કરે છે ત્યારે પતિએ નામને પાત્ર થાય છે. પતિ શબ્દના અર્થ ઉપ-રથી પુરૂષે સ્રીનું સારી રીતે પોષણ કરવું એ સિદ્ધ થાય છે. ધર્મ શાસ્રે પક્ષપાતિ નથી. અંગાઉ એમ બોલાયું હતું કે જો ધર્મ શાસ્ત્ર-નાં ગ્રંથ સ્રી વર્ગથી લખાયા હોત તો આજે પુરૂષને વાસ્તે અધિકત્વ જોવામાં આવે છે તે આવત નહીં પણ તે બોલવું વગર વીચારનું હતું એ હું હમણા સિદ્ધ કરૂંછું કેટલાક એમ માને છે કે સુખ એજ સ્વર્ગ ને માફક સુખ લેવાને ઇચ્છા રાખનાર પુરૂષે સ્રીનું સન્માન અવસ્ય કરવું જોઇએ એમ શાસ્રકારો કહે છે. તદુપરાંત સ્રી વિના-નાં ઘરને મશાણ તુલ્ય માન્યું છે આપણા સ્રી વર્ગના હકોને વાસ્તે અને આપણા પોષણને વાસ્તે મનુ, યાજ્ઞવલ્કય વગેરે મહર્ષિઓએ ઘણુંજ લખ્યું છે. પણ આજ કાલ તે લખાણનો ઉપયોગ સર્વથા નાશ પામ્યા સમાન થઇ રહ્યો છે. આ બાબતમાં મૂળ કારણ સ્રી હોવા પુરૂષ પણ દરેક આર્ય ધર્માભિમાની પુરૂષોની ફરજ છે કે ક-દાપિ બીજા સ્રી વર્ગ સ્વધર્મથી ભ્રષ્ટ થાય તો પણ તેણે નાક કાપ્યું ત્યારે હું આંખ ફોડું એવું અભિમાન ન રાખતાં પોતે તો સ્વધર્મમાં રહેવું જોઇએ. પુરૂષ સ્વધર્મ નિષ્ટ હોય તો ગમે તેવી કુભાર્યા હોય તો પણ તે કેટલાક કાળે પોતાના ધર્મમાં આવ્યા વિના રહેશે નહી.

સ્રી પુરૂષનો સંબંધ ઋણાનુબંધ છે જેનો સ્વપ્ને પણ ખ્યાલ ન હોય એવી બીજાની કન્યા કોઇ પુરૂષના ઘરમાં માલે અને પ્રજો ત્પત્તિરૂપ કાર્ય કરે એ શું થોડું આશ્ચર્યકારક છે? આટલું છતાં

તત્વવેત્તાઓ એમ કહે છે કે, સ્ત્રીઓના ધર્મ પ્રજોત્પત્તિ કરવી એટલા માટેજ નથી પણ પુરૂષની સાથે પ્રેમના કાર્યો કરી આજન્મસિદ્ધ પ્રેમ યાવત્ જન્મ નિભાવી રાખવો એજછે. પુરૂષે પોતાની સ્ત્રી થઇ આવેલી બીજાની કન્યાની સાથે અતિશય પ્રેમથી વર્તવુ એ તેનું મુખ્ય કર્મછે આજ કાલના લગ્નો એવાં રૂપાંતરમાં થાય છે કે પુરૂષ પૂરો ભણવા કે કમાવા શિખ્યો નહોય એટલામાં ગળામાં વરમાળ ઘાલીસ્ત્રી વાળો કરી મુકેછે આ ઉપરથી પ્રેમરૂપ અમૃતનો સ્વાદ ચાખવા આપનારને ચંદન વૃક્ષના સર્પના જેવો અનુભવ થાય છે પ્રેમ થવો એ સહેલું નથી. પ્રેમ ઉત્પન્ન કરવાને સર્વથી વિશેષ સાહિત્યની જરૂર છે. તેમ છતાં સ્ત્રી વાળા થયેલા પેલા વરરાજા વગર માગીને સ્ત્રીના ઉપર સતેજપણું ભોગવવા; ઉમેદ રાખે ત્યારે પરસ્પર પ્રેમ થવામાં વિઘ્ન આવી એમાં શી નવાઇ? હુ આટલું તો નિર્વિવાદ કહુંછું કે, જો આ સંસારમાં પતિ અને તેના કુટુંબીઓ પોતાનું ઘર સારી હાલતમાં આવેલું જોવાનેજ આતુર હોય તો તેમણે રળવા કમાવા અને પોતાના ઘરનો વ્યવહાર ચલાવવા શક્તિમાન થયા બાદ સંસારની ધોંસરીએ જોતરાવવું. આ વિગેરે અનેક વિચારો પ્રસ્તુત વિષયને સારૂં વિશેષ અગત્યના નથી. આપણે હાલમાં પતિના ધર્મના સબંધમાં વધારે બોલવાનું છે અને તે એવાં રૂપાંતરથી બોલવું જોઇએ કે જો તેનો અમલ કરવાને મનપર લેવા ઇચ્છનાર ધણી હમણાંજ તેનો અમલ કરી શકે.

જોઇએ તો અણુ સમજણનો હોય, જોઇએ તો સમજણો હોય, જોઇએ તો વિદ્વાન હોય, જોઇએ તો મૂર્ખ હોય, જોઇએ તો પૈસા વાળો હોય, જોઇએ તો. ગરીબ હોય પણ તેણે સ્ત્રીને પરણી આવ્યા બાદ પોતાનું વર્તન ઘણીજ સંભાળ પૂર્વક રાખવું જોઇએ સ્ત્રી પુરૂષના મન સમાન હોય એમ તો મુહુર્તમાંથી કયાંથી બને? અરસ પરસનો પ્રેમ ગાઢ થવાને વાસ્તે બાજો પણ કેટલોક યત્ન ઘર મધ્યના વડીલોએ પણ કરવો જોઇએ. પુરૂષે કેલવણી લીધેલી હોય અને પોતાને વગર કેળવાયલી સ્ત્રી મળી હોય તો તેપર અભાવ કરી ગાર પછાડ કરવાનાં કરતાં તેણીને ધામેથી સુધારવા મનપર લેવું જોઇએ. ફુવડ સ્ત્રી મળનારને પણ ઘરમાં કંકાસ કરવાથી ફાયદો મળે નહી. પોતાની મરજી માફક સર્વ વર્તન જ્યારે સ્ત્રી ખરા પ્રેમના બંધનમાં આવે ત્યારેજ કરે, આ ઉપરથી પુરૂષે સ્ત્રીને સ્વતંત્રતા આપવી એમ કહેવાનો મારો ઇરાદો નથી પણ પુરૂષે સ્ત્રીમાં કોઇ

પણ પ્રકારના હાનિકારક દૂષણો દાખલ ન થાય તે બાબતમાં વિચાર કરવો તેના કરતાં આવી બાબતનો વીચાર એ હલકો ગણાય. આજ કાલ પતીઓને કંકાસ કરવાનું અને આપણા ખરા પ્રેમની દોરીમાં આંટી આવવાનું ખરૂં કારણ કેવળ વગર માલના જુજ જુજ કારણ સિવાય વિશેષ જોવામાં આવતું નથી. આપણું પુરૂપ પોષણ કરે છે એમતો જોઇએજ છઇએ. પુરૂષનો મુખ્ય ધર્મ જયારે તે બજાવે છે, ત્યારે બીજી બાબતમાં એટલે પ્રેમની બાબતમાં પુરૂષને એકલાને દોષિત માનવાને હું આંચકો ખાઉંછું. પુરૂશે હમેશ પોતાની સ્ત્રીઓને સુખી રાખવાનેજ ઇચ્છે છે પણ એમ જોવામાં આવતું નથી, તેનું કાંઇક કારણ આપણે છઇએ.

પતિ ધર્મના ઉપસંહારમાં માત્ર ખરા મુદ્દા સર આપણે એટલુંજ કહેવાનું કે. તેણે સ્ત્રીનું યથાશક્તિ પોષણ કરવું . અને કેટલીક બાબતમાં થયેલાં દોષો સુધારવા રાતા માતાં ન થતાં વિચારથી કામ કરવું પોતાની ઘરની સ્ત્રીમાં અભાવ કરી અન્યના પ્રેમમાં જોડાવાની ઇચ્છા કરવી એતો અમૃત મૂકી વિષપાન કર્યા સમાન છે દરરોજ પ્રેમમાં વિઘ્ન થવાનું મુખ્ય કારણ રૂપ છે રૂપમાં મોહ પામવાથી ઇન્દ્ર વારૂણી પુલો જેમ આંખો ફોડે છે તેમ થાય છે અમૃત પાન મૂકી મદિરા પાન કરનારે સારી રીતે સમજવું જોઇએ કે અમૃત પડયું પડયું સુકાઇ જાય એમ નજ બને,પણ કોઇનો કોઇ તેનો ભોગી મળેજ. પુરૂષે હમેશાં નીતિમાં રહેવું એ તેનું કર્ત્તવ્ય કર્મ છે. ઘરમાંની કદરૂપ સ્ત્રીનો ત્યાગ કરતાં પહેલાં એમ વિચાર કરવો જોઇએ કે કદાચ ઇશ્વિરે એક આંખે આંધળા બનાવ્યા હોતતો શું એ આંખ સુધારી અથવા તો એ આંખ મુકી બીજાની આંખે જોઇ શકત કે ? ગમે તે પ્રકારે પુરૂષે પોતાનું મન અને પ્યાર પોતાની સ્ત્રીમાંજ રાખવો. નસીબમાં નેકી પુકાર્યાનું અને રાજા બનવાનો યત્ન એ શુ ? રૂપ, રસ ગંધ વિગેરેમાં મોહ પામવાનુ નથી અને કદાચ મોહ પામવાની આતુરતા હોય તો સો વરષના પુરૂષનુ મન જેમ મોહિત થતું નથી તેમ આખરે તમારે વાસ્તે પણ બનવાનું છે એનો નિશ્ચય કરવો એટલે સહેજ એમ સમજાશે કે માત્ર ક્ષણની તૃપ્તિને વાસ્તે અભોજય ભક્ષ એ મિથ્યા છે.

## પ્રાચીન કાલની સ્વયંવર પદ્ધતિ.

સ્વયંવર એટલે સ્ત્રી પોતાની મેળે પતિને પસંદ કરીને પરણે એનું નામ સ્વયંવર. આ રીવાજ પ્રાચીનકાળમાં ઘણો ચાલતો હતો,

આથી સંખ્યાબંધ જોડાં સુખી થવાના દાખલા આપણે ઘણું સાંભળીએ છીએ. વર પસંદ કરવાનું કામ કન્યાનું હોવાથી તેઓ કોઇ વિદ્વત્તા ઉપર, કોઇ શૂરવીરતા ઉપર, કોઇ રૂપ ઉપર, કોઇ ગુણ ઉપર, કોઇ કળા કૌશલ્ય ઉપર, કોઇ અક્ષરથી ચીઠીઓમાં ધાવ, સમસ્યાઓ લખી મોકલી જે પૂરો કરે તે સાથે અને કોઇ તે પસંદ કરવા માટે પોતાના યોગ્ય માણસથી દેશો દેશમાંથી ખબર મગાવી વિદ્વાન, વીર, ધીર, ગુણવાન અને જગપ્રસિદ્ધ જનોને ઘણા માન સહિત બોલાવી પસંદ કરતા: અને પોતાને ત્યાં સ્વયંવર મંડપ રચી, તેમાં ગોઠવેલાં ઉત્તમ આસનોપર બીરાજેલામાં જે પ્રમાણે પરીક્ષા લેવની જે પદ્ધતિ મુકરર કરેલી હોય તેમાં ઠરાવેલી પરીક્ષા જે પસાર કરે, તેને કન્યા પોતાને હાથે વરમાળા આરોપે. આમ સદ્‌ગુણની પરીક્ષા કરી કન્યા તેના હૃદયનો સ્નેહ જોઇ અને દાંપત્ય સંબંધીને સ્વર્ગનો વ્યાપાર જાણીને ખુશીથી પોતાના હમેશના સાથી સાથે પ્રેમ ગાંઠ બાંધતી, કારણ કે સ્ત્રી એ પુરૂષની પરીક્ષાની કસોટીના પથ્થર જેવી છે. જેવી રીતે સ્ત્રી પુરૂષનાં દોષ જાણવામાં નિપુણ હોય છે તેવી રીતે પુરૂષ હોતા નથી, તેથીજ સ્ત્રી મંડળ પુરૂષ મંડળને સુધારવાનો મોટો ઉપાય છે. એકમેકના મળવાના ઉપર એકમેકના ગુણ દોષ જોવાનો આધાર રહે છે. સ્ત્રી એ પુરૂષનાં બંધનની મજબુત દોરડી છે, તે જો મજબુત ગાંઠથી બંધાય તો આખી જીંદગી પર્યંત નહિ તુટતાં કે છુટતાં અચળ રહે છે. વળી શુદ્ધ પ્રેમ, એકમેકનાં ગુણ, તનદુરસ્તીના ઉપર જાગ્રત દૃષ્ટિ, એકમેકના આત્માની કલ્યાણ કરવાની ઇચ્છા, એકમેકને સુખી કરવાની ઇચ્છા વગેરે સદ્‌ગુણ માત્ર અને ધાર્મિક લોકો પોતાના નિત્યને નિયમમાં ગણે છે, એ સર્વ બંધન જેઓ નિયમીત કરતા આવે છે તેઓ ધર્મ જાણનારા છે.

હાલના સમયમાં માબાપો જેમ પોતાની પુત્રીઓને ગમે તેવા બડઘોલવરને પરણાવી દુઃખી કરે છે, તેમ તે પ્રસંગે થતું નહોતું. તે સમય તો કન્યા સારૂં વરની ઉત્તમ રીતે શોધ કરવામાં ઘણુંજ ખર્ચ અને યત્ન કરતા, હાલની પેઠે કન્યાની પસંદગી હક છોડી કે લઇ લેવામાં આવ્યા નહોતા, એટલે કન્યાની મરજી વિરૂદ્ધ લાકડે માંકડું વળગાડી દેવામાં આવતું નહોતું, કદી કોઇ તેમ કરે તો તેમનું કશું ચાલતું નહી. કન્યાની પરણવાની જે વરની સાથે ઇચ્છા હોય, ત્યાંજ પરણાવતા. લગ્ન કરેલા દંપતીએ સંસારમાં પગ મૂક્યો, ત્યારે તેનો પૂનરજન્મ થયો એવું સમજીને જે સુખ દુઃખમાં સાથી

ગણી નિભાવે તથા નિર્વાહ ચલાવે અને સદ્‌ગુણ સંપન્ન હોય, એવો લાયક વર મેળવી કાઢી તેમની સાથે પરણવું, એ કુલવધુનું કામ છે પણ તે પોતાની મેળે સ્વામી શોધી કાઢી વરવાને લાયક થાય, એવી યોગ્ય કેળવણી અને લાયક ઉમરની થએ પોતાની મેળે વરને વરે, કારણ કે લાયક ઉમર પહેલાં કન્યામાં પોતાનાં ભવિષ્યનો અને સારા નરસાનો વિચાર કરવાની શક્તિ ઉત્પન્ન થયેલી હોતી નથી. તે માટે માબાપની સંમતી લેવી જોઇએ અને તેઓએ પણ તેમને વાજબી રીતે સહાયતા આપવી જોઇએ. આગળના કાળમાં આ રીત સંખ્યા બંધ પ્રસરેલી હતી. એ સઘળા લોકો જાણે છે, સાવીત્રી, દ્રૌપદી અને સીતા આદિ ઘણીક સતીઓ સ્વયંવરથી પરણેલી હતી. આવાં સ્વઇચ્છાથી પરણેલાં અસંખ્ય જોડાં કેવાં સુખરૂપ નિવડયાં છે. તેમના ઉત્તમ વૃતાંતોથી આર્ય પ્રજા અજાણી નથી, તેમનો પવિત્ર પ્રેમ કેવો અચળ રહેતો એ દૃઢ પ્રેમ ગમે એવા સંકટમાં પણ જતો નહી. નરનારી પરસ્પરના સુખ દુઃખમાં ભાગ લેતાં એટલુંજ નહી પણ સંકટ વખતમાં તજી ન દેતાં અમૂલ્ય મદદ આપતાં. સ્ત્રી માત્ર પતિને માટે પોતાનો પ્રાણ આપતી. સર્વદા તેમને સુખે સુખ અને તેમને દુઃખે દુખ ભોગવ્યાં છે એ સઘળો પ્રતાપ સ્વયંવર પદ્ધતીનો છે, એ સ્વયંવર પદ્ધતી માધવાચાર્ય કૃત પારાસરીની ટીકામાં પિતા પોતાની કન્યાના ઋતુને આદિથીજ ગણે જેટલી ઋતુ પર્યંત કન્યાને ઘરમાં પાળવાનું વિધાન છે તેટલી વાર કન્યા જયારે ઋતુ ધર્મવતી થઇ જાય ત્યારે લગ્ન કરે, તેમજ ઋતુ ધર્મ પ્રાપ્ત થયા પછી પણ ભલે કન્યા મરણ પર્યંત પિતાના ઘરમાં બેઠી રહે પણ ગુણહીન વરને કન્યા ન આપવી. (વેદમાં પણ સ્વયંવરની આજ્ઞા છે) वधूरियंपतिमिच्छन्त्येति ॥ ऋ. अ. ४ अ, २ व. ८-२ આ મંત્રમાં પણ કન્યાને સ્વતઃ વિવાહ એટલે સ્વયંવર વિવાહની આજ્ઞા છે.

એ સ્વયંવર રીતી બંધ પડવાનું કારણ મુસલમાની બાદશાહોનાં ઘણા જોર જુલમથી તથા તે વખતના રાજાઓ કન્યા વરવા પરસ્પર લડાઇ બખેડા કરવા લાગ્યા આના કારણોથી સ્વયંવરની સર્વોતમ પદ્ધતિ બંધ થઇ અને અર્વાચીન કાળની બાળ લગ્નની નઠારી રીત ચાલુ થઇ અને અસંખ્ય કજોડાં થવા માંડ્યા, તેથી ખરો પ્રેમ ગયો, માત્ર જમાનાને અનુસરતાં સેંકડે પાંચ ટકા ખરો પ્રેમ હશે. તેમાં શું વળ્યું? પણ હવે આ ચાલતા સુધરેલા જમાનામાં આપણી પ્રાચીન પદ્ધતી પ્રમાણે સ્વયંવર રીતીએ પરણાવવી, તેમનો

સંસાર સુધરે એમ આર્ય ભાઇઓ સ્વિકારેતો જેમ યુરોપીયનો તેવા વિવાહથી સુખી થયા છે તેમ આપણી પુરાતન રીતથી પાછા આ- પણે પણ સુખી થઇએ.

## પુનર્વિવાહ વિચાર.

મનુસ્મૃતિમાં અક્ષત યોની સ્ત્રીનો પુનર્વિવાહ પોતાના વર્ણમાં કરવો સરખો કહ્યો છે. વિધાન છે. હરકોઇ પુરૂષે માત્ર પરણેલી છે પણ ભોગવેલી નથી તે અક્ષતા અને જે વિવાહ સંસ્કારથી પેહેલાં પુરૂષના સંબંધથી બગડેલી છે તે ક્ષતા કહેવાય. આ બન્ને પ્રકારની સ્ત્રી પુનર્વિવાહ સંસ્કારને પામે એટલે પુનર્ભૂ એવા નામથી ઓળખાય છે. તથા જે પોતાના પતિનો ત્યાગ કરી પોતાની ખુશીથી પોતાની જાતના બીજા પતિનો આશ્રય કરે તેને સ્વૈરિણી (વ્યભિચારિણી) કહેલી છે. આવી સ્ત્રી ફરી વિવાહ કરવા લાયક નથી. પતિના ત્યાગ કરવાના કારણથી અથવા પતિના મૃત્યુથી વિવાહિત સ્ત્રીનો પુનર્વિવાહ થાય છે વળી જે સ્ત્રી કુમારીવસ્થામાં પતિનો ત્યાગ કરી બીજા પુ- રૂષોનો આશ્રય કરી પાછી આવે તે જો અક્ષતા હોય તોજ પેહેલાં પુરૂષ ક્ષતાનો પણ પુનર્વિવાહ કરવા ફરમાવેલું છે. તે વિવાહ સંસ્કા- રથી પેહેલાં પુરૂષના સંબંધે કરી ક્ષતાનો કહેલો છે પણ વિધવા થ- એલી ક્ષતામાં તેનો તાત્પર્ય નથી એમ જણાય છે. આ કેકાણે જેનો પેહેલાં વિવાહ થએલો હોય તેનો ફરીથી વિવાહ કરવો તેનું નામ પુનર્વિવાહ ઘટે છે અને વિવાહની પેહેલાં પુરૂષના સંબંધથી બગડે- લીનો જે વિવાહ થાય છે તે પેહેલોજ વિવાહ છે માટે તેનું પુનર્વિ- વાહ એવું નામ યોગ્ય નથી એવી શંકા કરવાં જેવું નથી. કેમકે યા- જ્ઞવાકયે વિવાહથી પેહેલાં થએલ પુરૂષના સંબંધનેજ સંસ્કાર રૂપ માનીને તેનો વિવાહને પુનર્વિવાહ એવું નામ આપેલું છે. આવો અ- ભિપ્રાય ન હોય તો ઉપર લખેલા મનુંના અભિપ્રાય સાથે વિરોધ આવે એટલા સારૂંજ કલિવર્જ્ય પ્રકરણમાં પરણાવેલી અક્ષતાનું બી- જાને પ્રદાન કરવું એમ કહેલું છે. અને જે કલિવંર્જ્ય પ્રકરણ ક્ષત- યોનિ બાળાનો બીજા સાથે વિવાહ કરવો, એમ આદિત્ય પુરાણનાં વચનને અનુસરીને કહેલું છે તે ન પરણેલી ક્ષતાને માટે છે એમ બાળા પદથી સમજાય છે. નહી તો બાળપદને બદલે "દત્તા" એવું પદ દાખલ કરત. સ્મૃત્યાદિક ગ્રંથમાં યદ્યપિ વિધવાનો પુનર્વિવાહ ક- રવાનાં વચનો દેખાય છે તો પણ તે અધર્મ રૂપ હોવાથી કરવા લા- યક નથી. એવા અભિપ્રાયને લીધે મનુએ કહેલું છે કે, વંશનો ક્ષય

થવાને વખતે પ્રજાની ઉત્પત્તિને માટે દિયરે વિધવા સાથે સંગ કરવો. એમ જે બીજા ગ્રંથોમાં કહેલ છે તે વિવાહના મંત્રમાં કોઇ ઠેકાણે નજરે આવતુ નથી. તેમ તેજ મંત્રોમાં વિધવાનો પુનર્વિવાહ કરવો એમ પણ ક્યાંય દેખાતું નથી. કેમકે તે મંત્રોમાં કન્યા પદનુંજ શ્રવણ થાય છે અને જેનો પતિ મરી ગએલ હોય તે કન્યા પદથી કહી શકાતી નથી. વળી કન્યાની રૂબરૂ વર તરફથી સંભળાવવા લાયક મંત્રમાં કહેલ છે કે પ્રથમ સોમ બીજો ગંધર્વ. ત્રીજો અગ્નિ અને ચોથો હું મનુષ્ય તારો પતિ થયો છું. એમ ચાર પતિ ગણેલાં છે. પણ પાંચમો કહેલ નથી. આ મંત્રગત સંખ્યા વધી જવાથી વિધવા વિવાહની મના કરે છે. વળી ઋગ્વેદના મંત્રમાં કહેલું છે કે, સોમે ગંધર્વને, ગંધર્વે અગ્નિને અને અગ્નિએ મુને તું આપાએલી છે. આ મંત્ર પણ વિધવાના વિવાહને અટકાવે છે. કેમકે પેહેલા વરને આપનારો અગ્નિ પોતાનો કબજો ખસી જવાથી બીજા વરને આપનારો થઇ શકતો નથી. એટલે મંત્રનો અર્થ બાધીત થાય છે, તેથી વિધવાનો વિવાહ ન કરવો એમ સિદ્ધ થાય છે. વળી વિધવા વિવાહમાં આગ્રહ રાખનારને અમે પુછીએ છીએ કે વિવાહ વખતે વિધવા સ્ત્રીનો હાથ ગ્રહણ કરવો કે બીજો અવયવ ગ્રહણ કરવો? હાથ ગ્રહણ કરવો એમ કહેવું ઘટતું નથી. કારણ કે, પેહેલા વિવાહને વખતે પેહેલે પતિએ ગાર્હપત્યાગ્નિનુ અર્ચન કરવા દેવતાઓએ મારે વાસ્તે તું આપાયલી છે. એવા અર્થવાળા મંત્રથી પાણિ ગ્રહણ કરેલ છે. તેથી તે ગ્રહણ કરવા લાયક નથી. અને બીજા અવયવને ગ્રહણ કરવા એમ કોઇ શ્રુતિ સ્મૃતિમાં કહેલું નથી. માટે વિવાહમાં વિનિયોગ કરેલા મંત્રોનો અર્થ વિચારતાં વિધવાનો વિવાહ તથા પાણિ ગ્રહણ બન્ને બાબત સિદ્ધ થતી નથી, માટે વિધવાનો પુનર્વિવાહ અધર્મ રૂપજ છે, એમ સિદ્ધ થાય છે. આ બધું ઉપર લખેલું મનમાં રાખીને મનુએ કહેલ છે કે, પાણિ ગ્રહણ તમામ મંત્રો કન્યાનાજ પાણિ ગ્રહણને બતાવે છે તેમ બીજી સ્ત્રીઓના પાણી ગ્રહણને પ્રતિપાદન કરતા નથી. માટે બીજી સ્ત્રીઓ પોતાનું દાન તથા વર તરફથી પ્રતિગ્રહ કરવા લાયક નથી. આ કન્યાપણું સપ્તપદી નામનું વિવાહ સંબંધી જગત પ્રસિદ્ધ કર્મ થવાની પેહેલાં હોય છે પછી તો ભાર્યાપણું પ્રાપ્ત થાય છે એટલે વિવાહને લાયક રહેતી નથી.

આ ઠેકાણે કેટલાક વિધવાના વિવાહને પ્રતિપાદન કરનારા આધુનિક મનુષ્યો કહે છે કે, એક પુરૂષ અનેક સ્ત્રીઓને પરણી શકે

છે, પણ એક સ્ત્રી સામટા અનેક પતિને પરણી શકતી નથી. એમ વેદમાં લખેલું છે. તેમાંથી સામટા ઘણા પતિ સ્ત્રીએ ન કરવા નાશ આદિક કારણથી પતિનો વિયોગ પડયે ક્રમથી અનેક પતિ કરવા, એવો અર્થ નિકળે છે. એટલે વેદ મંત્રને અનુસારે વિધવાનો વિવાહ કરવો એમ સિદ્ધ થાય છે. પણ આવા અર્થને ટેકો દેનાર કોઇ પ્રમાણ ન હોવાથી અને મનુના વાકય સંઘાતે તથા વિવાહ પ્રકરણને અનુસરનારા વેદ મંત્ર સાથે વિરોધ આવવાથી આ કલ્પના નિર્મૂળ ઠરે છે. તેથી કોઈ આધુનિક એમ કહે છે કે, વિધવાનો વિવાહ વેદ વિરૂદ્ધ નથી. એમ તેઓનું કહેવું અત્યંત જુઠાણા ભરેલું છે. એટલા સારૂંજ મનુએ કહેલ છે કે, ભાઇઓના ભાગ, કન્યા તથા ગોઆદિક પદાર્થ; એક ફેરે દેવાય છે. પણ બીજાને આપેલ બીજાને દઇ શકાતાં નથી. વળી મનુએ કહેલ છે કે, બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યે વિધવા સ્ત્રી બીજાને પરણાવવી નહીં. આવી રીતે નિષેધ કરી તેને દઢ કરવા સારૂં કહેલું છે કે, વિવાહની વિધિમાં કોઇ કોઈ સ્થાનકે વિધવાનો વિવાહ કરવો કહેલ નથી. વળી બીજે ઠેકાણે તો મનુસ્મૃતિ ટીકાકાર કુલ્લુક ભટે એમ કહેલું છે કે, વાણીથી પણ એકને આપેલ કન્યા બીજાને કને આપવી. જો એકને આપેલી બીજાને દે તો મોટા દોષને પામે છે. સપ્તપદીની પહેલાં કન્યાપણું છતાં પણ બીજાને દેવાની મના કરી છે. ત્યારે સપ્તપદી વીત્યા પછી ભાર્યાપણું પ્રાપ્ત થએ તે બીજાને ન દઇ શકાય એતો અર્થ થીજ સિદ્ધ થાય છે. મનુના મૂળ વાકયને અનુસરીએ તો સપ્તપદીની પેહેલાં મરણ થયે તે કન્યા બીજાને દેવી એમ ઠરે છે. એ રીતે વસિષ્ઠ, યમ આદિક સ્મૃતિકારોએ પણ ફરમાવેલું છે. આવા મનુએં કરેલા ઠરાવને પનિ બીજી જાતનો, નપુંસક, પતિત, વિરૂદ્ધ કામ કરનારો પોતાનાં ગોત્રનો ગોલો, તથા ન મટનારા રોગની ગ્રસ્ત નિવડે તો તેને પરણાવેલી કન્યા બીજાને આપવી. એવું કત્યાયનનું વચન અડચણ કરતું નથી. કેમકે, આ ઔષધ મરણ પામેલાને સજીવન કરે એવું છે. આ વાકયથી જેમ મરણ પામેલા જેવો સત્તાહીન પુરૂષ ગ્રહણ કરવાનો છે. પણ મરીગએલો પુરૂષ સમજવો ન જોઇએ કેમકે તે ઔષધિની સજીવન થઇ શકતો નથી તેમ આ ઠેકાણે પરણાવેલી પદ પણ પરણાવેલી જેવી એવા અર્થને બતાવી મનુના અભિપ્રાયનેજ અનુસરે છે.

કલીયુગના ધર્મને પ્રતિપાદન કરનાર પારાશર ઋષિએ કહેલું

છે કે, પતિ ખોવાઇ ગયે, નાશ પામ્યે, સન્યાસી થયે, નપુસક નિવડયે અને પતિત જણાયે, સ્ત્રીએ બીજો પતિ કરવો, આ વાકયના અનુસરથી વિધવાના વિવાહને ટેકો મળે છે, એમ કહી શકાય તેમ નથી, કેમકે, વેદ વાકયથી અવિરૂદ્ધ સ્મૃતિ વાકયને પ્રમાણ મનેલ છે અને વિવાહ પ્રકરણના વેદ મંત્રમાં વિધવાનો વિવાહ કરવો એમ નિકળતુ નથી એટલુંજ નહિ પણ આ વાકયની ટીકામાં નંદ પંડિતે એવી રીતે વ્યાખ્યાન કરેલું છે કે, વાગ્દાન થયા પછી પાણિ ગ્રહણની પહેલાં આ વાકયમાં કહ્યા પ્રમાણે પતિની અવસ્થા જણાયે સ્ત્રીએ બીજો પતિ કરવો, આ નંદ પંડિતના વ્યાખ્યાનને નારદે પોતાની સ્મૃતિમાં કન્યાપદ વાપરીને ટેકો આપેલ છે. વસિષ્ટાદિક સ્મૃતિકારોના વાકયનો પણ વિવાહ થયાની પેહેલાં પતિની મરણાદિક અવસ્થા થયે તે કન્યા બીજા વરને વરી શકે છે. એવો અભિપાય છે તેથી વિધવા વિવાહ કોઇ રીતે સિદ્ધ થઇ શકતો નથી. અને જે સ્મૃતિવાકયમાં ઊઢા ( પરણેલી ) પણ પતિની મરણાદિ અવસ્થામાં બીજાને પરણાવવી, એવો અર્થ આવે છે. તેનો અભિપ્રાય ઉપર કહ્યા પ્રમાણે ન સમજીએ અને પરણેલી ફરીથી પરણાવવી એવો યથાશ્રુત ( સાંભળ્યા પ્રમાણે ) અર્થ લઇએ તો ભૂલથી સમાન ગોત્રે પરણેલી સ્ત્રી પણ બીજાને પરણાવવી જોઇએ. અને તે સ્ત્રી બીજાને પરણાવવી એમ કહેલ નથી. ઉલટું એમ કહેલ છે કે, સગોત્રે તે સ્ત્રીનો ભોગ ન કરવો અને જીવે ત્યાં સુધી પોતાની માતાની પેઠે તેનું પાલન કરવું. આ વાકય સાથે વિરોધ આવે તેથી ઊઢા પદનો પરણેલ જેવી એવો જે ઉપર અર્થ લખેલો છે તે યથાર્થ છે. જેથી વિધવા વિવાહનો નિષેધ પુરાણમાં સિદ્ધ થાય છે અને કેટલા એક એમ કહે છે કે, કળિયુગમાં વિધવાના વિવાહનો નિષેધ પુરાણમાં છે પણ સ્મૃતિ ગ્રંથમાં નથી. આ તેનું બોલવું ભ્રાંતિ ભરેલું છે. કેમકે ક્રતુ નામના સ્મૃતિકારે કલિવર્જ્ય પ્રકરણમાંજ કહેલું છે જે, દિયરથી પુત્રની ઉત્પત્તિ, દીધેલ કન્યાનું ફરીથી દાન, અને યજ્ઞમાં ગાયનો વધ; ઇત્યાદી કામ કરવાં નહિં. આ વચનથી વિધવા વિવાહનો નિષેધ સ્મૃતિ સિદ્ધ ઠરે છે. માટે ન કરવો.

આ પ્રમાણે વાગદત્ત સ્ત્રીના પુનર્વિવાહને માટે ઉપર પ્રમાણે પ્રતિપાદન કરી સંપૂર્ણ વિવાહ વિધિથી સંસ્કાર કરાયલી સ્ત્રીઓને પતિ સાથેજ ધર્મ કર્મ કરવાનું કહેલું છે. માટે કદાચિત દુષ્ટ પ્રારબ્ધને લીધે પતિનો નાશ થયે તે વિધવા સ્ત્રીએ કેમ વર્ત્તવું એ વિષે પરા-

શરે કહેલું છે કે, પતિ મુવા પછી બ્રહ્મચર્ય વ્રતને પાળે છે તે બ્રહ્મચારીની પેઠે મરણ પામ્યા પછી સ્વર્ગ લોકમાં જાય છે. તેમ મનુએ પણ કહેલું છે કે, પતિથી જુદું પડી સ્ત્રીએ વ્રત, યજ્ઞ, દાન, આદિક ધર્મ કૃત્ય કંઇ પણ ન કરવું. પણ પતિની સેવા કરવી. તેથી તેને સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે. પતિ જીવતો અથવા મરણ પામેલો હોય તો પણ તે પતિથી કોઇ જાતનું વિરૂદ્ધ આચરણ ન કરવું. અથવા મરણ પામેલો હોય તો પણ તે પતિથી કોઇ જાતનું વિરૂદ્ધ આચરણ ન કરવું. કિંતુ પતિ મુવા પછી પુષ્પ મૂળ અને ફળથી પોતાનું ગુજરાન કરવું. અને બીજા પુરૂષનું નામ પણ ન લેવું. કેમકે પતિ મુવા પછી બ્રહ્મચર્ય વ્રત પાળનારી સ્ત્રી પુત્ર રહિત હોય તો પણ બ્રહ્મચારીની પેઠે સ્વર્ગ લોકને પામે છે. આથી સિદ્ધ થાય છે કે, વિધવાનો વિવાહ કરવો તે ધર્મ સહિત નથી.

## ઘરકાર્યની વ્યવસ્થા.

સ્ત્રીને ઘર વ્યવસ્થાની કેળવણી આપીને લાયક બનાવવી એ તેના માવતરની ફરજ છે. એ યોગ્ય થએ ઘણી સુખી થઇ લાયક બની વખાણ પામેથી તેના મા બાપની શોભાને વધારે છે. સ્ત્રી માત્રને ધ્યાન દેવાનું છે કે વિવાહ પછી ગૃહરાણી થયા બાદ ઘર સંબંધી કાર્ય કરવામાં, રસોઇ તૈયાર કરવામાં તથા ઘરમાંથી વાસણ વગેરે વસ્તુ સંભાળવામાં અને મુખ્યત્વે સૌથી પહેલું પતિનું કાર્ય પ્રસન્ન ચિત્તે કરવાની તેની ફરજ છે.

ઘરના સઘળા સર સામાનને સાફ સુફ અને સુશોભિત રાખવો તથા જળ, અને વસ્ત્રથી સર્વે પ્રકારે હરહમેશ શુદ્ધ કરીને ચતુરાઇથી જ્યાં જેમ ઘટે અને વળી સચવાય ને શોભા દેખાય તથા ખરાબ ન દેખાય ત્યાં તે ગોઠવી દેવાં તથા ખરાબ ન થઇ જાય તેની સંપૂર્ણ કાળજી રાખવી. ઘર ખર્ચ કરવામાં ઉદારતા અને કૃપણતા બન્ને ન રાખતાં મધ્યમ પણે વર્ત્તવું. આખા મકાનને સર્વ પ્રકારે લીંપી ધુંપી સાફસુફ કરી ઉજ્વળ સ્વચ્છ અને દેદીપ્યમાન રાખવું. જ્યારે જ્યારે ફુરસદ મળે ત્યારે ઘરની સફાઇ અને પદાર્થોની સંભાળ ગત અને ગોઠવણમાં પ્રયત્ન રાખવો.

ભોજનના ભક્ષ્ય પદાર્થો પોતાના હાથથીજ અથવા તો પોતાની રૂબરૂ બરોબર સ્વચ્છ શુદ્ધ કરાવીને સ્વામિ અને પ્રજાની રૂચિ અનુસાર ભોજન બનાવવું, તેની સાથે તે ભોજન વૈદકના નિયમ

વિરૂદ્ધ અને રોગોત્પાદક ન હોવાં જોઇએ. ઘર સંબંધી જે નિત્ય પ્રત્યે ખર્ચ થાય તે બરાબર લખી કે યાદ કરી રાખવો અને દરેક સંધ્યાએ પોતાના સ્વામિને સંભળાવવો. ક્યારે પણ નવરૂં બેસવું નહિં પણ કાંઇને કાંઇ કામ કાઢીને કરવું, તથા ક્યારે પણ ફુવડ રહેવું નહીં. ઘરમાં જે વસ્તુની ખામી હોય, અથવા જે વસ્તુ ખૂટી ગઇ હોય તે પતિને કહીને મંગાવી લેવી. ઘરમાં કદાચ કોઇ વસ્તુ ન હોય તો પણ બીજાની માગી લાવવાનો સ્વભાવ નજ રાખતાં, જેટલું હોય તેટલાથીજ ચલાવી સંતોષ પૂર્વક નિર્વાહ કરવો. આવક કરતાં ખર્ચ વધારે ન થાય એવો પ્રબંધ રાખવો. નોકર ચાકર સાથે દ્વેષ કે વધારે પ્રીતિ ન કરવી. પણ તેનું મન સાચવી હુશીઆરીથી હુલાવી ફુલાવીને કામ લેવું. ઘરનું કોઇ પણ કાર્ય બગડવા દેવું નહી. પતિની ઘર અથવા સંતાનની તરફની કોઈ પણ પ્રકારની ચિંતા ન કરવી પડે, તેવી રીતે ઘરનો કારભાર સંભાળ પૂર્વક કુશળતાથી ચલાવવો. બે કલાક રાત રહે ત્યારે પતિના ઉઠવાની પહેલાં ઉઠવું. પતિના મુખનું દર્શન કરી લેવું. દાતણ. શૌચની હાજત હોય તો કરી આવવું. તમામ મકાનમાં વાશીદા વાળી જળ છાંટવું. જો ગરીબ સ્થિતિ હોય તો પ્રથમ ઘંટીમાં લોટ દળવો. ( આ કામ સૂર્ય ઉગ્યા પહેલાં કરવું જોઇએ. ) રસોડું સાફ કરી છાણ પાણી છાંટીને શુદ્ધ ત્યાર રાખવું. પ્રથમ પોતે સ્નાન કરીને પછી સંતાનને સ્નાન કરાવવું અને પછી જળ ભરાવવું તથા ભરવું.

પતિને માટે દાતણ અને ગરમ પાણી ઇત્યાદિ જે તેનો નિયમ હોય તે અનુસાર તૈયાર રાખવાં. એવી રીતે સાસુ સસરા વગેરે માટે પણ સમજવું. પછી ઈશ્વરનું ધ્યાન કરીને પતિની આરોગ્યતા અને શુભ કર્મમાં પ્રવૃતી રહેવાની પ્રાર્થના કરવી. તે પછી ભોજનની સામગ્રી સ્વચ્છ અને સાફ કર્યા પછી રસોઇ કરવી અગર રસોયો હોયતો તેની દેખરેખ રાખવી અને જ્યારે પતિનો જમવાનો સમય હોય ત્યારે ગરમાગરમ રસોઇ પીરસવી. સંતાન અને સાસુ સસરા તથા પોતાનાં જે વડીલ હોય તેને પ્રેમ અને આનંદ પૂર્વક જમાડવાં. સર્વે જણ જમી રહે ત્યારે છેવટ પતિના વાસણમાં પોતે જમવું. એ પછી સર્વ જગોને સ્વચ્છ અને સાફ કરી ત્યાંથી વસ્તુ સમી નમી મૂકવી; ત્યારે પછી કાંઇ શિવવા ભરવા સાંધવા વગેરેનું કામ કરવું, અથવા કોઇ હુન્નર-સતકર્મ-ધર્મની વાતો કે ચોપડી વાંચવી કે, વંચાવવી. ત્યાર બાદ ઘરનાં તમામ વાસણ કુસણ, રાચ રચીલાં, વ-

માટે પણ સમજવું. પછી ઇશ્વરનું ધ્યાન કરીને પતિની આરોગ્યતા અને શુભ કર્મમાં પ્રવૃતી રહેવાની પ્રાર્થના કરવી તે પછી ભોજનની સામગ્રી સ્વચ્છ અને સાફ કર્યા પછી રસોઇ કરવી અથવા રસોયો હોયતો તેની દેખરેખ રાખવી અને જ્યારે પતિનો જમવાનો સમય હોય ત્યારે ગરમાગરમ રસોઇ પીરસવી. સંતાન અને સાસુ સસરા તથા પોતાનાં જે વડીલ હોય તેને પ્રેમ અને આનંદ પૂર્વક જમાડવાં સર્વે જણું જમી રહે ત્યારે છેવટે પતિના વાસણમાં પોતે જમવું. એ પછી સર્વે જગોને સ્વચ્છ અને સાફ કરી ત્યાંથી વસ્તુ સમી નમી મૂકવી; ત્યાર પછી કાંઇ શિવવા ભરવા સાંધવા વગેરેનું કામ કરવું, અથવા કોઇ હુન્નર-સત્કર્મ-ધર્મની વાતો કે ચોપડી વાંચવી કે વં-ચાવવી. ત્યાર બાદ ઘરનાં તમામ વાસણ કુસણ, રાચ રચીલાં, વગેરે પદાર્થોપર દૃષ્ટિ નાંખીને એક વખત હમેશાં સંભાળવાં તથા સમા નમા મુકવા. વસ્ત્ર, અલંકાર, પૈસા, પેટી, કબાટ, વગેરે સર્વ પદાર્થોપર ધ્યાન દઇને તેને યોગ્ય રક્ષણમાં અને ખરાબ ન થાય તેવી ગોઠવણ કરવી અને નોકરના કામની પણ ખબર લીધા કરવી. ઘરમાં જે જણસ ધાન્ય વગેરે હોયને બગડી કે સડી ન જાય તેની કાળજી રાખવી અને વખતપર તડકે નાંખવા ઇત્યાદિ કામ કરવાં. શું શું વસ્તુ ઘરમાં નથી અને શું શું મંગાવવી છે. ઇત્યાદિની સંભાળ રાખ્યે જવું અને જમાખર્ચ જે થાય તે તમામ લખવું યાને યાદ રાખવું. પાછલો એક કલાક દિવસ રહે ત્યારે સર્વ કામ પરવારી લેવાં.

રાત્રીનો રસોઇનો સામાન દુરસ્ત કરીને રસોઇનો આરંભ કરવો અને સૌને જમાડવાં જે ભોજનમાં પતિની રૂચી હોય તેવાં સ્વાદિષ્ટ ભોજન નિત્ય બનાવવાં જ્યારે સૌ જમીને ઉઠે ત્યારે પોતે ભોજન કરવું. પછી તે જગ્યા સાફ કરીને કુટુંબના સર્વને માટે સુવાની તૈયારીની સામગ્રી સજ્જ દેવી તેઓ સર્વ સુઇ રહે ત્યારે પોતાના પતિની સેવા કરવા માટે જવું. પણ એટલી વાત ધ્યાનમાં લેવાની છે કે, ત્યાં પતિના નિયમાનુ સાર સર્વ ગોઠવણ રાખવી. સેવા પછી પતિનાથી જૂદા પલંગ ઉપર પોતે શયન કરવું. એવે પ્રકારે નિત્ય દેશકાળાનુસાર કર્મ કરવાં અને નકામાં નિરૂદ્યમી ન રહેવું. આ પ્રમાણે વરતી પતિ સાથે અંતરમાંથી ખરેખરો પ્રેમ રાખશો તો પતિ તમારે આધીન રહેશે અને તેની આગળ તમારો મરતબો વધશે.

## રાજાની રાણીએ કેમ વર્ત્તવું.

જે સ્ત્રી રાણી પદે હોય તેણે રાજ્યમાં જે દાસી હોય તેનાં નામ, ગુણ, શોખ અને તેના કામની યોગ્યતા જાણવી, તેમજ બીજી શોક (સપત્ની) ના પણ ગુણ સ્વભાવ કર્ત્તવ્યથી જાણીતાં થવું. રાજયના નોકરો એટલે દાસ દાસી પાસેથી તેની યોગ્યતા અનુસાર કામ લેવું. રાજયની ઉપજ ખર્ચ ધ્યાનમાં રાખવાં અને યોગ્ય રીતે છઠે માહને હિસાબનો આકડો જોવો, હિસાબમાં કે રાજયમાં ન્યુનાધિક સમજવામાં આવે તો સ્વામી એટલે રાજાને વિનયથી કહેવું. રાજયના ભંડારના સઘળા પદાર્થનું લીસ્ટ સાલ સાલ પ્રતે બનવાવી ને પોતાની પાસે રાખવી અને દરેક વર્ષ પુરૂં થયો પછી તે પ્રમાણે તપાસવું (આ કામ કરવા માટે ચતુરાઇ અને પ્રપંચ કળા હોવી જોઇએ) પતિની ગેર હાજરીમાં પતિ જે જે પ્રસિદ્ધ રાજયનાં કાર્ય કે ખાનગી ગૂઢ કાર્ય પોતાને ભળાવી જાય તે તમામ સાવધાન પણે એકાગ્ર ચીત્તથી કરવાં પતિ અને રાજયના મિત્ર તથા શત્રુથી વાકેફ થઇ તેને વાત ધ્યાનમાં રાખવી. પોતાનો કામદાર, એવો પ્રપંચ કળા કુશળ બુદ્ધિવાન હોવો જોઇએ કે, તેની તમામ રાજકાજમાં ચારે પાસ નજર ફરતી રહે. ઉપરાંત દાસી દ્વારા તેની પાછી પરીક્ષા કર્યા કરવી. મુગી, બહેરી આદિવિચિત્રદાસ દાસી, અને નાજર પુરૂષો ને પોતાના તાબામાં અવશ્યે રાખવાં, અને તેનો જે પ્રસંગે ઉપયોગ લેવો હોય ત્યાં યુક્તિથી ઉપયોગ લેવો. પોતાની દોઢી ઉપર ડાહ્યો આંધળો માણુસ અવશ્ય રાખવો. રાજયકાજ કરવામાં ન્યાય-ધર્મ-નીતિનાં અને વ્યવહારીક પુંસ્તક ભણી નિપુણતા મેળવવી તથા રાજ ધર્મ અને નીતિરીતિ સાંભળવાનો શોખ રાખવો, કવચિત એવો પ્રસંગ પડી આવેતો પોતે પણ સભા કરીને રાજાને અનુસરવી-તેની અવેજીમાં કામ કરવું. ઘોડે ચઢવું, શસ્ત્ર વિદ્યા શીખતી શિકાર કરવો વગેરે કામ જે વિવાહ પહેલાં શીખ્યાં હોય તેનો અભ્યાસ રાખવો. પતિ અને કામદારની મારફત અનેક પ્રકારનાં રાજ્ય કાજ કરવામાં કુશળ થવું, યુદ્ધ, ચઢાઇ, સંગ્રામ તથા એવા બીજા મામલા વખતે તથા સ્ત્રી જાતપર ગુજરતી બીજી આપત્તિ વખતે પોતાના પતિવ્રત્ય એટલે શીળ સંરક્ષણ અર્થે તથા પોતાનાં પતિનાં સંકટને વખતે અત્યંત ધીરતા અને બહાદુરી બતાવી પોતાના પ્રાણ પર્યંત પણ કુર્બાન કરવાં. પ્રાચિન કાળમાં ક્ષત્રિય કુળની આર્યાઓએ પોતાના ઘર સંસારનાં બહોળાં કાર્યો છતાં રાજ્ય કાર્ય તથા યુદ્ધ કાર્યો એવાં તો ચાતુર્ય

પૂર્વક કરેલાં છે કે, જે કાર્યો વિરલા નરોજ કરી શકે આવી શુરતા અને વીરતા વાળાં દ્રૌપદી, સંયુક્તા મીરાબાઈ આદિ પ્રાચિન અને અર્વાચિન, ચાંપરાજ હાડાની સ્ત્રી સોનરાણી રાણકદેવી વગેરે એ પોતાના પ્રાણ પતિના સંકટમાં સર્વથા સાથે રહી કેટલાં બધાં કષ્ટ સહન કર્યાં છે તેમજ પોતાના શીલ સંરક્ષણાર્થે તથા પોતાના કુળ-જાત -દેશ-નામની આબરૂ-પ્રતિષ્ટા અર્થે કેવી રીતે વિપત વેઠી છે તે સૌ કોઇ જાણે છે. આવી રીતે રાજાની રાણીઓએ વિશેષ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. વળી વિશેષ ધ્યાનમાં લેવા આ પુસ્તકમાં ધણીક વિરસતીઓનાં ચરિત્રો દાખલ કરેલાં છે તે વાંચવાથી ધ્યાનમાં આવશે એટલે આ ઠેકાણે વીસ્તારથી લખવા દુરસ્ત ધારતો નથી.

## સ્ત્રીની અનાર્ય કેળવણી.

(થિર ઠરીને કોઇ આ ઠામરે, નહિ રેહેવાનું એ પ્રમાણે રાગ.)

શું કરશે સારૂં બેન, કોરી કેળવણી;
સદ્દગુણની નહિ જો હોય, સાથે મેળવણીઃ—ટેક
વાંચન વિવિધ જાતનું શીખ્યાં, લખતાં શીખ્યાં બેશરે;
ઇતિહાસોમાં ચુક ન એકે, ચિત્ર વિચિત્ર વિશેષ;—કોરી૦
ગીતો સુંદર ગાતાં શીખ્યાં, ભુગોળ ભણ્યાં ભાવે રે;
સારી વાક્ય જોડણી કરતાં, ચૂક ન એકે આવે—કોરી૦
મોતીના દાણા સરખા પણ, શીખ્યાં અક્ષર સારા રે;
ભૂત ભરમની વાતો ભૂલ્યાં, જાણ્યા જુગતે ધારા.—કોરી૦
કદી રાંધતાં જમતાં શીખ્યાં, શીખ્યાં કદિ પરિસવા. રે;
સરખે સરખી સખિયો સાથે, શીખ્યાં સુંદર હસવા—કોરી૦
પાંખાં પટકુળ પહેરી અંગે, ઘણાં ઘરેણા ઘાલી રે;
દેશ દેશની વાતો કરતાં, શીખ્યાં પાડી તાળી—કોરી૦
દેશ-કાળને સમજી સઘળી, લાજ લગામ વિસારી રે;
શીખ્યાં કરવા સિદ્ધ વાત પણ, મન ગમતી તે સારી—કોરી૦
ભરી સભામાં સન્મુખ ઉભી, શીખ્યાં ભાષણ કરતાં રે;
તેવ તેવડા સાથે લઇને, સુખમાં શીખ્યાં ફરતાં—કોરી૦
ગંજીફા ચોપાટ કાંકરી, એવી રમત અનેક રે;
રાત દિવસ રમવાને રાગે, અજાણ હોય ન એક—કોરી૦
નાચ તમાસા ખાસા ખેલો. જોતાં ભાંડ ભવાઇ રે;
ચતુર થયાં પણ સગાં સાહિની, વિસરી ગયાં સગાઇ—કોરી૦

ખાટ પલંગ ખુરશિયે બેઠાં, મોજ મજા બહુ માણી રે;
દીન જનોને દુખિયાં દેખી. દયા ન મનમાં આણી—કોરી૦
સારૂં સારૂં ખાતાં લેતાં, શીખ્યાં સહુથી સારૂં રે;
સુજન પણું જાવાનું જાણે, વાગે આજ નગારૂં—કોરી૦
વિવેકીયોને વૃદ્ધ જનોને, વિવેકિયો પણ માને રે;
તપાવવાં તેને પણ શીખ્યાં, ઉદ્ધતાઇ અપમાને—કોરી૦
લાંબી ભાજ કાઢતાં શીખ્યાં, અથવા મેલી દેતાં રે;
કડવાં વેણ હાસ્યથી હરખી, શીખ્યાં સહુને કેતાં—કોરી૦
હક સ્વામીના સરખો લેતાં, દેતાં સહુને ડારો રે;
સ્વતંત્રતાનો સ્વાદ ચાખતાં, શીખ્યાં કેવો સારો !—કોરી૦
મળે વિનય વિદ્યાથી એવાં, વચન વિવેકી કે છે રે;
એ વચનોને ભણે ગણે છે, તેમ છતાં લજવે છે—કોરી૦
ભણી ગણીને જે કરવાનું, તેતો રેછે અળગું રે;
નહિ શીખ્યાનું તે શીખે છે, એવું સંકટ વળગ્યું—કોરી૦
સાર ભણીને જે લેવાનો, તેતો રેછે દૂર રે;
દેશ સુધારક નરનું તેથી, જાય ઉતરી શૂર—કોરી૦
કેળવણીનો અર્થ ન સમજે, આજ કાલના લોકો રે;
તેથી પાછળથી પસ્તાઇ, પછી મેલશે પોકો—કોરી૦
બાળ યુવા વૃદ્ધાવસ્થાને, સફળ કરોજો બેનો રે;
તો આ વિશ્વ વિષે લીધેલો, સફળ જન્મ છે તેનો—કોરી૦
સુખ થાવા સર્વ સજનીને, વાક્ય ઉચારી કહુંછું રે;
સમજી લેજો સાર સર્વનો, આશિષ એવી દઉંછું—કોરી૦

## હોરિ.

શીખ્યું સર્વ વૃથા વહિ જાય;
સાથે સદ્દગુણ જો ન સધાય. શીખ્યું૦

વાંચન લેખન અક્ષર સારા. ભાત્રે ભૂગોળ ભણાય,
ચિત્ર વિચિત્ર લખાય ભભકથી, હેતે હિસાબ ગણાય;
ગણ્યાં ગીત સારાં ગવાયે;— સીખ્યું૦
વાંચ્યા વળી ઇતિહાસ હજારો, નામ છચોક છપાય;
સુંદર રૂપ અને વય સારૂં, તેમજ સરસ સહાય;
એથી ફલ શું શુભ થાય !— શીખ્યું.
કેશવ ભણતરનું ફળ સદ્દગુણ, તે નહિ જો સમજાય;
તો સઘળું ધુળ ઉપર લીંપણ,— જેવું જરૂર જણાય;
હીરો હાથમાંથી હરાય;— શીખ્યું૦

## સ્ત્રીને છોકરૂં થતું નથી માટે તેના પતિએ બીજી સ્ત્રી પરણવી કે કેમ ?

આ એક ઘણોજ અગત્યતા ભરેલો સંસારીક સવાલ છે. અને જો કે તેમાં ઘણે ભાગે વૈદ્ય લોકોની સલાહ લેવામાં નથી આવતી તો પણ જો તે વિષયમાં તેમની સલાહ લેવામાં આવે તો તે ઘણીજ ઉપયોગી થઇ પડશે. પ્રજા થવી એ એકલું સ્ત્રીનું કામ નથી જો કે ગર્ભ ધારણ ક્રમ સ્ત્રીના શરીરમાં થાય છે ને તેથી ફળોત્પત્તિ સ્ત્રીના શરીરમાંથીજ થતી દેખાય છે. તો પણ તે ગર્ભોત્પત્તિ પુરૂષ બીજ વગર થઈ શકતી નથી ફળોત્પત્તિને માટે ક્ષેત્ર અને બીજ શુદ્ધ હોવાની જરૂર છે. ને તેટલા માટે સ્ત્રી અથવા પુરૂષ એ બન્ને દોષ રહિત હોવાં જોઇએ સ્ત્રીને છોકરૂં ન થતું હોય તો બન્ને પક્ષનો તપાસ કરવો. કેટલીક વખતે પોતાની સ્ત્રીને સંતતિ નથી થતી માટે પુરૂષો બીજી સ્ત્રી પરણે છે પણ જો સંતતિ નહિં થવાનું કારણ પોતાનોજ કાંઈ દોષ હોય તો તે ગમે તેટલી સ્ત્રી પરણે તો પણ તેને પ્રજા થતી નથી. ને આગલી સ્ત્રી દોષિત પતિ પાસથી મુક્ત થવાથી (જેમનામાં છુટા છેડા કરવાનો ચાલ છે તેમનામાં આવા દાખલાઓ મોજુદ છે.) શુદ્ધ પુંસત્વશકિત વાળા પુરૂષ સાથ જોડાય છે ને ત્યાં તેને પ્રજા થાય છે.

હવે સંતતિ નહિ થવામાં સ્ત્રીના દોષ કયા છે અને તે કેટલે દરજજે સુધરી શકે તેમ છે તે આગળ બતાવ્યું છે અને જ્યાં સુધી એ દોષો સુધરી શકે તેવી સ્થિતિમાં છે ત્યાં સુધી તેમની તજવીજ કરવી. અને ખોત્રસવું તથા તે દોષ સુધરી શકે તેમ નથી અગર સદરહુ સ્ત્રીમાં કાંઇ કુદરતથીજ ઉત્પત્તિ કર્મ અવયવની ખામી છે. એમ ખાત્રી થાય તોજ પુરૂષે બીજી સ્ત્રી કરવી યોગ્ય છે. પણ આવી રીતે અપ્રજપણાને માટે પુરૂષ બીજી સ્ત્રી કરે તે પહેલાં તેણે પોતાના શરીરની પણ યોગ્ય તપાસ કરાવવા જરૂર છે.

બન્ને વૃષણ અપૂર્ણ પણે પ્રફુલ્લિત થયાં હોય અગર તેમની થેલીમાં ઉતર્યા ન હોય તો પુરૂષ સદંતર નપુંસક રહે છે. બાદ વૃષણના અર્બુદથી કે તેમાં કોઈ દુષ્ટ ગ્રંથી થવાથી તથા ચરબીની વધરાવળ બહુજ મોટી વધેલી હોય તો તેથી પણ પુંસત્વ નષ્ટ થઇ જાય છે. બન્ને બાજુપર થયેલ સખ્ત વૃષણના વરમને લઇને પ્રમેહના ઘણાક ઉથલા થવાથી, બન્ને વૃષણ રજજુના સખ્ત વરમથી, અત્યંત હાથ રસથી કે વિષય લાલસા બેહદ તૃપ્તે કર્યાથી પણ કેટલીક વ-

અને વીર્યનો અભાવ થઇ જાય છે કે તે દૂષિત થઇ જાય છે ને તેવા પુરૂષોથી પ્રજોત્પત્તિ કર્મ કરી શકાતું નથી. આવા પુરૂષનુ વીર્ય કેટલેક જુદે જુદે પ્રસંગે સુક્ષ્મ દર્શક યંત્ર વડે તપાસ્યાં છતાં જો તેમાં વીર્ય જંતુ ન જણાય તો પુરૂષની નષ્ટ પુંસત્વ શકિતની આશંકા થાય છે. ને આવી સ્થીતિમાં પુરૂષે બીજી સ્ત્રી કરવી યોગ્ય નથી.

( વ. નિ. )

## સંતાન એટલે શું ? અને તેની ઉત્કંઠા.

**अन्तःकरणतत्वस्यदम्पत्योः स्नेहसंश्रयात् ॥**
**आनन्दग्रन्थिरेकोयमपत्य मितिबद्धते ॥ १. ॥**

**સંતાન શું છે ?** જ્યારે પતિ અને પત્ની અત્યંત પ્રીતિને વશ થાય છે, ત્યારે તેમના અંતઃકરણના તત્વેની એક આનંદ મય ગાંઠ બંધાય છે, તે સંતાન છે.

સંતાનની ઇચ્છા આ ક્ષણભંગુર સંસારમાં સ્ત્રી પુરૂષોના અંતઃકરણમાં ઘણીજ જડ ઘાલી રોપાએલી છે. સંતાન એજ સર્વોત્તમ સુખનું સાધન છે, અને તેના અભાવને કોઇ પણ જાતનું સુખ ઢાંકી શકે તેમ કદી છેજ નહી આ છોકરૂં મારૂં એમ જાણવાની કે કહેવાની જ્યારે નવલ સ્ત્રી પુરૂષને પ્રથમ તક મળે છે ત્યારે તેમના માનસીક આનંદની લહેર એવી તો જોસ વાળી હોય છે કે તેમાં તેમનાં આ દુનીઆનાં સઘળાં દુઃખ તણાઈ જાય છે. ગર્ભાધાન એજ દંપતિને અત્યાનંદ ઉપજાવનાર છે તો પ્રજા દર્શન એ કેવું સુખ દાયક હશે. અને આવા આનંદનો સમગ્ર આધાર સ્ત્રી પોતાની યુવાવસ્થાની યોગ્ય સંભાળ રાખે અને જે કારણો વાંઝીયાપણું પ્રતિપાદન કરનારાં છે તેમાંથી તે મુક્ત રહે તેવી તજવીજ કરવામાં રહેલ છે; પણ એ વિષય એવો ગહન છે અને ઇશ્વરની વિચિત્ર લીલા એવી અકળ છે કે તેની સાધારણ માણસને એકદમ ખબર પડતી નથી. આં સઘળી દુનીઆના વિદ્વાનોનો એકત્ર મત પડેલો છે કે દંપતિ અપ્રજ રહે તેમાં સ્ત્રી પુરૂષના ઉત્પત્તિ કર્મ અવયવનોજ કાંઇક દોષ છે, પણ તેથી નીચલા દરજ્જાની પ્રજા જેમને કુદરતના નિયમોનું કાંઇ જ્ઞાન નથી પણ ફક્ત વ્યવહારિક વિષયમાંજ લપટાએલ છે તેમને મનુષ્યના આ અપ્રજ પણાને માટે જેમ કોઇ સ્વાર્થ પરાયણ માણસો સમજાવે તેમ સમજેલા છે અને તેઓ વૈદક શાસ્ત્રના નિયમોને છોડી વેહેમના પાસમાં ફસાએલ છે. આવાં અર્ધદગ્ધ

કેટલાંક સ્ત્રી પુરૂષો પોતાના અપ્રજપણાને માટે પોતાનાં કર્મને દોષ દેછે તો કોઇ પોતાના પિતૃની નડતરને માને છે, વળી કોઇ ભૂત પિશાચને કે ડેણ ડાકણના વળગાડને માને છે, તો કોઇ ફક્ત દોરા ધાગાનીજ યાચના કરે છે. કેટલાકો વળી કોઇ દુષ્ટ ગ્રહની નડતરને માટે પૂજા કરાવે છે. તો કોઇ મંત્ર શાસ્ત્ર વડેજ વાંઝીયા પણાના દોષની શાન્તિ કરવાને માટે ઇચ્છે છે પણ એ બધા વેહમ છે. પણ જો ક્ષેત્ર અને બીજ શુદ્ધ હોય તો યોગ્ય રીતે ફળોત્પત્તિ થાય તેમાં કાંઇ પણ નવાઈ નથી પણ આવી રીતે ગર્ભાધાનમાં અડચણ રૂપ થતો સ્ત્રી પુરૂષોના ઉત્પત્તિ કર્મ અવયવોને કયો દોષ છે ? એ જાણવું ઘણુંજ મુશ્કેલ છે અને કેટલીક વખતે દોષ નક્કી થયા છતાં પણ તે એવો જડ ઘાલી ગયો હોય છે કે તે સુધરતો નથી ને તેથી કેટલાંક ધુર્ત લોકો આતુર અંતઃકરણને છેતરે છે. તેથી આશા છે કે એવાં આતુર માણસને આડે રસ્તે નહી દોરાવવા દેવામાં તથા તેમને પોતાના દરદની યોગ્ય સ્થિતિનું ભાન કરાવતા આવા વૈદક વિષયના ઉપયોગી પુસ્તકો વાંચવાથી થશે.

## વન્ધ્યત્વ યાને વાંઝીયાપણું.

વાંઝીયાપણુ એ સ્ત્રીનો કે પુરૂષનો ખાસ રોગ નથી પણ તંદુરસ્ત સ્ત્રી પુરૂષના સુરત સમાગમથી જે પ્રજોત્પત્તિ રૂપી ફલ થવું જોઇએ તે જે દોષથી ન થાય તે દોષનું નામ વન્ધ્યાપો એટલા માટે વન્ધ્યા યો શબ્દ ઉપર થતું વિશેષણ સ્ત્રીને અને પુરૂષને બન્નેને લાગુ પાડી શકાય, જેમ કે વાંઝણી સ્ત્રી અને વાંઝીયો પુરૂષ, પણ ગર્ભ ધારણ કરવાનું એ સ્ત્રીના અંગનો ખાસકમ હોવાથી તેમજ દંપતિ અપ્રજ રેહેવામાં પુરૂષના કરતાં સ્ત્રીના શરીરમાં વધારે દોષ હોવાથી તે વિશેષણ મુખ્યત્વે કરીને સ્ત્રીઓને વધારે લાગુ પાડવામાં આવ્યું છે. ને તેટલા માટે વાંઝીયાનું વિવેચન વૈદક શાસ્ત્રના કર્ત્તાઓએ સ્ત્રી રોગની સાથે કરેલું છે. આ ખાસ ધ્યાનમાં લેવાની વાત છે કે વાંઝીયા પણું એ કાંઇ ખાસ જુદો રોગ નથી પણ સ્ત્રી પુરૂષના શરીરમાં જે કાંઇ શારિરીક દોષ કે વ્યથાઓ હોય તેને લીધે ગર્ભાધાન થવામાં થયેલી અટકાયત છે. યોગ્ય ઉપાયથી જો તે શારીરિક દોષ કે રોગને મટાડવામાં આવે તો ગર્ભાધાન થવામાં થતી હરકત દૂર થાય છે અને સ્ત્રીને ગર્ભવતિ થવા પૂરતો સંભવ રહે છે વ્યવહારીક રીતે જોતાં વાંઝીયા પણું એ સ્ત્રીને છોકરાં થયાં હોય ને તે મોટી વયનાં થઇ મરી ગયાં હોય ને પાછળથી એક જીવતું

ન હોય તેવી સ્ત્રીને પણુ લોકો વાંઝણી સ્ત્રી કહે છે પણુ તેને યથા-ર્થનું સાર "વાંઝણી" શબ્દ લાગુ થઈ શકતો નથી. આવી સ્ત્રીને ગત થઇ ગએલી પ્રજાનું વિશેષણુ લાગુ પડે છે. શુદ્ધ વાંઝણી તો તેજ કે જેને લઇને સ્ત્રીને એકે વખત પ્રથમથીજ ગર્ભ રહ્યો ન હોય આ જગોએ આપણો હેતુ પણુ એજ વાઝણીનું વિવેચન કર-વાનો છે. છોકરૂ બહાર જન્મ્યુ, થોડું ઘણું જીવ્યું ને પછી મરી જાય તો તે સ્ત્રીને વાંઝણી કહી શકાયજ નહી. ઇશ્વરી નિયમ પ્રમાણે અતંતર આવ્યા પછી ચાર વર્ષની અંદરજ નીરોગી સ્ત્રીને ગર્ભ ધારણ થઈ જવો જોઇએ. સોએ એશી સ્ત્રીઓ પહેલાં ચાર વર્ષની અંદરજ ગર્ભવતી થઇ જાય છે. બાકીની જે વીસ રહી તેમાંથી કોઇ સ્ત્રીને પાંચ, સાત. દશ, પંદર કે વધારેમાં વધારે વીસ વર્ષે એમ અનિયમિત વખતે ગર્ભ રહી જાય છે અને તેમ થવાથી સોએ બીજી દશ સ્ત્રીઓ વન્ધ્યત્વ દોષમાંથી મુક્ત થાય છે. બાકીની જે સોએ દશ સ્ત્રીઓ રહી તે સદાને માટે વાંઝણી રહે છે, તે પણુ ઘણું કરી ગ્રહસ્થ વર્ગમાં સોએ દશ, બારને તેથી પણ વખતે વધારે વાં-ઝણી નીકળશે ને ગરીબ કોમમાં સોએ ૬—૭ અગર તેથી પણ ઓછી સ્ત્રીઓ વાંઝણી માલમ પડશે.

વાંઝીયાં સ્ત્રી પુરૂષને અનેક રીતે માનસિક દુઃખ ઉત્પન્ન કરનાર હોવાથી તેમજ તે વિષય ઘણોજ ગહન હોવાથી ઘણાજ જુના કા-ળથી પણુ વિદ્વાન વૈદ્ય લોકો એ વિષય ઉપર પોતાના તર્કો જણા-વતા આવ્યા છે. વાગ્ભટ્ટ, સુશ્રુત, ચરક, અને ભાવપ્રકાશ જેવા પ્રાચીન વૈદ્યક ગ્રંથમાં પણુ વન્ધ્યા ફલ ઘૃત, ગર્ભપાલ રસ, ગર્ભ વિનોદ રસ આદિ ઘણા ઉપાયો વાંઝીયા પણાને માટે બતાવ્યા છે, તેમજ આધુનિક પાશ્ચિમાત્ય વિદ્વાનો પણુ એ વિષયમાં ઘણાજ ઉંડા ઉતર્યા છે ને તે દોષ માટે કેવા જુદા જુદા પ્રકારનાં કારણોને લઇને સ્ત્રીના શરીરમાં સ્થાપિત થાય છે તેને વાસ્તે અનેક નિયમો બાંધ્યા છે. ગરભ ધારણુ થવાને માટે નીચેના ઉપાયો કરવા. ઉપાય ૧ લો નાગ કેશર અને જીરૂ ગાયના ઘીમાં અરધો તોલો ઋતુ કાળે અથવા તે પછી ૧૩ દિન ખાવું. ઉ. બીજો સ્ત્રી ઋતુના અં-તમાં એકેક શિવલિંગીનાં ફળને સૂર્ય સન્મુખ ઉભી રહી ગળી જવું અને કાંસકીનાં મૂળ પીવા. ઉ. ૩ જો. આશનના ઉકાળામાં ગાયનું દુધ, ઘી ઋતુ સમે સવારે રોજ પીવું. ખાખરાના બીની રાખ પા-ણીમાં નાખી પીવી. ઉ. ૪ થો અતવશેકની કળી, મોથ, મોચરસ,

ઇંદ્રજવ એનો ઉકાળો કરી પીવો. ઉ. ૫ મો આસ્કંદ, ગળો અને લઘુરાળ એઓનો કહાડો ચોથે દહાડેથી પાંચ દિવસ લગી પીવો.

**ગર્ભાષયની ખામી**—કેટલીક સ્ત્રીમાં ગર્ભાશય બીલકુલ હોતુંજ નથી ને કેટલીક સ્ત્રીઓમાં તે હોય છે તો બહુજ સુક્ષ્મરૂપમાં મળી આવે છે. કેટલીક વખતે સ્ત્રી પુખ્ત ઉમરે પુગ્યા છતાં પણ તે ઓછું પ્રફુલિત થાય છે ને કેટલીક વખતે તદન બાળકરૂપમાંજ રહી જાય છે, ગર્ભાશયના અભાવની સાથે વખતે ગર્ભઅંડનો પણ અભાવ હોય છે અગર તે અપૂર્ણ પ્રફુલ્લીત થયાં હોય છે, તેમજ યોની માર્ગ હોતો નથી અગર બહુજ ટુંકો હોય છે. જ્યારે ગર્ભાશય ન હોય ને ગર્ભઅંડ હોય ત્યારે ઋતુસ્રાવ થવાનો રસ્તો નહીં હોવાથી સ્ત્રીને બહુજ દુઃખ થાય છે. ગુદામાં તર્જની નાંખવાથી તે મૂત્રાશયમાં શલાકા નાંખવાની તે બન્નેનો સ્પર્શ થતો જણાય તો એમ સમજવું કે ગર્ભાશય બીલકુલ નથી કારણ કે ગર્ભાશયના આગલા ભાગમાં મૂત્રાશય છે ને પાછલા ભાગમાં ગુદા આવેલ છે.

## ગર્ભાધાન.

રજોદર્શન નિયમિત રીતે સ્થાપિત થયા પછી એટલે થોડા ઘણા માસ નિયમિત રીતે આવ્યા પછી ગર્ભાધાન થવા સંભવ છે. કુદરતના નિયમ પ્રમાણે જ્યારે બે ત્રણ વર્ષ અયંતર આવતાં થાય છે. ત્યારે સ્ત્રી ગર્ભ ધારણ કરવાને બહુજ યોગ્ય થાય છે. અને વ્યાવહારિક અનુભવ પણ એમજ બતાવે છે કે સ્નાત સ્ત્રી બે ત્રણ વર્ષમાં ગર્ભીણી થાય છે. સેંકડે ૮૦ સ્ત્રીઓ ઋતુ પ્રાપ્ત થયા પછી ત્રણ કે ચાર વર્ષની અંદર ગર્ભ ધારણ કરે છે અને બાકી વીશ રહી તેમાંથી કોઇને પાંચ અગર દશ વર્ષે એમ મળી આશરે દશ સ્ત્રીઓને ગર્ભ રહે છે અને બાકી જે દશ રહી તેઓ હમેશને માટે વન્ધ્યા રહે છે. જેમ રજો દર્શનથી સ્ત્રીના શરીરમાં કેટલાક ફેરફાર થાય છે તેમ ગર્ભાધાનથી પણ બને છે. અને તે ફેરફારો ગર્ભાધાન થવાનાં સૂચક ચિન્હો અને મનનો આનંદ રખાવનાર કારણો છે. તેવાં ચિન્હોનું દંપતિ મનન કરે છે, ને આગ્રહથી વાટ જુવે છે. કેટલીક વખતે સ્ત્રીઓ ગર્ભીણી હોવાની બહુ ઉત્સુકતામાં છેતરાયછે અને ગર્ભ ન રહ્યો હોય તે છતાં ગર્ભ રહ્યો છે એમ માની બેસે છે. અને જ્યારે ગર્ભ નથી એમ તેની ખાત્રી થાય છે ત્યારે તે બહુ વિષાદને પાત્ર થાય છે. ગરભાધાન થવાનાં કેટલાંક ચિન્હો એવાં છે કે તે ખાસ

કેટલીક સ્ત્રીઓને થાયછે. અને કેટલીકને વથી થતાં તોપણ જે ચિન્હો સાધારણ રીતે બધી સ્ત્રીઓને થાય છે તે નીચે પ્રમાણે.

૧. રજો દર્શનું બંધ થવું. ૨. મોળ અને ઉબ્કટી. ૩. મોઢામાં થુંકનું આવવું. ૪. સ્તનની વૃદ્ધિ થવી અને તેમાં દુખાવો થવો. ૫. સ્તનમુખની શ્યામતા. ૬. સ્તનના દુધની ઉત્પત્તિ. ૭. ભાવા અભાવા ૮. છોકરાનું પેટમાં ફરકવું. ૯. પેટનું વધવું. ૧૦. ડુંટીની ખાડનું ઉપડી આવવું. ૧૧. પેટની નસોનું ઉપર તરી આવવું. ૧૨. અનાજ ઉપર અરૂચી. ૧૩. પેશાબનું વારંવાર થવું. ૧૪. કેટલીક વખતે શરીરનું રૂપ ખીલવું ને કેટલીક વખત શરીરનું દુબળું થવું.

આટલાં ચિન્હો સાધારણ રીતે તમામ સ્ત્રીને થાય છે. આ શિવાય કેટલીક સ્ત્રીઓને ખાસ પોતાની હેળ હોય છે જેમકે કોઈની ડાઢ ઉકળે છે તો કોઈની આંખ ઉઠે છે. એકના પગ અને સાથળ સોજી આવે છે તો બીજીના માથાના વાળ ખરી પડે છે ને ત્રીજીનો કોઈ ભાગ વાયે રહી જાય છે, તો ચોથીને ખરજવું ઉપડે છે. આવાં કેટલાંક ચિન્હ સાધારણ નહિ હોવાથી તેઓ અપવાદ તરીકે ગણાય છે.

## રજો દરશનનું બંધ થવું.

નિયમિત આંતરવાળી સ્ત્રીને તેનું બંધ થવું એ ગર્ભાધાન થવાની આશંકા કરવાનું મુખ્ય કારણ છે અને તે હમેશાં ગર્ભ રહ્યાનું સૌથી પહેલું ચિન્હ છે. જે સ્ત્રીને અવંતર વખતો વખત ચઢી જાય છે તે સ્ત્રીને અવંતર બંધ થાય તો તે ઉપર ભરોસો રહી શકતો નથી. તેવી સ્ત્રીમાં હમેશાં બીજાં ચિન્હોથી ખાત્રી થયા પછીજ ગર્ભ રહ્યો એમ જાહેર કરવામાં આવે છે. ઉતાવળ કરીને એકાદ ચિન્હ ઉપરથી કદી કોઇ કહી નાંખે કે ગર્ભ રહ્યો છે તો તે વખતે છેતરાય છે. વળી અવંતર બીજાં કેટલાંક કારણોથી તે બંધ થયેલ છે. તે નક્કી થવું જોઇએ. કેટલીક વખતે શરદી લાગવાથી, વખતે છાતીના કોઈ મહા વ્યાધીથી તેમજ ગર્ભાશયમાં કાંઇ પણ વ્યાધી થવાથી તે બંધ થઇ જાય છે. કેટલીક વખતે અનાયાસે તે બંધ થઇ જાય છે. અને પાછું બીજે માસે દેખાય છે માટે તેનું બંધ થવું એ જો કે ગર્ભ રહ્યાનું પ્રથમ ચિન્હ છે, તોપણ તેથી ગર્ભ રહ્યાની ખાત્રી થતી નથી. વિશેષમાં નવીન ગર્ભ ધારણ કરવાવાળી સ્ત્રીની ઉપર તો અવંતર બંધ થવાની ખાત્રી રાખવીજ નહિ. જે સ્ત્રીઓને આગળ પ્રજા થઇ ગઈ હોય છે ને પછી નિયમિત દેખાતું

અવંતર બંધ થાય છે ત્યારે સ્ત્રીઓ સાધારણ રીતે એમજ સમજે છે કે તેને મહિના રહ્યા છે પણ નવીન ગર્ભ ધારણ કરવાવાળી સ્ત્રીને માટે તેઓ એમ સમજતી નથી.

## મોળ અને ઉલટી.

રજો દર્શન બંધ થયાની ખબર પડે તે આગમચ થોડા દીવસ ઉપર અગર તે પછી થોડા દીવસે જો ગર્ભ રહ્યા હોય તો સ્ત્રી જ્યારે સવારમાં ઉઠે ત્યારે તેને મોળ આવે છે, અને ઉલટી થાય છે. અવંતર બંધ થયું કે નહિ તે ખબર એક માસે પડે છે અને મોળ ઉલટી કેટલીક વખતે માસ અગર દોઢ માસ ચડયા બાદ પણ તે દેખાય છે આ મોળ અને ઉલટી પ્રસંગે દીવસના બીજા ભાગમાં દેખાય છે તો પણ ઘણીખરી સ્ત્રીઓને સવારમાં થાય છે. કેટલીક સ્ત્રીઓને આવી ઉલટી ગર્ભ રહ્યા પછી એક અઠવાડીયામાંજ થાય છે અને કેટલીકને વખત દોઢ અગર બે માસ સુધી ટકે છે. અને પછી તે પોતાની મેળે બંધ થાય છે તોપણ વખતે તે પાંચ અગર સાત માસ સુધી પણ રહે છે અને કોઇ જવલ કેશમાં સુવાવડ સુધી પણ ટકે છે. આ ઉલટી પ્રસંગે એવી સખત હોય છે કે ખાધેલું બધું અનાજ કઢાવે છે. અનાજ નજરે પડવાથી તરત ઉલટી થાય છે અને કેટલીક વખતે અનાજની સુગંધીથી પણ મોઢામાં પાણી આવે છે. જો સ્ત્રીને ઉલટી બહુ હેરાન ન કરતી હોય તો તેની કાંઇ પણ દવા કરવાની જરૂર નથી. કારણ કે તે એક અગર બે માસમાં પોતાની મેળે બેસી જાય છે પણ જો બહુજ હેરાન કરે તો પછી સેજસાજ ઉપાય અપાય છે. બીજા રોગોની ઉલટીમાં અને ગર્ભિણીની ઉલટીમાં કેટલાએક ફેર છે. જ્યારે કોઇ પણ મગજ અગર જઠરના વ્યાધીથી ઉલટી થાય છે. ત્યારે તે ઉલટી થવાથી વ્યાધીનું જોર કમી થાય છે કેટલીક વખતે એમજ બને છે કે ઉલટી બંધ થઇ એટલે બીમારી મટી જાય છે. પણ ગર્ભિણી સ્ત્રીની ઉલટી ઘણા દીવસ ચાલે છે. બીજા દરદની ઉલટી જો ગર્ભિણીની ઉલટી જેટલી ચાલતી હોય તો દરદી મરણ તુલ્ય થઇ જાય છે અને ગર્ભિણીને તેની વધારે ઇજા જણાતી નથી. એટલુંજ નહિ પણ જે સ્ત્રીને ઉલટી કે મોળ શરૂવાતમાં સારી રીતે થતાં હોય તે સ્ત્રીને પાછળથી સુવાવડ વખતે થોડું સંકટ વેઠવું પડે છે. એકલી ઉલટી થવી એ ગર્ભ રહ્યાનું ચિન્હ

નથી પણ રજો દર્શન બંધ થયા પછી થોડા દિવસમાં ઉલટી થવા માંડે તો ગર્ભ રહ્યાની શંકા કરવાનું વ્યાજબી કારણ મળે છે. જો સ્ત્રીને એક વખત ગર્ભ રહ્યો હોય ને ઉલટી થઇ હોય તો તે બીજી વખતે ગર્ભ રહ્યાની ઉલટીને ઓળખી શકે છે અને સદરહુ ઉલટી ગર્ભ રહ્યાની છે કે ઠાલી છે તે કહી શકે છે. આ હેળની સાધારણ મુદત ત્રણ માસની છે.

## મોઢામાં થુંકનું આવવું.

ગર્ભ રહ્યાની શરૂવાતમાંજ આ ચિન્હ જણાય છે ને તે કેટલાક દિવસ સુધી ટકી શકે છે. કેટલીક સ્ત્રીને તે થોડા દિવસમાં બંધ થાય છે અને કેટલીકોને લાંબા દિવસ સુધી ચાલે છે. વળી પ્રસંગે એમ પણ બને છે કે સ્ત્રીને પાંચ સાત દિવસ મોળ અને ઉલટી હેરાન કરે છે અને તે જરા બંધ રહે છે ત્યાં પાછું મોઢામાં થુંક આવ્યા કરે છે અને જ્યારે થુંક દેખાતું બંધ થાય ત્યારે મોળ અને ઉલટી શરૂ થાય છે. જ્યારે મોઢામાં થુંક આવવા લાગે છે ત્યારે સ્ત્રીને આખો દિવસ થુંકવું પડે છે અને પ્રસંગે તે એટલું બધું વધી પડે છે કે સ્ત્રીને તે બહુજ કંટાળો આપે છે. વિશેષમાં ખુબી એજ રહી છે કે સ્ત્રીને મોઢામાં કોઈ પણ જાતનાં પાકનાં ચિન્હ જણાતાં નથી, અવાળુ કે દાંતનાં પેઢાં ચડેલાં હોતાં નથી તેમજ જીભ કે તાળવે ક્યાંય ફોલ્લો પડેલો પણ દેખાતો નથી. તથા પારો કે બીજાનું ખવરાવ્યું હોય એવી હકીકત મળી આવતી નથી તે છતાં સ્ત્રી મોઢામાં અત્યંત થુંકની વૃદ્ધિ થાય છે ને તેથી તે ગર્ભ રહ્યાનું એક સૂચક ચિન્હ છે.

## સ્તનનો ફેરફાર.

મોળ ઉલટી અને થુંકનાં ચિન્હ બરાબર સ્થાપિત થયા પછી અવંતર આવવાને બીજે મારેથી સ્તનના ફેરફાર શરૂ થાય છે અને અને પાંચ સાત માસ સુધી થયાંજ કરે છે. સ્તન મોટાં કઠણ અને ભરેલાં જણાય છે. તેમાં થોડા થોડા દુખાવો થાય છે તેની અંદર ગાંઠો બંધાયેલી દેખાય છે. કેટલીક વખતે સ્તનથી હાથનો સ્પર્શ પણ સહન થતો નથી. અને તેમાં સોયો ભોંકાયા માફક પીડા થાય છે અગર શૂળ નીકળે છે. જેમ સ્તન મોટું અને ફુલેલું દેખાય છે તેમ તેના ઉપર કાળી નસો સ્પષ્ટ નજરે પડે છે. અને બહારના ઘેરાવાના ભાગ તરફથી મધ્ય ભાગ તરફ સ્તન મુખમાં તે બધી નસો મળતી હોય તેમ જણાય છે સ્તન મુખની આસપાસ આશરે વીશ

પચીશ કાળાં કાળાં બિંદુ ઉપડી આવે છે અને ધીરે ધીરે સ્તનમુખની આસપાસનો બધો ભાગ સ્યામ વરણનો થઇ જાય છે. આ સ્યામતા શરૂઆતમાં જરા ફીકી હોય છે અને પાછળથી બહુજ કાળા ઘાટી થાય છે. અને તે સ્યામભાગ સ્તનના બીજા ભાગ કરતાં પોચો હોય છે. તથા તે ઉપર આંગળી દાબવાથી તેની નીચેની ચરબી પોચી થઈ ગઇ હોય એમ જણાય છે. પ્રમાણમાં સ્તનનો બીજો ભાગ કઠણ હોય છે, સ્તન ઉપર પરસેવો ચબ્યા કરે છે, અને ઉપરની ચોરીનો ભાગ ભીંજાઇ જાય છે જે ઉપરથી એમ સાબિત થાય છે કે શરીરના બીજા ભાગ કરતાં આ પ્રસંગે સ્તન વધારે મહેનતમાં ગુંથાએલું છે. જેમ જેમ ગર્ભાધાનની મુદત વધતી જાય છે તેમ તેમ આ સ્તનની ફેરફાર વધારે સ્થાપિત થાય છે; સ્તન દાબવાથી થોડું પાણી ઝરતું જણાય છે અને એક બે માસ વધારે વિત્યા બાદ તે દાબવાથી અંદરથી દૂધનાં ટીપાં પણ નીકળે છે. ઋતુનું બંધ થવું, મોળ, ઉલટી થુંકનું વધવું તથા ઉપર લખેલા સ્તનમાં ફેરફાર થવા એ ઉપરથી ગર્ભાધાન થયું છે એમ સબળ રીતે માનવામાં આવે છે. ગર્ભિણી સ્ત્રીના સ્તનમાં જે ફેરફાર થાય છે તે કેટલાક ગર્ભાશયના વ્યાધિમાં પણ થવા સંભવ છે. પણ આગલાં ચિન્હો સાથે જો આ ચિન્હ થયું હોય તો તેથી ગર્ભની આ શંકા સંપૂર્ણ રીતે કરવી જોઇએ.

## ભાવા અભાવા.

ઉપરનાં ચિન્હો બરાબર થયા પછી સ્ત્રીને ભાવા અભાવ થાય છે આ ચિન્હ સાધારણ રીતે ત્રીજે અગર ચોથે માસે થાય છે. આ ચિન્હ. વખતે એક માણસ વહેલું અગર એક માસ મોડું દેખાય છે. સ્ત્રીને જુદી જુદી જાતની ચીજો ખાવાનું મન થાય છે અને પ્રસંગે તેવી વૃત્તિ એવી તો ખરાબ ચીજ ઉપર જાય છે કે તેથી આપણને હસવું આવે છે. જે સ્ત્રી અગસ્થિ (ગર્ભરહિત સ્થિતીમાં) કદી પણ ન ઇચ્છે તેવા ખોરાક લેવાનું તે મન કરે છે. અને જે ચીજો ખાધાથી સાધારણ રીતે અજીર્ણ થઇ આવે અગર ઉલટી થાય તેવી ચીજોની મેળવણી કરી ખાવાનું તેને મન થાય છે ને બાકીની સઘળી ચીજો ખરાબ લાગે છે ખોરાકની બીજી બીજી ચીજ ઉપર સ્ત્રીની વૃત્તિ ખેંચાય છે. ને તે શિવાય કેટલીક વખતે ધૂળ, કાંકરા, માટી, રાખ વિગેરે પણ ખાવાનું મન થાય છે. ખાટી અને વાયડી

ચીજ ખાવાનો જેને કંટાળો હોય છે તે આ પ્રસંગે બોર, આંબલી, કાકડી વિગેરે ખાવાનું મન કરે છે. આવી ચીજનું નામ સાંભળવાથી તેઓનાં મોઢામાં પાણી આવી જાય છે. અને તેને માટે તલપી રહે છે એટલુંજ નહિં પણ જે ચીજની અંદર કોઇ પણ જાતની ખુશબો ન હોય તે ચીજ ઉપર જ્યારે તેમનો ભાવ થાય છે ત્યારે તેમાં પણ તેમને ખુશબો લાગે છે. રાખ અને ધૂળ ખાવાવાળી સ્ત્રીઓને તેમાં એવી સુગંધી લાગે છે. અને તે ઉપર એટલું બધું તેમનું મન લલચાય છે કે તેના સારા સારા ગાંગડા તેઓ ખાઇ જાય છે. કેટલીક સ્ત્રીઓને કોલસા ચાવવાનું મન થાય છે. અને કેટલીકોને મુળાનાં પીળાં પચકી ગએલાં પાન ભાવે છે. મુંબઇ જેવા શહેરમાં ભુજેલી ( શેકેલી )માટી બજારમાં તૈયાર મળે છે જે સ્ત્રીઓ મંગાવી ગર્ભિણી અવસ્થામાં ખાય છે. તે શિવાય કેટલીક સ્ત્રીઓનું બીજી બાબતમાં પણ મન ખેંચાય છે. કોઇને સારા સારા દાગીના પહેરવા ગમે છે તો કોઇને સારાં સારાં કપડાં પહેરવાનું મન થાય છે. ને કોઇને છોકરાં તેડવાનું મન થાય છે તો કોઇને સારી સારી લાનો કરવાનું મન થાય છે. આ બધા ભાવાઅભાવા થવાનું કારણ મગજનો ફેરફાર છે. ગર્ભાશય અને મગજને જ્ઞાનતંતુ વડે ઘણો નિકટનો સંબંધ રહેલો છે ને તેથી તેની અસર મગજમાં પણ થાય છે. કેટલીક વખત મગજ ઉપર એટલી બધી મજબુત અસર થાય છે કે સ્ત્રીને જેનો ભાવ થાય તે તરફ એવો તો તેને છંદ લાગે છે અને એવું તો મજબુત વલણ તેના તરફ થાય છે કે તેથી તે ઘેલી થઇ ગઇ છે એમ પણ આપણે કહીએ છીએ જ્યારે તેનો માનસિક ભાવ દબાવી ન શકાય તેવો હોય ત્યારેજ ફક્ત તેને ઘેલી ગણવામાં આવે છે. પણ તેવા ભાવા અભાવા કવચિતજ મળી આવે છે. જે જે વૃત્તિઓ દબાવી શકાય તેવી છે તેને ભાવાઅભાવાના નામથી ઓળખવામાં આવે છે અને સાધારણ રીતે ઘણી ખરી ગર્ભિણી સ્ત્રીઓને ઉપર મુજબ થાય છે. મારા મત પ્રમાણે માટી આદિ ખાવાથી પરિણામે ઘણું નુકશાન થાય છે.

## પેટમાં છોકરાંનું ફરકવું.

છોકરૂં પાંચમે માસે પેટમાં ફરકે છે. મોળ, ઉલટી અને થુંકની પીડામાંથી આ વખતે સ્ત્રી મુક્ત થઇ હોય છે. આ બનાવને “ચૈતન્યોત્પત્તિ” કહે છે અને ત્યારે ગર્ભમાં જીવ આવ્યો એમ

સ્ત્રીઓનું માનવું છે પણ એ માનવું ભૂલ ભરેલું છે કારણ કે જ્યા-રથી ગર્ભ રહ્યો ત્યારથીજ તેમાં જીવ છે. જો તેમાં જીવ ન હોય અને બીજા મુડદાલ હોય તો તે કદિ વૃદ્ધિને પામેજ નહિં, પણ આ અરસામાં ગર્ભ મોટો થવાથી તે હવે ગતિમાન જણાય છે. ગર્ભ બહુ નાનો હોવાથી સ્ત્રીને તેની ગતી આટલા દહાડા સુધી મા-લમ પડતી નહતી. જ્યારે ગરભ ફરકતો ગણાય છે ત્યારે લગભગ ગર્ભાધાનની મુદત અડધોઅડધ થએલી હોય છે. છોકરૂં પેટની અં-દર કેટલીક વખતે પખવાડીયું વહેલું ફરકે છે ગાફલ સ્ત્રીને છોકરૂં ફરકયાની છઠ્ઠા અથવા સાતમા માસ સુધી પણ ખબર પડતી નથી. શરૂઆતમાં છોકરૂં ફરકતું એ બહુજ ધ્યાન આપવાથી જણાય છે. પણ પાછળથી તે પેટમાં કુદતું હોય એમ માલમ પડે છે. પેટ ઉપર હાથ રાખવાથી ગર્ભ એક પડખેથી બીજે પડખે જતો હોય એમ આપણા હાથને લાગે છે. તેમજ પેટ ઉપર નિહાળીને જોવાથી પેટ ઉપરની ચામડી ફરકતી જણાય છે. તથા બાળક ખસી જવાને લીધે એક જગ્યાએથી ચડા મટી બીજી જગોએ એકદમ ચડા થઇ જાય. છે. અગર જરા ઢેરાં જેવું જણાય છે. જેવી રીતે પંખી પોતાની પાંખ ફફડાવતું હોય તેવી રીતે સ્ત્રીને પેટ ઉપર અસર થતી હોય એમ લાગે છે. જેમ બાળક વધારે ફરકે છે તેમ તેની અંદર વધારે કૌવત આવ્યું છે અને તે વધારે મોટું થયું છે એમ ગણાય છે. આઠમા માસમાં અગર સમા દિવસમાં જ્યારે બાળક સંપૂર્ણ થવા આવ્યું હોય છે ત્યારે પેટ ઉપર હાથ રાખવાથી તેના માથાનો ભાગ કયો અને પગનો ભાગ કયો તે અટકળી શકાય છે. જ્યારે છોકરૂં બહુ ફરતું હોય ત્યારે સ્ત્રીઓ એમ કહે છે કે છોકરૂં માંહિ પડયું પડયું પાટું મારે છે.

## પેટનું વધવું.

જે ચિન્હો અત્યાર સુધી કહેવામાં આવ્યાં તે ચિન્હોની વિગત સ્ત્રીઓને પૂછવાથી અગર તપાસવાથી જણાય છે. પણ તેને છેટેથી જોઇ તે ગર્ભિણી છે એમ ઓળખી શકવાને માટે પેટના વધારા શિવાય બીજું સાધન નથી. ગર્ભિણી સ્ત્રીનું પેટ મોટું દેખાય છે. શરૂવાતમાં બે ત્રણ માસ સુધી પેટનો વધારો બીલકુલ જણાતો નથી. કારણ કે ત્યાં સુધી ગર્ભ એટલો બધો મોટો થયો નથી કે પેટની વૃદ્ધિ એકદમ જણાઇ રહે પણ ત્રણ માસ પૂરા થયા પછી પેટ વ-ધતું જાય છે ને પેટનો હેઠલો ભાગ જરા ચઢીઆતો અને કઠણ

જણાય છે. જેમ જેમ દિવસ ચડતા જાય છે તેમ તેમ આખું પેટ વધેલું જણાય છે. શરીરના બીજા ભાગ કરતાં પેટ આ વખતે સારી રીતે બહાર નીકળી આવે છે. જેમ ગર્ભાશયની અંદર બાળક મોટું થાય છે તેમ પેટ પણ ધીરે ધીરે વધે છે અને છેવટે તે એટલું બધું મોટું થાય છે કે સ્ત્રીથી ઉતાવળું ચાલી શકાતું નથી તેમજ એકદમ નમાતું પણ નથી. ચોથે માસની પેટની વૃદ્ધિ બહુ નજીવી હોય છે. અને છઠે માસે તે વધીને નાભીના ભાગ સુધી ચડી આવે છે આ ફેરફારમાં પેટ વધતું નથી પણ ગર્ભાશય વધવાથી પેટ ઉપર ખેંચાય છે. જ્યારે ગર્ભાશય વધીને ઠેઠ નાભિ સુધી આવે છે ત્યારે નાભિની ખાડની ઉંડાઇ ઓછી થતી જાય છે અને આશરે એક માસની અંદર તે સાવ સપાટ દેખાય છે. અને છેવટે આખું પેટ કાળજા સુધી ચડીઆતું થાય છે. આ ચડા ઉપલા ભાગ કરતાં નાભિના નિચલા ભાગમાં જ્યાં ગર્ભાશયનું સ્થાન છે ત્યાં સ્પષ્ટ રીતે જણાય છે. નાભિથી નીચે સીધો મધ્ય ભાગમાં એક કાળી લીંટી દેખાય છે તે શિવાય બન્ને પેડુના તથા પેટના હેઠેલા ભાગ તરફ ચળકતા આંકા પડી રહેલા દેખાય છે. સુવાવડ ગયા પછી આ આંકાને ઠેકાણે ખાંડ પડી રહે છે અને તે ભાગની ચરબી ખવાઇ ગએલી દેખાય છે. પેટ ઉપર આવા ઉછરડા દેખવાથી જોનારને ખાત્રી થાય છે કે સ્ત્રીને ગર્ભાધાન થયું છે. પેટનું વધવું એ ગરભ રહ્યાની સૌથી મોટી નીશાની છે ઉપશેલું પેટ વગર પૂછ્યે જોનારને તેની ખાત્રી કરી આપે છે. પેટ બીજાં પણ કેટલાંક કારણોથી વધે છે. બરોળ તથા કાળજાંની ગાંઠથી મોટાં થયેલાં પેટમાં તપાસ કરતાં તે ઠેકાણે ગાંઠ મળી આવે છે. અને ગર્ભ રહ્યાનાં આગલાં ચિન્હો તે દરદીને થયેલાં હોતાં નથી. જલંદરની અંદર થતા પેટના વધારામાં દરદીની સ્થિતિ પ્રમાણે પેટની વૃદ્ધિનો ફેરફાર થાય છે. જ્યારે દરદી બેસે છે ત્યારે પેટ હેઠલા ભાગમાં ચડીઆતું દેખાય છે અને પડખાભેર સુવે છે ત્યારે પાણી પડખામાં ભરાય છે. ગર્ભિણી સ્ત્રીના મોટા પેટમાં સ્થિતિના ફેરફારની કાંઇપણ અસર થતી નથી. તેનું પેટ મોટું તથા કઠણ હોય છે અને આખા પેટ ઉપર કાળી નસો તરેલી દેખાય છે.



# ગર્ભીણી સ્ત્રીની માવજત.

ગર્ભિણી સ્ત્રીઓએ આ વખતે પોતાના ખોરાકમાં ઘણી સંભાળ રાખવાની છે. ભારે પડતો અને અજીર્ણ થાય તેવો ખોરાક કદી લેવો નહિ તેમજ બહુ મિષ્ટાન્ન તાણીને ખાવાં નહિ. સ્ત્રી ભર્યે પેટ છે અને તેણે બેહુનું પૂરૂં કરવાનું છે માટે વધારે ખાવું જોઇએ એ સમજ ભૂલ ભરેલી છે. ગર્ભાધાન કાળમાં તે ખસુસ કરીને ગર્ભાધાન રહ્યાની શરૂવાતમાં સ્ત્રીને ઉલટી થાય છે અને વધારે પડતો ખોરાક ખાવાથી તાવ ચડવા સંભવ છે. તથા ઉલટીનું જોર પણ વધે છે. વળી સ્ત્રીઓએ એટલું પણ યાદ રાખવું જોઇએ કે ભારે વગાં હોવાનો કાળ સારો કાઢ્યો હોય અને શરીરને તે વખતમાં તન્દુરસ્ત રાખ્યું હોય તો સુંવાવડ બહુ વસમી લાગતી નથી. જો તેમાં અજીર્ણ અને ઝાડો થાય તો ગર્ભને નુકશાન થવાનો સંભવ છે તેમજ ગર્ભિણી અવસ્થામાં બીજાં દરદો થવાથી ગર્ભાશયની અંદરનું બાળક બહુ મજબુત થતું નથી. એટલુંજ નહિ પણ વખતે કસુંવાવડ થઇ આવે છે. અજીર્ણ થવાથી માથું દુખે છે, તેમજ ઉલટી થવાને માટે વધારે કારણો મળી આવે છે, અને તે સ્ત્રીના શરીરને વધારે નબળું કરી નાંખે છે, ટાઢો ખોરાક પણ ગર્ભવાળી સ્ત્રીએ લેવો નહિ; તેથી પેટમાં વાયુ જણાય છે, અને પીડા ઉપડે છે. તેલવાળાં અને મરચાંથી વઘારેલાં શાક પણ ગર્ભિણીને વર્જીત છે. આથી સ્ત્રીને ઉધરસ ઉપડી આવવા સંભવ છે. અને વખતે ઉધરસ એટલી તો સખ્ત આવે છે કે સ્ત્રી રાત્રે સુવા પણ પામતી નથી. એટલુંજ નહિ પણ વખતે ઉધરસ ખાતાં ઉલટી પણ થાય છે. હાલી સ્ત્રી કરતાં ભરેલી સ્ત્રીને બીમાર થવાનો વધારે સંભવ છે માટે સ્ત્રીઓ પચી શકે તેટલો અને પથ્ય ખોરાક લેવો જોઇએ. જો કે પુષ્ટી ખોરાકની તેને જરૂર છે તોપણ વધારે પડતો થવો ન જોઇએ. પાછલા માસોમાં સ્ત્રીને ક્ષુધા વધારે લાગેછે. અને ત્યારે ગરભ પણ મોટો હોયછે. તેથી સ્ત્રીને વધારે પોષણની જરૂરછે. અને તે વખતે તે વધારે ખોરાક લઇ શકે છે, તથા પચી શકે છે. વધારે ખાવું જેવી રીતે નુકશાન કરતા છે તેવીજ રીતે અપવાસ કરવાથી પણ સારાં ફળ નીપજતાં નથી. ગૈતન્યોત્પત્તિ થયા પછી અગર છોકરૂં ફરકવા લાગ્યા પછી સ્ત્રીએ બીલકુલ અપવાસ કરવા નહિં; તેથી સ્ત્રીને વસમું લાગે છે એટલું જ નહિં પણ ગરભને પોષણ મળતું નથી અને વખતે ગરભ

ફરતો બંધ થઇ જાય છે, તથા તો સુસ્ત થઇ જાયછે. પથારથી ખાં- ધેલું હોય તે દિવસે જેટલો ગરભ ફરકે છે. તેટલો અપવાસ કરેલ દિવસે ફરકતો નથી, શરૂવાતમાં તે પોષણને માટે તરફડીઆ મારેછે પણ સ્ત્રીએ ઉપોષણ કરેલું હોય છે તેથી તેને પોષણ મળતું નથી, અને થોડી વાર તરફડીઆં મારી કોઇ એક ભાગ તરફ સ્થિર થઇ પડેછે. માટે ગરભવાળી સ્ત્રીએ અપવાસ બીલકુલ કરવાજ નહિ. જેમ આવી રીત તેણે પોતાના ખોરાકમાં સંભાળ રાખવી જરૂરનીછે તેમ તેણે ભાવભાવમાં પણ પોતાના મન ઉપર દાબ રાખવાનું છે ચીજ નુકસાન કારક ન હોય તેજ ચીજ ફકત ખાવી જોઇએ. વેલીની મા- ફક મરજીમાં આવે તેવું ખાવું એ નુંકસાન કરક છે તેમજ એવી ચીજ ખાવાનો જો સ્ત્રીને ભાવ થયો હોયતો તેના સંબંધીઓ પણ તેને સમજાવી અટકાવવી જોઇએ.

## ગર્ભાશયમાં બાળકની ઉત્પત્તિને પોષણ.

પુરૂષના ગમનથી ગર્ભધારણ કરનારી સ્ત્રીના શરીરમાં તેજ વ- ખત શ્રમ, ગ્લાનિ, તૃષા, પીંડીમાં પીડા તથા પ્રસવસ્થાનનું ફરકવું વિગેરે ચિન્હો થાય છે. તેમજ ગર્ભ રહ્યા પછી મહિને પંદર દિવસે સ્તનનાં મુખ કાળાં થાય છે. રૂવાડાં ઉભાં થાય છે તથા આંખની પાંપણો બઝાય છે. વળી ઉલટી, સારા સુગંધી પદાર્થોમાં દુર્ગંધ આ- વવી, મોઢામાં પાણીનું આવવું અને શરીરમાં કળતર ઇત્યાદી ચિન્હો પણ થાય છે. ગર્ભ રહ્યા પછી એક માસે સ્ત્રી અને પુરૂષના રજ તથા વીર્યનું સર્વાંશે મળવું થાય છે. પહેલાં સત્વરૂપ સાધન વાળો ચેતના ધાતુ ગુણ ગ્રહણ કરવા માટે પ્રવૃત્તિ કરવા માંડે છે. સર્વ ગુણ સંપન્ન એ ચેતના ધાતુ ગરનપણું પામી પહેલે મહિને સર્વ ધાતુ તથા શુક્ર શોણિતના મળવાથી ડોળા રૂપને પામી ત્રાસ ઉત્પન્ન થાય એવો બને છે. બીજે માસે શીત બાફ અને પવનથી મળેલાં પંચમહાભૂતોનો સંઘાત ઘાટો થાય છે ત્રીજે માસે બે હાથ, પગ અને એક માથું એ રીતે પંચ અયવવોની પિંડ જેવી આકૃતિ થાય છે. અને બીજાં અંગ પ્રત્યંગને વિભાગ સૂક્ષ્મ આકૃતિવાળો થાયછે. ચોથે માસે ગરભનો વિભાગ સ્પષ્ટ જણાય છે અને જીવ તથા તેને રહેવાનું સ્થાનક હૃદય પણ પ્રગટ થાય છે આ માસમાં ગરભ સ્થિર થાય છે, તેથી ગર્ભિણી સ્ત્રીનું શરીર અત્યંત ભારે પડી જાય છે. અને એ માસમાંજ ગરભને હૃદય માતાનું હૃદયમાં રહેલા રસને વહન

કરનારી નાડીથી તે ગરભનું પોષણ થાયછે. આ પ્રસંગને લઇને ગર્ભિણીને ઇચ્છિત પદાર્થો આપવા. પણ ઇચ્છાનો ભંગ કરવો નહિં. તેની ઇચ્છાનો ભંગ થવાથી ગરભ નાશ પામે છે; અથવા વિકૃત થાયછે. ગર્ભિણી જે વસ્તુઓની ઇચ્છા કરે તે તે તેને લાવી આપી સારી રીતે તૃપ્ત કરવામાં આવેતો તેથી જે બાળક જન્મે છે તે વીર્યવાન અને મોટી આયુષ્ય વાળું થાય છે. વળી કેટલા એક વૈદ્ય શાસ્ત્રીઓ એમ સિદ્ધ કરી ગયા છે કે ગર્ભિણી સ્ત્રી જે જે પદાર્થોની ઇચ્છા કરે તે તે પદાર્થોથી તેને તૃપ્ત કરવામાં આવેતો જન્મેલ બાળક તે તે પદાર્થોના ગુણવાળું થાય છે. મોઢામા પાણી આવવું. અન્ન ઉપર અરૂચી, ખાટા પદાર્થોની ઇચ્છા, સારા નરસા બન્ને પદાર્થોની આકાંક્ષા, મુખપર કાળાશ, પગપર સોજા, એ સઘળાં ચિન્હો ઘણું કરીને એજ એટલે ચોથા માસમાં થાય છે. પાંચમે માસે બાળકને સંકલ્પ વિકલ્પ કરવાની શકતી પ્રગટ થાયછે.તે માસમાં શરીરમાં માંસ અને રૂધિરની વૃદ્ધિ થાય છે. અને તેથી તેની માતાનું શરીર ક્ષીણ થાય છે. છઠ્ઠે મહિને ગરભને પદાર્થોની નિશ્ચય કરવાની બુદ્ધિ ગરભને થાયછે અને એ માસમાં ગરભ શરીરમાં બળ અને વિર્યની વૃદ્ધિ થાય છે. સાતમે મહિને સર્વ અંગ અને પ્રત્યંગ વિભાગ સ્ફુટ થાયછે. અને ગરભના શરીરમાં રહેલા સઘળા પદાર્થો પુષ્ટ થાય છે, આઠમે મહિને એજ ધાતુ અસ્થિર થાય છે આ માસમાં ગરભ સાથે સંબંધ રાખનારી નાડીથી માતાં ગરભનું અને ગરભ માતાનું ઓજ વારંવાર ગ્રહણ કરે છે. તેથી તે સ્ત્રી કોઇ વખત હર્ષવાળી અને કોઇ વખત ખેદ સહિત જોવામાં આવે છે. અને તેથી આઠમા માસમાં તે સ્ત્રી અત્યંત પીડાય છે જો આ માસમાં બાળકનો જન્મ થાયતો જીવતું નથી પરંતુ આઠ માસ પુરા થયે જન્મેલું બાળક જીવે છે નવમાં દશમા, અથવા અગિઆરમા બારમા મહિનામાંથી એક મહિનામા જણે છે. પણ ઘણું કરીને તો નવમાની આખર અને દશમાની શરૂઆતમાંજ પ્રસવ થાય છે.

## પ્રસુતિ સ્ત્રી.

સ્ત્રીઓને ગરભ ધારણ થયા પછી પ્રસુતિ થવાને ૨૮૦ દિવસ, કે ચાલીશ અઠવાડીઆં, ત્રીસ ત્રીસ દિવસના નવ મહીના અને દશ દિવસ લાગે છે. પ્રસૂતિના ઘણા પ્રકાર છે. તેમાંથી સ્વાભાવીક પ્રસુતિ વિષેજ હાલ વિચાર કરવાનો છે, પૂર્ણ માસ થયા પછી, બાળકના

હાથ પગ વિગેરે, પેહેલાં આગળ ન આવતાં, માથુંજ પહેલાં આગળ આવે, તેને "સ્વભાવિક પ્રસૂતિ" કહે છે. તેની અંદર પ્રસૂતિની વેદના શરૂ થયા પછી. ચોવીસ કલાકની અંદર સર્વે નિકાલ થાય છે, અને જન્મ આપનારી માતા અને બાળક બન્ને સુરક્ષિત રહે છે. એવે પ્રસંગે સ્ત્રી જનન ઇંદ્રિઓમાં જે એક મોટી આશ્ચર્ય કારક યાંત્રિક શકિત છે. તેને યોગે ગરભ સુરક્ષિત બહાર આવે છે. એ પ્રસંગે કોઇ માણુસને વચમાં પડવાની કંઇ જરૂર નથી. માત્ર વ્યવસ્થા અને સહાય કરવી. આ કામમાં વચમાં હાથ ઘાલવાથી સ્વભાવિક શક્તિને અડચણુ કર્યા જેવું માત્ર થાય છે તેથી કરીને, નહીં થનારાં એવાં ઘણાક પ્રકારનાં દુ:ખ ઉત્પન્ન થાય છે. એવું છતાં જુના વિચારની સુયાણી વચમાં વચમાં જે નકામો હાથ ઘાલે છે તે ઘણુંજ અયોગ્ય છે.

## પ્રસુતિનાં અગાઉનાં ચિન્હો.

પ્રસૂત થયા પેહેલાં તે પ્રસંગે ઉપયોગી ચીજો તાબડતોબ મળી આવે તેવી સગવડ કરી મુકી જોઇએ. નવમા મહિનાની આખરે એ ચિન્હ થવા માંડે છે. તે ઉપરથી પ્રસૂતિનો સમય નજદીક આવ્યો, એમ સમજવું. પ્રસૂતિને આઠથી પંદર દિવસ બાકી હોય એટલામાં ગરભ નિચે કેડમાં ઉતરે છે. અને પેટ ઓસરણુ એમ કહે છે. એવું થયાની અગાઉ, છાતીગાંની ઇંદ્રીઓ ઉપર પેટ વધવાના દબાણથી શ્વાસોશ્વાસને જે અડચણુ પડતી હતી, તે પેટ ઓસરવાથી બંધ પડીને શ્વાસોશ્વાસ પ્રથમના કરતાં વધારે સારી રીતે ચાલે છે, પણુ બીજી વસ્તીક પીડા ઉત્પન્ન થાય છે બરાબર બેસાતું કે ચલાતું નથી. જાંગો ભરાઇ ગએલી લાગે છે, પથારીમાં સુઇ રહેવું ગમે છે મળ મૂત્રાશય ઉપર દબાણુ પડવાથી વારંવાર પીસાબ થાય છે. પેટમાં મળ આવી વારંવાર ઝાડે જવાની હાજત થાય છે. ઇંદ્રિય દ્વારે સફેદ સ્રાવ થાય છે. તે ઉપરથી પ્રસૂતિ કાળને એક બે દિવસ છે એમ સમજવું. કેટલીક સ્ત્રીઓને તો આ પિચ્છાસ્રાવ પ્રસૂત હોવાની પેહેલાં પાંચ છ કલાક અગાઉથીજ થવા માંડે છે આ વેદના થયા પછી ચોવીસ કલાકની અંદર પ્રસૂત થશે એમ સમજવું.

પ્રસૂતિને વેદના બે પ્રકારની થાય છે. સ્ત્રીઓને તે સમજવી કઠણુ પડે છે. સત્ય વેદનાથી પ્રસૂતિ થાય છે અને મિથ્યા વેદનાથી ગરભપાત્ત થાય છે. માટે સત્ય અને મિથ્યા તે સ્ત્રીઓને શિખવું જો-

ધએ. મિથ્યા વેદના હોય તો ઝટ વૈદ્યની કને બંધ કરાવવી. સત્ય વેદનાથી પ્રસવ થાય છે અને મિથ્યા વેદનાથી ગરભપાત થાય છે.

## પ્રસુતિની ત્રણ અવસ્થા.

વૈદે પ્રસૂતિની ત્રણ અવસ્થા માનેલી છે. પેહેલી પ્રસૂતિને થોડું થોડું પેટમાં દુખવાથી તે ગરભાશયના મૂખ (ફુલ)માંથી ગરભનું માથું બહાર પડે ત્યાં સુધીની, બીજી, બાલક જન્મે ત્યાં સુધીની ત્રીજી, ઓર (જરાયુ) બહાર પડે ત્યાં સુધીની પ્રથમ અવસ્થા આમાં વેદનાને યોગે કરીને ગરભાશયનું ફુલ (મુખ) ઉઘડવા માંડેછે. આ અવસ્થામાં વેદના વાઢકાપ જેવી થઇને તેથી સ્ત્રી કકલાટ કરે છે, અને એ કકળાટ કરવો, એ પેહેલી અવસ્થાનું ચિન્હ છે. એ વેદના થતી વખતે તે પ્રસૂત સ્ત્રી ઘણી અસ્વસ્થ (ગાભરી) થાય છે, અને કમ્મર નિચે દાબવાનું કહે છે. આ અવસ્થાની આખરે ગર્ભા શયનું મુખ સારૂ ઉઘડી, ઇંદ્રીય દ્વારે થતા સ્ત્રાવમાં થોડું ઘણું લોહી વહે છે આ વખતે સ્ત્રી પોતાની મેળે ઘણું કણઝે છે. તે વખતે ગર્ભનું માથું ગર્ભાશયના મુખમાંથી બહાર આવે છે;

બીજી અવસ્થા વેણુ જલદી જલદી આવીને તે વધારે વખત રહે છે. આ વેણુથી સ્ત્રી શ્વાસ ઘુટી રાખીને આપોઆપ કણઝે છે, અને તેને જે કાંઇ પકડવાનું મળે તેને મજબુત પકડે છે. દરેક વેણુમાં છોકરૂ વધારે વધારે આગળ આવે છે, અને બાળક જનમ્યું કે બીજી વ્યથા પુરી થાય છે.

ત્રીજી અવસ્થા જે વેણુથી છોકરૂ જન્મે છે, તે વેણુ ઘણું કરીને ઓર છુટી પડી ગર્ભાશયમાંથી છુટી રહે છે. અને બાળક જનમ્યા પછી પાછળથી એકાદી વેણુ આવી કે તેની સાથેજ, તે બહાર નિકળી આવે છે અથવા છોકરૂં જનમ્યા પછી વળી બીજી એક બેચાર વેદના થઇને થોડા વખતમાં ગર્ભાશય અને ઓરનો સંબંધ તુટી જઇ, ઓર બહાર પડે છે. અર્થાત્ બાળક જનમ્યા પછી સરાસરી બેથી ત્રીસ મીનીટની અંદર તેનો નીકાલ થાય છે કવચિતજ અરધા કલાક કરતાં પણ વધારે વખત લાગે છે. પરંતુ પ્રસુતિની વ્યવસ્થા સારી રાખી હોય તો, ઓર પડવામાં વાર લાગતી નથી.

ગર્ભની આસપાસની પાણીની કોથળી એ પ્રસુતિની પેહેલી અવસ્થાની આખરે કે બીજીની શરૂઆતમાં પોતાની મેળે ફાટીને તે-

માંથી પાણી વહે છે. ઘણું કરી પાણીના વેહેવાની સાથેજ બાળક જન્મે છે. એમ થયું તો ઘણુંજ સારૂં. પણ કોઇ કોઈ વાર પાણી વહી ગયા પછી કેટલીક વારે પણ છોકરૂં આવેછે. પછી કોઇ વખત પ્રસુતિનો ક્રમ એટલી તો ત્વરાથી થાય છે કે ત્રણે અવસ્થા એક પછી એક, ન અટકળી શકાય એટલા વીલંબમાં થઇ જાય છે.

સુયાણી ગર્ભિણીને નવમો મહિનો બેઠો કે, તરતજ સુયાણી ને બોલાવીને તેની જોડે પ્રસુતિની મિત્રાચારી કરાવવી એમ કરવાથી સગર્ભાને સુયાણી ઉપર વિશ્વાસ બેસીને ખોટી લજ્જા લાગશે નહીં એમ નહીં કરતાં પ્રસુતિનો ક્રમ ચાલું થયા પછી, સુયાણીને એકા એક બોલાવ્યાથી, પ્રસુત થનારીને પરાયાપણું લાગી, તે મનમાં સંકોચ પામે છે. પ્રસવ થતી વખતે લજ્જા ધરવા જેવી અનેક બીનાઓ બને છે, ને લાજવાથી વેદનાને વધારે અડચણ પહોંચે છે માટે પહેલેથીજ પરિચય કરાવ્યો હોય તે સારો. પ્રસવને દિવસે સુયાણીને બોલાવી, તે ગર્ભિણીને જરા જરા વેદના થવા લાગે કે બોલાવવી.

## પ્રસૂતિની વ્યવસ્થા.

ગર્ભાવસ્થાના પુરા દહાડા થઇ ગયા પછી ગર્ભણીને થોડી થોડી વેદના થવા લાગી, એટલે પ્રસૂતિની પહેલી અવસ્થા શરૂ થાય છે. આ વખતે તેને દોઢથી બે તોલાં એરંડીઉં, ઉના પાણીમાં કે આદુના રસમાં આપવું તેથી કરીને, ગર્ભાશયને ઉત્તેજન મળેછે, અને થોડા વખતમાં મળવિસરજન એટલે ઝ.ડો થઈ, સ્ત્રીની ઇંદ્રિનીં બાજુની જગ્યા ખાલી થાય છે, અને ગર્ભને બહાર આવવાને મોકળી જગ્યા મળેછે. આ અવસ્થામાં ગર્ભીણીએ સુઇ રહેવું નહીં. બેસવું, ફરવું. ને થોડું થોડું કામ કરવું. વળી એરંડાયું આપ્યા છતાં પણ ઝાડો ન ઉતરે તો ગરમ પાણીમાં કકડો બીજવી, તેથા તેનું પેટ અને કમર વગેરે શેકવું. એથી ઝાડો અને પીસાબ બેઉ થશે. આ વખતે તેને સારૂં ખાવાનું ને લુગડાં વગેરે સઘળું તૈયાર રાખવું. બીજી અવસ્થાનો આરંભ થયા પછી એટલે ગર્ભાશયના મુખમાંથી માથુ બહાર આવે, અને વેણુની વેદના થવા માંડે કે, તરતજ સ્ત્રીએ ખાટલા ઉપર સુવું. અને ચાદર બીજું કપડું ખાટલાના પાયા જોડે બાંધી, તેના હાથમાં આપવું; એટલે જ્યારે જ્યારે વેણુની વેદના થઇ આવશે, ત્યારે ત્યારે તેને ખેંચવાથી તેને વેણ આવવામાં જોર મળશે. ખાટલા ઉપર સુતા પછી પગની તરફ આવેલા ખાટલાનો

પાયાના ઉપરના માથા ઉપર અથવા ભીંત ઉપર પોતાના પગ ટેકવી તેની મદદથી સ્ત્રીએ વેણુમાં જોર કરવું આ વેદના થવા માંડી એટલે શ્વાસ બહાર ન છોડતાં જેમ જેમ વધારે વધારે વેણુ આવે તેમ તેમ વધારે વધારે વેણુથી જોર એટલે તેથી કરીને ગર્ભ સેહેલાઇથી બહાર આવશે. ગર્ભનું માથુ સ્ત્રી ઇંદ્રિના મ્હોડા આવવા લાગ્યુ કે તરત સ્ત્રીએ ખાટલાના કીનાર ઉપર ઢગરાં આણીને ડાબી બાજુએ સુઇ જવું, અને ઘુંટણ પેટ પાસે લાવીને બે જાંગની વચે ઉસીકું લેવું.

વિટપને આશ્રય -બાળકનું માથું સ્ત્રીની ઇંદ્રિની પાસે પાસે આવીને વિટપ ફુલવા માંડે કે તરત ડાબા હાથની આંગળીને નરમ સુંવાળું કપડું વિટાળી, વિટપ તણાઇ ફાટી ન જાય એટલા માટે તે આંગળીના પછવાડેના ભાગથી સંભાળીને વિટપને એવો દાબ આપવો કે તેને યોગે છોકરાની આગળ આવવાની ગતિને કાંઇ હરકત ન પડતાં, વિટપને આશ્રય મળે ગર્ભણીને આ પેહેલીજ પ્રસુતિની પાળી હોય, તો પ્રસુતિનો આરંભ થયો કે તરતજ વિટપને બહુજ ઉના પાણીએ શેકવાથી તે ફાટવાનો ભય કમી થાય છે. સ્ત્રી ઇંદ્રીય-દ્વારે માથું બહાર પડવા માંડે કે તે આપણા જમણા હાથની હથેળી પર લેવું. પણ તેને જોરથી દાબીને પકડી રાખવું નહીં. અને તેનું સ્વભાવિક રીતે થનારૂં ચક્રાવર્તન (ગોળ ફરવું) થવા દેવું વેણુને યોગે કરીને જેમ જેમ ખાંધને શરીર બહાર આવતું જાય, તેમ તેમ તે માથું આપણા શરીરભણી લેવું. માથુંને ખભા બહાર આવ્યાં છતાં પણ ઉપર કહ્યા પ્રમાણે વિટપને આશ્રય આપતાં રહેવું. માથું બહાર આવે કે તરતજ એ સ્ત્રીએ ગર્ભાશય (પેટ) ઉપર હાથવડે જોરેથી દબાણ કરવું. જેમ જેમ છોકરૂં વધારે વધારે બહાર આવતું જાય તેમ તેણે પેટના નિચલા ઉતરતા ભાગ ઉપર વધારે ને વધારે દબાણ કરતાં જવું; અને બધું બાળક તથા ઓર બહાર પડે ત્યાં સુધી અને પટો બાંધો ત્યાં સુધી તે હાથનું દબાણ કાઢી લેવું નહીં એવી વ્યવસ્થા રાખવાથી તથા પેટના નિચલા ભાગપર એટલે પેડુંપર હાથ ફેરવ્યાથી ઓર જલદી બહાર પડે છે.

બચ્ચાંનુ ફકત ડોકુજ બહાર આવી રહ્યું, તો થોડો વખત વાટ જોઇને બચ્ચાંનું માથું ઘણુંજ હલકી રીતે ધરીને અને તેની કાખ-માં આંગળી ઘાલીને, હળવેને ઘણી સંભાળથી શરીર બહાર કાઢવું પણ એ કામમાં બીન કાળજી થઇ, તો છોકરાંના ગળામાં સ્ત્રી ઇંદ્રેનો

ફાંસો બેસવાથી તેનું મૃત્યુ નિપજશે. માટે એ ક્રિયા કરતાં પહેલાં પ્રથમ બધા પેટપર હલકે હાથે ચોળી જોવું. કારણ કે તેથી ફરીને જ કોઈ કોઇ વાર વેદના સરૂ થઇ છોકરૂ બહાર આવે છે. ઉપર કહ્યા પ્રમાણે કાખમાં આંગળી નાખીને બાળકને બહાર કાઢતી વખતે કોઇ એક બીજી સ્ત્રીએ પ્રસુત થનારી સ્ત્રીના પેટપર જોરથી દાબણ રાખવું. એટલે જણનારી ને રકત સ્ત્રાવ થવાની બીક થોડી રહેશે.

## પ્રસુતિને મુર્છા ન આવે તેનો ઉપાય.

સોયાણીએ પ્રસુત થનારી સ્ત્રીના હાલ હવાલ કરવા નહીં તથા બીજો ઉપાય એછેકે સ્ત્રીએ ગર્ભ રહ્યા પછી તેણે સારો પૈષ્ટિક પચે એવો, ખોરાક લેવો સ્વચ્છ હવામાં ફરવું હરવું, તથા શક્તિ વધે એવા બીજા ઉપાયો કરવા. અથવા કોલનવાટર કે હગરીનો રસ કાઢી હાથ પગ ને તળીએ ચોળવા અગર સુંઘાડવાં તથા મુખ ઉપર ઠંડુ પાણી છાંટવું. આગુસની બીક ત્યાં કરવી નહી. લસણનો રસ સુંઘવો. અજમાનું લુણ; વજનું અંજન. નસ આદિશોક (ઇંગ્રેજીમાં મીક્ષચર સ્ટીમ્યુલંટ) પીવો.

## બાળકની અને જણનારીની તાત્કાલીક વ્યવસ્થા.

છોકરૂ જનમ્યું કે તરતજ એક બાઇએ તે સ્ત્રીની, અને બીજી બાઇએ તે છોકરાંની સારવાર કરવા લાગવું એકની વ્યવસ્થા થઈ રહે ત્યારે બીજાની વ્યવસ્થા કરવાનું કામ એમને એમં રેહેવા દેવું નહીં.

છોકરૂં જન્મ્યું કે તરતજ તેના શરીર ઉપર થોડું થંડુ પાણી નાંખવું. ને તેના ગળામાં જો ચિકણો પદાર્થ હોય તે કાઢી નાંખવો કોઇ છોકરાંને ડુગળીના "પાતળા ફોતરાં જેવાં અસીર હોય છે તેને નખથી તરતજ સાફ નહી કરતાં જો છોકરૂં તેમાં ચાર પાંચ મિનીટ રહ્યું તો તે મરી જશે. છોકરૂં શક્તિવાન હશે તો તે જન્મતાંજ શ્વાસોશ્વાસ લેવા માંડેછે, ને મોટેથી રડેછે. છોકરાને જો બરોબર સારીરીતે શ્વાસોશ્વાસ જતો હોય તો નીચે કહ્યા પ્રમાણે નાળ કાપવી.

નાળ કાપવા વિષે—છોકરાંની ડુંટીથી સુમારે બે ઇંચ (ચાર આંગળ) ને છેટે સુતરનો દોરો ચોડવો અથવા છવડો કરી તેનાથી નાળ બાંધવી એ બાંધ્યાં પછી બાંધેલી જગ્યાથી ઉપર પ્રમાણેજ ચાર આંગળ બીજી જગ્યા છોડીને તે બીજી જગોએ ફરી બાંધવી અને પછી આ બન્ને બંધનની વચ્ચે વચથી તે નાળ કાપવી આમ

કર્યાથી એક તો રક્તસ્રાવની બીક મટેછે, અને કદાચિત બીજું છોકરૂં ગર્ભાશયમાં હોય તો તેને પણ ઇજા પોહોચશે નહીં નાળ એવી રીતે સખત બાંધવી કે, તેનાથી રક્તસ્રાવ થવાનો ભય મટી જાય અને નાળ પણ તુટે નહી. નાળ કાપ્યા પછી તેનો જે કટકો ઓર સાથે વળગેલો છે તે કોઇ એક જગે ધરૂ પકડી રાખવો નહી તો તે પાછો અંદર જતો રહેશે કોઇ ઓર બહાર પડયા સિવાય નાળ કાપતાં નથી, તો તેમાં કંઇ હરકત તો નથી. તે પછી છોકરાં ને ચણાના લોટ કે સાબુ આપણા હાથમાં ચોળીને તેને શરીરે પોચે પોચે હાથે તેનું બધું અંગ ધોવું. તે વખતે નાક, મોઢું ને કાન સંભાળવાં કે તેમાં પાણી ન જાય ને નાળ ઉપર સ્વચ્છ કપડું બાંધવું.

સુવાવડની વ્યવસ્થા બાળક જન્મ્યું કે, તરતજ સ્ત્રીને ચત્તી કરીને તેના પેટના ગોળાની ઉપરની બાજુ હાથે દાબીને પકડવી. આ હાથ ઓર પડયા પછી સુવાવડીને પટા બાંધે ત્યાં સુધી કાઢવો નહી. પ્રસુતીની વ્યવસ્થા સારી રીતે રાખી હોય તો એથી દશ મી-નીટની અંદર ઓર બહાર પડશે. જો જલદી ના પડે તો પેટ ઉપર હળવેથી દાબીને હાથ ફેરવો એટલે ઓર બહાર આવસે. ઓર ગર્ભા-શયથી છુટી પડી છે કે નહી તે જોવાને સારૂ સ્ત્રી ઇંદ્રીના દ્વારની નાળ પકડીને, હળવેથી એકાદવાર જરા ખેંચી જોઇ હોય તો તેમાં હરકત નથી તેનો ગર્ભાશયથી સંબંધ તુટયો હશે તો તે તરત બ-હાર આવશે પણ કોઇ ખેંચીને ઓર બહાર કાડવાનો કદિ પણ યત્ન કરવો નહી કેમ કે એમ કરવાથી ગર્ભીણીના પ્રાણને હાની પોહોચવાનો ભય રહે છે. વધારેમાં વધારે અરધા કલાકમાં જો ઓર ન પડી, તો સારી હુશિયાર સુયાણી અથવા વૈદની મારફતે તરતજ વ્યવસ્થા કરાવવી. ઓર પડયા પછી ગરમ પાણીથી જણનારી ને ચત્તી સુવાડીને તેના આંગ ઉપરનો લોહીનો સર્વ ભાગ સ્વચ્છ કપડાથી ધોઇ નાખવો. એ પછી તેને પટા બાંધવો, અથવા જુના લુગડાનો સુમારે દોઢ વેંત પહોળાઇનો, ને સાત આઠ હાથ લંબા-ઇનો હોવો જોઇએ. એ તે જણનારી સ્ત્રીને ઉભી કે બેઠી કર્યા વિના તેનાથી સહન થાય, તેટલો સખત બાંધવો આ તેના ઢગરાના થાપાના હાડકાં ઉપરથી તે ડુંટીની ઉપર ત્રણચાર આંગળ લગી આવે, એવો બાંધવો. અને તેની વચમાં પેટની ચામડીની ચીપટી આવે નહી. પછી તેના ઉપર એક દોરાનો કંદોરો બાંધવો ને તેને

આધારે એક લંગોટો અથવા કચ્છો વળાવવો. એ મદદથી પ્રસુત થએલી સ્ત્રીની ઇંદ્રીપર લુગડાની વડી મુકવામાં આધાર મળે છે. જે ઘડીના ડુચાને વારંવાર બદલ્યા કરવા જોઇએ. તે પ્રસુણીને ગરમ પેહેરાવી ઓઢાડીને નીરાતે ઉંઘવા દેવી. જણનારીને પવન સરદી વીગેરે લાગવા દેવા ન જોઇએ. તેણીના ખાટલા નીચ બળતી સઘડી મુકી રાખવી તેને કોઇની સાથે બોલાવવા કે મળવા નહી દેતાં તેના મનોવિકારમાં ક્ષોભ થાય તેવી વાત બીલકુલ છોડી દેવી. તેને ખાવાને ત્રણ દિવસ લગી રાબ ( કાંજી ) વગેરે હલકો ખોરાક આપવો. એને ચોથા દિવસથી સીરો ખાવા આપવો. પણ જ્યાં લગી નાળ ખરી પડીને તેનું મૂળ સુકાઇ જાય, ત્યાં લગી દાળ કઠોળ આદિ વાયડા પદાર્થ ખાવા આપવા નહીં તથા પાણી પણ વાવડીંગ આદિ પદાર્થથી ગરમ પીવા આપવું તે જણે તે દિવસથી ઓછામાં ઓછા ચાર દિવસ સુધી તો તેને કદી ઉઠવા દેવીજ નહીં. પછી જોઇએ તો પાંચમા દિવસથી ઝાડા પાણી વગેરે અગત્યની બાબત સારૂં માત્ર કવચિતજ તેને ઉઠવા દેવી.

**અનંતર વેદના.** એટલે પછવાડેથી થતી વેદના—પ્રસૂત થયા પછી થોડા વખતમાં ગર્ભાશયનું સંકોચ થવું તે સમયે પ્રસૂતના પેટમાં દુખવા માંડે છે, અનંતર વેદના, જારવેણા, અથવા વાયું ગોળો એમ કહેછે આ દુઃખ નહી સહન થઇ શકે એવું હોયતો અફીણના અર્કનાં ૧૫-થા-૨૦ ટીપાં પાણી સાથે મેળવીને પીવા આપવાં આ વેદના પહેલી પ્રસૂતિની વખતે થતી નથી.

**ઓર પેટમાં રહી જવાથી થતા ઉપદ્રવો** —પ્રસવ થયા પછી ઓર બહાર ન પડી હોંય તો તેથી સુળ, આફરો, અને મંદાગ્ની થાય છે અને તેથી પ્રસૂતિને હાની થવા સંભવ છે.

**ઉપાય**—સર્પની કાચળી, કડવી તુંબડી, કડળ ઘી સોડી, તથા સર્પતનું ચુર્ણ, સરાસિયા તેલમાં ભીજવીને તેની ધુમાડી યોનિની ચારે મેર દેવાથી ઓર તુરત પડી જાય છે.

કેટલીક સ્ત્રીઓ પ્રસવ પછી કેટલીક જાતની દવાની પોટલી પહેરે છે પણ પ્રસવ વખતે પોળો થએલો ભાગ અમુક વખતે પાછો સંકુચતિ થાય છે માટે તેવી પોટલી પહેરવી એ કેવળ વ્યર્થજ છે.

## મરી ગયેલ ગર્ભનું લક્ષણ.

અંદર ગર્ભ મરી ગયો હોયતો તે ચાલતો નથી પ્રસવની પીડા થતી નથી. મુત્ર તથા કફનું પડવું વગેરે પ્રસવનાં ચિન્હો છે તે થતાં

નથી, શરીર કાળાશ સહિત પીગળું થઇ જાય છે, શ્વાસ દુર્ગંધવાળા થઇ જાય છે, અને મરેલો ગર્ભ સૂજી જવાથી શુળ થાય છે.

**ગર્ભમાં મરેલાંનો ઉપાય**—સરપની કાંચળી, કોષ્ટ, સરસવ એ ઘુંટી કડવા તેલથી ભારે ધણી દેવી. તેથી બહાર ન આવે તો વાર નહી કરતાં તુરત ગર્ભનું જે જે અંગ યોનીમાં બાકી રહ્યુ હોય તે તે અંગને સુંયાણી શસ્ત્રથી વૈદ્યની મદદથી કાપીને કાઢી લેવું. અને પ્રયત્નથી સ્ત્રીનું રક્ષણ કરવું. ગર્ભને કાઢી નાંખ્યાં પછી તે સ્ત્રીના શરીર ઉપર ગરમ પાણીનું સીંચન કરવું. તે પછી શરીરે તેલ ચોળવું ને યોનીમાં ઘી નાંખવુ, આથી યોની કોમળ થઇ શુળ પણ મટે છે

સુવાવડીને જો કાંઇ પણ ઉપદ્રવ જણાય તેને માટે દેશી વૈદ્યો ખાસ સુવાવડીને કવાથ વિગેરેથી કોઇ આપવાનું કહે છે એ કવાથ ખરેખર સુવાવડના દરદોને માટે ચમત્કારીક છે.

સઘળુ ખરાબ રકત નીકળી રહ્યા પછી સુવાવડી સ્ત્રીએ એક માસ સુધી સ્નિગ્ધ પથ્ય, અને અલ્પ ભોજન કરવું. નિત્ય શેક તથા તેલ ચોળવું, અને પથ્ય માટે કાળજી રાખવી દોઢ માસ પછી, અથવા ફરી રજો દર્શન થાય ત્યારે સ્ત્રીનું નામ " સુવાવડી " મટે છે, એમ ધનવંતરીનો છે ચાર માસ થયા ત્યાં સુધી કંઇ પણ ઉપદ્રવ નથી એમ જણાય ત્યારે સુવાવડના પરહેજી મુકવાં.

## સ્ત્રીનાં કેટલાંક સાધારણ દરદો.

કેટલાક રોગો એવા સાધારણ છે. કે તેથી સ્ત્રીને બહુ દુઃખ થાય છે. અને એવા રોગોનું આગળ કાંઇપણ વિવેચન આપવામાં આવ્યું નથી તેમનુંજ અહિ વિવેચન આપ્યું છે. એ રોગો નચે પ્રમાણેઃ—

૧ પ્રદર ૨ યોની કુંડુ, ૩ યોની મુખનુ સુજી આવવું, ૪ પેશાબમાં બળતરા થવી, ૫ કેડનું દુખવું, ૬ સ્તનપાક, ૭ ગર્ભાશયનો ભ્રંશ અને ૮ પીડીતાર્તવ.

## પ્રદર અને તેનો ઉપાય.

પ્રદર એટલે સ્ત્રીના ગુહ્યભાગમાંથી થતો એક જાતનો સ્ત્રાવ આ સ્ત્રાવ કવચિત પીળાશપર અને કવચિત્ લીલાશપર અગર ગુઢાશપર હોય છે. વખતે તે સફેત પાણી જેવો હોય છે. ને વખતે ચીકાસદાર હોય છે. ગર્ભાશયમાંથી અગર યોનિ માર્ગમાંથી એ પદાર્થ

નીકળતો હોય તે પ્રમાણે તેની ચીકાશમાં ફેર પડેછે. ગર્ભાશયમાંથી જે સ્રાવ થાય છે. તે વિશેષ ચીકણો હોયછે. આને આપણામાં સ્ત્રીઓ સફેદ પાણી પડેછે અગર ધાત જાયછે એમ કહેછે સ્ત્રીને આવી રીતનુ પાણીનું પડવું ફક્ત ગર્ભાશયના વિકારને લઇને થાય છે એટલુંજ નહિં પણ કેટલાક શારિરીક વિકૃતિને લઇને પણ આ ચિન્હ દેખાઇ આવેછે. પાણીનુ પડવું એ શરીરને ક્ષીણ કરનાર છે. એટલુંજ નહિ પણ જો તે ગર્ભાશયમાંથી પડતું હોય તો તેથી ગર્ભાશયના દીર્ઘ વરગનું અનુમાન થાયછે અને વન્ધ્યા દોષ સ્થાપિત કરવનું એ મુખ્ય કારણ થઇ પડેછે. ને તેટલા માટે યુવાન સ્ત્રીમાં પ્રદર દેખાય છે. તો તેને માટે યોગ્ય તપાસ કરવો જોઇએ ને તેનું જે કારણ મળી આવે તો દૂર કરવું જોઇએ. દરેક મર્મસ્થાનની પેઠે સ્ત્રીની ગુહ્યેન્દ્રિમાંથી પણ સ્વાભાવિક રીતે એક જાતનો સ્રાવ થાયછે કે જે તે મર્મસ્થાનો લીસાં રાખવાને માટે પુરતો છે પણ જો એ સ્વાભાવિક સ્રાવ વધી પડે તો તે સ્રાને કવરાવે છે ને જ્યારે આવી રીતે તે વધી પડેછે ત્યારેજ સ્ત્રીઓ ઘણું કરીને એ વાત જાહેરમાં લાવે છે.

**ઉપાય:**—૧ એક એક તોલાભાર જેઠીમધ તથા સાકરને ચોખાના ધોણમાં વાટીને પીવાથી પ્રદર મટી જાયછે. ૨ કાંશકીના મૂળનું ચૂર્ણ સાકર તથા મધમા ખાવાથી પ્રદર મટી જાયછે. ૩ પવિત્ર સ્થળમા ઉગેલી વ્યાઘ્રનખીના ઉત્તર દીશા તરફના મૂળને ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમાં લાવીને કમરે બાંધી રાખવાથી પ્રદર મટી જાયછે. ૪ રસવંતી તથા તાદળજાનાં મૂળને વાટીને મધમાં કાલવી ચોખાનાં ધોણ સાથે પીવાથી સર્વ દોષોથી થયેલ પ્રદર પણ મટી જાયછે. ૫ સૂંઠ તથા ભારંગીને વાટી ચોખાના ધોણમાં પીવાથી પ્રદર તથા શ્વાસ મટી જાયછે. ૬ ઉમરાના ફળનો રસ મધ નાંખીને પીવાથી, તથા તે ઉપર દૂધ સાકર અને ભાત જમવાથી પ્રદર મટી જાયછે. ૭ આંબળાંનો મોર, એથ્રુમીજીર ગળોનું સત્વ ગુંદ, ચીમેડ, ધોળી મુસળી, મેથીનું ચુર્ણ, ટંકણખારનાં પોતાં મુકવાં ૮ ફટકડી ફુલાવી તેની પીચકારી મારવી.

## યોનીકંડૂ અને તેનો ઉપાય.

યોનીના ઉપલા ભાગમાં વખતે સ્ત્રીને એવી સખ્ત કંડુ આવે છે કે તેનાથી તે સહન થઇ શકતી નથી ને ખરજ કરેછે ને તેથી તે ભાગ છોલાય છે ને બળ્યા કરેછે બહુ ખણવાથી તે ભાગ જરા સોજી આવેલા જેવા ગણાય છે. તોપણ એ રોગની ચિકિત્સામાં

એટલું ધ્યાન રાખવાનું છે કે તે કાંઇ ખાસ જુદો રોગ નથી પણ કેટલીક શારીરિક સ્થિતિને લઇને કે ખોરાક અથવા પોષણના ફેરફારને લઇને તેમજ ગુહ્યભાગની કાંઇ વિકૃતિને લઇને તે થઇ આવે છે ને તેટલા માટે ખરજ હલકી પાડવાના ઉપાયની સાથે મૂળ વિકૃતિ જેને લઇને તે આવ્યા કરેછે તેના ઉપાય આપવાની વિશેષ જરૂર છે.

**ઉપાય:**—ઉંચો મસાલાદાર ખોરાક, ખટાઇ, મરચું વગેરે પદાર્થો બંધ કરાવવાં ને એકાદ બે વખત દસ્ત સાફ આવે એવી દવા આપવી. એરંડીઆના તેલના જુલાબ આપવા.

## કેડનું દુખવું અને તેનો ઉપાય.

સ્ત્રીને કેડનું દુખવું એ પણ બહુ દુઃખદાયક ચિન્હ છે. ને તે ઘણીજ જુદી જુદી જાતનાં કારણોને લઇને થાય છે. રજોદર્શનનું એ સ્વાભાવિક ચિન્હછે ને રજોદર્શન સ્ત્રીને પ્રથમ આવનાર હોય ત્યારે તેમજ દરવખતે રજોસ્રાવ થવા પહેલાં સ્ત્રીને કમરમાં દુખ્યા કરેછે વળી આ દુખાવો રજોદર્શનના વખતમાં પણ રહેછે ને તે પછી પણ થોડો ઘણો દેખાય છે. આ પ્રમાણે તે સ્વાભાવિક અને તન્દુરસ્ત રજોદર્શનમાં રહે છે તો જ્યારે તેની કાંઇક વિકૃતિ હોય ત્યારે તે બહુજ સખ્ત હોય તેમાં નવાઇ શી? રજોદર્શન શિવાય કમળ કંદના ક્ષતને લઇને કે ગર્ભાશય કે ગર્ભઅંડ સ્થળાંતર થયેલ હોય તો તેને લીધે પણ કમરમાં દુખ્યા કરેછે. બાદ સરખું મમસ્થાનના વરમથી તેમજ સુવાવડની કે કસુવાવડની કોઇ વિકૃતિ રહી જવાથી પણ કમર દુખે છે. પ્રસ્નાસતન આવનારી સ્ત્રીની કમર પણ હમેશાં દુખ્યા કરે છે તેમજ મૂત્ર માર્ગના કે ગર્ભાશયના ઉપાયનાં વ્યાધિથી પણ કમર સાધારણ રીતે દુખ્યા કરેછે. ગર્ભાશયના વ્યાધિને લઇને દસ્તની કબજીઅત થાય છે ને તે પણ કમરના દુખાવામાં ઉમેરો કરે છે. સંધિવા શૂળ અને મફ્રાના વ્યાધિઓને પણ કમરના દુખાવાના કારણ તરીકે ગણવામાં આવેલ છે ગમે તે કારણથી શરીરમાં ક્ષીણતા આવે તો તેથી કમરમાં દુખાવો થવા સંભવ છે ને તે દુખાવો ઉદ્યોગી કરતાં બેઠાડુ સ્ત્રીને વધારે પીડે છે

**ઉપાય:**—દસ્ત સાફ આવે એવી દવા આપવી સારો પોષણકારક ખોરાક લેવો. કમર ઉપર તંગ પટો બાંધવો તે ભાગ ઉપર કોરો શેક કરવો, ઉના પાણીમાં બોળેલ ફલાલીનના કટકા વડે શેક કરવો. રૂપીયાભાર એરંડીના બીની દુધમાં ખીર કરી ખાવી બલદાણા, બાબચી ગોળ ઘીમાં પાક કરી ખાવું,

## પેશાબમાં બળતરા અને તેનો ઉપાય.

ઘણીજ જુદી જુદી જાતનાં કારણોને લઇને પેશાબમાં બળતરા થાય છે. ગર્ભાશયનાં તથા યોનીમાર્ગના જુદા જુદા રોગોમાં પેશાબ કરતી વખતે બળતરા થવી એ એક મોટું ચિન્હ છે, ને જ્યારે પુરૂત પેશાબમાં હોય છે ત્યારે પેશાબ પણ વારંવાર થાય છે યોનિમાર્ગના દીર્ઘ કે તીક્ષ્ણ વરમમાં તેમજ તે ભાગમાં કાંઇ ક્ષત હોયતો તેને લીધે પેશાબ કરતી વખતે ઘણોજ સખ્ત દાહ થાય છે બાદ કમળ-કંદના ક્ષતને લઇને તેમજ ગર્ભાશયમાંથી કે કમળ મુખમાંથી કે યોનીમાર્ગમાંથી જો કાંઇ પ્રદરનો સ્રાવ થતો હોય તો તેને લઇને પણ પેશાબમાં બળતરા થવા સંભવ છે. પ્રમેહ વિકૃતિથી પ્રસૂતી થવાથી તથા મૂત્ર માર્ગના વરમને લઇને પણ પેશાબ દાહ યુક્ત આવે છે. ગર્ભાશય સ્થળાંતર થયું હોય કે ગર્ભ અંડમાં સોજો થયો હોય તોપણ પેશાબમાં દાહ થાય છે તથા પીડિતાર્તવ વાળી સ્ત્રીને પણ પેશાબ બળે છે. યોનીના અંતર ઓષ્ટના ક્ષતથી તથા યોની મુખ ઉપર ઉપદંશ કે બીજી ગમે તે જાતના ક્ષત પડ્યાં હોય ત્યારે મૂત્રનો સ્પર્શ થવાથી તે ભાગ બળે છે. આ એક જાતનું ચિન્હ છે. પણ તે કાંઇ ખાસ રોગ નથી.

ઉપાયઃ—અનમૂળ, આંબલીના પાનનો રસ, આંબળાનું પાણી, ઓથમી જીરૂં, ગળજીભી શીલાજીત, સુરોખાર એ પીવાં.

## સ્તન પાક અને તેનો ઉપાય.

સ્તન પણ સૃષ્ટિ ઉત્પત્તિ કર્મ અવયવની ગણત્રીમાં આવે છે ને ગર્ભાશય તથા ગર્ભ અંડની પેઠે સ્ત્રીની પુખ્ત ઉમરેજ તે પૂર્ણ પ્રફુલ્લિત પણાને પામે છે. ગર્ભાશય ગર્ભનું પોષણ પેટની અંદર કરે છે. ને સ્તન તેનું બહાર નિકળ્યા પછી કેટલીક મુદત સુધી પોષણ કરે છે. જેમ ગર્ભાશયમાં અને ગર્ભઅંડમાં દર ઋતુ સ્રાવની વખતે ગર્ભ ધારણ કર્યાની મુદતે અને પ્રસૂત થયા પછી અમુક ફેરફારો થાય છે તેમ સ્તનમાં પણ થાય છે સ્તન એ ચરબીનું અને તન્તુનું બંધારણ છે અને તેમાં દુગ્ધોત્પાદક નળીઓ છે દરેક સ્તનમાં આશરે અઢાર આવી નળીઓ છે જેમાંથી દુધ ઉત્પન્ન થઇ, સ્તન મુખ પાસે આવી ત્યાં બારીક છીદ્રોથી ખુલે છે. આ નળીઓનાં મુખ સ્તન મુખ પાસે ખુલ્લાં હોવાથી દાબતાં તેમાંથી દુધ નીકળે છે. સ્તન શરીરથી તદ્દન બહાર તથા સાવ નિરાધાર હોવાથી તેમજ તેના ઉપર શરદી, ગરમી

ધકો ખેંચ, વિગેરે અનેક જાતના કારણોની અસર થવાથી તે વાર વાર પાકી આવેછે સ્તનમાં જો કે બીજા કેટલાક રોગો થાય છે તો પણ તેમાં પાક એ મુખ્ય છે. સ્તન પાક એટલો બધો સાધારણછે અને તે એવાં નજીવાં કારણોથી વખતો વખત થઇ આવે છે કે તેથી અણવાકેફગાર થોડીજ સ્ત્રીઓ હશે.

ઉપાયઃ—સ્ત્રીના સ્તનોમાં સોજો દેખાયતો વિદ્રધિના પ્રકરણમાં કહેલા ઘણા ઘણા ઉપચારો કરવા ગમે તેમ હોયતો પણ સ્તનોને શેક વગેરે સ્વેદન તો દેવું નહિ. સ્તન રોગ ઉપર પિત્તહર શીતળ ઉપચારો કરવા, તથા જળો મુકીને લોહી કઢાવવું સ્તનોને સ્વેદનતો કદી આપવુંજ નહીં ઇંદ્રવારણીના મુળનો લેપ કરવાથી સ્તનરોગ મટી જાય છે. હળદર તથા ધંતુરાનાં પાનનો લેપ કરવાથી સ્તનની પીડા મટે છે. તપાવેલા લોઢાને પાણીમાં ઠારીને તે પાણી પીવાથી સ્તન રોગો મટે છે. વાંઝ કંટોલીના મુળનો લેપ કરવાથી પણ સ્તનના પીડા મટી જાય છે. એરંડાનાં પાન ધંતુરાના પાના બાંધવાં, નવસારનાં પોતાં મુકવાં ઇંદ્રવારણાનાં મૂળ વાટી ચોપડવાં.

## પ્રમેહ.

પ્રમેહ પણ ફળવાહિનીની નળીઓને સંકુચિત કરવાનું મુખ્ય કારણ છે. ને તેથી અસાધ્ય વાંઝીઆપણું પ્રાપ્ત થાય છે. પ્રમેહ થવાથી કેટલીક વખતે પેટના પડદાનો અગર યોની માર્ગનો અથવા ગર્ભાશયના વરમ થાય છે. ને તેની અસર ફળવાહિની સુધી પહોંચે છે ને તે મરડાઇ જાય છે પ્રમેહ સ્ત્રી અગર પુરૂષો ગમે તેને થયો હોય તો તેની અસરથી ગર્ભાશયનો વરમ થાય છે, અને પ્રમેહ તીક્ષ્ણ હોય તો ગર્ભાશયનો તીક્ષ્ણ વરમ થાયછે ને જો દીર્ઘ હોયતો ગર્ભાશયનો દીર્ઘ વરમ થાય છે કેટલીક વખતે પ્રમેહ તદ્દન મટી ગયો જણાતો હોય છતાં તેનું ગુહ્ય વિષ જતું નથી તેથી ગર્ભાશયનો દીર્ઘ વરમ થાયછે ને અસાધ્ય વન્ધ્યત્વ સ્થાપિત થવા સંભવ છે. પ્રમેહની દીર્ઘ અસરથી કેટલીક વ્યાધિઓ ઉપડવા અગર થઇ આવવા સંભવ છે.

ઉપાયઃ—દારૂ હળદર, દેવદાર, ત્રીફળાં, મોથ એ કવાથ પીવો. બાવળનાં પાનનો રસ, માંયાં મોરથુથુ વગેરેની પીચકારી. ૨. આંબળાં ગળોનું સત્વ, લોદર, ખરેટી, આસોદ, ગોખરૂ એ સમ ભાગે મધ નાંખી પીવાં લોદરના પાણીની પીચકારી. ૩ ( ઇંગ્રેજીમાં ) કોપેવા કેપ સુલ્સ ખાવી. કોપેલા કયુબેલ ઑઇલ પતાસામાં નાંખી પીવું પાણીની પીચકારી.

## ઉપદંશ ( ચાંદિ. )

ઉપદંશ જો કે ગર્ભાધાન થવામાં કોઇ પણ રીતે અટકાયત કરનાર નથી તો પણ તેને વાંઝીઆપણાનું નિઃસદેહ કારણ ગણવું જોઇએ. ઉપદંશ એ એન ચેપી રોગ છે ને જયારે શરીરના કોઇ પણ આળા ભાગ ઉપર તેનો ચેપ અડે છે ત્યારે ઉપદંશ થવા સંભવ છે. ચાંદી ટાંકી એ ઉપદંશનું પ્રથમ સ્વરૂપ છે અને તે બે પ્રકારની છે. એક શરીરમાં ફુટી નીકળનારી ચાંદી અને બીજી સાદી ચાંદી સાદી ચાંદીનો ચેપ જાનેન્દ્રીયના ભાગમાં અડવાથી અગર બીજા ગમે તે ભાગમાં અડવાથી ફક્ત તેજ ઠેકાણે તેનું ધારૂં પડે છે. તેથી સ્ત્રી બીજ બગડી જાય છે ને પૂર્ણ રીતે પ્રફુલ્લિત થઇ શકતું નથી. ગર્ભ ધારણ થવાને માટે સ્ત્રી બીજ પરિપૂર્ણ પ્રફુલ્લિત થવાની જરૂર છે. જે ક્રિયાને ઉપદંશ નાશ કારક થઇ પડે છે. કદાપિને સ્ત્રીને ગર્ભ રહી તે વૃદ્ધિ પામે તો પણ ઉપદંશની જીર્ણ ઝેરી અસર ગર્ભના બંધારણને દૂષિત કરી નાંખે છે. ને તેથી કસુવાવડ થઇ અધુરે માસે તે ગર્ભ નીકળી જાય છે. આવી રીતે ગર્ભ રહેવામાં કે રહેલ ગર્ભને પરિપૂર્ણ મુદતે પહોંચવામાં અડચણ આવતી હોય તો સ્ત્રીની અંદર ઉપદંશની વિકૃતિ છે કે કેમ તે નકિ કરવું જોઇએ. નીચે જણાવેલ બાબતો સ્ત્રીના શરીરમાં જીર્ણ ઉપદંશનું ઝેર જારી રહ્યાનું સૂચવનાર છેઃ—

૧. યોની મુખ ઉપર જખમો તથા ત્યાં રસી વિગેરેનું હોવું. ૨. ગર્ભસ્ત્રાવ અને કસુવાવડ થવી. ૩. સાથળના મૂળની ગાંઠોની વૃદ્ધિ થવી. ૪. શરીર ઉપર ફોલ્લા, ગાંઠા અગર ફગુગી વિગેરેનું ઉપડી આવવું. ૫ ચામડીનો સાધારણ રીતે રંગ બદલાઇ જવો—ચામડીનું કાળું પડી જવું. ૬. ગળાની અંદર ઝીણી ઝીણી ગાંઠો થવી ને ત્યાં ક્ષત પડવાં. ૭. ધખતો વખત શળેખમ થઇ આવવું. ૮. ગુંઠ ઉપર મસા ઉપડી આવવા. ૯. જીભમાં ધારા પડવા ને હોઠના ખુણા ખવાઈ જવા. ૧૦ ઘણા કાળ સુધી માથું દુખ્યા કરે. ૧૧. પીંડીના હાડકાં ઉપર ગડનું ઉપડી આવવું. ૧૨. કમરમાં દુખાવાનું રહેવું. ૧૩. સાંધાઓ દુખવા. ૧૪. હાથ પગનાં તળાંની ચામડીનું ઉતરી જવું. ત્યાં ઝીણી ઝીણી ફોડકી થવી ને તેમાં છિદ્ર પડવાં. ૧૫ નખ બગડી જવા. ૧૬ માથાના વાળ ખરી પડવા અગર પારવાં થવા આ પ્રમાણે ચિન્હો મળે તો ઉપદંશની આશંકા કરવી.

આ બધાં ચિન્હો કાંઇ એકજ સ્ત્રીમાં સાથે હોવા સંભવ નથી પણ કોઇમાં કોઇ ચિન્હ તો કોઇમાં કોઇ ચિન્હ મળી આવે છે.

ઉપાયઃ—મોચરસ, સોપારીની રાખ, બોરડીની છાલ, શંખજીરૂં એ વાટી ચોપડવું કરેણના મુળનું લેપન કરવું. ૨. આકડાના મૂળ, હીંગળો, અકલકરો એનો ધુમાડો દેવો, જળો મુકાવી લોહી કઢાવવું. કારબોલીક લોસનથી ધોવું. ૩. (ઇંગ્રેજીમાં) બોરાશીક આશીડ ઇંદ્રિયપર ભરભરાવી તે પર કપડું કારબોલીક ઓઇલમા બોળી બે વખત મુકવું. ૪. એળચીનું ચૂર્ણ અને સિંદૂર એક એક ભાર રસકપૂર બે વાલ, અને સો પાણીથી ધોયેલ ઘીમાં મેળવી ચાંદીપર લગાડવું.

પીડીતાર્તવ—(સ્ત્રીને ઋતુ સમયે સખ્ત પીડા ) ગુંદનો પાક બાવળના પાનનો રસ કપુર; કોહોળું, સુરોખાર, ટંકણ એ ખાવાં.

## કસુવાવડ.

સો સુવાવડ કરતાં એક ક સુવાવડ બુરી.

ગર્ભાધાનની મુદત સાધારણ રીતે નવથી સાડાનવ મહિના સુધીની છે. પણ તે વખત પૂરો થાય તે પહેલાંજ કેટલીક સ્ત્રીને ગર્ભ અધુરે માસે ગળી પડે છે, તેને કસુવાવડ કહે છે. ગર્ભાધાનના સાતમા મહિના પહેલાં જો ગર્ભ નીકળી પડે તો કસુવાવડ કહેવાય પણ આઠમે કે નવમે મહિને છોકરૂં મરેલ આવે તો તેને સરખી સુવાવડ ગણવી જોઇએ, ને છોકરૂં મરેલ અવતર્યું છે એમ માનવું જોઇએ. ક સુવાવડ સાધારણ રીતે ત્રીજે ચોથે મહિને થાય છે. તો પણ ગર્ભ રહ્યા પછી ગમે તે વખતે તે થવા સંભવ છે. ગર્ભ રહ્યા પછી થોડા ઘણા દહાડામાં અગર પહેલેજ મહિને કસુવાવડ થાય તો પણ કહી શકાય નહી પણ લોકો તેમ માનતા નથી કારણ કે ગર્ભ રહ્યાની ખાત્રી થઇ હોય ને ઋતુ આવે તેદી ઋતુ પાછું આવ્યું છે એમજ ગનાય પણ ક સુવાવડ થઇ છે એમ મનાય નહિં; તેમ વળી તેટલી ટુંક મુદતમાં ગર્ભ કાંઇ દૃષ્ટ વૃદ્ધિને પામેલો નહિં હોવાથી તે નીકળતા કાંઇ બીજી વિકૃતિ રહે છે તેમ રહેતી નથી. આતો ફક્ત અવંતર આવ્યું એમજ કહેવાય છે પણ એક અવંતર ખાલી ગયું ને માથે થોડા ઘણા દહાડા થયા ને પછી ઋતુ આવે તો કસુવાવડની શંકા થાય છે. ને તે વખતે લોહી પણ વધુ દેખાય છે. ને પીડા પણ વધારે થાય છે. સુ-

વાવડના કરતાં કસુવાવડની દહેશત ઘણી છે ને સ્ત્રીઓ પણ સુવાવડીની માવજત કરે તેથી કસુવાવડ થયેલી સ્ત્રીની માવજત વધારે આતુર અંતઃકરણથી કરે છે અને આ દહેશત વ્યાજબી છે. સુવાવડ કરતાં કસુવાવડ પરિણામમાં વધારે દુઃખદાઇ છે. તેનું કારણ માત્ર એટલુંજ કે સુવાવડ પૂરે મહિને આવે છે ને તેથી ગર્ભ પોતાની સંપૂર્ણ વૃદ્ધિને પામેલો હોય છે ને તે સ્ત્રીના શરીરથી તદ્દન છુટો પડી ગએલો હોય છે ને તેની ઓરનો ભાગ જેટલો આગલા મહિનામાં ગર્ભાશય સાથે સજ્જડ ચોટેલો હોય છે તેટલો પાછલા મહિનામાં હોતો નથી ને તેની કસુવાવડની વખતે સુવાવડમાં જેમ થાય છે તેમ બધો ભાગ અંદરથી નીકળી શકતો નથી ને ગર્ભાસય સાફ થઇ શકતુ નથી. ને આથીજ કરીને સુવાવડ કરતાં કસુવાવડમાંથી સ્ત્રીના શરીરને વધારે નુકશાન થાય છે. સરખી સુવાવડમાં ગર્ભાશયનો બધો ભાગ સાફ થઇ જાય છે. ને તેથી પુનઃ ગર્ભ ધારણ કરવા માટે તે લાયક રહે છે. કસુવાવડની અંદર કેટલાક ખગાડો રહી જાય છે. જે પુન; ગર્ભાધાન થવામાં વિઘ્નરૂપ થઇ પડે છે. ને તે ગર્ભાધાન થાય છે. તો તેવીજ રીતે ફરી કસુવાવડ થઇ જાય છે. આવી રીતની ભીતી જેમ ગર્ભ વધારે લાંબી મુદ્દતે પહોચેલો હોય તેમ વધારે છે. પાંચમા, છઠ્ઠા, કે સાતમા મહિનાની કસુવાવડ બીજા કે ત્રીજા મહિનાની કસુવાવડ કરતાં વધારે ભયંકર છે, કારણ કે શરૂઆતના મહિનામાં ગર્ભનાં પડ ઢીલાં હોય છે. ને તેથી ઓછી વ્યાધી થાય છે. ને ગર્ભ આખો નીકળી પડે છે. ચોથે મહિને જ્યારે ઓર બંધાય છે તે પછીનીજ કસુવાવડની વ્યાધિઓ વિશેષ દુઃખદાયક છે. તે પહેલાંની કસુવાવડમાં એટલી બધી ભીતી રાખવાની નથી. ગરીબ કરતાં શ્રીમંત લોકોમાં કસુવાવડ વિશેષ થાય છે અને મહેનતુ કરતાં મોજીલીમાં તે વિશેષ મળી આવે છે. કસુવાવડ થવાના ઘણા કારણો છે પણ તે બધાં કારણોના બે જુદા વિભાગ પાડીં શકાય તેમ છે.

૧. જે કારણોથી ગર્ભાશયને અત્યંત ગતિમાન થવું પડે ને તેથી તેમાં રહેલી ચીજને બહાર કાઢી નાંખે છે. ૨. જે કારણથી અંદર રહેલા ગર્ભનું મૃત્યુ થઇ જાય છે

ગર્ભાશયને ઉશ્કેરનાર કારણોમાં અત્યંત હર્ષ, શોક કે ગુસ્સો અગર એવી કોઇ પણ મનોવૃત્તિ છે અને સખ્ત ભીતીનું પરિણામ પણ તેવુંજ છે. તેની સાથે દસ્તની કબજીઅત, અત્યંત ઝાડો થવો,

આકરા રેચ લેવા, મરડો, લોહીખંડ ઝાડો, પેટમાં કૃમિ, અને તીક્ષ્ણ પેટ પીડ પણ જો કે ગર્ભ નિર્જીવ ન હોય તો પણ તેને કાઢી નાંખવાને ગર્ભાશયમાં ઉત્પાત કરાવે છે. બાહ્ જે કારણોથી સ્ત્રીનું શરીર ક્ષીણ થાય છે તે બધાં કારણોથી ગર્ભપાત થઇ જાય છે. લાંબી મુદ્દત સુધી સગર્ભા સ્ત્રીને છોકરૂં ધવરાવવામાં આવે તો પણ તેથી ગર્ભાશય ઉશ્કેરાય છે ને કસુવાવડ થઇ જાય છે. યકૃત્, પ્લીહ વિગેરે પેટની અંદરની ગાંઠો અને આસપાસના મર્મસ્થાનની વૃદ્ધિ પણ ગર્ભાશય ઉપર દબાણ કરી ગર્ભાશયની વૃદ્ધિને અટકાવી ગર્ભપાત કરાવી નાંખે છે અને ગર્ભાશયની સ્થિતિમાં ફેરફાર થવાથી ( એટલે ગર્ભિણી સ્ત્રીનુ ગર્ભાશય આડું અવળું પડી જવાથી સ્થળાંતર થવાથી) તેમજ ગર્ભાશયમાં લોહીનો વિશેષ જમાવ થવાથી પણ તેમજ થાય છે. અને અત્યત મૈથુનનું પરિણામ પણ તેજ આવે છે. ગર્ભનું મૃત્યુ થઇ જવાથી કસુવાવડ થઇ જવાનાં જે કારણો છે તે બધાં ગર્ભને પ્રથમ હાનિ કરે છે ને ગર્ભ નિર્જીવ થયા પછી ગર્ભાશય તેને બહાર કાઢવાને મહેનત કરે છે. અત્યંત લોહીઆળ સ્ત્રીને વખતે ગર્ભાશયમાં રક્તસ્રાવ થાય છે ને તેથી ગર્ભ ગુજરી જાય છે. ને કસુવાવડ થઈ જાય છે. તેમજ કૃશ સ્ત્રીમાં ગર્ભનું લાંબી મુદત સુધી યોગ્ય પોષણ થઈ શકતું નથી, ને તેથી ગર્ભ નિર્જીવ થઇ પડી જાય છે. ઉપદંશ પણ લોહીને દૂષિત કરી ગર્ભપાત કરાવે છે, ઉપદંશવાળી સ્ત્રીને અને જો પુરૂષ બીજ ઉપદંશની વિકૃતિવાળું હોય તો ગર્ભ એની મેળે અંદર દૂષિત થઇ જાય છે. ને તેનો પાત થઇ જાય છે. કસુવાવડનું મુખ્ય કારણ ઉપદંશ છે. ને તેથી કસુવાવડ વખતો વખત થવા સંભવ છે. કસુવાવડ ઉપરાચાપરી થતી હોય તો હમેશા સ્ત્રીની અંદર ઉપદંશ એટલે ગરમી અગર ચાંદીના રોગની વ્યાધિની આશંકા કરવી. બીજા કેટલાક તીક્ષ્ણ શારીરિક રોગમાં પણ ગર્ભ નિર્જીવ પ્રથમ થઇ જાય છે ને તેથી કસુવાવડ થાય છે. જૂદી જૂદી જાતના સખ્ત તાવ, શીળી, કોલેરા, વગેરેથી ગર્ભ એકદમ નિર્જીવ થઇ જાય છે, ને ગર્ભપાત થાય છે. આવી રીતનાં ગર્ભાશયનાં કે ગર્ભઅંડના કારણોને લઇને કસુવાવડ થાય છે ત્યારે તે ઋતુ આવવાને દિવસેજ થાય છે. અને બાહ્ય કારણોને લઇને થતી કસુવાવડ ગમે તે દિવસે થાય છે. ગર્ભની અંદર પણ કેટલાક રોગ થાય છે કે જેથી કસુવાવડ થાય છે તેમજ નાળમાં આંટી કે ગાંઠ પડી જાય અગર ગર્ભ નાળની આસપાસ તંગ રીતે આવી જાય તો તેથી પણ તે ગુંગળાઇ જાય છે ને કસુવાવડ થઇ જાય છે.

બાદ ગર્ભવતી સ્ત્રીને બીજા કોઇ રોગને માટે ગાજરનાં બી ટંક્ક્ણ આપવામાં આવે તો તેથી પણ તેમજ થાય છે. તેમજ કોઇ પણ રીતે શ્વાસનું રૂંધન કરવામાં આવે તો તેથી પણ ગર્ભપાત થઇ જાય છે. એટલાજ માટે સગર્ભા સ્ત્રીને સારી અને હવાની જરૂર છે. ઉપરા ઉપર શ્વાસોશ્વાસ થયેલી હવાનો જો શ્વાસ એમને એમ લેવા યાજ કરે તો તેથી ગર્ભ પડી જાય છે. ને એટલાજ માટે શહેરની મેલી હવાના કરતાં ગામડાંની ચોખી હવામાં વસતી સ્ત્રીઓમાં કસુવાવડ ઓછી થાય છે.

વળી આકસ્મિક ઇજા અગર સખ્ત મહેનત પણ કસુવાવડનું સહાયભૂત કારણ છે. બહુજ ઉતાવળે ચાલવાથી, દોડવાથી, કુદવાથી, તેમજ અત્યંત વૃદ્ધિ પામેલ ગર્ભની સ્થિતિમાં ખરાબ રસ્તે મુસાફરી કરવાથી શરીરને ધકો લાગે છે. જે નાજુક બાંધાની સ્ત્રીની અંદર કસુવાવડ કરી નાંખવાને બસ છે. ખડખડ ભડભડાટવાળી ખરાબ રસ્તાની ગાડાંની મુસાફરીથી કસુવાવડ થઇ ગયેલ ઘણાક દાખલાઓ આપણે સાંભળીએ છીએ તેમજ શરીર ઉપર બીજા અકસ્માત થવાથી, પડવાથી, અગર આંચકી, હિસ્ટિરિઆ વિગેરે વ્યાધિમાં કસુવાવડ થઇ જાય છે. મેડી ઉપરથી પડવાથી, કુવા કાંઠે લપસવાથી, અને જોરથી ગાડી હાંકવાથી પણ તેમજ થાય છે. પેટ ઉપર કોઇ ચીજ પડવાથી અગર ગર્ભિણીનું મોટું પેટ પાણીઆરા કે ટેબલ વિગેરેની કોર સાથે બાટકાવાથી અગર તે ઉપર માટું વિગેરેનો પ્રહાર થવાથી પણ ગર્ભપાત થઇ જાય છે. આવી રીતની જ્યારે ઇજા થાય છે ત્યારે પેટમાં કળ ચડી ગયા જેવું લાગે છે અંદરનો ગર્ભ જોસથી ફરવા લાગે છે; તે સંકોચાય છે, તેની ગતી બહુજ વધે છે. જે પેટ ઉપર હાથ રાખવાથી અગર નજરે જોવાથી પણ જણાઇ આવે છે. આટલી બધી ત્વરિત ચપળ ગતિ ધીમે ધીમે શાંત થઇ જાય છે. ને બીજે દિવસે ગર્ભ બીલકુલ પેટમાં ફરતો દેખાતો નથી ને તે નીર્જીવ થઇ ગએલો જણાઈ રહે છે. વળી તેજ દીવસે તેને લોહી પડવા માંડે છે ને કસુવાવડ થઇ જાય છે. છેલ્લો સ્તન અને યોનીના ભાગ ઉપર શાસ્ત્રોપચાર કરવાથી પણ કસુવાવડ થઇ જવા સંભવ છે.

કસુવાવડના કારણની ગણત્રી પુરી કરતાં આટલું જણાવવાની જરૂર છે કે કસુવાવડ સાધારણ રીતે શરૂઆતના ગર્ભાધાન વખતે થાય છે. અગર જ્યારે સ્ત્રીનો ગર્ભાધાનનો વખત પૂરો થવા આવવાનો હોય છે તે અરસાની છેલ્લી એક બે સુવાવડ નહિ આવતાં અંધવચ્ચેથી કસુવાવડ થઇ જાય છે. તે આવી રીતે કસુવાવડ થઇ

ગર્ભાધાનની ક્રિયા સ્ત્રીના શરીરમાંથી જતી રહે છે. પણ કરીને વ. ગઆળાની ગર્ભાધાનની મુદતમાં આવી રીતનું દુઃખ આવતુ નથી અગર પ્રમાણમાં શરૂઆત અને છેડાના કરતાં થોડું હોય છે.

ઉલટી મોળ અને મોઢાંમાં થુંક આવવું કે જે ગર્ભાધાનનાં ચિન્હ છે તે જો બહુ જોસમાં દેખાતાં હોયતો તેથી કસુવાવડ થવા સંભવ છે એમ કેટલાકનું માનવું છે પણ તે વાસ્તવિક નથી કવચિત આવાં ચિન્હ સખ્ત હોય ને તેથી કસુવાવડ થઇ જાય એવા દાખલા મળી આવશે ખરા પણ સાધારણ નિયમ એવો છે કે જેને ઉલટી બહુ થતી હોય અને હેમનાં ચિન્હ સારી પેઠે જણાતાં હોય તેને કસુંવાવડ બીલકુલ થતી નથી એટલુંજ નહિ, પણ એ સ્ત્રીની સુવાવડ બહુ સહેલી થાય છે; મારે હેળનાં ચિન્હથી જે કાંઇ નબલાઇ કે બેચેની જણાય તે ન ગણતાં બીજાં ગમે તે કારણથી સ્ત્રીના શરીરમાં નબળાઇ જણાયતો તેથી કસુવાવડ થઇ જાય છે.

જ્યારે કસુવાવડ થવાની હોય છે ત્યારે પ્રથમ પેટમાં દુખાવો થાય છે ને લોહી વહેવા માંડે છે, લોહી બહુ પડે છે ને લાંબો વખત ચાલે છે. ને દુખાવો ધીરે ધીરે વધતો જાય છે દુખાવો અન્ને પેડુમાં અને વાંસામાં થાય છે સાથળ ફાટયા કરે છે આ દુખાવો ગર્ભને બહાર કાઢવાને સારૂ ઉપડતી વેણને લઇને થાયછે ઋતુ આવની પેઠે લોહી દેખાયછે ને ધીરે ધીરે લોહી પણ બહુજ વહેવા માંડે છે. ને જો ગભ ઘણી ટુંક મુદતનો હોયતો તેનો લોચો તરત બહાર નીકળી પડેછે ગર્ભ ત્રણ મહીનાનો અગર તેથી લાંબી મુદતનો હોયતો સ્ત્રીને તે પડતાં વધારે વ્યાધિ થાય છે રકત રત્રાવ બે ત્રણ ચાર કે વધારે દિવસ ચાલે છે અને સખ્ત રીતે થયાજ કરે છે પેટમાં વીંટ પણ સખ્ત આવે છે ને તેની સાથે દરદીને મોળ કે ઉલટી થાય છે. મોઢું સુકું થઇ જાય છે. દરદીને બહુ પાણી પીવું પડે છે. સહેજ સાજ તાવ ચડે છે વનીતે તાવ જેવું નહિ જણાતાં તેથી ઉલટાંજ ચિન્હ જણાય છે. એટલે કે દરદીનુ શરીર પાણી પાણી થઇ જાય છે, હાથ પગ ગળતા જાય છે, તે તાકાત રહિત દેખાય છે. આંખે અંધારા આવે છે, ને પેટમાં ઉંડું ઉંડુ દુખ્યા કરે છે બાદ વારંવર પેશાબ કરવો પડે છે, ને વાંસો ફાટે છે આ તે સમયે લોહી પડતું હોય છે ને વખતે નથી પણ પડતુ પણ જેમ જેમ ગર્ભ પડવાનો વખત નજીક આવતો જાય છે તેમ તેમ પીડા વધે છે લોહી બહુ પડતુ જાય છે. ગર્ભાશય સંકોચને પામે છે

તે કઠણુ થતુ જાય છે તે અંદરના પદાર્થમાં કાઢતુ હોય એમ જણાય છે આ વખતે કમળ મુખ તપાસતાં તે ખુલ્લુ થઇ ગયું હોય એમ લાગે છે ને. વેણુ વધે છે. ને ગર્ભ નિકળી જાય છે ને તેની ઉપરનું પડ જેમાં તે વિંટાએલ હોય છે તે શિખે બહાર નિકળી આવે છે. આવી રીતે ગર્ભ નિકળી જાય તોજ પાછળથી કઇ પણુ વિકૃતિ રહેતી નથી. પણુ જો ડશીઓ ફુટે ને ગર્ભ નિકળે તો પાછળ થી ઓરનો કાંઇ ભાગ રહી જાય છે ને તે પાછળ છોડ તરીકે વેલા કરે છે.

સાધારણુ રીતે એમજ બને છે કે ગર્ભ પ્રથમ મરી જાય છે ને પાછળથી કસુવાવડ થાય છે. નિર્જીવ ગર્ભ કેવળ પેટમાં બોજારૂપ છે. વખતે એમ પણુ બને છે કે ગર્ભ તન્દુરસ્ત હોય છે ને તે નીકળતાં નિર્જીવ બની જાય છે ને વળી એમ પણુ બને છે કે ગર્ભ બહાર જીવતો આવે ને થોડી ઘણી વારે મરી જાય છે.

ઉપર પ્રમાણે કસુવાવડનાં ચિન્હ બતાવ્યાં તોપણુ તેની યોગ્ય ચિકિત્સા કરવા માટે તેમાં થતાં ચિન્હોના બે અનુમાનિક ભેદ પાડવા જરૂર છે. ૧ લા ભેદમાં વિચાર કરવાનો છે કે શું.? ચિન્હો એવાં છે કે જો યોગ્ય ઉપાય કરવામાં આવશે તો કસુવાવડ થતી અટકી શકશે ! ૨ ભેદમાં એ વિચાર કરવાનો છે કે શું ? ચિન્હો એવું સૂચવે છે કે ગર્ભ પેટમાં બીલકુલ ટકનાર નથી ? કારણુ કે ચિકિત્સાનો ક્રમ એવો છે કે જો એમ જણાય કે યોગ્ય ઉપાય કરવાથી કસુવાવડ અટકી જશે તો ઉપાયો પણુ એવાજ આપવા ને જો ચિન્હો એવાંજ હોય કે ગર્ભ બીલકુલ પેટમાં ટકી શકશેજ નહિ ને પડીજ જશે તો પછી તે તરત પડી જાય ને સ્ત્રી પીડામાંથી મુકત થાય તેવા આપવા જરૂર છે.

બનીશકે ત્યાંસુધી તો ગર્ભ ટકી શકે તેવાજ ઉપાય આપવા કારણુ કે 'ઘણાંજ ભયંકર ' ચિન્હ દેખાતાં હોય તો તે પણુ યોગ્ય ઉપાયથી શાન્ત થઇ જાય છે એમ લાગે કે ગર્ભ ટકી શકવાનો નથી તો પણુ કસુવાવડ અટકે ને ગર્ભ ટકે એવા ઉપાય આપવા ને તે છતાં નિષ્ફળતા જણાય તોજ પછી તે પડે એવા ઉપાય યોજવા કદાચ એમ ચોકસપણે થાય કે ગર્ભ ટકવાનો નથી ને જો ગર્ભ તરત નહિ પડી જાય ને આવી દુઃખ દાયક પીડા વધુ ચાલશે તો સ્ત્રીનાં શરીરને જફા પહોંચશે તો પછી તે તરત પડે તેવા ઉપાય આપવા યોગ્ય છે. વળી તપાસ કરતાં એમ માલમ પડે કે પેટની

અંદર ગર્ભ નિર્જીવ થઇ ગયો છે તો પછી તેને ટકાવવાની બધી આશા છોડી દેવી.

**ઉપાયઃ**-આંબળાં, સુવા, વાવણીંગ, અફીણ, વાપુંગાતુ ચૂરણ લેવું.

## છોડ.

સ્ત્રીને ગર્ભ રહ્યા પછી તે થોડી ઘણી મુદત નિયમસર વૃદ્ધિને પામી પાછળથી તેમાં કાંઇ વિકૃતિ થવાને લીધે તેની વૃદ્ધિ અટકી જાય છે ને ગર્ભાધાનનાં જે ચિન્હ થતાં હતાં તે બધાં પડી જાયછે. ગર્ભની આ વિકૃતિને છોડ કહેછે. કેટલીક વખતે આ વિકૃતિ ગર્ભ રહ્યાની શરૂઆતથીજ હોય છે, તેની આસપાસ એક જાતની માંસ વૃદ્ધિ થાય છે જે સારીપેઠે વધવાથી ગર્ભને નિર્જીવ કરીદે છે ને તેને સુકવી નાંખે છે. છોડ બે જાતના થાયછે. ૧ સાચો ને ૨ ખોટો.

૧ ખોટા છોડઃ— કેટલીક વખતે એમ બને છે કે પીડિતાર્તવ વાળી સ્ત્રીને ઋતુ થોડા ઘણા દિવસ ચડી જાય છે. ને પાછળથી ગર્ભાશયની આકૃતિનો અંદરથી પાતળો પડ જેવો લોચો નીકળે છે જેથી સ્ત્રી એમ માને છે કે તેને ગર્ભ હતો, કસુવાવડ થઇ ગઇ, ગર્ભ બહાર નીકળી ગયો ને અંદર છોડ જેવું કાંઇક રહી ગયું છે પણ તે માનવું ખોટું છે તે શિવાય યોનીમાર્ગમાંથી પણ એવા લોચો એકઠા થઇને નીકળે છે તે શિવાય ગર્ભાશયમાં વરમ થવાને લીધે તેમાંથી નીકળતા સફેદ પદાર્થના, તેના રસપડના છડદાના તથા લોહી ના ડુચા જામી જઇ પાછળથી લાંબે કાળે નીકળે છે ત્યારે તે છોડ જેવા દેખાય છે. તેમજ ગર્ભાશયની અંદરના મસાને તથા જામી ગયેલા ઋતુ સ્ત્રાવને પણ ભૂલથી છોડ કહેવાય છે, આ ત્રણે ખોટા છોડ છે,

ખરો છોડઃ—ખરો છોડ તો ત્યારેજ કહેવાય કે જ્યારે ગર્ભાધાન થયુંજ હોય ને પછી ગર્ભ સુકાઇ જાય. આવી રીતે ગર્ભ સુકાઇ ગયા પછી તે ગળી જાય છે. ને તેથી ઋતુસ્ત્રાવ થતી વખતે કાંઇ લોચા જેવું નથી દેખાતું પણ એકલો સ્ત્રાવ થાય છે. ને તેથી સ્ત્રીઓ એમ માને છે કે છોડ અંદર રહી ગયું છે ને કસુવાવડ થઇ પણ પુરેપુરૂ પડી ગયું નહિં આ પણ તેમનું માનવું ખોટું છે. ખરૂં જોતાં ગર્ભ પડી ગયેલ હોય છે પણ (૧) તેના પડ વૃદ્ધિ પામેલ તે રહી જાય છે. ને તે છોડ જેવાં લાગે છે. ને તેજ ખરૂં છોડ છે. (૨) ગર્ભના પડમાં લોહીનો જમાવ થાય છે ને તેની કો ઘોરીઇ નસ ત્રુટેલી હોય છે આવી રીતે જ્યારે લોહીનો જમાવ થાય છે

ત્યારે ગર્ભનું પડ પણ તેની સાથે અડેલું હોવાથી તે બન્ને સાથે ચોટી જાય છે વળી કસુવાવડમાં ગર્ભનો સંપૂર્ણ પાત થતો નથી ને તેનો કાંઇક ભાગ પણ ત્યાં ચોટી રહેલો હોય છે. જેને ગર્ભાશયની નસોમાંથી પોષણ મળે છે ને શુદ્ધ ગર્ભની પેઠે તે બધો ડુચો ધીરે ધીરે વૃદ્ધિ પામે છે ને માંસના લોચા જેવો ભાગ હોય તેમ જણાય છે, ને ત્રીજે કે ચોથે મહિને પાંચમા કે છઠ્ઠા મહિના જેવડું પેટ લાગે છે. (૩) ગર્ભ પડ ઉપર એવી વિકૃતિ થઇ જાય છે કે તેની યોગ્ય વૃદ્ધિ થવાને બદલે તે ઉપર દ્રાક્ષના ઝુમખાની માફક પ્રવાહીથી ભરેલી નાની રસોળીઓ હોય તેમ થઇ જાય છે. આવી રીતના ઝુમખા ગર્ભાશયની અંદર ગર્ભની જે થેલી છે. તેના સૌથી ઉપલા ભાગમાં થાય છે. અને જેમ આવી રીતની રસોળીઓ વધતી જાય છે. તેમ તેમ ગર્ભને પોષણ કમતી મળે છે ને ગર્ભ મરી જાય છે. આ છોડ લગભગ અખોડ જેવડું અગર તેથી પણ મોટું હોય છે.

**ઉપાય**—છીંકુ લાવનાર દવા સુંઘવી. બદામના બીની નશ્ય દેવી.

**સ્ત્રીને વાળ** વધવાના ઉપાય—ગોખરૂં અને તલનાં ફુલને મધમાં વાટી ઘી નાખી માથે દરરોજ લેપ કરવો. આબાની ગોઠલી. આંબળા એ વાટીને દરરોજ લેપ કરવો.

**સ્ત્રીને અંગ દુર્ગંધી પર**—સુગંધી ફુલનું ચૂર્ણ, કોષ્ટ, જટામાસી, સુંખડ, સેકેલા ચણ્યાનો લોટ એ તેલમાં નાખીને ચોળવાં નાગરવેલનાં પાનનો રસ આંબળાં એ વાટી અંગે ચોપડવાં.

## સુવા રોગ.

સુવાવડની વખતે સ્ત્રીની યોગ્ય માવજત કરવામાં આવી હોય અને તે વખતે તેને બીજી કાંઇ પણ વ્યાધી નડી ન હોય તો સ્ત્રીને પાછળથી કાંઇ પણ વિકૃતિ રહેતી નથી. નિયમીત રીતે પોતાનો ધર્મ બજાવે જાય છે. પણ જો તે વખતે કાંઇ વ્યાધી નડી હોય તો તે સ્ત્રીના શરીરમાં કેટલીક જૂદા જૂદા પ્રકારની વિકૃતિઓ રહી જાય છે જેને સુવા રોગ એવું નામ આપવામાં આવ્યું છે. સુવા રોગ, ત્યારે હવે તમારા ધ્યાનમાં ઉતરશે કે કાંઇ ખાસ રોગ નથી પણ કેટલીક વ્યાધિઓનો સમૂહ છે. આ વ્યાધિમાં મુખ્યત્વે કરીને ગર્ભાશયની કાંઇ વ્યાધી હોય છે અગર ગર્ભાશયની સાથે જે મર્મસ્થાનો વિશેષ સંબંધ રાખે છે તે મર્મસ્થાનની કાંઇક વ્યાધિ હોય છે. આ શિવાય પણ તેનો ગમે તે વ્યાધિ થવા સંભવ છે ને

તેથી રજોદર્શન પણ અનિયમિત થઈ ગએલું હોય છે.

ઉપાય--ચિકિત્સાના ક્રમ પણ આ ચિન્હોના ભેદ ઉપર આધાર રાખે છે આ ઠેકાણે આપણો મુખ્ય હેતુ તો ત્રીજા ભેદ ને માટે પ્રથમ તપાસ કરવાનો છે. ઋતુની જે વ્યાધિ જણાય અગર ગર્ભાશયનો જે કાંઈ વ્યાધિ જણાય તેના ઉપાય કરવા. ગર્ભાશયમાં દવા લગાડવાની જરૂર જણાય તો તે લગાડવી અને પ્રદરને માટે સ્તંભન દવાઓની પીચકારી આપવી ઋતુનો જે વ્યાધિ જણાય તેનું યોગ્ય કારણ તપાસવાથી પણ ગર્ભાશયનો કયો વ્યાધિ છે તેની ખાત્રી થશે ને તે પ્રમાણે ઉપાય કરવા. ગર્ભાશયના વ્યાધિના ઉપાયની સાથે સ્ત્રીના શરીરમાં જે વાતજન્ય ચિન્હ જણાય તેના ઉપાય કરવાની જરૂર છે. વાતજન્ય ચિન્હ સુવાવડ પછી દેખાવાં એટલાં બધાં સાધારણ છે કે આપણા દેશમાં દરેક સુવાવડી સ્ત્રીને કાટલું ખવડાવવાનો ચાલ પડી ગયો છે. કાટલાંમાં ઉષ્ણ અને વાતહર દવાઓ મેળવવામાં આવે છે ને તે સુવાવડી સ્ત્રીને બહુજ માફક આવે છે. સારાં કાટલાંમાં નીચે પ્રમાણે ચીજો મેળવવામાં આવે છે.

૧. ગુંદ. ૨. સુંઠ, ૩. ટોપરૂ, ૪. સુવા, ૫, અજમો. ૬. વરીઆળી, ૭. જાયફળ, ૮. એલચી, ૯. બદામ, ૧૦. વેકરીઓ. ૧૧. ગોખરૂ, ૧૨, ગુલાબનાં ફુલ, ૧૩. આંસદ ૧૪. તજ, ૧૫. તમાલપત્ર, ૧૬. લવીંગ, ૧૭. ચીમડ, ૧૮. મેથી, આ બધી ચીજો ને ખાંડી ચાળીને રાખવી. બાદ ઘઉંનો લોટ, ગોળ અને ઘીનો પાક કરવો ને પાકના વજનથી ચોથે ભાગે કાટલાનું ચૂર્ણ નાખવું. તે બધું બરાબર મેળવી તેમાં ખસખસ નાંખી દસ તોલાના લાડુ વાળવા. આમાંથી એક લાડુ દરરોજ સવારે ખાવો.

## સ્ત્રીનું બાલી જવું.

જયારે સ્ત્રી જાડી થઇ જાયછે ને તેનો કટીપશ્ચાત્ ભાગ સામાન્ય રીતે ઘણો વૃદ્ધિ પામે છે. ત્યારે તે બાલી ગઇ એમ કહેવાય છે. શુદ્ધ વાંઝણી સ્ત્રીઓ વિશેષ બાલી ગએલ હોય છે. તેમજ અનાર્તવ વાળી સ્ત્રીઓ બાલી જાય છે. શરીરને જે યોગ્ય શ્રમ મળવો જોઇએ તે નહિં મળવાથી તેમજ પ્રસૂતીવાળી સ્ત્રીને પ્રસૂત થતી વખતે તથા છોકરાંઓને ધવરાવી ઉછેરતાં જ પોતાના શરીરના માંસનો કેટલેક દરજ્જે ભોગ આપવો પડેછે તેથી કરીને તે બાલી જઇ શકતી નથી; કારણકે તેના શરીરને નિરંતર ઘસારો લાગવા સંભવ

છે. નસોરી સ્ત્રીને સુવાવડની કે છોકરાં ધવડાવવાની પીડા પડતી નથી ને તેથી તેનું શરીર હમેશાં વૃદ્ધિ પામતુંજ જાય છે. જેનું પરિણામ પાંચ સાત વર્ષમાં બાલી ગયાનુંજ આવે છે. વળી વાંઝણી સ્ત્રીમાં ઘણે ભાગે અનાર્તવ હોય છે; એટલે કે તેને ઋતુસ્ત્રાવ થોડો જણાય છે. ને તેથી તેનું ગર્ભાશય યોગ્ય રીતે જોઇએ તેટલું સાફ થઇ શકતું નથી, તેને પુરૂં લોહી પડતું નથી ને ગર્ભાશય તથા ગર્ભ અંડના ભાગમાં વિશેષ લોહીનો જમાવ ભર્યો રહે છે. ને તેથી લોહી વધતું જાય છે. ને સ્ત્રી બાલી જાય છે. સાધારણ નિયમ એવો છે કે વાંઝણી અથવા નષ્ટ ગર્ભિતવ્યતા વાળી સ્ત્રી બાલી જાય છે. અને બાલી ગયેલ સ્ત્રી વાંઝણી નીવડવા વધારે સંભવ છે. વાંઝણી તો બીજા ઘણા કારણોને લઇને થાય છે પણ રજોદર્શન કમી હોવાને લીધેજ સ્ત્રી વાઝણી હોય તોજ સ્ત્રી બાલી જાય છે. જે સ્ત્રીને અત્યાર્તવ હોયને ગર્ભ રહેતો ન હોય તે સ્ત્રી કદી બાલી જતી નથી.

રજોદર્શનની ન્યૂનતા એ બાલી જવાનું સહુથી મોટું કારણ છે ગરીબ અને મહેનતુ સ્ત્રી કરતાં શ્રીમંતની સ્ત્રીઓ તેમજ ઉદ્યોગી અને નિયમપર વર્તવા વાળી સ્ત્રીઓના કરતાં એઠાડુ પ્રકૃતિની મોજીલી અને દિવસે સુવાવાળી સ્ત્રીઓ વિશેષ બાલી જાય છે. બાલી ગએલ સ્ત્રી જેમ જાડી લાગે છે તેમ ખરી મજબુત સ્ત્રીઓ પણ તેવીજ રીતે જાડી દેખાયછે ત્યારે હવે સ્ત્રી ખરેખરી મજબૂત છે કે તે બાલી ગએલ છે તે નીચેની બાબતો પર ધ્યાન રાખવાથી જણાશે.

**બાલી ગએલ સ્ત્રીનું સ્વરૂપ:—** ૧. સ્ત્રી શરીરે જાડી હોય છે પણ પ્રમાણમાં પેટ અને કડી પશ્ચાત્ ભાગ વધારે જાડા હોય છે. ચહેરાના અને હાથ પગના ભાગ ઓછા જાડા હોય છે. ૨. શરીર કમ તાકાત રહે છે. ને તે કામ કરતાં હાંફે છે. ૩. રજો દર્શન ઓછું દેખાય છે ને નષ્ટ ગર્ભિતવ્યતા કે શુદ્ધ વાંઝણી હોય છે ૪. શરીરમાં કેવળ ચરબીની વૃદ્ધિ હોય છે. ૫. શરીર પોચું લોચા જેવું લાગે છે. ૬. નાડી કમ કૌવત અને મંદ હોય છે. ૭. અમુક ભાગમાં સોજો ( જાડું થવું ) ચડ ઉતર થાય છે. પેટમાં કાંઈ દરદ હોય છે. અજીર્ણનાં ચિન્હ મળે છે અને માથામાં ફેર આવ્યા વિગેરેનું જાહેર કરે છે.

## બાળ જન્મ

બાળક જ્યારે જન્મે ત્યારે જાત કર્મ સંસ્કાર કરે, એટલે બાળકનું નાળ છેદન પ્રસૂતા પતિ કરે અથવા જા ખીજી સુઘડ સ્ત્રી

હોય તો તે કરે; પ્રથમ નાળને કોમળ સૂતથી બાંધીને બાળકના શરીરના સંયોગથી ચાર આંગળ છોડીને ઉપરથી ઘણા તીક્ષ્ણ શસ્ત્રથી કાપે, પણ શરીરમાંથી રૂધિર ન નિકળવા પામે, તે વાત ધ્યાનમાં રાખવી. જણાવેલા વાળી સ્ત્રીએ ગળથુથી દીધા પહેલાં નિચેની હકીકત ઉપર ધ્યાન આપવું જોઇએ.

બાળકનું તમામ બદન હાથથી સારી પેઠે સાફ કરે જો આમ નહીં કરે તો યુવાનીમાં રૂંવાડાં વધારે થશે મસ્તકના આગલ્યા ભાગને ચુડી ઉતાર ન કરવું અને પાછલ્યા ભાગને દબાવવું નહીં કોઈ દેશમાં પાછલ્યો ભાગ દબાવવાની રીતે છે પણ આ ક્રિયાની બુદ્ધિનો ખરો પ્રભાવ ખીલતો નથી—મગજ ક્ષીણ થઈ જાય છે માટે તેમ નહી કરવું. ગળુ વગેરે દ્વારને યુકિતથી સાફ કરે, તેમ બીજા અંગ પણ રૂપાળાં દેખાય એવી રીતે કરે આ કામમાં ચાલાકી—ઉતાવળ—હુશીયારી અને ધૈર્ય યથા ઘટિત રાખવાં જોઇએ પછી સોનાની સળીવડે ઘી અને મધ મેળવીને તે બાળકને ચટાડવું ગળથુથી આપવી, ત્યાર બાદ જનનીના સ્તનનું થોડુંક દુધ વાસણમાં કાઢી નાંખ્યાં પછી ૩૦-૩૫ કલાકે બાળકને સ્તનની ડીટડી મોંમાં આપવી, તે વગર નહી પશ્ચાત્ તે મકાનને તુરત સાફ કરવું. તે પછી પિતા અથવા જે ઘરમાં સમજુ પુરૂષ હોય તે સ્નાન કરી ઘી વગેરે સામગ્રી અને પાલશ વગેરે લાકડાં લઈ ધુમાડા વગરની અગ્નિમાં તે મકાનમાં હવન કરે. અથવા બીજા મકાનનાં હવન કરે. તે વખતે પ્રસુતાને પવન ન લાગે એવી રીતે ત્યાં રાખવી. ગ્રહસ્થ હોય તો વૈદિક વિધિ પ્રમાણે હવન કરે, અને ગરીબ હોય તો શકિત અનુસાર ઘી, ધુપ લોબાન, કપૂર, સાકર, ગળો વગેરે મેળવીને પરમેશ્વરનું નામ લઇને હવન કરે, આ દશ દિવસમાં પ્રસુતાને ગરમ પાણીથી સ્નાન. કરાવવું જોઇએ. પ્રસુતાના શરીરને અનુકુળ પડે તેવે વખતે સ્નાન કરાવવું મતલબ જોશીના મૂહુર્તપર નહી તણતાં વૈદક રીતે વર્ત્તવું.

દશમે દિવસે પ્રસૂતાને વળી પણ જો શરદી વગેરે ન હોય તો સ્નાન કરાવવું. બીજા સ્નાન એટલે દશ દિવસ સુધી સુતક પાળવું જ્યારે બીજું સ્નાન દશ દિવસનું થઇ જાય ત્યાર. પછી બારમે દિવસે પતીત રહે એવા પ્રયોજનથી નીચે પ્રમાણે કરવું.

સ્વજ્ઞાતિ વાળા તથા સંબંધી વર્ગને બોલાવીને બાળકનું નામ મુકરર કરવું અને જન્મનો સમય તથા નામ લખી રાખવાં આ

સંસ્કારને "નામકરણ સંસ્કાર" કહે છે. હળીનાદિ ક્રિયા કરવાની શ્રદ્ધા હોય તો સંસ્કાર વિધિ ગ્રંથાનુસાર કરવી. આ કરવાથી લૌકીક કેટલીક ઝગડા નાશ પામે છે. ઘરમાંથી માતા પહેલી નીકળે પણ બાળકને ચાર માસ પછી ઘરમાંથી બહાર કહાડવું. ગરીબને પણ આપત્તિકાળ ન હોય તો આ વાત ધ્યાનમાં લેવી.

છ માસ વીત્યા પછી બાળકને અન્ન યા દૂધ ચોખા ચટાડવા ના અભ્યાસનો આરંભ કરવો, પરંતુ તે પહેલાં ન કરવો. બાળકને દૂધ પીવરાવવા માટે તેની મા તરફથી છેક ખોટ પડે તો બકરીનું દૂધ રૂના પુમડાથી પીવરાવવું, અને જો ગૃહસ્થ હોય તો નિરોગી બાળક વાળી બીજી સ્ત્રીનું (ધાવનું) દૂધ પીવરાવવું, પરંતુ જન્મથી દશ દિવસ સુધી તો પોતાની માતાનું દૂધજ બાળકને પીવરાવવું યોગ્ય છે, તેમાં પણ જો જનની અધિક રોગિષ્ટ હોય, અથવા દૂધ ન નીકળે તોજ ધાવનું કે બકરીનું પીવરાવવું; અને દશ દિવસ પછી બીજી બકરીનું કે ધાવનું પીવરાવવું, તે ધાવ નીચેના વિષયમાં લખેલા લક્ષણ વાળી હોય તો સારૂં.

## ધાવ કેવી રાખવી.

છોકરાંને માટે ધાવને લાવવાનો પ્રસંગ આવે ત્યારે પોતાની જાતિની, તરૂણ વયની, શાંત સ્વભાવની, રોગરહિત, સંપૂર્ણ અંગો-વાળી, કુટેવ વિનાની, દેખાવડી કીર્તિ મેળવેલી, પોતાના દેશમાં જન્મેલી, ઉત્તમ સ્વભાવની, ઉત્તમ કર્મો કરનારી, સારા કુળમાં જન્મેલી, વહાલ વધારનારી, જેનાં છોકરાંઉ આરોગ્ય કરતાં હોય તથા જીવતાં હોય તેવી, જેને પુત્રની પ્રજા થઈ હોય તેવી. પુષ્કળ ધાવણ વાળી, સાવધાન રહેનારી, ઉંઘણશી ન હોય તેવી, અપવિત્ર જગ્યામાં નિંદ્રા નહી કરનારી, ભ્રષ્ટ આચાર વાળી ન હોય તેવી, ફાયદા કારક ઉપચારો જાણનારી, સ્વચ્છ રહેનારી, અસ્વચ્છતા તરફ તિરકાર ધરાવનારી તથા સ્વચ્છ ધાવણ વાળી ધાવણની પરીક્ષા કરીને રાખવી. તેવી ન મળે તો બકરીનું દૂધ પાવું અને જ્યાં ચરક શરીર અ, ૮ સુધી માતાનું દુધ મળે ત્યાં સુધી અન્યથા નજ પાવું.

જ્યાં સુધી બાળક ધાવતું હોય ત્યાં સુધી પુરૂષે સ્ત્રીનો સંસર્ગ ન કરવો, તે પછી પણ બન્ને પ્રસન્ન અને તંદુરસ્ત હોય ત્યારેજ સંસર્ગ કરવો. જ્યાં સુધી બને ત્યાં સુધી પ્રસૂતીના શરીરમાંથી દૂધ થોડું ખરચાય એવો ઉપાય લેવો જોઇએ. એટલે બાળકને બીજું દૂધ વધારે દેવું અને અન્ન વગેરે કોમળ યોગ્ય વસ્તુ વધારે ખવરા-

વળી. બાળકને રોગાદિ કારણો વિના ત્રણ વર્ષની ઉમર પહેલાં વાળ ન ઉતરાવવા જોઈએ; વાળ ઉતરાવવાના સંસ્કારને ચૌળ કર્મ કહેછે

## બાલ પાલન તથા રક્ષણ.

બાળકને બને ત્યાં સુધી સાફ અને સ્વચ્છ રાખવું તેમ તેનાં વસ્ત્ર બદલતાં રહેવું. બાળકના તાળવા ઉપર માખણ લગાડતાં રહેવું. સ્નાન કરાવતી વખત તેની ઉપસ્થ ઇન્દ્રને ઉઘાડીને ફુંકારવી. પણ તે પછી તેને અડવું નહીં અને બાળકને પણ ત્યાં હાથ અડાડવા-નો સ્વભાવ ન પડવા દેવો. બાળક હુશીઆર થાય ત્યાં સુધી આ બાબતનું ઘણું ધ્યાન રાખવું. ૭ માસથી ઉપરના બાળકને સોડમાં વધારે વખત ન રાખવું. પારણામાં બેસાડવું. સુવાડવું. વખતપર ઘોડીઆમાં સુવાડવું. તેને ઉંઘવા સારી પેઠે દેવું. જ્યારે ઉભુ થવાને બાળક યોગ્ય થાય ત્યારે તેને ચાલણ ગાડીને આધારે ચલાવવું; જો આમ નહીં કરો તો બાળક સુસ્ત થશે ને તમે પસ્તાશો. બાળક રૂદન કરે નહી એવો ઉપાય લેવો. દાંત નીકળવા માંડે ત્યારે પહેલાં-થીજ પેછાં ઉપર લગાડવાની દવાઓ ચોપડવી તો તેથી થોડી વે-દનાએ દાંત નીકળશે પણ ઝાડો નખાવવો; ગ્રહ વગેરેમાં ન લાગવું. બાળકને બોલાવવામાં કોશીશ રાખવી તેની સાથે શુદ્ધ ઉચ્ચારણથી તેને વારંવાર બોલાવવું. જ્યારે બાળક બોલવા લાગે અને ચાલવા માંડે ત્યારે સ્વર વ્યંજન (અ,આ,ક,ખ,ઇત્યાદિ) અક્ષરનાં રમકડાં મળેછે તે લઇ તેની સાથે રમાડવું, તો તે બાળક અક્ષર ઓળખવા અને બોલવા શીખશે આ અભ્યાસ પાંચ વર્ષમાં સારી પેઠે થઇ શકે છે. વળી ઘરની સફેત ભીંત ઉપર અક્ષર મોટી કલમથી લખવા કે પણ ઓ-ળખે, ઇત્યાદિ ઉપાય કરવા બાળકને ખોરાક-તાજો, સ્વાદિષ્ટ, હલકો થોડો, ઉનો, માફક આવે એવો અને પૌષ્ટીક આપવો. તે સાથે નિત્ય બકરી કે ગાયનું ચોખું દૂધ પાતાં રહેવું. અનાજમાં થોડુ મીઠું નાખવું, દૂધમાં થોડું ગળપણ નાખવું. બાળક થોડુ મોટું થાય ત્યારે જરા શાક, ભાજી ખાતાં શીખવવું. જરા મેશુબ, મેવો, મીઠાઈ માફક સર આપવાં કાચા ફળ, રાખ, માટી આદી ખરાબ પદાર્થો ખાવા દેવા નહીં. ખોરાક એકને એક જાતનો નહિ આપતાં જુદો જુદો આપવો જે ખોરાકનો બાળકને અભાવ હોય તે ખાવાને આગ્રહ ન કરવો. ઘણું કરી દિવસમાં ત્રણ કે ચાર વખત ખાવા આપવું અને હવા ખુલ્લી તેમ સ્વચ્છ મળે તેમ કરવું. બાળકને ઉંચાડવાની વધારે જરૂર છે કેમકે તેથી શરીર પુષ્ટ અને તંદુરસ્ત થાય છે. તેમ કસ-રત પણ કરાવવી તેથી તેનું લોહી નસોમાં ફરે છે.

શીતળા કઢાવો ત્યારે જયાં સુધી બની શકે ત્યાં સુધી એવો વિચાર રાખવો કે શીતળાનો ચેપ નીચ મનુષ્યનો ન હોય શીતળાના વખતમાં બાળકનાં વસ્ત્ર વારંવાર બદલાવવાં મેલાં ન રાખવાં અને દવાઓ પણ ઠંડીજ કરવી. તથા રાખ વીગેરે દાબવી. તેને મેલાં મકાનમાં ન રાખવું. શીતળામાં તેની માતા રજસ્વલા હોય તો બનતાં સુધી તેની પાસે ન રહેવું જોઇએ. જયારે બાળક કાંઇ પણ બીમાર થાય ત્યારે તેનો વૈદ્ય પાસે ઉપાય કરાવવો, વેહેમના ઉપાયના ભરોસામાં રહીને તેનું જીવીત ન બગાડવું. બાળકને સર્વ કરતાં માતા એ નિત્યનો સહવાસી અને મુખ્ય છે. પરમેશ્વરે માતાને પોતાનો પ્રતિનીધિ તરીકે મોકલી છે. તેના પરજ બાળકના પાલન પોષણ અને સારા નરસા ભવિષ્યનો આધાર છે. તેજ તેનું પરમ ધન છે અને તેજ તેનો અસરકારક મુખ્ય શિક્ષક અને ગુરૂ છે. બાળકને માતા તરફથી જેવી કેળવણી અને દ્રષ્ટાંત મળે છે, તેવું તે અંતે થાય છે. એક ઉત્તમ માતા સો શિક્ષકની બરોબરી છે. ઘરમાં તે સઘળા હૃદયને ખેંચનાર લોહચુંબક છે અને સત્યતાની આંખ દોરાવનાર ધ્રુવનો તારો છે. તેમ સર્વ કરતાં માતા ગુરૂતામાં મુખ્ય છે. બાળકને માતા જેવું શિક્ષણ આપે છે, તેવું તે થાય છે, તથા ઘરમાં જેવું દેખે છે તેવું શિખે છે. તેની પ્રકૃતીની ઘાટી ત્યાંજ બંધાય છે. તે મોત પણ આવતાં સુધી પણ ગટતી નથી, તેમ મરણ પર્યંત એવીને એવી ટકી રહે છે. જેટલો માતાથી સંતાનને ઉપદેશ થાય છે તેથી કમ તેના પિતાથી અને તેથી કમ તેના ગુરૂ યા આચાર્યથી થાય છે, આ પ્રસંગે અભિપ્રાય એ છે કે માતા પિતાનું પઢાવેલું સંતાન ગુરૂની શિક્ષા મેળવવા યોગ્ય થઇ શકે છે નહિતો ગુરૂ ગમે તેટલો ઉપાય લે, પરંતુ તે મૂઢજ રહે છે. આવી રીતે બાળકોને શિક્ષા આપતાં રહેવું. માતા પિતા અને ગુરૂ ઉપર તેને સુધારવાની ફરજ યાને તેનો ધર્મ છે, આમ સમજીને સદૈવ પ્રયત્નવંત રહેવું કારણ કે,—**શાર્દૂલ વિક્રીડિત છંદ**

માતા વેરણ તે ગણો સુત તણી, તે તાત શત્રુ સમો,—
જેણે પુત્ર ન પ્રેમથી શિખવિયો, રૂડો ગુમાવ્યો સમો;
દીપે પંડિત ટોળીમાં ન પઢિ તે, કેમે કર્યો બાપડો,—
રૂડા હંસ સમુહમાં ન દીપતો, જેવી રીતે કાગડો.

તેટલા માટે મા બાપને ઘટે છે કે, તન, મન, અને ધનથી સંતાનને ઉત્તમ શિક્ષા યુક્ત શોભિત કરવાં.

# ન્હાના બાળકના રોગો.

બાળકને પેહેલે મહિને એક રતિભાર ઔષધ મધ, ધાવણ, સાકર કે ઘીમાં અવલેહ જેવું કરીને દેવું. તે પાંચ વર્ષ લગી રતિભાર વધતાં જવું જે જે રોગોને માટે જે જે ઔષધો કહેલાં છે તે તે રોગોમાં તે તે ઔષધોના કલ્કનો લેપ માતાના સ્તનો ઉપર કરીને બાળકને ધરાવવો. બાળકને લંઘન કરાવવું હોય તો તેની માતાને હલકુ ભોજન કરાવવું.

બાળકનું ગળું પડે તેનો ઉપાય—સાજર સીગડું ગાયના દુધમાં ઘસી ચોપડવું. અતી વિશની કળી મધમાં ચટાડવી. ઉમરાનું છીર માથે ચોપટવું.

બાળકને ઝાડો તથા તાવના ઉપાય—મોથ, પીપર, અતિવિષ અને કાકડાશીગીનું ચુર્ણ મધમાં નાખી ચટાડવું ચતુર્ભદ્રકા કહેછે.

હલદર, દેવદાર, દારૂહલદર, ઉભી ભોરીંગણ, ગજપીપર નાનો સમેરવો, અને સુવાનું ચુર્ણ મધ અને ઘીમાં ચટાડવાથી બાળકોની ગ્રહણી વાતરોગો, કમળો, જવર, અતિસાર તથા પાંડુરોગ વગેરે સર્વ રોગો મટી જાય છે અને જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે.

મોથ, અતિવિષ, અરડુસો, પીપર, અને કાકડાશીંગીનો સ્વરસ મધ નાંખીને ચટાડવાથી બાળકોની પાંચે પ્રકારની ઉધરસો મટી જાય છે.

ધાણા તથા સાકરને વાટીને ચોખાના ધોણમાં પાવાથી બાળકોની ઉત્તરસ તથા શ્વાસ મટી જાય છે.

કડુનું ચુર્ણ મધમાં ચટાડવાથી બાળકની હેડકી તથા લાંબા કાળની ઉલટી પણ તુરત શમે છે.

આંબાની ગોટલી, ચોખાની ધાણી, અને સિંધવનું ચૂર્ણ મધમાં ચટાડવાથી બાળકની દુધની ઉલટી મટી જાય છે. તેમજ ઉભી ભોંરીંગણીનાં ફળનો રસ, પીપર, પીપરી મૂળ, ચવક, ચિત્રક, અને સુંઠને મેળવીને ચટાડવાથી પણ દૂધની ઉલટી મટી જાય છે.

પીપર, સૂંઠ, ઝીણી એળચી, અને સેંધવનો ઉત્તમ અવલેહ ચટાડવાથી બાળકનો મુત્રાઘાત મટે છે.

ઉપલસરી, તલ, લોદર, અને જેઠી મધના કવાથથી નિત્ય મુખ સાફ કરવામાં આવે તો મુખનો સ્ત્રાવ મટી જાય છે.

પીપળાની છાલ, તથા પાદડાંને વાટી મધમાં કાલવી મુખમાં લેપ કરવાથી મુખપાક મટી જાય છે.

ત્રિફળા તથા પિપરનું ચૂર્ણ ઘી તથા મધમાં ચટાડવાથી રહયા કરના બાળકને સુખ થાય છે.

દાંત આવવાના રોગોના ઉપાયો—ધાવડીના ફુલ અને પીપરનું ચૂર્ણ મધમાં કાલવીને તેથી અથવા મધ સહિત આમળાના રસથી દાંતનાં પેઢાં ઘસવાં.

## છોકરાનું પાલન કરવાની માવતરની ફરજ.

પ્રેમની પહેલી દુનિયાં લગ્ન છે, બીજી દુનિયાં છોકરાનું મોં જોવું છે. ઘણાંક સ્વાર્થી મનુષ્યોને આ ઉપાયથી પરમેશ્વર નિઃસ્વાર્થી કરે છે. છોકરાં આપણને પગાર આપતા નથી. તોપણ નોકરની પેઠે કામ કરીને મરી જઇએ છીએ, આપણી હજારો પ્રકારની આધી ઉપર તેઓની નજર નથી, ઉલટું તેઓથી થોડું પણ કષ્ટ સહન થઈ શકતું નથી. કેવી અજાએબ જેવી ગુલામગીરી, શા વાસ્તે આ ગુલામગીરી કરીએ છીએ ? છોકરાં જ્યારે આપણા ઘરમાં રમતાં ફરે છે ત્યારે જણાય છે કે આપણે અને આપણું જે કંઈ છે તે સઘળું છોકરાંનેજ માટે છે. પહેલાં તેઓનાં સુખ અને સગવડની જગ્યા રાખ્યા પછી આપણાં સુખ અને સગવડનું સ્થળ રાખવામાં આવે છે.

બાળકોનું રક્ષણ અને પાળવાનો બોજો માના ઉપર છે; તે બોજો ઇશ્વર તરફથીજ છે. એ કારણથી ઇશ્વરે એ બોજો ઉપાડવાને માટે યોગ્ય વસ્તુ પણ આપી છે. એ વસ્તુ નિસ્વાર્થપ્રેમ છે. જો માની અશક્તિને લીધે છોકરાંને પાળવાનો બોજો બીજાને આપવામાં આવે, તો છોકરાં કદિપણ સારીપેઠે પળાઇ શકાતાં નથી. જ્યાં તેમાંનું સ્તનપાન અને માનો સ્નેહ નથી, ત્યાં કેવી રીતે તેનો યત્ન થઈ શકે ? સ્વાર્થી દાસ દાસી જેઓનો ફકત પૈસાનો સંબંધ છે, તેમના મનમાં મારો દીકરો માંદો થયો એવો ધકો લાગશે ? તેનું પ્રફુલ્લ મોં જોઇને શું તેઓના જીવમાં તેટલું સુખ થશે ? એ વાસ્તે એક બાળક પોતાની રક્ષા પોતે કરવા સમર્થ થાય તે પેહેલાં ઘરમાં બીજાં છોકરાંનો જન્મ થવો નહિ જોઇએ. ધાર્મિક માબાપે છોકરાંના કલ્યાણને માટે પોતે સર્વદા શાસનમાં રહેવું. આત્મસંયમમાં આપણે જેટલા રહીશું, તેટલાં ઇશ્વિર ઇચ્છાનુસાર કામ કરી શકીશું. દુનીયામાં કેવી અધર્મની હાલત થઇ છે. ઘણીક મા છોકરાંને પાળવાનો બોજો સામાન્ય મૂર્ખ દાસ દાસીઓના ઉપર સોપીને પોતે વિ-

આમ સુખ અનુભવે છે. રાતે ઉંઘમાં હરકત આપવા ઇચ્છતી નથી. બાળક રડીને પોતાના કામમાં કંટાળો ન આપે એટલા સારૂં તેને અફીણની કાંકરી અથવા અફીણના ભેળવાળી બાળા ગોળીઓ આપવામાં આવે છે, તેથી તે આખો દહાડો કે રાત ઘેનમાં પડયું રહે છે. અને તેથી તેનું શરીર બળવાન થતું નથી. આગળ જતાં કોઈ વખત તે અણુસમજણું બાળક માતાની ગેરહાજરીમાં ડાબલીમાંનું અફીણ ખાઇ જાય છે. તો મહા ત્રાસદાયક બનાવ બને છે. છોકરાંને એવીરીતે ઘણા દિવસ સુધી પાળવું પડતું નથી. થોડી મુદતમાં બાળક મરી જાય છે. છોકરાં તેઓની તરૂણ વયની માને બોજા જેવાં હોય છે, તેથી ઘણીક જગાપર બાળકો અકાળે મરી જવાથી માનો ખર્ચ બચે છે. અને તેથી દુઃખી થતી નથી. ઇશ્વરની ઇચ્છા વિરૂદ્ધ બંદોબસ્ત કર્યાથી કેવું માઠું પરિણામ ઉત્પન્ન થાય છે તે જુઓ. જયાંમા હમેશાં છોકરાંની દાઇ, રસોઇ, કરનારી અને દાસીનું કામ કરનારી ચાલી આવે છે. ત્યાં જગદીશ્વર કરેને તેઓનો બોજો હમેશાં રહે. જે કેળવણી અને સુધારાથી નાનાં બચ્ચાંને પારકાના હાથમાં આપવાં પડે તે કેળવણી અને સુધારાને ધિક્કાર છે.

જે ઘરમાં ક્રોધવાળાં માબાપ છે તે ઘરમાં બાળકનું મન રમી શકતું નથી. જેમ માછલાં નહિ રમ્યાથી વધતાં નથી, તેમ બાળકનું મન નહિ રમ્યાથી વધતું નથી.

મા છોકરૂં એક બાજુ ધાવીને રહ્યું હોય તેટલામાં તેને આંચકો મારી બીજી બાજુ વળગાડવામાં આવે છે. આથી તેની નબળી આંખ પ્રથમની બાજુ તરફ ખેંચાઇ રહે છે. જેથી તે એક આંખે ફાંગું ગઈ જાય છે. કેટલીએક વખત બાળકને કાંખમાં લઇ સૂરજના તાપમાં ચાલવાથી તેનું અસહ્ય તેજ બાળકની આંખોપર પડતાં તે આંખો ઘણીજ નબળી થાય છે. આમ ઘણી રીતે બાળકની મા છોકરાંને તરછોડે છે તેથી બાળકના શરીરમાં નુકસાન થવા સંભવ છે માટે માતાએ નાના બાળકોને તેમ નહી તરછોડતાં સારીરીતે માવજત રાખવી.

**હરિગીત.**

આમાં લખેલા નિયમ જો, સન્નારી સ્નેહે પાળશે,
તો ગર્ભ સમ પોતા તણું, રૂડી રિતે રક્ષણ થશે;
ગુણ રહિત શિશુ ઘર અવતરે, તે દુઃખથી મરવું થવું,
સુખરૂપ છે માબાપને, નહિં દેખવું કે દાઝવું.

પ્રિયકર પ્રજા કુળતિલક છે, છે માતૃના યશની છબી,
ઉગતું નથી શું અન્ન! જેવાં ક્ષેત્રમાંય વવાય બીજ.

બીજ એકલું જો શુદ્ધ છે, પણ ક્ષેત્ર શુદ્ધ કદિ નથી,
તો અન્ન ત્યાં પાકે નહિ, ખેડુત મરે મરને મથી. ૨
બીજ ક્ષેત્ર બન્ને શુદ્ધ જ્યાં, જ્યાં પ્રેમનું પોષણ હશે,
સન્તાન ત્યાં સુદૃઢ અને, ગુણ રૂપવાળા જન્મશે;
સુંદર પ્રજા સંસારનો, શણગાર સમજો સર્વદા,
સંકેત એછે ઇશ્વરી, સંશય નહિ પામો કદા. ૩
જ્યાં હોય ઉત્તમ બાળકો, ત્યાં હર્ષની શી છે મણા,
માબાપનું ધન એ ખરૂં, મુખ મ્લાન છે બીજા તણા,
માટે સમજ રાખી ઉરે મોદક પ્રજા ઉપજાવજો,
આશીષ મારી એજ છે, ફલીભૂત એમાં સૌ થજો. ૪

## સ્ત્રીઓમાં પ્રાચીન અર્વાચીન તફાવતનાં કારણો.

આર્યદેશની સ્ત્રીઓની હાલત પ્રાચીન કાળમાં ઘણે દરજ્જે શ્રેષ્ટ હતી. જેની સુકીર્ત્તિ આજે ચોપાસ પ્રસરી રહી છે. તે કાળની સ્ત્રીઓને પ્રથમ દરજ્જે સદ્‌વિદ્યા અને તેમના ધર્મનું જ્ઞાન સંપૂર્ણ રીતે મળતું હતું. તેથી તેઓ પોતાના પ્રાણનાથ પ્રત્યે, પુત્ર, પુત્રી પ્રત્યે, સાસુ, સસરા, દિયેર, જેઠ વગેરે સગાં સ્નેહી પ્રત્યે શો ધર્મ છે. તે જાણતી અને એ સર્વે પ્રત્યે સ્નેહ રાખતી. પોતાનાં કુટુંબ દેખી હરખાતી પતિ તરફથી જેવાં વસ્ત્રાલંકાર મળતાં તેમાંજ સર્વદા મગ્ન રહેતી. સાસુની આજ્ઞા પાળી ગૃહકાર્ય કુશળપણે કરતી. સ્ત્રી ધર્મના સઘળા નિયમો જાણતી, અને તે પ્રમાણે વર્તાવ રાખતી બાળકોને કેળવવામાં નિત્યોપદેશ આર્યનીતિ ધર્મને માર્ગે ચડાવતી અને ગૃહ વ્યવસ્થામાં કરકસરથી પોતાનો સઘળો વ્યવહાર કરી જાણતી, ગૃહ રાજ્ય ચલાવવામાં પોતાના પતિને ઘણી સારી રીતે મદદગાર થતી, પતિને આપત્તિને સમયે સહાયતા, ધીરજ, હીંમત, દિલાસો અને ઉપયોગી સૂચનાઓ આપવાને પણ ચૂકતી નહિ. પતિને સુખે સુખી અને પતિને દુઃખે દુઃખી થતી. પતિ તરફથી તિરસ્કાર થાય, વિયોગ થાય; તો પણ પતિપર તેવોને તેવોજ પ્રેમ રાખી રહેતી. તે સમયની સ્ત્રીઓ પોતાના સ્વામિ સંગાતે મર્યાદા અને નીતિસર સાર્વજનિક સમાજો વગેરેમાં ધર્મ નીતિના વિવાદમાં મહાન પુરૂષોને પણ હસાવતી. તેમને ઓઝલમાં રહેવું પડતું નહીં, સરસ્વતી વિદ્યાની આદિમા અને લીલાવતી જેવી સ્ત્રીએ ગણિત

જેવો સર્વોત્તમ ગ્રંથ રચ્યો છે. ઘણીક સ્ત્રીઓએ કાવ્યોનાં, અને બીજા ઘણાં શાસ્ત્રમાંથી સંખ્યા બંધ ગ્રંથો રચેલા છે અને કેટલીક મહાન સ્ત્રીઓએ વેદ જેવા ગહન સર્વે માન્ય ગ્રંથોનાં ભાષ્યો રચ્યાં છે. કાંતા, લક્ષ્મીબાઇ, લાલબા, તારાબાઇ આદિ સંખ્યા બંધ સ્ત્રીઓએ પોતાના પતિના દુષ્મનોને હણી પોતાનું વીર પણું પ્રદર્શીત કર્યું છે. એ પ્રસિદ્ધ આર્યાઓની વાત કોનાથી અજાણી છે ? કેટલીકે પોતાના પતિપ્રાણ રક્ષણાર્થે પોતાનાં જીવ આપેલા છે, અને સંખ્યા બંધ સતીઓએ પોતાનું શીળ ભંગ ન થવા અસહ્ય દુઃખો ભોગવ્યાં છે. આવી સદ્‌ગુણી સ્ત્રીઓનાં પરાક્રમો આજે જગજાહેર છે. પૂર્વકાળ કરતાં હાલના કાળમાં એ સઘળું વી:રીત જોવામાં આવે છે. સદ્‌વિદ્યા સાવ અસ્ત પામી છે, નીતિ ધર્મ અને વ્યહારીક બાબતનું જોઇએ તેવું શિક્ષણ મળતું નથી, તેથી સમયાનુસાર સ્ત્રીઓ પોતાના ખરા ધર્મથી અજ્ઞાન રહે છે. સ્વામી પ્રત્યે, પુત્ર પુત્રી પ્રત્યે, સાસુ સસરા, જેઠ, દેર, જેઠાણી, દેરાણી અદિ સગાં સહોદર પ્રત્યે શું ધર્મ છે ? એ કશું ન જાણતા ઉસખલ રહે છે, એટલે હાલ જ્યાં જોઇએ ત્યાં સાસુ વહુનો કલેસ, સગાં સહોદરમાં કુસંપ, પાડપાડોસી સાથે કંકાશ, સ્વામીની સેવાને બદલે સંસ્કાર કરે છે. પુત્ર પુત્રીને યોગ્ય રીતે કેળવણી આપી ભણાવી વ્યવહારીક તેમજ ધર્મ નીતિવાળા કરવાને બદલે ગમેતેમ વર્ત્તવા દેછે. તેઓને સારી સોબત લગાડવાને બદલે પોતેજ ખરાબ લક્ષણમાં દોરનાર થાય છે. યોગ્ય રીતે ગૃહકાર્ય જાણતી નથી, કરકસરથી ઘર કેમ ચલાવવું તે સમજતી નથી, ધર્મનીતિ પાળવી તેમજ ઇશ્વર ભક્તિ આદિ શુભ કૃત્યોની પોતાની ફરજો ભુલી, કેટલીક સ્ત્રીઓ પરાઈ કુથળી કરવામાં બૃહસ્પતિના જેવી બુદ્ધિ ધરાવે છે. ઘણી સ્ત્રીઓ પર નિંદામાં પેહેલો ભાગ લઈ પોતાનો અમૂલ્ય વખત ગાળે છે, કેટલીક સ્ત્રીઓ કંકાસ કરવામાં કુશળ રહે છે. આવા અનેક પ્રકારના તફાવતો પ્રાચીન અને અર્વાચીન સ્ત્રીઓમાં માલમ પડે છે. આમ થવાનું કારણ તપાસીએ તો હાલમાં ઘણાક ધર્મો નવાં પ્રસર્યા, ઠેકાણે ઠેકાણે કુસંપ વધ્યો, પરદેશી અને પર ધર્મી મનુષ્યોએ હલ્લાઓ કર્યા, મુલકની અનેક પ્રકારની સમૃદ્ધિ લુટાઇ ગઈ. જુલમીઓનું જોર વધ્યું. વિદ્યાને વિસારી મુકી તેમને ઉત્તેજન મળતું અટકયું. ધર્મનીતિના ઉપદેશો થતા અટક્યા, સારી સ્ત્રીઓની સંગતિ ગઇ, ધર્મનીતિની અજ્ઞાનતાએ આગળ પગલું ભર્યું. તેથી સ્ત્રીઓ પોતાના ખરા ધર્મ કર્મને

ભૂલી ગઈ, ગૃહ લક્ષ્મીને બદલે લુંડી થઈ, સાર્વજનીક સમાજમાં જવાને બદલે એઝલ પડદે પડી અને સંસાર સમુદ્ર તરવાના ખરા સાથીને બદલે, ઘરમાં કામ કરનાર ગુલામડી થઈ. આવાં સંખ્યા બંધ કારણોથી અર્વાચીન સન્નારીઓની નબળી સ્થિતિ થઈ છે.

હાલ ઇશ્વર કૃપાથી સરકારી અમલમાં ગામેગામ નિશાળોમાં વિધવિધ પ્રકારનું શિક્ષણ મળતાં સંખ્યા બંધ સ્ત્રીઓને યોગ્યસુ શિક્ષણ આપવામાં આવે છે તો પ્રાચીન કાળની સતીજનોના સુચરિત્રોની અસલ છાપ તેમના કોમળ અંતઃકરણમાં પડશે અને સ્ત્રી ધર્મની પૂર્ણ ઉન્નતીથી અસંખ્ય સ્ત્રીઓ ઉન્નતિએ પહોચશે.

## સ્ત્રીધન કોને કેવું

સ્ત્રીધન ૭ જાતનું છે, લગ્નની વખતે પિત્રાદિએ આપેલી ભેટ પિતાના ઘરમાંથી સ્વામીના ઘરમાં જવાની વખતે આપેલું ધન, પ્રીતી પૂર્વક સ્વામીની તરફથી મળેલું ધન અને વખતને આંતરે પિતાથી મળેલું, માતાથી મળેલું તથા ભાઇએ આપેલું, એ સ્ત્રી ધન કહેવાય છે,

માના મરણ પછી સગા ભાઇઓ તથા સગી કુવારી બેહેનોએ માના ધનને સરખે ભાગે વેહેચી લેવું.

સ્વામીની હયાતીમાં સ્ત્રીનું મૃત્યું થાય તો લગ્નના પછી એ સ્ત્રી, મા બાપ સ્વામી પિતાના કુળમાના કુળ તથા ભર્તુકુળમાંથી જે ધન મેળવ્યું હોય અને સ્વામીએ સંતુષ્ટ થઇને જે આપ્યું હોય, તે બધુએ સ્ત્રીનાં છોકરાં મેળવે છે.

મનુસ્મૃતિ. અ. ૯. શ્લોક ૧૯૨

## ઘરધંધા વાસ્તે ઘરનાં સઘળાંએ રળવું જોઇએ.

જો એક રળેને ઝાઝાં ખાય તો તે ઘર દરીદ્રી સમજવું. થોડી કમાઈ હોય તો તેવું ઘર દુખી થાય અથવા નમુડીયું રહે એ દેખીતું છે. માટે આપણાં બૈરાંએ જેમ બને તેમ વખતની કરકસર કરી વખત બચાવી તેમાં કંઇ પણ મહેનત કરી પતિની કમાણીમાં અને ઘર ખરચમાં મદદ કરવી. એ સ્ત્રીનો પરમ ધર્મ છે. સ્ત્રીએ પતિની ઘટતી રીતે સોબતી થવું, એ તેમની મુખ્ય ફરજ છે, માટે તેણે રેંટીઆ પુણીનાં, શીવવા સાંધવાનાં, ભરતચિત્રાનાં ખાંડણાં દળણાંનાં, કે દહાડી દપાડીનાં. અને છાણ લેવા જતા આદિનાં ઘણાં કામ કરે છે. પણ તે કરતાં આજ વધારે રળતર આવે ને ઘેર બેઠાં કરી શકાય એવાં હુન્નર કળાનાં કામો ઘણાં છે, ગુંથતું, હીર વીંટવું, વ-

ણવું, ગોઠવું, ચિતરવું, બાંધણી બાંધવી, રંગ પુરવા, રંગ બનાવવા, કંકુ, ગલાલ, ચાંડલા, અગરબતી, બનાવવી. કોતરવું, કાતરવું, ટોપીઓ ભરવી શીવવી, મોજાં ગલપટા, ઝભલાં, ચોળીઓ, સાલ, બુટ, બાળકના નતીઆ, માટીનાં જાતજાતનાં રમકડાં બનાવવાં વિગેરે ઉપયોગી ધંધો કરી, નાજુક બેરાંઓથી કે નબળાં બેરાંથી થાય એવાં હોય છે કે જોતાં જડી આવે છે, અને તે શિખે હાથ બેસી જાય છે. એથી જો ઘરનું કોઈ માણસ નિત્ય બે આના રળે ને તે બચાવે એવો જોગ હોય તો મહીને ૩ાા રૂપીઆ અને ૩૦ વર્ષે ૧૫૦૦ થઈ જાય છે. આવો ઉપયોગી ધંધો કરી, ઘરમાં બેઠાં બે પૈસા સારી પેઠે કમાઇ શકાય છે. પણ એમ ન કરતાં પગ ઉપર પગ ચડાવી આળસુ બની બેસી રહેવું; કે ઉંઘ્યા કરવું એ દરિદ્રનું કામ છે. ઘરમાં બેઠાં ધંધો કરવામાં ખોટ નથી. ખોટ તો ચોરી છીનાળીમાંજ છે, સુજ્ઞ સ્ત્રીઓએ નકામો વખત જરાપણ નહિ ગુમાવતા, ઘરકાર્ય કરી નવરાસમાં બે પૈસા કાંઇ ધંધો કરી મેળવવા, યુરોપમાં પણ સ્ત્રીઓ ઘેર બેઠાં ઉપર જણાવેલાંમાંના કેટલાક કામો ઘર આગળ કરી ધંધામાંથી બે પૈસા વધારે મળે છે. જે સ્ત્રી ધંધો કરી જાણતી નથી તે માંડ મજુરી કરી ગુજરાન ચલાવી ન શકે દૈવ ઇચ્છાથી કદી તેનો પતિ મરી જાય તો ગરીબ સ્ત્રીને ગુજરાન ચલાવવાનો સઘળો બોજો પોતાપર આવી પડે છે. હવે જો તે ઉપયોગી ધંધો કરી જાણતી હોય છે, તો સુખેથી આબરૂ સહિત ધંધો કરી ગુજરાન ચલાવે છે; પણ જે કંઇ ધંધો કરી જાણતી નથી, તે ભવિષ્યમાં દુઃખી થાય છે અને ગધામજુરી કરી માંડ પેટ ભરે છે, કદી પેટનું પુરૂં થતું નથી, તો દુખે કુકર્મ કરી જીંદગી ખરાબ કરે છે. જે ભવિષ્યનો વિચાર કરી અગાઉથી ધંધો શિખી હોય છે. તે શિયળ સાચવી નીતિસર ધર્મ માર્ગે ધંધો કરી સંતોષથી પોતાના બાળબચાનું ગુજરાન ચલાવે છે. માટે સ્ત્રીએ ઉપયોગી ઘરધંધો શિખો. પ્રથમથીજ પતિને મદદગાર થવું એ દરેક સદ્ગુણી સ્ત્રીઓને ઘટે છે.

## પાક વિધિ ( રસોઇ ) કેમ બનાવવી.

રસોઈ કરતાં આવડવી એ સ્ત્રીઓનું સર્વોપરી કામ અને ચતુરાઈ છે. સ્ત્રીએ રસોઇ જાતે કરવી એ ઉત્તમ છે. શરીર માટે અન્ન જળ એ બે વસ્તુઓ તે ચલાવનારી કળ છે. એ બે વિના શરીર ચાલી શકતું નથી. માટે શુદ્ધ અન્નને સ્વચ્છ જળ આપવું એ અન-

સ્માનું છે. અન્નપાણીથી જેમ શરીર દીર્ઘાયુ થાય છે, તેમ તેની અ-યોગ્ય વ્યવસ્થા રાખ્યાથી શરીર નાશ પામે છે. માટે એ સંબંધી ઘણી સંભાળ રાખવી એ સ્ત્રીઓનું ખાસ કામ છે. માટે રસોઈ ક-રનાર તથા જમનાર બન્નેએ પદાર્થોના ગુણ દોષ જાણવાની જરૂર છે. તેમાં પણ રસોઇ કરનાર સ્ત્રીએ ઘર કુટુંબીઓની પ્રકૃતિ અને દરેક પદાર્થોના ગુણ દોષો જાણવાની પ્રથમ જરૂર છે. અનાજ બ-રાબર વીણી, ખાંડી, ઝાટકી, સાફ કરી, પતિની કે કુટુંબીની પ્રકૃતિ અનુસાર ભાવતું ભોજન કરવા પ્રથમ રસોઇનો સઘળો સામાન રસો-ડામાં ગોઠવી રાખવો. કોઇ પણ ચીજ વારંવાર માગવી પડે નહિ એવી સંભાળ રાખવી. રાંધવાના પદાર્થોમાં કાંઇ ન પડે માટે ઢાંકી રાખવાં. રસોઈના સર્વ પદાર્થો પાક શાસ્ત્રના નિયમ પ્રમાણે પરિપક્વ ને સ્વાદીષ્ટ થએલા જણાય, ત્યારે તૈયાર થએલી રસોઇ કલઇવાળાં વાસણમાં ઢાંકતી કે કસાઈ જાય નહીં, કસાઈ ગએલું ખાવાથી તં-દુરસ્તી બગડે છે. અંને સાફ કરી બરાબર પકવી ગરમાગરમ ખા-વાથી શરીર આરોગ્ય થાય છે, પણ જેમ આવ્યું તેવું કાંકરા કસ્ત-રવાળું, જાડુ, મોટું દળી, ખાંડી જેવું તેવું પકવેલું અને ટાઢું પડેલું ખાવાથી શરીર રોગી થાય છે, પાકશાસ્ત્રના નિયમ પ્રમાણે બનાવેલી રસોઇ ખાવાથી તંદુરસ્તી, બળ, બુદ્ધિ, અને આયુષ્યનો વધારો થાય છે, માટે તે સઘળું સંભાળનું કામ સ્ત્રીઓનું છે.

## પાક સંસ્કાર ( વૈશ્વદેવ ) દેવયજ્ઞ.

નિત્ય રસોઇ થયા પછી ગૃહસ્થોને ઘેર ( વૈશ્વદેવ ) થવો જો-ઇએ, કારણ કે પ્રત્યેક ગૃહસ્થના ઘરમાં પાંચ હિંસાનાં સ્થાન રહેલાં છે. જેવાં કે ચૂલો, ઘંટી, સાવરણી, ખાંડણીઓ, તથા સાંબેલું અને પાણીનું માટલું, આટલાંનો ઘર કામમાં ઉપયોગ કરવાથી ગૃહસ્થ પાપવડે બંધાય છે. વૈશ્વદેવ કર્યા વિના જમવાથી તે કેવળ પાપનું ભોજન કરે છે, માટે એ વૈશ્વદેવનો હોમ કરતાં અવશેષ રહેલું અન્ન શ્રી યજ્ઞનારાયણની પ્રસાદીરૂપ હોવાથી સત્પુરૂષોને જમવાને યોગ્ય ગણેલું છે. માટે રસોઇ થયા પછી સધવા કે વિધવા સ્ત્રીએ, પોતાના ઘરમાં વૈશ્વદેવ કરનાર કોઈ પુરૂષ હોય તો તેની પાસે વૈશ્વદેવ કરા-વવો; ને જો પુરૂષ વર્ગમાં કોઈ પણ વૈશ્વદેવ કરનાર ન હોય તો નીચે બતાવ્યા પ્રમાણે પોતાની મેળે કરવોઃ—

જે અગ્નિથી રસોઈ થઈ હોય તે અગ્નિને કુંડમાં કે બીજા

પાત્રમાં લઇ, તેમાં પાંચ મન્ત્રો ભણી, ઘીવાળા ભાતની કે એકલા ઘીની પાંચવાર આહુતિઓ આપવી.

अग्नये नमः सोमाय नमः सूर्याय नमः
प्रजापतये नमः अग्नये स्विष्टकृते नमः

એ પ્રમાણે અગ્નિમાં હોમ કરી, ઘરના દેવને નૈવેદ્ય ધરાવવું, તે પછી ગૌગ્રાસ, શ્વાનગ્રાસ, વાયસબલિ કાઢીને ભોજન સમયે આવેલા અતિથીને ભોજન કરાવવું. મનુસ્મૃતિ–અ. ૩–૬૮.

## પિરસણ અને ભોજન વિધિ.

ભોજનશાળા પાસે અથવા જ્યાં જમવા બેસવાનું હોય ત્યાં પ્રથમ લિંપી પાટલા ગોઠવી જમનારના જમણા હાથ ભણી જલપાત્ર મુકી ભોજન પાત્રો મુકવાં ભોજન પાત્રમાં શાક, ભજીઆં, અથાણું, ચટણી, રાયતાં, અને કઠોર આદિ વ્યંજન પદાર્થો જમનારના જમણા હાથ ભણી મૂકવા; પુરી, રોટલી, લાડુ, સીરો, કંસાર, અને પકવાન્ન આદિ ભક્ષ્ય–ભોજ્ય પદાર્થો ડાબી પાસ મુકવા; અને ભાત આદિ અન્ન પાત્રની મધ્યે મુકવાં, તથા દાળ, કઢી, દુધપાક અને ઘી આદિ પાત્રો જમણા હાથ ભણી મુકવાં. પિરસવામાં ક્યારે પણ પંક્તિભેદ કરવો નહીં તથા કોઇ પદાર્થ કોઇને અધિક ને કોઇ ઓછો એમ ન મુકતાં સૌને એક સરખી રીતે પિરસવા. કોઇ પદાર્થ ઓછો હોય તો તે પણ સર્વને થોડો થોડો પણ મુકવો. પિરસતાં મનમાં સંકોચાવું નહીં, તે પછી અન્નને ત્રણવાર પ્રોક્ષણ કરી એકવાર આચમન કરી પ્રથમ અવોસાનના ત્રણ કોળીઆ જમણે પડખે મુકવા પછી ઘી વાળા ભાતના પાંચ કોળીઆ મુગા જમવા પછી પાણીનો સ્પર્શ કરી, પોતાની ઇચ્છા પ્રમાણે ભોજન કરવું: ભોજન વખતે શોક, ભય અને દુઃખની વાતો કરવી નહી, કેમકે આનંદમાં રહેલું જમેલું અન્ન જલદી પચી જાય છે, શોક, ભયમાં જમેલું અન્ન વિકૃતિને કરી તનદુરસ્તી બગાડે છે. માટે જમતી વખતે સાવચેતી રાખવી. રસોડું અને ભોજન કરવાની જગો ગુપ્ત રાખવી, કેમકે કોઇ શત્રુ આવી ભોજનમાં સેળભેળ કરે માટે તે ગુપ્ત રાખવી એ વધારે સારૂં છું. ખોરાક હમેશાં વખતસર, પચે એટલો ખવાય તેમ કરવું. ઉત્તમ અને ભારે ખોરાક કરતાં સાદો અને હલકો ખોરાક લાભદાયક છે. નિત્ય એક તરેહનો ખોરાક ન લેતાં હમેશાં જુદો જુદો રૂચીસર લેવો. અર્ધું ભોજન કરી મધ્યમાં

જળપાન કરવું, એ અમૃત તુલ્ય ગુણકારક છે. એકલાં મિષ્ટાન્ન ખાવું નહીં ભોજન કરતાં બહુ માણસની દૃષ્ટિ પડે એવા સ્થળે બેસીને જમવું નહીં તથા ભોજન કરતાં મ્લેચ્છ-ચાંડાલાદિકનાં વાક્ય સાંભળવાં નહીં. તેમજ જમતાં જમતાં ઉઠી ઉભાં પણ થવું નહીં. અતિ ભોજન આરોગ્યને, સ્વર્ગને, પુણ્યને નાશ કરનારૂં અને લોકમાં નિંદા કરાવનારૂં છે, માટે તેનો ત્યાગ કરવો.

મનુસ્મૃતિ.

## સ્ત્રીઓનું શીયળ વ્રત.

સ્ત્રી ગંભીર, સુશીલ, શીયળ પાળનારી, સુવિચારી, પતિને વશ વર્ત્તનારી અને સાધ્વી હોય તો તેનું ગૃહરાજ્ય એક ઉન્નતદશામાં આવી ઘણુંજ સરલ રીતે ચાલે છે. એ સઘળો શિયળવ્રતનો પ્રભાવ છે. જ્યારે લગ્ન થાય છે, ત્યારે ઇશ્વરરૂપ માનેલા અગ્નિ અને હજારો લોકની સમક્ષ સ્ત્રીપુરૂષ પરસ્પર પ્રતિજ્ઞા વિવાહ સંસ્કારમાં વરકન્યા પરણતી વખતે ' સપ્તદી ' નામનું એક કર્મ થાય છે. એટલે વર-કન્યાને પાસે ઉભા રાખી કન્યા પતિ પાસે માગે છે કે-તમારી સાથે સદૈવ પ્રેમાનુંબદ્ધ-તમારી વશ વર્તી રહીશ તે પ્રસંગના વેદમંત્ર લખવાથી વધી જવાના કારણથી આ ઠેકાણે લખ્યા નથી. આ પ્રમાણે પરસ્પર બંધાએલાં છે, કે કોઈ પરસ્પર સ્ત્રી પુરૂષ સાથે પ્રેમમાં બંધાવું નહિ અને પરસ્પરના દેહનો અધિકાર બીજાને સોંપવો નહિ. એવી પ્રતિજ્ઞા કરી પોતાના દેહને પરસ્પર અર્પણ કરી દીધો છે, અને પરસ્પરમાં અખંડ પ્રીતિમાં પ્રેમાનુબ્ધ રેવાને બંધાએલાં છે; છતાં જે સ્ત્રી પુરૂષ ક્ષણીક સુખ માટે કામને વશ થઈ એ ઇશ્વરી નિયમો ભંગ કરીને પોતાની કાયા બીજાને સોંપે છે અને પોતાની એબ બીજા પુરૂષને બતાવે છે એવી સ્ત્રીને ધિક્કાર છે. એના જેવો એક મોટો ગુન્હો નથી, એના સમાન એક બીજું મોટું પાપ નથી. આ જગતમાં " ચોરી છીનારી " માં જેવી ખોટ ગણાય છે, તેવી ખોટ બીજા એકે કાર્યમાં ગણાતી નથી. આ અવનીમાં સ્ત્રી પુરૂષની સંખ્યા સમાન ગણાય છે. જેપરથી જણાય છે કે, એક સ્ત્રીએ એક પુરૂષ હોવો જોઇએ. વળી સંસારના નિયમ પ્રમાણે પરણેલું જોડું એક બીજાનું વચન તોડે, તો પછી પરણવાનું શું પ્રયોજન, ત્યારે મનુષ્ય અને પશુ પક્ષીમાં શો તફાવત કહેવાય, પરણેલી સ્ત્રી પોતાના પતિપર ખરો પ્રેમ-ભાવ ન રાખે, તો પતિનો સ્ત્રીપર પ્રેમ ભાવ ક્યાંથી રહે ? આથી બન્ને દુઃખદ સ્થીતિમાં આવી પડે છે. વળી જેનાં માતપિતા વ્યભીચારી હોય છે, તેનાં છોકરાં પણ તેવાંજ થાય

છે. આવાં સંખ્યાબંધ મનુષ્યો થવાથી કુટુંબ, જ્ઞાતિ, અને દેશ ખરાબ સ્થીતિમાં આવી પડે છે. વ્યભીચારીને અહોરાત્ર સુખેનિંદ્રા આવતી નથી, તેમ સુખે ધંધો કરવો સુઝતો નથી ને ક્યાંએ તેમને સુખ મળતું નથી. તેણે જેથી સુખની ઇચ્છા રાખી હોય છે, તે જ્યારે પુરી થતી નથી, ત્યારે એ દુઃખી દુઃખીને દુઃખી થાય છે અને કામ આડે કાંઇ દેખતો નથી, કહેવત છે કે " કામાંધો નૈવ પશ્યંતી " વ્યભિચારીની આબરૂ મનુષ્યમાં હોતી નથી, તેથી તેમનો કોઇ ભરૂશો કરતું નથી. અને કોઇ આંગણે ઉભવા દેવામાં પણ રાજી હોતું નથી. તેને કોઈ માન આપતું નથી. આવાં મનુષ્યો દુનીયામાં ધિક્કારને પામી, પરલોકમાં અસદ્ ગતિને પામે છે. માટે સ્ત્રી પુરૂષ શીલ ભંગ થયે મહા દોષને પાત્ર ઠરે છે. જેણે શીલનું સંરક્ષણ કર્યું છે, તેણેજ સર્વ સાધન કર્યું છે. શીળનું સર્વ રીતે રક્ષણ કરવાથીજ સ્ત્રી ઉત્તમતાને પામી માનનીય ગણાય છે. સ્ત્રીએ સતીત્વનું સંરક્ષણ કરવા પોતાના પ્રાણની પણ દરકાર કરવી નહી. પ્રાચીનકાળમાંની અસંખ્ય સ્ત્રીઓએ અનેક સંકટો સહન કરીને પણ પોતાના શીળનું સંરક્ષણ કર્યું છે એ કોનું અજાણ્યું છે? માટે દરેક આર્ય સદ્દવર્તન સાળી સ્ત્રીઓને ઘટે છે કે શિયળનું રક્ષણ કરવા ચૂકવું નહી. એ વિષે કહ્યું છે કેઃ—**शीलवत्या जितं सर्वम्।** શીલવાળી સ્ત્રીએ સર્વ જગતને જીત્યું છે.

**(લલના નહિ થાય લગાર કામણ મંત્ર કરી—એ રાગ) ગરબી.**

સહુ સુણજો બેનો વાત, શીલ તણી કાને;
નિજ પતિ હિતકારિ ઉપાય, પણ ધરજો ધ્યાને—ટેક.

સંપ સગામાં રાખી સર્વથી, મન માયાળું કરવું રે;
લોભ મોહ મદ મત્સર મેલી, સરલપણું સંધરવું. શી૦

નહિ નીતિને અળગી કરવી, પ્રીત કરી શુભ પંથે રે;
હોંશ ધરી હૈયામાં ઝાઝી, કરો બંતાવ્યું કંથે. શી૦

પતિ તમારા પ્રાણ ખરેખર, એજ સદા સુખકારી રે;
એજ તમારૂં તન મન ધન છે, વિનયે જુવો વિચારી. શી૦

કલેશ ન લેશ કદીપણ કરિએ, ઠરિએ નિજને ઠામે રે;
નિંજ વલ્લભની સેવા કરતાં, જેમ સદા સુખ જામે. શી૦

ભણ્યા તણું ફલ નાથ તણી જે, પ્રીત વધે શુભ રીતે રે;
ભણ્યા ભલે પણ ગણ્યાં નહી તો, સંકટ શીરપર વીતે. શી૦

પ્રાણનાથની સેવા કરવી, એજ ધર્મ છે પ્હેલો રે;

આડો કે અણુઘડ નહિ અવળો, સુખદ પંથ છે સ્હેલો. શી૦
પ્રાણુનાથને પ્રસન્ન કરવા, કરવા ક્રોડ ઉપાય રે;
એજ સદા ચરણેથી રીઝે, સહજ જગતનો રાય. શી૦
કદિ કારણથી કોપ કરે જો, કંથ તમારે માથે રે;
તો રાજી કરવાને તેનો, ઉપાય છે નિજ હાથે. શી૦
ક્ષણ ભંગુર આ દેહ થકી પણ, કરિએ જે શુભ કામ રે;
અખિલ વિષે તે અમર કરે છે, સદૈવ નિજનું નામ. શી૦
નહિં સુવું પ્રિય પતિની પહેલાં, તન મન ન રહો મેલાં રે;
તજિ આળસ પ્રિય પ્રાણુનાથથી, પ્રથમ ઉઠવું વ્હેલાં. શી૦
કામકાજ ઘરનું સહુ કરવું, ડરવું દુર્ગુણ દેખી રે;
સદ્ગુણ ગ્રહણ કરો સહુ બ્હેનો, સુખદાયક બહુ લેખી. શી૦
પ્રીતિ પ્રાણેશ્વરની વધવા, સુઝે મારગ સાચો રે;
વિશ્વેશ્વર ઇશ્વરની પાસે, કરજોડીને જાચા; શી૦
આપણુના હાથમાં સમજવા, સુખદુઃખ જે જે વીતે રે;
તેમજ વાવ્યું તેવું લણવું, સંસાર તણી રીતે. શી૦
દીન જનોને દુઃખ ન દઇએ, મેણા મારી મુખથી રે;
બળતાંને ઓલવિએ બ્હેની, સુખદ વચનના સુખથી. શી૦
સુખ લેવાની સહુને ઇચ્છા, હોય કદી મનમાંહિ રે,
તો વર તો શુભ પંથે પ્રેમે, સ્વર્ગ નરક છે આંહિ. શી૦
ઉદાસી ધર્મ વિશે નહિ ધરવી, કરવી ન કદી હાંસી રે;
પ્રાણુનાથની પાસે રે'વું સદૈવનાં થઈ દાસી. શી૦
નમીએ ગુરૂજનને શુભ ભાવે, નિશદિન રાજી રહિએ રે;
હરખે હાથ કંથને જોડી, શરણ ચરણમાં જઇએ; શી૦
ઇશ્વિરના આપેલા ઇશ્વર, ભેદ ન પામે જરીએ રે.
પૂરો પ્રેમ ધરી પોતામાં, સદૈવ સેવા કરીએ. શી૦
નાથ વિના છે આ ભવસાગર, શૂન્ય ખરેખર રાખ રે;
આંખ ઉઘાડી જોતાં સહુનાં, હૃદય પૂરશે શાખ. શી૦
કોપ કરે જો કંથ લગારે, તો કોપ્યો કિરતાર રે;
હીનભાગ્ય તે નાર બિચારી, પાપ કરેલ અપાર. શી૦
માટે પ્રાણુનાથને રાજી, કરવા દુખડાં હરવા રે;
કેશવ ભવસાગર આ ભારે, પરમ સુખેથી તરવા. શી૦

કેશવલાલ હરીરામ.

## ( ઓધવજીના મહિનાંનો રાગ. )

સહિયર સાચી શિક્ષા મનમાં રાખજો,
ભારે ભવસાગરને તરવા કાજજો;
સેવા લાભ અનેક ખારા સંસારમાં,
કહું છું હિત કરવાને એક અવાજજો. સહિયર૦
બાલપણામાં ભણવું ગણવું ભાવથી,
માત પિતાને ઉપજાવી સંતોષ જો;
ઘરનું કામ કરે કરવા શીખો તમે,
બાલપણાના મેલી સઘળા દોષ જો. સહિયર૦
આજ્ઞા માત પિતાની નહિ ઉલ્લંઘવી,
ભરવું, દળવું ને ચિતરવું કેમ જો;
પાણી ભરવું, સોવું, ધોવું, ખાંડવું,
રૂડું રાંધીને પીરસવું તેમ જો; સહિયર૦
નિત્ય નિયમથી થોડું પ્રિયકર બોલવું,
ઉંઘ અલ્પ ને બીજો અલ્પાહાર જો;
ભરમ વિના નિજ ધર્મ અને શુભ કર્મને,
શીખી લેહવા તરત રહો, તૈયાર જો; સહિયર૦
કોમલ વૃક્ષ હોય વાળ્યું ત્યારે વળે,
એજ ઉદાહરણેથી સમજો સાર જો;
કઠણ થયેથી કઠણ પડે છે વાળવું,
પાકે કુંભે કાંઠા ચડતાં વારજો. સહિયર.
સ્વભાવને વશ આ આખો સંસાર છે,
પડે પ્રથમથી જેવી જેની ટેવ જો;
તેવી ટળતાં યત્ન ઘણાં કરવાં પડે,
સરલ થાય જો સવળો સહુનો દેવ જો. સહિયર.
એજ વિનંતિ મારી છે સહુ બ્હેનને,
બાળપણામાં શીખો જે શીખાય જો;
જે દુર્ગુણ તજવા તે સહજ તજાય છે,
માત પિતાની જોઇએ એક સહાય જો; સહિયર૦
પરણી પિયર ને રેવા મન કરવું કદિ,
સદા કરો નિજ સાસરિયામાં વાસ જો;
નિજ ગુરૂજનની ઉતમ આજ્ઞામાં રહો,
દુઃખ પડે તો થતાં ન લેશ ઉદાસ જો. સહિયર૦

પિયર રહિને જે સારૂં શીખ્યાં તમે,
તરત સાસરે કરવો તે ઉપયોગ જો;
બાકી શીખ્યાનું અનુભવથી શીખજો,
સુખ મેળવવા એ છે ઉત્તમ યોગ જો. સહિયર૦
પ્રાણનાથને મનગમતું કરજો સહુ,
નારીનું છે દૈવત નિજનો નાથ જો;
તે સીખામણ દે તે શાણાં શીખજો,
આજ્ઞા શિરપર લેજો જોડી હાથ જો. સહિયર૦
નારીના સાચા ઇશ્વર તો નાથ છે,
વેદ પુરાણો પણ પૂરે છે શાખ જો;
એ ઇશ્વરની સેવા શુભ રીતે કરો,
એ વિણ અવર અખિલ છે કોરી રાખ જો. સહિયર૦
શાંત સ્વભાવ વિષે રે'વું સહુ એ સદા,
સંતોષે સુખ થાય સમજવું એમ જો;
દુઃખ અને સુખમાં સમતાને રાખવી,
લેવો એવો ઉત્તમ અબળા નેમ જો. સહિયર૦
અલંકાર સૌભાગ્ય વિના બીજો નથી,
તે સાચવવા કરજો યત્ન અનેક જો;
સદ્‌ગુણથી શોભા સંસાર વિષે વધે,
તે સંપાદન કરવા રાખો ટેક જો. સહિયર૦
શીખામણ અણસમજુને દેવી પડે,
પણ સાને સમજે જે સમજૂ નાર જો;
કેશવ થોડામાં સઘળું સમજી જજો,
ડાહ્યાંને શુ કેવું વારંવાર જો. સહિયર૦

કેશવલાલ હરીરામ.

(નટવર સાથે વ્રજ સુંદરી) એ રાગ.

પ્રમદા પુણ્ય તણો મારગ એ માનવો,
જેથી વિશ્વ વિષે યશ શ્રેષ્ઠ પમાય જો;
ઐહિક આમુષ્મિક કલ્યાણ વધે વળી,
સંસાર વિષે સર્વોત્તમ સુખ થાય જો. પ્રમદા૦
સ્વામીને સુખ સર્વ પ્રકારે આપવું,
ચાલી ચોપે સદ્ચરણને પંથ જો;

કરવું દુર્ગુણથી નિશદિન અળગાં થઇ,
જેથી ક્રોધ કરે નહિ કદિયે કંથ જો; પ્રમદા૦
પત્નીએ પતિનાં વચનોને પાળવાં,
હોય હજાર ભલે ભૂરે દુઃખ કામ જો;
કરવી સેવા ઈશ્વરના સરખી સદા,
તન મન ને વાણીથી આઠે યામ જો. પ્રમદા૦
નારીના ઈશ્વર તો નિશ્ચય નાથ છે,
નિશ દિન એ સઘળાં સુખના દાતાર જો;
એ નિયમ મનથી મનમાં જાણી લઇ,
રાજી કરવા યોગ્ય સર્વ પ્રકાર જો. પ્રમદા૦
જપ તપ આદિ વ્રત કરવાની ના નથી,
ઈશ્વર પૂજનની પણ કરવા છુટ જો;
પણ તે સર્વે પતિના પ્રેમવડે હશે,
માટે મેળવવો એ પ્રેમ અખુટ જો. પ્રમદા૦
શોભા સૌભાગ્ય વિના અન્ય ન ઇચ્છવી,
શીલ તણું શુભ ભૂષણ ધરવું અંગ જો;
પ્રૌઢપણાનાં વસ્ત્ર અનોપમ પ્હેરવાં,
સદ્‌ગુણનો કરવો સાચો સત્સંગ જો. પ્રમદા૦
કામ ક્રોધ મદ મોહ લોભને જીતવા,
નહિ તો તે દુઃખ આપે નિત્ય અપાર જો;
શમદમની સાંકળથી મનને બાંધવું,
કરવો સફલ સદાચરણે સંસાર જો. પ્રમદા૦
મર્યાદાને લાજતણી સખિઓ ખરી,
અવર જનોનું નારીને નહિ કામ જો;
વિનય વિવેકવડે વાણી ઉચ્ચારવી,
વૃથા વાદથી થાવું નિત્ય વિરામ જો. પ્રમદા૦
પોતાનું ડહાપણ નહિ કદિ પરખાવવું,
કરવું નહિ કુલ જાતિનું અભિમાન જો;
ધૈર્ય ધારી સુખ દુઃખ સમતા સાચવી,
પ્રેમે પતિપદ કેરું ધરવું ધ્યાન જો. પ્રમદા૦
સુજનો [illegible] કદી નહિ,
દુર્જન પણ નિંદે નહિ જગમાં જેમ જો;
નિજનું નામ [illegible] નર નારીઓ [illegible],

ઉદય થાય આપણનું કરવું એમ જો.　　　　　પ્રમદા.
કેશવ હરિને પતિમાં ફેર કશો નથી,
અંતરમાં અનુભવથી સમજી એમ જો
પોતાના પતિનો શુભ પ્રેમ વધ્યો રહે,
પ્રતિદિન કરવા કોટિ ઉપાયો તેમ જો.　　　　　પ્રમદા.

કેશવલાલ હરીરામ.

---

(રાગ ધોળ)

પ્રાણનાથ કહે નિજ નારીને, આવ્યો ઉતમ આ અવતાર;
આનંદ અપાર,　　　　સજો શણગારને.
છડા છાબડા અણવટ વીછીઆ, લાજ લંગર થાય ન ભાર;
સદા સુખકાર,　　　　સજો શણગારને.
કુલ રીતિ જુઓ કટિ મેખલા, સદાચાર ચુડીની જોડ;
ખામી કે ન ખોડ,　　　　સજો શણગારને.
કામકાજ કરે વેઢ વીંટીઓ, સંપજંપ કડાંની જોડ;
હોંશે ધરી હોડ,　　　　સજો શણગારને.
ધ્યાન ધીરજ તે બાજુ બંધ છે, કરૂણામય કાનના કાપ;
આપે નહિ તાપ,　　　　સજો શણગારને.
દાન પુણ્ય ઉપરની પાંદડી, નથ નાકની નાથનું નામ;
સદા સુખધામ,　　　　સજો શણગારને.
પતિ સેવન મંગલ સૂત્ર છે ચતુરાઇ છે ચંદન હાર;
વિવેક વિચાર;　　　　સજો શણગારને
મન નિર્મળ મોહન માલા છે, જવ માદળીયાં પશરૂપ;
રહે બહુ રૂપ;　　　　સજો શણગારને.
શુભ સૌભાગ્ય સુંદર ચાંદલો, તાંત ત્રેવડી સુંદર શીલ;
ધરો નહિ ઢીલ;　　　　સજો શણગારને.
નમ્રભાવ નકી નાગફેણ છે, કેત કેવડો તત્વ વિચાર;
તજી તકરાર;　　　　સજો શણગારને
નીતિ ન્યાય વિચાર છે કંચુકી, માન સુંદર સાડી સમાન;
મેલી અભિમાન;　　　　સજો શણગારને
ઘર રક્ષણ ઝાંઝર ઘુઘરા, પુરૂં પ્રૌઢ પણું પગપાન;
જરાય ન જાન;　　　　સજો શણગારને
આવાં ભૂષણ ભામિની શોભશે, બીજાં કેસવ કેવલ ભાર;
અસત્ય અસાર;　　　　સજો શણગારને.

( રાગ ઉપર પ્રમાણે. )

આવો ઉતમ માનવ દેહ છે, કુલ જાતિ વળી અનુકૂલ;
મળ્યા છે અમૂલ; ભૂલો નહિ ભામિની.
મન વાણી સદા વશ રાખતાં, શીલ સુંદર છે શણગાર;
વધે અધિકારી; ભૂલો નહિ ભામિની.
ચિત્ત ચોખું ખરૂં ચતુરાઇ તે, સત્ય સંપત સ્વામીની પ્રીતિ;
સદા શુભ રિતિ; ભૂલો નહિ ભામિની.
મન વાણી ક્રિયા એક રાખતાં પ્રાણનાથ પ્રસન્ન કરાય;
મહાસુખ થાય; ભૂલો નહિ ભામિની.
લાજ મર્યાદા પ્રૌઢ પણાવડે, શીલ ભૂષણ સાધી શકાય,
રીઝે હરિરાય; ભૂલો નહિ ભામિની.
રાગ દ્વેષની વાત વિસારીએ વળી મારીએ મોહ વિકાર;
વિવેક વિચાર; ભૂલો નહિ ભામિની.
રંગરૂપ તરંગ સમાન છે, તન યૌવનનું પણ તેમ;
અનાદિથી એમ, ભૂલો નહિ ભામિની.
બાલા બોલીએ બોલ વિચારીને, કલેશ કંકાસનું નહિ કામ;
સદા સુખ ધામ; ભૂલો નહિ ભામિની.
પતિ સેવા પરાયણ થઇ રહી. નિજધર્મનું રાખતાં ધ્યાન;
તજો અભિમાન; ભૂલો નહિ ભામિની.
દેવ પૂજન વ્રત જપ નાથ છે, શીદ દોડીએ બાઇ બહાર
ભલાં ઘરબાર; ભૂલો નહિ ભામિની.
સંપ સંસારમાં સુખરૂપ છે, જંપ જાળવિએ દિનરાત
સદેવ.નિરાંત; ભૂલો નહિ ભામિની.
સુખ દુઃખ સહન કરતાં બધાં, ધરી ધિરજની શુભ ઢાલ;
વિશેષ વિશાલ; ભૂલો નહિ ભામિની.
પ્રેમ રાખી સદાચાર પાળીએ, નમ્ર ભાવે રહિ રળિયાત
ઉજાળીએ જાત; ભૂલો નહિ ભામિની.
કોઇ રાંક તવંગર છે નહિ, સ્વરૂપ રૂપ ખરેખર ખેલ;
માયાનો રચેલ; ભૂલો નહિ ભામિની.
શુભ રીતિથી સદ્દગુણ સંગ્રહો, યશ પુણ્ય પવિત્ર પમાય;
અનન્ય ઉપાય; ભૂલો નહિ ભામિની
દેખી આ દુનિઆના દાખલા, નિત્ય કેશવ લેજો સુબોધ,
વિસારી વિરોધ; ભૂલો નહિ ભામિની.

શા. કેશવલાલ હરીરામ.

( રાગ ઉપર પ્રમાણે. )

પાણિગ્રહણ થયાં પછી પ્રેમદા, પરહરતાં પિયર સહવાસ;
ન થાય ઉદાસ, પતિવ્રત એજ છે.
ભાવ રાખી ભજે ભરથારને, મન વચન કરી દઇ એક;
વિશેષ વિવેક, પતિવ્રત એજ છે.
સુખ દુઃખમાં સહનપણું ધરી, નહિ કષ્ટ વડે કચવાય;
સમય સચવાય, પતિવ્રત એજ છે.
લાગે સંપૂર્ણ સુખમય સાસરૂં, દોષ દૃષ્ટિ જરાય ન થાય;
હૃદય હરખાય, પતિવ્રત એજ છે.
સ્નેહી સંબંધી કે જનકોઇને, નહિ કોઇ દિને અપમાન;
મળે બહુ માન, પતિવ્રત એજ છે.
ગુરૂજનની સરસ થાય સેવના. સચવાય સદા કુલ રીતિ;
પિયરપર પ્રીતિ, પતિવ્રત એજ છે.
ઉંચો અક્ષર એક ન નીકળે, વ્હાલાં વિનય વિવેક વિચાર;
નિયમસર પ્યાર, પતિવ્રત એજ છે.
અન્ય વિષય ન આવે અંતરે. લોભ મોહે ન મન લલચાય;
સંતોષ સદાય, પતિવ્રત એજ છે.
જીવ જેવું સદા શીલ સાચવે, મન ઇંદ્રિ પણ વશ હોય;
કપટ નહિ કોય, પતિવ્રત એજ છે.
દાન પુણ્ય અને દાક્ષિણ્યતા, થઇ નાથને નિત્ય સહાય;
પ્રેમે પથરાય, પતિવ્રત એજ છે.
ચિત્ત વિત્ત વિષે વળગે નહિ; વળી વૈભવમાંહિ અભાવ;
ભર્ત્તાપર ભાવ, પતિવ્રત એજ છે.
નિત્ય આનંદ આપે નાથને, વશ વિદ્યા કલાથી વિશેષ;
લજાય ન લેશ, પતિવ્રત એજ છે.
મન વચન ક્રિયાથી કામિની, થઇ છત્રની છાયા સમાન;
તજે અભિમાન, પતિવ્રત એજ છે.
દીન ઉપર નિત્ય દયા ધરે, કરે કોઇ ઉપર નહિ ક્રોધ;
સદૈવ સુબોધ, પતિવ્રત એજ છે.
પુણ્યરૂપ પવિત્ર પ્રભાવ છે, દુષ્ટ દૃષ્ટિ કરે નહિ કોય;
ગમે તેમ હોય, પતિવ્રત એજ છે.
નાના વયમાં વધારે પ્રૌઢતા, સત્ય સરલપણું નિજ અંગ;
સદા શુભસંગ, પતિવ્રત એજ છે.

અંગ કોઈ ઉઘાડું રહે નહિ, ટાપટીપ ગમે નહિ લેશ;
સુશોભીત વેશ, પતિવ્રત એજ છે.
ડર દુર્જનનો દુરથી રહે, વશ્ય હોય બધો વ્યવહાર;
ભલાં ઘરબાર, પતિવ્રત એજ છે.
સદાચાર વિષે ચુકે નહિં, હૈયે હોય છે નાથનું નામ;
કરે ઘરકામ, પતિવ્રત એજ છે.
નિત્ય આનંદ અંતરમાં રહે, આત્મભાવે હૃદયપર પૂર;
સમયપર શૂર, પતિવ્રત એજ છે.
વાંચે કુશલ સદા નિજ કંથનું, ધારે ધિરજને નિજ ધર્મ;
કરે શુભ કર્મ, પતિવ્રત એજ છે.
કહે કેશવ માનવ જન્મમાં, શુભ સાધન સર્વે સધામ;
રીઝે હરિરામ, પતિવ્રત એજ છે.

## વ્યભિચારિણી સ્ત્રીને ગૃહકાર્ય કરવાનો અધિકાર નથી.

हताधिकारां मलिनां । पिंड मात्रोपजीवनीं ॥
परिभूतामधः शय्यां । वासयेत् व्यभिचारिणी ॥

જે સ્ત્રી વ્યભિચાર કરે તેને અધિકારથી રહિત કરવી. એટલે ઘરમાં રસોઇ કરવી, કુટુંબને જમાડવું ઇત્યાદિ જે કાર્ય સ્ત્રીનાં છે તે કામથી અલગ રાખવી; તેનો વિશ્વાસ કરવો નહીં અને મલિન રાખવી.—એટલે કાજળ આંજવા આપવું નહિં, વસ્ત્ર મેલાં પહેરવા આપવાં, કપાળે ચાંડલો કરવા દેવો નહિં, શય્યા સુવા સારૂ આપવી નહીં, ધરતી પર સુવાડવી અને ખાવા આપવું તે માત્ર દેહ નિર્વાહ સારૂ—એ પ્રમાણે તેને કબજામાં રાખવી એજ દંડ છે.

યાજ્ઞવલ્કય સ્મૃ. વિપ્ન. ‌ાં ૨૦

परभुक्तांच कांतांच । यो भुंक्ते स नराधमः ॥
सपच्यते कालसूत्रे । यावच्चंद्रादिवाकरौ ॥

અન્ય પુરૂષે ભોગવેલી જે સ્ત્રી તેને જે પુરૂષ ભોગવે તે મનુષ્યમાં અધમ કહેવાય; અને મૃત્યુ પામ્યા પછી જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર રહે છે ત્યાં સુધી કાલસૂત્ર નરકમાં પડે છે એનો ભાવાર્થ એ છે કે વ્યભિચારિણીના હાથનું ખાનપાન તજવું. અંગિરાઋષિ.

न सा दैवे न सा पैत्र्ये । पाकार्हा पापसंयुता ॥
तस्या आलिंगने भर्त्ता । भ्रष्ट श्रीस्ते जमाहतः ॥

જે સ્ત્રી વ્યભિચારિણી હોય તે દેવતા અને પિતૃને અર્થે પાક કરવા યોગ્ય નથી. એટલે તેના હાથનુ દેવતા અને પિતૃ પણ લેતા નથી. એવી જે સ્ત્રી તેનો જો પતિ સ્પર્શ કરે તો શોભાથી અને તેજથી પણ રહિત થાય; માટે દુષ્ટ સ્ત્રીનો સ્પર્શ કરવાની પણ ના કહી છે તો તેના હાથનું જમવું તો કેમજ હોય !

देवता पितरस्तस्य । हव्यदाने चतर्पणैः ॥
सुखिनो न भवंत्येव । मित्याह कमलोद्भवः ॥

વ્યભિચારિણી સ્ત્રીના પતિના હાથનું અન્ન અને તર્પણ લઇને દેવતા અને પિતૃ પણ આનંદ પામતા નથી. જો સ્ત્રીનો સંગ કરે તો. એ પ્રમાણે બ્રહ્મા કહે છે.

ઉપરના શ્લોકથી પણ જણાય છે કે વ્યભિચારિણી સ્ત્રીને ગૃહકાર્ય આદિ કરવાનો અધિકાર નથી; માટે સ્ત્રીની રક્ષા કરવી, અને પાપ કર્મથી વાળવી તે વિષેઃ—

पदे पदे सावधानः । कांतां रक्षति पंडितः ॥
कलत्रं पाकपात्रंच । सदारक्षितु मर्हति ॥
परस्पर्शाद शुद्धांच । शुद्धांस्व र्शनेसदा ॥

વિદ્વાન પુરૂષ પોતાની સ્ત્રીને પગલે પગલે રક્ષા કરે છે-સાવધાન થઇને અનેક યુક્તિ કરીને નિષેધ કામથી રાખે છે. પોતાની સ્ત્રી અને રસોઇ કરવાનું પાત્ર તેને કોઇ બીજો સ્પર્શ ન કરે તેને માટે સદાય રક્ષા કરવી; અને જો કોઇ બીજો સ્પર્શ કરે તો અશુદ્ધ થાય. રસોઇનું પાત્ર જેમ કોઇ બીજો સ્પર્શ કરે તો પાછું પાક કરવામાં ખપ લાગે નહિં તેમ સ્ત્રી પણ અન્ય પુરૂષનો સ્પર્શ થયલી હોયતો ગૃહનાં પાકાદિ કાર્યમાં કામ આવે નહિં; માટે નિષેધ કર્મથી ઘણી યુક્તિયે સ્ત્રીની રક્ષા કરવી.

પતિથી વિરૂદ્ધ વર્તનારી સ્ત્રી માટે.

## વ્યભિચારણી સ્ત્રીને આ લોકને પર લોકમા થતી શિક્ષા.

આ કથા સ્કંદપુરાણમાં વૈશાખ મહાત્મ્યના અધ્યાય ૨૪ માં નારદે અંબરીષને કહેલ છે.

## દોહરા.

કાશ્મીર દેશે વિપ્ર જે, દેવવ્રત છે નામ;
સર્વગુણે સંપન્નને, જીત્યા ક્રોધ ને કામ. ૧
તેહ તણી પુત્રી હતી, માલની નામે એક;
માત પિતાને પ્રિય અતી, ગુણ તેમાંજ અનેક. ૨
સત્યશીલ દ્વિજરાયને, તેડાવ્યા નિજ ઘેર;
પુત્રી પરણાવી સહી, દિધાં દાન બહુ પેર. ૩
સત્યશીલ જે વિપ્ર તે, પરણી લાવ્યો નાર;
માલની મન હરખી ઘણું, પામી તે ભરતાર. ૪
ખાન પાન ક્રીડા કરે, પતિ સંગાથે નિત્ય;
દૈવયોગથી નારનું, અંતે બિગડયું ચિત્ત. ૫
પતિ વાકયો નવ મન ધરે, ઉલટા કરે વિચાર;
હેતે પતિને વશ કરૂં, એવી મન ઇચ્છાય. ૬
એવા તુચ્છ વિચારથી, કરે દુષ્ટનો સંગ;
જંત્ર મંત્ર સાધે ઘણા, વર્તેનીજ તરંગ. ૭
દુષ્ટ નારના સંગથી, કીધો કાંઇ ઉપાય;
ઔષધ આપ્યું નાથને, જેથી વ્યાધિ થાય. ૮
પતિ તે પરવસ થઇ રહ્યો, રોગગ્રસ્ત લાચાર;
લહે કર્મ નારી તણું તોય ન કરે ઉચાર. ૯
માલણી મનગમતી ફરે, કરે યારનો સંગ;
લોકલાજ મેલી પરી, ધરે ઉરે ઉછરંગ. ૧૦
ઘણા દિવસ એમ વહિ ગયા, કરતાં તે વ્યભિચાર;
પાપ કર્મનાં પોટલાં, વાધ્યાં અપરમપાર. ૧૧
ધર્મ તજી પોતા તણો, ચાલી ઉલટી વાટ;
તેનાં ફલ તે જનમમાં, પામી ગઇ જમ ઘાટ. ૧૨
થઇ વૃદ્ધા જવ માલની, વ્યાધિ વધ્યો અપાર;
કીડા પડિયા અંગમાં, મુખનાસાને દ્વાર. ૧૩
કષ્ટ ઘણું પામી કરે હા! હા! પ્રભુ પોકાર;
રાત્ર દિવસ એમ રીબતી, નહિ નિદ્રા નહિ અહાર. ૧૪
એમ દુ:ખ પામી ઘણું, ગણુતાં નાવે છેહ;
બહુ દિવસ તે વહિ ગયા, ત્યારે છુટી દેહ. ૧૫
યમરાજાના દૂત તે, મારે મુદ્દગર માર;
ફાંસી બાંધી લઇ ગયા, નહિ પીવું નાહ અહાર. ૧૬

પાપ જાણીને નારનાં, યમરાજા કરિ ક્રોધ;
દૂતોને આજ્ઞા કરે, કરો અગ્નિમાં શોધ. ૧૭
તપ્ત તેલમાં નાખવી, શક્ર ધરી નવ મન;
એ નારીએ પતિતણું. કટે પાડયું વન. ૧૮
પરપુરૂષોને ભોગવ્યા, ધરિયે પ્રીત અપાર;
માટે તપ્તજ લોહના, મેળવો પુરૂષાકાર. ૧૯
ઘણાં નર્કમાં નાખજો, વર્ષો અપરમપાર;
પછે કુતરી દેહમાં, થાશે સાત અવતાર. ૨૦
ઘર ઘર પ્રત્યે ભટકશે, કદી ન મળશે આહાર;
નાક પૂછડાં રહિત થઇ, પડશે કિડા અપાર. ૨૧
યમરાજાનાં વચનથી, મહા પાપણી નાર;
નર્કો સઘળાં ભોગવી, હવી સ્વાનિ અવતાર. ૨૨
દુઃખ પામી તનમાં ઘણું, ઘણાં વર્ષ પર્યંત;
માલની કેરો આવિયો, સ્વાન જન્મમાં અંત. ૨૩
કીડા પડિયા તન વિષે, ખાય પુછડું કાન;
નાસાને છેદન કરે, દુખથી કંપે પ્રાણ. ૨૪
એવાં ફલને પામતી, સ્ત્રી તે વારંવાર;
પતિ થકી અવળી થવે, પામી દુઃખ અપાર. ૨૫
માટે તારૈં સમજવું, કાંત થકી ઉલટાય;
કદી ન કાર્ય કરે કંઇ, તો સ્ત્રીને સુખ થાય. ૨૬
કહુ જકતની નારને, થાય પ્રસન જગદીશ.
સાચે ભાવે પુજવા, પતિને જાણી ઇશ ૨૭

## ૪ પતિના અવગુણ ગાનારી બાર પ્રકારની સ્ત્રીઓ.

છંપાળુ સ્ત્રી, ઘરડા વરની સ્ત્રી, નોકરની સ્ત્રી, ગુલામની સ્ત્રી, સુતારની સ્ત્રી, સોનીની સ્ત્રી, ગવૈયાની સ્ત્રી, લોભીની સ્ત્રી, વણજારાની સ્ત્રી, વસવાંયાની સ્ત્રી, પુરૂષો સાથે ભટકનારી સ્ત્રી, અને સુદરરૂપવાળા તરૂણને પસંદ કરનારી સ્ત્રી હમેશાં પરપુરૂષના ગુણ ગણાવ્યા કરે છે અને પોતાના પતિના દોષો ખુલ્લા કર્યા કરે છે.

## એકતાલીસ જાતની સ્ત્રીઓ વેશ્યા જેવી જાણવી.

દરિદ્રી, ભોગ ભોગવવાની ઇચ્છાવાળી દુર્ગુણવાળી, રૂપાળી સ્ત્રી, કરૂપ ડાવરની સ્ત્રી, મૂર્ખની સ્ત્રી, સર્વકળા જાણવાનું અભિમાન રાખ-નારી, દરિદ્રી પાત સાથે સંગ કરવામાં ઉદાસી, જુગટું રમવામાં કુ-

શળ, દારૂ પીવામાં પ્રીતિવાળી, લાંબી વાર્ત્તા કરનારી, ગીત સાંભળવામાં પ્રેમ રાખનારી, અતિનિપુણ, વેશ્યા સાથે મિત્રતા રાખનારી, શૂરવીરના ગુણ ગાનારી, ઘરના કામમાં બેજીવ રહેનારી, નવાં નવાં વસ્ત્ર પેહેરવામાં ઉમંગી, શણગાર સજવામાં પ્રેમ રાખનારી, નિર્ભયતાથી બોલનારી, પ્રત્યુત્તર આપવામાં ચતુર, અસત્ય ભાષણ કરનારી, સ્વભાવથીજ નિર્લજ, પરિચિત મનુષ્યને કુશળ અને આરોગ્યતાના સમાચાર પૂછનારી, પ્રેમપૂર્વક ડહાપણવાળું ભાષણ કરનારી, એકાંતમાં વિચિત્ર ગમ્મત કરનારી, ઉપરથી સતી જેવો ડોળ રાખનારી, યજ્ઞમાં જનારી, તીર્થમાં જનારી, દેવ મંદિરમાં ભટકનારી; જોશીને ત્યાં જનારી, વૈદ્યને ત્યાં જનારી, કુટુંબીને ત્યાં હમેશાં જનારી, ભોજન વગેરેમાં સ્વતંત્રતાથી ઘણો ખર્ચ કરનારી, યાત્રામાં જનારી, નવાં નવાં વ્રત વગેરેનો ઉત્સવ કરનારી, ભિક્ષુકની સ્ત્રી, સંન્યાસીની અતિ સેવા કરનારી, પતિ ઉપર ઉદાસી બનાવનારી, સુંદર રૂપાળા પુરૂષપર પ્રેમ રાખનારી, વારંવાર પર પુરૂષને જોવામાં ઇચ્છાવાળી, પોતાનું વચન પાળનારી, વિલાસી પુરૂષ ઉપર પ્રેમ રાખનારી એવી સ્ત્રીઓને વેશ્યા જેવી જાણવી.

## સ્ત્રીયોએ કેટલાં અપલક્ષણ તજવાં.

જે સ્ત્રી બહુધા હસ્યા કરે, પારકાં બાળકને બહુ ચુંબન કરે, કોઇ સુંદર પુરૂષને જોઇને ચાલતાં ઠેસો ખાય, મોટા સાદે તાણીને ગાય, પોતાના કાન ખંજવાળ્યા કરે તથા કેડ હલાવ્યા કરે, મસ્તક ઉપર પુરૂં વસ્ત્ર ઓઢે નહિ, અને વૃથા હાસ્ય કરે, વળી નકામી પારકે ઘેર આથડે, વૃથા પરપુરૂષને જોતા ઉભી રહે, સોપારી આદિ નીચ સ્ત્રીઓ સાથે માતા જેવો સ્નેહ રાખે—એવા પ્રકારની સ્ત્રીઓ હલકી કેહેવાય છે. વળી સ્વતંત્રતા, પિતાને ઘેર નિવાસ; મનુષ્યના મેળાવડામાં તથા ઉત્સવમાં એકલું જવું, પરપુરૂષ સાથે છાની વાતો, મર્યાદા મુકી વર્તવું, ઘણું કરી પતિનો પરદેશમાં વાસ, વારંવાર નીચ સ્ત્રીની સોબત, પોતાના ભરણ પોષણની ક્ષતિ; પતિની વૃદ્ધ અવસ્થા, તથા ઇચ્છા પ્રમાણે પ્રવાસ—એ સ્ત્રીઓને ભ્રષ્ટ થવાના કારણ છે.

મદિરાપાન, દુર્જનની સોબત, પતિનો વિયોગ, રખડવું, સમય વિના સુવું. પારકા ઘરમાં પેસવું—એ છ સ્ત્રીઓને દૂષણ રૂપ છે. એટલુંજ નહી પણ અસત્ય, વગર વિચારે કોઇ કામ કરવા ત્વરાથી તત્પર થઇ જવું, છળ, મૂર્ખતા, લોભ, અપવિત્રતા અને નિર્દયતા એ સ્ત્રીઓના સ્વાભાવીક દોષો છે.

## ઇન્દ્રિય સંયમ.

ઇંદ્રિયોના વિષયમાં ઘણીજ અશક્તિ હોવાથી લોકોમાં પાપ ભાગી થાય છે તેમાં સંદેહ નથી, એટલા માટે તે ઇંદ્રિયોને દમન કરી શક્યાથીજ મનુષ્ય બધી સિદ્ધિ મેળવી શકે છે. જેમ અગ્નિ ઘીની આહુતિથી નહિ ઓલવાતાં ઉલટી વધારે સળગે છે તેમ વિષય ઉપભોગી કદી કામની શાંતિ થતી નથી, પેહેલાંના કરતાં ઉલટી વધારે વધે છે.

જે બધાં વિષયનો લાભ મેળવે છે તથા જે બધાં વિષયની વાસના ત્યાગે છે, તેઓમાં વિષયોપભોગી મનુષ્યના કરતાં વાસના ત્યાગનારજ વધારે પ્રશંસનીય છે.

જેમ દરરોજ વિષય નશ્વર ઇત્યાદિ જ્ઞાનના ઉપદેશથી વિષયાસક્ત ઇન્દ્રિયોને વશીભુત રાખી શકાય છે, તેમ વિષયભોગ નહિ કર્યાથી થતુ નથી. વિષયોપભોગી દુષ્ટ ભાવનાળા માણસો વેદાધ્યયન, દાન, યજ્ઞ, વ્રતાનુષ્ટાન અને તપશ્ચર્યાથી કદી સિદ્ધ થતા નથી.

જે માણુસ સ્તુતિ અથવા નિંદા સાંભળીને, સુશીલ અથવા ગરમ વસ્તુનો સ્પર્શ કરીને, સુરૂપ અથવા કરૂપી જોઇને, સુસ્વાદ અથવા વિસ્વાદ વસ્તુ ખાઇને તથા સુગંધી અથવા દુર્ગંધી વસ્તુ સુંઘીને આનંદીત તથા દીલગીર થતા નથી, તેને જિતેન્દ્રિય તરીકે જાણુવા.

ઇન્દ્રિયો પોતાના વશમાં રાખીને પોતાનું મન વશીભૂત કરીને અને કોઈ ઉપાયથી દેહને કષ્ટ નહિ આપતાં બધાં કામ કરવા.

### નગણી નારીઓને ચાબકા.

( ઓધવજીના મહિનાનો રાગ. )

રે ધિક્કાર તમોને નગણી નારિઓ,<br>
પરનાં બાળો ચરચર ચિત્ત હમેશ જો;<br>
દિલમાં લેશ દયાનો ડાઘ મળે નહિ,<br>
કરવા રાજી કલેશ સદાય વિશેષ જો. રે ધિક્કાર.

શા ભવકાજે કૂડાં કર્મ કરો તમે ?<br>
ડરો નહીં દુર્ગુણથી કેમ જરાય જો ?<br>
પરનિંદા કરવામાં પ્રૌઢ પણું ગણો,<br>
સુજ્ઞ નારનાં એથી હ્રદય કપાય જો. રે ધિક્કાર.

બાખા બોલાં બહુ બાકી રાખો નહિં,<br>
કામકાજ પણુ ઘરનું સર્વ સુકાવજો;

અમથાં અમથાં આળ કરોછો કોકની,
લાભ કહોને શો તેમાથી થાય જો. રે ધિક્કાર.
આ ભવમાં તો કુટી-પીટીને મરો,
પરભવમાં પણ દુઃખ થવાને કાજજો;
ઘટે આપનો પોતાને હાથે ભરો,
ઉડાની હોળે આકાશે લાજજો. રે ધિક્કાર.
ખોટાને સાચું માની બેસો તમે,
રોષે પડતાલો પોતાનાં આળજો.
નહિં કેવાનાં વચન કહિ નિજ કંથને,
થાકો ત્યારે કુટો હાથ કપાળજો. રે ધિક્કાર.
મર્યાદાનું મોઢું તો જોતાં નથી,
મલિનતાણામાં મગન રહો દિન રાતજો,
આળસ ઉંઘ વિશેષે તે તમને ગમે,
સદાચારની સ્વપ્ને ન રહે વાતજો. રે ધિક્કાર.
મેણાં મારી મુખ મલકાવી ને જુઓ,
ચોસર ગુંથો ત્યાં લાગે નહિં થાકજો;
કાંઇ થતાં કાઢોછો વાંક કપાળનો,
નહિં સાચવવું જાણો જરીએ નાકજો. રે ધિક્કાર.
પોતાનું કીધેલું-લેખો પારકું,
વૃથાવાદમાં જાય દિવસને રાતજો;
કર્યાં હતાં કેવાં પાપો પેલે ભવે ?
પડી રહે છે ચોખી તેની છાપજો. રે ધિક્કાર.
સંતાપો છો પિયર--સાસરાને સદા.
કાન્ત કહે તે કાને ન ધરો લેશજો;
સમ ખાતાંને દેતાં વાર કશી નહી,
ભલો ભજાવો દુર્જનતાનો વેશજો. રે ધિક્કાર.
ક્રોધ કામને લોભ વિશે બુડયાં રહો,
એળે જાવા દોછો આ અવતાર જો;
બીજાનાં ધનષે ધામ વિ ઇર્ષ્યા કરો,
અમૃતમાંથી વિષસમ શોધો સાર જો. રે ધિક્કાર.
સ્વામી શીખામણ આપી થાકી મરે,
તો પણ કાને ન ધરો તે તલભારજો;
કે'તાં કાંઇ સહજ વાતે કથળી પડો,

વિષ પીવાની બીક ન દેતાં વારજો. રે ધિક્કાર.
જીભ તમારી કેમ કપાઇ જતી નથી,
હૃદય તમારાં ફાટી કેમ ન જાય જો;
પિયર સાસરાને પીડો છો પાપણી,
નહિં સાંખે તે સર્વ જગતનો રાય જો. રે ધિક્કાર.
શીલપણું શું છે તેને સમજો નહિં,
સદ્દગુણ લાગે લેતાં કડવાં ઝેર જો;
પેટ ભર્યાનું સમજો સાચું કામ છે,
પ્રૌઢ પણાની સાથે જાણે વેર જો. રે ધિક્કાર.
પાંખાં પટકુલ પ્હેરી સઘળે સંચરો,
અંગ ઉઘાડાની નહિ લાજ લગાર જો;
તનમન મેલાં રેતાં સૂગ થતી નથી,
સંતોષો નહિ કદિએ નિજ ભરથાર જો. રે ધિક્કાર.
બીજાનાં બાળકને ગાળો આપવી,
પોતાનાં બાલક તે વાહાલાં પ્રાણ જો;
તેનું પણ પોષણ કરતાં નહિ આવડે,
મરી જાય તો કાઢો માટી કાણ જો. રે ધિક્કાર.
સંપ સગાંમાં રાખ્યાનું શીખ્યાં નથી,
દંભ તમોને વ્હાલો છે દિનરાત જો;
કાણી આંખ કરી હેરી હેરી જુઓ,
જુગતે જાણી જોઇ વગોવો જાત જો. રે ધિક્કાર.
નણુંદ હશો ત્યાં ભાભીને ભાડી [illegible]શે,
વહુ હશો ત્યાં સાસુને સંતાપ જો;
પરમ પુણ્યનો પંથ તમે પૂછો નહે,
પર ઉપકાર જાણો મોટું પાપ જો. રે ધિક્કાર.
પાપ પિંડમાં ધોવા અન્ય વ્રતો કરો,
સ્વામીની સેવા વિણ નિષ્ફલ જાયજો;
એનો અંવાં અંતરમાં આવે નહિ,
સાંખેલું વાસીદે જેમ તણાય જો. રે ધિક્કાર.
વિશ્વ વિષે મારા સરખું કોઇ નથી,
રાત દિવસ એવી રીતે વહિ જાયજો;
આઠ બજ્યે ઉઠો છો આંખો ચોળતાં,
કાચું પાકું બાર બજે રંધાયજો. રે ધિક્કાર.

બાળપણામાં ટેવ પડી ટળતી નથી,
વૃદ્ધ થતાં પણ શાની આવે સાન જો;
કર્મ કરોછો તેવાં ફળને પામશો,
ધરતાં નથી લગારે તેનું ધ્યાન જો. રે ધિક્કાર.
ભારે ભવસાગર તરવા ઉદ્યમ કરો,
સુખ મેળવવા કરવાં યત્ન અપાર જો,
સ્વામીનાથ કહે તે શિક્ષા માનજો,
સહાય કરજો સારાસાર વિચારજો. રે ધિક્કાર.
માન્યામાં આવે તો શિક્ષા માનજો,
મારે કેવાનો છે નહિ અધિકાર જો:
પણ મન બળવાથી બોલ્યો છું જે બધું,
કેશવ કરજો ક્ષમા કહું આવારજો. રે ધિક્કાર.

ભટ. કેશવરામ હરિરામ.

## દંપતી પ્રેમના ઉંચા વિચાર અને સ્ત્રીની મોહિની.

દુનીયાંની ખરી ખુબી અને મીઠાસ સ્ત્રીમાં છે. સ્ત્રીને ધર્મ શાસ્ત્રમાં મોહિની સ્વરૂપ કહેલું છે, સ્ત્રીના મોહમાં નહીં લેવાયો હોય એવો ગુણવાન પુરૂષ પૃથ્વીમાં ક્યાં છે! કામનીના મોહ પાશના ઝપાટામાં નહીં આવ્યા હોય એવા સ્વર્ગમાં દેવો પણ ક્યાં છે? દંપતિઓનું કુદરતી આકર્પણ એક બીજાને પરસ્પર ખેંચે છે એટલે સ્વાભાવિક રીતે જ—આપણી મરજી ઉપરાંત પણ ખેંચાવું પડે છે. ખોટા અનેક વિચાર અને ઉગતી આશા વિના સ્વાભાવિક પણે સામા આકર્પણનાં પૂર પ્રમાણે આપણે તણાઇએ તો તેમાં આપણો દોષ નથી. એવાં પૂરને આપણે પ્રેમ કહીએ તો તે એક મોટી ભૂલ જ કરીએ છીએ. આપણને પ્રાપ્ત થએલા સ્વાભાવિક હાવ ભાવ અને શારીરિક તેજસ્વિતા ઇત્યાદિ બાબતો આપણા મન સામે જે મોહક ચિત્ર ઉભું કરે છે તે ચિત્રને આપણે પ્રેમ કહીએ છીએ. જો પ્રેમ એવો જ હોય અને એટલેથી જ અટકી જતો હોય તો પછી પ્રેમની મહત્તા શું છે? પ્રેમની વિચિત્રતા શું છે? અને પ્રેમનો મોક્ષ સાથે સંબંધ શું છે? વાંચકો! એવી મોહિના સ્વરૂપને પ્રેમ ન કહો. એવાં મોહક સ્વરૂપ તો આપણી સામે ઉભેલાં જ છે અને અહર્નિશ આપણી જ પછવાડે આથડયા કરે છે. એવા પ્રેમના પૂરમાં પણ નિર્મળતા રહેતી હોય તો મજે છે. એવાં પ્રેમના પૂર્ણ ઝરાથી અને

ખેંચાણથી પૃથ્વિ સૌંદર્ય વાળી લાગે છે. જીંદગી મીઠાસવાળી લાગે છે. અવકાશની વેળા ભાગ્યે જ મળે છે, અને કાળ ત્વરાથી નિર્ગમન થાય છે. દંપતીને સંબંધ રસ ભર્યો રહે છે, અને વ્યાવહારિક આપત્તિઓ સુગમતાથી સહન થપ શકે છે. એ મોહિની સ્વરૂપનું ખેંચાણ કુદરતી છે. તેના પૂરમાં સૌએ તણાએલા છે. તે પૂરમાં જાણી જોઇને ધસવું નહિ જ પરંતુ એ વાત દુનિયામાં બનવા યોગ્ય નથી. તેથી તે પૂરમાં તણાઇને બચવું તેનું નામ ડહાપણ છે. પણ સ્ત્રીની ચળકતી અને અણીયાળી આંખનાં ચણીયારા બનાવવામાં ઇશ્વરે જે કુશળતા વાપરી છે, તેના સ્વરૂપની નળી બનાવવામાં જે બારીકી વાપરી છે. તેની ગુલાબી ચામડીમાં જે ચળકાટ વાપર્યો છે, તેના શરીરમાં જે કોમળતા અને નાજુકતા વાપરી છે, તેની નાસિકાની નળી બનાવવામાં વિધાતાએ જે ડહાપણ વાપર્યું છે, અને તેના મુખપર જે મનમોહક-ચિત્તવેધક-હૃદય ભેદક-ભાવ ભરેલા છે તે જોનારાઓના ચિત્તને આકર્ષે છે તેના અંગમાં યૌવનમદ અને પ્રેમપદ પરિપૂર્ણ રીતે વ્યાપ્ત થઇ ઉભરાઈ જતો જોઇ. તેનાં સર્વાંગે સૌન્દર્ય તથા માધુર્યથી રચી પચી રહેલાં ગુલાબી ગાલ અને પરવાળાં જેવા ઓષ્ઠના કુદરતી રંગને નિરખી એમંજ વિચાર બંધાય કે કામ શાસ્ત્રના ધુરંધર કારીગરે મનુષ્યો છેતરવા અને અપ્સરાઓને ગર્વ ઉતારવાને માટે જ બ્રહ્માજીએ તેને બનાવી હોય નહિ ! તે એવી અવર્ણનીય લાવણ્યવતી સ્ત્રી દુનીયામાં બીજે ક્યાં છે ? સ્ત્રીથી ચડીયાતું રત્ન ભૂમંડળના પ્રાણીઓમાં બીજું ક્યાં છે ! તેના ઉદરથી અસંખ્ય નર રત્નો ઉત્પન્ન થયાં છે. સ્ત્રીની કઇ ચીજમાં મજે નથી ? તેના મલકાતા મુખમાં, તેના સુંવાળા લાંબા વાળમાં, તેના પગની નાજુક પાટલીમાં તેના કોમળ હાથમાં, તેની અણીયાળી શરનાઉ તિક્ષ્ણ આંખનાં કટાક્ષોમાં, તેના કંઠની મીઠાસમાં, તેના યૌવન રૂપી અમૃત સરોવરમાં, તેના ભરેલા નિતંબનાં તેના અંગ બેસતા ગુલાબી પોશાકમાં, તેના મધ્ય પ્રદેશ અને કુચ મંડળમાં, તેની નરમ રૂંવાટી વાળી ત્રિવલીમાં તેની મીઠડી વાણીમાં અને તેની મંદ મંદ ચાલમાં શું કોઇ પ્રકારનો ખેંચાણ કરનારો અલૌકિક ભાવ નથી ? વાંચકો, સ્ત્રી સર્વ અવસ્થામાં સુખદાયી છે, સર્વ સ્થળે રમણીય છે. ધર્મ શાસ્ત્રો અનેક ઠેકાણે કહે છે કે "સ્ત્રી વિના પુરૂષ અર્ધો છે." સ્ત્રી સુખમાં સુખ વધારે છે અને દુઃખમાં દુઃખ ખમવાની ભાગીયણ થાય છે. આર્ય બંધુઓ આપણે સ્ત્રીના ઉદરમાં ઉત્પન્ન થયા છીએ, સ્ત્રીના ખોળમાં ખુંદી સ્ત-

નપાન કરી ઉછર્યા છીએ, સ્ત્રીના પડખામાં રહેવા માગીએ છીએ. સ્ત્રીની અમીદ્રષ્ટિથી આનંદ ભોગવીએ છીએ, સ્ત્રીના આશ્રયથી વૃદ્ધાવસ્થા કે જે સ્વાભાવિક રીતે જ કષ્ટદાયક છે તે પણ માંગલિક થાય છે, અને યાદ રાખો કે મૂવા પછી પણ આપણી પાછળ વધારે અશ્રુ ખેરનાર-વધારે યાદ કરનાર-સતી સ્ત્રીજ છે. એવી સંસારની પ્રત્યક્ષ યોગિનીઓ તરફ તમે ન ખેંચાઓ, તેના તરફ માનથી ન વર્તો તો તો તમને ઘણા લોકો કૃતઘ્ન કહેશે.

## પ્રેમના આકર્ષણથી બંધાએલાં સ્ત્રી-પુરૂષનો સંવાદ.

પ્રેમના રહસ્યની મહત્તા તો કોઇ મહાત્માઓજ અનુભવી શકતા હશે. પ્રેમ ઘણી ગુંચવણવાળી બાબત છે. પ્રેમની ખરીસ્થિતિ અમોને નહીં સમજાય. શું અમારે પ્યારને નામે જેમ ચાલેછે તેમ ચાલવા દેવું. આવી તરેહના અનેક વિચારો સ્ત્રી પુરૂષના મનમાં ઘોળાયા કરતાં સ્ત્રી પુરૂષને કહેછે કે, તમારા વડેજ હું છું. ને પુરૂષ કહેછે કે હું યંત્ર છું, ગતિ આપનાર તો તું છો. તેના ઉદ્ગાર તો એવાને એવાજ છે. તે તો વારંવાર એમજ કહે છે કે હું તો ઇંજીન છું. વરાળ તો તું છે- હું તો ઝાડ છું, મને હલાવનાર પવન તો તું છે. હું તો સમુદ્ર છું, મારામાં ભરતી ઓટ લાવનાર ચંદ્ર તો તું છે. હું તો કાષ્ટ છું મને સળગાવનાર અગ્નિ તો તું છે હું તો કમળ છું, મને ખીલવનાર સૂર્ય તો તું છે, હું તો નદી છું મારામાં રસનું પુર લાવનાર મેઘ તો તું છે હું તો ગાડી છું મને હાંકનાર સારથી તો તું છે, હું તો દીવાલ છું મને ઢાંકનાર છાપરૂં તો તું છે હું તો દરદી છું વૈદ્ય તો તું છે, હું તો શિષ્ય છું, શિક્ષક તો તું છે, હુંતો તારોછું, આકાશ તો તું છે, હુંતો તરનાર છું, પાણી તો તું છે, હુંતો ઉડનાર છું, હવા તો તું છે, હુંતો ચક્ષુ છું. દુરબીન તો તું છે, હુંતો નોકાછું, રસ્તો બતાવનાર ધ્રુ તો તું છે, હુંતો પાત્રછું, અમૃત તો તું છે, હુંતો વસ્તુ છું, કીંમત વધારનાર કારીગર તો તું છે, હુંતો ભક્તિ કરનારછું, પણ તું તો પામવાની વસ્તુ છે. સ્ત્રી કહે છે કે, હુંતો ખોરાક છું, પણ સ્વાદ તો તું છે, હુંતો પક્ષી છું પણ પાંખતો તું છે, હુંતો ગાય છું પણ દુધ તો તું છે, હુંતો ચક્ર છું પણ ધરી તો તું છે, હુંતો ઝાડછું પણ ફળ તો તું છે, હુંતો દેહ છું પણ પ્રાણ તો તું છે, ટુંકામાં મારૂ સ્વર્ગ-મારો મોક્ષ તુંજ છે, જન્મોજન્મ તું મને મળે એજ મારી પ્રાર્થના છે.

સ્ત્રી-પુરૂષના પ્રેમ ઉપરજ જગતનો પાયો મંડાએલો છે, જુઓ કે **મહાદેવ** દેવોના દેવ છે, બ્રહ્માંડનો સંહાર કરનારા છે, અજન્મા છે, અને તો પણ પ્રેમને ખાતર "**શ્રી ઉમામહેશ્વર**" એમ ભક્ત પાસે બોલાવી જગતમાં પ્રિયાની કીર્તિ પ્રકાશ કરે છે. **પાર્વતી** યજ્ઞમાં બળી મૂવાં. તેની રાખ રાખમાં મળી ગઈ તેથી યજ્ઞ તથા સ્મશાનની રાખ પવિત્ર માની સર્વાંગે ભસ્મલેપન કરે છે, એવી ઇચ્છાથી કે પ્રિયાની ભસ્મનાં રજકણો મારાં ચક્ષુ મસ્તક ઉપર ચડે. એટલેથી પણ સંતોષ ન થયો, પોતે અજન્મા, ને પાર્વતીને એકસો આઠ અવતાર થયા, માટે દરેક અવતારે પ્રિયાના મસ્તકનો આકાર બનાવી પોતાની ડોકમાં માળા તરીકે પેહેરવા લાગ્યા, એટલું કરતાં પણ વિરહની શાંતિ ન થવાથી શિવે સમુદ્ર મંથનમાંથી મળેલું હલાહળ વિષ પીધું. વાંચકો ? પ્રેમની અસર આવી બળવાન છે. વળી પણ જુવો કે. **રામચંદ્ર** જેવાએ પ્રિયાને ખાતર સમુદ્રમાં પાજ બાંધી છે, ઇશ્વરી અંશ છતાં વાંદરાઓથી સ્નેહ કરી **સીતાને** ખાતર વનેવન ભટક્યા છે ને ઝાડે ઝાડે રોયા છે. "મારા હૃદયની અધીશ્વરી, મારી આંખની કીકી, મારા આત્માની શાંતિ" એવા અનેક શબ્દોથી તેણે પ્રિયાને યાદ કરી છે, ચિત્રપટ જોતી વખતે જાનકીની અગ્નિથી પરિક્ષા કર્યાનો દેખાવ જોઇ કહે છે, "જેણે જન્મ લીધાથી જગતે પવિત્ર થયું છે. તેને વળી બીજાથી પવિત્ર કરવી ?" લોકાપવાદથી **સીતાને** વનમાં મોકલ્યા પછી પણ પુર જનોને કહે છે," મારી પ્રિયા ? મારૂં ભુષણ, મારાં સૌભાગ્યની લક્ષ્મી તમોને ન ગમી તો રહ્યું, મે તેને અરણ્યમાં કાઢી. પણ તેને સારૂં મારાથી રોવાઇ જવાય છે, એ બધું કોને સારૂ ? પ્રેમને સારૂ પ્રેમને ખાતરજ.

પરમાત્મા **શ્રી કૃષ્ણ** ભગવાન પણ પ્રેમના ઝપાટામાંથી બચ્યા નથી. શ્રીકૃષ્ણના ઝપાટા તો અદ્‌ભુતજ છે. મોહક છે, પોતે પૂર્ણ પુરૂષોતમ હોવા છતાં ગોવાલણો આદી રાણીયોના જુથમાં ઘુમ્યા છે. કંસને મારનાર છતાં સાડી ચુડી પેહેરી **ચંદ્રાવળી** સખી બની **રાધિકા** પાસે ગયા છે, પોતે જગતને મોહ કરાવ્યા છતાં કુરૂપડી કુબજાપર પ્રેમને ખાતર મોહ્યા છે, અને એક પુષ્પને સારૂ **સત્યભામાજી** રીસાતાં આજીજી કરી પગે પડી તેમને મનાવ્યાં છે. પ્રેમનો મહિમા એવો ગહન છે, પ્રેમની લહેજત એવી છે. પોતાનું પોતાપણું ભૂલી જવું એજ પ્રેમનું ખરૂં રહસ્ય છે. એજ ઇસ્કની મજે છે એજ ઇસ્કની ખરી ખુબી છે. દુનીયામાં કોઇ બંધન સાથે પ્રેમની કદી

પણ સરખામણી થઇ શકતી નથી. કારણ કે પ્રેમનું બંધન બહુ દઢ છે, ઘણુંજ સખ્ત છે, બહુજ જબરદસ્ત છે, તે પ્રેમને નહી ત્રોડવામાં અત્યાનંદ છે.

## દંપતીના પ્રેમની દઢતા અને પૂરી મીઠાશ.

અરે, પ્યારી તું મને કહેતો ખરી કે. શા માટે તારામાં એટલી બધી મીઠાશ, શા માટે તારામાં એટલું બધું આકર્ષણ છે. શા માટે તારામાં એટલું બધું બંધન છે? શા માટે તારામાં એટલું બધું સૌંદર્ય છે? શા માટે તારામાં એટલી બધી અજાયબી છે? શા માટે તારામાં એટલું બધું જાદુ છે, શા માટે તારામાં એટલું બધું સુખ છે? શા માટે તારામાં એટલું બધું રહસ્ય છે, શા માટે હું તારી પાછળ પાછળ દીવાનો થઇને ફરૂં છું, શા માટે તું સ્વર્ગનું બીજું રૂપ છે, અને શા માટે તારામાં એટલી બધી કુદરતી વિભૂતિ સ્પષ્ટ થાય છે, તે કહે તો ખરી, આહાઃ પ્રેમની સાંકળ, ખરેખર આશ્ચર્યકારક છે, કારણ કે **લાલન** વેરાગણ માત્ર નૈયનના મીલાપથી જેનું નામ ઠામ જાણતી નથી તેના મરાઠા સરદાર માટે બીન વગાડતી-ભીખ માગતી, પાણીપતના મેદાનમાં ગઇ હતી તેને કોણે ફરજ પાડી હતી, સમર્થ યોગી **ગુલાબસિંહ**ને રમાએ કયાં જાદુ કર્યુંહતું? "**પ્રમાદધન** મુજ સ્વામી સાચા" એમ હૃદયમાં ગંઠન કરતા નિર્દોષ કુમુદ "**જહાંગીરી** ફકીરીએ, લલાટે લખાણી છે મેં" એમ બોલતા વિદ્વાન **સરસ્વતીચંદ્ર**ને પોતાની પાછળ પાછળ ભટકવા કયાં આજીજી કરી હતી? **અફગાનના** પહાડોમાં તુર્કોના ટોળામાં દુશ્મનોની ગોળીઓમાં આવવા **સિદ્ધરામે** ઇરાવતીને કયાં વિનંતી કરી હતી? ધિક્કાર વરસાવનાર **ચાંપરાજે** હાડાએ, ગુણકા બની **અકબરશાહ**ના દરબારમાં આવવા સોન રાણીને કયાં શિખવ્યું હતું? મ્હારી પાછળ બળી મરજે એવું **રાણકદેવી** પાસેથી **રાખેંગારે** કયાં વચન લીધું હતું? દુષ્યંતને પ્રેમપાસમાં બાંધવા **શાકુન્તલાએ** કયાં બળ વાપર્યું હતું? **અકળવિકળ** થઇ મુર્છિત બનેલી **કાદમ્બરી** ઉપર **ચંદ્રાપીડે** કયાં રાજ્ય સત્તા ચલાવી હતી? **અને** દ્વારિકામાં ઉંઘતા **અનિરૂદ્ધે** ઓખાને કયાં ભોળવી હતી! અરે? આતે કોમળતાની સખ્ત શાંકળ છે કે સખ્તપણાની કોમળ સાંકળછે.?

ઓ સૌન્દર્યની ખીલતી કળી? તારી રસજ્ઞતામાં મને બુડવા દે. તારી મોહીનીના તરંગોમાં મને તણાવા દે. તારા પ્રેમની જાળમાં મને ફસાવા દે. તારે માટેના અખૂટ, મીઠડા, પ્રત્યક્ષ મૂર્તિરૂપ, હવાઇ

વિચારમાં મને ઉડવા દે. તારા પ્રેમની જાદુઇ દોરી પર મને નાચવા દે. મારા સંકલ્પ વિકલ્પવાળાં ફટકતાં એ દર્દી મનને દર્દી બનવા દે. મને શુદ્ધ પ્રેમના તાનની ઘેલછા આવવા દે, મને તારા સૌન્દર્યનો નિશો ચડવા દે. નહીં સમજાતા પ્રેમને અનુભવવા મને વ્યવહારનું ઉલ્લંઘન કરવા દે. તારી અલૌકિક મીઠાસ માટે અદેખી દુનીયા પાસે મને નિર્લજ્જ બનવા દે.સદાયના તારા મીલાપની ભિક્ષા મને માગવા દે. તુંથી મળતા આનંદમાં બીજી વ્યવહારિક મને ગળી જવાથી તારા વિના મારે મન બીયા બાન બનેલા સ્થાનમાં તને પામવા માટે મને રખડવા દે. તારૂં સ્વરૂપ સમજવા માટે, નવા નવા અનુભવ લેવા તારી હૃદય વીણાપર મારા હૃદયતંતુને પછડાવા દે. અથડાવા દે. તારા પ્રેમની તીખી કટારથી મારા જીગરમાં પડેલા જખમપર મને તાવવા સારૂં, લોક નિંદા, મન બુદ્ધિ યુદ્ધ, મને મારી કે તારી અશ્રદ્ધા, એવા ઘા પડવા દે. તારા પ્રેમનાં બળિદાન સારૂ તને સ્વાત્માર્પણ કરવા દે. કરવા દે. મારી કુરબાના થવા દે. અને ઓ અખંડ સૌભાગ્યવંતી પ્રિયા ? તારાં શુદ્ધ ચૈતન્યમાં, મલિનતામાં ભટકતા મારા આત્માને મળવા દે, મળવા દે. અરે, પ્રિયા !. તારામાં જેવાં કુદરતનાં દર્શન થાય છે તેવાં બીજાં કોઇ પણ વસ્તુમાં મને થતાં નથી. મારૂં હૃદય તો જાણે તારૂં-તારૂંજ છે, પણ આ દેહનાં હાડકાં ચામડાં પણ તારે સારૂ તલપ્યા કરે છે, તું સૌન્દર્યનો ઉત્તમ નમુનો છે એ તો કુદરતની ખુબી છે, પણ ઓ મીઠડી ! તારી ખુબી પણ કયાં ઓછી છે.

પ્યારી, તારી ખુબ સુરતીમાં મીઠાશ, તારા હાવભાવમાં રસ, તારી વાણીમાં અમૃત, તારી દૃષ્ટિમાં જાદુ, તારા પોશાકમાં મનોહરતા, તારી યાદમાં ગદગદીયાં, અને તારા મીલાપમાં કૃતાર્થતા, એતો બધું બરાબર છે પણ તારાં નામ સ્મરણમાં બધાય રસ કયાંથી આવી ગયા ? તું તો કયાંઇ દૂર છે પણ તારૂં નામ યાદ આવતાંજ રસનો પ્રવાહ કેમ ઉછળે છે ? તું ગમે ત્યાં હોય તો પણ માત્ર નામ સ્મરણથી હૃદયમાં ખડી થઇ જાય છે તેનું કારણ શું ? તારૂં નામ તને બહુ વ્હાલું છે કે શું ? તારૂં નામ જગતમાં નવાઇનું છે કે શું ? તારા ઉપર તને એટલો બધો પ્રેમ શા માટે ? અરે તારી શક્તિ તે કેટલી ? તારા નામની અસર તે કેવી ? તું તો કયાંની કયાં હોય છે, હું પણ કયાંનો કયાં હોઉછું અને તો પણ તારૂં નામ લેતાં પણ તું હૃદયમાં ખડી થઇ થનગન થનગન નાચવા માંડે છે, એટલો બધો તારાં નામ ઉપર તને શા માટે મોહ છે ? તારામાં એ સર્વ વ્યાપક

શક્તિ ક્યાંથી ? આહા; નામ સ્મરણ એતો મોટી વાત છે. નામ સ્મરણથી તો બહુ જણા તરી ગયેલા છે. જે જે ભક્ત થયા છે જે જે પ્રેમી થયા છે જે જે કોઈપણ વસ્તુમાં અશક્ત થયા છે તેઓએ નામ સ્મરણનો મંત્ર પેહેલોજ લીધોછે. નામસ્મરણની ખુબી એ છે ?

## સ્ત્રીઓને અવશ્ય નીચે પ્રમાણે તુલસીની પુજા કરવી.

નેત્રને જળનો સ્પર્શ કરી હાથમાં જળ લઇ સંકલ્પ કરવો. અદ્યેત્યાદિ મમ આત્મનઃ પુરાણોક્ત ફલ પ્રાપ્ત્યર્થં તથાચ મમ ભર્તાસહ અખંડિત સુખ સોભાગ્ય સંતત્યાયુરાગૈશ્વર્યાભિવૃદ્ધિદ્વારા શ્રી તુલસી દેવતા પ્રીત્યર્થં વૃંદાવને તુલસી પૂજન મહંકરિષ્યે. આ પ્રમાણે સુવાસિની સ્ત્રીઓએ સંકલ્પ કરવો અને જે વિધવા સ્ત્રી હોય તેણે નીચે પ્રમાણે. અદ્યત્યાદિ મમ આત્મનઃ પુરાણોક્ત ફલ પ્રાપ્ત્યર્થં સ્વર્ગ અક્ષપ્ય ફલ પ્રાપ્ત્યર્થં તુલસી દેવતા પ્રીત્યર્થં વૃંદાવને તુલસી પૂજન મહંકરિષ્યે.

### પછી તુલસીનું ધ્યાન કરવું.

ध्यायेच्चतुलसीं देवीं श्यामां कमललोचनां ॥
प्रसन्नां पद्मवदनां वराभय चतुर्भुजां ॥ १
किरीटहारकेयूर कुंडलादि विभूषणां ॥
धवलां कुशसंयुक्तां पद्मासन निषेवितां ॥ २ ॥
प्रियांचसर्वदाविष्णोः सर्व देव नमस्कृतां ॥ ३ ॥

ઉપરના શ્લોકોભણી ધ્યાન કરવું. પછી જળ વિગેરે ચઢાવી ચંદન, પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્ય વિગેરેથી પૂજા કરવી. પછી તુલસીની પ્રદક્ષિણા કરવી. ત્યારબાદ તુલસીની પ્રાર્થના કરવી.

सौभाग्यं संततिं देवि धनं धान्यं च मे सदा ॥
आरोग्यं शोकशमनं कुरु मे माधवप्रिये ॥ ४ ॥
अभिष्टफलसिद्धिं च सदा देवी हरिप्रिये ॥
दैवैस्त्वंनिर्मितापुर्वं अर्चिता सि मुनिश्वरैः ॥ ५ ॥
अतोमांसर्वदा भक्तयाकृपादृष्टया विलोकय ॥
पतेरायुश्चभाग्यं च सदा देहि हरिप्रिये ॥ ६ ॥

पूतना भयसंत्रासात् रक्षितश्चयथाहरिः ॥
तथा संसारसंत्रासाद्रक्षमेवं शामुत्तमम् ॥ ७ ॥
अनेनयथाशक्तयापूजनेन श्री तुलसी देवता प्रीयतां ॥

આ પ્રમાણે તુલસી પૂજન કરવાથી સ્ત્રીઓને અત્યંત સુખ મળે છે.

## સ્ત્રી જાતિના વ્રત દિવસો.

સ્ત્રીઓને જુદા જુદા નિયમથી વ્રત કરવાનો અનાદિથી આપણા આર્ય ભાઇઓમાં ચાલ છે. તે પ્રમાણે બને તેટલું કરવું એ સારી વાત છે, તોપણ અંતરમાં ઘણું કષ્ટ વેઠીને ખોટી હઠથી વ્રત કરવું નહિ, કારણ કે, આપણા ધણીની મરજી ન હોય તો તેને નારાજી કરીને તેની આજ્ઞા વિના કોઇ પણ વ્રત કર્યું તો તે બીલકુલ ફળ આપતું નથી. એટલુંજ નહિ પણ તેથી પોતાના ધણીનું આયુષ્ય ઓછું થાય છે. માટે સુવાસણ સ્ત્રીએ ધણીની આજ્ઞાથી શક્તિ પ્રમાણે અવશ્ય વ્રત કરવાં, એ સારું છે. પણ ધણીથી કલેશ કરીને હઠવડે ઘણાં વ્રત કરવાં એ બીલકુલ સારૂ નથી. જુદાં જુદાં જે વ્રતો કરવાનાં છે તે સર્વનાં સંક્ષેપમાં અત્રે નામ આપું છું

**કાર્તિક માસ** ભાઇ બીજ સુદ ૨. સૌભાગ્યપંચમી સુદ ૫. **માગસર માસ** અનંગત્રયોદશી સુદ ૧૩. સૌભાગ્ય સુંદરી વ્રત વદ ૩. ગોરીતપોવ્રત વદ ૩. **પોષ માસ** પોષીપુનમ સુદ ૧૫, સુરૂપ દ્વાદશી વદ ૧૨. **માઘ માસ** રથસપ્તમી સુ ૭. પુત્ર સપ્તમી ૭. આ વ્રત દર માસની સપ્તમીએ કેટલીએક સ્ત્રીઓ ભાવથી કરે છે. અચલા સપ્તમી વદ ૭. **ફાલ્ગુન માસ** ગણગોર વદ ૧ થી ચૈત્ર સુદ ૨-૩ સુધી. આ વ્રત કન્યાઓજ કરે છે અને ગોરમાતા પાસે માગે છે કે અમોને પતિ સારો આપજો. સસરો સારો આપજો સાસુ સારી આપજો વગેરે વગેરે. **ચૈત્ર માસ** આલોણાં એટલે મોળુ ખાવું ગમે તે દીવસે સૌભાગ્યશયન સુદ ૩. અરૂંધતી વ્રત સુદ ૧ થી સુદ ૩ સુધી. **વૈસાખ માસ** **જયેષ્ટ માસ** રંભાવ્રત સુદ ૩. ઉમાવ્રત ચાર રવીવાર વટસાવિત્રી સુદ ૧૫ **આષાઢ માસ** તાપી સાતમ સુદ ૭. ગોપાલવ્રત સુદ ૧૩. જયાપાર્વતી વ્રત ( મોળાકોત ) સુદ ૧૩ થી વદ ૨-૩ સુધી. કોકીલાવ્રત સુદ ૧૫ દિવાસો અને જીવ્રત વદિ ૩૦. **શ્રાવણ માસ** સ્વર્ણ ગૌરીવ્રત સુદ ૩. વીરપસળી ઘણું કરીને શ્રાવણમાસનો પ્રથમ રવિવાર નો-

ભીનોમ સુદ ૯. બોળચોથ વદ ૪ શીતળાસપ્તમી વ્રત ૭. **ભાદ્રપદ માસ** ઋષીપંચમી લલીતાવ્રત સુદ ૬. અદુઃખ નવમી સુદ ૯. ગૌત્રી રાત્રી સુદ ૧૩ થી વદ ૧ સુધી. ઉમામાહેશ્વર વ્રત સુદ ૧૪. દુર્વાષ્ટમી વ્રત સુદ ૮. મુકતાભરણુ સપ્તમી સુદ ૭. **આશ્વિન માસ** ઉપાંગલલીતાવ્રત સુદિ ૫. દશરથ લલીતાવ્રત સુદિ ૪ કોજાગરવ્રત સુદ ૧૫. ઇત્યાદિ ઇત્યાદિ.

ઉપર પ્રમાણે આર્ય દેશની કન્યાઓ અને સ્ત્રીઓ કેટલાંએક વ્રતો આચરે છે. જેમાં યોગ્ય નિયમો રાખી પોતાની વ્રત પ્રતિજ્ઞા પૂર્ણ કરે છે. કેટલીએક સ્ત્રીઓ એકભુક્ત રહે છે. કોઇ કોઇ તો કાંઇ ખાતાં અથવા પીતાં અમુક દેવનુ નામ લેછે જેવી રીતે કે પાણી પીતાં કોઇ કહેશે કે **શ્રી રામ** એટલે તે પાણીપીશે, આવી રીતે સ્ત્રીયો અસંખ્ય વ્રતો કરે છે, જેમાંના કેટલાંએક ઉપર દાખલ કીધાં છે.

## ગૌરીવ્રતના તહેવારો અને અગત્યની સુચના.

ઉત્તમ પતિ મળવાની ઇચ્છાથી કુમારિકાઓ અસંખ્ય વ્રતો કરે છે. તેમાંનું ગૌરીવ્રત કે જેને લોકો **મોળાકોત** (મોળુ એક ભુક્ત) કહે છે, તેમાં ગોર માતાની પૂજા કરી એક વખત જમે છે. આ વ્રત અષાઢ શુકલપક્ષની ત્રયોદશીથી પાંચ દીવસ ચાલે છે આ વ્રત લક્ષ્મીજીના પુછવાથી શ્રી કૃષ્ણે ઉત્તમ પતિની ઇચ્છાવાળી કુમારિકાને કરવા માટે કહેલું છે. આમાં શંકર પારવતી સ્થાપનાનું આવે છે. એ પાંચ દિવસોના અંદર સારી નીતિરીતિ પાળવાને બદલે સુજ્ઞ મનુષ્યોને સાંભળતાંજ કંટાળો ઉપજે એવા અધમ શબ્દો ઘણીખરી કન્યાઓના મુખમાંથી શેરીએ શેરીએ અને ચકલે ચકલે સંભળાય છે. જ્યારે અખંડ એવાતણ માગવું જોઇએ ત્યારે તેમના માબાપોની મૂર્ખાઇને લીધેજ સુનિતિની કેળવણી વગરની કન્યાઓ કૂટવા પીટવામાંજ પોતાનો વખત ગાળે એ કેવી શોચનીય બાબત છે. રાત્રિના સમયમાં ટોળેટોળાં મળેલી કન્યાઓ જેમ વધારે મનુષ્યોને દેખે છે તેમ વધારે આવેશમાં આવી વધારે ઉદ્ધતાઇથી ખરાબ બીભત્સ શબ્દોનો પોકાર કરે છે જે સાંભળતાંજ કાનના કીડા ખરી પડે એવાં અનીતિનાં વર્તનો દેખવા છતાં કોઇ પણ જ્ઞાતિના આગેવાનો આ બાબતનો બંદોબસ્ત નથી કરી શકતા, તો અનાચારની વૃદ્ધિ થતી કેમ અટકશે તથા સાંસારિક સ્થિતિ કેમ સુધરશે, પ્રત્યેક કન્યાશાળાની

વડી શીક્ષકે કન્યાઓને સુબોધ આપવો ઘટે છે. પણ અરે, મોટી મોટી ૩૦ થી ૪૦ વરસની સ્ત્રીઓ પણ તે વખતે રોવાકુટવામાં શુરીપુરી માલુમ પડે છે, ત્યારે બાળકોનો શો દોષ કહાડવો ? આવા કુચાલો જેમ બને તેમ અટકાવવા એ સત્તાવાળા અથવા દરેક મા-બાપની ફરજ છે.

## રોવા કુટવાનો કઢંગો રિવાજ.

ગુજરાત તથા કાઠીયાવાડની સ્ત્રીઓમાં આ રિવાજ પણું બહુજ પ્રસરેલો છે કોઇ માણુસનું મરણ થાય કે તેઓને તે બાબતની ઘણી જરૂર પડે છે તેથી તે ગ્નાતીની તથા સહોદરની સઘળી સ્ત્રીઓ એકઠી મળી રોવું અથવા કૂટવું શરૂ કરે છે તેમાં જો કોઇ સ્ત્રીને તે બાબત આવડતી ન હોય તો બીજી સ્ત્રીઓ તેની મશ્કરી કરે છે. અને કહેવત પણ છે કે સ્ત્રીને રોણું જોણું ને વગોણું એ પ્રમાણે સહુ હાંસી કરે છે માટે તે વિષય સ્ત્રીને ઉપયોગી હોવા છતાં પણ તે અશુભ હોવાથી અત્રે દાખલ કીધો નથી.

---

## કન્યાઓ અને સ્ત્રીયોમા રમાતી કેટલીએક રમતો.

પડા અથવા છબા. ઘરઘોમકાં ઢીંગલા ઢીંગલીની રમત, ફેરફુરડી, આંખ વિંચાવણી, ટીટીટપો. ( એક પગ ઉચો રાખી સાત સમુદ્ર તરીકે કરેલાં ખાનાઓમાંથી એક પગે રહી પેલે ખાને રાખેલી કાંકરી અથવા ઠીકરીને ઠેસ મારી ક્રમે કરી સાતમા ખાના એટલે સમુદ્ર બહાર કાઢવી. તેને ટીટીટપો કહે છે. કોડાં આથી ઘણીક રમતો થાય છે જેમાંની થોડી અત્રે લખેલ છે. એકીબેકી, તરીયાચોકા, હારજીત, વગેરે વગેરે, ચાર કાંકરી, નવ કાંકરી, ઘરટોત, ગંજીપો, ગંજીપાથી ઘણી જાતની રમતો રમાય છે જેવી કે સતીયો, બાવનીયો, છકોપંજો, હારજીત, ખેંચતાણ, વગેરે ચોપાટ. ચોપાટ બે પ્રકારે રમાય છે. એક પાસાથી અને કોડાથી તે બન્ને રમતમાં પાસાની રમત ઘણી કઠણ છે અને તેના બે ચાર પ્રકાર છે. શતરંજ. આ રમત વિષે સવિસ્તર હકીકત નીચે આપી છે, રાસડા, ડાંડીયા રાસ, હીંચ, ગોફણું, ગુંથવું, અઠંગો, ઇત્યાદિ ઈત્યાદિ કેટલીક ચતુરાઇ ભરી રમતો આપણા દેશની બાળાઓ તથા સ્ત્રીઓ રમે છે.

## શતરંજ.

एकस्मिन्नगरे नृपौससचिवौ वीरौत्मदा संगरे
हस्त्यश्वोष्ट्रपदातिभिः परिवृतौ पद्भ्यां सदा धावतः।
युद्धं तौ कुरुतः परस्परमिदं नित्यं हि शास्त्रं विना
चित्रं तावमरौ विचित्रमिति यत्सैन्यं मृतं जीवति ॥

એક જ શેહેરમાં યુદ્ધવીર બે રાજા, પોતાના બે કારભારી, હાથી ઘોડા, ઉંટ અને પાયદલ સહિત વસે છે; તે બન્ને હમેશાં પગથી દોડી કંઈ પણ શસ્ત્ર વિના પરસ્પર યુદ્ધ કરે છે; તેમાં આ વાત આશ્ચર્ય છે કે યુદ્ધ કરનારા બન્ને રાજા કોઇ દિવસ મરતા નથી; અને તેનું મરેલું; લશ્કર, ફરીથી જીવતું થાય છે. આ રીતે આશ્ચર્યની સાથે આનંદ આપનાર ખેલનો ખુલાસો નીચેના પારીગ્રાફથી ૨૫૯ જણાઇ આવશે.

સંખ્યાબંધ રમતોમાં શતરંજ જેવી બુદ્ધિને ખીલવે તેવી ખામી વગરની કોઇ રમત જોવા કે સાંભળવામાં આવી નથી. આની યોજના પ્રથમ રાવણની સ્ત્રી સતી મંદોદરીએ યોજેલી કહેવાય છે. જેથી સ્ત્રી જાતિની તર્કશક્તિ વિષે ઉંચું મત ધરાવી શકાય છે. હાલના વખતમાં આ રમત થોડા જ સ્ત્રી પુરૂષો જાણતાં હશે, માટે જેઓ તે ઉત્તમ ખેલ નથી જાણતાં તેમના જાણ માટે અને જેઓ જાણે છે તેમના આનંદને વાસ્તે આ રમત શીખવાની રીતિ આંહી દાખલ કરવા દુરસ્ત ધાર્યું. લુગડાંનો એક નાનો ચોરસ કટકામાં સરખાં ચોરસ આઠ આઠ ખાનાં આડાં તથા ઉભાં કરવાં, તેમ ચારે બાજુ ત્રણ ત્રણ ઘર છોડી દશ વચલાં બબ્બે ઘરમાં સામસામી આડી રેખા પાડવી. એ રેખા બન્ને પક્ષના રાજા તથા પ્રધાનને સામસામાં બેસવાની ગાદીની નિશાની છે. બે હાથી, બે ઉંટ, બે ઘોડા, આઠ પ્યાદા, એક રાજા અને એક વજીર એ પ્રમાણે બન્ને પક્ષમાં જૂદા જૂદા રંગનાં સોળ સોળ મોહોરાં હોય છે. રમનારના જમણા હાથ તરફ પોતાના આસનપર રાજા બેસે છે. તેની બાજુમાં ઉંટ, ઘોડો અને હાથી અનુક્રમે ગોઠવવામાં આવે છે. તેમ ડાબી બાજુએ વજીર અને તેને પડખે અનુક્રમે બીજા ઉંટ, ઘોડો તથા હાથી બેઠેલા હોય છે. એ આઠ મોહોરાંઓની આગળના ઘરમાં આઠ પ્યાદાં બેસે છે આજ પ્રમાણે સામા પક્ષના માણસે પણ પોતાનાં મોહોરાં માંડવાં જેનો નકશો અહીં આપવામાં આવ્યો છે.

| હાથી. | ઘોડો. | ઊંટ. | વજીર. | રાજા. | ઊંટ. | ઘોડો. | હાથી. |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | |
| | | | | | | | |
| | | | | | | | |
| | | | | | | | |
| | | | | | | | |
| | | | | | | | |
| હાથી. | ઘોડો. | ઊંટ. | વજીર. | રાજા. | ઊંટ. | ઘોડો | હાથી. |

હાથી પાટોપાટ અને ઊંટ આડો ખૂણા ખૂણ જેટલાં ઘર ચાલવાં હોય તેટલાં ચાલે, ઘોડો અઢી ઘર અને વજીર ખૂણા ભર તથા સીધો પણ પોતાની મરજી મુજબ ચાલી શકે છે. રાજાને શેહ ( કિરત ) ન આવી હોય ત્યાં સુધી તે એક વખત જ અઢી ઘર ચાલી શકે છે. પ્યાદુ સીધું એક ઘર ચાલે છે અને જ્યારે કોઇ દુશમનને મારવો હોય ત્યારે તે ઊંટની માફક આડું મારી શકે છે. હાથી રાજા અને વજીરનાં ઘરનાં પ્યાદાં પહેલી ચાલે બે ઘર સુધી ચાલવું હોય તો ચાલે છે રાજા પોતાના સ્થાનથી ખસ્યો ન હોય અને કિસ્તના સપાટામાં પણ ન આવ્યો હોયરે ત્યા જો શત્રુના ન જોરા ઘોડાની કિસ્ત આવે તો તે ઘોડાની માફક અઢી ઘર કૂદી તેને મારી લે છે. જે પોતાનું મોહોરૂં ઉઠવાથી રાજાને શત્રુના મોહોરાની શેહ લાગતી હોય તે મોહોરૂં અણુઉઠ ગણાય છે એટલે તે ત્યાંથી કોઇ પણ બીજા મોહોરાંને જોર રાખી શકતું નથી અને જોર આ-

પવા ઉઠી શકતું પણ નથી. તેમ જે શત્રુનું મોહોરૂં ઉઠતાં શત્રુનાંજ બીજા મોહોરાંની રાજાને કિસ્ત લાગતી હોય તે ઉડંત કિસ્ત કહેવાય છે. એ ઉડંતકિસ્ત આપી ઉઠેલું મોહોરૂં સામા પક્ષના જોરવાળાં મોહોરાંને પણ મારી લેછે. જે મોહોરાનું પ્યાદું દુશમનના તેજમો- હોરાના ઘર પર જઇ ચડે છે ત્યારે તે પોતાના મોહોરાને જીવતું કરે છે. રમતની શરૂઆતમાં પહેલાં ચાર ચાર ચાલવાનો રીવાજ છે. પરંતુ એક જ મોહોરૂં એક જ વખતમાં બીજી ચાલ ચાલી શકતું નથી. આ રમત જોરી તથા નજોરી એવી રીતે બે પ્રકારે રમાય છે. નાજોરી રમની અંદર પ્યાદાં મોહોરાંમાં ગણાતાં નથી. પ્યાદાં ઘણાં છતાં પણ મોટું મોહોરૂં એક રહે તો તે ગાંડું થાય છે. એટલે તે મોહોરૂં નિર્ભય થઇ પોતાના લાગમાં દુશમનનું જે મોહોરૂં આવે તેને મારી શકે છે. સઘળાં મોટાં મોહોરાં મારી નાખવાથી બાજી બુડત થાય છે. છેવટમાં વજીર રહ્યો હોય તો તે બીજાં મોહોરાંની માફક ગાંડો થઇ શકતો નથી ?

પ્યાદું શત્રુના જે મોહોરાના ઘરમાં જઇ બેસે તે મોહોરૂં પો- તાની પાસે જીવતું હોય તો તે પ્યાદું કહાડી નાખવું પડે છે. રાજાના ઘરનું પ્યાદું છ ઘર ચાલે એટલે વજીર જીવતો થાય છે; તેમજ જે મોહોરાના ઘરનું પ્યાદું આગળ છ ઘર વધે ત્યારે તે મોરૂં મરી ગયેલું હોય તો જીવતું થાય છે; પણ જે ઘરનો ઉંટ જીવતો હોય તેજ ઘરનું પ્યાદું છ ઘર ચાલે તો તે બીજા ઘરના મરેલા ઉંટને જીવતો કરી શકતું નથી. શતરંજના પ્યાદા વિશે એક કવિ લખે છેકેઃ—

શત્રુના સપાટામાં નહી આવતાં જે પોતાની મુસાફરી પૂરી કરે છે તેને લાયક પદવી તેના ધણી તરફથી મળે છે; એ નિયમ પ્રમાણે. શત્રુઓના લાગને ચુકાવી તેના ઘરમાં આબાદ રીતે જનાર પ્યાદા (સિપાઇ) ને પણ તેના ધણી (સરદાર) નો હુદ્દો મળે છે, તેમ આગળ પડવાને ઇચ્છતી સદ્દગુણી સ્ત્રીઓ, આ સંસારયાત્રામાં શત્રુના સંકટમાં પણ નહિ ગભરાતાં ધીરજથી, આવતા અંતરાયોનું ઉલંઘન

---

૧ આ ઉપરથી એમ જણાય છે કે જેનાપર રાજ્યનો આધાર રહ્યો છે તેણે સંકટના વખતમાં ન ગભરાતાં ગણું જ પુખ્ત વિચારતું રહેવું જોઇએ. તેમજ જેનાપર ગૃહરાજ્યનો આધાર રહ્યો છે તેવી સ્ત્રીએ પણ ગમે તેવા વખતમાં જરા પણ ગાંડપણ નહી પકડતાં ગંભીર થઇને રહેવું જોઇએ.

કરશો, તો તમાને પણ તમારા સ્વામીયોના સમાન હકો પાછા મળશે.

રાજાને બીજાં મોહોરાની માફક મારવામાં આવતો નથી. રાજા જ્યારે કિસ્તથી મુક્ત ન થઇ શકે ત્યારે તે માંત (કેદ) થાય છે અને તેટલાથી જ રમતની સમાપ્તિ થાય છે. આ રમત રમવાની બીજી પણ કેટલી એક રીતો છે; જે લંબાણ થઇ જવાને લીધે આંહી દાખલ કરેલ નથી. ઇંગ્રેજો તથા મુસલમાનોને રમવાની રીતિઓમાં આપણાથી જુજ ફેર આવે છે.

## શતરંજ ખેલવામાં સભ્યતા.

શતરંજ ખેલવામાં સામે બેસનારને પસંદ પડતાં મોહોરાં પ્રથમથીજ લેવા દેવાં અને પહેલી ચાલ પણ તેનેજ કરવા દેવી, રમત શરૂ થયા પછી પ્રતિ પક્ષીને માઠું લાગે એવાં વચન બોલવાં નહી, તેમ પ્રતિ પક્ષી ચાલ કરવામાં જરા વિલંબ કરે તો પણ તેને ઉતાવળ કરવી નહી; પોતે તરત ચાલવું. બીજા કરતાં પોતાને સારૂં રમતાં આવડતું હોય તોપણ પોતાની સ્તુતિ અને બીજાની નિંદા કરવી નહીં. કોઇ પાસે બેઠેલાં માણસ સામાને ચાલ બતાવે તો તેથી તેનાપર ગુસ્સે થવું નહી; અને તેને પ્રતિબંધ પણ કરવો નહી; તેમ જોનાર માણસે પણ એક પક્ષમાં જ રહેવું જોઇએ. સામા બુદ્ધિ પૂર્વક અથવા વિસ્મરણથી કોઇ ખોટી ચાલ કરે તો તેનું અપમાન નહી કરતાં મૃદુ વચનથી કહેવું કે આપ ભૂલી જાઓ છો. જેમાં સંતોષ તુટે એવો વિવાદ કદી પણ કરવો નહી. કારણ કે સંતોષ વધારવાના હેતુથી રમતની યોજના થઇ છે; માટે તેમ ન થવું જોઇએ પ્રતિ પક્ષી પોતાની ચાલેલી ચાલ ફેરવે તો ફેરવવા દેવી; પણ પોતે તો એવી વીચારીને ચાલ કરવી કે તે બીલકુલ ફેરવવી પડે નહી.

## સ્ત્રીના અંગ લક્ષણની પરિક્ષા.

જે કોઇ સ્ત્રીને પતિ, પિતા, સ્વસુર, માતા, બાંધવ, દિયેર અને સર્વ નહોય તે કામિનીને અવસ્ય દુર્ભાગ્યવાન સમજવી. જે સુંદરીના પગ ઉપર એટલે પગને તળીએ ચક્ર, પદ્મ, ધ્વજા, છત્ર, સાથીઓ અને નમળાદિક રેખાઓ છે તે રમણી રાજપત્ની થાય છે; વળી પણ એમાંથી કદિ ઓછાં ચિન્હો હોય તો તે રાજપત્ની સરખા વૈભવોને ભોગવનાર થાય છે. જે સ્ત્રીના પગની ટચલી આંગળીના મૂળથકી તર્જના રેખા છે તે વનીતાને સારો પતિ પ્રાપ્ત થશે. તેની સાથે પ્રીતીથી વર્ત્તશે, અને તેના ઉપરજ વિશ્વાસ રાખી અન્ય સ્ત્રીથી વ્ય-

બીચાર આદરશે નહિ. જે સ્ત્રીના પગની ટચલી આંગળી ચાલતી વખતે જમીનને અડકતી નથી તે નારી સૈભાગ્ય વિહનઅની સર્વ જગોએ કલંકિની થશે. જે સ્ત્રીની પગની તર્જની ( અંગુઠા પડખેની આંગળી ) બીજી આંગળીઓથી અધિક લાંબી હોય છે તે સ્ત્રી કુલટા અને વ્યભીચારિણી થશે. જે સ્ત્રીના સ્તન માંસલ, રમણીય, છાતી વાળ વગરની, નાસિકા હાથિણીની સૂંઢ સરખું, અને જાંગ હાથીની સૂંઢ સરખી હોય છે તે સ્ત્રી ઉત્તમ સુખ પામશે. જે સ્ત્રીની ડોક ઘણી લાંબી સ્વભાવે ક્રૂર, છેક છોડી અને દરિદ્રી અને જેને ગળે સારી ત્રણ રેખાઓ હોય છે તે સુશીલા સૈભાગ્ય સમર્થ થાય છે. જે કન્યાના કર કમળમાં તોરણ સરખી રેખા હોય અને તે ગમે તેવા હલકા અથવા અધમ કુળમાં ઉત્પન્ન થઇ હોય તો પણ તે રાજ્ય વૈભવને ભોગવવાં ભાગ્યવાન થશે. જે કુમારીની હથેલીમાં અંકુશ, કુતલ, અને ચક્રાદિક રેખાઓ હોય છે તો તેના પતિને રાજ્યપદવિ મળશે તદુપરાંત તે શ્રેષ્ટ પુત્રોની માતા થશે. જે કન્યાના દાંત સારા નથી. વર્ણ ઉત્તમ નથી. અને લક્ષણ સારાં નથી. તેવી કુળહીણ કુટીલ કામિનીનું ગ્રહણ કરવું નહિ. એવું નારદોક્ત સામુદ્રિક ગ્રંથમાં કહેવાયું છે. જે કન્યા જન્મતાંજ પોતાને ઉત્પન્ન કરનાર માતા. પિતાને મારે છે. પછી બાંધવને હણે છે, પછી બાપના આખા કુટુંબને પાયમાલ કરી બોળી દેછે તેવી કન્યાને ગ્રહણ કરનાર પુરૂષ પણ તે ઝેરી સ્ત્રીથી મરણ શરણ થઈ પડે છે, એટલુંજ નહિ પણ પાછળથીજ તેના માતા, પિતા, ભાઇ અને સહુ સહોદારોની પણ તેજ પ્રમાણે સ્થીતિ થાય છે માટે એવી કુલક્ષણી કન્યાની સાથે લગ્ન કરતાં પ્રથમથીજ વિચાર કરવો કારણકે તે સ્ત્રી બન્ને કુળનો સહાર કરનારી છે. જે સ્ત્રીનું પગનું તળીયું ચાલતી વેળાએ ખાલી જોવામાં આવે તે સ્ત્રીના લગ્ન થયા પછી તેના પતિનું મૃત્યુ થાય છે તેથી તેવી સ્ત્રી સાથે લગ્ન કરવાં નહિ જે સ્ત્રીની વચલી આગળી અલ્પ હોય ગાત્રહીણ હોય તે સ્ત્રી ત્રણ વર્ષ સુધી સૈભાગ્ય ભોગવશે. જે સ્ત્રીના નાભી ઉંડી ન હોય, કાન સુપડા જેવા હોય તે સ્ત્રી ભુખળવી. અતી ઉંચવાળી, સર્વદા શોકિણી જેના દાંત ઉંચા હોય, વળી કઠોર હોય તે બિચારી કદિ પણ લક્ષ્મી ઉપાર્જન કરવામાં ફતેહમંદ થતી નથી. જે સ્ત્રીનું એક સ્તન નહાનું અને બીજું મ્હોટું અને બીજું ક્ષીણ હોય, વાતો કરતા ગાલ ફૂલે. દાઢી ઉંચી થાય. જેના શરીર પર વાળ હોય. ઉતાવળી ચાલનારી,

અતિ દુર્બળ, અતિ નબળી તેવી સ્ત્રીને બાળકનું સુખ મળવું ઘણુંજ અશક્ય છે. જે સ્ત્રીના વાત કરતાં ગાલ ઉપર ખાડા પડી જાય તેના માતા પિતા અવશ્ય મરણને શરણુ થાય. જેના હોઠ રાતા, તાળવું બીનું હૃદય સરખું હોય તેને દરીદ્રી જાણવી જેનાં સ્તન ઉંચા તે મંદ ભોગણી કુલટા થાય છે. જે સ્ત્રીના ચાલતી વખતે પગલાં ધ્રુરતાં જાય છે તે સ્ત્રી વિધવા થાય છે. ચાલતી વખતે જેના પગની છેલ્લી બે આંગળી પૃથ્વી પર ન અડકે તે સ્ત્રી બીન સંસયે વિધવા થાય છે. જે સ્ત્રીની બીજી અને ત્રીજી આંગળી ચાલતી વખતે ધરતીને અડકતી નથી તે સ્ત્રી દારૂણ દુઃખ ભોગવે, ભીક્ષાથી પેટ ભરે અને એવી દશા છતાં પણ લાંબા આયુંય વાળી થાય જે સ્ત્રીની તર્જની આંગળી ( બીજી આંગળી ) ચાલતાં ચાલતાં અંગુઠા પર ચઢી જાય છે તે સ્ત્રી જગતમાં નઠારાં કર્મ કરનારી નિવડે છે જે સ્ત્રીને ચાલતાં પગને તળીયેથી ધુળ ઉડે તે સ્ત્રી અવસ્ય કલંકિની અને દારૂણ દુઃખણી થશે. જેનું પેટ પહોળું હોય છે તે સ્ત્રી વાંઝણી થાય છે. જે સ્ત્રીની છાતી ઉપર વાળ નથી હોતા તે સ્ત્રી અવશ્ય ધનવાન અને અખંડ સૌભાગ્ય સંપન્ન રહે. જેના સ્તનનો આગલો ભાગ પહોળો તેમજ વધારે વિસ્તારમાં હોય તો તેને ખરાબ લક્ષણવાળી જાણવી જે સ્ત્રીનું ડાબું સ્તન ઉંચું હોય છે તે સ્ત્રી પુત્રને જન્મ આપે. જે સ્ત્રીનું જમણું સ્તન ઉંચું હોય છે તે સ્ત્રી કન્યાને જન્મ આપે. જેની ડોક ટુંકી હોય તે ધનહીણ થાય અને કુલને સંહારકારી થાય. જેનાં સ્તન સ્યામ તથા કેશ શ્યામ હોય તે સુલક્ષણવાળી થાય છે જે સ્ત્રીનાં બંને નેત્ર ઉંચા હોય છે તેનું અલ્પ આયુષ્ય જાણવું જે સ્ત્રીનાં ગોળ નેત્ર હોય તે સ્ત્રી ચપળ, ચતુર, અને કુલટા થાય છે. જેના હોઠ જાડા મોટા, બહુ બોલકણી કુવાક્યની બોલનારી તેવી સ્ત્રી સાથે સર્વદા સાવધાન પણે રહેવું મતલબ કે તેવી અધમ સ્ત્રીનો સંગ અથવા વિવાહ કરવો નહિ. જેના પગના તળીયાં ચીકણાં અને નખ રાતા હોય તે સ્ત્રી સતભાગી અને પોતાના તથા પતિના કુળને તારનાર થાય.



# સતી ધર્મ-પતિ સેવા.

અને

# સતી સમાજ

## દ્વિતીય ભાગ.

( સતી ભક્ત, વિર સ્ત્રીઓનાં ઉત્તમ ચરિત્રો )

स्वयं नारायणः शंभु र्विधाता जगतामपि।
सुराः सर्वे च मुनयो, भीता स्ताभ्यश्च संततम् ॥

---

નારાયણ ભગવાન, શિવજી, સૃષ્ટિકર્તા બ્રહ્મા, સઘળા સુર, અને મુનિયો તે સર્વે પતિવ્રતા સ્ત્રીયોથી ભયને પામે છે,-એવો પતિવ્રતાનો પ્રતાપ છે.

### કુંડલીઆ.

પતિવ્રતા વ્રત જગતમાં, પ્રસરે ઘર ઘર જેમ,
સુજ્જનોએ સર્વદા, તત્પર રે'વું તેમ;
તત્પર રે'વું તેમ, પતિવ્રત વધવા કાજે,
એજ દેશનો ઉદય, થવાનો હેતુ આજે;
એજ સરસ કલ્યાણ,—તણો શુભ પંથ મઝાનો,
એજ પંથથી મળે, સદા સુખ રૂપ ખજાનો.

**દોહરો.**—બહુ શાસ્ત્રના મત લઇ, લખું સતી મહિમાય;
સાંભળતાં નરનારીને, અંતર મહા સુખ થાય.

# સતી-ઉમા-પાર્વતી.

**બ્રહ્માના** પુત્ર **દક્ષપ્રજાપતિ** તે **સ્વાયંભૂ મનુની** પુત્રી **પ્રસૂતિ** સાથે પરણ્યા હતા. તેથી તેને સોળ કન્યાઓ ઉત્પન્ન થઇ. તે માંની તેર **ધર્મને**, એક **અગ્નિને** એક સર્વ **પિતૃઓને** અને એક કે જે **સતી ઉમા પાર્વતીના** નામથી આજ આખા ભૂમંડલમાં પ્રખ્યાત થયાં છે. તેને **શ્રી સદાશિવની** સાથે પરણાવ્યાં હતાં. એક સમે **બ્રહ્માને** ત્યાં **દેવઋષિશ્વરોની** સભા ભરાઇ હતી ને ત્યાં **શિવજી** પણ હતા. આ પ્રસંગે જ્યારે **દક્ષપ્રજાપતિ** અહિં આવ્યા ત્યારે સર્વેએ પોત પોતાના આસનો ઉપરથી ઉભા થઇ તેમને આવકાર દીધો; માત્ર **શંકર** પોતાના ધ્યાનમાં મગ્ન હતા તેથી તે પોતાના આસન ઉપરથી ઉભા થયા નહિં. સભાસદોએ **ભગવાન દક્ષપ્રજાપતિનો** સારી રીતે સત્કાર કર્યો, અને **દક્ષપ્રજાપતિ** લોકપાલ **બ્રહ્માને** પ્રણામ કરીને તેની આજ્ઞા લઇ આસન ઉપર બેઠા. પરંતુ **શંકર** પ્રથમથીજ આસન ઉપર બેસી રહ્યા હતા, તે જોઇને **દક્ષપ્રજાપતિ** તે અપમાન સહન કરી શક્યા નહિં. અને નેત્ર વડે જાણે **શંકરને** બાળી દેતા હોય તેમ આડી આંખથી તેના તરફ જોઇને બોલ્યા કેઃ -"હે બ્રહ્મર્ષિઓ! હું તમારી પાસે સદાચારી પુરૂષોનું વૃત્તાંત કહું છું. તે તમો દેવતાઓ અને સમગ્ર સભાજનો ધ્યાર ધરીને સાંભળો. આ **શંકર** મારા બાળકોની ગણનામાં આવેલ છે. કારણ કે તેણે સુપાત્રની પેઠે બ્રાહ્મણોની અને અગ્નિની સમક્ષ **સાવિત્રિના** જેવી મારી દીકરીનું પાણિ ગ્રહણ કર્યું છે. અને એ મારાં મૃગનાં બચ્ચાની આંખ વાળી પુત્રી સાથે પરણ્યો છે. છતાં તેણે સામા ઉઠીને ઉભા થતા યોગ્ય પુરૂષનો વાણીથી પણ સત્કાર કર્યો નથી. ઉત્તમ ક્રિયાઓનો લોપ કરનાર. અપવિત્ર, અભિમાની તથા મર્યાદાનું ઉલ્લંઘન કરનારા આ **મહાદેવને** મેં ઇચ્છા ન છતાં પણ શૂદ્રને જેમ વેદ વાણી આપવામાં આવે તેમ મારી પુત્રી આપી છે. આ **શિવ** શરીરે ચિતાની ભસ્મ ચોળી, મનુષ્યોની ખોપરીઓની માળા પહેરી, મનુષ્યોના હાડકાનાં ઘરચાં પહેરી, માથાના કેશ છુટા પાડી, નગ્ન થઇ, ભૂત પ્રેતોના ટોળામાં ટિંટ ઇ, ભયંકર મસાણોમાં ગાંડા પુરૂષની માફક ફર્યા કરે છે અને ઘડીકમાં રડે છે, ઘડીકમાં હસેછે. સ્વભાવે તામસી છે, ભૂત પ્રેતોના અધિપતિ છે, મદમત્ત છે, મત્ત મનુષ્ય ઉપર પ્રીતિ રાખે છે, અને (**શિવ**તો માત્ર કહેવાને જ છે, પણ ખરો તો **અશિવ** ( અકલ્યાણ કારી ) છે અરે રે!! આ ભૂ-

તના પતિ અપવિત્ર અને દુષ્ટ મનના મેં **બ્રહ્માના** કહેવાથી મારી સદ્દગુણી પુત્રી પરણાવી છે, તેનું એને જ્ઞાનજ નથી યજ્ઞ જેવા સમારંભમાં આવો અવિવેકી ન હોવો જોઇએ, માટે હું શાપ દઉં છું કે **બ્રહ્મા,** વિષ્ણુ અને ઇંદ્રાદિક દેવો સાથે આજ પછી યજ્ઞોમાં એને ભાગ મળશે નહિ ”

**ભગવાન શંકરતો** કાંઇ બોલ્યા નહી હતા. અને સભામાં શત્રુ તરીકે વરતતા પણ ન હતા, તો પણ તેણે ઉપર પ્રમાણે **શંકરની** નિંદા કરીને ક્રોધાવિષ્ટ થઇ શાપ આપ્યો, તેથી **નંદિશ્વરાદિ** તેમના ગણો **દક્ષ** ઉપર ગુસ્સે થયા અને સહજ સહજ વાતમાં મોટી બોલા ચાલી થતાં આખરે **શંકરને** પણ એમાં ભાગ લેવો પડ્યો પ્રજાપતિ અને ઋષિએએ બેઉ પક્ષને સમજાવવાને ઘણો પ્રયત્ન કર્યો, પણ કોઇ સમજ્યું નહિ. અને આખરે એક બીજાને કઠોર વચનો કહી સસરો જમાઇ ક્રોધમાં ને ક્રોધમાં ત્યાંથી પોતપોતાને સ્થાનકે સિધાવ્યા.

**શ્રી શંકર** અને **દક્ષપ્રજાપતિ** વચ્ચે થયેલા કંકાસથી **સતીએ** પણ ત્યાર પછી પોતાના પિતાને ત્યાં જવું આવવું તજી દીધું. આ પ્રમાણે એ સસરા જમાઇને કલેશથી દ્વેષ કરતાં ઘણો કાળ વ્યતીત થયો. સતી સ્ત્રીઓને પતિથી વધારે કાંઇ છેજ નહિ. **પતિ એજ સતીનું શરણ અને પતિજ એ સતીસ્ત્રીઓનું પરમ ગતીનું દ્વાર છે. સતીએ** આ ધર્મને અનુસરી પતિ સેવામાં તન, ધન, અને મન લગાડી પિયરયાંને વિસારી મૂકયાં. તેમ તેના પિતા **દક્ષપ્રજાપતિએ** તથા તેની માતા પ્રસૂતિએ પણ **દીકરી તો સાસરે સારી.** એમ મન વાળી લીધું આમ ઘણો કાળ વહી ગયો. ત્યાર પછી પરમેષ્ટી **બ્રહ્માએ દક્ષને** સર્વ પ્રજાપતિઓના અધિપતિ બનાવવા માટે પટ્ટાભિષેક કર્યો ત્યારે તેને ગર્વ થયો, અને પોતે શિવને આપેલા શાપ પ્રમાણે સહુ વર્તે માટે **દક્ષે** થોડાક કાળ પછી બ્રહ્માદીઓનું અપમાન કરી વાજપેય નામનો યજ્ઞ પોતાને ત્યાંજ કરવો એમ મનમાં લઇ **શંકર** સિવાય બીજા સર્વ દેવ ઋષિઓ તથા તેમની પતિઓ વગેરેને તેડાં માત્ર **શિવ** તથા **સતીને** તેડ્યાં નહિ.

આ વખતે **સતી** પોતના રમણીય બાગમાં ફરતાં ફરતાં પુષ્પો વિણતાં હતાં. ત્યારે **અમરાવતી** (ઇંદ્રની નગરી) તરફથી કેટલાં

એક વિમાનોને તેમાં બેઠેલી દેવાંગનાઓ સાથે તેણે ઉપરા ઉપરી પૃ-થ્વી તરફ જતાં જોયાં **દેવર્ષીઓ, પિતૃઓ** અને ગાંધર્વો વગેરેને જતાં જોઇને **સતીને** સહજ એમ થયું કે તેઓ ક્યાં જતાં હશે ? એટલામાં અંતરિક્ષથી **નારદ**મુની ત્યાં આવી પહોચ્યા. **ભગવાન નારદજીને** જોઇને **સતીએ** પુછ્યું કે:—**ભગવાન?** આ લોકો મોટા આનંદથી ક્યાં જાય છે? ત્યારે **નારદજીએ** ઉતર આપ્યો કે અરે! તમે તે જાણતાં જ નથી કે શું? **નારદજીએ** તો પોતાના હમેશના ગમ્મતી સ્વભાવે વિસ્મયતા બતાવી પ્રશ્ન કર્યો છેવટે **સતીએ** કહ્યું કે- ખરેખર હું કાંઈ જાણુતી નથી. ત્યારે **નારદજીએ** તે મહા યજ્ઞ સંબંધી વાત સવિસ્તર કહી બતાવી અને કહેવા લાગ્યા કે તમારા પિતા મહાન મનુષ્ય છે, તેથી એ કામ ક-રવાનો અધિકાર સેવકોનો છે. તેથી સેવકો કદાપિ વિસરી ગયા હશે ? વળી પણ તેઓ કામકાજને લીધે કદાપિ વિસરી ગયા હોય તો પણ શું થયું. તમો ખુશીથી પિતાને ઘેર જાઓ! અને તમારાં બેન વગેરે સહુ સહોદરને મળી તમો પ્રસન્ન થાઓ! અને વળી તમે ત્યાં નહિ હોતો તેમને પણ ખોટું લાગશે. બાપને ઘેર જવું તેમાં તેડાં કે નો-તરાંની જરૂર હોતી નથી. આ રીતે **નારદજીનાં** ઉત્તેજક વચનો સાં-ભળી **સતીને** પિતાને ઘેર જવાનું મન થયું. આમંત્રણ નથી તો શું થયું? હું ત્યાં જઈ સર્વને હળીમળી તેમને ઠપકો દઇશ ત્યારે તેઓ કેવાં શરમિંદાં થઇ જશે અને ત્યાં આવેલાં સહુ સગાંઓ મા-રાં કેવાં વખાણ કરશે? એવો વિચાર કરીને કહેવા લાગ્યાં કે—હે મુનિ! તમો મારી સાથે મંદિરમાં આવો હું અને તમે બેઉ **શ્રીશંકરને** આ વાત કહીએ, અને સૌ સાથે જઇએ, **નારદજી** કહેવા લાગ્યાં કે હું અત્યારે આવી શકું તેમ નથી તેથી ક્ષમા કરશો. વળી મારા આવવાથી શું વધારે છે? **ભગવાન શંકર** આપનુ વચન ક્યાં ઉ-થાપે તેમ છે? આપ્રમાણે **નારદજી** પણ પોતાનાસ્વભાવપ્રત્યે હસતા હસતા ત્યાંથી વિદાય થયા. **નારદજી** ગયા પછી **સતીનું** પુનઃ લાઇ મંદીર પ્રત્યે આગમન થયું **સતીમાતાને** આવતાં જોઇ ગણોએ ન-મન કરતાંજ બેસવા આસન આપ્યું. **સતી** શંકરને નમન કર્યા પછી **શંકર** પ્રત્યે કહેવા લાગ્યાં કે—" મારા પિતા અને આપના સસરા **પ્રજાપતિદક્ષને** ઘેર હાલમાં યજ્ઞનો મહોત્સવ થઈ રહ્યો **છે.** તેથી દેવ, ગાંધર્વ, અને વિદ્યાધર આદિ સર્વ મહર્ષિઓ તેમનાં સ્ત્રી છોકરાં સાથે ત્યાં જાય છે. તો જો આપની મરજી હોય તો આપણે

પણ ત્યાં ચાલો. તે યજ્ઞમાં મારી બહેનો પણ પોતાના સંબંધિઓને મળવાની ઇચ્છાથી પોતાના પતિની સાથે જશે. માટે હું પણ તમારી સાથે ત્યાં જઇ માતા પિતાના આપેલ વસ્ત્ર ભૂષણ આદિક પહેરામણી લેવાને ઇચ્છુંછું **શંકરે** કહ્યું કેઃ—આપણને આમંત્રણ નથી. તો કેમ જવાય? **સતીએ** કહ્યું કે આમંત્રણ નથી તો શું થયું? પોતાના બાપને ઘેર જવું, તેમાં કાંઇ તેડાં નોતરાંની જરૂર હોતી નથી. માટે હે! વ્યાઘ્રચર્માબર! તમે મારી ઉપરની વિનંતિ તરફ ધ્યાન દઇ ત્યાં પધારવા કૃપા કરો! કારણ કે સાસુ સસરાને ઘેર કાંઇ મહાન કાર્ય થતું હોય તે વેળાએ તે શું જમાઇ તથા દીકરીને ભૂલી જશે કે? ત્યારે **શંકર** હસીને બોલ્યા કેઃ—હે **સતી**! હું તમારા સેગન ખાઇને કહુંછું કે એમણે તમને અથવા મને કોઇને ખોટા સંદેશે પણ કહાવ્યા નથી.

આ વચનો સાંભળીતાંજ **સતીને** ઘણોજ ક્રોધ ચડયો; અને ક્રોધથી કહેવા લાગ્યા કેઃ—પિતાને ઘેર ઉત્સવ સાંભળીને દીકરીનું મન સ્ત્રી સ્વભાવ પ્રમાણે ઉત્સુક થયા વગર કેમ રહે? આ પ્રમાણે **સતીનું** વચન સાંભળીતાંજ **શંકર** બોલ્યા કે તમે જો મારૂં વચન નહિ માનતાં ત્યાં જશો તો તમારૂં સારૂં નહિ થાય, કારણ કે જે પ્રતિષ્ટિત હોય તેનું સંબંધી તરફથી અપમાન થાય તો તેમાંથી તુરત મરણ નીપજે છે. આ રીતે સ્ત્રીના શરીરનો બન્ને પ્રકારે નાશ થશે એમ શોચતા **મહાદેવજી** એટલું કહીને બોલતા બંધ રહ્યા. પોતાની ઇચ્છામાં વિઘ્ન આવવાથી સતી ઉદાસ થઇ ગયાં સ્નેહથી રોવા લાગ્યાં આંખોમાંથી આંસુઓ પાડી ગાલ ભીંજાવા લાગ્યાં; બહુજ વિહ્વળ થઇ જવાથી શરીર કંપવા લાગ્યું. આ પ્રમાણે **નારદમુનીથી** ઉશ્કેરાયલાં અને શંકરથી રોષે ભરાયલાં સતિ પિતાને ઘેર જવાને ચાલ્યાં **સતીને** એકલાં અને ઉતાવળાં જતાં જોઇને **શ્રી શંકરના** પાર્ષદો **મણિમાન** અને **મદ** આદિ હજારો **અનુચરો** **નંદીશ્વરને** આગળ કરી તરતજ **સતીની** પાછળ ચાલ્યા. **સતીને** **નંદીશ્વર** ઉપર બેસાડી મેનાં, દડા, દર્પણ વગેરેથી શોભાયમાન **મહાદેવના** અનુચરો ગીત ગાતા, દુંદુભી, શંખ, અને વેણુ આદિ વાદિત્રો વગાડતા ચાલ્યા ચારે બાજુથી વેદમંત્રોના ઘોષો સંભળાયછે. પશુઓની હિંસા જેમાં પ્રકાશી રહી છે. બ્રાહ્મણો અને દેવતાઓ શોભી રહેલા છે અને **સતીના** માતા પિતા યજ્ઞ વેદીમાં આહુતી આપતાં દેદીપ્યમાન જોવામાં આવે છે. તેટલામાં સતી અનુચરો

સહ ત્વરાથી અત્રે આવી પહોંચ્યાં. ત્યાં સતીને આવ્યા છતાં **દક્ષના** ભયથી બ્હેનો તથા માતા શિવાય બીજા કોઇએ તેમનો સત્કાર કર્યો નહિ. મા અને બ્હેનો તો પ્રેમાશ્રુથી ગળગળાં થઇ આનંદથી ભેટયાં અપમાન પામેલાં **સતીએ** યજ્ઞમાં **સદાશિવનો** ભાગ નહિ જોવાથી તથા પોતાના આવવાથી **દક્ષે** મ્હોડું ફેરવ્યાથી જાણે કોધથી ત્રણે લોકને બાળી દેતાં હોય તેમ યજ્ઞ સભામાં કોપ કર્યો. આ વેળા **શંકરના** દ્વેષી **દક્ષને** મારવાને **શંકરના** ગણો ઉભા થયા. તેઓને દેવિ **સતીએ** અટકાવ્યા. સર્વ કોઇ સાંભળતાં ક્રોધથી **સતી** કહેવા લાગ્યાં કેઃ—" ધિક્કાર છે મારા પિતાને કે જેણે મહાયજ્ઞમાં જમાઇનો તથા દીકરીનો ભાગ સરખો પણ ગણ્યો નહિ. અને મને પણ ધિક્કાર છે કે હું વગર તેડે અને પતિની વગર આજ્ઞાએ અહિં આવી. **જ્યાં પતિનું સન્માન ન હોય ત્યાં સતીએ જવાનો ધર્મ નથી.** અહિં **શંકરનું** સ્થાન કે સન્માન નથી તો તેમાં આગ ઉઠજો !! " વળી કહેવા લાગ્યા કે—હે દુષ્ટ પિતા ! તમારા દુષ્ટ સંબંધથી મને લજ્જા આવે છે મહાત્માના તિરસ્કાર કરનારને ધિક્કાર છે જ્યારે **શંકર** હસતાં હસતાં **દાક્ષાયણી** એમ તમારૂં નામ લઇને મને બોલાવે છે ત્યારે મારૂં હસવું બોલવું બંધ પડી જઇ મને કલેશ થાય છે, માટે તારા શરીરથી ઉત્પન્ન થયેલા આ દેહનો હું અવશ્ય ત્યાગ કરીશ ! ! ! આ છેલ્લા વચન તેમનાં મુખમાંથી નિકળતાંજ **દક્ષ પ્રજાપતિના** યજ્ઞ મંડપમાં આગ લાગી. અને હાહાકાર થઇ રહ્યો. અને ત્રિકાળ સ્વરૂપ ધરી **નંદીશ્વરને** કહેવા લાગ્યા કે:—હું અહિં બળી મરૂછું અને તમો આ સઘળું વૃતાંત **શંકરને** કહેજો પુર્વે મારો દુર્ભાગ્ય દેહ તમારો દોષિત થયેલો. જેથી ઉત્સંગનો અધિકાર રહ્યો નથી પિત્રનું માન ધરી મેં તમારૂં વચન પણ માન્યું નહિ તેથીજ હું ધારૂં છું કે તમારી સેવા કરવાના દિવસો આજેજ સમાપ્ત થયા. પરંતુ ક્યાં વેરો તપ કરી ફરી જન્મ ધારણ કરી હું તમોનેજ વરીશ આટલું કહી પોતે કેટલાક પસ્તાવો કરી જમણા પગના અંગુઠામાંથી અગ્નિ પ્રદીપ્ત કરી **સતીએ** પ્રાણ ત્યાગ કર્યા.[1]

---

૧ આ વિષે કેટલેક ઠેકાણે એમ પણ કહેવામાં આવે છે કે જ્યારે દક્ષે **શંકરને** નામે આહુતિ આપવાની ના કહી ત્યારે **સતીએ** **દક્ષને** કેટલાંક વચનો સંભળાવી પોતાના દેહની આહુતિ આપી.

આથી યજ્ઞ ભ્રષ્ટ થયો. **શિવના** ગણ બખેડો કરશે એમ જાણી ભૃગુઋષિએ મંત્ર ભણી આહુતિ આપી કે યજ્ઞ કુંડમાંથી બે પુરૂષ નીકળ્યા. જેઓએ શિવના ગણોને સભામાંથી હાંકી મેલ્યા. એ વર્તમાન જ્યારે શંકરે કૈલાસમાં જાણ્યા ત્યારે એણે પોતાની જટાના એક લટ પૃથ્વીપર પછાડીને તેમાંથી ભુત પ્રેતના સૈન્ય સહિત વીરભદ્ર ઉત્પન્નકર્યા એણે **શિવની** આજ્ઞાથી યજ્ઞશાળામાં જઇ **દક્ષનું** શિર કાપી યજ્ઞકુંડમાં નાખ્યું. **ભૃગુની** દાઢી તોડી અને સભામાં બેઠેલા દેવતા, ઋષિ, ગંધર્વ આદિ સહુને માર મારી અંગ ભંગ કર્યા. **બ્રહ્માને વિષ્ણુ** આગળથી જાણતા હતા. માટે યજ્ઞમાં ગયા નહોતા, પછી **બ્રહ્માદિ** દેવતા ઋષિઓની વિનંતિ ઉપરથી **શંકરે** યજ્ઞશાળામાં જઇ પોતાનાં દર્શન આપી સહુનો અનુગ્રહ કર્યો. બકરાની દાઢીના વાળ **ભૃગુની** દાઢી તરીકે ચોંટાડ્યા ને **દક્ષના** ધડને બકરાનું માથું ચોટાડ્યું. એટલે તે સજીવન થયા ને શંકરની સ્તુતિ કરવા લાગ્યા.

**દક્ષપ્રજાપતિના** યજ્ઞમાં **સતી**એ પ્રાણ ત્યાગ કરી પર્વતોના નરેંદ્ર **હિમાચળને** ઘેર ઉમાજી અથવા પાર્વતીજીને નામે જન્મ ધારણ કર્યો. આ કુળદિપક પુત્રીના સદ્ભાગ્યે અને તેનાં શુભ ચરણોથી તેના પછી મૈનાક નામે પુત્ર થવાથી અને તે રૂપ, રંગ અને શીલ ગુણ સંપન્ન હોવાથી માબાપને તેમજ સર્વ મનુષ્યોને અતિપ્રિય થઇ પડ્યાં હતાં. માબાપનું સુખ લેતાં થકાં તે **સતી** પરણવાને યોગ્ય થઇ. તેથી તેમને માટે યોગ્ય વરની શોધ કરવા માટે **હિમાચળના** સઘળા દૂતો નિકળી પડ્યા હતા. કોઇ વખતે **હિમાચળ** તથા **રાણી મેના** એકાંતમાં બેસીને પુત્રીના લગ્ન સંબંધ અર્થે વાતો કરતાં હતાં એટલામાં **ભગવાન નારદજી** ત્યાં આવ્યા રાજા રાણીએ તેમનું આર્ધ્યપાદ્યથી પૂજન કરી તેમને એક આસન ઉપર બેસાડી લાવણ્યવાન **ઉમીયાજીને** યોગ્ય વર બતાવવા વિનંતિ કરી. નારદજીએ તત્કાળ વિચારીને કહ્યું કે—' રાજન્ તમે શામાટે ચિંતા કરોછો ? **વિધાતાએ** તેને સારૂ એક ઉત્તમ ભર્ત્તાર નિર્માણ કરેલ છે. ઉમાકાંઇ સામાન્ય એટલે જેવું તેવું મનુષ્ય નથી તે એક દેવી જગતની માતા છે અને તેને સર્વથી શ્રેષ્ઠ વરજ મળશે. ' આવું સાંભળી મેનારાણીએ પુછ્યું કે—' મળશે તે ક્યારે ? ઉમા પણ લગ્ન લાયક ઉમ્મરનાં થયાં છે મહારાજ ? ' **નારદજી** ઉઠતાં ઉઠતાં બોલ્યા કે ' દેવિ ? ઉતાવળ નહિં કરો ? **ઉમાને** હજુ

કન્યાપણાનાં યોગ્ય વ્રતાદિક તો કરાવો ? ઇશ્વરના નામથી જગતનો વંધ ઉત્તમ વર કંઇ એમને એમ મળવાનો કે ?' આ પ્રમાણે **નારદજી** હસ્તા હસ્તા ત્યાંથી વિદાય થયા. **રાણીમેના** તથા **રાજા હિમાચળ** સર્વના મનમાં ઉત્તમ વર મળવાના આશીર્વચનથી આનંદનો પાર રહ્યો નહિ; અને **નારદજી**ના કહેવા મુજબ વ્રતાદિકના કાર્યોમાં તેઓ તત્પર થવા લાગ્યાં. આમ કરતાં થોડા દિવસ પછીજ **ઉમાએ** પોતાની માતાને કહ્યું કે, ' માતાજી ? મારે તપના આચરણુને માટે કૈલાસ પ્રત્યે જવાની ઇચ્છા છે તો આપ આજ્ઞા આપશોજી ' **મેનારાણી** પુત્રીનો મત સમજી ગયાં ને કહેવા લાગ્યાં કે ' બહેન તારાથી તે તપાચરણ બને ? એ તો **નારદજી** હસ્તા હતા. તેં કોઇ દિવસે સૂર્યનો તાપ સહન નથી કર્યો તેમ તેનાં કિરણો પણ કોઇ દીવસે નિહાળ્યાં નથી. તે તું વનમાં જઇને શું કરે ? વનમાં જતાંજ પહેલું તો એક તાપથી ધખધખી રહેલી ધરતીપર તારાથી એક પગલું પણ નહિં ભરાય. બીજું વનની વિકટ ઝાડીના કંટકો, અને વાઘ વરૂઓ એવાં એવાં ભયંકર પશુ પક્ષીઓના ભયથી શું તપનું આચરણ થશે કે ? આપણા ઘરમાં સર્વ દેવતાઓ છે તેમનું તું અત્રેજ દઢ સ્વસ્થ ચિત્તે કરી આરાધન કર. એટલે બસ છે. જે ભક્તિ છે તેજ પરમ કલ્યાણનું સ્વરૂપ છે. ઉમાએ વનમાં જવાનો દઢ આગ્રહ કર્યો અને તેમની બે સખીઓએ તેની માતાને સમજાવ્યાં. તેથી આખરે તેઓને તપાચરણ અર્થે જવાની આજ્ઞા આપવી પડી. પૂજાનાં સાહિત્યો, લઇને **ઉમા** સખીઓ સાથે કૈલાસના પ્રવેશમાં ગંગાજીને તીરે પર્ણકુટી બાંધીને રહ્યાં **ઉમાજી**એ અહિં જુદાં જુદાં તપો અને વ્રતો કરવા માંડયાં. આસપાસના રમણીય પ્રદેશમાં રહેતા ઋષિ મુનિઓ આ દેવીનું તપાચરણ જોઇ આશ્ચર્યમાં મગ્ન થયા. આમ કરતાં કેટલોક વખત વ્યતીત થયા પછી **ભગવાન શંકર** એક વૃદ્ધ બ્રાહ્મણનો વેશ ધરી તેમની પરીક્ષા કરવાને આવ્યા. અહિં આવીને બ્રાહ્મણે ઉમાને પુછ્યું કે " કન્યા ? તારા મનમાં કયા મહદ્ ફળની ઇચ્છા છે કે જેથી તું આવાં અસહ્ય તપ કરવા તત્પર થઇ છે ? જો આવાં તપથી તું સ્વર્ગની ઇચ્છા રાખતી હો તો તે સહુ મિથ્યા છે. કારણ કે તારા પિતાનો દેશ દેવભૂમિજ છે, અને વરેચ્છાએ તપ કરતી હો તો તે મિથ્યા છે, કારણ કે તારા જેવી રૂપાળી અને અમૂલ્ય એવું જે રત્ન તે પોતાના ખરીદનારને શોધતું નથી પણ ખરીદનારજ તે રત્નને શોધે છે. માટે હે કન્યકા ? બોલ, તું શાને માટે તપ કરે છે ?

ઉમા લજ્જાથી નીચુંજ જોઇ રહ્યાં, પણ તેની સખિઓએ તે વૃદ્ધ બ્રાહ્મણને ઉત્તર આપ્યો કે "મહારાજ ભગવાન શંકરને વર મેળવવા માટેજ અમારી સખી આવાં અસહ્ય તપો વ્રતો આદરે છે? ભગવાન શંકર તેમને મળશે કે નહિ?" બ્રાહ્મણના વેષમાં રહેલા શંકરે ખિન્ન મુખ કરીને કહ્યું કે "હેં? તમારી સખીએ શંકરને માટે આટલું બધું દુઃખ સહન કરે છે? અરેરે! એનામાં તે શું છે? એને હમેશાં સ્મશાનમાં રહેવું જોઈએ, શરીરે ભસ્મ ચોળવી, ખુબ ભાંગ અને ધંતુરો જોઇએ એને હાથીનાં ચામડાં ઓઢવાં જોઇએ કંઠના આભૂષણોમાં કાળા ફણીધર અને મનુષ્યની ખોપરીની માળા વગર બીજું જેને કાંઈ નહિં, અને જેને રૂડા રૂપાળા ભૂતોનું સૈન્ય, એ ક્યાં એક કાપાલિક શંકર અને ક્યાં આવી દેવ કન્યા સ્વરૂપ તમારી સખી?" પછી પાર્વતી પ્રત્યે કહેવા લાગ્યા કે તમારી સખિઓ જે કહે છે તેજ પ્રમાણે જો તમારો હેતુ હોય તો તેમાં તમે ઘણીજ ભૂલ કરોછો! ઐરાવ તુલ્ય હાથી ઉપર સવારી કરવાને લાયક તે શું તમે એ શંકરના વૃષભ ઉપર સવારી કરશો? અરે? વિચારી તો જુઓ કે તમારાં પાંખા પટકુળ અને ક્યાં એ શંકરને હાથીનાં ચામડાં? તેમજ તમારાં રત્ન જડિત્ર આભૂષણો અને ક્યાં તેના નાગહારો? રાજ મહેલને યોગ્ય તમે એને વરી શું સ્મશાનમાં જઇ વસો। કરશે એનામાં તે શું છે?

આ પ્રમાણે સાંભળી કાને હાથ મુકી પાર્વતીજી આડું જોઈ બોલ્યાં કે 'બસ, બસ. મહારાજ બસ કરો, હું વધારે સાંભળવા ઇચ્છતી નથી. બસ કરો અને કૃપા કરી અહિંથી પાછા ફરો.' આમ કહી પાર્વતીજી આસન ઉપરથી ઉઠયાં એટલે તુરત શંકર પ્રત્યક્ષ થયા અને તેમનો હાથ ઝાલીને બોલવા લાગ્યા કે "પ્રિયે! પ્રિયે! હવે ક્યાં જાઓ છો?" પાર્વતી પાછાં ફરી, પોતનો હાથ મુકાવવા તેમની તરફ ફરીને શંકરનું મુખ જોઇ મંદ હસી હાથને ખેંચી લેવાનું પણ ભૂલી જઇ નીચું જોઇ ગયાં, અને તેની સખિઓ આનંદથી ઉછળાતે હૃદયે "જય શંકર પાર્વતી પતે" એમ બોલી પાય વંદન કર્યું. પાર્વતી નીચું નિહાળી અંગુષ્ટોથી ધરતી ખણતાં ઉભાં રહ્યાં. શંકરે દાસીઓને આશિર્વાદ દેઇને કહ્યું કે—' હવે તમે તપથી સુકયલી આ તમારી સખીને લેઇને મંદિર પ્રત્યે જાઓ અને વિવાહની તૈયારીઓ કરાવો ફરીને શંકરને વંદન કરી

સખીઓએ **ઉમાને** કહ્યું કે હે સખિ ચાલો હવે આપણે જઈએ ? **શંકરે ઉમાનો** હાથ છોડી દીધો **ઉમાજી** નીચે મુખે પણ ઉંચી આંખે હૃદયમાં હસતાં ને પહ્હું વાળીને જોવાને બીએ ટુંકાં પગલાં ભરતાં ભરતાં આનંદભેર સખીઓ સાથે ત્યાંથી પિતાના ઘર તરફ ચાલ્યાં અને **શંકર** ત્યાંથી કૈલાસ પ્રત્યે ગયા. સખિઓએ આવીને સર્વ હકીકત કહ્યાથી **હિમાચળે** લગ્નની તૈયારી કરી, દેવતાઓને સાથે લઈ **શંકર** પરણવા પધાર્યા અને **હિમાચળ** તથા **રાણી મેના** પ્રસન્નતાથી તેમને **ઉમાજીનું** કન્યાદાન દઈને તેઓ કૃતાર્થ થયાં

પછી **શંકર** તથા **પાર્વતીજી** બન્ને જણાં કૈલાસ પ્રત્યે ગયાં. ત્યાં **દક્ષ પ્રજાપતીના** યજ્ઞવાળી વાત સંભારી **દેવિએ** પશ્ચાતાપ કરીને **શંકર** પાસે ક્ષમા માગી, ત્યારે તેમણે પોતાપરની તેમની અનન્ય ભક્તિનાં વખાણ કરીને કહ્યું કે, **દેવી ? "પતિ એજ સ્ત્રીઓનું સર્વસ્વ છે,"** એમ જગતને બતાવી આપીને તમે તમારા ઉત્તમો ઉત્તમ ચરિત્રથી સ્ત્રી જાતિ ઉપર ઉપકાર કર્યો છે.

સદા આર્ય સ્ત્રીઓ પોતાના પતિ તરફ આવો પ્રેમ રાખી આ આખ્યાયિકાને સફળ કરશો તોજ કર્તાનો શ્રમ સફળ ગણાશે અને તમોને તોજ ધન્યવાદ મળશે પતિ પ્રત્યે પ્રેમ રાખવો એજ સતી સ્ત્રીનું મુખ્ય કર્મ ધર્મ છે ધન્ય છે **સતી પાર્વતી શંકર** પ્રત્યેના પ્રેમને વારંવાર ધન્ય છે. **શિવપુરાણ,**

## લક્ષ્મીજી.

**सतीनां पादरजसा । सद्यःपूता वसुंधरा ॥**
**पतिव्रतां नमस्कृत्य । मुच्यते पातकान्नरः ॥**

સતીના ચરણની રજવડે તત્કાળ ધરતી પાવન થાય છે; સતી સ્ત્રીને નમસ્કાર કરવાથી સર્વ પાપોથી મુક્ત થાય છે.

આ સતી સાક્ષાત **વિષ્ણુ શેષસાચી નારાયણની શક્તિ** તેનો જન્મ **ભૃગુઋષિને** ત્યાં થયો હતો[૧] **સતી લક્ષ્મીજી** પોતાની બાલ્યવયથીજ બુદ્ધિ શૌર્ય, ડહાપણ, ચતુરાઈ અને વિદ્યાકળામાં

---

૧ આવિષે પણ કથા છે કે **સતી લક્ષ્મીજી** સમુદ્રમાંથી ઉત્પન્ન થયાં છે ને તે ભૃગુઋષિને પણ સમુદ્રને કાંઠેથીજ મળ્યાં છે.

કુમારી ગણાતાં હતાં. રૂપ, ગુણ, યૌવન અને લાલિત્યથી તેને સહુ કોઇ ધન્યવાદ આપતું હતું. કોઈ વખત **લક્ષ્મીજી** તથા તેની સખીઓ વગેરે પોતાના સ્નેહ બાગમાં ફરતાં હતાં. તેટલામાં તે સ્થળે **નારદજી** આવી પહોંચ્યા. આ મહર્ષિનું આગમન થયું કે તરતજ તેમની દૃષ્ટિ **લક્ષ્મીજી** તરફ દોરાણી તેણે **લક્ષ્મીજીની** સનમુખ જોતાંજ રૂપ, ગુણ તો જાણે સાક્ષાત **ઇંદ્રના** ઘરનાજ હોય નહિ તેમ હરખાવા લાગ્યા. તેણે એવો વિચાર કર્યો કે આ સતી ખરેખર પરમાત્મા વિષ્ણુને માટેજ અવતાર પામ્યાં છે. આ વાત તેણે **ભૃગુઋષિને** જણાવી કે, ઋષિ ! આ તમારી પુત્રી ખરેખર શકિત સ્વરૂપ છે અને તેથી તેનાં લગ્ન શ્રી વિષ્ણુ સાથે થવાં યોગ્ય માનુંછું આ સાંભળી, ભૃગુઋષિએ તેમ કરવા હા પાડી. આ વાત સાંભળી **નારદજીએ** તુરત શ્રી **વિષ્ણુ** પાસે આવી કહ્યું કે, તમારી અર્ધાંગના થવાને લાયક કન્યા **ભૃગુઋષિને** ત્યાં ઉત્પન્ન થયેલાં છે. માટે તેનીસાથે શાસ્ત્રવિધિને અનુસરી લગ્ન કરો. **વિષ્ણુ** ભગવાનની મહત્તા મોટી હતી, તેઓ સાક્ષાત્ જગતવંદ્ય જગતનિયંતા હતા, તેનાં ગુણગાન બ્રહ્મા આદિ દેવતાઓએ પણ વિસ્તારથી કરેલાં છે, તેમનામાં પ્રાણી માત્રને જન્મ આપવાની અને તેનું પોષણ કરવાની મહાન્ શક્તિ હતી. **નારદજીએ** આવા ખબર કહ્યાથી **શ્રી વિષ્ણુભગવાન ભૃગુઋષિના** આશ્રમ પ્રત્યે શ્રી **લક્ષ્મીજીને** નિહાળવા ગયાં. **શ્રી લક્ષ્મીજી** સર્વ પ્રકારે પોતાને યોગ્ય છે એમ નિશ્ચય કરી વરવાને માટે તેણે હાપાડી આથી **ભૃગુઋષિ** બહુ પ્રસન્ન થયા. **શ્રી વિષ્ણુ ભગવાન** પોતાની સાથે **બ્રહ્મા, શંકર,** અને **ઇંદ્ર** ઇંદ્રાદિક સર્વ દેવતાઓને સાથેલઇ **ભૃગુઋષિને** ત્યાં પરણવાને પધાર્યા. **ભૃગુઋષિએ** પોતાની લાડકવાઇ કન્યા શ્રી **લક્ષ્મીજીનુ શ્રી વિષ્ણુ ભગવાનને** કન્યાદાન દીધું આ દંપતી સર્વ પ્રકારે યોગ્ય હોવાથી સઘળા દેવતાઓ ઘણાજ ખુશી થયા, પરણ્યા પછી તે સતિ પતિ સેવા અને પતિ એજ સ્ત્રીઓનું પરમ દૈવત છે એમ ઉદાહરણ આપતાં તે જગતની મહામાયા તરીકે પૂજાતાં રહ્યાં. જ્યારે પૃથ્વીનો ભાર ઉતારવા માટે વિષ્ણુ ભગવાનઅવતારો લેતા ત્યારે ત્યારે **લક્ષ્મીજી** પણ જગતની સ્ત્રીઓને જુદાં જુદાં ચરિત્રોનું **શિક્ષણ** આપવાને અવતાર લેતાં હતાં. **સીતા** અને **રૂકમણીના** અવતારમા તેમણે સ્ત્રીઓને અદ્ભુત દર્શાવેલું છે. તે છાયાની માફક પતિને અનુસરતાં અને તેમના સુખ દુઃખમાં ભાગ લેતાં જણાય છે. જગતને

લય થતાં **ભગવાન વિષ્ણુ** જ્યારે શેષ નાગ ઉપર **શયન** કરે **છે** ત્યારે સતી **શ્રી લક્ષ્મીજી** પોતાના પતિ ધર્મને અનુસરી તેમના પણ ખોળામાં **બઇ** ચાંપ્યા **કરે છે.** શેષ **શાયી** ભગવાનના પગ ચાંપતાં **શ્રી લક્ષ્મીજી,** સ્ત્રીઓને જો સમજે તો પતિ ભક્તિ અને પતિ સેવાનું કંઇ ઓછું દ્રષ્ટાંત આપતાં નથી **શ્રી વિષ્ણુ** શેષશાયી **ભગવાન** અને દેવી **લક્ષ્મી**જીની છબી ઘર ઘર શોભી રહેલી જોવામાં આવે છે તે માત્ર સતી સ્ત્રીએ પોતનું પતિવ્રત બતાવી આપ્યું છે તે જો હાલના સમયની બાળાઓ તથા સ્ત્રીઓ ધ્યાનમાં લહે તો કંઇ તેની ઓછી અસર થશે નહિ ? ધન્ય છે દેવી **લક્ષ્મીજીને ? ?**

એક સમયે **લક્ષ્મીજી** અને **વિષ્ણુ** પોત પોતાનું અભિમાન કરવા લાગ્યાં. **લક્ષ્મી** કહે કે મારે વડે તમે અને **વિષ્ણુ** કહે કે મારે વડે તમે. **લક્ષ્મીએ** કહ્યું કે આપણે બંને પૃથ્વી ઉપર જઇયે પછી **વિષ્ણુ** સાધુને રૂપે એક બ્રાહ્મણને ત્યાં ગયાં. ને એણે ઘણા ભાવથી તેની પુજા કરીને પોતાને ઘેર રાખ્યા. સર્વે જમવા બેઠા હતા એવામાં **લક્ષ્મી**ને વેશે તને બારણે આવ્યાં ને કાલાવાલા કરી પીવાને પાણી માગ્યું એને દેખી **વિષ્ણુએ** પેલાં ઘરનાંને કહ્યું કે એ જીવતી ડાકેણ છે. માટે એને હમણા કાહાડી મુકો પછી ઘરના માણસે તે ભીખારણને માર મારી કાઢવા મંડી. ત્યારે તે સાધવીએ ઝોળીમાંથી એક રત્ન જડિત્ર પ્યાલું કહાડયું. ને કહ્યું કે મને પાણી પાઓતો આ આપી દઉં. પેલા બ્રાહ્મણે પાણી પાઇ પ્યાલું લીધું પછી સાધુએ એવાં ઘણાં વાસણ બતાવી કહ્યું કે પેલા સાધુને જો કહાડી મુકો તો આ બધાં વાસણો તમને આપી દઉં પછી બ્રાહ્મણે પ્રથમના સાધુને કહ્યું કે હમારે બ્હાર જવું છે માટે તમે હવે જાવ પણ તેણે જવાની ના કહી ત્યારે બ્રાહ્મણે લક્ષ્મીના કેવાથી સાધુને મારવા માંડ્યો પછી સાધુ અને સાધવી બંને અદ્રશ્ય થયાં ને **વિષ્ણુએ લક્ષ્મી**ની વાંત કબુલ કરીને કહ્યું કે કળજુગમાં મારા કરતાં તમારૂં માહાત્મ્ય મોટુ છે. વૈષ્ણવો આદિ માયા જગતની માતા લક્ષ્મીને સમજે છે. ને લક્ષ્મીનુ મહાત્મ્ય કોણુ કહેવાને સમર્થ છે ?

કારણકે લક્ષ્મી (પૈસો) એ મદને આપે છે. એ આશ્ચર્ય છે. ડાહ્યા માણસે પોતાની થોડી લક્ષ્મી પણ કોઇને બતાવવી નહિ. કારણ કે તે લક્ષ્મીના દર્શનથી મુર્તિનું મન પણ ચલિત થાય છે. જેની જેની પાસે ઘણી લક્ષ્મી છે તે માણસ કદી શુદ્ર હોયતો પણ

પૂજવા યોગ્ય થાય છે. અને ચંદ્રના જેવા ઉજવળ વંશવાળો હોય તોપણ જો તે નિર્ધન હોય તો સર્વથી રાબવ પામે છે. સ્ત્રીનું રૂપ ગુણવાન પુરૂષનેજ ઘણુંવાર મોહ પમાડે છે. માણુસ માણુસનો દાસ નથી પણુ તે લક્ષ્મીનો દાસ છે. કારણકે મોટાઈ અને હલકાઈ અને તે સધન અને નિર્ધનપણાને બપને છે. અર્થાત્ સધનને મોટાઇ મળે છે અને નિર્ધનને હલકાઇ મળે છે. જેની પાસે લક્ષ્મી છે તે માણુસ કુળવાન પંડિત, શાસ્ત્ર જાણુનાર, ગુણુ જાણુનાર, વકતા અને દર્શની થાય છે. તેથી સર્વ ગુણો લક્ષ્મીનો આશ્રય કરીને રહેલા છે. મિત્રો. પુત્રો, સ્ત્રીઓ અને સુહૃદ્જનો નિર્ધનનો ત્યાગ કરે છે અને જ્યારે તે ફરી ધનવાન ( લક્ષ્મીવાન ) થાય છે ત્યારે પાછા તેઓ તેનો આશ્રય કરે છે તેથી પુરૂષને ખરેખરી બંધુ સમાન લક્ષ્મીજ છે.

( વિષ્ણુ પુરાણ )

## ઇંદ્રાણી.

એનું નામ **શચી** પણ હતું. **પુલોમ** રાજાને **શચી** નામની પુત્રી હતી તે રંગે, રૂપે, સદ્દગુણી, ડાહી, ભણેલી, અને સ્વધર્મ નિષ્ટ હતી તેને સ્વર્ગના રાજા ઇંદ્ર વેરે પરણાવી હતી. ઇંદ્ર દેવતાઓ ઉપર રાજ્ય કરતો હતો અને તેને વારંવાર દેવતાઓના શત્રુઓ દૈત્યોની સાથે યુદ્ધ કરવાં પડતાં હતાં. શચી તેમાં સહાયતા આપતી હતી. આ સાધ્વી ઘણીજ સ્વરૂપવાન અને તેજસ્વી હતી. તે પોતાના સ્વરૂપને માટે જગતમાં પંકાએલી છે. તે બુદ્ધિવાન, નીતિવાન, ધાર્મિક, જ્ઞાની અને પતિવ્રતા હતી.

એક વખતે દૈત્યો તરફથી **વૃત્ર** નામનો બ્રાહ્મણ, ઇંદ્રની સામે લડવા માટે આવ્યો, તેમાં ઇંદ્રે **વૃત્રને** મારી નાંખ્યો. **વૃત્ર** બ્રાહ્મણ હતો તેથી ઇંદ્રને બ્રહ્મ હત્યા લાગી અને તેની પાછળ પડી: ઇંદ્ર તેનાથી નાશ ભાગ કરવા લાગ્યો, પરંતુ જ્યાં તે જાય ત્યાં બ્રહ્મ હત્યા પણ તેની પાછળ પાછળજાય આખરે કીડાનું સ્વરૂપ લઇને ઇંદ્ર માન સરોવરની અંદર કમળના નાળમાં છુપાઈ બેઠા. બ્રહ્મહત્યા ત્યાં આગળ જઇ શકી નહિ. બીજી તરફ ઇંદ્રના નાસી જવાથી સ્વર્ગની રાજ્યગાદી રાજા વગર શૂન્ય થઇપડી. સતી ઇંદ્રાણી આધાર રહિત થઇ રાત દહાડો વિયોગી ચાતકની પેઠે ઝુરવા લાગી ત્યાર પછી સ્વર્ગના દેવતાઓએ ધર્મશાસ્ત્રો પ્રમાણે કેટલાક દાખલાઓ આપી ધીરજ આપી સ્વર્ગના રાજ્યાસન ઉપર **નહુષ** નામના રાજાનો રાજ્યભિષેક કર્યો.

તે રાજા પ્રથમતો ઘણોજ **ધર્માચરણવાળો** અને ગુણવાન હતો; પરંતુ પાછળથી **ઇંદ્રાણીનાં** રૂપ તથા ગુણ જોઇને તેના ઉપર મોહિત થયો અને **ઇંદ્રાણી** પ્રત્યે કહેણ મોકલાવા લાગ્યો કે ' હવે તું સ્વર્ગનાં રાજ્યનો લ્હાવો લે અને તું **ઇંદ્રને** માટે શા માટે દુઃખી થાય છે. મારી રાણી થઇને સ્વર્ગના રાજ્યના સુખનો લ્હાવો લે, કાલની કોને ખબર છે. આવી લાગેલા સુખને લાત મારીને શા માટે દુઃખ સ્વીકારે છે? **ઇંદ્ર** હવે કંઇ અહીં આવવાનો નથી, માટે મારૂં કહેવું માનીજા, અને મારી અર્ધાંગના થઇને સ્વર્ગનું અનુપમ રાજ્ય સુખ ભોગવ." પતિવ્રતા **ઇંદ્રાણીએ** **નહુષના** કહેણનું અપમાન કર્યું, તોપણ **નહુષે** કહેવરાવ્યું કે,—" તને મારી પત્નિ થવામાં શી અડચણ છે!" કામાંધ **નહુષ** અત્યારે સતીધર્મ વિસરી ગયો હતો, તેથી વારંવાર **ઇંદ્રાણીને** પોતાની પટરાણી થવાનું કહેવા લાગ્યો. **ઇંદ્રાણીએ** થોડા વખતતો **નહુષને** આડા અવળા જવાબો આપી તથા ક્રોધ દર્શાવીને અટકાવ્યો. પરંતુ આખરે જ્યારે **નહુષે** તેના ઉપર બલાત્કાર કરવાનું કહેણ કહાવ્યું. ત્યારે **ઇંદ્રાણીએ** મુંઝાઇને ગુરૂ **બૃહસ્પતિની** પાસે જઇ તેમને **નહુષના** કુર અને ઘાતકી વિચારની વાત કહીસંભળાવી. અને પૂછ્યું કે,—" હવે મારે મારા પતિવ્રતનું રક્ષણ કેવી રીતે કરવું? કારણકે **નહુષ** દુરાત્મા અને દુષ્ટ છે. તેને ધર્મ અધર્મનીજ ખબરજ નથી કારણકે "**કામાંધો નૈવ પશ્યતિ.**" એ કહેવત મુજબ તે નકી મારા શીલનો ભંગ કરશેજ. હે ગુરૂ! તમે કોઇપણ ઉપાયથી મારી રક્ષા કરો. તમે પૂર્વે મને આશિર્વાદ આપી કહ્યું હતું કે તું અખંડ સૌભાગ્ય વતી રહીશ, પતિવ્રતા થઇશ, અને અત્યંત સુખ ભોગવીશ માંટે આપ તે આશીર્વાદની વાણીને સફળ કરો. આ પ્રમાણે **ઇંદ્રાણીનું** કહેવું સાંભળી **બૃહસ્પતિએ** કહ્યું કે, ' પુત્રિ! ગભરામાં, સઘળુ થોડા સમયમાંજ સારૂં થશે." અને **ઇંદ્રના** દર્શન પણ થોડા સમયમાંજ થશે, માટે તારે **નહુષથી** કોઇ પણરીતે ડરવું નહિ.

**ઇંદ્રાણીએ** **બૃહસ્પતિ** ને ખબર આપ્યાથી તે તેના ઉપર ક્રોધાયમાન થયો. દેવતાઓ અને ઋષિઓ **નહુષને** બહુ બહુ શિખામણ આપી પણ તેઓનું સર્વ કહેવું ફોક અને **નહુષ** કહેવા લાગ્યો કે, ' ઇંદ્રે પણ પૂર્વે ઘણા અપરાધો કર્યાહતા. અને તેમણ **ગૌતમની** સ્ત્રી **અહલ્યાનું** શીળ ભંગ કર્યું હતું. તેથી તમે તેને કેમ નહિ અટકાવ્યો? તમો **ઇંદ્રાણીને** તરતજ મારા મહેલમાં મોકલી આપો

તેથી દેવતાઓ **બૃહસ્પતિને** ઘેર ઇંદ્રાણી બેઠાં હતાં ત્યાં ગયા **અને** **બૃહસ્પતિને** કહેવા લાગ્યા કે હે દેવર્ષિઓમાં શ્રેષ્ટ એવા **બૃહસ્પતિ**! અમે તમને વિનંતિ કરીને કહીએ છીએ કે તમે **નહુષને** **ઇંદ્રાણી** સોંપીદો. કારણકે ઇંદ્રના રાજ્યાસન પર બીરાજતો જે **નહુષ** તે હાલમાં **ઇંદ્રથી** પણ પોતાને અધીક માને છે તેથી **ઇંદ્રાણી તેને** **ઇંદ્ર** તરીકે કબુલ કરે. તે વખતે **ઇંદ્રાણી** આંખમાં આંસુ લાવી રડવા લાગ્યાં. **હે બૃહસપતિ** હું તમારે શરણે આવીછું. તમે મારૂં રક્ષણ કરો !" **બૃહસ્પતિએ ઇંદ્રાણીને** કહ્યું કે,-હું શરણે આવેલાનો ત્યાગ કરતો નથી. તેમાં વળી તમે ધર્મ જાણનારાં **અને** સત્યવાદિની છો તે હું જાણતાં છતાં કેમજ ત્યાગ કરૂં ? ત્યારે પછી સર્વે દેવતાઓને કહેવા લાગ્યા કે તમો સઘળા **ઇંદ્રાણીનું** શીલ સચવાય એવો પ્રયત્ન કરો. ત્યારે દેવતાઓએ **બૃહસ્પતિને** ઉત્તમ ઉપાય બતાવવાનું સુચવ્યું. ત્યારે **બૃહસ્થપતિએ** કહ્યું કે-' **નહુષ** પાસેથી **ઇંદ્રાણી** કાંઇ અમુક કાળની અવધિ માગી લે. કારણ કે કાળ તેના દુઃખનો છેડો આણશે. તે ઉપરથી **ઇંદ્રાણી નહુષની** પાસે ગઈ **અને** તેને પ્રણામ કરીને બોલી કે-' મહારાજા ! મારા સ્વામી ઇંદ્ર કયાં ગયા છે.' થોડાક સમયની મને અવધિ આપો એટલા વખતમાં જો ઇંદ્ર પાછા ન આવે તો હું પછી નક્કી તમને વરીશ આ સાંભળી **નહુષ** ઘણો પ્રસન્ન થયો. **અને** **ઇંદ્રાણીને** જવાની રજા આપી તે ત્યાં **બૃહસ્પતિને ઘેર** આવી. પછી સર્વે દેવતાઓએ વિચાર કર્યો કે હવે **આપણે ઇંદ્રને બ્રહ્મ હત્યા**માંથી મુકત કરીએ માટે તે સારૂ સર્વાંતર યામી **શ્રી વિષ્ણુ ભગવાનને** તેનો ઉપાય પુછી જોઇએ. આ પ્રમાણે વિચાર કરી સર્વે કોઇ શ્રી **વિષ્ણુ ભગવાન** પાસે ગયા અને પ્રાર્થના કરી પુછ્યું. કે ઇંદ્ર બ્રહ્મ હત્યાના દોષથી મુકત થાય એવો ઉપાય બતાવો. ત્યારે **શ્રી વિષ્ણુ ભગવાને** તે પાતકથી છુટવા અશ્વમેધાદિ યજ્ઞ કરવાનું સુચવ્યું સઘળા દેવતાઓ જ્યાં ઇંદ્ર રહેતા હતા ત્યાં ગયા અને યજ્ઞ કરાવ્યો. ઇંદ્ર પાતકથી મુકત થયા. તેઓ બળવાન પણ થયા પરંતુ તેની પાસે યુધ્ધનાં આયુધ નહિ હતાં તેમ તેનો ઉદય કાળ પણ નહોતો તેથી તે સરોવરમાં કમળના નાળોની અંદ છુપાઇ રહ્યા. અહિ **ઇંદ્રાણી** પણ મુંઝાણી. તેણે કરેલો અવધિ દિવસે દિવસે ઓછો થવા લાગ્યો એટલે સર્વે દેવતાઓએ મળી તેને તેના પતિ **ઇંદ્રથી** મેળવી. **ઇંદ્રાણી** પોતાના પ્રાણપતિ **ઇંદ્રનાં** દર્શન કરી બોલ્યાં કે, ' **હે નાથ**

દુષ્ટ **નહુષ** હવે મારા શીલનો ભંગ કરશે. માટે જેમ બને તેમ તમે મારૂં રક્ષણ કરો. અને તે દુષ્ટ **નહુષને** હણો. ઇંદ્રે ઇંદ્રાણીને ધીરજ આપતાં કહ્યું કે વ્હાલી ! આ વખત મારે પરાક્રમ કરવાનો છે નહિ. અને તે મહા બળવાન છે તો હું એક ઉપાય બતાવું તે પ્રમાણે તું કરીશ તો તારૂં શીલ રહેશે. **નહુષને** એકાંતમાં જઇને કહેજે કે તમો ઋષિઓની પાસે પાલખી ઉપડાવી તેમાં બેસીને મારે ત્યાં આવો તો હું ખુશીથી તમારી સેવા કરવાને તૈયાર થાઉં. " ઇંદ્રાણીએ તે પ્રમાણે **નહુષ** ને કહ્યું. **નહુષ** રાજા કામી અને અવિચારી હતો. તેણે ઇંદ્રાણીનો શીલનો ભંગકરવાનો વિચાર કર્યો હતો તેથી તેની બુધ્ધિનો નાશ થયો. તેણે પ્રસન્ન થઇને આ વાત સ્વીકારી અને તરતજ પોતે સપ્ત ઋષિઓ પાસે પાલખી ઉચકાવી **નહુષ** ઇંદ્રાણી મહેલે જવાને નિકળ્યો. અને રસ્તે ચાલતાં ઉતાવળમાં આગસ્તને પગઅડ કાડી **સર્પસર્પ** એમ કહ્યું. તરતજ આસર્ય શાપ આપ્યો કે **સર્પોભવ** ( સર્પ થઇજાવ )આપ્રમાણે શાપ થતાં તે અજગર જાતિ રર તેસર્પ થયો. અને ઇંદ્ર પાછો સ્વર્ગના રાજ્ય ઉપર બેઠો. આ સઘળો પ્રતાપ ઇંદ્રાણીનો હતો. ઇંદ્રાણીએ લાંબા કાળ સુધી સૌભાગ્ય ભોગવ્યું હતું, તેથી આજે પણ લગ્ન કાર્યમાં ઇંદ્ર ઇંદ્રાણીને સૌભાગ્ય આપવામાં આવે છે. ધન્ય છે ઇંદ્રાણીનાં પાતિવ્રત્યને ! ! !

**મહાભારત.**

## અદિતિ.

પતિવ્રતા અદિતિએ દક્ષ પ્રજાપતિની પુત્રી સતીની બેહેન, અને કશ્યપનાં ધર્મપત્ની થતાં હતાં. નાણી વયથી પિતાના તથા માતા પ્રચેતાથી અપાતાં ધર્મ શીક્ષણથી તેના હૃદયમાં ધર્મ શ્રદ્ધાએ વાસ કર્યો હતો. તેથી તેનામાં બુદ્ધિ ચાતુર્ય વખાણવા લાયક હતાં. તેની લાગણી મૂળથીજ પતિસેવા અને પતિ ભકિત શિવાય બીજી કોઇ જાતમાં હતીજ નહિ. પરણીને પતિના ઘરમાં આવ્યા પછી ધાર્મિક વ્યાવહારિક વગેરે કાર્યોમાં પતિની સાથે ભાગ લઇને તેમના મનને વશ કીધું. અદિતિની બીજી બેન દિતિ તે પણ કશ્યપનેજ પરણી હતી. પરંતુ તેનો સ્વભાવ જરા મનસ્વી પણું દર્શાવતો હતો. અને અદિતિ તથા તેના પુત્રો જ્યારે સત્વગુણી થયાં હતાં ત્યારે દિતિના પુત્રમાં તમોગુણ પ્રધાનપણે વ્યાપી રહ્યા હતો. તેથી અદિતિના પુત્ર દેવતાઓ અને દિતિના પુત્ર દૈત્યો એ નામને યો

ય થયા. અદિતિના પુત્ર દેવતાઓ અને દિતિના પુત્ર દૈત્યો વચ્ચે હર હમ્મેશ વઢવાડ થયા કરતી. છેવટે અદિતિના પુત્ર દેવતાઓ હારી ગયા અને દિતિ પુત્ર દૈત્યો રાજ્ય ભોગવવા લાગ્યા. તેથી અદિતિનું શરીર દિવસે દિવસે ક્ષીણ થવા લાગ્યું. અને શોકથી વિહ્વળ થયું એટલામાં કશ્યપ ઋષિ સમાધિમાંથી જાગ્રત થઇ આશ્રમ પ્રત્યે આવ્યા. અદિતિએ પોતાના પતિનો સારી રીતે સત્કાર કર્યો કશ્યપ ઋષિએ અદિતિનું મુખ શોકાતુર જોવાથી પુછ્યું કે-'પ્રાણ વલ્લભા! આજે તું ઉદાસ કેમ દેખાય છે. અગ્નિમાં હોમ પણ કર્યો હોય એવું જણાતું નથી. તેમ અત્રેથી શું બ્રાહ્મણો તથા ગાય વગેરે પાછાં નિરાશ થઇને ગયાં નથી કે"? અદિતિ બોલ્યાં 'બ્રાહ્મણો ગાયો અને આપણો ધર્મ એ સહુ કુશળ છે. અત્રે કોઇ પણ જાતનું એ ધર્મ કાર્યમાં વિઘ્ન આવ્યું નથી પરંતુ મારા મનની જે ઇચ્છા છે તે આપે પૂર્ણ કરવા જરૂરની છે. શત્રુઓએ મને મારા સ્થાનમાંથી કહાડી મુકી છે ને મારા પુત્રો દૈત્યોનું રાજ્ય ખુંચવી લીધું છે તે રાજ્ય મારા પુત્રોને પાછું મળે તેમ કરો. તે સાંભળી કશ્યપે કહ્યું કે ફાગણ મહિનાના શુકલ પક્ષમાં પડવાથી બાર દિવસ સુધી કેવળ દુધ પીને ભગવાન્ વિષ્ણુનું આરાધન કર. અને હમ્મેશાં હેમા પરમાત્માનું પૂજન, બ્રાહ્મણ ભોજન તથા દાનાદિક કર- અને ક્રોધનો ત્યાગ કરજે. વ્રત થઇ રહ્યા પછી તેરમે દહાડે વ્રતની સમાપ્તિ કરી પારણું કરજે આ વ્રતને પયોવ્રત કહેછે. આ વ્રતના પ્રતાપે કરી અદિતિને ઉપેંદ્ર નામના પુત્ર થયા. જેમણે વામન રૂપ ધારણ કરીને બલિની પાસેથી ત્રણ પગલાં ભૂમિની યાચનાને બહાને ત્રણે લોકનું રાજ્ય પાછું લીધું અને સ્વર્ગનું રાજ્ય દૈત્યો પાસેથી પાછું મેળવ્યું. અહા કેવો સતી સ્ત્રીનો પ્રતાપ !!!

ભાગવત.

## દેવહુતિ.

આ સાધ્વી સ્ત્રી બ્રહ્માવર્ત દેશના રાજા સ્વાયાંભુ મનુની પુત્રી થાય અને મહાત્માશ્રી કર્દમ ઋષિના ધર્મ પત્નિ થતાં હતાં પૂર્વે બ્રહ્માએ કર્દમ ઋષિને કહ્યું કે "પ્રજાસ્રજો" ત્યારે તેમણે સરસ્વતીના તીર ઉપર [illegible] હજાર વર્ષ સુધી તપ કર્યું આથી પ્રસન્ન મુખવાળા ભગવા[illegible] દીધાં તેથી કર્દમનો મનોરથ સફળ થયો. અને કર્દમ ઋષિ [illegible] કરવા લાગ્યાં કે હે! [illegible] ? આપ પ્રજાપતિ [illegible] રૂપ હોવાથી કેમ [illegible]

આ જીવ લોક પશુની પેઠે બંધાયેલો છે. તેમ હું પણ તેઓને અનુસરનારો આપને બળિદાન આપુંછું અને કર્મ કરવા રૂપ આપની આજ્ઞાઅનુસાર સ્ત્રી પરણવાને ઇચ્છુંછું. એટલે ગરૂડની પાંખો ઉપર શોભતા અને પ્રેમ તથા મંદ હાસ્યથી જોવાથી હાલતી ભ્રકુટીવાળા ભગવાન અમૃત જેવાં વચનોથી કહેવા લાગ્યા કે-હે ઋષિ ! જેને માટે તમે નિયમો વડે મારી સેવા કરી છે. તે તમારા મનનો અભિપ્રાય જાણીને પ્રથમથીજ મેં ગોઠવણ કરી રાખી છે. પ્રજાપતિના પુત્ર પ્રખ્યાત કીર્તિવાળા મનુ જે બ્રહ્માવર્ત્તમાં રહીને સાત સમુદ્રવાળી પૃથ્વી ઉપર રાજ્ય કરે છે. તે તમારાં દર્શન કરવા તેમની પત્નિસહિત અહિ આવશે. સારાસ્વભાવ વાળી, યોગ્ય ઉમ્મરવાળી, ગુણવાળી, શ્યામ કટાક્ષવાળી, અને પતિની શોધ કરતી તેની પુત્રી તે તમોને આપશે, તમારા વિર્યથી તમારી સ્ત્રી દેવહુતિને પેટ હું પણ અંશકળાથી અવતાર ધારણ કરીશ સાંખ્ય શાસ્ત્રીની સંહિતા કરીશ આ પ્રમાણે કહી તેઓ અદૃસ્ય થયા. ત્યારે પછી સ્વાયંભૂ મનું અને તેમનાં પત્નિ શતરૂપાં અત્રે પધાર્યાં. એ ઋષિએ ઘણાંકાળ સુધી તપશ્ચર્યા કર્યાથી તેમનું શરીર તેજસ્વી થઇ રહ્યું હતું કર્દમજીની પાસે જઇ મનુએ પ્રણામ કર્યા. પર્ણકુટીકામાં આવેલા મનુનેજોઇમહાત્મા કર્દમજીએ તેમને આશિર્વાદ આપ્યો, અને યોગ્ય સતકાર કર્યો. પછી કર્દમ મુનિ ભગવાનની આજ્ઞા સંભારી મનુએ કરેલી પુજા સ્વિકારીને સાવધાન પણે બેઠેલાં મનુને પ્રસન્ન કરતા કોમળ મધુર વાણીથી કહેવા લાગ્યા કે જો તમે નિશ્ચિંત થઇજાઓ તો લાલચુ અને નિરંકુશ મનુષ્યોથી અધર્મ વધી જાય અને ચોર લુંટારાથી આં લોકનો નાશ થઇ જાય. તો પણ જેને માટે તમારૂં અહિ આગમન થયુંછે, તે કાર્ય મને કહો. તે હું નિષ્કપટ મનથી સ્વિકારીશ.

મનુ કહેવા લાગ્યા કે-હું પુત્રીના સ્નેહથી મનમાં મુઝાગોછું માટે આપે કૃપા કરીને મારી. વિનતિ સાંભળવી જેણે આ પ્રિયવ્રત ઉતાનપાદની બેહેન અને મારી પુત્રી દેવહુતી અવસ્થા, શીલ તથા ગુણો વગેરેથી યોગ્ય પતિને શોધે છે જ્યારથી તેણે નારદજીના મુખથી આપનો સ્વભાવ, શાસ્ત્ર, રૂપ, અવસ્થા અને ગુણો સાંભળ્યા છે. ત્યારથી તેણે આપનેજ પરણવાનો નિશ્ચય કરેલો છે, માટે હું શ્રધ્ધા વડે આ કન્યા ભેટ કરૂંછું તે ગ્રહણ કરો. વળી મેં સાંભળ્યું છે કે તમે વિવાહને માટે તૈયાર છો, માટે યથાયોગ્ય બ્રહ્મચર્ય પાળનારા આપ મારી આ કન્યાનું પાણિ ગ્રહણ કરો.

કર્દમ ઋષિ બોલ્યા કે-તમો ખરૂં કહોછો હું લગ્ન કરવાને ઇચ્છુછું. અને આપની પુત્રી પણ પરણ્યા વગરની છે. માટે અમારો આ પ્રથમ વિવાહ વિધિ બન્નેને અનુકૂળ છે. આ તમારી પુત્રી પગમાં પહેરેલાં ઝાંઝરનો ઝમકાર કરતી મેહેલની અગાશીમાં દડાની રમત રમતી હતી. ત્યારે એને જોઇને વિશ્વાસુ ગંધર્વ મોહથી મૂઢ બની જઈ પોતાના વિમાનમાંથી ઢળી પડયો હતો. એનું સ્ત્રી રત્ન ઉત્તાનપાદની બ્હેન-ઉત્તમ કન્યા સામે ચાલી આવી છે, તેનો કોણ સ્વીકાર ન કરે ?

કર્દમ ઋષિ બોલી રહ્યા, તે સમયે તેમનું મંદ હાસ્યથી શોભતું મુખ જોઇને દેવહુતિનું મન લલચાયું. પછી મનુએ પટરાણીનો તથા દેવહુતિનો સ્પષ્ટ અભિપ્રાય જાણીને પ્રસન્નતાથી સર્વગુણ સંપન્ન કર્દમ ઋષિને સમાન ગુણવાળી પોતાની કન્યાનું દાન દીધું, મહારાણી શતરૂપાએ પ્રીતિથી તે વરકન્યાને અમુલ્ય આભૂષણો, વસ્ત્રો તથા બીજો સરસામાન પેહેરામણીમાં આપ્યો. પોતાની કન્યાને યોગ્ય વર સાથે પરણાવી નિશ્ચંત થયા. પછી વિદાય થતી વખતે બે હાથે પુત્રીને આલિંગન આપતાં મનું ગળગળા થઇ ગયા, અને પુત્રીનો વિયોગ સહન નહિ કરી શકવાથી હે પુત્રી ! એમ બોલતાં આંસુવડે દેવહુતિના માથાના વાળ ભીંજવી નાંખ્યા. પછી મહામુનિ કર્દમની આજ્ઞા લઈ પોતાની રાણી સહિત રથમાં બેસી પોતાના નગર તરફ વિદાય થયા.

માતાપિતા ગયા પછી પોતાના સ્વામીના મનના અભિપ્રાયને જાણનારાં પતિવ્રતા દેવહુતિ જેમ પારવતી શંકરની સેવા કરે, તેમ નિત્ય પ્રીતિથી પતિની સેવા કરવા લાગ્યાં. ઘણા કાળ સુધી નિયમ પાળવાથી અત્યંત દુર્બળ અને શક્તિહીન થયેલી દેવહુતિને જોઇને મહાત્માશ્રી કર્દમ બોલ્યા કે—પ્રિયે ? તમારી સારી સેવા અને અત્યંત ભક્તિથી આજ હું પ્રસન્ન થયોછું આમ કહી પોતાની પ્રિયાનું પ્રિય કરવાની ઇચ્છાથી યોગ સિદ્ધિ ધારણ કરી તેજ વખતે ઇચ્છાનુંસાર ચાલનારૂં વિમાન પ્રગટ કર્યું, તે વિમાન સર્વે કામના પૂર્ણ કરનારૂં, અને અલૌકિક રત્નોથી સુશોભિત હતું. આવાં સુંદર વિમાનને જોઇ પોતાના મલિન દેહને લીધે તથા તેમાં જોઇતી દાસીઓ નહિ હોવાથી દેવહુતિ જરા ખિન્ન થયાં- તેથી કર્દમ મુની કહેવા લાગ્યા કે-હે ભીરૂ ! આ સામેના દ્રોમાં સ્નાન કરીને આ વિમાનમાં બેસ. કારણ કે શુકલ ભગવાનનું કરેલું તીર્થ મનુષ્યોના સર્વે મનોરથને પુરનારૂં છે. પછી તે કમળ સરખાં નેત્રવાળાં દેવહુતિ પતિનાં વચનો સાંભળીને. સરસ્વતી

નદીના ધોમાં સ્નાન કરવાને ઉતર્યાં. ત્યાં તેમણે એક ઘરમાં એક હજાર કન્યાઓ બેઠેલી જોઈ. તે સઘળી કિશોર વયની અને કમળ સરખાં નેત્રવાળી સ્ત્રીઓ દેવહુતિને જોઇને ઉઠી ઉભી થઈ હાથ જોડી બોલી કે અમે તમારી દાસીઓ છીએ માટે અમને કામ બજાવવા ફરજ પાડો. પછી સઘળી સ્ત્રીઓએ સ્નાન કરવાના ઉત્તમ પદાર્થોથી દેવહુતિને સ્નાન કરાવ્યું. દેવહુતિએ પોતાનું શરીર દર્પણમાં જોયું તો સ્નાન કરવાથી સ્વચ્છ બનેલું અને નિર્મળ અને સ્નેહ ભરેલા નેત્રોથી શોભતું હતું આ પ્રમાણે પોતાનું રૂપ જોઈ પોતાના પતિને સંભારે છે તેવામાં જ્યાં પ્રજાપતિ હતા ત્યાંજ પોતે પેલી કન્યાઓ સાથે બેઠેલાં જણાયાં. એક હજાર સ્ત્રીઓ સાથે પોતાના પતિની પાસે જોઇને સ્વામીના યોગનો પ્રભાવ જોઇ દેવહુતિ આશ્ચર્ય પામ્યાં.

આ પ્રમાણે યોગના પ્રભાવથી રમણ કરતાં અને ભોગવિલાસની લાલસાવાળાંએ દંપતિનાં સો વર્ષ જાણે થોડોજ કાળ વિતી ગયો હોય તેમ વિતી ગયાં- દેવહુતી ઉપર બહુ પ્રેમને લીધે તેને પોતાનું અર્ધું અંગ માનનારા આત્મજ્ઞાની કર્દમ મુનિએ તેને બહુ સંતાન થવાનો સંકલ્પ જાણીને પોતાનાં નવ સ્વરૂપ કરી તેને મળ્યા તેથી એકજ વખતે દેવહુતિને **અનસૂયા કળા, શ્રદ્ધા, હવિર્ભૂ, ગતિ સતિ ક્રિયા ખ્યાતી અરૂંધતી,** શાન્તિ એમ નવ કન્યાઓ ઉત્પન્ન થઇ જે સર્વે સ્વરૂપવાન અને ગુણવાન હતી. પછી કર્દમ મુનિને સંન્યાસ ધારણ કરવાની તૈયારી કરતા જોઇને ખિન્ન મનથી અને મનોહર વાણીથી દેવહુતિ બોલવા લાગ્યા—સ્વામીન્ ! આપે મને આપેલું વચન પૂર્ણ કર્યુંછે, તો પણ મને શરણાગતને અભયદાન દેવું જોઇએ, આ આપની પુત્રીઓ પોતાને યોગ્ય પતિ પોતાની મેળે શોધીને શોધી લેશે ? અને આપના વિયોગને શમન કરાવનાર અને મને જ્ઞાનનો ઉપદેશ કરનારો એક તત્વજ્ઞાની પુત્ર થવો જોઇએ. મહાત્મા કર્દમ બોલ્યા કે—તું તારા મનને ખેદ મ પમાડ કેમકે અવિનાશી ભગવાન થોડા દિવસમાં તારા ગર્ભમાં આવશે તું વ્રત ધારણ કર તારૂં કલ્યાણ થશે. પછી ઘણોક કાળ વિત્યા પછી મધુ દૈત્યને મારનારા ભગવાન કપિલ દેવજી દેવહુતિને ઉદરે અવતર્યા.

પોતાના પિતા કર્દમઋષિ વનમાં ગયા પછી માતા દેવહુતિના હિતને માટે ભગવાન કપિલ દેવજી તે બિંદુસરોવરમાં રહ્યા. કર્મ બંધનથી મુક્ત એવા કપિલદેવજીની પાસે જઇને દેવહુતિ પુછવા લાગ્યાં કે—હું અસત્ ઇંદ્રિયોની તૃપ્તિથી બહુજ થાકી ગઇછું જે

ઇંદ્રિયોની લાલસા પુરી કરવામાં હું અજ્ઞાન રૂપી અંધારામાં પડીછું તે અપર અંધકારથી પાર ઉતારનારા આપ રૂપી ઉત્તમ નેત્રો અનેક જન્મોના અંતે આજ આપની કૃપાથી મને મળ્યાં છે આ દેહાદિક પદાર્થોમાં તમારી માયાવડે અહંતા મમતા રૂપ આગ્રહ લાગ્યો છે. તે અજ્ઞાનને દૂર કરો.

કપિલ બોલ્યા—પુરૂષોના કલ્યાણને માટે આધ્યાત્મિક યોગ મેં માનેલો છે કે જેમાં દુ:ખ તથા સુખનાં નાશ રહેલો છે વળી હે માતા ! આ આત્માને બંધન અને મોક્ષ આપનારૂં ચિત્તજ છે જો ચિત્ત વિષયોમાં લપટાય તો બંધન આપનારૂ નિવડે છે. અને જો ઇશ્વરમાં ચોંટે તો મોક્ષ આપનારૂં નિવડે છે, જે વિષયોનું સેવન ન કરે, વૈરાગ્યથી વધેલા જ્ઞાનનો વિચાર કરે અને સર્વ કર્મ મને અર્પણ કરીને મારી દૃઢ ભકિત કરે તે જીવાત્મા પ્રત્યગાત્મા રૂપ મને પામે છે.

આ પ્રમાણે મહાત્મા કપિલ દેવજીએ પોતાની માતાને યોગ જ્ઞાનમાં ઘણો ઘણોજ શ્રમ લઇ કુશળ કર્યા હતાં. એવી રીતે તે મહાસતીએ યોગાભ્યાસી રહી પોતાના જીવન મુકિત મેળવી.

**ભાગવત.**

## અનસૂયા.

પૂર્વે મહાત્માશ્રી **કર્દમ** મુનિને સૌભાગ્ય સંપન્ન **દેવહુતિ** નામની સ્ત્રીથી **અનસુયા** નામની એક ઉત્તમ અવતારી કન્યા અને મહાત્માશ્રી **કપિલ** નામના એક પુત્ર જનમ્યા હતા, **કપિલ** મુનિ એ એક મોટા તત્વ વેત્તા તરીકે જગતમાં પ્રખ્યાત થયા હતા; **અનસુયા** પણ પોતાના ભાઈની સાથે વિદ્યાભ્યાસ કરવામાં તથા પુરાતન કથાઓ સાંભળવામાં રાત્રિ દિવસ ગાળતાં હતાં મહાત્માશ્રી **કર્દમ** મુનિએ તેને **અત્રિ** જેવા મહાન્ વેદવેત્તા તપસ્વી ઋષિની સાથે પરણાવ્યાં હતાં **અનસુયા** પરણીને પિયેર પરહરિ સાસરે ગયાપછી સર્વ વડિલોની સેવા કરીને પોતાના પતિ **અત્રિને** વ્યાવહારિક અને ધાર્મિક કાર્યોમાં સહાય કરીને, પોતાના પ્રિયતમની સાથે તેમનાં સુખ દુ:ખની સાથી થઇને. પોતાના **અનસુયા** ( ઇર્ષાને અંત કરનાર ) એ નામને સાર્થક કર્યું હતું રાત્રિના ચોથા પ્રહરમાં ઉઠીને અશૌચ, દંત ધાવન અને શરીર શુદ્ધિ માટે સ્નાન કરી સંધ્યા વંદન તથા સેવા પુજાનાં પાત્રો માંજીને રાખવાં પુષ્પાદિકની સુંદર માળાઓ

બનાવી પૂજા વખતે તૈયાર રાખવી પછી ઘરગતુ કામકાજમાં જોડાઇ નિયમ પ્રમાણે ભોજન વગેરે તૈયાર કરવાં તથા બીજી વ્યાવહારિક બાબતો તરફ ધ્યાન આપવું. વગેરે સઘળો ગૃહ કારભાર **સતિ અનસુયા-એ** પોતાને માથે ઉપાડી લીધો હતો. ઘર સબધી કામ કાજથી પરવાર્યા પછી તેઓ પોતાના પ્રાણપ્રિય પરમેશ્વર **અત્રિની** સેવામાં ગુથાતાં હતાં. તેની અલૌકિક પતિ ભકિતથી આખું જગત તેમનું પ્રાતિવ્રત્ય વખાણવા લાગ્યું. પતિની પહેલાં ઉઠવું, પતિના સુતાપછી સુવું, તેમને નવરાવીને નહાવું અને તેમને જમાડીને જમવું વગેરે ધર્મોપચાર કરવા લાગ્યાં.

એક દિવસ **નારદજી** ફરતા ફરતા કૈલાસ તરફ ગયા ત્યાં **પાર્વતીજીએ નારદજીને** પુછેયું કે તમે ત્રણે લોકમાં ફરો છો ત્યાં મારા જેવી પતિવ્રત્ સતી તમારા જોવામાં આવીછે ખરી ? ત્યારે **નારદજીએ** ઉત્તર આપ્યો કે મૃત્યુલોકમાં મહર્ષિ **અત્રિને** ઘેર **અનસુયા** નામની મહાસતી છે; તેનું પાતિવ્રત્ય સ્થળો સ્થળ ઝળકી રહ્યું છે. આજ રીતે **સાવિત્રી** તથા **લક્ષ્મીજી** પાસે સતી **અનસુયા** વિષે વાત કરી વિદાય થયા.

**બ્રહ્મા, વિષ્ણુ** અને **મહેશ** પણ તેમનું આવું પાતિવ્રત્ય જોઇને આશ્ચર્યમાં આરૂઢ થઇ ગયા **અત્રિઋષિ** આશ્રમમાં નહિ હતા તે વખતે તે ત્રણે દેવો **અનસુયાને** પાતિવ્રત પણાની પરીક્ષા કરવા માટે તેમના આશ્રમમાં આવી **અનસુયાને** પતિણામ કરી બિરાજમાન થયા. પતિને વિષે શ્રેષ્ટ બુધ્ધિ રાખનારાં **અનસુયાએ** તે ત્રણે દેવોને આવકાર આપ્યો તે દેવોએ **અનુસુયાને** વસ્ત્ર રહિતથઇ ભિક્ષા આપવા કહ્યું તેથી સતીએ તેઓને છ છ મહિનાના બાળક રૂપ બનાવી દીધા. તે ત્રણે દેવતાઓને ઝાડતળે ઝોળી બાંધી પઢો ઢાડયા. તેટલામાં **અત્રિઋષિ** પણ આશ્રમમાં આવ્યા અને જુવેછે તો ત્રણ બાળકોને ઝોળીમાં સુતેલા દીઠા. ઋષિએ જ્ઞાન દષ્ટિથી જોયું તો **બ્રહ્મા, વિષ્ણુ,** અને **મહેશ** પોતાની પત્નિ **અનસુયાનું** સત્યવ્રત ભંગ કરવા આવેલા તેજ તેમની દ્દષ્ટિ પડવાથી છ છ મહિનાના બાળક રૂપ બની ગયા છે. આવી મહા ભારત રૂપી ધર્મ પ્રાસાદની પતાકા હોય નહિ ? તેમની ઉપરની આ ખ્યાપિકા શોભે છે.

ત્યાર પછી તે ત્રણે દેવની સ્રીઓ પોતપોતાના પતિની શોધને અર્થે તેઓ આ સ્થળે આવી પહોંચી આ વખતે **નારદજી** પણ

અત્રે આવી ઉભા હતા. **નારદજીએ** તે ત્રણે સતીઓને આવતી જોઇને કહ્યું કે હવે તમો સૌ તમારા પતિને આમાંથી શોધી કહાડો આવું સાંભળી તે ત્રણે સતીઓ વિચારમાં લીન થઇ ગયાં. અને ગભરાવા લાગી. ત્યારે **નારદજીએ** ફરીને કહ્યું કે આ સતી અનસુયા કે જેમણે તમારા પતિને બાળક રૂપ બનાવી દીધા છે. આવું સાંભળતાંજ તેઓ **અનુસુયા** પાસે જઇ સ્તુતિ કરવા લાગ્યાં. અને ગભરાઇને ગળગળાં થઇ ગયાં. આ શોક કારક દેખાવ જોઇ **અત્રિઋષિને** જરા દયા આવવાથી તેણે **અનસુયાને** કહયું કે; સતી તમો **બ્રહ્મા, વિષ્ણુ,** અને **મહેશ** એ ત્રણે દેવોને પોતાના ખરા સ્વરૂપમાં લાવી આ દેવિઓને તે દેવતા દેવોનું દર્શન દો. પછી તે ત્રણે દેવો અત્રિના તથા સતી શિરોમણી **અનસુયાના** ચરણ કમલમાં મસ્તક નમાવી તેગના યશનું ગુણગાન કરતા પોતાના ધામ પ્રત્યે વિદાય થયા.

કેટલોક કાલ વ્યતીત થયાં પછી મોટો દુષ્કાળ પડયો. વરસાદ નહિ થવાથી નવાણોમાં પાણીની તંગાસ પડવા લાગી. પશુ પક્ષીઓ અને મનુષ્યો અન્ન પાણીના અભાવે મરણ પામવાં લાગ્યાં. મોટાં મોટાં નગરો અને આશ્રમો વિગેરે ઉજડ થવા લાગ્યાં આવી ભયંકર ભાવનાં જોઇ **અત્રિઋષિ** એકદમ ખેદ યુક્ત થઈ લોકોનું દુઃખ નજરે ન જોઇ શકયાથી સમાધિ વશ્ય થયાઅને પરમાત્માના ધ્યાનમાં આરૂઢ રહેવા લાગ્યા. સતી **અનુસુયા** પણ પોતાના પતિ **અત્રિને** સમાધિમાં બેઠેલા જોઇને તેમને. કોઇપણ જાતનું દુખ ન થાય એટલા માટે રાત્રિ દિવસ ટાઢ, તડકો. ભુખ અને તરસ વેઠીને પણ પોતાના પ્રિયતમની એક ચિતથી સેવા કરવા લાગ્યાં. આમ કરતાં સો વરસનો ભયંકર દુષ્કાળ નિકળી ગયો. પરંતુ તે વરસો કીયાં તે જરા પણ જણાયું નહિ. સો વરસમાં એક વરસ બાકી રહ્યું તે વેળાએ **અત્રિએ** સમાધિમાંથી જાગ્રત થઈ પીવા માટે પાણી માગ્યું. એટલે સતી પતિમાટે કમંડલું લઇ પાણી લેવા માટે બાહાર નિસર્યાં પાસેની વાવમાં નજર કરે છે તો તેમાં જળની જાત સરખું કાંઇપણ જોવામાં આવ્યું નહિ તેથી બીજા જળાશય તરફ વિદાય થયાં અને ત્યાં જુવેછે તો ત્યાંપણ પાણીના સાંસાં. આમ ફરતાં સઘળાં નવાણો નિરખી બોલ્યાં કે " અત્યાર સુધી આ નવાણો ભરેલાં હતાં અને એકાએક કેમ સુકાઇ ગયાં હશે ? આજે સો વરસે મારા પ્રાણ પતિની ઇચ્છા પૂર્ણ કરવાને શું હું હિણ ભાગ્ય થઇશ !

હે ઇશ ? આ ગજબ" આમ વિમાસણ કરતાં સૂર્યના ભયંકર તાપથી ધખધખી રહેલાં અરણ્યમાં પાણીને માટે આમ તેમ અથડાવા લાગ્યાં રાત્રિ દીવસ પતિની સેવામાં એક ચિત્તે રહેવાથી જગતમાં શું બને છે તેની તેને જરાપણ ખબર હતી નહિ. આ મહદ દુષ્કાળ કે જેમાં સો વર્ષ વરસાદ વગર ગયા તેથી કોઇ જગોએ પાણીનું નામ સુદ્ધાંત પણ રહ્યું નહોતું. મનુષ્યો અને પશુ પક્ષિઓ અન્નપાણીને અભાવે નાશ પામ્યાં હતાં. તે વાત પતિભકિત પરાયણ સતી **અનસુયાથી** છેક અજાણી હતી. તેથીજ પાણીને માટે ખરે મધ્યાને આમ તેમ ફરતાં હતાં. પતિવ્રતા **અનસુયા** ને આમ તેમ અથડાતાં જોઇને પતિતપાવિની ગંગાએ અણ ચિંતવ્યાં દર્શન આપીને કહ્યું કે બેન **અનસુયા** ! તમો પતિની સેવા છોડી કીયાં જાઓછો ! **અનસુયા** પાણી ન મળવાથી ગભરાઇ ગયાં હતાં તેથી ઉભા ન રહેતાં ચાલતાં ચાલતાંજ બોલ્યાં કે બહેન ? હું મારા પ્રિયતમને માટે જળ લેવા જાઉંછું. આપ આશ્રમ તરફ પધારો હું હમણાંજ આવુંછું. ગંગાદેવી સતીનાં વચન સાંભળી બોલ્યાં કે તમો કયાંથી પાણી લાવશો ? આજ સો સો વરશો થયાં દુષ્કાળ ચાલે છે. તેથી તમોને કીયાંએ પાણી મળી શકશે નહિ માટે તમે શા માટે મિથ્યા ફાંફાં મારો છો "પાણી મળશે નહિ" આ શબ્દો **અનસુયાને** વજ્ર સમાન વસમા લાગ્યા કારણ કે પોતાના પ્રાણપતિ અત્રિઋષિએ આજ સો વરસે સમાધિમાંથી જાગ્રત થઇ પાણી માગ્યું તેથીજ તેઓ આમ તેમ પાણી માટે અથડાતાં હતાં. ગંગાદેવિનું વચન સાંભળી **અનસુયા** તરતજ મુર્છિત થયાં. થોડીક વાર પછી મુર્છા ઉતરી ત્યારે ઇશ્વરની પાસે પ્રાર્થના કરવા લાગ્યાં કે; "હે વિશ્વંભર હે દિનાનાથ દીનબંધું, દયાસિંધું, મેં જો આજ સુધી મારા પતિની મન, વચન અને કાયા વડે એક ચિત્તથી સેવા કરી હોય તો મારા સત્યને આધારે મને આ એક કમંડલ પાણીથી ભરાય તેટલુંજ પાણી આપવાની કૃપા કરશો. મારા સ્વામિએ આજ સો વરસે મને માત્ર પાણી લાવવાનીજ આજ્ઞા કરી છે અને તે અજ્ઞા જો મારાથી પાળી શકાય નહિ. તો પછી મેં આજ દિવસ સુધી કરેલ ભકિત નીષ્ફળ જાય" આમ કહી સતી **અનસુયા** રડવા લાગ્યાં. પતિત-પાવિનની ગંગા દેવીએ તેમને રડતાં જોઇ ધીરજ આપી કે હે સતિ ! **અનસુયા** તમો ગભરાશો નહિ તમો અહિ એક નાનો ખાડો ખોદી પાણી ભરી લહો હું પોતેજ.ગંગા તમારા સતીપણાનાં ગુણગાન સાંભળી તમારા

દર્શન માટે આવીછું. આ શબ્દ સાંભળતાંજ સતી હર્ષમાં આવીજઇ તેમના ચરણમાં પ્રણામ કરી ત્યાં ખાંડોખોદી કમંડલું ભરીલઇ નમ્ર વચનો બોલવા લાગ્યાં કે "પતિતપાવિની ગંગાદેવિ" મારાપ્રાણનાથ આપનાં દર્શનકરવા આવે ત્યાંસુધી અત્રે બિરાજજો અથવા અમારાં આશ્રમમાં પધારવા કૃપાકરો. ગંગા બોલ્યાં કે સતિ! હું તમારા પતિ આવે ત્યાંસુધી અત્રે રહેવા રાજીછું. પરંતુ હું એક શરત કરવા ઇચ્છુંછું. તે એ છેકે તમે આજ દિવસસુધી તમારા પ્રિયતમની યથા વિધિ સેવા કરીછે તેમાંથી એક વરસનું પુણ્ય મને આપવાની કૃપાકરશોતો હું અત્રે રહેવા રાજીછું "તથાસ્તુ" કહી અનસૂયા પોતાના પ્રિયતમ **અત્રિની** પાસે આવ્યાં પતિને પાણીઆપ્યું પાણી પીતાં તરતજ **અત્રિ** બોલ્યાકે સતિ! સોવર્ષના દુષ્ટ દુકાળમાં તમો આવું મીઠું જળ ક્યાંથી લાવ્યાં? અનસૂયાએ આ સર્વવાત વિદિત કરી તેથી **અત્રિઋષિ** પોતાની રાહ જોઇ બેઠેલાં ગંગાજીપાસે ગયા. દર્શનકરી બોલ્યા કે "હે પતિત પાવિ! દેવી ગંગા! તમોએ મારાઉપર મોટી કૃપા કરીછે, તો હવે સદાય અમારા આશ્રમમાં કૃપાકરીને રહો. ગંગા બોલ્યાં કે હું તેમ કરવા રાજીછું પણ તમારાં ધર્મ પત્ની **અનસૂયાજી** પોતાના પતિવ્રતપનું એકવર્ષનું પુણ્ય આપે અને તમે શંકરને પ્રસન્નકરીને અહિં રહેવાની અનુજ્ઞા અપાવો **અત્રિએ** આ સર્વવાત કબુલકરી અને તેપ્રમાણે વ્યવસ્થા કર્યાપછી ગંગાદેવી **અત્રિઋષિના** આશ્રમ પાસે નદીના આકારમાં રહ્યાં. આજેપણ દક્ષિણમાં **અત્રીશ્વર** મહાદેવ **અને અત્રિગંગા** નદી અત્રિના આશ્રમપાસે બિરાજેછે. અહિં લોકો સ્નાનકરી પવિત્ર **થ**યછે આવો મહોટો લાભ એક **અનસૂયાના** સતીપણાથી થયોછે.

• •

એકવખતે પિતૃભક્ત **રામ લક્ષ્મણ** અને **સતી સીતાજી** **અયોધ્યાનો** ત્યાગકરી, તેરવરસની લાંબી મુદતસુધી વનવાસ કરવા ગયાં ત્યારે ફરતાં ફરતાં તેઓનું **અત્રિઋષિના** આશ્રમમાં આગમન થયું. ત્યારે **અત્રિઋષિ** તેઓનો સત્કારકરી રામ તથા **લક્ષ્મણની** સાથે કેટલીએક વાતચિત કરી સીતાજી તરફ જોઇ બોલ્યાકે:- **હે રઘુકુળનીરાણી સીતા!** આ મારીપાસે બેઠેલાં વૃદ્ધવયનાં મારાંપત્ની **અનસૂયાને** માટે હું જેટલું કહું તેટલું ઓછુંછે તે મારી સેવા કરવામાં એટલાંતો તલ્લીન થઇગયાં હતાં કે. સોવરસનો મહાન્ દુકાળ પણ ક્યાં ગયો તે તેને જણાયું નહોતું. તેમની પતિભક્તિના પ્રભાવથી **પતિતપાવિની ગંગાદેવી** પ્રસન્ન થઇને મારા આશ્રમના

દ્વારઉપર આવીને રહયાંછે તેમને પ્રણામ કરીને તમે તથા રામ અને લક્ષ્મણ તમારા પવિત્રઆત્માને પ્રસન્નકરો. અત્રિનું વચન સાંભળી શ્રીરામચંદ્રજી સીતાજીને કહેવા લાગ્યાકે હે સીતા અત્રિઋષિએ પોતાનાં ધર્મપત્ની માટે જે કહ્યું તે તમે સાંભળ્યુંકે ? આ અનસૂયાએ નાનીવયમાંથીજ અધ્યાત્મવેત્તાબાઇના સમાગમથી અને પિયેર પરહરી સાસરાનાં ગૃહપ્રત્યે આવ્યાપછી અત્રિ જેવા પવિત્ર ઋષિની સોબતમાં રહી ઉત્તમ રીતનું શિક્ષણ લીધુંછે. અને તેમનું ધર્મમય જીવન અત્યારે સ્ત્રીજાતિને અનુકરણ કરવાજેવું છે. જાઓ તેમને પ્રણામકરી પવિત્રથાઓ. પ્રિય પતિની આજ્ઞાથી શીતાજીએ સ્નેહથી અનસૂયાની પાસેજઇ તેમના ચરણકમલમાં પ્રણામ કર્યા તેમને અખંડ સૌભાગ્યવતિથી અને વીરપુત્રોની માતાથા ! એવો ઉત્તમ આશીર્વાદ આપી સતી બોલ્યાંકે દીકરી તું એક મોટા રાજાની રાજકુંવરી છે. અને મોટા રાજાની પાટવી કુમારની પટરાણી છે છતાં ઐશ્વર્યનું અભિમાન નરાખતાં પતિની પાછળ વનમાં ચાલી નીકળી છે તેને માટે તને જેટલો ધન્યવાદ આપું તેટલો થોડો છે. તારા ચરણ ઉપરથીજ જણાય છેકે તું પતિવ્રતાના ધર્મને જાણેછે તોપણ હું મારી ફરજ વિચારીને તને સ્ત્રીઓના ધર્મો કહેવાને ઇચ્છુછું તે સાંભળઃ—

હે સીતા ! પતિની ઉપર હુકમ કરનારી સ્વેચ્છાચારી દુષ્ટ સ્ત્રી કોઇ દિવસ પતિસાથે જતીનથી, તેવી દુષ્ટ સ્ત્રીઓ અધર્માચરણને લીધે આલોકમાં અપયશ પામી અંતે નરકમાં પડેછે અને તારાસરખી વિવેકી તથા ધર્મ જાણનારી સ્ત્રીઓ પુણ્યશાળીની પેડે આલોકમાં કીર્તિ મેળવી અંતે સ્વર્ગમાં વસે છે, પતિવ્રતાનો ધર્મ પાળવાથી યશ અને ધર્મ પામીશ

અનસુયાના આવા બોધકારક વચન સાંભળી સીતાજીએ કહ્યુંકે આપજેવાં આર્ય સ્ત્રીઓનો ઉપદેશ કરવો એ ધર્મ છે. સ્ત્રીઓનો પતિ એજ ગુરૂછે એમ તમે મને જે ઉપદેશ કર્યો તે હું નિરંતર મારા હૃદયમાં કોતરી રાખીશ.

આવીરીતે કેટલીક સુંદરવાતો કરી સીતાજી પોતાના પ્રાણપતિ શ્રી રામચંદ્રજીસાથે ત્યાંથી વિદાય થયાં.

અત્રિનાં વૃદ્ધ પત્ની સતી શિરોમણિ અનસુયાજી આપ્રમાણે ધર્માચરણ તથા પતિસેવામાં પોતાના દિવસો નિર્ગમન કરતાં હતાં તેને દત્તજેવા મહાન્ ગુણવાન અને જ્ઞાની પુત્ર હતા, વિદુષી અને પતિવ્રતાના ખોળામાં બેઠાં બેઠાં સાંભળેલા જ્ઞાનને લીધે જગતમાં દત્તે ગુરૂનું

નામથી વિખ્યાતિ મેળવી હતી. પતિ સેવાથી આ મહાનકાર્યો કરવામાં આગળ વધી શકેછે. પતિ પણ એવી સ્ત્રીઓની સહાયતાથી અલભ્ય લાભ મેળવીશકે છે. એપ્રમાણે પવિત્ર ચરિત્રવાળાં અનસૂયાના વૃતાંતથી આપણે વાકેફગાર થયાં છીએ માટે પ્રત્યેક નારીઓએ પોતાના જીવનની ઉન્નતિને અર્થે પતિસેવા કરવી જોઇએ.

રામાયણ.

## સતિ સાવિત્રી.

આ માતા જગતના આદિ સ્વરૂપ **બ્રહ્માનાં** ધર્મપત્ની થતાં. તે સતી ધર્મમાં નિપુણ અને વેદ તથા અધ્યાત્મ જ્ઞાનમાં પ્રવીણ હતાં તેમને પેટે વિદ્યાદેવી માતા **સરસ્વતી** નામે પુત્રી રત્ન પેદા થયું હતું. અને **સનક, સનત્કુમાર, સનન્દન** અને **સનાતન** એ ચાર પુત્રો થયા. આ પાંચે બાળકો પોતાના પિતા **બ્રહ્મા** અને માતા **સાવિત્રીના** ચરણ કમલમાં સેવા કરતાં તેનાં માતા પિતાના હાથમાં પરમ જ્ઞાનવાન થયાં હતાં. સાક્ષાત **સાવિત્રીના** પ્રતાપથી તેમનાં બાળકો જગતમાં વિખ્યાત અને પૂજનિય થયાં છે. આ મહાન પવિત્ર સતીએ પોતાનાં જ્ઞાનનો અલભ્ય લાભ પોતેજ એકલાએ નહિ લેતાં ઋષીપતિઓ વગેરે અનેક સ્ત્રીઓને જ્ઞાન આપી સંતોષ પામતાં હતાં એટલુંજ નહિ પરંતુ તે વિદ્યાના પ્રસાદથી તેમનાં પુત્રી માતા **સરસ્વતીએ** સંસ્કૃત ભાષા બનાવી જેનો આજ સુધી પણ આશ્રય મળે છે. તેમજ પોતે અવકાશની વેળાએ સઘળી ઋષિ પતિઓ અને બીજી પણ સ્ત્રીઓ વગેરેને એકઠાં કરી મહિલા મંડળને તેમનાં નીતિ, ધર્મ અને પતિવ્રતાના ધર્મનો ઉપદેશ આપતાં એટલુંજ નહિ પરતું પોતાના સાક્ષાત દેવરૂપ પતિ **બ્રહ્માજીને** ધર્મ શાસ્ત્રો બનાવવા વખત કેટલીક મદદ આપતાં. આ સાધ્વી સતી પોતાની અને પોતાના ધર્મ સ્વરૂપ પતિની નિવૃતિને વખતે ધર્મચર્ચા કરી પોતાને જે શંકા પડતી. તેના ખુલાસા પતિ પાસેથી મેળવતાં તેમજ સતી સ્ત્રીના ધર્મ પૂછતાં નિરંતર પોતાના પતિની સેવામાં તત્પર રહેતાં. અને સવારે પણ પોતાના પ્રાણપ્રિય પતિ **બ્રહ્માની** નિત્ય નિયમ મુજબ સેવા કરતાં થકાં વેદમંત્રોથી સ્તુતિ કરતાં નમસ્કાર કરી આનંદ પામતાં. તે સ્તુતિનો ભાવાર્થ એટલોજ છે કે હે સ્વામિન્! આપ પ્રકાશ સ્વરૂપ સર્વનું ભરણ પોષણ કરનાર, મારા મસ્તકના ચંદ્ર એવા હે મારા પ્રાણપ્રિય પતિ! હું આપને ભક્તિ પૂર્વક નમસ્કાર કરૂં છું. હે સહાયક! હે દયાસિંધુ

ભક્ત વત્સલ! મારા કોઇ પણ અપરાધ આપ ક્ષમા કરશો એ મારી નમ્ર વિનંતિ છે. આ પ્રમાણે નિત્ય સ્તુતિ કર્યા બાદ પોતાનાં ગૃહકાર્યમાં તત્પર થતાં ધર્મ સ્વરૂપ સતી **સાવિત્રી** પોતાના ધર્મ પ્રત્યે કેવાં પ્રવીણ હતાં. અને પતિ પ્રત્યેના ધર્મ, નીતિ, સત્ય, દયા, ક્ષમા. અને ધીરજ સઘળા તેમનામાં શોભતાં હતાં. આ પ્રમાણે દાખલો લઈ સ્ત્રીઓ વરતશે તો તેનાં પણ અચળ નામ રહેશે એમાં શંશય નથી. આર્ય માતા સાવિત્રી! તું તારાં આર્ય બાળકોને સદ્બુદ્ધિ પ્રેર. ધન્ય છે સતી **સાવિત્રીને**!!!

( વેદ. )

# સરસ્વતી.

સર્વ પ્રકારની વાણી અને કળાની અધિષ્ઠાતા દેવી **સરસ્વતી** એ જગતપિતા **બ્રહ્માની** પુત્રી થાય, અને સતી **સાવિત્રી** તેમનાં માતા થાય. તેમને **સનક, સનત્કુમાર, સનન્દન** અને **સનાતન** એ ચાર ભાઇઓ હતા તેઓ અધ્યાત્મિક જ્ઞાનમાં નિપૂણ હતા. આ પાંચે બાળકોને દેવી સાવિત્રીએ પોતાને હાથે કેળવીને મોટાં જ્ઞાની કર્યા હતા. એવી સાધ્વી માતાના પ્રતાપ બળથીજ **સરસ્વતીએ** મહાન્ કાર્યો કરીને જગતમાં પોતાની અમર કીર્તિકરી છે. દેવી **સરસ્વતી** રૂપે, ગુણે અનુપમ અને મનોહર હતાં, તેઓ સર્વ કાંઇ કામ સ્વહસ્તે કરતાં હતાં. તેથી શરીરે કસરત પડવાથી તેઓ નીરોગી રહેતાં. તેમણે પોતાના પિતા પાસે વિદ્યાધ્યયન કરીને કેટલીક વિદ્યાઓ અને ગુણો સંપાદન કર્યાહતા. વિદ્યાધ્યયન સમ્પૂર્ણ કરી રહ્યા પછી લગ્નની ખટપટ નહિ કરતાં સંસારથી વિરક્ત રહી તેમણે પોતાની પૂર્ણ અને અપૂર્વ બુદ્ધિનો ઉપયોગ જગતના કલ્યાણાર્થે કર્યો. તેમણે સંસ્કૃતગિરા પ્રથમ ઉત્પન્નકરી ત્યારપછી સંગીત વિદ્યા ઉત્પન્નકરી તથા ગણિત વ્યંજન અને મૂળાક્ષર તે તેમણેજ ઉત્પન્ન કર્યાહતાં. તેમણે મોટી મોટી સભાઓમાં જાહેર વ્યાખ્યાનો આપ્યાં છે. તેમજ આર્ય મહિલાઓનું પ્રાચીનકાળનું મહત્ત્વ પુરૂષોના જેવુંજ હતું. એ **સરસ્વતીના** ચરિત્રથી સ્પષ્ટ જણાશે.

**સરસ્વતી** વિદ્યાવિશારદ હોવાથી આર્યોમાં તે સમયના રીવાજપ્રમાણે. તે દેવી એવા મહાનપદને પામ્યાં હતાં. અને અનાદિ-સુધી પણ હિંદુસમાજમાં તેની દેવી તરીકે પૂજા થાય છે, અને તેમને પોતાની આદિ માતા જાણીને શ્રદ્ધાપૂર્વક પ્રતિવર્ષે [illegible] દિવસે વ-

વેપારીઓ પોતાના હિસાબી ચોપડામાં તેમનું પૂજન કરેછે. અને પ્રથમ "**શ્રી શારદાએનમઃ**" ઇત્યાદિ શબ્દો લખ્યા પછી બીજું કાંઇપણ લખવું શરૂકરે છે. તેમ પ્રાચીન ગ્રંથકારોએ પણ પોતાના ગ્રંથમાં પ્રથમ દેવિની સ્તુતિ કરેલી છે એમ જોવામાં આવે છે. અને પ્રાચીન મહર્ષિઓએ તેનું અચળ નામરાખવા માટે "**સરસ્વતી**" નામની નદીનું નામપાડી તેને અજર અને અમર માની છે અને તે એક જાત્રાના ધામતરીકે અજપણ મનાય છે. વળી કોઇ માણસ બહુ વિદ્વાન હોય તોપણ કહેવામાં આવેછે કે એને **સરસ્વતી** પ્રસન્ન છે. તે **સરસ્વતીના** પ્રતાપથી આ જગતમાં અનેક મહાન્ કાર્યો થતાં જોવામાં આવે છે.

આદિ કવિ ભગવાન્ **વાલ્મીકિ** પણ તેવી **સરસ્વતી** દેવીથી દૂર રહેલા મૂર્ખલોકોને વિષે નીચે પ્રમાણે કહેછે કે. "મનુષ્યોને પોતામાં રહેનારી મૂર્ખતા જેવો ખેદ કરાવે છે તેવો ખેદ કરાવનાર આ આખી પૃથ્વીમાં બીજું નથી. અગ્નિ નથી વ્યાધિ નથી નથી વિષ કે નથી આપત્તિ, દુઃખથી પણ જેનોપાર ન આવે એવી જે જે આપત્તિઓ અને જે જે તુચ્છ યોનીઓ આવે છે તે સર્વ, ખેરમાંથી જેમ કાંટા નીકળે છે તેમ પોતાના મૂર્ખપણાથી નીકળે છે. હાથમાં રામપાત્ર લઇ ચાંડાળની શેરીઓમાં ભીખમાગવી તે સારૂં, પણ મૂર્ખરહીને જીવવું તે સારૂં નથી. 'ઘોર અને અંધારા કુવામાં કે ઝાડવામાં કોતરમાં આંધળો થઇને રહેવું એ સારૂં પણ અતિ' દુઃખદાયક મૂર્ખપણું સારૂં નહિ." વળી બીજા કવિએ વિદ્યાવિનાના પુરૂષોને પશુની બરોબર ગણેલ છે. ત્રીજા કવિએ વિદ્યાને કલ્પતારૂપ ગણેલ છે. ચોથા કવિએ વિદ્યાને કામદુધારૂપ વર્ણવેલ છે એવીરીતે વિદ્યાનોજ માત્ર નોખા નોખા કવિનો લખેલ મહિમા એકંદર લખવા બેસીએ તો એક મોટો ગ્રંથ થઇજાય, તોપણ ટુંકામાં અંતઃકરણમાંથી આવતા ઉભરાનેલીધે **શ્રી સરસ્વતીની** મહત્તા વિષે એટલુંજ કહું **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી ભગવાન્ **વાલ્મીકિ** કે જેને નહતી માતા કે નહતો પિતા, નહોતો કોઇ સગો કે નહોતો કોઇ સંબંધી તેમછતાં પણ તેઓ આખા ભૂમંડલના અને સર્વ કવિઓના ગુરૂરૂપ ગણાયા અને કવિત્વ સૃષ્ટિના આદિ વિધાતા ગણાયા! **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી ભગવાન્ **પાણિની** ભગવાન્ **વરરૂચી** અને ભગવાન્ **ગુણાઢ્ય** આજ સુધી પોતાના યશરૂપ **શરીરથી** અજર અને અમર છે. **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી એક વેદના ચાર ભાગ કરનાર અને મહાભારત

જેવા ઇતિહાસ રત્નના ઉત્પન્ન કરનાર **વ્યાસજી** કોઇ પ્રકારની સંપત્તિ પોતાને અનુકૂલન છતાં સર્વ જગતને વંદનીય થયા. **સરસ્વતી દેવી-નાજ** પ્રભાવથી સદ્ગુરૂ **શંકરાચાર્યજીએ** સર્વ આર્યલોકોનું ગુરૂપદ મેળવ્યું. **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી કવિકુલના શિરોમણી રૂપ **કાલીદાસ** કે જે કોઇ દુર્બળ સ્થિતીના બ્રાહ્મણથી જન્મ લઇ સોળ વર્ષ સધી તો અક્ષર જ્ઞાનમાં પણ અજાણ્યા હતા. છતાં પોતાનો વિવાહ થયા પછી પોતાના અર્દ્ધગિરૂપ માત્રકવિની સર્વ વિધામાં કુશળતા જોઇ નિષ્પ્રતિમ પ્રયત્નો, નિર વધિ શ્રમ અને નિર્મળ ગુરૂ ભક્તિ વડે થોડા દિવસમાં કવિચક્રના ચક્રવર્તિ ગણાયા. **સરસ્વતી દેવિનાજ** પ્રભાવથી મહાકવિ **ભવભુતિ** કવિ શિરોમણી **કાળીદાસથી** પણ અધિક ગણાયા. **સરસ્વતિ દેવીનાજ** પ્રભાવથી મહાકવિ મુરારી શાસ્ત્રોરૂપ સાગરમાં મંદરાચળ જેવા તલસ્પર્શ કરનાર કેહેવાયા. **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી કવિ કુલના તિલક રૂપ **બાણકવિ** કવિતા રૂપ કામિનીના કામદેવરૂપ ગણાયા. **સરસ્વતિ દેવીનાજ** પ્રભાવથી મહાકવિ **દંડી, વાલ્મિકિ** અને **વ્યાસમુની** તુલ્ય ગણાયા. **સરસ્વતિ દેવીનાજ** પ્રભાવથી મહાકવિ **ધાવક** અનેક આપત્તિમાં મગ્ન છતાં **શ્રીહર્ષ** જેવા મહારાજાના નામને અજર અને અમર કરનારા થયા. **સરસ્વતી દેવિનાજ** પ્રભાવથી **ભારવિ** નામના મહાકવિ અર્થ ગૌરવ વડે પ્ખ્યાત થયા. **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી મહા કવિ **માઘ** ભોજરાજા જેવાના ચિત્તને આશ્ચર્યકારક થયા. **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી મહાકવિ **જયદેવે** પોતાની મરણ પામેલી પતિવ્રત પત્ની **પદ્માવતીને** સજીવન કરી. **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી **ભીષ્મ પિતામહ** મહાભારતાના યુદ્ધને વિષે **શ્રી કૃષ્ણ પરમાત્માની** પ્રતિજ્ઞાને નિવરણ કરીને પોતાની પ્રતિજ્ઞા સત્ય કરી. આવેલા મૃત્યુને પાછું વાળી આપેલી અવધિ પ્રમાણે મકર ક્રાંતિના ઉત્તરાયણ સૂર્યમાં ધર્મકાર્ય 'કરીરનો ત્યાગ કરી મોક્ષને પ્રાપ્ત થયા. **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી મહાકવિ **સુબંધુએ** પ્રત્યક્ષ શ્લેશમય રચનાથી **વાસવદત્તા** નામની કથા રચી. જેથી કવિઓના અહંકાર નિશ્ચય ગળી ગયા. **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી **અમર કવિ** કવિ [illegible] ગણાયા. **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી **વરાહમિહિર** નામના મહાકવિએ **વારાહ મિહિર** નામની સંહિતા રચી લોકનો ઉપકાર [illegible]યો. **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી મહાકવિ **મયૂર** માત્ર એક શ્લોકથી **શ્રી સૂર્યદેવની** સ્તુતી કરી મહા રોગથી મુક્ત થયા.

**સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી **ભાસકવિએ** જગતપ્રસિદ્ધ કીર્તિ મેળવી. **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી **ભાસ્કરાચાર્યે** ખગોળનું અપ્રતિમ જ્ઞાન મેળવી પોતાના યશ, શરીર અને નામને અમર કર્યું. સરસ્વતી દેવીનાજ પ્રભાવથી અનેક શાસ્ત્રકારો થઇ ગયા છે, અનેક ગ્રંથકારો થઇ ગયા છે, અનેક સૂત્રકારો થઇ ગયા છે, 'અનેક વાર્તિકકારો થઇ ગયા છે. અને અનેક ભાષ્યકારો થઇ ગયા છે. **સરસ્વતી દેવીનાજ** પ્રભાવથી કવીઓ, મહારાજ **ભર્તૃહરી**, પરમ પરાક્રમી **વિક્રમાદિત્ય, જનકરાજા** અને ધારાધિરાજ **ભોજરાજા** આદિ રાજાઓનાં પવિત્ર નામો અમર રહેલાં છે. ધન્ય છે માતા સરસ્વતીને ! ! ! **ભારતી** તું ભારત ભુમીમાં સર્વે વ્યાપી રહે !

સુંદ્રપુરાણમાંથી.

## અરૂન્ધતી.

આ સાધ્વી સપ્ત ઋષિમાંના એક અને રામ અને તેના પૂર્વજોના ગુરૂ વસિષ્ઠ મુનિનાં પત્ની થતાં હતાં. તે મોટાં યોગાભ્યાસી અને પતિવ્રતા હતાં. વસિષ્ઠે તેમને વેદ, ન્યાય, નીતિશાસ્ત્ર અને અધ્યાત્મ જ્ઞાન વગેરેની ઉત્તમ કેળવણી આપી મહા બુદ્ધિમતી બનાવ્યાં હતાં. તે પ્રથમ અવસ્થામાં વ્યવહારમાં નિપુણ હતાં. આ સતીએ વેદપર ભાષ્ય કરેલું છે. વસિષ્ઠ તથા અરૂંધતી એઓ પોતે કોણ ? અને આ જગત્ શું છે ? તથા ઇશ્વર સબંધી જ્ઞાન તથા માનસિક ધર્મોની ભિન્ન ભિન્ન સમજણ જે કે **સનક સનકાદિક** આદિ મહાન્ ઋષિઓની હતી તે આ મહા સાધ્વીએ પ્રદર્શિત કરી છે. **અરૂન્ધતી** હમેશાં પોતાના પતિને ગૃહકાર્યમાં મદદ આપી સંતોષ પમાડનારાં થયાં હતાં. આ સતીને **શક્તિ** આદિ ઘણાક પુત્રો હતા. તેઓને ઉત્તમ શિક્ષણ આપી વિદ્વાન અને ધર્માભિમાનમાં મહા સમર્થ કર્યા હતા. તેઓમાં "શક્તિ સિવાય બીજા" પુત્રો મરણને શરણ થયા છતાં પોતે ધીરજ ધરી પતિને ધીરજ આપી સંતોષી રહેતાં. **શક્તિને પરાશર ઋષિ** નામના કુળદીપક પુત્ર થયા. તે સતી શ્રી અરૂંધતી ના પ્રતાપથીજ ?

## લોપામુદ્રા.

આ પવિત્ર સતી **વિદર્ભ** રાજાનાં પુત્રી તથા મહાત્મા **અગસ્ત્યના** ધર્મ પત્ની થાય. તે ભણેલાં તથા ધર્મ નીતિ અને શાસ્ત્ર-

નાં જ્ઞાનમાં મહા પ્રવિણ હતાં. તેના પવિત્ર પિતા **વિદર્ભ** રાજાએ પોતાની રાજસમૃદ્ધિ છતાં પણ તપઃસમૃદ્ધિવાળા મહાત્મા **અગસ્ત્ય** ઋષિ કે જેની પાસે દંડ, પાણી પીવા કમંડલું, રહેવાને પાંદડાંની ઝુંપડી અને પહેરવા ઓઢવા વલ્કલ વસ્ત્ર શિવાય કાંઈ હતુંજ નહિ. તેવા મહાત્માને પોતાની પ્રિય પુત્રી **લોપામુદ્રાએ** રાજવૈભવને તુચ્છ માની ઋષિ જોડે લગ્ન કરવા ખુશી બતાવ્યાથી **અગસ્ત્યની** સાથે લગ્ન કર્યું હતું. મહાત્મા **અગસ્ત્ય** ઋષિએ જ્યારે **વિદર્ભ** રાજાની પાસે માગું મોકલાવ્યું, ત્યારે પોતાની પુત્રી આપવા નાખુશી જણાવી, પણ ઋષિને શો ઉત્તર આપવો તેની **વિદર્ભ** રાજાને ચિંતા થવા લાગી. આ વાત **લોપામુદ્રાના** જાણવામાં આવતાં તેમણે પિતાને કહ્યું કે, પિતાજી! હું મહર્ષિની પત્ની થવામાં જરા પણ દિલગીર થતી નથી, પરંતુ રાજપત્ની થવામાં દિલગીર થાઉં છું, કારણ કે ઋષિપત્ની થવાથી તન, મન બન્ને યોગાભ્યાસમાં લુબ્ધ રહે છે, જેથી સંસાર સાગર તરવાનું નાવ એ ઋષિશ્વર વગર બીજું કાંઈ પણ નથી. માટે આપ વ્યર્થ વિલાપ અને પરિતાપ શા માટે કરોછો, આપને શી અડચણ છે? ત્રૈલોક્યથી પૂજાયેલા મુનિવર આપના જામાત્ર થવાને ઇચ્છેછે તેમની સ્ત્રી થવાથી મને કાંઇ કષ્ટ પડશે નહિ. ધરણીમાં જેટલાં સુખ છે તેમાં સર્વોત્તમ સુખ મેં ધર્મને માનેલછે માટે હે પવિત્ર અને પૂજ્ય પિતાજી! ધર્મરૂપી સર્વોત્તમ સુખ મેં રાજમહેલ કરતાં પણ વનમાં મેળવવું સુલભ ધાર્યુંછે. શાંત વૃત્તિવાળા અને ધર્મનિષ્ઠ પુરૂષસાથે વનમાં રહેવા કરતાં રાજમહેલનું સંસારી સુખ શું શ્રેયસ્કર છે? કંઈ નહિ હું મહર્ષિની પત્ની થવા ખુશીછું માટે સ્નેહથી કન્યાદાન દ્યો.

આવાં કન્યાનાં ધર્માભિમાનનાં વચનો સાંભળી વિદર્ભ રાજા બહુ પ્રસન્ન થયા. અને **અગસ્ત્યઋષિને** પોતાની પુત્રી **લોપામુદ્રાનું** કન્યાદાન દીધું. તેણે રાજવૈભવને તુચ્છમાની પિતા તરફથી સાસરવાસામાં જે ઉત્તમ વસ્ત્રાલંકારો વગેરે મળ્યું હતું. તે દૂર કરી પોતાના પતિની સમૃદ્ધિને યોગ્ય વલ્કલ વસ્ત્ર ધારણ કર્યાં અને આનંદથી પતિની પાછળ પાછળ ચાલી નીકળ્યાં જેણે કદિ ટાઢ, તાપ કે વરસાદ વેઠેલાં નહિ, કે પગવતી કદિ પંથ કરેલ નહિ, તે કોમળ અંગનાં **લોપામુદ્રાનું** મન, વચન અને કર્મથી પતિસેવામાં પરાયણ રહી દિવસો નિર્ગમન કરવા લાગ્યાં.

રાજવૈભવમાં ઉછરેલાં **લોપામુદ્રા** યોગિનીને વિષે પતિસાથે

પોતાનું કર્તવ્ય કરવાલાગ્યાં પતિની આજ્ઞામાં રહી તેની ઇચ્છાનુસાર તેમની છાયા પ્રમાણે સદા વર્તતાં. તે સ્વેચ્છાથી કાંઇપણ કર્મ કરતાં નહિ. તેઓ પોતના પતિનેજ સાક્ષાત ઈશ્વર માનતા હતા તેમને **દૃઢસ્યુ** નામના મહા તેજસ્વી પુત્ર જનગયા હતા. અને તેનું બીજું નામ **ઇદ્મવાહ** પાડયું હતું કારણકે તે બાળપણામાંથી ઇન્ધન એકઠાં કરતો હતો. **અગસ્ત્ય** ઋષિનો આશ્રમ ઘણુંકરી દંડકારણ્યમાં હતો. **અગસ્ત્ય** ઋષિ ઘણીક વખત દૈત્યોને દહન કરતા, તેજ પ્રમાણે કરતાં કોઇએક સમુદ્રમાં જઇ સંતાયો તેથી **અગસ્ત્ય** ઋષિ આખો સમુદ્ર પીગયા. ને તે પાછો મૂત્રરૂપે કાઢયો તેથી તે પાણી આજપણ ખારૂં છે. **અગસ્ત્યે** તથા તેમનાં પત્ની **લોપામુદ્રાએ** પ્રથમ હોડી–વહાણની શોધ કરીછે. આવાં અગણિત કાર્યોથી એ દંપતી પોતાની કીર્તિ અમર કરીગયાં છે.

**મહાભારત.**

## ગાર્ગી.

આ વિદુષી **ગર્ગનાં** પુત્રી થતાં હતાં. બાલ્યાવસ્થામાંથીજ આ સાધ્વીએ વેદો તથા તેનાં અંગોનું અધ્યયન કરી સર્વોતમ પ્રકારનું જ્ઞાન સંપાદાન કર્યું હતું; અને પંડિતજનોની સમાજોમાં મહા સમર્થ વાદવિવાદ કરી બ્રહ્મનિષ્ઠાવાળાં વિદુષી તરીકે ખ્યાતિને પામ્યાં હતાં. એક વખતે **વિદેહીજનકે** બહુ દક્ષિણ નામના મહાયજ્ઞનો આરંભ કર્યો. તે વખતે **કુરૂદેશ** તથા **પાંચાલ** દેશના વિદ્વાન બ્રાહ્મણો આ યજ્ઞ પ્રસંગે એકઠા થયા હતા; રાજા **જનકને** પણ અહિ એકઠાં મળેલા બ્રાહ્મણમાં કયા બ્રાહ્મણ વેદ પારંગત અને બ્રહ્મ નિષ્ઠ છે એ જાણવાની ઇચ્છા થઇ તેથી તેણે જેનાં દરેક શીંગડાંમાં એક ચતુર્થાંશ પળ કરતાં કંઇક વધારે સુવર્ણ બાંધેલું હતું એવી એક હજાર ગાયોને એક જગોએ એકઠી કરી. અને પોતાને ત્યાં આવેલા બ્રાહ્મણોને કહ્યું કે–" તમારામાં જે બ્રાહ્મણ બ્રહ્મનિષ્ઠ હોય તેને આ સામે એકઠી કરેલી એક હજાર ગાયો આપવાનો મેં સંકલ્પ કર્યો છે ' **જનકરાજાના** વાક્ય પ્રમાણે કોઇ પણ **ભૂદેવ** પોતે બ્રહ્મવેત્તા છે એવો દાવો કરી શકયો નહિ. તેથી **યાજ્ઞવલ્કયે** પોતાના **સામશ્રવા** નામના શિષ્યને હાંક મારી કહ્યું કે –આ બધી ધેનુઓને આપણા આશ્રમ તરફ હાંકી જા આ પ્રમાણે ગુરૂની આજ્ઞા થતાંજ તે સઘળી ધેનુઓને ગુરૂને આશ્રમે લેઈ ગયો. તે જોઇ એકઠા થએલા સઘળા ભૂદેવો ક્રોધથી કહેવા લાગ્યા કે–અરે **યાજ્ઞ**

**વલ્કય !** તમો બ્રહ્મવેત્તા છો એ દર્શાવવું પડશે. આ વખતે યજ્ઞમાં મળેલા બ્રાહ્મણોએ **યાજ્ઞવલ્કય**ના બ્રહ્મજ્ઞાનની પરીક્ષા કરવા માટે સભા વચ્ચે પ્રશ્નો કર્યા હતાં. આ વખતે વિદુષી **ગાર્ગી** પણ **અત્રે** હાજર હતાં, તેણે પણ ઇશ્વરના સંબંધમાં પ્રશ્નો પુછીને તેમના બ્રહ્મજ્ઞાનની પરીક્ષા કરી હતી. આથી સર્વ માણસો તથા સભાજનો આશ્ચર્યમાં પડી ગયા. ધન્ય છે **ગાર્ગી** તારી ગરવી વિદ્યાને ! ! !

**ગાર્ગીએ** પુછ્યું કે–'હે **યાજ્ઞવલ્કય !** આ સર્વ પૃથ્વી સંબંધી ધાતુનો સમુદાય જળમાં સાચોટ છે; પરંતુ તે જળ કોને વિષે સચોટછે.? **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો કે વાયુમાં તે જળ સચોટ મળેલું છે. **ગાર્ગીએ** પુછ્યું કે ત્યારે તે વાયુ કોને વિષે સચોટ છે? **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો કે, અંતરિક્ષમાં. **ગાર્ગીએ** પ્રશ્ન કર્યો કે તે અંતરિક્ષ કોને વિષે સચોટ છે? **યાજ્ઞવલ્કયે** કહ્યું કે ગંધર્વ લોકમાં. **ગાર્ગી**–ગંધર્વ લોક કોને વિષે સચોટ છે? **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો કે આદિત્ય લોક વિષે.

**ગાર્ગીએ** આટલેથી પણ નહિ અટકતાં ફરીને પ્રશ્ન કર્યો કે આદિત્ય લોક કોને વિષે સચોટ રહેલો છે? **યાજ્ઞવકયે** ઉત્તર આપ્યો કે ચંદ્ર લોકને વિષે તે ચચોટ રહેલો છે. આ પ્રમાણે કેટલાંક પ્રશ્નો પુછવા આરંભ કર્યો અને તેમાં પણ **યાજ્ઞવલ્કયે** સારી જીત મેળવી.

છેવટે **ગાર્ગીએ** સભામાં બેઠેલા બ્રાહ્મણોને બે હાથ જોડીને કહ્યું કે હે બ્રાહ્મણો! મને ખાતરી થાયછે કે **યાજ્ઞવલ્કયને** તમો બ્રહ્મ વાદમાં જીતી શકશો નહિં. બુદ્ધિ અગાધ અને બ્રહ્મ વિદ્યામાં પારંગતછે, માટે તમને નમસ્કાર કરીને કહું છું કે શાસ્ત્રાર્થ કરવો પડતો મુકો. આટલું કહિને **ગાર્ગી** વિરામ પામ્યાં. આજે તેવી વિદુષીઓની ખરેખર ખોટ છે. આજે પણ કોઇ પવિત્ર મનની સ્રીને **ગાર્ગીની** ઉપમા અપાય છે **ગાર્ગીનાં** ચરિત્રમાંથી કંઇ પણ સાર ગ્રહણ કરશે તે પોતાનાં દેશનું કલ્યાણ કર્યા વગર રહેશે નહિ. ખરેખર આવી વિદુષીઓની આ લોકમાં પૂરી ખોટ છે.

**ઉપનિષદ.**

## મૈત્રેયી

આ સાધ્વી મહાત્મા શ્રી **યાજ્ઞવલ્કયનાં** ધર્મપત્ની થતાં હતાં. તેણે આધ્યાત્મિક જ્ઞાનથી પોતાનું હૃદય શુદ્ધ કર્યું હતું. તે સાધ્વી

કોઇ પણ કાર્ય કરતાં પોતાનો અભ્યાસ જારી રાખતાં. પતિ પાસેથી ઉપદેશ લઇને બીજાઓને સ્વધર્મમાં પ્રવર્તવા જ્ઞાન આપતાં.

એક વખતે **યાજ્ઞવલ્કયે** કહ્યું કે મારી આખર અવસ્થા થઇ છે તેથી તમો વનમાં જઇ ઇશ્વર સેવાથી બાકી રહેલું જીવન ગાળજો. **યાજ્ઞવલ્કયને કાત્યાયની** નામનાં બીજાં પત્ની હતાં તેથી તેણે કહ્યું કે મારી બધી સંપત્તિ હું તમને સરખે હિસ્સે વહેંચી આપું તે તમો લ્યો. **કાત્યાયની** ગૃહકાર્ય કરવામાં કુશળ હતાં તેથી તે કાંઇ પણ બોલ્યાં નહિ પરંતુ તેજસ્વી અને પવિત્ર બુદ્ધિનાં **મૈત્રેયી** બોલ્યાં કે હે પ્રભુ! આ અસત્ય જગત જો ધનથી પરિપૂર્ણ થઇને મારા હસ્તમાં આવે તો હું શું નિર્વાણ થઇ શકું? ત્યારે **યાજ્ઞવલ્કયે** કહ્યું કે ધનથી તમારૂં જીવન ધનવાનના જીવન બરાબર થશે. પૈસાથી અમર થવાની આશા નથી. **મૈત્રેયીએ** ઉત્તર આપ્યો કે, જેનાથી અમર થવાની સંભાવના નથી તે લઇને હું શું કરૂં? પણ જેનાથી અમર અને અમર પદને મેળવી શકાય એવા બ્રહ્મજ્ઞાનનો મને તો ઉપદેશ આપો કે **યાજ્ઞવલ્કયે** કહ્યું **મૈત્રેયી!** તમે મને ઘણાં પ્રિય છો, તે ઉપરાંત કૃપાળુ પરમેશ્વર સંબંધી પ્રશ્ન પુછીને તથા તેને વિષે જાણવાની ઇચ્છા કરીને તમો મને વધારે પ્રિય થયાં છો. તમે મને જે પ્રશ્ન પુછયો તેનો ઉત્તર સાંભળો. કોઇ પણ સ્ત્રી સ્વામિની ઇચ્છાનુસાર તેને પ્રિય થવાની ઇચ્છા રાખતી નથી. પરંતુ આતમાની કામનાના અનુરૂપ ભર્તારને પ્રીતિ પાત્ર થાય છે. પોતાની ઇચ્છિા પરિપૂર્ણ થવાથી સ્ત્રીઓ હમેંશાં આનંદમાં રહે છે. સતી! હું સન્યાસ ધારણ કરીશ માટે સન્યાસી સાથે સ્ત્રી કેમ રખાય! તો પણ તેણીએ માન્યું નહિ તથા દ્રવ્ય પણ ગ્રહણ કર્યું નહિ. તેણીએ બ્રહ્મજ્ઞાન રૂપી ધન ગ્રહણ કર્યું. મૈત્રેયી સદગુણનું પાત્ર હતાં તેથી **યાજ્ઞવલ્કયે** એને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપી બીજે દિવસે સન્યાસ લીધું જયારે **યાજ્ઞવલ્કય** વનમાં તપ કરવા ગયા. ત્યારે પતિવ્રતા **મૈત્રેયી** યોગિનીનો વેષ ધારણ કરી પોતાના સ્વામીની સંગાતે વનમાં વિચર્યાં.

આહા! **સતી મૈત્રેયી!** તમોએ પરસ્પરનો ધર્મ બજાવ્યો અને છેવટે સંસાર સુખ તજી દઇ દેહના કલ્યાણાર્થે બ્રહ્મજ્ઞાનનો ભંડાર ભર્યો અને પતિની સેવાને અધિક ગણી ધનના ભંડારને તુચ્છ ગણ્યો? ખરેખર પોતાના જીવનનું સાર્થક એમજ કર્યું. ધન્ય **સતી મૈત્રેયી!** તારા પતિ પ્રત્યેના પ્રેમને !!!

ઉપનિષદ.

## અપાલા.

**અપાલા** એ મહાત્મા **અત્રિનાં** પુત્રી. **અનસૂયાના** ધર્મબોધથી તે મહાજ્ઞાનવાન મહા સમર્થ બ્રહ્મવાદિની થયાં હતાં. કોઇ કારણને લઇ સાધ્વી **અપાલાને** રક્તપિતનો રોગ થયો હતો. તેથી કરી તેના સ્વામીએ તેનો ત્યાગ કર્યો. તે પિતાના તપોવનમાં રહી ઇશ્વરાર્ચન કરતાં હતાં. **અપાલાએ** ઋગ્વેદના મંડળમાંના ૯૧ માના સૂક્તની સાત ઋચાઓ બનાવેલી છે. તે મહા સતીએ **ઇંદ્રદેવતાને** સોમરસ અર્પણ કરી વરદાન મેળવ્યું હતું. **અપાલા** પિતાની ભક્તિ કરવામાં કુશળ હતાં. મહાત્મા **અત્રિના** ક્ષેત્રમાં અનાજ નહિ પાકવાથી ઇંદ્રના વરદાનથી **અત્રિમુનિનું** ઘણુંજ સારૂં કર્યું હતું. **અપાલાની** સાત ઋચાઓનું ભાષાંતર નીચે આપવામાં આવ્યુંછે: તેથી જણાશે કે પ્રાચીન કાળની અબળાઓ કેવી વિદ્વતાથી સબળપણાને પ્રાપ્ત થતી ?

પાણીની તરફ જવાની વેળાએ રસ્તામાં **સોમ** મેળવ્યો. મંદિરમાં લાવવાની વેળાએ કહ્યું કે ઇંદ્રના ઉદ્દેશથી તમને કચરીને રસ કાઢી આપું છું સમર્થ ઇંદ્રના ઉદ્દેશથી તમારો અભિષવ કરૂં છું. ૧ હે ઇંદ્ર ! તમે વીરછો. ઘણા પ્રકાશવાન છો. અને તમો મંદિરે ઘરે જાઓ છો તો આ દાંતથી કચરેલો **સોમરસ** પીઓ ૨. વળી હે ઇંદ્ર ! હું તમને જાણવાની ઇચ્છા રાખુંછું. હમણા તમારી સાથે અધિગત થઇશ નહિ. **હે સોમ** ! એને માટે પેહેલાં હળવે હળવે અને પછી ત્વરાથી નીકળો ૩. હે ઇંદ્ર ! અમને સર્વદા બળવાન કરો અને અમને ઘણા જશવાળાં કરો અને હમેશાં ધનવાન બનાવો ૪. હે ઇંદ્ર ! મારા પિતાના શિરને, ખેતરને તેમજ મારા પેટની પાસેના ભાગને ઉત્પતિ કરનાર કરો. ૫. મારા પિતાનું જે પડતર ક્ષેત્ર છે તેને આ મારા શરીરને તથા મારા માથાને રૂવાંવાળું કરો. ૬ હે **શતક્રતુ** ! તમે રથના છિદ્રમાં, ગાડીના છિદ્રમાં અને વહેવાના છીદ્રમાં ત્રણવાર (નિષ્કર્ષણ દ્વારા) શોધન કરીને આ **અપાલાને** સૂર્ય સમાન કરી હતી. ૭ ઉપરના વૃતાંત ઉપરથી જણાય છે કે ભારત મંડળની પ્રાચીન સ્ત્રીઓ સરસ્વતીની મહા ઉપાસક હતી અને તેઓ બ્રહ્મજ્ઞાનમાં મહા સમર્થ વાદ કરતી હતી.

વેદ.

## અહલ્યા.

સતીશિરોમણી **અહલ્યા** બ્રહ્માની પુત્રી અને **ગૌતમ** ઋષિની સ્ત્રી થાય. તે પાંચ સતીમાંની એક છે. એ ઘણી ફુટડી હોવાથી તેને પરણુવા દેવતાઓ માંહો માંહે લડવા લાગ્યા, એવું જોઇને બ્રહ્માએ કહ્યું કે જે કોઇ એક દિવસમા પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવે તેની સાથે પરણાવું. એ સાંભળી ઇંદ્ર ઐરાવત્ત લઇને ને બીજાઓ પોત પોતાનાં વાહનો લઇને દોડયા. આ વાત **ગૌતમ** ઋષિના જાણવામાં આવતાં તે પોતે ત્રણ વાર ગાયની પ્રદક્ષિણા કરીને ( ગાય પૃથ્વીનો અવતાર તે માટે ) બ્રહ્મા પાસે આવી કહ્યું કે હું ત્રણ વખત પૃથ્વીમી પ્રદક્ષિણા કરી આવ્યો છું. માટે મને પરણાવો આથી **અહલ્યા ગૌતમને** પરણાવ્યાં. પછી ઇંદ્ર આવ્યા ને **અહલ્યા** ને **ગૌતમ** પરણી ગયો એમ જાણી ઘણા ખીજવાયા. આ દ્વેષ મનમાં રાખી એક દિવસ **ચંદ્રને** કહ્યું કે આજે મધ્ય રાતે તું **ગૌતમના** આશ્રમ આગળ કુકડો થઇને બોલજે. પછી ચંદ્રે તે પ્રમાણે કર્યું અને **ગૌતમ** નિત્ય કર્મ કરવાને ગંગા કિનારે ગયા. ત્યાર પછી થોડી વારે ઇંદ્રે ત્યાં ગૌતમને વેષે આવીને કહ્યું કે મને તાવ ભરાયો છે તે માટે બારણાં ઉઘાડો. સતી **અહલ્યા** પણ દેવની માયામાં અંજાઇ જઇને તેને પોતાનો પતિ ધાર્યો. અને ઇંદ્ર પોતાની ધારણ પાર પાડવા પ્રયત્ન કરવા લાગ્યો. એટલામાં **ગૌતમ** પાછા આવ્યા. મુનિને જોઇને ઇંદ્ર અર્ધ રાત્રિએ ભયભીત થઇ ગયો. તે પછી મુનિના વેષે રહેલા દુરાચારી ઇંદ્રને તિરસ્કાર કરીને **ગૌતમ** બોલ્યા કે. હે દુષ્ટ બુદ્ધિ ઇંદ્ર તેં મારૂં રૂપ લઇને આવું આશ્ચર્ય રૂપ અકાર્ય શા માટે કર્યુ. આવું નીચ કર્મ કરવાથી તારા આખા શરીરમાં સહસ્ત્ર કાણાં થાઓ તથા તું હમેશાં કામદેવથી બળ્યા કરીશ. **અહલ્યાને** શાપ આપ્યો કે તું શિલા થઇને પડીશ. પછી **અહલ્યાએ** ઘણાં કાલાવાલા કર્યા ત્યારે કહ્યું કે **રામચંદ્ર જનક** ને ત્યાં સ્વયંવરમાં જશે ત્યારે તેગના ચરણના સ્પર્શ કરીને શિલા રૂપથી મુક્ત થશે અને તારાં સઘળાં પાતકો બળીને ભસ્મ થઇ જશે પછી તેમનો સત્કાર કરીને દિવ્ય શરીર ધારણ કરી તું મને પામીશ. આમ કહીને મુનિ **હિમાલયના** શિખર તરફ તપ કરવાને ચાલ્યા ગયા. અને **અહલ્યા** શિલા થઇને આશ્રમમાં પડયાં ઇંદ્રના તરફથી સર્વે દેવતાઓએ સ્તુતિ કર્યાથી ગૌતમે તેને પણ ઉસાપ આપ્યો કે સહસ્ત્ર છિદ્રો આંખો રૂપે થશે.

કેટલાંકએક વર્ષો વિત્યા પછી **શ્રીરામચંદ્રજીના** દર્શનના પ્રતાપથી **અહલ્યાનો** ઉદ્ધાર થયો. અને પોતાનું અસલ રૂપ ધારણ કર્યું **અહલ્યાએ** બે હાથ જોડી **શ્રીરામચંદ્રની** સ્તુતિ કરીને સજળ નેત્રથી ગદ્ગદ કંઠે થઇ તેને આશીર્વાદ આપ્યો કે—હું આપના દર્શનના પ્રતાપથી મારા પતિને પામી, માટે તમો **જનક** કન્યા **સીતાને** પામશો. **ગૌતમ** ઋષિને સતી શાપથી મુક્ત થયાના ખબર થયા કે તરત જ્યાં **શ્રી રામચંદ્રજી વિશ્વામિત્ર, લક્ષ્મણજી,** અને **અહલ્યા** હતાં ત્યાં આવ્યા. આથી **રામે** તથા **લક્ષ્મણે ગૌતમને** પ્રણામ કર્યા. અને **વિશ્વામિત્ર** તથા **ગૌતમ** પરસ્પર નમસ્કાર કરીને એક બીજાને મળ્યા. પછી **રામ** તથા **લક્ષ્મણને** લઇને **વિશ્વામિત્ર જનકપુરી** તરફ ગયા અને **ગૌતમ** મુનિ સતી શિરોમણી **અહલ્યાની** સાથે રહીને ધર્માચરણ કરવા લાગ્યા. **અહલ્યા** પોતાના પતિને સાથે આશ્રમમાં રહી રાત દિવસ તેમની સેવામાં પરાયણ રહેતા હતાં. એ રીતે એ પવિત્ર દંપતી ગૃહસ્થાશ્રમનું અમૂલ્ય સુખ ઘણાં વર્ષ ભોગવી પૃથ્વીમાં પોતાનું નામ ચિરસ્થાયી રાખી ગયાં છે. સતી **અહલ્યાનું** પાતિવ્રત્ય અત્યંત વખાણવા લાયક હતું.

આ આખ્યાયિકાનો સાર એટલોજ ગ્રહણ કરવાનો છે કે સ્ત્રીઓએ હમ્મેશાં દુરાચરણી પુરૂષોથી દુર રહેવું જોઇએ. કારણ કે એવા પુરૂષોથી જગતમાં આપણી કીર્તી યથા યોગ્ય રહેશે નહિ.

**રામાયણ.**

## વેદવતી.

**વેદવતી** એ **બૃહસ્પતિના** પુત્ર **કુશધ્વજની** પુત્રી હતી. તે પોતાની બાલ્યાવસ્થાથીજ વિદ્યા અને કળામાં કુશળ હતી. રાત્રિ દિવસ યમનિયમો પાળતી તથા શાસ્ત્ર ચર્ચા કરતી હતી. રૂપે રંગે પણ રંભાના જેવી રૂપાળી હતી. ઘણા ઘણા રાજાઓ તેનું માગું કરતા હતા. તેના પિતાની ઇચ્છા એવી હતી કે પોતાની પુત્રીને કોઇ દેવાંશી પુરૂષ સાથે પરણાવવી, તેણે ઘણા રાજા રાણાઓને ના પાડી **ચંદ્રની** કળાઓની પેઠે રાત દહાડો વૃદ્ધિ પામતી તે કન્યા જ્યારે લગ્ન લાયક ઉમ્મરની થઇ ત્યારે દૈત્યોના રાજા **શુંભે** તેની સાથે વરવાનો નિશ્ચય કરી માગું મોકલ્યું. **વેદવતીના** પિતાએ તે દૈત્ય જાતિનો અને બહુજ દુરાચારી હોવાથી માગું પાછું વાળ્યું. આથી **શુંભે** ગુસ્સે થઇને ટાઢા લોહીમાં તેના પિતા **કુશધ્વજને** મારી નાંખ્યો

અને તેની માતા સતી થઇ. ત્યાર પછી વેદવતી વનમાં જઇ તપ કરવા લાગી. **રાવણ** એક વખતે પરિચર્યા કરતો વનમાં જઇ ચઢયો અને આમ તેમ ફરતાં તેની દૃષ્ટિ **વેદવતી**તરફ પડી. તેણે માથાપર જટા ધારણ કરી હતી. શરીરપર પહેરેલાં વલ્કલ વસ્ત્રોમાંથી તેનાં શરીરની દિવ્ય કાંતિ વાદળાંમાંથી **ચંદ્રની** પ્રભાની પેઠે.-ગર વારંવાર દેખાતી હતી. તપશ્ચર્યા કરતી દિવ્ય કન્યાને જોઇને, **રાવણના** મનમાં મોહ ઉત્પન્ન થયો. અને હસતો હસતો તેની આગળ જઇને બોલ્યો કે **સુંદરિ!** વૃદ્ધ સ્ત્રીઓને યોગ્ય એવું જે આ તારૂં અસહ્ય તપ તે તું યૌવનમાં તું કેમ લેઈ બેઠી છે ? તારૂં યૌવન આવાં કઠિન વ્રતો કરવાને અયોગ્ય છે. તારા જેવી ભામિનીએ કોઇ મોટા રાજમહેલને વિષે રહી તેને પોતાના રૂપથી અલંકૃત કરવો જોઇએ. બોલ, તું કોની સ્ત્રી છે ? અને તારા પતિનું નામ શું? તને આવું અસહ્ય શું દુઃખ પડયું છે કે તું આવાં એકાંત અરણ્યમાં વાસો વસી તપો કરેછે.

**રાવણના** પ્રશ્નથી **વેદવતીએ** તેને આ સર્વ વાતથી વાકેફ કર્યો. અને તે બોલી કે હું **નારાયણને** સ્વામી માનીને રાત્રિ દિવસ તેનુંજ નામ જપ્યા કરૂંછું. **હે રાવણ!** તપના પ્રભાવથી મેં તને ઓળખ્યો છે. માટે તારે જ્યાં જવું હોય ત્યાં ચાલ્યો જા. હું પરપુરૂષ સાથે વિશેષ વાત કરવા ધારતી નથી **રાવણ**—અરે **ઇંદ્રના** ભુવનને પણ શોભાવનારી કન્યા ! તારાં વચનો ઉપરથી તું બહુ અહંકારી અને દાંભિક હોય એવું જણાય છે. વૃદ્ધ માણસ તપશ્ચર્યા કરે કે ધર્માચરણ કરે તે તેને શોભે, પરંતુ તારા જેવી તરૂણ અને મનોહર કન્યાને તે તપશ્ચર્યા શોભે કે ? તારી યુવાવસ્થા વ્યર્થ વહી જાયછે તો તેના તરફ તો દૃષ્ટિ દોર. અને હું કોણ છું તે તું જાણે છે. હું **લંકાપુરીનો** ભડ ભૂપતિ **રાવણ** છું. તું મારી સાથે લગ્ન કરી રાજ્ય વૈભવનો ઉપભોગ લે. અને **વિષ્ણુને** માટે ફોગટ ફાંફાં શિદને મારે છે ?

તપસ્વની **વેદવતી** કાંઈ સાધારણ સ્ત્રી ન હતી. પરંતુ તેનામાં પ્રકાશિત તપોબળ હતું તે મહા પ્રતાપી હતી. બ્રહ્મચર્યનું તેજ તેના આખા શરીર ઉપર તરી રહ્યું હતું. તેથી તેણે તરત જ **રાવણનો** તિરસ્કાર કરીને કહ્યું કે-**હે મૂર્ખાભિમાની!** તારો વૈભવ એ **વિષ્ણુના** વૈભવ પાસે એક તૃણ માત્ર પણ નથી. જા તારૂં અમંગળ મુખ મને બતાવીશ નહિ. સતીને છેડવામાં કોઇ પણ જાત-

નો સાર નથી. આ વાક્યો સાંભળતાંજ **રાવણુ ક્રોધે** ભરાયો અને તેનો ચોટલો પકડી પોતાના વિમાન તરફ ઘસડી, તેથી વેદવતીએ પોતાના હાથ વતી માથા પરના વાળ કાપી નાંખ્યા. અને તુરત જ અગ્નિ પ્રજ્વળિત કર્યો; અને ક્રોધથી બોલી કે-હે નીચ! તારા પાપીના સ્પર્શથી આ મારો દેહ અગ્નિમાં હોમી દઇશ, અને તારો નાશ કરવા માટે પૃથ્વી પર ફરીને અવતાર ધારણુ કરીશ. હું અત્યારે જ તને શ્રાપ આપવા સમર્થ છું પણુ તેમ કરતી નથી.

**હે અગ્નિદેવ!** તમારી પુત્રીને તમારા ખોળામાં ઝીલી લ્યો. એમ કહી બળતા અગ્નિમાં પડી પોતાના પ્રાણુનો ત્યાગ કર્યો અને બીજા અવતારમાં **સીતા** રૂપે અવતરી **રાવણુનો** નાશ કર્યો ધન્ય છે **વેદવતી!** તારાં વિમળ કાર્યને તથા સત્યને!!! **રામાયણુ.**

## પારસવી.

**વિદુરજી** અને તેની ધર્મ પત્ની સતી **પારસવી** પરમ ભક્ત હતાં. **વિદુરજી** ધર્મરાજાના અવતાર હતા પણુ **માંડવ્ય** રૂષિના શ્રાપથી મનુષ્ય દેહ પામ્યા હતા. જેટલી પ્રીતિ ભગવાનમાં વિદુરજીની હતી તે કરતાં પણુ તેની સ્ત્રીની વધારે હતી.

જ્યારે **શ્રી કૃષ્ણુ** કૌરવ પાંડવોનો વિરોધ ટાળવા સારૂ હસ્તિનાપુરમાં પધાર્યા હતા તે વખતે **શ્રી કૃષ્ણે** કરેલું સમાધાન ઐશ્વર્યના ગર્વથી **દુર્યોધને** કબુલ રાખ્યું નહિ. પણુ શિષ્ટાચાર પાળવા સારૂ ભોજન કરવાનું કહ્યું તે વખતે ભગવાને તેને ઘેર જમવાની ના પાડી, અને **વિદુરજીને** ઘેર પધાર્યા. **વિદુરજી** ઘેર નહતા પણુ તેની સ્ત્રી હતી તેણે **શ્રી કૃષ્ણ** પધારવાના સમાચાર સાંભળ્યા. તેનો હર્ષ તેના અંગમાં સમાયો નહિ તેથી **શ્રી કૃષ્ણ** આવતાં શું કરવું એવું તેને પ્રેમમાં કંઇ સૂજ્યું નહિ. **શ્રી કૃષ્ણે** તેને કહ્યું કે કંઇ ભોજન તૈયાર હોય તો આપો. આ સાંભળી તે સ્ત્રી કેળાં લઇ આવી અને પાસે બેસી ખવરાવવા લાગી ત્યાં પ્રેમ દશામાં એવું થયું કે કેળાંનો ગર્ભ નીચે નાંખી દીધો અને છાલ છોતરાં ખવરાવવા લાગી. વિશ્વંભર **શ્રી કૃષ્ણ** તો કેવળ પ્રેમના ભૂખ્યા હોવાથી તે છાલને પણુ વખાણી વખાણી જમવા લાગ્યા. તે વખતમાં **વિદુરજી** આવી પહોચ્યા, તેણે ભગવાનના ચરણુ કમળમાં દંડવત્ પ્રણુામ કર્યા, અને પછી સ્ત્રીનો તિરસ્કાર કરી કહ્યું કે અરે મૂઢ બુદ્ધિ! કેળાંના ગર્ભને બદલે તું છોતરાં ખવરાવે છે? એમ કહી પોતે ભગવાનની પાસે બેસી મોટા ભાવથી કેળાંનો ગર્ભ કહાડી કહાડી ખવરાવવા લાગ્યા. તે

વખતે ભક્ત ચિત્ત રંજન શ્રી કૃષ્ણે કહ્યું કે વિદુરજી આ કેળાંનો ગર્ભ ઘણો મીઠો છે પણ એ છાલના સમાન નથી.

આવાં વચનો ઉપરથી ભગવાન પોતાના ભકતો ને શિક્ષણ આપે છે કે જે કોઇ માણસને મારા ચરણ કમળમાં જેવી પ્રિતિ અને ભક્તિ હોય તે પ્રમાણેજ મને જે કંઈ અર્પણ કે ભેટ કરે છે તે અંગીકાર કરૂં છું; વળી બીજી એવી વાત સૂચવે છે કે મારા દરબારમાં કંઇ ચતુરાઇ વગેરેની જરૂર નથી. હું તો કેવળ પ્રેમ અને સ્નેહથી રીઝું છું. **મહાભારત.**

# અંશુમતી

આ મહાન પતિવ્રતા સતી તપોવનમાં રહેનાર **સુવ્રત** મુનિની ધર્મપત્ની થતી હતી. તેણે **ભૃગુઋષિ** પાસે વેદ, ધર્મશાસ્ત્ર, ન્યાયાદિક અને પુરાણોનું અધ્યયન કર્યું હતું. તે પોતાની બાલ્યાવસ્થાથીજ પરગજુ હતી, તેથી તે અવકાશની વેળાએ **સુવ્રત**ની આજ્ઞા લઇ અનાથ અને દુઃખી લોકોની વહારે ધાતી. તે પરદુઃખ ભંજન વિદુષી માનવ સમાજમાં સદ્દગુણોની વૃદ્ધિ થાય એવા હેતુથી ઉપદેશ આપતી અને કહેતીકે:—

“સર્વ કોઇ પ્રાણી ઉપર સરખો ભાવ દાખી દયા કરો. દયા કરવી એ ધાર્મિક અને પારમાર્થિક મનુષ્યોનું કર્મ અને ધર્મ છે. કોઇ માણસે તમારા ઉપર નિર્દયતાથી જુલમ ગુજારેલ હોય તો તેનો બદલો દયાથી વાળી આપો. જેમ ચંદન વૃક્ષને કુહાડી કાપે છે તો પણ તે કુહાડી તેને સુગંધી આપે છે. તેમજ કહેવત છે કે “**અપકારને બદલે ઉપકાર**” તે પ્રમાણે વર્તન રાખી તમારાં પુત્ર પુત્રી આદિ બાળકોને ગૃહરાજ્યનાં કૃત્યમાંથી થોડો વખત કાઢીને સ્વધર્મનું શિક્ષણ આપો. પિતા, માતા આદિ વડિલોની મર્યાદા સાચવી તેઓને વિવેકે કરી માન આપતાં રહો. તમો હમેશાં વિનયે કરી નીતિ યુકત વચનો વદો. મનુષ્યો વિષયોનાં ક્ષણિક સુખમાં લુબ્ધ થઇ પોતાની ઇંદ્રિયોથી કંઇ કંઇ અધર્મ અને અનીતિનાં આચરણો આદરે છે. તે માટે ઇંદ્રિયોને વશ રાખશો જિતેંદ્રિય થશો તો તમો સુખને પ્રાપ્ત થશો. પરમાર્થ બુધ્ધિનો કદિ પણ અનાદર કરતાં નહિ. જે કોઇ મનુષ્ય કોઇ પણ પરાયાં માણસને દુઃખ દેતો નથી તેને અક્ષય સુખ મળેછે. મનોવિકારને મૂઢ કરો. વિષયના પદાર્થને

લાગી રહેવું એ બંધનનું કારણ છે, અને તેથી વિરક્ત રહેવું એ મોક્ષનું પ્રથમ દ્વાર છે જ્ઞાન વડે સંસારી વિષયના પદાર્થથી પોતાના મનને દૂર રાખો. **ધર્મ એજ** માણસનો ખરે ખરો **સાથી છે,** તેજ તરવાનું સાધન છે એમ નિશ્ચય માનવું. રોજ સવારમાં ઉઠી **પરમેશ્વર** પાસે માગવું કે મને મારી બુદ્ધિપર નહિ દોરતાં સન્માર્ગે પ્રેર, અને સન્માર્ગે તરફ વર્તણુંક રાખવાથી તે તમારાપર અવશ્ય કૃપાવાંત થશે.

આ પ્રમાણે સતીશિરોમણી **અંશુમતી** પોતાના પ્રાણ પ્રિય પતિની સેવા કરી અને મનુષ્યોને ઉપર પ્રમાણે ધર્મબોધ આપતી અને દુઃખી લોકાની વહારે ધાતી. તેની ખ્યાતી સર્વ જગોએ છવાઇ હતી. ધન્ય છે પ્રતિવ્રતા અંશુમતીને કે જેણે પોતાનું જીવન પરમાર્થ અર્થે ગુજાર્યું.

**મહાભારત.**

## ઇલા.

**વૈવસ્વત મનુને ઇલા** નામની પુત્રી હતી. અને તે ઇક્ષ્વાકુની બહેન, અને **બુધની** સ્ત્રી. **મનુએ** પુત્રપ્રાપ્તિ સારૂ યજ્ઞ કર્યો હતો. પણ તેની સ્ત્રીએ બ્રાહ્મણોને પુત્રીની ઇચ્છા જણાવી તેથી પુત્રી અવતરી. **મનુએ વસિષ્ઠને** વિનવ્યાથી એણે **નારાયણની** સ્તુતિ કરી પુત્રીનો પુત્ર કરાવ્યો ને એનું નામ **સદ્યુમ્ન** પાડયું. એક દિવસે સદ્યુમ્ન મૃગયા કરવાને નિકળેલોને કોઇ મૃગની પાછળ દોડતાં **અબિંકા વનમાં** જઇ ચઢયો. અહિ તે તથા તેના માણસો સર્વ સ્ત્રીરૂપ થઇ ગયાં. ( એ વનમાં એક સમે **શિવપાર્વતી** વિહાર કરતાં હતાં તે વનમાં **સનાકાદિક** શિવના દર્શનને અર્થે આવ્યા તેથી **પાર્વતી** લજ્જિત થયાં ને તે પ્રસંગે **શિવેવનને** શાપ આપ્યો કે અહિ જે પુરૂષ આવશે તે સ્ત્રી રૂપ થઇ જશે. ) આથી સ્ત્રીરૂપે થયેલ એટલે **ઇલા** વનમાં ભટકતી હતી, એવામાં દક્ષિણ દિશાએ **ચંદ્રનો પુત્ર બુધ** કે જે તપ કરતો હતો તેની નજરે તે પડી તેથી તે મોહિત થયો. પછી **ગાંધર્વ** વિવાહથી તેણે **ઇલાની** સાથે લગ્ન કર્યું [1] તેના થકી **પુરૂરવા** રાજા અવતર્યા. **ઇલા** ડાહી અને હોંશિયાર હતી મહારાજા **મનુ** પોતે ધર્મશાસ્ત્રમાંકહ્યા પ્રમાણેજ વર્તન રાખતા. **ઇલાને** પેટ **પારાશર** જેવાં વિદ્વાન પુત્ર થયા. તેણે કેટલાંક ધર્મ શાસ્ત્રો અને પુરાણો ઉત્પન્ન કર્યા છે તેણે નૌકાશાસ્ત્ર બનાવ્યું હતું આદિ કેટલાંક મહાન કાર્યો કર્યા એ સઘળો પોતાની માતા **ઇલાનોજ** પ્રતાપ!!!

---

૧ કેટલેક ઠેકાણે એમ કહેવામાં આવેછે કે ઇલાનાં લગ્ન વસિષ્ટના પુત્ર શક્તિની સાથે થયાં હતાં.

## દમયંતી.

**વિદર્ભ** દેશમાં **ભીમક** નામે રાજા રાજ્ય કરતા હતો. તે ઘણો શૂરવીર, ધાર્મિક, અને પ્રજાપ્રિય હતો. તેને દમન ઋષિના વરદાનથી **દમનદાન્ત** અને **દમ** એ ત્રણ સ્વરૂપવાન અને તેજસ્વી પુત્રો ઉત્પન્ન થયા. અને સુંદર અંગવાળી અને સુંદર વર્ણવાળી એક ઉત્તમ અવતારી કન્યા ઉત્પન્ન થઇ. આ કન્યાનું નામ **દમયંતી** હતું તેના જેવી દેવ, યક્ષકે મનુષ્ય માત્રમાં કોઇ નહોતી. તેથી તેનાં ઘણાં વખાણ દેશદેશમાં થવા લાગ્યાં દ્વાપરના અંતમાં થયેલા સૂર્યવંશી **નૈષધનો** રાજા **વીરસેનનો** પુત્ર **નળરાજા** હતો. એ સ્વરૂપે કામદેવ સરખો સુંદર, શાસ્ત્રજ્ઞાતા, ધનુર્વેદમાં નિપુણ, અને પુણ્યશીલ હતો એની કથા એની સ્ત્રી **દમયંતીના** સંબંધમાં આ પ્રમાણે છે. **દમયંતીએ નળની** ખ્યાતિ સાંભળી અને નળે **દમયંતિની** ખ્યાતિ સાંભળી બન્નેએ પરસ્પર મનથી વરવાનો નિશ્ચય કર્યો હતો. **વીરસેનની** રાજ સભામાં **વિદર્ભદેશના ભીમક** રાજાની કન્યા **દમયંતીનું** સુંદર સ્વરૂપનું વર્ણન થયા કરતું તેથી **નળરાજાનું** હૃદય વિંધાઇ ગયું. અને તેથી તે અત્યંત ઉદાસ રહેતો. **દમયંતી નળનું** સ્મરણ થતાં વ્યાકુળ થઇ જતી આ વાત દાસી મારફત તેનાં માતા પિતાને જણતાં **દમયંતીનો** સ્વયંવર કરવાનો નિશ્ચય કર્યો. દેશદેશના રાજાઓને આમંત્રણ પત્રો મોકલ્યા. આ ખબરથી ઘણા રાજા રાણાઓ ઠાઠ માઠથી નાના પ્રકારની સેના લઇ આવ્યા **નળરાજા** એક દિવસ વનમાં ગયો ત્યાં એણે સુંદર હંસોની પંક્તિ દીઠી **નળનાં** કર કમળમાં મુકતા માળા જોઇને એ હંસ **નળના** હાથ ઉપર ચઢયો. અને મનુષ્ય વાણીથી બોલ્યો કે **હે રાજા!** મારો ઘાત ન કરીશ **દમયંતી** તને મળે તેવો હું પ્રયત્ન કરીશ. **નળે** કહ્યું કે તને હું મારા પ્રાણ કરતાં પણ વધારે ગણીશ, પરંતુ હમણાંને હમણાં તું **વિદર્ભ** દેશ જઇને **દમયંતીને** સમજાવ. પછી **હંસ દમયંતીની** વાડીમાં જ્યાં તે બેઠી હતી ત્યાં ગયો. સખીજનોએ પકડવા માંડ્યો પણ તેઓના હાથમાં તે ન આવ્યો પણ જ્યારે **દમયંતીએ** તેને બોલાવ્યો ત્યારે તે તેની પાસે આવ્યો. અને બોલ્યો કે:—

**હે રાજપુત્રી દમયંતી!** હું ત્રિભુવનમાં ફરી વળ્યો છું, પણ **નળરાજાના** જેવો સુકુમાર સ્વરૂપ સુંદર મેં કોઇ પણ બીજો પુરૂષ જોયો નથી એ સાંભળી **દમયંતી** પણ પોતાના હૃદયમાં પ્રા

ણુવલ્લભના સમાગમના સુખનો અનુભવ લેવા **નળરાજા** સાથે પ-રણવાને લોભાઈ અને એણે **હંસને** કહ્યું કે તું જા અને **નળરા-જાને** કહે કે મેં મનથી તમને વરમાળા પહેરાવી છે, માટે સ્વયંવ-રમાં આપ ઉતાવળા આવજો. આ વાત **હંસે નળરાજાને** કહી, અને સ્વયંવરમાં જવાનું સૂચવ્યું. સ્વયંવર વિષેના ખબર **નારદમુનિ** અને **પર્વતઋષિ** મારફતે **ઇંદ્રને** થતાં તે પણ દેવતાઓ સહિત્ત સ્વયંવરમાં જવાને તૈયાર થયો. તેમણે **વિદર્ભદેશ** તરફ જતાં રસ્તામાં **નળ** રાજાનો સમાગમ થયો. **નળ રાજાને** મહા તેજસ્વી જોય સર્વ કોઇ વિસ્મય પામ્યા તેણે વિચાર કર્યો કે જો **દમયંતી** આ **નળને** જોશે તો આપણને નહિ વરતાં તેનેજ વરશે. તેથી **નળને** કહ્યું કેઃ **હે નળ**! તું સત્યવાન છે, તો અમારો દૂત થઇ તું સહાયતા કર. **ઇંદ્રનું** વચન સાંભળી હું તેમ કરવા ખુશીથી બંધાઉં છું આમ કહી **નળે** પુછ્યું કે તમે ક્યાં જાઓછો અને તમારૂં મારે શું કામ કરવું? તે જણાવો. ઇંદ્રે કહ્યું કે અમે **દમયંતીનો** સ્વયંવર થાય છે ત્યાં જઇએ છીએ માટે તું **દમયંતી** પાસે જઈ કહે કે તને ઇંદ્ર વગેરે દેવતાઓ વરવા ઇચ્છે છે, તેથી તેઓમાંથી એકને વર. **નળરાજાએ ઇંદ્રનું** બોલવું સાંભળી કહ્યું કે જે વાસ્તે તમે જાઓછો તેજ વાસ્તે હું પણ ત્યાં જાઉં છું માટે તમારે મને મોકલવો ઘટિત નથી. કેમકે મે વરવાઇચ્છેલી સ્ત્રીનો ત્યાગ કરી, બીજાને વાસ્તે કેમ માગણી કરૂં? ઇંદ્રે કહ્યું પ્રથમ તેં કહ્યું કે હું કરીશ, તે તારૂં વચન મિથ્યા ફરે છે. માટે જલદી જા, તું અમારા કહેવાથી ત્યાં અંતઃપુરમાં દાખલ થઇશ તેથી તુને કોઇ દેખશે નહિ. પછી **નળ** અંતઃપુરમાં ગયો. એટલે મુખ જોતાં વારને **દમયંતીએ** જાણ્યું કે એજ મારો પ્રિયતમ છે. આથી રંકને નિધિ મળ્યો હોય અને તે જેમ પ્રસન્ન થાય તેમ તે હર્ષ રૂપી સાગરમાં ડુબી ગઇ તેનું શરીર આનંદની લહેર **નિષધ** રાજા તેને ઘણીવાર જોઇને તુરતજ જાણે અમૃતના સરોવરમાં ડૂબી ગયો હોય તેવો આનંદ મગ્ન થઇ પોતાનું ખરૂં નામ કહ્યું અને બોલ્યો કે "હું ઇંદ્ર, **યમ**, **અગ્નિ** તથા **વરૂણનું** દૂતત્વ કરવા આવ્યો છું. તેઓ તારાં સૌંદર્ય ઉપર આસકત છે માટે એ ચારમાંથી એકને તું વરમાળા પહેરાવ." **દમયંતી** હર્ષથી પ્રફુલ્લિત વદને બોલી કે "ધનુંષમાંથી બાણ છુટયું તે પાછું કેમ ફરે? મેં ઘણા દિવસ થયા મારૂં મન તમને સમ-

ર્યું છે, તે બીજા કોઇ તરફ હવે જનાર નથી. બન્ને એ અન્યોન્યના દર્શનનું સુખ અનુભવ્યું કે સુકુમાર અંગના મદનનાકુર સપાટા સાથે મંદિરમાં જઇ એકાંતમાં વિચાર કરી **દમયંતી** બોલી કે મારા સુભાગ્યથી આપ મહા ભાગ આજ અહિ પધાર્યા માટે હવે આપનો શું વિચાર છે? એમ કહી **દમયંતીએ** પોતાનો વિચાર જણાવ્યો કે "તમારા શિવાય બીજા પુરૂષ મારે મન પિતા-ભાઇ અથવા પુત્ર સરખા છે. પછી **નળે** દેવતાઓ પાસે આવી વર્તમાન કહ્યા. આથી સ્વયંવરમાં તે ચાર દેવતાઓએ **નળ રાજાનું** રૂપ ધારણ કર્યું તેથી **દમયતી** વિચારમાં પડી અને પછી દેવના ચિન્હના ઉપર લક્ષ આપી જોયું તો તે દેવતાઓ અંતરિક્ષ આસને હતા અને **નળ રાજા** પૃથ્વી ઉપર હતો. તરતજ **દમયંતીએ નળરાજાને** વરમાળા પહેરાવી દીધી. પછી તે દેવતાઓ **નળ દમયંતીને** આશીર્વાદ દઇ ચાર વર આપી અંતર્હિત થયા. **નળ રાજાએ** કહ્યુ કે હે સુંદરિ! તું સર્વ દેવતાઓની સમક્ષ **મને વરે** છે માટે મારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી હું તારા ઉપર પ્રીતિ રાખીશ. એમ કહી **દમયંતીને** લઇ તે પોતાના નગર તરફ વિદાય થયો. ઘણે દિવસે **દમયંતીને ઇંદ્રસેન** કુંવર અને **ઇંદ્ર સેના** કુંવરી એમ બે સંતાન થયાં. આની પહેલાં, એટલે સ્વયંવર થઇ રહ્યા પછી સ્વયંવરમાં કળિ આવતો હતો. તેને **ઇંદ્રાદિએ** કહ્યું કે "**દમયંતીતો નળ રાજાને** પરણી ચુકી." ત્યારે તેણે નિશ્વાસ નાંખી ઘણો ખેદ કર્યો અને પછી અત્યંત ક્રોધે ભરાઇ **નળ દમયંતીને** અતિ દુઃખ દેવાનો વિચાર કીધો. એણે ધર્માત્મા **નળ રાજાના** પિત્રાઇ ભાઇ **પુષ્કરને નળરાજા** સાથે ધૂત રમવાને ભંભેર્યો અને કુબુદ્ધિ ઉત્પન્ન થવાથી ધૂતમાં **નળ રાજા** રાજ્યપાટ વગેરે સર્વસ્વ હાર્યો ત્યારે એણે પોતાનાં બન્ને છોકરાંને તેને મોસાળ **ભીમક રાજા** પાસે મોકલાવ્યા. તેનો સારથિ **વાર્ષ્ણેય** વળતાં અયોધ્યામાં **ઋતુપર્ણ** રાજા પાસે નોકર રહ્યો. જ્યારે **પુષ્કરે** કહ્યું કે **દમયંતીની** હોડ કરી ધૂતરમ. ત્યારે **નળે** તે સાંભળ્યા કીધું, અને ધૂત રમતાં બધું હારી બેઠો. પછી **પુષ્કરે** તે બન્નેનાં વસ્ત્રાભૂષણ હરી લીધાં, અને કહ્યુ કે મારા **શહેરમાંથી** નિકળો. તેણે ઢંઢેરો પિટાવ્યો કે જેઓ **નળ** સાથે બાલણ કરશે, તેને તત્કાળ શિક્ષા કરવામાં આવશે. એ ઉપરથી **નળ દમયંતી** એકેક

ફક્ત વસ્ત્રે શહેર બહાર ત્રણ દિવસ નિરાધાર રહ્યાં. કોઈ બારણે ઉ ભું ન રાખે અને કોઈ ભાષણ ન કરે. ચોથે દિવસે બન્ને વનમાં ગયાં, ત્યાં એક પુષ્ટ બગ નજરે પડ્યો **નળ** તેને પકડવા જેમ જેમ પુઠે પડ્યો તેમ તેમ તે દૂર જતો જાય. તેથી **નળે** તેને ફસાવવા પોતાનું પહેરવાનું **વસ્ત્ર તેના** પર નાંખ્યું. એટલે તે **વસ્ત્ર સહિત** ઉ- ડી ગયો અને **નળરાજા** નગ્ન થઇ રહ્યો. પક્ષીએ ઉડતાં **નળરા- જાને** કહ્યું કે હું **પુષ્કરની** તરફનો છું. અને તારૂં **વસ્ત્ર** લઈ જા ઉંછું. **નળરાજા ક્ષુધાથી** પીડિત દીન વદને આમ તેમ જોતો હતો. એવામાં **કળિ** મચ્છ રુપે એક પાસેના **સરોવરની** બહાર પડ્યો. એને જોતાંજ **નળરાજાએ** તેને માર્યો અને **દમયંતીના** હાથમાં આપ્યો એ તેને ધોવા તળાવની પાસે આવી અને મચ્છના મ્હોમાં **આંગળી** નાંખી દુર્ગંધી કાઢવા જાય છે એવામાં **આંગળીમાંથી અમૃતસ્રાવ** થયો અને મચ્છ સજીવન થઇ સરોવરોમાં જતો રહ્યો **દમયંતીએ** બ્હીને મ્હોડે બનેલી વાત **નળરાજાને** વિદિત કરી. એણે તે ન માન્યું અને એજ ખાઇ ગઇ એમ જાણી મનમાં તેનો ઘણો તિર- સ્કાર કર્યો. પછી **દમયંતીએ** પોતાનાં વસ્ત્રનો એક ભાગ **નળ- રાજાને** પહેરવા કહાડી આપ્યો. સૂર્યાસ્ત થયો એટલે **એક** વૃક્ષ નીચે આવી **નળરાજાએ** કહ્યુ કે સખી ! હવે પ્રાણનો નિર્વાહ શી રીતે કરવો? મને કાંઇ સુઝતું નથી. તું તારે પિયર જા. આ રસ્તો તે તરફ જાય છે. પ્રાણ પ્રિય ! તું ત્યાં જઇશ તો સુખી થઇશ. પતિનાં આવા વચન સાંભળી **દમયંતી** વ્યા- કુળ ચિત્તે નેત્રમાં આંસુ લાવી બોલી, પ્રાણનાથ ! આવાં વચનથી મારૂં હૃદય ખેદ પામે છે. આપે રાજ્ય અને સર્વ સંપત્તિ છોડી વસ્ત્ર વગરના ભૂખથી પીડાઓછો તે વખતે આપની સેવામાં હાજર રહી દુઃખમાં ભાગ લેવાને બદલે આ ઘોર અરણ્યમાં આપનો ત્યાગ કરી, મારા પિતાને ઘેર કેમ જાઉ ! પુરૂષને દુઃખને બદલે ધીરજ આપનાર દુઃખ રૂપી રોગ મટાડનાર અને દીલાસો આપનાર સ્ત્રીજ છે સ્ત્રીને પતિપ્રાણ અને જીવનહાર છે તો હું પતિ રૂપી પ્રાણનો શી રીતે ત્યાગ કરી શકું ? હું તમને છોડીને એક ડગલુ પણ દૂર કેમ જઇ શકું ? માટે હું તમને કદી છોડી જનાર નથી, **નળરાજાએ** કહ્યું કે હે સાધ્વી ! તું કહે છે તેમજ છે તું શા માટે ચિંતા કરે છે ? હું મારા આત્માનો ત્યાગ કરીશ, પણ તારો ત્યાગ નહિ કરૂં. પછી થાકથી નિદ્રા આવવા લાગી તેથી બંન્ને સુતાં **દમયંતી** નિદ્રા-

વશ થઇ ગઇ. પરંતુ **નળને** નિંદ્રા આવી નહિ. તેને વિચારોપર વિચારો આવવા લાગ્યા. ચિંતા યુક્ત થઇ તેણે મન સાથે વિચાર કર્યો કે મારૂં સારૂં કેમ થાય? મારી પ્રિય પત્ની મારે સારૂં દુઃખ ભોગવે છે તેનો હું ત્યાગ કરૂંતો તે તેનો પિયર જાય. જો એ મારી સાથે આવશે તો નક્કી દુઃખી થશે. માટે તેનો ત્યાગ કરૂંતો તે સુખી થાય. આ પ્રમાણે તેને કળિયુગના પ્રવેશથી સૂઝ્યું. તે તેણે મન સાથે નક્કિ કર્યું. વળી વિચાર્યું કે **દમયંતી** મારામાં પ્રીતિવાળી છે. તે મહા ભાગ્યશાળી, યશસ્વિની અને મહા સતી છે. માટે તેને કોઇ પુરૂષ છેતરી શકશે નહિ આવો વિચાર કરી તેના સામું **નળે** જોયું તો તેની પૂર્વ સ્થિતિનો વિચાર તેને આવ્યો, અને તેથી તે ઘણું દુઃખ પામવા લાગ્યો એણે વિચાર્યું કે એને છોડીને હું જતો રહું તો મારે એનું દુઃખ જોવું ન પડે. એટલામાં કળિ પાળી રૂપે નીચે પડ્યો. અને **નળે** અર્ધ વસ્ત્ર કાપી **દમયંતીથી** જુદા થઇ ચાલવા માંડ્યું અરે! "મારી પ્રિય સ્ત્રીની સર્વ દેવતાઓ રક્ષા કરો" એમ બોલતો તે આંસુ ઢાળતો ચાલ્યો ગયો.

**દમયંતીએ** જાગીને જોયુંતો **નળ** અર્ધ વસ્ત્ર કાપી જતો રહેલો હતો એથી તે મૂર્છાખાઇ ભોંયપર પડી. પછી કેટલીકવારે સાવધ થઇ **નળને** પોકારતી તે વનમાં ભટકવા લાગી, માર્ગમાં એક અજગર મ્હોઢું વિકાશી. પડ્યો તેના મુખમાં તેનો પગ પડવાથી તેણે તે સાથળ સુધી ગળ્યો વિષ શરીરે ચડવા લાગ્યું જેતો તે પોતાના પતિનો શોચ કરે છે તેવો પોતાના પ્રાણનો શોચ કરતી નથી. તે તો આવી સ્થિતિમાં પણ ઓ નાથ! ઓ **નળ**! કેમ બોલતા નથી? પ્રાણાધાર! તમે ક્યાં ગયા છો! આમ પોકાર કરે છે તે શબ્દ એક પારાધીએ સાંભળ્યા. તે સાંભળતાંજ પાસે આવીને જુએ છે, તે સ્ત્રીને અજગરે સાથળ સુધી ગળેલી છે. આ જોઇ કુહાડીના ઘાથી અજગરને મારી સ્ત્રીને મુક્ત કરી. ઘણી આશ્વાસના કરી તેણે તેનું વૃત્તાંત પૂછ્યું **દમયંતીએ** સર્વ કહ્યું. તેને અર્ધ વસ્ત્ર પહેરેલું જોઇ તથા એનું અત્યંત રૂપ જોઇ તે પારાધી કામાતુર થયો. અને આલિંગન કરવા જતો હતો. તે વેળા **દમયંતીએ** તેને બહુ સમજાવ્યો પણ ન માન્યું ત્યારે તેણે કહ્યું કે જો **નળરાજા** વગર મનથી પણ બીજાનું ચિંતવન ન કરતી હોઉં તો આ પારાધી પ્રાણ રહિત થઇ પડો. એમ શાપ દઇ તેને બાળી ભસ્મ કર્યો. દમયંતી ઉત્તર પંથે જવા લાગીને માર્ગમાં મહા તાપસને દીઠા. અને એને તેણે **નળરાજા**

સંબંધી વાત જ્યારે પુછી ત્યારે તાપસે કહ્યું કે તને તારા સ્વામિનો મેળાપ હવે વહેલો થશે. આગળ ચાલતાં **દમયંતીને** નદી તીરે કેટલાક સોદાગરો મળ્યા. તેઓના સંઘમાં તે રાતે રહી. એવામાં એવું બન્યું કે ત્યાં વનના હાથિઓનું ટોળું પાણી પીવા આવ્યું. તેઓએ સર્વનો સંહાર કરવા માંડ્યો એટલું સહુ નહાસવા લાગ્યા. **દમયંતી** નહાસતી એક વનમાં આવી અને સવાર થયું એટલે કેટલાએક સોદાગરોની પાછળ તેણે **ચૈદ્યવસુપુરીમાં** પ્રવેશ કર્યો. અહિંના રાજા **સુબાહુની** માએ તેને દીઠી અને પછી પાસે બોલાવી તું કોણ છે? એમ પૂછ્યું. **દમયંતીએ** પોતાનું નામ જણાવ્યા વગર કેટલીક વાત કહી. પછી રાજમાતાએ કહ્યું કે અહિં રહે. **દમયંતી** બોલી કે હું કોઇનું ઉચ્છિષ્ટ ભોજન ન કરૂં પાદ પ્રક્ષાલન ન કરૂં. અને કોઇની સાથે ભાષણ ન કરૂં એવું થાય અને મારા પતિની ખોળ કરાવો તો રહું રાજમાતાએ આ સર્વ કબુલ કર્યું અને પુત્રી પ્રમાણે ગણવાનું વચન આપ્યું. પછી **દમયંતી સુનંદા** નામની રાજકન્યા સાથે અહિં રહી.

**દમયંતીને** છોડી **નળ** ચાલતો થયો હતો તેણે પ્રથમ તો વનમાં અતિ ભયંકર બળતો દાવાનળ દીઠો અને કોઇની ચીસ સાંભળી એટલે અંદર જઇ જોયું તો એક મોટો નાગ બળતો હતો નાગે **નળને** કહ્યું કે મારૂં નામ **કર્કોટક** છે અને હું **નારદના** શાપથી અહિયાં બળ્યા કરૂં છું. પણ **નારદે** મને કહ્યું છે કે **નળરાજા** તને છોડાવશે. માટે મને મુક્ત કર. પછી **નળે** તેને ઉચકી ખાંધ ઉપર નાખ્યો અને નીચે મુકવા જાય છે એટલામાં તેણે **નળને** હાથે દંશ દીધો. એની વિષ જવાળાથી **નળ** કાળો અને કુરૂપ થઇ ગયો **કર્કોટકે નળને** કહ્યું કે તમે **અયોધ્યાના ઋતુપર્ણ** રાજાના **બાહુક** સારથિના નામથી રહેજો તમારૂં રૂપ છુપાવવા મેં દંશ દીધો છે. આમ બોલી એક વસ્ત્ર આપી કહ્યું કે તમારી અવધ પુરી થાય એટલે આ વસ્ત્ર મારૂં સ્મરણ કરી પહેરજો. એટલે તમારૂં રૂપ પૂર્વવત થશે, અને **દમયંતી** તથા રાજ્ય પાછાં મળશે. પછી **નળ** કેટલેક દિવસે **અયોધ્યાના ઋતુપર્ણ** રાજાને ત્યાં ગયો અને **બાહુક** નામ ધારણ કરી કહ્યું કે હું **નળનો** સારથિ છું અને અશ્વમંત્ર જાણું છું. **ઋતુપર્ણે** એને સર્વ સારથિઓનો ઉપરી કરી અશ્વશાળામાં રાખ્યો. તેના હાથ નીચે **વાર્ષ્ણેય** તથા **જીવલને** રાખ્યા. અહિં એ નિત્ય રાત્રે **દમયંતીને** સંભારી વિલાપ કરે. બીજા સા-

રથિએ તેને એમ કરવાનું કારણ પુછવાથી **નળે** કહ્યું કે એક મંદ બુદ્ધિ માણસ પોતાની રત્ન જેવી સ્ત્રીનો વનમાં ત્યાગ કરી જતો રહ્યો અને પછી તે મૂર્ખ શોક કરવા લાગ્યો તેની રીતે હું સહજ કરી દેખાડું છું.

આ તરફ **દમયંતીના** પિતાએ દેશોદેશ **નળદમયંતીને** શોધવા બ્રાહ્મણો મોકલ્યા હતા તેમાં **સુદેવે ચૈદ્યવસુપુરીમાં દમયંતીને** ઓળખી. **દમયંતીએ** પણ તેને ઓળખ્યો. અને પછી રઠીપડી **સુનંદાએ** વિસ્મિત થઇ **સુદેવને દમયંતી** વિષે પુછ્યું ત્યારે તેણે કહ્યું કે એ તારી માસિયણ બ્હેન **દમયંતી છે** પછી સહુએ તેને પ્રથમ ન ઓળખી તેનો પશ્ચાત્તાપ કર્યો અને **દમયંતી** સર્વનો ઉપકાર માની **સુદેવ** જોડે પોતના પિતાને ઘેર ગઈ. અહીંયા **દમયંતીએ નળની** શોધ કરવા બ્રાહ્મણો મોકલ્યા હતા તેમાંથી **પર્ણાદિ** નામનો વિપ્ર જે બોલતો કે હે કપટી ! વનમાં અર્ધું વસ્ત્ર કાપી સૂતેલી સ્ત્રીનો ત્યાગ કરી ગયા. એ ઘટિત નહોતું કેમકે પતિએ સ્ત્રીનું ભરણપોષણ અને રક્ષણ કરવું જોઇએ. તે આથ સમાચાર લાગ્યો કે તમારી સૂચના પ્રમાણે મારૂં બોલવું સાંભળી માત્ર એક અયોધ્યાનો રાજસારથી નામે **બાહુક** ઘણો શોક કરવા લાગ્યો. પછી **દમયંતીએ સુદેવને ઋતુપર્ણ** પાસે મોકલ્યો અને કહેવરાવ્યું કે **દમયંતી** ફરીથી સ્વયંવર કરે છે અને કાલે પ્રાતઃકાલે મુહૂર્ત માટે જેરાજા વહેલો આવશે તે વરમાળા પહેરશે. **ઋતુપર્ણ** રાજાએ **બાહુકને** બોલાવી તે વર્તમાન કહ્યા રાજાને પોતાનો સ્વામીજાણી **બાહુક** બોલ્યો કે સૂર્યોદય પહેલાં હું તમને ત્યાં પહોંચાડીશ પછી બાહુકે મુડદાલ જેવા અશ્વજોડી રથ તૈયાર કર્યો. **ઋતુપર્ણ** તે જોઇ પુષ્ટઅશ્વ જોડવાનું કહ્યું **બાહુકે** કહ્યું કે હાથી મોટાહોય છે અને સિંહ ન્હાનોહોય છે, માટે શું હાથી સિંહકરતાં બળવાન છે ? એમ કહી બીજા ન જોડવાનો આગ્રહ જણાવતાં **ઋતુપર્ણ** રથમાં બેઠા અને **બાહુકે** અશ્વના કાનમાં મંત્રભણ્યો કે તે પવનવેગે ઉડ્યા. માર્ગમાં રાજાનું વસ્ત્ર પડીગયું, ત્યારે તેણે **બાહુકને** રથ ઉભોરાખી તે લાવવાનું કહ્યું. **બાહુકે** કહ્યું કેઃ—તેવસ્ત્ર હવે દશયોજન દુરરહ્યું છે. એવામાં ત્યાં એક બેહેડાનું ઝાડજોઇ રાજાએ ગણિતકરી તેના પાંદડાં અને ફળ કેટલા છે તે કહીઆપ્યું આ જોઇ **બાહુક** વિસ્મિત થયો. **ઋતુપર્ણની** ઇચ્છાથી **બાહુકે** તેને અશ્વમંત્રઆપ્યો અને પોતે તેનાપાસેથી ગણિત વિદ્યાલીધી તેનાપ્રવેશથી **નળરાજાના** અં-

ગમાંથી કળિ નિકળી મૂર્ત્તિમત ઉભોરહ્યો અને કહ્યું કે મેં તમારો બહુ છળ કર્યો છે માટે જે તમારી કથા સાંભળશે તેને હું નહિપીડું આમ કહિ કળિએ બેહેડાનાઝાડમાં પ્રવેશકર્યો બાહુકે રથહાંકયો અને વિદર્ભ દેશમાં જઇપહોંચ્યો દમયંતી આદિએ રથનીગતિ જોઇ જાણ્યું કે તે નળરાજા છે ઋતુપર્ણે ત્યાં સુનકારજેવું દીઠું. પણ ભીમકરાજાએ તેનું સન્માનકર્યું નળ ( બાહુક ) અશ્વશાળામાં ઉતર્યો, અહીં દમયંતીએ તેની પરીક્ષાકરવા કેશિનીનામની દાસીમોકલી. અને એણે બાહુકને નળરાજાના સમાચાર જાણતાહોતો કહો એમ પુછયું. બાહુકે ઉત્તરદીધો કે તે કાયા કુરૂપકરી કોણજાણે કયાં ગુપ્ત રહ્યોહશે ! એઉત્તર દમયંતીએ સાંભળ્યો એથી તેણે દાસીને કહ્યું કે એને કંઇ અગ્નિ પાણી આપશો નહિ અને આ બાળકોનેલઇ ત્યાંબેસી એની ચિકિત્સા કરો દાસી બન્નેબાળકોને લઇ ત્યાંગઇ. અને બાહુકે તેઓનેદીઠાં એટલે તેની આંખમાં આંસુ આવ્યાં અને પછી તેણે બાળકોને છાતીસાથે અત્યંતચાંપ્યાં બાહુકે દાસીને કહ્યું કે મારાંબાળકો મને સાંભળવાથી મેં એમને ચાંપ્યાં જ્યારે બાહુકે કોરાકુંભને મંત્રવડે જળથીભર્યો અને ખડનેફુંકી અગ્નિ પ્રગટકર્યો ત્યારે દમયંતીને નિશ્ચયથયો કે તેજ પુણ્યશ્લોક નળરાજા છે પછી એવાત પોતાંની માતાને કહી નળને મહેલમાં બોલાવ્યો ભીમકે એ સર્વ વર્ત્તમાન રાણીથીજાણી બાહુકને સભામાં બોલાવ્યો. ત્યાં એ પોતાના વિવાહ સંમારંભનું સ્થાન જોઇધણો ખેદ પામ્યો, અને નીચુંઘાલી બેઠો. એવામાં આકાશવાણી થઇ કે હે નળરાજા ! હવે તમારૂંરૂપ પ્રગટકરો નમેકર્કોટક નાગનું સ્મરણ કરી તેનું આપેલુંવસ્ત્ર પહેર્યું કે તે પૂર્વરૂપ થઇ રહયો. દમયંતી આદિ સર્વ અત્યંત પ્રસન્નથયાં, અને ઘણાક દાન ધર્મકર્યાં પછી નળરાજા ઘણા મોટા સૈન્યસાથે દમયંતી સહિત પોતાના દેશમાં આવ્યા અને પુષ્કર ને આદરસહિત બોલાવી કહ્યું કે મારીસાથે ધુતરમો અથવા યુદ્ધકરો. નળરાજાને ધુત (જુગટું) રમી સર્વસ્વપાછું જીતીલીધું. અને પુષ્કરની દયાજાણી તેને એક ગામઆપ્યું; અને પોતે સ્વસ્થપણે ધર્મરાજ્યકરી, કેટલેકકાળે સતી દમયંતી સહિત સ્વર્ગે સિધાવ્યા.

મહાભારત.

## તારામતી.

અયોધ્યાના સૂર્યવંશી રાજા ત્રીશંકુના પુત્ર હરીશ્ચંદ્રના સત્યવાદિત્વની મહાત્મા નારદજીએ અને વસિષ્ઠે જ્યારે ઇંદ્રસભામાં

પ્રશંસાકરી ત્યારે વિશ્વામિત્રે ક્રોધમાં વસિષ્ટને કહ્યુંકે તારો તે શિષ્ય છે માટે તું તેની પ્રશંસા કરેછે. પરંતુ હું એનું સત્યમુકાવું ત્યારેજખરો. પછી વિશ્વામિત્રે વનમાંજઇ અનુષ્ઠાન કરવા માંડયાં. જેથી હજારો ફાડીખાનારાં પશુઓ પેદાથયાં ને હરિશ્ચંદ્રની પ્રજાને દુઃખદેવા લાગ્યાં. રાજા સૈન્યલઇ પશુઓનો વધકરવા માટે વનમાં ગયો. ઋષિએ માયાસે એકહરિણ પેદાકરી રાજાઆગળ મોકલ્યાં જેને મારવા રાજા પુઠેપડયો એટલે હરનુંઋષિના આશ્રમભણી દોડયાં. રાજા એ એક મહાદેવનુ દેવળ દીઠું પણ પેલાહરિણ અદ્રશ્ય થઇગયાં. હરિશ્ચંદ્ર પોતાનીસ્ત્રી તારામતી તથા પ્રધાનસાથે દહેરામાં બેઠોહતો એવામાં ઋષિએ મેકલેલી બે સુંદરીઓ ત્યાંઆવી ગાયનકરવા લાગી રાજાએ પ્રસન્નથઇ તેઓને કંઇ માગવા કહ્યું. ત્યારે તે કન્યાઓએ કહ્યુંકે તારામતીને તજી હમારીસાથે લગ્નકરો. એ સાંભળી પ્રધાને તેઓને કહાડીમુકી એઓ ઋષીપાસેગઈ, એટલે ઋષિ ક્રોધકરી રાજા પાસે આવ્યા અને પોતાની દાસીનું અપમાન કર્યું માટે તેણે રાજાને તુચ્છકારનાં વચનો કહ્યાં. મહારાજા હરિશ્ચંદ્રે પગેલાગી ક્ષમામાગી, તેથી ઋષિ વિદાય થયા. ત્યારપછી રાજા હરિશ્ચંદ્ર પોતાનીરાણી તારામતીના ખોળામાં માથુંમુકી સુતો, એટલામાં તેને સ્વપ્ન થયું કે પોતે સર્વરાજપાટ કોઇ બ્રાહ્મણને દાનમાં દીધું. અને જાગીને જોયછેતો વિશ્વામિત્રને એક બ્રાહ્મણને વેષેઆવેલા. અને રાજાપાસેથી રાજપાટ, જમીન અને રાજભંડાર વગેરે સઘળું દાનમાં માગીલીધું. સુત્યનેજ વળગી રહેનાર હરિશ્ચંદ્રરાજાને સઘળું વિશ્વામિત્રને આપી. ફક્ત પહેરેલાં વસ્ત્રભેરજ સ્ત્રી અને પુત્રસાથે ચાલીનીકળવું પડયું ત્યારે પણ વિશ્વામિત્રે પુંઠ મુકીનહી. અને કહ્યુંકે હે રાજન! તું સત્યવાદીનો શિરોમણી અને સનાતન ધર્મનેપાળનારો છે તો તારે પૃથ્વી ઓ રાજપાટસાથે આવામોટાં સર્વસ્વનાં દાનઉપર તેને યોગ્ય દક્ષિણા પણ અપવીઘટે છે તે આપ કે જેથી તારૂંદાન પૂર્ણથયું ગણાય. હરિશ્ચંદ્રરાજાએ કહ્યુંકે ઠીકછે. હું ધર્મનાં આચરણમાંજ પ્રીતિવાળોછું એટલે આપની તે યાચના પૂર્ણ કરીશ. આપ મારીસાથે કાશીક્ષેત્ર સુધી પધારો.તો હું આપને દાનઉપર દક્ષિણા પણ ગમેતેપ્રકારે કરી અપાવું વિશ્વામિત્રે તેનીસાથે પોતાના શિષ્ય નક્ષત્રને મોકલ્યો. તે દુષ્ટે તે સત્યવાદી રાજાને રસ્તામાં ઘણાંક અસહ્ય સંકટો આપ્યાં છેવટ કાશીમાં ગયા. હરિશ્ચંદ્રરાજાએ ત્યાંપોતે અને પોતાની સ્ત્રીએ વેચાઇને પણ સત્યધર્મનું પ્રતિપાલન કરવાનો નિશ્ચય કર્યો-હતો. જેણે કોઇદિવસ સૂર્યનાં કિરણો પણ જોયાં નહિહતાં એવાં

પતિવ્રતા **તારામતી** પતિના સત્યવ્રતનું ઋણઆપવા વાસ્તે મોટા આનંદથી દાસીતરીકે વેચાવાને **કાશીના** બજારમાં ઉભારહ્યાં અને એક બ્રાહ્મણે રાજાને દ્રવ્યઆપી તેસતીને ગુલામડીતરીકે ખરીદીલીધી. પરીક્ષાજોવાને પાછળલાગેલા અને રાજાનું સત્યવ્રત મૂકાવવાનો આગ્રહ લઇબેઠેલા **વિશ્વામિત્રના** શિષ્ય **નક્ષત્રનું** મનએટલા દ્રવ્યથી સંતુષ્ટ થયું નહિ. બ્રાહ્મણપર ભક્તિરાખનારા **હરિશ્ચંદ્રરાજાએ** આખરે તેમને સર્વેવાતે પ્રસન્નકરવાસારૂં પોતાના દેહનું પણ દાસતરીકે એક ચાંડાળનેત્યાં વેચાણકર્યું. અને તેમાંથી ઉપજેલા દ્રવ્યને દાનકૃત્યની દક્ષિણામાં આપીદઇને **નક્ષત્રને** પ્રસન્નકર્યો, અને પોતાનુંવચન સત્યકર્યું. દાનલઇ **નક્ષત્ર** બજારમાંથી વિદાયથયો પછી પેલોચંડાળ અને બ્રાહ્મણ પણ પોતપોતે ખરીદેલાં રાજા રાણી ( **સત્યવાદી હરિશ્ચંદ્ર** અને **તારામતી** ) ને પોતપોતાને ઘેર લઇજવાને તત્પરથયા જ્યારે પતિથી જુદાપડવાનો સમય નજીકઆવ્યો ત્યારે રાણી **તારામતીએ** પતિની પ્રદક્ષિણાકરી પ્રણામકર્યા અને કહ્યુંકે જો મેં આપ્યુંહોય. જો હોમ્યું હોય, અને જો બ્રાહ્મણોને તૃપ્તકર્યાહોય તો તે પુણ્યવડે **હરિશ્ચંદ્રરાજા** નિશ્ચય મારા ભર્તાજો. આ જોઇ **હરિશ્ચંદ્રરાજા** આવખતે ગદ્ ગદ્ કંઠવાળા થઇ અને પરમપવિત્ર એવાં સતી **તારામતીને** કહેવા લાગ્યાકે વૃક્ષનીછાય વૃક્ષને કદાપિ વૃક્ષનેછોડતી નથી. તો આ સત્ય શીલગુણવાળો કેમજાય છે ? વળી કહેવા લાગ્યાકે હે પતિવ્રતા ! હે કલ્યાણિ ! ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થયેલા એવા મનોહત ભાગ્યને પરણીને તું દાસીપણાને પામી અરેરે ! તમારાવિનાં પુરાણની દ્રષ્ટાંતવાળી કથાઓ કહીને હવે કોણમારો શોક સમાવશે ? પછી પુત્ર **રોહિતાશ્વને** દયામણેમ્હોડે કહેવાલાગ્યાકે મને છોડીને તુંપણ જઇશ. આમ કહ્યાપછી પોતાની સ્ત્રીને ખરીદનાર બ્રાહ્મણપ્રત્યે કહેવાલાગ્યા કે હે દ્વીજમને જેવું દુઃખ આસ્ત્રી અને પુત્રના વિયોગથી થાયછે તેવું દુઃખ રાજ્યત્યાગથી કે વનવાસથી થતુંનથી. આરીતે રાજાને વિલાપ કરતો રાખી તે બ્રાહ્મણ સતી **તારામતી** તથા તેનાપુત્ર **રોહિતાશ્વને** લઇ વિદાયથયો અને **હરિશ્ચંદ્ર** ચાંડાલના સ્મશાન તરફ વિદાય થયો.

ત્યારપછી **હરિશ્ચંદ્રરાજા** પોતાના ધણી ચંડાળ તરફથી સ્મશાનમાં જે શબ બાળવાઆવે તેનું વસ્ત્ર અને કરલેવા રહ્યા. **તારામતી** પેલાબ્રાહ્મણને ઘેર દાસીપણું કરવાલાગ્યાં આમ ઘણોકકાળ વ્યતીતથયો. પણ રાજા રાણી કોઇ કોઇને મળવા પામ્યાનહિ બન્ને એક નિષ્ઠાથી પોતપોતાનું કામ બજાવતાં હતાં ઘણોકકાળ વ્યતીતથવાથી અને તેઓ આવુ દુર્દશામાં આવીજવાથી કોણકોણને ત્યાંછે એપણ

તેઓને વિસ્મૃત થઇગયું. આવી દશામાં તેઓ પહોચ્યાંહતાં તોપણ તેઓએ પોતાનીજાતિ અને નેક ટેક છોડી નહતી. કોઇવખતે પ્રભરે અજાથી તારામતીનો પુત્ર રોહિતાશ્વ કે જે હમ્મેશાં પોતાના મિત્રો સાથે જંગલમાં પુષ્પો વિણવાજતો તેજપ્રમાણે આજપણ ત્યાંગયો અને ત્યાં તેને સર્પનોદંશ થવાથી તત્કાળ તે મરણને શરણ થયો. આપ્રમાણે તારામતીને દુઃખમાં દુઃખ આવીપડયું. તારામતી પુત્રનું મુખજોઇ પોતાના દુઃખના દિવસોને ગતકરતાં તેમુખ ચંદ્રપણ આજે અસ્તથયો. અને તે દુઃખના સમુદ્રમાં ડુબીગયાં આ રીતનાં દુઃખથી વ્યાકુળ થયેલાં તારામતીપોતાના મૃતપુત્ર રોહિતાશ્વને ખોળામાંલઇ કલ્પાંત કરતાં રૂદન કરવાલાગ્યાં કે અરેરે ! હું નિરાધાર થઇ ! અરે ! હું હવે શુંકરીશ ! હું કયાં જઇશ ! હે દુષ્ટસર્પ ! તેં આ નિરપરાધિ બાળકનોજીવ કેમલીધો ! અપરાધ વગરના લોકોનેપણ દુઃખદેવું એજ દેવનો નિયમહશે ! પુત્રનો પ્રાણલેનાર હેસર્પ ! હવે તોતારે મનેપણ દંશમારવો જોઇએ. હે પ્રિયપુત્ર ! એકવાર બોલ ! મનેનિરાધાર મૂકીને તુંકયાં જાયછે ? હું તારાશિવાય બીજાકોનું હસતુંમુખજોઇ તારા પિતાના વિયોગનું દુઃખ હું વિસારીશ ! હેપુત્ર! ઉઠઅને એકવાર કાંલુંકાલું બોલીને આતારી દુખીયારી માતાને આશ્વાસન આપ ! આ પ્રમાણે વિલાપકરતાં સ્મશાનમાં પુત્રને ખોળામાંલઇ બેઠેલાં સતી તારામતીને જોઇને હરિશ્ચંદ્રે આવીને પૂછયુંકે અરે ! કોણછે ? આવી કાળીરાત્રિને સમયે તું કયાંથી આવીછે ? શું તું તારાપુત્રને મારી ધણીનો કર આપ્યાવગર બાળવાઇચ્છેછે ? હું મારાધણીનો કર ઉઘરાવવા આ અંધારીરાત્રીમાં પણ ફરૂંછું. માટે એકવાર કરઆપ અને પછીથી તારાપુત્રને અગ્નિસંસ્કાર કર આવાં વચનો સાભળી નિશ્વાસનાખતાં તારામતી બોલ્યાકે મારીપાસે કંઇપણનથી. માટે દયાલાવી મારા-પુત્રને અગ્નિસંસ્કાર કરવા રજાઆપો. અરેરે !. સર્વરાજાઓમાં શ્રેષ્ઠ એવા સત્યવાદી હરિશ્ચંદ્રરાજાની રાણી કયાં ! અને આવીદુઃખો, ઘોર અને વિકટદશા કયાં ! અરેરે ! મારાપુત્રને બાળવામાટે સ્મશાનનો કર આપવાપણ હું શક્તિહીન ? હે પ્રભુ આ તારીદીનદાસી તરફ દયાની દ્રષ્ટિ રાખ.

આવા હૃદયવેધક વચન સાંભળતાં હરિશ્ચંદ્રરાજા તરતજ મૂર્છિતથઇ પૃથ્વીપર પડયો કેટલીકવારે મૂર્છાવળ્યાપછી પોતાની સ્રીને તથા તેના મૃતપુત્રને જોઇ ખેદપામતો કહેવાલાગ્યોકે હે પુત્ર ! તું કયાં સંતાઇરહયો ! શું તું આ દુઃખી આતારી માતાને દયાનીદ્રષ્ટિથી નહિ

રીઝવે? તું તારીમનોહરવાણી એકવાર બોલી આનંદને ઉપજાવ! આ તારીમાતાને ધન્યછે કે જેણે આજસુધી તારાબોલ સાંભળી સુખલીધું પરંતુ મેંતો તારા કાલાકાલા શબ્દો આગળ સાંભળેલા તેજ હેપુત્ર! તું ક્યાં અદ્રશ્યથયો! અરેરે! હૃદયને દળીનખે એવે સમયેજ હું નિર્ભાગીને તને મળવાનું નિષ્ઠુર દૈવે નિર્માણ ક્યાંરાખી મૂકયુંહતું? હા! પુત્ર! રોહિત! એકવારતો તારા ચાંડાલપણાને પામેલા દુઃખી પિતાની સન્મુખ્ જો. આ પ્રમાણે ઘણો વિલાપકરી નિશ્વાસનાંખી વગતી તેમણે પોતાની પ્રાણપ્રિયા સતી **તારામતીને** કહ્યું પ્રિયા! તું તારા જે પ્રાણનાથનું ઘડી એ ઘડીએ સ્મરણ કરેછે તેજ વજ્રમય દુઃખનો આ હું ચાંડાલપણાને પામેલો **હરિશ્ચંદ્ર** છું. હે પ્રભુ! મારૂં સત્યવાદીપણું અને રાજાપણું ક્યાં? અને આ એક દુષ્ટ હૃદય વાળા ચાંડાલ પણું ક્યાં? આ અસાર સંસારમાં મારા બરોબર કેઇ દુઃખીઓ હશે? નહિંજ! પ્રિયે! તું મારા પ્રાણથી પણ વધારે વહાલી છે. અને આ પુત્ર **રોહિત** પણ મારા પ્રાણથી અધિક છે,તો પણ હું મારા સ્વામીનો કર લેવાનો ધર્મ ચુકીશ નહિ. જે કોઇ માણસ પોતાનાં શરીર, સગાં, પુત્ર અને સ્ત્રી સારૂ પોતાના ધણીનું અહિત કરેછે, તે મહા અધમમાં અધમ ગણાયછે અને તે રૌરવ નામના નરકનો અધિકારી થાય છે. માટે તું બ્રાહ્મણ અગર બીજા કોઇ પાસેથી યાચના કરી સ્મશાનનું શાસન આપ કે જેથી આપણો ધર્મ જળવાય.

આવાં દુઃખમાં પણ સ્વામીનાં ધર્મપરાયણ વાકયો સાંભળી સંતુષ્ટ થયેલાં પતિવ્રતા **તારામતી** ધીરજ નહિ છોડતાં, સ્મશાનનો કર લેવા સારૂં કાશી તરફ ચાલ્યાં રસ્તામાં કોઇ મુએલાં બાળકને પડેલું જોઇ દયાથી તેને જોવા ગયાં તેટલામાં પાછળથી કાશિરાજાના દૂતો દોડી આવ્યા તેઓ બોલ્યાકે આ સ્ત્રીએજ આ બાળકનો વધ કર્યો છે માટે રાજાની તરફથી હજુરમાં લઇ ચલો **તારામતીને** પકડી તેઓ રાજા પાસે લઇ ગયા. રાજાએ જાણ્યું કે આજ સ્ત્રીએ બાળકને માર્યું હશે, તેથી તેમનો શિરચ્છેદ કરવાનો હુકમ આપ્યો ચાંડાળે પોતાના નોકર **હરિશ્ચંદ્રને** અમલમાં મુકવા ફરમાવ્યું. **હરિશ્ચંદ્ર** રાજાએ જાણ્યું કે આ મારી સ્ત્રી નિરપરાધી છે, તોપણ પોતાના સ્વામીના હુકમનું અપમાન કેમ થાય? એમ વિચારી તેમણે **તારામતીને** મારવા તરવાર ખેંચી ત્યારે સત્યવાદિની **તારામતીએ** કહ્યું કે-પ્રાણપતિ! તમારા હાથની તરવાર આ કંઠમાં મોતીની માળા સમ શોભશે. માટે

ચિંતાતુર ન થતાં સુખેથી પોતાના ધર્મને અનુસરતાં મારો ઉદ્ધાર કરો. હે રાજન્ ! તમારાથી અસત્ય ના થાઓ. જેમ પ્રજા-પાલન આદિ વિરામ રાજધર્મો અને બ્રાહ્મણને સંતોષવા આદિ સ્વ-ર્ગ ધર્મો આપે નિરંતર આચર્યા છે, તેમ આ સેવક ધર્મ રૂપી વ્ય-વહારધર્મને પણ આપ અનુસરો. હે પ્રિય ! હવે આ દુઃખમાંથી મને મુકત કરો મારાં સત્ય કર્મ અને પતિવ્રતા ધર્મ જન્માંતરે મને આ-પની દાસી કરજો રાજાએ કહ્યું કે મેં નિષ્કપટ થઇ મારા સ્વામિ-ની આજ્ઞા પાળી છે, તો આપણું ઇશ્વર સદૈવ કલ્યાણજ કરશે. આપણે સૌ થોડા વખતમાં સ્વર્ગમાં એકઠાં થઇશું. આ પ્રમાણે વિયોગનાં વચનો બોલી જેવી તરવાર ઉગામી હરિશ્ચંદ્ર રાજા ઘા કરવા જાય છે, તેજ સર્વ દેવોએ આવી તેમનો હાથ પકડી લીધો ને ક-હ્યું કેઃ—હે રાજન! પ્રાણ જતાં સુધી પણ પોતાના ધર્મને નહિ ચુ-કનારાં તમો દંપતીને ધન્ય છે! હે સત્યવાદિની પતિવ્રતા તારામ-તી! તમે અનુક્રમે સત્ય, ધર્મ અને પતિવ્રતા ધર્મથી આ લોકને. ઉદ્ધાર્યો છે, અને કાશીવાસી બ્રાહ્મણ અને ચંડાળ વગેરે અમે સર્વ ધર્માદિક દેવો તમો દંપતીની પરીક્ષા કરવા જતાં તમારાં સત્યવ્રત-થી જિતાયાં છીએ. એટલું બોલી તેને કેટલાંક વરદાન આપ્યાં, અ-ને પુત્રને પણ સર્પ વિષથી મુક્ત કર્યો. રોહિત સ્વસ્થ થઇ ઉભો થયો, અને જેના સ્તનમાં પાનો ભરાઇ આવ્યો હતો એવાં તારા-મતીના પગમાં પડ્યો. કુમાર રોહિત માતા પિતા બન્નેને નમન કરી દેવોને તેની સ્તુતિ કરતા જોઇ વિસ્મિત થયો. પણ રાજારાણીએ તે સર્વ હકીકત કહી સંભળાવી. રોહિત સાથે દેવોનાં તથા વિશ્વા-મિત્રના ચરણમાં તેમણે મસ્તક મુકયાં. તારામતીનાં પાતિવ્રત્યે, હરિશ્ચંદ્રના સત્યને અને રોહિતનાં માતા પિતા પ્રત્યેના ધર્મને જોઇ પ્રસન્ન થયેલા દેવોએ તેમનાં મસ્તક ઉપર હાથ મુકીને કહ્યું કે હે રાજન્.

> विना धर्म मनुष्याणां जायते न शुभं क्वचित् ॥
> यतस्तो धारयेत्तस्मात् पुरुषो धर्म मेवाहि. ॥

ધર્મ કરીનેજ સઘળાં શુભ થાયછે, વાસ્તે મનુષ્યોએ હરકોઇ પ્રકારે ધર્મનેજ ધારણ કરવો જોઇએ.

આમ કહ્યા પછી દેવતાઓ અંતર્હિત થયા. રાજા રાણી અને પુત્ર એ સઘળાં રાજધાની તરફ વિદાય થયાં. ત્યાં જઇ પૃથ્વી પાલન કરતાં સુખ લેવાં લાગ્યાં. તારામતીએ બ્રાહ્મણને ત્યાં વેચાઇ પોતાના

પતિવ્રતા ધર્મને અનુસરી પતિભક્તિમાં નિશ્ચદિન ચિત્ત રાખી પોતાનાં શીલ વ્રતને સંભારી પોતાના સત્ય ધર્મને ટેક રાખી સત્યવાદિ પણું આ જગતમાં જાહેર કર્યું છે. પતિ વિષે પ્રેમ રાખનાર પતિવ્રતા તારામતીનેધન્ય છે !!!

**માર્કંડેય પુરાણ.**

## ભોગવતી.

આ સાધ્વી પૂર્વ દેશના રાજા **વિજય રાજની** પુત્રી હતી, તે રૂપની સંપત્તિથી સુર, અસુર, સિદ્ધ. ગંધર્વ, અપ્સરા અને નાગની કન્યાઓને હસી કહાડનારી પ્રવીણ **ભોગવતી** એવે નામે ખ્યાતિને પામી હતી તે બાળપણથીજ પુરાણ, ઇતિહાસ, કાવ્ય, કથા. ચંપૂ, નાટક અને અલંકારને પૂર્ણ જાણતી હતી, અને ધર્મશાસ્ત્રના રહસ્યને સમજતી હતી. પરલોકનાં હિત રૂપ કાર્ય કરવામાં તે પારંગત હતી. વિનયમાં, આચારમાં નીતિ શાસ્ત્રમાં, અને સ્ત્રીઓના ધર્મમાં તો તે પ્રવીણ ગણાતી. તેનો વિવાહ **શુરસેનરાજાના** પુત્ર **નાગરાજ** સાથે કર્યો હતો **વિજયરાજે** પોતાની પુત્રીનાં લગ્ન **શુરસેનના** પ્રધાનના કહેવાથી અને રૂપ, ગુણ, શીલ, વિદ્યા અને વિનયના વખાણથી કર્યાં હતાં **" ભેંસ પાણીમાં ને સાટું બજારમાં "** આ કહેવત પ્રમાણે **નાગરાજા** ખરેખર નાગના જેવોજ ક્રુર અને કદરૂપોજ હતો પૂર્વ જન્મમાં **સૌભરિ** ઋષિના શાપથી તે આ જન્મે આવી દશાને પામ્યો હતો. રાજા **વિજયરાજે** ક્ષત્રિયની રીતિને અનુસરી **ભોગવતી**નાં લગ્ન ખડ્ગ સાથે કર્યાં સાસરે આવ્યા પછી **નાગરાજા** પાઠશાળામાં વિદ્યાભ્યાસ કરે છે, એવું ખોટું બહાનું કાઢી **ભોગવતી** સાથે તેનો મેળાપ થવા દીધો નહિ હતો. કારણ કે **નાગરાજા** કુરૂપો અને અજ્ઞાન હોવાથી એવી વિદ્વાન રાજકુમારીને તેની પાસે મુકતાં તેઓ લજવાતાં જતાં. આ પ્રમાણે સ્વામીથી વિરક્ત રહેની **ભોગવતી** પોતાના પતિવ્રતા ધર્મ પ્રમાણે વર્તીને સાસુ સસરાની સેવા કરવા લાગી થોડા વખત પછી જ્યારે આ સર્વવાત **ભોગવતી**ના જાણવામાં આવી ત્યારે તે ખુશીથી પતિની પાસે ગઇ અને પોતાના સ્ત્રી ધર્મ પ્રમાણે તેની સેવા કરવા લાગી. એક વખત તેના પતિએ તેને કહ્યું કેઃ- તમે મારાથી કેમ ભય પામતાં નથી ? તેના ઉત્તરમાં **ભોગવતી**એ કહ્યું કેઃ- સ્ત્રીને પોતાનો સ્વામી ઇશ્વર તુલ્ય છે, તો ઇશ્વરથી ભય કોણ પામે ? સ્ત્રીને પતિ ગમે તેવો હોય તોપણ તેની સેવા કરવી એજ તેનું મુખ્ય

કર્મ અને ધર્મ છે. આ રીતે તેણે સ્ત્રી ધર્મનું વર્ણન કરી બતાવ્યું. **ભોગવતી** જેવી પરમ સાધ્વી અને વિદ્યાના ઉંચા સંસ્કારવાળી નારીના મુખથી ઉત્તમ જ્ઞાનની વાતો સાંભળીને **નાગરાજને** જ્ઞાન પ્રાપ્ત થયું. તેથી તેણે કહ્યું કે:—હે સતી! તું મને ગોદાવરી સ્નાન કરાવ. અને તેને કાંઠે નાગ નામનું શિવાલય બંધાવ. તો હું સુખી થઇશ, અને મારા પૂર્વ સ્વરૂપને પામીશ. તે પરથી **ભોગવતી** સાસુ સસરાની રજા લઇ પતિનાં પાતક દૂર કરવા ગોદાવરી ગઇ. **નાગરાજા** ગોદાવરીમાં સ્નાન કર્યાથી પોતાના પૂર્વ સ્વરૂપને પામ્યા, અને તેથી બન્નેજણે આનંદ થયો ત્યાંથી વળતાં તેઓ પોતાના **શહેર** પાસે આવ્યાં પણ તેના નાના ભાઈઓએ તેને પેસવા દીધાં નહિ. કારણ આ વખતે **નાગરાજનું** સ્વરૂપ બદલાયું હતું **નાગરાજે** તથા **ભોગવતીએ** તેને ઘણું ઘણું કહ્યું પણ તેસર્વ વૃથા તેથી-**નાગરાજાને** ક્રોધ ચઢયો. અને લડાઇ કરવા તૈયાર થયો તે વખત સતી શિરોમણી **ભોગવતીએ** વિચાર્યું કે મારા પુત્રવત્ દિયેરોનો નાશ થશે. બધા ભાઇઓમાં સ્નેહ અને સંપ વધે તેમ કરવું મારો ધર્મ છે. એવું વિચારી પોતાના પતિને કહેવા લાગ્યાં કે:—

મારા પ્રિય પ્રાણનાથ! આપ સર્વ ગુણ સંપન્નછો, તો પણ મારી અલ્પ બુદ્ધિ આપને કાંઇ પ્રાર્થના કરવા આતુર છે; માટે જે કાંઇ હું એ ચાર અક્ષર આપની સેવામાં મુકું છું તે આપ ધ્યાનમાં લેશો એવી આશા છે. આપનું અજાણ્યું નથી કે ભાઇઓરૂપ ચિંતામણિ વગર મોટા રાજાઓ પણ દીન જેવા ગણાય છે. અને જેને સ્નેહમાં લીન ભાઇઓ છે તો તે દીન પુરૂષ પણ પૃથ્વીપતિ જેવા ગણાય છે. ભાઇઓની સહાયતા વગર પૃથ્વીપતિ થવાતું નથી એવું ઇંદ્રને ભાઇ કરી **કશ્યપનો** પુત્ર **વામનજીએજ** સિદ્ધ કરી આપ્યું છે. બાંધવોથી જુદાં પડતાં થતો લાભ એ અલાભ ગણવો જોઇએ. અને ભાઇઓની સાથે રહેતાં થતી હાનિ પણ લક્ષ્મીની ખાણ છે એમ સમજવું જોઇએ. જે નિર્ધન જન છે પણ બાંધવરૂપ ધનને પોષે છે તેને ધન્ય છે અને જે લોકો ઘણા ધનવાળા છે તો પણ બાંધવરૂપ ધનને પોષે નહિ તો તે નિર્ધન છે. બંધુ એજ અમૃતનો સાગર છે. અરે જેના આશ્રયથી લક્ષ્મી અને ચિંતામણી પણ દુર્લભ નથી તેને મેલીને વિદ્વાનોએ વૃથા બાજે શામાટે રખડવું? ભાઇ વિના આપત્તિમાં બંધુ કોણ થાય? જેમ બનેતેમ ભાઇયો સાથે સ્નેહ રાખવો એવી મારી નમ્ર પ્રાર્થના છે.

મારૂં કહ્યું માનો યા ન માનો એ આપની મરજીની વાત છે. ત્રણ દિવસ સુધી તમો ત્રણે બાંધવો યુદ્ધ બંધ રાખી **વામનવિજય**, **ધ્રુવચરિત્ર** અને **ભરતચરિત્ર** એ નાટકો વાંચો. ઉપર પ્રમાણે સતીનો બોધ **નાગરાજે** લક્ષમાં લીધો. અને તે નાટકો વાંચ્યાં. તેથી તેણે નિશ્ચય કર્યો કે મારે યુદ્ધ કરવું નથી. અને મારે રાજપણ જોઇતું નથી. નાના ભાઇઓને પણ મોટાભાઇ પ્રત્યેનો ધર્મ જાણવામાં આવ્યો. તેથી તેઓએ **નાગરાજીને** સમજાવી શહેરમાં તેડી જઇ રાજ્યાભિષેક કર્યો. અહા! સતી **ભોગવતીનો** કેવો પ્રભાવ!! આ સઘળું સતી **ભોગવતી** શિવાય બને તેવું નહિ હતું. ધન્ય છે **ભોગવતી** તમારી સાચી ભક્તિને અને તમારા ભાગ્યને !!!

### ગીતિ.

પતિવ્રતા વ્રત પાળ્યે, **ભોગવતી** ભાગ્યેનો થયો ઉદય,
અભિપ્રાય શુભ એનો, સતી જનો સહુ સદા ધરો હૃદય.

**પુરાણેતિહાસ.**

## મદાલસા.

આ પતિવ્રતા સ્ત્રી **ગાંધર્વ** લોકના રાજા **વિશ્વાવસુની** પુત્રી હતી. **મદાલસા** રૂપ, ગુણ અને યૌવનથી દેવ, કન્યા બરોબર હતી તેનો વિવાહ **અયોધ્યાના** રાજા **શત્રુજિતના** કુંવર **ઋતધ્વજ** સાથે કર્યો હતો. યૌવનના મનોહર કાલમાં પિતાના રાજવૈભવનું કુમારિકા સુખ લેતાં એક દિવસે પોતાની સાહેલીઓ અને દાસીઓ સાથે અશોક વનમાં લીલા જોવાને ગઇ હતી. ત્યાં અકસ્માત્ **પાતાલકેતુ** નામનો એક દુષ્ટ અને માયાવી રાક્ષસ આવી ચઢ્યો. અને સખીઓની સાથે વનમાં ફરતી **મદાલસાને** જોઇ મોહ પામ્યો તેની સખીઓની નજર ચુકાવી તે દુષ્ટ રાક્ષસ **મદાલસાને** ઉપાડી લઇ ગયો. **મદાલસા** ગુમ થતાં સર્વે ખેદ યુક્ત થયાં અકસ્માત્ આ શો ગજબ થયો! આ જોઇ દાસીઓએ આજુબાજુ શોધ કર્યો. પરંતુ કોઇ પણ દિશાએથી પત્તો મળ્યો નહિ. **મદાલસા** ગુમ થયાના સમાચાર **અયોધ્યા** પહોંચતા **ઋતધ્વજ** પણ શોકને પામ્યો

**મદાલસાએ** રસ્તે જતાં વિચાર કર્યો કે કોઇ પણ પ્રકારે ભાવિ મિથ્યા થઇ શકતું નથી. ઇશ્વરે જે બનાવ્યું તે ખરૂં તેમાં ઇશ્વરનો વાંક કહેવાનો નથી. પરંતુ મારા નશીબનોજ વાંક. હવે એ દુષ્ટના હાથમાંથી કેવી રીતે મુક્ત થાઉં ? એનો કંઇ ઉપાય કરૂં

કે જેથી દુઃખના દાડા ટળે. એમ વિચારતી ચોધારાં આસુઓ પાડી છુટા કેશો મુકી કલ્પાંત કરવા લાગી. એટલામાં અંતરિક્ષ માર્ગે કૈલાસપતિ **શિવ** અને **પાર્વતી** વિમાનમાં બેસી જતાં હતાં. તેમણે **મદાલસાનું** રૂદન સાંભળ્યું. આ સાંભળી કરૂણાળુ **પાર્વતીએ શિવજી** પાસે **મદાલસાનાં** દુઃખ દૂર કરવા આજીજી કરી. ત્યારે **શિવજીએ** કહ્યું કે:—સતી ! નારીનું નારીએ રક્ષણ કરવું જોઇએ; જો તમને દયા આવતી હોય તો તમે એ દૈત્યને મારી તેનું રક્ષણ કરો **પાર્વતી શંકરનાં** વચનો સાંભળી **મદાલસા** પ્રત્યે કહેવા લાગ્યાં કે—પુત્રી ! તું રોઇશ નહિ. તારો પતિજ તારા હરનારને હણી તારી સાથે લગ્ન કરશે. અને તેનાથીજ તું સુખને પ્રાપ્ત થઇશ આ વાર્તા તે દુષ્ટ રાક્ષસે તથા **મદાલસા** બન્નેએ સાંભળ્યાં. આ સાંભળતાંજ રાક્ષસ **મદાલસાને** દૂર દેશમાં પોતાને ઘેર લઇ ગયો.

**પાતાલકેતુએ મદાલસાને** પોતાના મનોહર મહેલમાં લાવી તેને લલચાવવાને સારૂ સામ. ભેદ અને દંડ આદિ યુકિતઓ ચલાવી પણ તે એકની બે થઈ નહિ. **પાતાલકેતુ** ઘણોય ઉંચો નીચો થયો પણ દઢ સંકલ્પ વાળી કન્યાની પાસે તેનું કાંઇ ચાલ્યું નહિ. **મદાલસાએ** તો નિશ્ચય કર્યો કે–ગમે તો પ્રાણ જાય, તો પણ શું ? તો પણ હું મારૂં શીલ ભંગ થવાદઇશ નહિ. પુરૂપ પોતાના વૈભવથી અને જગત જીતવાના સામર્થ્યથી પણ દઢ સંકલ્પવાળી સ્ત્રીને ચળાયમાન કરવાને સમર્થ થતો નથી. એ સિદ્ધ વાત છે. સતીત્વ રૂપી ઐશ્વર્યનો આશ્રય કરીને ઉભેલી એક નાજુકમાં નાજુક બાળા પણ રાક્ષસ જેવા પુરૂપને પોતાની ઉપર ધસતો અટકાવી શકેછે. **મદાસાને** પણ આવાંજ સતીત્વનાં ઐશ્વર્યે કરીને વિચાર સુઝયો કે–જો હું પરણવાનો પ્રપંચ કરી વાર લગાડીશ; તો **પાર્વતિનું** વચન કદી પણ સિદ્ધ થયા વગર રહેનાર નથી. **પાતાલકેતુનો** ભાઇ **ગાલવ** ઋષિનો યજ્ઞ ભંગ કરવા જતાં **ઋતધ્વજને** હાથે મરાયો છે, તેનું વેરઆને **ઋતધ્વજ** પર છે, માટે હું આવખતે કોઇ યુકિતથી યાદ આપું કે તેને તેનો ભાઇ યાદ આવે કે તરત તેનું વેર લેવા દોડે. આવો વિચાર કરી મુખ આનંદમગ્ન કર્યું. **મદાલસાને** હસતી જોઇ **પાતાલકેતુ** માયાફંદમાં મોહ પામ્યો. **મદાલસાએ** કહ્યું કાંઇ ઉતાવળનું કામ નથી તમારાં સ્નેહીઓને બોલાવો એથી સૌ મંગળ ગીતોગાઇ આનંદથી વિવાહ કરે.

**પાતાલકેતુ** આથી પ્રસન્ન થયો. પરંતુ કુટંબનું નામ સાંભ-

જતાંજ પોતાના ભાઇનું સ્મરણ થયું, અને **ઋતધ્વજને** મારવા જવા તૈયાર થયો. મદાલસાને વિકુન્ડલા નામે દાસીને સોંપી. જ્યાં **ગાલવ** મુનિના યજ્ઞનો રક્ષક ઋતધ્વજ હતો ત્યાં તે જઇ પહોંચ્યો. અને ત્યાં તેણે હાહાકાર મચાવ્યો, અંતે લડાઇ કરી અને ઋતુધ્વજે તેને હાર આપી તેથી તે હથિયાર છોડી નાઠો. તેની પુઠે ઋતધ્વજ પણ ગયો. અને પાતાલકેતુની શોધ કરવા લાગ્યો. શોધ કરતાં કરતાં તે **મદાલસાના** રહેઠાણ પાસે આવી પહોંચ્યો આ રાજકુમારને આવતો જોઈ દાસી વિકુન્ડલાએ દોડી જઇ **મદાલસાને** ખબર આપ્યા કે કોઇ રાજકુમાર આવે છે. આથી **મદાલસા** બહુ ખુશી થયાં અને જાણ્યું કે માતા **પાર્વતીનું** વચન હવે સત્ય ઠર્યું અને એજ એ દુષ્ટને મારશે એમ કહી દાસીને સામે મોકલી. તેથા તે દાસી રાજકુમારને **મદાલસા** પાસે તેડી આવી.

**વિકુન્ડલાએ** ઋતધ્વજને આસન ઉપર બેસાડી પોતાની અને **મદાલસાની** વાત કહી એટલામાં **નારદમુનિ** ત્યાં આવ્યા તેણે **ઋતધ્વજને** આ દુષ્ટ રાક્ષસ વિષે સર્વ વાત વિદિત કરી, અને કહ્યું કે આ **મદાલસાને** પરણી તમો આ સર્વ દાસીઓને દુઃખથી મુક્ત કરો **પાતાલકેતુ** મોટો માયાવી રાક્ષસ છે તે વિલંબ થવાથી સર્વ વાત વણસી નાંખશે. માટે ચાલો ઝટ કરો, હું તમોને પાણિગ્રહણ કરાવું. આથી તે બન્નેની મરજીને અનુસરી તેણે પાણિગ્રહણ કરાવ્યું. અને **મદાલસા તથા ઋતધ્વજ** સત્વર પાતાલ છોડી **અયો-ધ્યામાં** પહોંચ્યાં **મદાલસાએ** પોતાને હાથનો મણિ **ઋતધ્વજને** હાથે બાંધ્યો અને કહ્યું કે આ મણિ તમથી હું વેગળો દેખીશ તો તેજ ક્ષણે મારો પ્રાણત્યાગ કરીશ. માટે કોઇને આપશો નહિ. આપણો દુશ્મન **પાતાલકેતુ** અન્નજળ લીધા વગર શોધતો ફરે છે તેથી સાવચેત રહેજો

**મદાલશા** તથા **ઋતધ્વજનાં** લગ્ન **થયાપછી ઋતધ્વજ** એક દીવસે વનની ઘાટી ઝાડીમાં મૃગયા કરવા ગયો. મૃગયા કરતાં કરતાં એક સરોવરને તીરે ઉતારો કરી તૃષા છીપાવવા સરોવરમાં પેઠો. પોતાના હાથે બાંધેલા મણિનું તેજ જળમાં પડયું, તે જોઇ **અશ્વતર** નાગના કુમાર તેની પાસે આવ્યા તેથી **ઋતધ્વજ ધનુષ્ય** ગ્રહણ કરી મારવા જાય છે કે તેણે કહ્યું **મહારાજા** અમે તમારા મણિનું તેજ જોઇ અહિં આવ્યા છીએ તમે મનુષ્ય માત્રમાં અ-ધિક છો માટે તમે અમારી સાથે મિત્રાઇ કરો. આમ કહી તેઓએ

ઘણાક સોગણ ખાધા. **ઋતધ્વજે** કહ્યું કે તમે કોના દીકરાછો? તેણે કહ્યું અમે **અશ્વતર** નાગના પુત્ર છીએ **ચંદ્રચુડામણિમતિ** અમારૂં નામ છે, અને અમો હમેશાં મોટા પુરૂષોને નમતા રહીએ છીએ આપણે આજ મિત્રો થયા છીએ. તેથી હે રાજ! તમો હમેશાં અહિં પધારજો. અમો તમને સ્વર્ગ સમાન સુખ આપીશું. આપે **ગાલવ** ઋષિના યજ્ઞનું રક્ષણ કર્યું તેથી તમે સર્વત્ર ખ્યાતિને પામ્યા છો. તમે દેવને પણ વહાલા છો તેથી તમે સત્કારને યોગ્ય છો હવેથી અમે આપનો વિયોગ ઘડી પણ સહન કરી શકશું નહિ. તમે અત્રે જે દિવસે નહિ આવો, તે દિવસે અમારે અપવાસ કરવો પડશે. એટલું કહી તે કુમારો તથા **ઋતધ્વજ** પોતપોતાને સ્થાનકે ગયા. પછીથી હમેશાં ઠરાવેલ વખતે મિત્ર મંડળી ભેગી થતી અને નિરંતર સ્વાદિષ્ટ પદાર્થો ખાઇ સૌ આનંદમાં રહેતા. **ઋતધ્વજને** એક વખતે **મદાલસાએ** પુછ્યું કે પ્રાણનાથ! તમો નિત્ય શીદ સીધાવોછો? આ પ્રશ્નનો ખુલાસો તેણે આપ્યો નહિ.

**ઋતધ્વજ** અને **મદાલસા** પરણ્યાં સાંભળી **પાતાલકેતુને** ઘણો દ્વેષ આવ્યો, અને તેણે એ દંપતિ દુઃખ દેવાનો વિચાર કર્યો હજાર ઉપાય કરતાં પણ દુષ્ટ તેની દુષ્ટતા છોડતો નથી. તેણે એક વૃદ્ધ બ્રાહ્મણનો વેષ લીધો. અને તે **મદાલસાને** મંદિરે આવ્યો અને વિચાર કર્યો કે જો હું તેને હરી જાઉં, તો પણ તે મારે તાબે થશે નહિ અને જો તેનાપર કંઇ બળાત્કાર કરૂંતો તે પોતાના સત બડે બાળી ભસ્મ કરે માટે હું પણ ન ભોગવું અને **ઋતધ્વજ** પણ ન ભોગવે. એવી યુક્તિ કરૂં. જળ પીવું પણ નહિ ને પીવા દેવું પણ નહિ અને ઢોળી નાંખું ત્યારેજ મારી દાઝ ઓળવાય. એમ વિચારી **ઋતધ્વજને** હાથ બાંધેલો મણિ કપટે કરી લેવાનો વિચાર કર્યો. જે ઠેકાણે **ઋતધ્વજ** પોતાના મિત્રોને મળવા જતો હતો, ત્યાં જઇ સરોવર પાસે પ્રપંચ કરીને કોઇ દુઃખમાં ડુબેલો હોય નહિ! તેની પેઠે ઋષિને વેષે કપાળે હાથ દઇ બેઠો. થોડી વાર થઇ કે **ઋતધ્વજ** સ્નાન કરવાને આવ્યો. તેની નજર પેલા બ્રાહ્મણ વેષમાં રહેલા દુષ્ટ **પાતાલકેતુ** ઉપર પડી કે તેણે પુછ્યું કેમ મહારાજ! દુઃખી દીસોછો તે બોલ્યો હું વરૂણ લોકમાં રહુ છું, મારૂં નામ **અતિતેજ** છે. એક બ્રાહ્મણને ઘેર રૂપવાન અને સુંદર કન્યા છે. તેની સાથે મારા પુત્રનો વિવાહ કરવો છે. પરંતુ એ કન્યાએ પણ લીધું છે કે હું **મદાસાનો** મણી જોઉ તો પરણુ તે **મદાલસા** અયોધ્યામાં

પરણી છે. તેના પતિનું નામ **રૂતધ્વજ** છે. તે મણિ લેવાને હું જાઉં છું, તો મને તે ગામનો રસ્તો દેખાડશો **શત્રુજિત** રાજા **ઘણો** સત્યવાદી છે અને તેનો પુત્ર **ઋતુધ્વજ** પણ તેવાજ ધર્મિષ્ટ છે. તો તે આ ગરીબ બ્રાહ્મણનું આટલું કામ નહિ કરે ! આવું સાભળી **ઋતધ્વજે** કહ્યું કે તમે જેને જોવા જાઓ છો તેજ આ પોતે. અને મણિ પણ મારીજ પાસે છે પણ તે કોઇને અપાય તેમ નથી. કેમકે **મદાલસા** એ જાણે તો ઘણું ખોટું થાય. તેથી એ કોઇને અપાય તેમ નથી. ત્યારે તે દુષ્ટ **પાતાલકેતુ**એ બીજી યુકિત કરી અને કહ્યું કે મને આજે **અશ્વતર** નાગના પુત્રો મળ્યા હતા. અને તેણે કહાવ્યું છે કે, આજે અમો અનુપમ વસ્તુ આણીશુંતેથી તમે સંધ્યાકાળ સુધી રોકાજો. તમે પાછા જશો નહિ. આથી **ઋતધ્વજે** કહ્યુ કે ઠીક પછી પાતાળકેતુ **અશ્વતર નાગના પુત્રો** પાસે જઇ કહેવા લાગ્યો કે **ઋતધ્વજે** કહાવ્યું છે કે હું આજે મૃગયા રમવા આવી શકીશ નહિ. આમ બન્ને સ્થળે ખોટા સંદેશા કહ્યા. **નાગપુત્રોએ** જાણ્યું કે તેણે કહાવ્યું હશે તેથી તેઓ સરોવરપર મૃગયા રમવા આવ્યા નહિ. અને **ઋતધ્વજ** તેઓ અવશ્ય આવશે એમ ધારી તે રાત્રિસુધી રોકાયો.

આ દુષ્ટ દૈત્ય તરત તેજ વેપથી અયોધ્યા તરફ ગયો. ત્યાં જઈ પ્રપંચ કરી ઋતુધ્વજ અને **મદાલસાને** વિયોગ થાય એવું કાપટ્યનું કામ કર્યું. આમ કરતાં તેણે રાક્ષસી માયાથી **મદાલસાને** ગુમ કરી દીધા આ ખબર થતાં **ઋતધ્વજે** ઘણાક ઉપાયો કર્યા પરંતુ કાંઇ વળ્યું નહિ. આથી સૌ નિરાશ થયા. અને સર્વ જગોએ શોક છવાઇ રહ્યો **ઋતધ્વજ** પ્રિયપત્નીના વિયોગ દુઃખથી વ્યાકુળ થઇ ગયો. શરીરનું ભાન જતું રહ્યું અને વારંવાર મુખથી **મદાલસાનુંજ** રટણ કરતો એ બાકળો બનીબોલવા લાગ્યો. **મદાલસા** ! તું કયાં ગઇ? તુ કેમ બોલતી નથી ! અરે શું મારાથી રીસાઇ છુપાઇ રહીશ અરે આમ દગો દેવાથી અરે શું તું અબોલા લઇશ ? નહિ નહિ ! પ્રિયા ! તારે માટે તે શોભતું નથી ! સાધ્વી ! હે પતિવ્રતા ! એક વખત તો જવાબ આપી આ તારા પ્રાણને સ્નેહના અશ્રુથકી ભીંજવ ! આમ વારંવાર પોકારતો પત્નીના પ્રેમમાં ગરકાવ રહેલો યોગી વેષે દેશો દેશ અથવા સ્થળ સ્થળમાં પોતાની પ્રિય ભામિનીનુંજ સ્મરણ કરતો અશ્રુપાત કરતો પર્યટન કરવા લાગ્યો. તેના માતા પિતા આદિએ કહ્યુ કે તમોને **મદાલસા**થી પણ અધિક ગુણીયલ

હજારો કન્યા પરણાવીશું અને તમો પાછા ફરો. **ઋતધ્વજે મદાલસા** લાવી આપો તો પાછું ફરૂં. આવો શબ્દ કહ્યા તેથી સહુ નિરાશ થઇ બેસી રહ્યાં. અને **ઋતધ્વજ** પોતાની પત્નીનો શોક કરતો બધે સ્થળે ફરી એક સ્થળે આસન વાળી સ્વસ્થ ચિત્તે **મદાલસાનું** સ્મરણ કરવા લાગ્યો.

બીજે દિવસે **નાગના** કુંવરો સવારે મિત્ર નહિ મળવાથી અયોધ્યામાં આવ્યા. ત્યાં આવા માઠા સમાચાર સાંભળી તેઓ મૂર્છાધીન થયા શુદ્ધિમાં આવતાં રૂદન કરતા મિત્રની શોધ કરવા લાગ્યા. ચાલતાં ચાલતાં ઘણી મુદતે મેળાપ થયો. **ઋતધ્વજે** તેઓએ કહ્યું. શું તમે **મદાલસાને** અહિ લાવ્યા છો? કુમારોએ કહ્યું કે તમે રાજપાટ તજી દઇ આશુ કર્યું? તમો જો કહોતો **મદાલસા** જેવી હજાર લાવી આપું અને તમે અત્રેથી ઉઠી અમારી સાથે અયોધ્યા તરફ ચાલો આમ કેટલીકવાર તે મિત્રોએ રગઝગ કરી પરંતુ **ઋતધ્વજની** ટેક તેઓ બોલી શક્યા નહિ છેવટે તે કુમારોએ કહેવાથી તેના પિતા **અશ્વતર** નાગે કૈલાસપર શ્રી શંકરને પ્રસન્ન કર્યા. અને **શંકર** પાસેથી વરદાન મેળવ્યું કે **મદાલસા** ગુમ થઇ છે તે મળે તેમ કરો આથી **શિવજી** ઉપાય બતાવી કૈલાસ તરફ વિદાય થયા **કુમારોએ ઋતધ્વજને** સાથે લઇ શંકરના કહેવા પ્રમાણે યમુનાજીમાં જઇ કર્યું કે તરતજ **મદાલસા** પોતાની રસનાએ **ઋતધ્વજને** સતી બહાર નીકળી. મારા સ્વામિનાથ ક્યા છે? આમ બોલતી બે બાકળી બની ગયેલી બહાર આવી બોલીકે હું ક્યાં આવીછું? મારા પ્રાણનાથ કયાં ગુપ્ત રહ્યા? સ્વામીનાથ! કેમ બોલતા નથી? આમ બોલતી નીચે પડી. થોડીવારે કુમારોએ કહ્યું સતી! ધીરજ રાખો આમ કહી સઘળી બીના કહી બતાવી.

**મદાલસાને ઋતધ્વજ** બન્ને ખુબ ભાવથી ભેટયા આથી **ઋતધ્વજે** તેના મિત્રોનો તથા તેના પિતાનો ઉપકાર માન્યો. અહિથી રજા લઇ **ઋતધ્વજ** અને મદાલસા અયોધ્યા આવ્યાં અને તેણે માતા પિતાને પ્રેમથી વંદન કરી પુરને શોભાવ્યું પુરનાં માણસો આ પવિત્ર દંપતીનાં દર્શન કરી ખુશી થતાં હતાં. **પાતાલકેતુ** પોતાની માયા વખતો વખત દેખાડતો એક વખત અતિતોને ભોજન કરવા નોતર્યા તેમાં દુષ્ટ દૈત્ય પાતાલકેતુ પણ અતિત વેષે આવી અને સઘળી સામગ્રી ગાયાએ કરી જમી ગયો તેથી **ઋતધ્વજે** તેના કેસ

પકડી જમીનપર પછાડ્યો અને તેનો જીવ લીધો. અહા! ધન્ય છે પતિ પ્રત્યેના પ્રેમમાં રહેનાર **મદાલસાને**!!! ધન્યછે દંપતી તમોને અને તમારા પરસ્પર પ્રેમને!!!

માર્કંડેય પુરાણ.

## નર્મદા.

**પ્રતિષ્ઠાન** નામના નગરમાં **સોમશર્મા**નામે બ્રાહ્મણ રહેતો હતો. તેને **નર્મદા**નામની એક પુત્રીહતી. **નર્મદાને** નાનીમૂકી તેની માતા મરણને શરણથઇ. ત્યારપછી તેનોપિતા મહાકાળ જ્વરથી પીડાવાલાગ્યો. ત્યારે તેણે **નર્મદાને** પોતાના મિત્રને સોંપી. તેનોપિતા પણ થોડાવખતમાં મરણપામ્યો. તેનામિત્રને કાંઇ સંતાન નહિહતું. તેથી તેણે **નર્મદાને** ઉછેરી મોટીકરી અને ધર્મ, નાતિ, વેદ, પુરાણાદિશાસ્ત્ર, ઇતિહાસ, સંગીત અને યોગ વગેરે વિદ્યાભણાવી વિદ્વાન બનાવી જેવી તે હુશિઆર તેવીજ સ્વભાવે સરલ, રૂપે સુંદર અને વિનયવાળી હતી. તેનાં લગ્ન તેનાજેવા સ્વભાવવાળા સાથેજ કર્યુંહતું. પરંતુ તે મરણપામ્યો. આમ પાંચવખત સગપણ કરયું અને પાંચેવખત તે પરિણામ આવ્યું તેથી **નર્મદાએ** તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કર્યો. અને તેણે એટલીતો તપશ્ચર્યા કરીકે તે એજશરીરે સ્વર્ગમાં જવાને સમર્થથઇ. આ વિદુષી સર્વદા સભાજીતતી એકવખતે દેવતાઓની સભામાં **નર્મદાએ** કહ્યુંકે—મારાં માતાપિતાએ પાંચવખત સગપણકર્યું પણ દૈવેચ્છાથી તે પાંચેવર વિવાહથયાપહેલાં કૈલાસને પામ્યા. એમાં 'મારો શો અપરાધ છે? તે સર્વ દેવતાઓ. મનેકહો અને તેને કલ્યાણનો માર્ગ બતાવો દેવસભાએ કહ્યુંકે **નર્મદા**! એમાં તમારો કાંઇ અપરાધ નથી. હવે તમે પૃથ્વીમાંજઇ "ત્રણદિવસમાં જે મારૂંપાણિ ગ્રહણકરશે તેની જીવતાંસુધી હું મન-વચન અને કાયાવડે એકરૂપથઇ સદા આજ્ઞામાંરહી ભક્તિને આચરીશ, અને દેવરૂપ માનીશ આ પ્રમાણે જાહેરકરો. એમકરતાં જોકોઇ ન પરણેતો પછી તમે એ પાપથી મુક્તથશો. **નર્મદાએ** તેમનાં આવાં વચનો સાંભળી પ્રયત્ન કરવામાંડયો. પણ તેના તેજથી અંજાઇજઇ તેસાથે વરવાની કોઇ હિંમત કરેનહિ. છેવટ એક આધિ, વ્યાધિથી ભરપૂર, મહારોગથી ઘેરાએલા સ્વભાવે ક્રુર અને લોભ વગેરે સર્વ અવગુણથી ભરેલા **કૌશિક** બ્રાહ્મણે હાપાડી. **નર્મદાએ** તેના રોગથી સુગ ન લાવતાં તથા લોકની હાંસીની દરકાર નહિ રાખતાં તરત તેસાથે હ-

ફેરેર લગનકર્યું. પછી તે પતિની પૂર્ણપ્રેમથી નિર્મળભાવે સેવા કરવા લાગી. રોગથી તેના શરીરમાં લોહી, પરૂ વહેતાં હતાં તેની સુગ ન લાવતાં સાફકરી પતિસેવા માટે સાંસારીક સુખને તેણે તિલાંજલિજ આપીહતી. પતિભક્તિજ ઉન્નતિનું કારણ છે આમ તેણે સિદ્ધાંત કર્યો હતો. પતિના શરીરમાંથી લોહી તથા પરૂ નિકળ્યાં કરતાં તોપણ તેનાતરફ જરાપણ ગ્લાનિ નહિલાવતાં રાત દહાડો તેને સુવાડતી, ઉઠાડતી, નવરાવતી, વસ્ત્રો પહેરાવતી' પોતાને હાથે જમાડતી. એમ અનેકપ્રકારે પતિની સેવા કરતી. વળી વિનય વાણીથી વિમળ વાકયો બોલી સંતોષ પમાડતી, અને કહેતી કે—પ્રાણનાથ! મારામાં કાંઇપણ ભૂલનેલીધે અપરાધો થયા હોયતો ક્ષમા કરશો. આપને શું પ્રિય છે? આપ જે કહો તે કરવા આ દીનદાસી તૈયાર છે. આપ્રમાણે બોલી તે કૌશિકને આનંદ આપતી. તે સતીની સોબત થકી તે બ્રાહ્મણની અજ્ઞાનતા દૂરથઇ. અને તે બોલ્યો કે–સતિ! આ જન્મમાં મેં આજ દિવસસુધી અસંખ્ય પાપકર્મ કર્યાં છે જેથી તેનો વિનાશ થવા ઉત્તમ એવું કોઇપણ તીર્થ મને કરાવ. પતિનાં સુવાકયો સાંભળી પ્રસન્નથઇ તીર્થો કરવામાટે તેનેલઇને તે વિદાય થઇ તીર્થોકરી પાછાફરતાં રસ્તામાં ચોરીના ખોટા બનાવથી તપોનિધિ **માંડવ્ય** ઋષિને શૂળીએ ચડાવેલા તે જગોએ થઇ અંધારી રાત્રે તેઓ નીકળ્યાં તેમાં અજાણતાં કૌશિક તેને અટકીજવાથી જરા પીડાયા હશે તેથી માંડવ્યે તેને શાપ આપ્યો કેઃ–હું આવા દુઃખમાં છતાં મને સ્પર્શ કરનાર મહાદુઃખી થઇ સૂર્યોદયથતાં યમદ્વાર જાઓ આ સાંભળી **નર્મદા** ઘણી દિલગીર થઇ. તેણે સતીત્વપણાથી પતિને બચાવવા પોતાના પ્રભાવથી સૂર્યોદય થતાંજ અટકાવીદીધો. અને અંધકારમાંજ ત્રૈલોકપીડાવા લાગ્યું તેથી સર્વદેવોએ તેને વિનવવા સતી **અનસુયાને** મોકલ્યાંઅ નેતે **નર્મદા**પસે આવ્યા **નર્મદાએ** સતીમાતાને આવતાં જોઇને ઉઠી સામ જઇ યોગ્ય સત્કાર કર્યો.સતી **અનસુયા** પ્રસન્ન મુખેકરી બોલ્યાં–પુત્રી **નર્મદા**!તું કુશળ છે? તારા પ્રાણપતિના મુખ દર્શનથી આનંદમાં છો? તારા કલ્યાણના ઉદયની સિદ્ધિના મૂળરૂપ ધર્મ કુશળ છે? તું તારા પ્રિયતમને દેવથી પણ અધિક માનેછે? પુત્રિ! પતિના ચરણની સેવા એજ સત્કુળમાં ઉત્પન્ન થનારી સ્ત્રીઓને ઉત્તમ છે. જેને પતિ એજ પ્રાણછે, જેને સદ્દગુણો એજ આ ભૂષણ છે, સાસુ સસરો એજ જેને તીર્થરૂપ છુ, નણંદો એજ જેને બેનો છે, જેને દીયર એ દીકરા બરોબર છે, દેરાણી એ દીકરી બરોબર છે,

જેઠાણી એ જેને માતુતુલ્ય છે, જેને શીલ એજ ધન છે, પતિવ્રતા સ્ત્રીઓજ જેને બેનપણીઓ છે, જે મન, વચન, કર્મ અને કાયાથી પતિને દેવજેવો જાણી પૂજે છે, જે પોતાનો પ્રાણ જતાંસુધી પણ જે પતિનુંહિત કરેછે, જે પતિનો સુખે સુખ અને દુઃખે દુઃખ માને છે, જેને પતિનું મુખ જોવાનુંજ વ્યસન છે, તેના ગુણો સાંભળવાનીજ ઇચ્છા હોયછે, પતિ ગમેતો દુર્ગુણી, લૂલો લંગડો, કે રોગી વગેરે અનેક ખોટ ખાંપણ કે દોષવાળો હોય તોપણ જે તેની કોઈ દિવસ અવગણના કરતી નથી અને જે પતિનેજ તન, મન અને ધન સમજે છે, એવી જે પતિવ્રતા સ્ત્રી હોય તેને દેવ, દાનવો, અને ત્રિગુણાત્મક પ્રભુ આધીન હોય એમાં નવાઇજ શી ? એવી જે સ્ત્રી હોય તેજ સતી, જેને પતિવ્રતા, તેજ કુળવાન કન્યા, અને તેણેજ બન્ને કુળનો ઉદ્ધાર કર્યો તથા તેણેજ આ પૃથ્વીને પવિત્ર કરી એમ સમજવું, તેને લીધેજ મૃત્યુલોકને દેવોએ વખાણ્યો છે.

પુત્રિ **નર્મદા** ! તારા સ્વાભાવિક પ્રેમથી, શીલથી, આચરણથી તથા તારાં વૃત્તાંતથી તુંપણ સતીઓમાં શ્રેષ્ટ છે તું કોને વંદનીય કે માનવા યોગ્ય નથી ? આપ્રમાણે **નર્મદા અનસુયાના** મુખથી પોતાનાં વખાણ થતાં સાંભળી ધીરેસાદે શરમિંદે મોઢે બોલીકે–ત્રણ લોકને પવિત્ર કરનાર માતુશ્રી ! હુંતો આપસમાન સતી જનોના ચરણની રજરૂપછું દીનદાસીને વખાણી ઉંચે શામાટે ચડાવો છો ? આપ જગતજનની છો. ત્રૈલોક્યના આભૂષણરૂપ સદાચરણવાળાં સતી પાસે બેસવા, કે બોલવાને દર્શન આપ્યું તેથી હું મારામનને પૂર્ણ ભાગ્યવંત સમજુંછું મારો જન્મ તથા જીવિત આજે સફળ થયાં છે. આ પ્રમાણે બોલી સતી **નર્મદા** હાથ જોડી ઉભી બગવતી **અનસુયાએ** કહ્યું કે મને જો પ્રસન્ન કરવાને ઇચ્છા ધરાવતી હોતો તેં તારા પતિના કાર્યમાટે ઉપાય કરવાથી લાખો દુઃખનાં ભોક્તા થય છે તેથી તારે તેઓના સુખનો ઉપાય યોજવો જોઇએ **નર્મદાએ** માંડવ્ય ઋષિના શ્રાપવિશે સર્વ હકીકત કહીબતાવી. તેથી **અનસુયાએ** કહ્યુંકે હવે તારૂં અમંગળ ( પતિનું મરણ ) થશે નહિ તેમ હું મારા સત્યવ્રતથી તને મદદ આપીશ. **અનસુયાનાં** આવાં સંતોષજનક વચનો સાંભળી **નર્મદાએ** ફિકર જોડી ઇશ્વરપ્રાર્થના કરી. **નર્મદાનું** સત્ય જોઇ સર્વ દેવ ઘણા પ્રસન્ન થયા. ધન્ય છે પતિમાં પ્રેમ રાખનારી **નર્મદાને** ! ! !

**પુરાણેતીહાસ.**

# કોશલ્યા.

**કોશલ** દેશના રાજાને સુંદર સ્વરૂપવાન **કૌશલ્યા** નામની પુત્રી હતી. તેનુ લગ્ન અયોધ્યાપતિ **દશરથ** રાજા સાથે કર્યું હતું. એક દિવસે **લંકાધિપતિ રાવણે બ્રહ્માને** પ્રશ્નકર્યો કે-હે દેવાધિદેવ! મારૂં મરણ કોના **હાથથી થશે**? ત્યારે **બ્રહ્માએ** ઉત્તર આપ્યો કે-તારૂં મૃત્યુ **દશરથ** સુત **શ્રીરામચંદ્રના** હાથવડે થશે. આ સાંભળી **રાવણ** ચિંતાગ્રસ્ત થયો, અને **દશરથને** મારીનાંખવા નિશ્ચય કર્યો આ શોકજનક ખબર **નારદજીએ દશરથના** પિતાને કહ્યા તેથી તે ઘણોજ ખેદ પામ્યા. પછી **કૌશલ્યા** અને **દશરથને** વહાણ વાટે સમુદ્રમાં કોઇ નકરીશકે એવીરીતે દૂર મોકલીદીધાં પરંતુ એવાત **રાવણે** જાણીલઇ સમુદ્રમાં જઇ **કૌશલ્યાનું** હરણ કરી વહાણ ભાંગી નાંખ્યુ; તેથી **દશરથ** રાજા સમુદ્રમાં પડયા. ઇશ્વરેચ્છાથી **દશરથ** રાજાને વહાણનું પાટીયું મળીઆવ્યું તેથી તે જે બેટમાં **કોશલ્યાને** રાખી હતી તે જગોએ આવી ચડયા. તે બેટમાં ફરતાં ફરતાં તેને એક પેટી મળીઆવી, આવખતે તે પેટીનો રક્ષક માછી પણ અત્રે હાજર નહિં હતો. આથી તેણે તે પેટી ઉઘાડી અને જુએ છે તો મોહેથી **કોશલ્યાજી** દીઠાં. આ જોઇ તેઓ પ્રસન્નથયાં. **કૌશલ્યાએ** એકદમ પેટીબહાર કુદકોમાર્યો અને તે દંપત્તી ભાવથી ભેટયાં, એટલામાં તે સ્થળે ભગવાન **નારદજી** પણ આવી પહોંચ્યા. ત્યાં તેઓને આશીર્વાદ દઇ તે બન્નેને તે પેટીમાં બેસારી **નારદજી** સ્વધામ પ્રત્યે વિરામ્યા.

એક દિવસે **રાવણ** સભા ભરી **બ્રહ્મા** પાસે હસીને બોલ્યો કે મેં તમારૂં સર્વ વદવું વૃથા કર્યું. ત્રૈલોકયને વિષે મારા જેવો બળવાન અને ભાગ્યવાન કોઇ પણ છે નહિ મેં **દશરથને** મારી **કૌશલ્યાને** કેદ કરીછે એથી હું નિર્ભય થયોછું. **બ્રહ્મા** બોલ્યા—**રાવણ**! મારૂં વચન કદિપણ વૃથા થવાનું નથી. લખ્યા લેખ કોટિ ઉપાયથી પણ મિથ્યા થઇશકતા નથી. એ વરકન્યા સુખેથી સાથે રહી આનંદને અનુભવે છે. **રાવણે** કહ્યું પણ એ કામ મેં મારા હાથથીજ કર્યું છે, તે હું કેમ સાચુંમાનું? જો **દશરથ** અને **કૌશલ્યા** સાથે મળેલાં હોયતો તમો જે કહો તે હું આપીશ, આવું વચન કહી એક દૂતને મોકલી માછી પાસેની પેટી મંગાવી સભા સમક્ષ ખુલ્લી કરી. તો માંહેથી **દશરથ** અને **કૌશલ્યા** નિકળ્યાં આ જોઇ **રાવણ** ક્રોધ કરી બોલ્યો કે-અરે! જેથકી શત્રુની

ઉત્પત્તિ થનાર છે તેને હું કેમ જીવતા મૂકું! આમ કહી તેને હણવા તીક્ષણ ખડ્ગ ગ્રહણ કર્યું આ જોઇ **બ્રહ્માએ** કહ્યું કે તેં મને વચન આપ્યું છે તેથી હું માગુંછું કે આ બન્નેને નહિ હણતા બચાવ **રાવણે** કહ્યું તમે બીજું ગમેતે માગશો તે હું ત્વરાથી આપીશ પરંતુ આ બન્નેને જીવતાં રાખીશ નહિ આથી **કૌશલ્યા** કંપવા લાગ્યા તેથી **દશરથે** તેને ધીરજ આપી, અને કહ્યું કે જો તે આપને મારવા સામો આવશે તો તે દુષ્ટનાં દશેશીશ ખેંચીલઇ ધડને ધુળસાથે રોળાતું કરીશ ક્ષત્રિયપુત્રનો ધર્મ છે કે શત્રુને હણી રણમાં વિજય વર્તાવવો. કહેવત છે કે-" હણતાને હણીએ તેમાં પાપ દોષ નવ ગણીએ " **રાવણે બ્રહ્માનું** વચન નહિ માનતાં આ ક્રુર કૃત્ય કરવા વિચાર કર્યો. એટલામાં સતી **મંદોદરીએ** આવી પોતાના પતિને કહ્યું સ્વામી ! એ નિરપરાધીને માર્યે શું સરશે ? આ પૃથ્વીમાં કોઇ અમર રહેવાનું નથી. પ્રાણીમાત્રને માથે કાળભમે છે. આ પ્રમાણે કેટલાંક નીતિ વચનો કહ્યાં અને **બ્રહ્માનું** વચન પાળવાં કહ્યું આથી **રાવણનો** ક્રોધ શાંત થયો અને **દશરથ** તથા **કૌશલ્યાને બ્રહ્માના** હાથમાં સોંપ્યાં **બ્રહ્માએ** દેવતાઓ સાથે **દશરથ** તથા **કૌશલ્યાને અયોધ્યામાં** પહોંચતાં કર્યા. આ દંપતીને જોઇ **દશરથના** પિતા ઘણાજ પ્રસન્ન થયા. **કૌશલ્યા** પતિ પરાયણ હતાં તેથી તેનું મન સાંસારિક બાબતો તરફ સહેજ વિરકત રહેતું. તેઓ રાજ્ય કારભારમાં થોડોભાગ લઇ બાકીનોં તમામ વખત અધ્યાત્મ ચિંતનમાં તથા પરમાર્થના કાર્યમાં ગાળતાં હતાં. સર્વ કામનાનું પર્યવસાન પતિમાં કરી મગ્ન રહીને આત્મલાભ સાધન કરતાં **દશરથ** રાજાએ એક યજ્ઞકર્યો હતો. તે યજ્ઞમાં તે સતીએ સારી પેઠે ભાગ લીધો હતો. ત્યારપછી તેને પેટે ગર્ભ રહયો. અને ચૈત્ર મહિનાની નવમીને દિવસે મધ્યાન્હકાળે તેમણે એક પુત્રને જન્મ આપ્યો. **દશરથ** રાજાએ આ પુત્રનું નામ જયોતિર્વિદોને પૂછીને **શ્રીરામચંદ્રજી** એવું પાડ્યું. તે **રામચંદ્રજીએ** ભવિષ્યમાં પોતાનાં ઉત્તમોત્તમ કાર્યોથી લોકોને પ્રસન્ન કરી પોતાના નામને સાર્થક કર્યું. **રામચંદ્રજી** પિતાનું વચન પાળવા પોતાના વધુ **સીતાજી** તથા લઘુબંધુ **લક્ષ્મણજી સાથે** વનવાસ જવા નીકળ્યા, આ વખતે **કૌશલ્યાએ** પુત્રના વિયોગાગ્નિથી ઘણુંજ રૂદન કર્યું કે જેથી કઠણકાળજાના માણસો પણ રૂદન કરવાલાગ્યા અંતે **શ્રીરામચંદ્રજીની** નમ્ર વિનતિથી **રામચંદ્રજીને** માતૃભાવથી છાતીસાથે ચાંપી આશીષ દઇ રજાઆપી.

**રામના** વનવાસ ગયા પછી **દશરથ** રાજા બહુજ ખિન્ન થઇ ગયા અને મૂર્છિત દશામાં દહાડા ગાળવા લાગ્યાં. તે સમયે **કૌશલ્યાએ** તેમના પલંગની પાસે બેસીને અનેક ઉદાહરણો આપી તથા અનેક કથાઓ કહી તેમનાં મનને ધીરજ આપી હતી. **કૌશલ્યાએ** પાંચ રાત્રી સુધી ધીરજ આપવા છતાં છઠ્ઠી રાત્રીએ **દશરથ** રાજાએ કહ્યું કે–સતી **કૌશલ્યા** ! મેં તમારા સુકુમાર બાળક પુત્રને વનવાસ આપીને બહુજ અનર્થ કર્યો છે. હું સ્ત્રીનાં એક ક્ષુદ્ર વચનથી આ સમયે બંધાઇ ગયેલ્હું માટે તમે મને ક્ષમા કરો. હે **કૌશલ્યા** ! તમે શત્રુઓને પણ ક્ષમા કરનારાં છો તો મને શા માટે ક્ષમા કરતાં નથી. પતિ ગુણી હોય કે ગુણહીન હોય પરંતુ સ્ત્રીનો પતિજ સર્વસ્વ ગણાય છે. ધર્મ જાણનારી સ્ત્રીઓએ પતિનો અનાદર કરવો યોગ્ય નથી- આ જગતમાં લોકોની ચડતી અને પડતી વારંવાર થયા કરે છે. તે તમારા જાણવામાં છે કારણ કે તમે ઇતિહાસ અને પુરાણોનો અભ્યાસ કરેલો છે. તમે મારા તરફ સ્નેહ ભાવથી વર્તજો પરંતુ મારા કૃત્ય તરફ કોઇ પણ જાતનો દ્વેષ ભાવ આણશો નહિ. સતી શીરોમણી **કૌશલ્યાજી** આવાં વિવેક અને દીનતાભર્યા **દશરથ** રાજાનાં વચનો સાંભળીને અત્યંત ખિન્ન થઇ ગયાં અને તેમનાં નેત્રમાંથી અશ્રુની ધારાઓ વહેવા લાગી અને તે પોતે પોતાના મનનેજ ઠપકો દેતાં બોલ્યાં કે–મારા પુત્રને વનવાસ આપતી વખત મેં પ્રથમ **દશરથ** રાજાના તરફ જે ઉદાસીનતા બતાવી હતી તથા આવેશમાં આવી જઇને જે કંઇ કઠણ વચનો કહ્યાં હતાં તેથી તેમના મનમાં ઓછું આવ્યું જણાય છે. જ્યારે હું સ્ત્રીઓના ધર્મને જાણનારી થઇને આવા દુઃખદાયક સમયમાં કઠોર ભાવથી પતિ તરફ વર્તું. ત્યારે પછી મારામાં ને **કૈકેયીમાં** ફેર શો ? **દશરથ** રાજા પોતાની પત્નીને કલ્પાંત કરતાં જોઇને તેમનાં મનને સમજાવી પ્રશંસા કરવા લાગ્યાં. પુત્રના વિયોગથી **દશરથરાજાએ** કૈલાસવાસ કર્યો. આથી **કૌશલ્યાના** દુઃખમાં ઉમેરો થયો છતાંપણ **કૌશલ્યાએ** ધીરજ રાખી **કયીના** દુષ્ટ કૃત્યને મનમાં આણ્યાં નહિ આથીજ **કૌશલ્યાને** ધન્યવાદ છે !! **રામાયણ.**

## કૈકયી.

[1]**કૈકેયી** એ કેકય રાજાની પુત્રી અને **દશરથની ત્રણ**

---

૧. **કૈકયી** બાળક હતી તે વખતે એના પિતા **કેકય** રાજાને ત્યાં કોઇ ઋષિ રહેલા હતા તેના મા એ ઋષિદેવની પૂજા કરીને

સ્ત્રીમાંની એક તેના પિતાએ તેને નાની ઉમ્મરમાંથી વિદ્યાધ્યયન કરાવીને ડાહી અને ગૃહરાણી કર્યા હતાં. તેમના પિતા તરફથી તેનામાં રાજગુણ ઉતરી આવ્યો હતો. તેનામાં માત્ર એક હઠીલાઇનોજ દુર્ગુણ હતો. અને કાચા કાનનાં પણ હતાં. જેને યોગે પોતાની પાછલી ઉમ્મરમાં અપકિર્તિને પ્રાપ્ત થવું પડયું હતું. કેકયી પરણ્યા પછી દસરથ રાજાની પાસે સેવારૂપી ઉત્તમ ગુણોથી માનીતાં થઇ પડયા હતાં એકવાર જ્યારે દેવતાઓ અને અસુરો વચ્ચે મોટું યુદ્ધ આરંભ્યું ત્યારે દેવોએ દસરથને સહાય કરવાને આમંત્રણ કર્યું હતું દશરથ રાજા દેવોના આમંત્રણને માન આપી ત્યાં મદદ લઇને ગયા હતા. તે સમયે કેકયી ઘણો આગ્રહ કરી યુદ્ધ જોવા દશરથ રાજા સાથે ગયાં હતાં રાત્રે યુદ્ધમાં જ્યારે દશરથે રાક્ષસો ઉપર હલ્લો કર્યો ત્યારે મહા માયાવી રાક્ષસ શંબર તેમની સામે યુદ્ધ કરવાને ચઢી આવ્યો અને તેણે પોતાની માયાથી દશરથ રાજાને નિદ્રાવશ કરી રથની ધરી ભાગી નાંખી હતી. આ વખતે કેકયયીએ નીચે ઉતરીને યુદ્ધ પુરૂં થયું ત્યાં સુધી રથની એક તરફની ધરીને પોતાની કાંધપર લઈ રણના મેદાનમાં શત્રુની સામે રથને ટકાવી અંદર બેઠે બેઠેજ હજારો દૈત્યોને મારી વિજય મેળવવામાં દશરથ રાજાને સહાય કરી હતી આ વખતે તમને કેકયીનોજ આશ્રય હતો. જો તે વખતે કેકયીએ રથની ધરીને ધરી રાંખી ન હોતતો દશ- રથનો પરાજય થવાનો સંભવ હતો. સ્ત્રીઓ પણ સમયાનુંસાર કેટલું બધું પરાક્રમ કરે છે. તે કેકયીએ દેવાસુરના યુદ્ધમાં પતિની સહાયે રહીને આપણને બતાવી આપ્યુ છે કેકયીના આવા સાહસ ભર્યા કામથી દશરથના હૃદયમાં ઘણો પ્રેમ ઉત્પન્ન થયો અને તે બોલી ઉઠયો કે-પ્રિયા ! માગ. તું કહે તે આપવાને હું તૈયાર છું. અયોધ્યાનું રાજ્યાસન પણ તારા પરાક્રમ આગળ તુચ્છ છે. તું મારી પાસેથી બે વર માગી લે. કેકયી બોલીજ હાલમાં મારે કોઇ પણ જાતનો વર જોઇતાં નથી. પરંતુ જ્યારે મને જરૂર પડશે ત્યારે

---

નિત્ય ભોજન કરતી. એક દિવસે કેકયીની માને કોઇ કારણસર બાહેર જવું પડયું તેથી પૂજાનું કામ કેકયીને સોપ્યું. કેકયી પૂજા કરવા ગઇ તો તે ઋષિને સમાધિસ્થ જોયા તેથી કેકયીએ મશ્કરી કરી મ્હોડે મસ ચોંગાડી અને હસવા માંડયું ઋષિએ તેને શાપ આપ્યો કે તને સર્વજન ધિક્કારશે, આવાત તેની માતાએ જાણી તેથી ઋષિપાસે ક્ષમા માગી. તેથી તેણે કહ્યું કે કેકયી એક વખત મહા યશને પ્રાપ્ત થશે.

તે માગી લઇશ. પછી દેવાસુર યુદ્ધ પુરૂં થતાં તેઓ અયોધ્યામાં આવ્યાં કેકયીની બતાવેલાં પરાક્રમથી રાજા તેના ઉપર પ્યારથી લુબ્ધ થઇ ગયા- અને સર્વ રાણીઓમાં કેકયીનું વધારે માન રાખવા લાગ્યાં.

દશરથ રાજાને કેકયી ઉપરાંત કૌશલ્યાને અને સુમિત્રા નામની શીલસંપન્ન રાણીઓ હતી. તેમાં સૌથી વડાં કૌશલ્યાને પેટે રામ, કેકયીને ભરત અને સુમિત્રાને લક્ષ્મણ તથા શત્રુઘ્ન નામે પુત્રો હતા. આ સર્વમાં રામ વડા હતા તેથી દશરથે તેમને રાજ્યાભિષેક કરવાનો વિચાર કર્યો. અને જ્યારે સઘળી તૈયારીઓ થવા લાગી ત્યારે દુષ્ટ બુધિવાળી મંથરાની ઉશ્કેરણથી કેકયીના મનમાં પ્રથમ દશરથે જે બે વરો આપેલા હતા, તે માગવાનો દુષ્ટ વિચાર આવ્યો. ભરતને રાજ્યાભિષેક કરવાની માગણી કરવાને મંથરા નામની દાસીએ તે સતીને કાન ભંભેર્યા. રામનુ છેક બુરૂં કરવાનો તેના મનમાં લેશ પણ વિચાર ન હતો કારણકે તે ભણેલ ગણેલ અને શુરી ક્ષત્રાણી હતાં- તેમનામાં માત્ર પારકાંના કેવા ઉપર દોરાઇ જવાનો દુષ્ટગુણ હતો. તેથી વખતો વખત ખોટે માર્ગે ઉતરી જતાં હતાં, મંથરા મહા ખટપટી અને અટપટી જાળવાળી દાસી હતી, તેથી તેણે કેકયીને કહ્યું કે-તમે રાજા પાસે માન પામતાં અને તમારો પુત્ર સદગુણ અને વિદ્યાગુણ સંપન્ન છતાં કૌશલ્યાના પુત્રને રાજ્ય ગાદી મળે એ કાંઇ તમારૂં જેવું તેવું અપમાન નથી, મહારાજા દસરથે તમને બે વર આપેલાં છે તેમાંથી એકવર વડે તમારા પુત્ર ભરતજીને રાજ્યગાદી અપાવો અને બીજા વરવડે રામને વનવાસ અપાવો કે જેથી ભરતજી નિર્ભય થઇ રાજ્ય ભોગવે દુષ્ટ મંથરાના દુષ્ટ ઉદ્દગારોને લઇ કેકયી પોતાનું સ્વરૂપ ભૂલીજઇ રઘુકુળના મહારાજા દશરથના માહાત્માને વિસરી ગયાં; અને ચઢાઉપણે પોતાના પુત્રમાટે અયોધ્યાની રાજ્યગાદી અને રામને માટે ચૌદ વરસનો વનવાસ માગીલીધો પ્રિય વાંચક વૃંદ ! ગમે તેવા સદગુણીને પણ સંગતની અસર થયાવગર રહેતી નથી. કેકયી જેવી સદગુણી, શાણી અને પતિવ્રતા ધર્મમાં પ્રવીણ હતી તે સઘળું સ્વમવત્ થયું. રામ, લક્ષ્મણ, અને સીતાજી વનવાસ સીધાવ્યાં. સન્નારીઓને કેકયીના ચરિત્તનો એટલોજ સાર ગ્રહણ કરવો જરૂરનો છે કે કોઇ દુષ્ટ મનુષ્યની સંગત ન કરતાં સાચી ખોટી વાતપર આધાર નહિ રાખતાં તેઓથી સાવચેત રહી ચાલવું જોઇએ, મં-

**થરાના** ચડાવ્યાથી **ભરતજીને** તેને મોસાળથી અયોધ્યામાં તેડાવ્યા. પણ અહિં આવી **ભરતજી** એ વિડલબંધુને વનવાસ આપ્યાથી ગુસ્સે થઇ **કેકયીને** ઠપકો આપ્યો અને **રામની** પાદુકા રાજગાદી ઉપર પધરાવી પોતે પણ વનમાં તપશ્ચરણ અર્થે ગયા. આથી **કેકયીને** અત્યંત પસ્તાવું પડયું હતું.

**રામાયણ.**

## સુમિત્રા.

**સુમિત્રા** અયોધ્યાના ભૂપતિ **દશરથ રાયનાં** ત્રીજી પત્ની થતાં હતાં તેની કૂખે **લક્ષ્મણ** અને **શત્રુઘ્ન** જેવા એ સર્વગુણસંપન્ન પુત્રો ઉત્પન્ન થયા હતા **સુમિત્રા** પોતાના પતિ **દશરથ રાજા** પોતાની શોક **કેકયી** ઉપર પ્રિતિ રાખતાં તે છતાં પણ તે સતી પોતાના પતિપર પ્રેમ રાખી નેહથી નીહાળતી હતી તેમની શોકયોના પુત્ર રામ તથા ભરત ઉપર પણ તે પોતાના પુત્રવત્ પ્રેમ રાખતા હતા. તેનાજ શિક્ષણથી **લક્ષ્મણ** તથા **શત્રુઘ્ન** ઉતમ ગુણવાળા થયા હતા, ને પોતાની શોકયો સાથે સહીઅર તથા સગી બહેનો બરાબર પ્રીતિ રાખતાં હતાં. તેના ગુણેથી અને તેમની નમ્રતાથી કૌશલ્યા પણ તેમને ઘણાંજ ચહાતાં હતાં. સ્ત્રીઓમાં વિવેક, નમ્રતા, સુશીલ પણું અને ચાતુર્ય વગેરે કેટલાક ગુણો હોવાથીજ તેઓ પોતાનાં સ્નેહીઓમાં કૃપા પાત્ર થઇ શકે છે. પરંતુ પોતાની બરોબરી ધરાવતી શોકયોની પાસે પ્રતિપાત્ર થવું એ કેટલા ઉચ્ચ ગુણોનું કામ છે? આ ઉપરથી સતી **સુમિત્રાની** નીતિની રીતિનું ભાન સહુ વાંચકોને થશે.

સતી **સુમિત્રના** જીવન ઉપર વિચાર કરીએતો પોતાના પુત્ર લક્ષ્મણને જે દેવતાઇ ગુણો પ્રાપ્ત થયા હતા તે સઘળા એ સતી માતા **સુમિત્રાનાજ** પ્રતાપ હતા **સુમિત્રાનું** અપૂર્વ જાતનું શિક્ષણ **લક્ષ્મણનો** હૃદયમાં સ્થળે સ્થળ રમી રહેલું હતું તેનું યથાસ્થિત વર્ણન હવે સમજવામાં આવશે. જ્યારે **કેકયી** દુષ્ટ મથુરાની દુષ્ટ સલાહથી સ્વભાવે ક્રૂર અને તામસી થઇ ત્યારે **અયોધ્યાની** આશાને નિષ્ફળ અને નિર્મૂળ કરી દીધી અને રાજા **દશરથને** હણવા તૈયાર થઇ. જ્યારે **રામચંદ્રજી** પિતાનું વચન પાળવા માટે વનવાસ વેઠવા તૈયાર થયા, જયારે **દશરથના** વિલાપથી આખી **અયોધ્યા** સ્મશાનવત્ જોવામાં આવી આ વખતે સતી **સુમિત્રાએ** શું વર્તન રાખ્યું? **રામ** ઉપર તે **કૌશલ્યાની** બરોબર ભાવ રાખતી

તે પોતાની દુષ્ટ શોક કૈકઈના બોલવા સામુ નહિ જોતાં વનમાં જવા લક્ષ્મણને શિક્ષણ આપવા લાગી કે હે પુત્ર! તું મને ઘણોજ વહાલો છે તો પણ હું તને મોટા ભાઈ રામચંદ્રની સાથે વનવાસ વિચરવા રજા આપું છું. રામને તું પિતાસ્ત સમજી, સર્વદા તેની આજ્ઞાનું પાલન કરતાં સીતાને માતા સમાન ગણી તેની સેવા કરતાં અરણ્યમાં ઉભેલાં ઘાટાં ઝાડોને તું અયોધ્યા ધારજે. હે પુત્ર! હવે તું સુખેથી સીધાવ આ વાક્યો સુમિત્રાના જ્ઞાનમય હૃદયની ઓળખાણ આપે છે. લક્ષ્મણ વનમાં જતાં સુધી પણ તેની ધીરજ અને સહન શીલતા આ સર્વ ગુણો તે સતીની મહત્તા દેખાડનારા છે. લક્ષ્મણ પોતાની યુવાવસ્થામાં દેવતા બરોબર થયા એ સતી સુમિત્રાનોજ પ્રતાપ!!! સુમિત્રા સત્ય ધર્મપર અપૂર્વ શ્રદ્ધા રાખતાં હતાં દશરથ રાજા રામ, લક્ષ્મણ અને સીતાના વનમાં જવાને લીધે તેમના વિયોગથી ચેષ્ટા હીન થઈ મરવા સમાન અવસ્થાએ કૌશલ્યાના ઓરડામાં પડયા હતા આ સમએ કૌશલ્યા પુત્રના શોકથી બેશુદ્ધ થઇ પડયાં હતાં તે વખતે સુમિત્રાએ કૌશલ્યાને વિનયથી કહ્યુ કે બહેન! તમારા રામ સર્વગુણાનુલંકૃત છે. તે પુરૂષને કદી પણ વિપત્તિ પડવા સંભવ નથી. તેને માટે માતૃભાવ રાખી વૃથા રોવાનું કે શોક કરવાનુ શું કારણ છે? જુઓ કે તમારા રામ સત્યવાદી છે તેથી પિતાની આજ્ઞા ઉલઘન ન કરતાં અયોધ્યાને છોડી વનમાં વિચર્યા છે તેની સાથે તેનો ભાઈ લક્ષ્મણ નિરંતર તેની સેવા માટે ગયેલ છે તે તેમનું સુખનું કારણ છે. જાનકી પણ સર્વ વનના દુઃખોને જાણતા છતાં પણ પોતાના પતિની સાથે ગયેલ છે. હે દેવિ! સર્વ લોકના પાળક રામ પોતાની કુશળ કીર્તિ ત્રિલોકમાં ફેલાવે છે તે સત્ય નિઠ છે. તમો તેને માટે મિથ્યા શોક કરશો નહિ. રામનું કોઇપણ પ્રકારે અશુભ થવાનું નથી. વળી તમો બીજાઓને ધીરજ આપવા યોગ્ય છો તે છતાં પોતે વૃથા શોક કરોછો રામ તે શોકને યોગ્ય છેજ નહિ અને રામ કરતાં કોઇ મોટો પુરૂષ છેજ નહિ. કૌશલ્યાના શોક બરોબરજ સુમિત્રાનો પણ શોક હતો, પરંતુ આવા શોકના સમયે તેમનો માતૃભાવ તથા પતિ ઉપરનો દૃઢ પ્રેમ સંકુચિત થયો નહોતો, પણ ઉલટો વધારે પ્રબળ બન્યો હતો. એવી અવસ્થામાં પણ કૌશલ્યાને તેણે સમજાવી હતી તે તેની પૂર્ણ શાંતિ અને ધીરજ જણાઇ આવે છે. સુમિત્રા પતિવ્રતાઓમાં એક ગણાય છે. આ સતીને "ગૃહલક્ષ્મી" એ રૂપમા કાંઇ અયોગ્ય નથી. ધન્ય છે સુમિત્રા! નારી સાચી ધીરતાને!!! વળી પણ પંપા સરોવર ઉપર રામે

સીતાજીના અલંકારો જોયા તે વખતે લક્ષ્મણને પુછ્યું કે ભાઇ લક્ષ્મણ ? તમો આ અલંકારો ઓળખોછો જુઓ કે તે સીતાજીના છે! ત્યારે લક્ષ્મણજીએ ઉત્તર આપ્યો કે આ અલંકારોમાનાં ઝાંઝરોને હું બરાબર રીતે ઓળખુંછું કારણ કે હું દરરોજ તેમના પગોમાં પ્રણામ કરતો તે વખતે તે ઝાંઝરો મારીદૃષ્ટિએ દેખાતાં ધન્ય છે સુમિત્રા તારા શિક્ષણને! અહા! કેવી માતૃભક્તી! ! **રામાયણ.**

## સીતા.

બંગાળામાં રહેલા બહાર પ્રાંતમાં ઉત્તરભાગ કે જેને **તિરહુત** કહેછે તે પ્રાચીનકાળે **મિથિલા** કહેવાતો હતો. પાટનગર **જનકપુરમાં જનક** નામના પ્રખ્યાત રાજા રાજ્યકરતા હતા. તે ધર્મ અને શાસ્ત્રમાં પ્રવીણ હતા. તેને કંઇ સંતાન નહોતું એકવખતે એક વિદ્વાન બ્રાહ્મણને રાજાએ કેટલીક જમીન ધર્માદાઆપી હતી. તે જમીન ખેડતાં તેમાંથી એક પેટીનીકળી, તે જોઇ એ વિદ્વાને વિચાર્યું કે મને રાજાએ ભૂમિ દાનમાંઆપી છે, તેથી આપેટીપર મારો હક નથી માટે એપેટી રાજાને જઇને આપું. એમ વિચારી તે બ્રાહ્મણે ભરસભામાં જઇ તે પેટી રાજાને આપી. રાજાએ પેટી ઉઘાડી તો માહેથી એક સ્વરૂપવાન કન્યા દીઠી. આ જોઇ બ્રાહ્મણને ઘણુંક ધન આપ્યું. અને આ કન્યાનુંનામ **સીતા** એવું પાડયું. આવિષે આમ પણ કથાછે કે-પૂર્વે **પદ્માક્ષ** નામના રાજાએ **લક્ષ્મીની** તપશ્ચર્યા કરી વર માગ્યો કે તું મારેત્યાં પુત્રીથઇ અવતર પછી **લક્ષ્મીના** કેવાથી તેણે **વિષ્ણુ**પાસે તપ કર્યું તેથી **વિષ્ણુ**એ એકફળ આપી કહ્યું કે છમાસે આ આફળમાંથી એક કન્યા પ્રાપ્ત થશે. છ માસ થયા કે તેફળ ફાટયું અને તેમાંથી એક ઉમદું કન્યા રત્ન પેદા થયું. રાજાએ તેનું નામ **પદ્માક્ષી**પાડ્યું. આ કન્યા મોટી થઇ ત્યારે તેણે સ્વયંવર રચી કેટલાક રાજારાણાઓને તેડાવ્યા અને તેઓ પદ્માક્ષીને માટે માંહો માહે યુદ્ધકરવા લાગ્યા છેવટે તેઓએ **પદ્માક્ષ**જોડે યુદ્ધકરયુ અને તેને પરાસ્ત કર્યો, અને સહુ મહેલમાં ધસવા લાગ્યા તેથી **પદ્માક્ષી** અગ્નિકુંડમાં પેસી ગઇ, કેટલેકદિવસે સર્વેગયા પછી તે કુંડમાંથી બહારનીકળી ફરવાલાગી તો અંતરિક્ષમાર્ગે **લંકાપતિ રાવણ** જતો હતો તેની દૃષ્ટીપડવાથી તે નીચેઉતર્યો તેથી પાછી **પદ્માક્ષી** કુંડમાં ભરાઇ. **રાવણે** એ કુંડ ખોદાવી કાયલાનો પુંજકર્યો તો તેમાંથી પાંચરત્ન મળ્યાં તે રત્નો તે પેટીમાંનાંખી **રાવણ** પોતાનેમંદિરે ગયો. **મંદોદરીએ** પ્રધાનને બોલાવી એ પેટી ખોલી તો માંહેથી છ માસની

કન્યા રમતી દીઠી પછી **રાવણે મંદોદરીની** સલાહથી તે પેટી મિથિલાપુર મોકલાવવા એક રાક્ષસને માથે મુકાવી, એવખતે પેટીમાંથી શબ્દ થયોકે હમણાં હું જાઉંછું પણ એકવાર પાછી આવી તારા કુટુંબનું નિકંદન કાઢીશ. આ શબ્દ સાંભળતાંજ રાવણને અત્યંત ક્રોધ ચઢ્યો અને તે પેટી રાક્ષસને માથેથી હેઠીઉતારી તે કન્યાને મારવા તીક્ષ્ણ વજર ધારણ કર્યું, આથી **મંદોદરીએ** હાથ પકડ્યો અને **રાવણને** સમજાવી મારતો બંધ રાખ્યો. અને પેટી બગીચામાં મોકલાવી. તે પેટી દિનપરદિન કચરાથી દટાઇ ગઇ. તે આજ બ્રાહ્મણને હાથ લાગવાથી સભામાં લાવી મુકી રાજાએ તે કન્યાનું સીતાએવું નામઆપી પુત્રીતુલ્યમાની.

**સીતાને જનકરાજાએ** પોતાની પટરાણીને સોંપી. તેનીપાસે **સીતાજી** વિદ્યાવાન અને બુદ્ધિશાળી થયાં. સખીઓની સાથે રહીને ક્ષત્રિયાણીને ઉપયોગી એવી રમતગમતમાં પોતાનો કાળ ગાળીને માનસિક દક્ષતા ઉપરાંત શારીરિક દક્ષતા પણ તેમણે સંપાદન કરીહતી. **જનકરાજાના** પૂર્વજોને **શિવજીએ** પ્રસન્નથઇને એકમોટું ધનુષ તથા બે અખુટ બાણનાં ભાથાઓ તુષ્ટિદાનમાં આપ્યાં હતાં. તે **જનકના** સમયમાં માત્ર પૂજામાંજ પૂજાતાં હતાં. **સીતા** લગભગ સાતેક વર્ષનાં થયાં તે વખતે **જમદગ્નિના પુત્ર પરશુરામ** કે જેણે એકવીશવાર પૃથ્વી નક્ષત્રી કરીહતી તે અહિં આવ્યા. રાજા તેને આવતાજોઇ આસન ઉપરથી ઉઠી સામાજઇ તેમજ આવકારથી આસનપર બીરાજમાન કર્યા. સ્નાનકરી. સંધ્યા વંદનાદિ કરીરહ્યા પછી ભોજનકાળ થયો કે **જનક** તથા **પરશુરામ** જમવાબેઠા. પાછળથી સખીઓસાથે રમતાં રમતાં સતી **સીતાજી શિવજીના** આપેલાં ધનુષને ઉપાડી તેનો ઘોડોકરી રમવાલાગ્યાં **પરશુરામ** તથા **જનકરાજા** ભોજનકરી બહાર આવ્યા તો **સીતાને** ધનુષનો ઘોડો કરી રમતાંજોઇ આશ્ચર્યમાં મગ્નથયા. તેણે રાજાને કહ્યું હે રાજેંદ્ર! આ અલૌકિક કુમારિકાને કોઇપણ મહાબળવાન રાજકુમાર સાથે પરણાવજો. સંતાનોના વિવાહ કરતી વખતે માબાપોએ વરકન્યાના ગુણો જોઇને તેમને પરણાવવાં જોઇએ હે **જનકરાય**! તમે દેશદેશના રાજાઓને તેડાવીને સ્વયંવર માંડીને પરીક્ષા કરી સીતાને પરણાવજો.

ક્ષત્રિયોમાં પ્રાચીનકાળે મોટા રાજાઓની ઘણીખરી કુંવરીઓ સ્વયંવરથીજ પરણતી હતી. આ રીતને અનુસરી **જનકરાયે** પોતાની પુત્રી **સીતાને** માટે પણ યોગ્ય વર મેળવવા સ્વયંવર રચ્યો અને

દેશાવરમાં કંકોતરી મોકલી અસંખ્ય રાજા રાણાઓને **જનકપુર** તેડાવ્યા. **જનકરાજાને** ત્યાં સ્વયંવર આરંભાયો, તેની પહેલાં **વિશ્વામિત્રના** યજ્ઞમાં **મારીચ** અને **સુબાહુ** નામે રાક્ષસ વારંવાર વિઘ્ન કરતા તેથી તેના રક્ષણાર્થે **અયોધ્યાના** રાજા **દશરથના** પુત્ર **રામ** તથા **લક્ષ્મણ** **વિશ્વામિત્રને** ત્યાં આવ્યા હતા. **વિશ્વામિત્રની** પાસે ધનુર્વેદ તથા બીજી શસ્ત્રવિદ્યા શીખી તે બન્નેભાઇઓએ યજ્ઞમાં વિઘ્ન કરનારા રાક્ષસોને હણી યજ્ઞાન સમારંભને નિર્ભય કર્યો અને **વિશ્વામિત્રની** સેવા કરીને તેમની પાસેથી આશીર્વાદ મેળવ્યો. **જનકરાજાના** તરફથી સ્વયંવર ઉપર આવવા માટે **વિશ્વામિત્રને** કુમકુમપત્રી આવી તેથી **રામ** તથા **લક્ષ્મણ** સાથે તે **જનકપુર** ગયા. અને ત્યાં એક ઉતારામાં ઉતર્યા. તેમાં **જનકરાજાની** કુળદેવીનું મંદિર હતું. તેથી **સીતાજી** હમેશાં પ્રભાતમાં સાહેલીઓની સાથે તે ફુલવાડીમાં આવતાંજ **રામપર** તેમની દૃષ્ટિ પડી અને **રામે** તેમની તરફ જોયું. બન્નેનાં નેત્ર એક બીજાને ઠર્યાં. અને એકબીજાએ એકબીજાનાં મનને આકર્ષીલીધાં. એ સખીઓ જાણેનહિ તેમ ઘણીવારસુધી **રામના** તરફ એક દૃષ્ટિથી જોઇ પોતાનાહૃદયમાં વિચાર કર્યોકે–અરેરે ! પિતાજીએ કરેલી પ્રતિજ્ઞાને જો આ રાજકુમાર પૂર્ણ કરેતો મારી ધારણા પણ સફળ થાય. નહિ તો નહિજ **હે** અંબાદેવી ! "**પતિ આપોતો આ વોજ આપજો.**" વળી તમારી પુત્રીની સેવાને સફળ કરવાનો આ ખરેખરો સમયછે એમકહી સખીઓનીસાથે દર્શન કરીને ઘેરગયા.

**જનકરાજાને** **વિશ્વામિત્ર** આવ્યાના ખબર થયા કે તે તરતજ પુરોહિત **શતાનંદ** વગેરેને સાથેલઇ મળવા ગયા. વિવેકનાં વચનો અને પૂજનથી સત્કાર કરી ખબર અંતર પૂછયા. અને પૂછયું કે-તમારીસાથે આ કોણ છે ? ને કોના પુત્રછે ? **વિશ્વામિત્રે** કહ્યું કે–આ બે કુંવરો **અયોધ્યાપતિ** **દશરથ** રાજાના પુત્રો છે. અને તેમનાં નામ **રામચંદ્ર** અને **લક્ષ્મણ** છે. તે પછી **જનકરાયે** તેમને નગરમાં લઇજઇને ઉત્તમ ઉતારામાં રાખ્યા. બીજે દિવસે મોટા વિશાળ મંડપમાં સ્વયંવર ભરાણો તે સમયે દેશદેશના રાજકુંવરો અને ઋષિઓ સાથે **રામ** અને **લક્ષ્મણ** પણ તેમાં જઇને બેઠા. સ્વયંવર મંડપના મધ્યભાગમાં એક વેદીકરીને તેનાપર **શંકરનું** ધનુષ્ય મુકાવ્યું હતું. રાજાઓ રાજકુંવરો અને ઋષિઓની

બેઠકોસામે એક સુંદર જેલેરી રજવાડાની સ્ત્રીઓને સ્વયંવર જોવાને કાઢેલીહતી. જ્યારે સ્વયંવર મંડળમાં સૌ આવીગયા ત્યારે **જનક-રાજાનો** પ્રધાન રાજાની પ્રતિજ્ઞા સભામાં સર્વેને કહી સંભળાવતાં બોલ્યોકે-હે રાજાઓ! આ સ્વયંવર મંડપમાં મધ્યભાગમાં વેદીકા-પર જે **શંકરનું** ધનુષ્ય મૂકેલું છે તે હાથવતી ઉપાડીને જે રાજા કે રાજકુમાર તેનીપર બાણસાંધશે તેને **સીતાજી** પરણશે. **જનક-રાજાની** આ પ્રતિજ્ઞા સાંભળીને કેટલાએક રાજાઓ તો આસનો ઉપરજ બેસીરહ્યા, ત્યારે કેટલાએક પોતાની શક્તિ નહિ સમજનારા મૂર્ખ રાજાઓએ પોતાના સાહસમાં નિષ્ફળ થઇને નિર્બળતા બતા-વવા ઉપરાંત સભામાં કાંઇક હાસ્ય પણ કરાવ્યું છેવટે **લંકાનો** રાજા **રાવણ**નામનો રાક્ષસ ધનુષ્યપર બાણ સાંધવાને તૈયાર થયો, તેણે **શંકરનું** ધનુષ્ય ઉપાડવાનો યત્નકર્યો પરંતુ તેમ કરવાજતાં ધનુષ્યની નીચે તેનોહાથ દબાઇ ગયો અને તેપણ નિષ્ફળ ઉતર્યો, ત્યારે બીજો કોણ સાહસ કરે? આવખતે એક **બંદી** સહુને મૌન બેઠેલા જોઇને આવા અભિપ્રાયનો બોલ્યો કે—

( સોરઠો. ) ક્ષત્રીબીજ ગયું આજ, ભૃગુનાથે નક્ષત્રી ભૂ કરી,
એકવીશવાર, ક્ષત્રી નહિઆવ્યો અરે.

આસમયે **વિશ્વામિત્ર** ઋષિની પાસેબેઠેલા **રામચંદ્રજી**એ ઋષિની આજ્ઞા લઇ ઉઠયા. ઉઠતાંજ ધનુષ્યને થોડાશ્રમે એવું તાણ્યું કે **સીતાજી**ના મનમાં કંઇકંઇ થઇગયું. **શ્રીરામચંદ્રના** ઉપર મોહીપડેલાં તે સખીઓની સામું જોઇ પોતાના પિતાની પ્રતિજ્ઞાને માટે પશ્ચાત્તાપ કરતાં તેમ અધીર અંતઃકરણણીચિંતા કરતાંજ અધીરાં થઇને ઉભાંછે એટલામાંતો **રામચંદ્રજી**એતુરત એકહાથથી ધનુષ્ય ઉપાડીને બીજા હાથથી તેનાઉપર બાણ સંધાન કરયું. અને જેવું પછી ખેંચવાગયા કે તુરત ધનુષ્ય ભાંગીને તેના બે કટકા થઇગયા, આ બનાવ જોઇને એકઠા મળેલા રાજાઓ આશ્ચર્યમાં પડીગયા. અને સભાજનોએજયજયકારનો આનંદઘોષ કરીમૂકયો. એથી **જનકરાજાને** સવામણ લોહી ચડેતેવો આનંદ થયો. સ્વયંવરમાં આવેલા રાજાઓનાં મુખશ્યામ થઇગયાં અને **રાવણ**નો જાણે કટાક્ષેકરી બાળીદેતો હોય એમ ક્રુર દૃષ્ટીથકી રામ-તરફ જોવાલાગ્યો. **સીતાને** ધારેલા વરમળ્યો તેથી તે ઘણાં ખુશી થયાં. સૌ સભાજનો દેખતાં આનંદથા ઉભરાતે હૃદયે અને લજ્જાની પાછે પડતેપગે હાથમાં વરમાળ લઇ **સીતાજી** પોતાની

**સખીઓની** સાથે નીચે **આવ્યાં,** અને મનોહર મુખવાળા **રઘુકુળ** રત્ન **રામચંદ્રજીના** કંઠમાં વરમાળ આરોપી.

બીજે દિવસે **જનકરાજાએ શ્રીરામચંદ્રજી** તથા **સીતાના** વિવાહ પ્રસંગ ઉપર કુંકમપત્રી લખી **દશરથ** રાજાને તેડાવ્યા. આ પત્રિકા વાંચતાંજ **દશરથ** રાજા ઘણાજ પ્રસન્ન થયા અને પોતાના પરિવાર સાથે જાનલઇ **જનકપુર** જઇપહોંચ્યા. **જનકરાજાએ** દરબાર ભરયું સમેયું કરીને **દશરથ** રાજાનો સત્કાર કર્યો. ત્યારપછી વિવાહ મંડપમાં વેદીપર અગ્નિદેવને પધરાવીને **વિશ્વામિત્ર વસિષ્ઠ** તથા **શતાનંદ** વગેરે બ્રહ્મર્ષિઓ દ્વારા **શ્રીરામચંદ્રજી** તથા **સીતાનો** વિવાહ વિધિ આરંભ્યો. જનકરાજાએ પ્રથમથીજ નક્કી કારેલા શુભ મુહુર્તમાં **સીતાનો** કરકમળ **રામચંદ્રના** જમણા હાથમાં આપીને કહ્યું આ મારીપુત્રી તમને સોપુંછું. તમો દંપતી પરસ્પર ધર્મને અનુસરી કલ્યાણના માર્ગને યોજો. **જનકરાજાએ** તેઓને સારી પહેરામણી આપી વિદાયગીરી દીધી.

ત્યાંથી રવાનાં થઇ તેઓ સૌ **અયોધ્યામાં** આવ્યાં ત્યારે **કૌશલ્યા** તથા બીજી રાણીઓ ઘણાંજ પ્રસન્ન થયાં. **સીતાજીએ** સર્વેના મનને જીતી આનંદ આપ્યો. આપ્રમાણે **રામ** અને **સીતાના** દિવસો આનંદમાંજ વ્યતીત થયા. **રામચંદ્ર** હવે રાજ્યાસનને યોગ્ય થયા. તેથી **દશરથે રામને** રાજ્યાભિષેક કરવાનો વિચાર કર્યો, આ વાત **દશરથની** વહાલી રાણી **કેકયીને** કાને પડી આવખતે **મંથરા** દાસીએ મોટી ખટપટથી ભમાવી દેતાં **કેકયીના** ચરિત્રમાં લખેલુંછે. તે પ્રમાણેકેકયીએ **રામચંદ્રને** વનવાસ અપાવી**ભરતજીનેમાટે** રાજ્યમાગી લીધું. **રામચંદ્રજી** પિતાનું વચન માથે ચડાવી વનવાસ જવાને તૈયાર થયા. **રામને** વનવાસ આપવામાં આવ્યાથી આખા શહેરમાં હાહાકાર થયો, વનમાં નહિ જવા **રામચંદ્રને** ઘણાલોકોએ સમજાવ્યું. પણ પિતૃભક્ત **રામનું** મન જરાપણ ડગ્યું નહિ. પોતાની માતાની રજા લેવા અંતઃપુરમાં ગયા. અને ઉદાસ ચહેરે બોલવા લાગ્યા કે-**માજીકૌશલ્યા** ! હું મારા પવિત્ર પૂજ્ય પિતા **દશરથની** આજ્ઞાથી ચૌદવરસને વનવાસ જવા આપની પાસે રજા માગવા આવ્યોછું તો આ દીન પુત્રને રજા આપવા કૃપાવંત થશો ! **કૌશલ્યાજીને** સમજાવી તેમની પાસેથી રજા લઇ સતી **સીતાજી** પાસે ગયા રામે ઉદાસી ચહેરે **સીતા** પાસે આવી બધી હકીકતથી તેને વાકેફ કર્યાં કે-હે પ્રિયા ! તમારા તરફથી મને રજા મળવી જોઇએ આ સાંભળતાંજ **સીતાજી** મુર્છાખાઇ ભોંયપર પડી ગયાં મુર્છા-

વગતાં તે બોલ્યાં કે- **હે સ્વામિનાથ!** શું તમે મને મુકીને જવાનું કહો છો! ત્યારે **શ્રી રામચંદ્રજીએ** કહ્યું કે તમને સાથે રાખવાનું બને તેમ નથી. માટે જો તમારી ઇચ્છા અહિં રહેવાની હોયતો અહિં નહિતર તમારે પિયર જવાની ઇચ્છા હોય તો તમારે પિયર જજો. મારે વસ્તીમાં નહિ પણ વનમાં રહેવાનું છે, સાથે કોઇપણ જાતનું વાહન વગેરે નથી. તેમ દાસ દાસી તથા સુખના પદાર્થો રખાશે નહિ અને ત્યાં સર્વ પ્રકારે દુઃખ દુઃખ અને દુઃખ છે આવાં વચનો સાંભળતાં **સીતાજી** કહેવા લાગ્યાં કેઃ—

**कथंमामिच्छसेत्यक्तुं. धर्मपत्नीं पति व्रीताम्।**
**त्वद्वनन्यानदोषांमां, धर्मज्ञोसि दयापर ॥**

હે દયાળુપતિ! હું તમારી ધર્મપત્નિછું. પતિવ્રતાને પાળવાના જે મારા ધર્મ છે તે હું તમારામાં અનન્ય પ્રેમભાવ રાખુંછું. તમારા શિવાય મારે કોઇનો આશ્રય નથી, અને સર્વદોષથી રહિત છું, છતાં તમે મારો ત્યાગ કરીને એકલા વનમાં જવા કેમ ઇચ્છોછો? હે સ્વામિન્! તમે **ધર્મ** જાણનાર છો તેથી પતિવ્રતા-પતિ પ્રેમાનુરાગી પ્રમદાને એકલી છોડી જવું એ શું આપ પ્રાણપતિને યોગ્ય છે! સ્ત્રી પોતાના પતિની છાયા જેવી છે. છાયા જો પુરૂષથી છુટી પડેતો સ્ત્રી પુરૂષથી છુટી પડે. અર્થાત્ જ્યાં પતિ જાય ત્યાં સ્ત્રીને પણ સંગમાં રાખવી. એ પતિનો ધર્મ છે. અને સતી સ્ત્રીનો ધર્મ છે કે પતિની સેવામાં રહી તેને સુખે સુખ અને તેને દુઃખે દુઃખ માનવું જોઇએ.

### રૂચિંરા છંદ.

પ્રિયાર્હ વૈદેહી. પ્રિયવાદિની, કહ્યું એવું જેને તેરે.
સંક્રુદ્ધા પ્રણયથીજ બોલી, આમજ ત્યાં સ્વામિનેરે. ૧
રામ કહો કયમ વાક્યજ આવું, હુન લઘુતા આણીને;
નરવર મુજને ઉત્તમ એ અપહાસ્યજ લાગે છે શુણીને. ૨
નૃપ! વીરોને રાજપુત્રને, શસ્ત્રાસ્ત્રવિદોને વદવા;
છે અયશસ્ય અયોગ્ય કહ્યું એ આપે યોગ્ય ન સાંભળવા. ૩
આર્યપુત્ર! પિતા, માતાને, ભ્રાતા પુત્ર સ્નુષા જે છે;
ભોગવતાં પુણ્યો પોતાનાં નિજ નિજ ભાગ્ય ઉપાસે છે. ૪
પુરૂષર્ષભ! ભર્તાનું યોગ્ય તો નારી એકલી પામે છે;
તેથી વન વસવું એ આજ્ઞા મારા સુધી આવે છે. ૫
નહિ પિતા નહિ આત્મજ આત્મા, નહિ માતાનહિ સખિ જનતો;

અહિયાં પરલોકે નારીને સમાગતિ પ્રતિ એકજતો. ૬
તમે જશો જો દુર્ગમ વનમાં (અહણા) રાઘવ! (મોદન્તી);
તમ આગળ હું જઇશ પગથી કુશ કંટકને મર્દન્તી. ૭.
ઇર્ષ્યાં રોષજ દૂર કરીને ભુક્ત શેષ ઉદક સમરે;
મુજને લઇ જાઓ વિશ્વાસે હુંમા પાપ નથી કંઇરે. ૮
મંદિર શિખરે વિમાનોથી સુ આકાશ ગતિથીતો;
વિશેષ છે સર્વાવસ્થામાં પાદચ્છાયા પતિનીનો. ૯
માતાપિતાથી ઉપદેશાઇ વિવિધ આધારથીરે;
મારૂં યથાવર્તિતવ્યજતે સાંપ્રત વક્તવ્ય હું નથીરે. ૧૦
આપ પૂંઠે હું જઇશ વનમાં, પુરૂષ વર્જિત દુર્ગમ જે:
શાર્દુલના ગણુથી સેવિતને, નાના મૃગ ગણ વ્યામજજે. ૧૧
પિતૃભવનમાં વસું તેમ હું સુખે બહુ વરીશ વનમાં;
ત્રિલોકને નહિ ચિન્તન્તી પણ ચિન્તન્તી પતિવ્રત મનમાં. ૧૨
બ્રહ્મચારિણી, નિયતા. નિત્યે આપની બહુ સેવા કરતી.
મધુ સુગંધી વનમાં હું રમીશ તવ સંગ સુમતિ. ૧૩
શક્તિમાન છો વનમાં કરવા, પરિપાલન જન અન્યતાણું;
માનદ રાઘવ! મુજને પરિપાલન, કરવું તેમાં વળીશું ઘણું. ૧૪
તે હું તો તમ સાથે વનમાં, જઇશ સંશય નથી આજે;
ગદા બાગે હું સજ્જ થઇશું શક્ય નિવારવા કાજે. ૧૫
ફળ ફુલ ભક્ષક હું તો નિત્યે થઇશ સંશય નથીતેરે;
સદા વસન્તી તમ સંગે હું, દુઃખ કરીશ ન તમનેરે. ૧૬
આપ જમ્યા પછી જમીશ હું ને, રસ્તે ચાલીશ તમઅગ્રે
નાથ ધીમાન સંગ નિર્ભાતા જોવા ઇચ્છું સર્વત્રે. ૧૭.
બહુસર, પલ્લવ, શૈલોને, સુ પુષ્પ વજતી પદ્મિની:
યુક્ત હંસ કારણુથી છે દુર દેશે મનહર વળીજે. ૧૮
નાથ તમારી સંગે તે, હું સુખિને જોવા ઇચ્છિશરે;
નિત્યે અનુવ્રતા હું તેમાં, અભિષેકતો કરીશરે. ૧૯
એ રીતે તમ સંગે શતકે સહસ્ત્ર પણ વર્ષોજ તણું
વ્યતિક્રમ હું તો જાણીશ નહિ પણ, તમ વિણ સ્વર્ગનું ગાણું ૨૦
સ્વર્ગે પણ તમ વિના વાસ યદિ થાય તેહ પણ મુજનેરે;
નવ હોયે, નરવ્યાઘ્રસુરાઘવ! તમ વિના સુખઃનવ છેરે. ૨૧

**દોહરા.**

મૃગ, વાનરને હસ્તીઓ, વડે યુક્ત જે ભાર;
દુર્ગમ વનમાં હું જઇશ, તમ પાછળ નિર્ધાર. ૨૨

જેમ પિતાને મંદિરે, વસીશ વનમાં તેમ;
આપ ચરણ આશ્રય ગૃહિ, થઈ સંમતા એમ. ૨૩
હું અનન્યભાવીજ છું અનુરક્ત મુજ ચિત્ત.
વિયુક્ત તમથી તો થતાં, મરણ અમે નિશ્ચિત. ૨૪
સફલ કરી મુજ યાચના, લો મુંજને તમ સાથ;
કારણ હુંથી ભાર કંઇ થશે ન તમને નાથ. ૨૫
એ રીત વદતી સીતા ધર્મ વત્સલા જેહ;
પણ નરવર નવ ઇચ્છો સંગ લઇ જવા જેહ. ૨૬
બહુ કહેતા તેનેજ તો, નિવરવાને કાજ
દુ:ખજ વન નિવાસનાં પ્રિયતમ તે અગ્રાજ. ૨૭

વળી કહેવા લાગ્યાં કે પ્રાણપતિ ! સ્ત્રીનો સર્વથી મોટો દેવ તેનો પતિ છે વેદમાં કહ્યું છે કે:—જે સ્ત્રી આ દુનિયામાં પોતાના પતિની પાછળ તેની છાયાનીમાફક ફરીને તેની સેવા કરશે તે બીજી દુનિયામાં પણ તેની સાથેજ રહેશે. માટે હે પ્રાણાધાર ! મને આપની સાથે લઇ જઇ આપના સુખ દુ:ખમાં ભાગ લેવા દો. આપના વિના રાજમહેલની મજા ભોગવવા કરતાં આપની સાથે રહેવાથી જંગલના સર્વ ભય છતાં મને વધારે સારૂં લાગશે. માટે મને સાથે તેડીજાઓ અગર મારી જીંદગીનો અંત આવ્યા પછી જાઓ જો એમના એમ જશોતો પાછા મળવાની આશા છોડી દેશો. આથી **શ્રી રામચંદ્ર સીતાજીને** સાથે આવવા સ્વિકાર્યું.

પછી વનવાસનો પોશાક ધારણ કરી **શ્રી રામચંદ્ર** અને **સીતા** મહેલ બહાર આવ્યાં ત્યાં તેમને મળવાની આશા રાખી ઉભેલા **શ્રી લક્ષ્મણજી** તેઓના પગમાં પડયા અને આજીજી સાથ અરજ કરી કે હું આપની સાથે આવુંછું; મને સાથે આવવાની આજ્ઞા આપો. તેથી તેને પણ હા પાડી. ત્યાંથી તેઓ **અયોધ્યા** બહાર નીકળ્યાં અને દક્ષિણ દિશાનો માર્ગ લીધો. અનેક નગરો, ગામો પર્વતો, નદીઓ સરોવરો તથા અરણ્યોને નિહાળતાં, તેઓ ચિત્રકૂટ પર્વત ઉપર આવ્યાં. તથા રાક્ષસોની હરકત વધારે હોવાથી દંડકારણ્ય તરફ જવા વિચાર્યું. માર્ગમાં અત્રિ ઋષિનો આશ્રમ આવ્યો. ત્યાં **રામ સીતા** અને **લક્ષ્મણ** થોડો વખત રહ્યાં અત્રિઋષિએ રઘુકુળમણિ **શ્રી રામચંદ્ર** તથા **લક્ષ્મણ** અને **સીતાજીના** સારી પેઠે સત્કાર કર્યો **અનસુયાએ સીતાજીને** કેટલોક ધર્મ બોધ આપ્યો અને અખંડ સૌભાગ્યનો આશીર્વાદ આપ્યો અહિંથી **અત્રિઋષિની**

રહ્યા લઇ **પંચવટીમાં** મુકામ કર્યું. **પંચવટી** અનેક નદીઓ, સરોવરો અને વૃક્ષોની ગીચ ઝાડીની વચ્ચે આવેલું સ્થળ છે. મૃગોનાં ટોળાંઓથી અને બીજાં વિવિધ જાતનાં પક્ષીઓથી તે વનની શોભા અલૌકિક લાગતી હતી. પૃથ્વીપર ઉગી નીકળેલી લીલી દુર્વાને લીધે જાણે સર્વત્ર લીલા રંગનો ગલીચો બીછાવી દીધો હોય તેવી ભૂમિ **રામ** તથા **સીતાને** આનંદ આપતી હતી **જનકરાજાને** ત્યાં સ્વયંવરમાં ગયેલો **રાવણ** **સીતાને** જોઇ મોહીત થયો હતો અને તેથી તેણે પંચવટીમાંથી **સીતાજીનું** હરણ કરીજવાનો વિચાર કર્યો તેથી પોતાના મામા **મારીચને** સોનેરી રંગનો માયામૃગ બનાવી તેને **પંચવટીના** આશ્રમમાં મોકલ્યો. આ વખતે **સીતાજી** **રામ** તથા **લક્ષ્મણ** સાથે ખુશીભરી રમતો રમતાં હતાં. ત્યાં તેની નજરે નાસનો સોનેરી રંગવાળો ચમત્કારિક મૃગ પડયો તેથી તે મૃગના રંગ ઉપર મોહ પામ્યાં. તેથી તેણે **શ્રી રામચંદ્રને** વિનતિ કરી કે–સ્વામિનાથ ! આપણે જ્યારે **અયોધ્યામાં** જઇશું, ત્યારે વનવાસની અચજાયબ ભરેલી ચીજોમાં આ મૃગચર્મની ચોળી લઇશું. માટે તે મને લાવી આપો. **શ્રી રામચંદ્રજી** બહુધા **સીતાને** પ્રસન્ન રાખતા હતા. તેથી તુરતજ ધનુષ બાણ લઇ **સીતા** પાસે **લક્ષ્મણને** રાખી માયામૃગની પાછળ ગયા. અને એક બાણમાર્યું કે માયામૃગે ઘોર ચીસ પાડી કે, હે **લક્ષ્મણ** ! આવો શબ્દ **સીતા** તથા **લક્ષ્મણને** કાને પડયો. એટલે **સીતાએ** કહ્યું કે– **લક્ષ્મણજી** ! તમે તમારા બાંધવ **શ્રી રામચંદ્રની** વહારે જાઓ. **લક્ષ્મણે** કહ્યું ચિંતા નહિ કરો, મારા વડિલ બંધુ કદિ પણ સંકટમાં હોયજ નહિ. એ હમણાંજ મૃગચર્મ લઇ આવશે. હું તમોને આ અરણ્યમાં એકલાં મુકી કેમ જઇ શકું ? શું મારાથી વડીલના વાકયનો અનાદર થશે ? નહિજ આપ્રમાણે બોલતાં **લક્ષ્મણને** **સીતાએ** અનીષ્ઠ લાગતા વચનો કહ્યાં તેથી તે ધનુષ્યધારણ કરી **શ્રી રામચંદ્રને** શોધવા સિધાવ્યા.

**લક્ષ્મણજી** ગયા કે તુરતજ દુષ્ટ રાક્ષસ **રાવણ** જટાધારી ભિક્ષુકના વેષમાં **સીતાના** આશ્રમ આગળ આવી " ભિક્ષાંદેહિ ! " આપ્રમાણે બોલી પર્ણકુટીને બારણે આવીને ઉભો. **લક્ષ્મણે** જતી વખતે પર્ણકુટીની આસપાસ એક હદ કરેલી હતી અને કહ્યું હતું કે આની બહાર નીકળશો નહિ. તેથી **સીતાએ** ભિક્ષુકનાવેષમાં રહેલા **રાવણને** ઉંબરામાં ઉભા ઉભાં ભિક્ષા આપવા માંડી, ત્યારે **રાવણે** કહ્યું કે બહાર આવી ભિક્ષા આપો. આથી બહાર આવી

ભિક્ષા આપવા જાયછે કે તરતજ **સીતાને** ખભાઉપર ઉંચકીલીધાં અને વિમાનમાં બેસાડી **લંકાનો** રસ્તો લીધો. **સીતાદેવી** આ અચાનક આપત્તિ જોઇ હેબતાઇ ગયાં અને મૂર્છિત થઇ ઢળીપડયાં તેણે ઘણા કલ્પાંત સાથ છુટાકેશે ચોધારાં આંસુએ રૂદન કરવા માંડ્યું. રૂદન કરતાં વિચાર આવ્યો. કે **રામ** તથા **લક્ષ્મણ** મને શોધવા નિકળશે તેથી તેને સુગમ પડે તેવી નિશાનીને માટે પોતાનાં પ્રિય આભુષણો રસ્તામાં ફેંકવા માંડયાં. **પંપાસરોવરની** પાસે આવેલા ઋષ્યમૂક પર્વત ઉપર બેઠેલા વાનર ટોળીને પોતાના પગનું એક ઝાંઝર પોતાની ઓઢણીએ બાંધીને નીચે નાંખ્યું તે વાનરોએ તે સાચવી રાખ્યું. પછી **રાવણ** થોડા સમયમાં **સીતાસહિત લંકામાં** પહોંચ્યો. અહિં **સીતાને** એકાંત મહેલમાં રાખી, અને દાસીઓને તેનુ મન પ્રસન્ન રાખવા સૂચવ્યું ત્યારપછી **રાવણે** આવી તેને સમજાવવ માંડી તોપણ **સીતાએ** નગણતાં **રામ**નામ રટતાં નીચું જોઇરાખ્યું. આખરે કંટાળીને **રાવણે** હુકમ કર્યોકે આને અશોકવાડીમાં રાખો અને તુરત વશથાય એવા ઉપાયો યોજો બરોબર ચોકીરાખી અસહ્ય સંકટો આપો. આપ્રમાણે બોલતો દુષ્ટ **રાવણ** વિલે મોડે પાછોફર્યો.

**શ્રીરામચંદ્રજી** અને **લક્ષ્મણજી** મૃગનેહણી ચર્મલાવી જુએ છે તો **સીતાને** દીઠાંનહિ. અરે ! હરણને હણવા ગયાતો **સીતાનું** હરણ થયું આમ શોચતા **રામ** મૂર્છાગતીન થયા. મૂર્છાવળતાં બન્ને બાંધવો **સતીસીતાની** શોધને અર્થે નીકળ્યા. વનમાં ફરતાં ફરતાં પ્રવર્ષણ પર્વત આગળ આવ્યાં **સુગ્રીવ** અને **હનુમાન** વગેરે પ્રધાનો મળ્યા **સીતા** સંબંધી સમાચાર પૂછતાં **સતીસીતાનું** ઝાંઝર અને સાથે બાંધેલી ઓઢણી રજુકરી તેથી તેણે જાણ્યું કે **સીતાને** અવશ્ય **રાવણ** હરીગયો છે, તેની શોધકરી આવવાની હિંમત **હનુમાને** આપી, અને પાછાં મેળવી આપવા વચનથી બંધાયા. પછી કેટલાક વાનરોને **સીતાની** શોધ માટે દક્ષિણદિશા તરફ મોકલ્યા. **નળ. નીલ, કુમાર અંગદ** અને **જાંબવાન** સાથે **પવન** પુત્ર **હનુમાન** વનો, પર્વતો અને ખીણોમાં શોધ કરતા કરતા મલય પર્વતમાં પર્વતમાં થઇને **લંકામાં** જવાને તૈયાર થયા. **લંકા** જવામાટે સમુદ્ર ઉલ્લાંઘવો પડે તેમ હતું તે કરવાને **હનુમાનને** તેના સાથી વાનરોએ ઉત્તેજન આપ્યું. **છેવટ** એક મોટા પર્વતના શિખર ઉપર ચઢી મોટા કુંકારા કરી **હનુમાન** સમુદ્ર કુદીને **લંકામાં** ગયા. **લંકામાં** આવ્યા પછી **હનુમાન** ઘણે ઘણેઠેકાણે

ફરતો, શોધ કરતા અને પોતાનાં પરાક્રમોથી રાક્ષસોને ચકિત કરતા કરતા **અશોક** નામની સુંદર વાટિકામા વહ્યો. આ વાટિકામાં **રાવણે** **સીતાને** હરીલ્લાવી રાક્ષસીયોના રક્ષણમાં રાખ્યાં હતાં **હનુમાન** જ્યારે ત્યાં આવ્યા ત્યારે **દેવીસીતા** ક્રુર અને ભયંકર દેખાવની રાક્ષસીએ. વચ્ચે એક મોટાં અશોક વૃક્ષની નીચે બેઠેલાં હતાં, ત્યાં આગળ તેગયા. ત્યાંની સર્વે હકીકત જાણ્યાપછી જે ઝાડની ઘટામાં **સીતાજી** બેઠેલાં હતાં ત્યાં છુપાઇને બેઠા. થોડીવારે **રાવણ** કેટલાક રાક્ષસોની સાથે **સીતાની** પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે-**હે** **સીતા**! તું હઠ છોડીદે, તારાં ફોગટ જતાં યૌવનને મારીસાથે સંબંધ બાંધીને સફળકર તારાં કદળીના ગર્ભજેવા સુકોમળ શરીરને અને નાજુક અંગોને વ્યર્થ કરમાવી ન નાખ. મારીસાથે લગ્ન કરવાથી તું ત્રણે ભુવનની પટ્ટરાણી થઇશ. **સીતા** તેનો તિરસ્કાર કરતાં બોલ્યાંકે-હે નિર્લજ લંપટ! તું પ્રજાનો રાજા થઇને આવું નીચ કૃત્ય કરવાને કેમ તૈયાર થયો છે? તારે તો સર્વ સ્ત્રીઓ તરફ માતા બહેન અને પુત્રીના જેવી દૃષ્ટી રાખવી જોઇએ. રાજાતો પ્રજાનો પિતા ગણાય છે, છતાં તું કેમ આવો અધર્મ આદરી બેઠો છે? તારાં આ કૃત્યથી તારા કુળનો તથા આ નગરીનો નાશ થશે અને તારા નામ ઉપર લોકો ધિક્કારનો વરસાદ વરસાવશે. હું કોણછું તેનો તને ખબર છે? હું **રઘુકુળ તિલક રામચંદ્રની** ધર્મપત્નીછું અને **જનકરાજાની** પુત્રીછું વળી પૂર્વે મેં તને શાપ આપેલો છે કે હું તારા કુળનું નિકંદન કાઢીશ તે આજ સફળ થવા અર્થે તેં તારા હાથથીજ એ વૃક્ષનાં બીજવાવી મૂકેલાં છે. તેથી તેં આવો આક્ષેપ કરવા માંડયો છે. હું **રામ** શિવાય બીજાના હાથનીચે કદી પણ રહીશ નહિ. આ વાક્યોથી **રાવણ** ઉશ્કેરાઇ ગયો અને, પાસે બેઠેલી દાસીએને કહેવા લાગ્યો કે હજી તમે આ સ્ત્રીને સમજાવજો પછી હું તેને મારા તીક્ષ્ણ ક્રોધનો સ્વાદ ચખાડીશ. આમ કહી **રાવણ** શ્યામ મુખથી પાછો ગયો. પાછળથી રાક્ષસીઓ વિનવવા લાગી, કે તું હઠ છોડીદે. **રાવણને** શરણે જા. છેવટે **સીતાએ** આ દુષ્ટાઓને તિરસ્કારી. પછી પોતાના ઉપર આવેલી આપત્તિને વારંવાર યાદલાવી વિલાપ કરવા લાગ્યાં. આ જોઇ **હનુમાને** ઉપરથી મુદ્રિકા નાંખી. આના અવાજથી સીતા એ બાકળા થઇ ઉઠયાં મુદ્રિકા હાથમાં લઇ જુએછે તો "**શ્રીરામ**" એવા શબ્દો કોતરેલા દીઠા. આ પ્રિયપતિની વિંટી ક્યાંથી? શું તેનો દુષ્ટાએ નાશ કર્યો. આમ અફસોસ

કરતાં મધ્યરાત્રિ થઇ ગઇ. ચોકીકરનારા નિંદ્રાવશ થઇ ગયા. એટલે **હનુમાને** તરત ઉતરી **રામચરિત્ર** ગાવા માંડયું. આથી **સીતાજી** વધારે આશ્ચર્ય પામ્યાં. શોક કરતાં કરતાં તેનું મન મુંઝાવા લાગ્યું. અને પ્રાણત્યાગ કરવાના વિચાર ઉપરા ઉપર આવ્યા તેથી છેવટ તે પોતાના માથાના વાળે કરી ગળાફાંસો ખાય છે એટલામાં **હનુમાનજી** પાસે આવી પગે લાગ્યા અને કહ્યું કે માતુશ્રી ! **રામ** તથા **લક્ષ્મણ** બન્ને બાંધવો ક્ષેમ કુશળ છે. તેઓ કિષ્કિંધામાં છે અને મને તમારી શોધને અર્થે મોકલ્યો છે. **સીતાજી** આશ્ચર્યની સાથે અલૌકિક આનંદ અનુભવતામાં આવી ઘણી વાતચિત કરી **રામ** તથા **લક્ષ્મણના** કુશળથી **સીતાજી** વાકેફ થયાં અને ધારણા પામ્યા. છેવટ **સીતાજીએ** પોતાની નિશાનીમાં વેણી સાથે ગુંથવાનો મણીનો ચાક **શ્રી રામને** મોકલ્યો. આ લઇ **હનુમાન** વિદાય થયા. **હનુમાને રામ** પાસે જઇ આ ખબર કહ્યા તેથી **શ્રી રામ** વાનર સૈન્ય લઇ **લંકામાં** ગયા.

**શ્રી રામચંદ્રજી** લશ્કર લઇ **લંકાપર** ચઢી આવ્યાના ખબર સાંભળી **રાવણની** સ્ત્રી **મંદોદરી** કે જે મહા ચતુર સતી હતી તે આવી **રાવણને** વિનવવા લાગી કે—મહારાજ ! રઘુકુળ ભૂષણ **દશરથાત્મજ રામ** એ મહા બળવંત પુરૂષ છે તેની સ્ત્રીને તમે અહિં લાવ્યાછો એ ઘણું સાહસ કર્યું છે. માટે જો તમો સર્વનું સારૂં કરવા ઇચ્છતા હોતો તેની **સીતા** પાછી આપો. અને તેની પાસે ક્ષમા માગો. **મંદોદરીના** આ વચનો તેના વિપરીત હૃદયને લાગુ પડયાં નહિ અને વળી રામને નિરાશ કરવા **સીતાને** કૃત્રિમ મ્હોઢું બનાવી લોહીનું ભર્યું મોકલ્યું. આ ખબર જ્યારે **સીતાજીને** પડી ત્યારે તેણે **રામને હનુમાન** સાથે કહેવરાવ્યું કે પ્રાણાધાર ! આ પાપીથી મને બળાત્કારે તો સ્પર્શ થવાનોજ નથી, તો પણ જ્યારે આખર સમય આવશે ત્યારે મારી આબરૂ રાખવા સારૂ હું પ્રાણત્યાગ કરીશ. પરંતુઆપ તેને શિક્ષા કરવામાં પાછીપાની કરશો નહિ. આ વાક્યોથી **રામને** ઘણોજ આનંદ થયો. પછી તેમણે **રાવણ** સાથે લડાઇ કરી **ઇંદ્રજિત** વગેરે અને લશ્કરસહિત પુત્ર પરિવાર **રાવણ** રણે પડયો. **વિભીષણ સીતાજીને રામની** પાસે તેડી લાવ્યો **રામને** વિયોગ દુઃખથી સુકાઇ ગયેલા **સીતાજીને** કહ્યું કે મેં શત્રુને મારીને મારૂ કર્તવ્ય પૂરૂં કર્યું છે. પરંતુ હવે તમારે એક કર્ત્તવ્ય કરવું રહ્યું છે. તેને મારે મને તો સંપૂર્ણ ખાત્રી છે તો પણ તમારે જગત

ની દષ્ટિમાં શુદ્ધિ દેખાડવાને તે કરી બતાવવાની જરૂર છે. તમને માર્ગમાં **રાવણનો** અપવિત્ર સ્પર્શ થયો હશે. તે સ્પર્શ દોષ દૂર કરવા માટે પ્રાયશ્ચિત કરવાની જરૂર છે. અહિ સામે જે અગ્નિનો ઢગ પડયો છે તેમાં તમે ઉઘાડે પગે ઉભા રહીને અગ્નિસ્નાન કરો એટલે સર્વના મનમાં ખાત્રી થાય. **રામનાં** આવાં વચન સાંભળીને **સીતાએ** તુરત **રામની** પ્રદક્ષિણા કરીને ભડભડાટ બળતા અગ્નિમાં પ્રવેશ કર્યોકે **અગ્નિદેવ** તરત **સીતાજીને** પોતાના મંગળમય ઉત્સંગમાં ઝીલી લઇનેપવિત્ર મૂર્તિ સ્વરૂપે **રામને** પાછાં અર્પણ કર્યાં તે વખતે દેવનાં દુંદુભિ વાગ્યાં ને જય જયકાર થઇ રહયો. અને સર્વ ઋષિઓ બોલ્યા કે--**હે રઘુકુળમણી રામ!** તમારી પત્ની **સીતા** પવિત્ર છે, પાતવ્રતા છે અને આ જગતમાં પૂજનીય છે તેમના વિષે કોઇપણ જાતની શંકા રાખશો નહિ. **શ્રી રામચંદ્રજીએ** સર્વ દેવતાઓને માન આપી **સીતા! સીતા!** એમ કહ્યું કે તરતજ **સીતા** રામની પાસે હાજર થયાં અને તેમને પ્રણામ કરી ઉભાં રહ્યાં. આથી સર્વ લોકનાં હર્ષનો અને આશ્ચર્યનો પાર રહયો નહિ.

**રામ સીતાને** લઇ પોતાની નગરી **અયોધ્યા** તરફ ચાલ્યા. રસ્તામાં **રામને સીતા** પોતાના સતીત્વની વિશેષ ખાત્રી આપવા લાગ્યાં. ચાલતાં ચાલતાં તેઓ **અયોધ્યામાં** આવી પહોંચ્યા. તેમના આવ્યાના ખુશ ખબર મળ્યાકે**ભરતાદિક** ભાઇયોએ તથા પ્રજાજનોએ મોટા આદર સત્કાર સહિત **રામને** નગરિમાં પધરાવ્યા. અને **રામના** આવ્યાની વાટ જોતાં ભાતૃભક્ત **ભરતે** તેમનો રાજ્યાસન ઉપર મોટા ઠાઠમાઠથી અભિષેક કર્યો. **શ્રી રામચંદ્રજી** રાજ્યાસન ઉપર આવ્યા પછી દરરોજ ડીટેકટિવ (છૂપા દૂતો) દ્વારા નગરચર્ચા જાણતા હતા. એક દિવસે એક દૂતે આવીને **રામને** કહ્યું કે આજે હું નગરચર્ચા નિહાળતો થકો ધોબીવાડામાં ગયો હતો ત્યાં ધોબી અને ધોબણવચ્ચે નીચેપમાણે બોલાચાલી થતી હતી કે--હું કંઇ **રામ** બામ નથી કે તને ઘરમાં ઘાલું **સીતા રાવણના** ઘરમાં રહી આવી તોપણ **રામે** તેને રાખી. પરંતુ હુંતો તને કદીપણ રાખવાનો નથી આ વાત સાંભળી **શ્રીરામચંદ્રજી** મનમાં ખિન્ન થયા અને વિચારવા લાગ્યાં કે-**સીતા** અગ્નિમાં સ્નાન કરી શુદ્ધ થયાં એ વાત છૂપી રહી અને **રાવણના** ઘરમાં રહ્યાં એ વાત લોકમાં ચર્ચાતી રહી. પરાયાં છિદ્રો શોધવાં એજ મનુષ્યનું કામ છે પરંતુ મારે તે દોષ પણ મારા ઉપર રાખવો જોઇએ નહિ. આ વિચાર કરીને **શ્રી રામચંદ્રે લક્ષ્મણને** તેડાવ્યા

અને તેમને સર્વે વાત કહી **લક્ષ્મણે સીતાજીનો** ત્યાગ ન કરવા માટે બહુ બહુ સમજાવ્યા પરંતુ રામ એકના બેન થયા તેથી નિ-રૂપાયે **લક્ષ્મણે** પોતાના વડા ભાઇના વાક્યનુ માન રાખ્યું. **સીતા-ને** પણ તે દિવસે દુષ્ટ સ્વપનાઓ અને દુષ્ટ શંકાઓ થઇ હતી. તે-મને પોતાના પર આવી પડવાના દુઃખની આગમચથી ખબર પડી હતી કેમકે હમણાં તે ગર્ભવંતાં હતાં. પ્રસુતિના દિવસો પણ નજીક આવી ભરાયા હતા. તેથી **શ્રી રામચંદ્રજી સીતાજીને** અનેક લીલાથી પ્રસન્ન રાખતા. આજ તેઓના દુઃસ્વપનમાં કંઇક દુષ્ટ ચિન્હ જોવા થી **સીતા** રડવા લાગ્યાં અને અંગ મરોડતાં મરોડતાં બે બાકળાં બની ગએલાં ઉઠયાં અને જુવે છે તો **લક્ષ્મણને** પોતાની પાસે ઉ-ભેલા દીઠા. તેથી તેણે પૂછ્યું કે—**દીએરજી** તમારા બાંધવ કયાં છે? **લક્ષ્મણે** ઉત્તર આપ્યો—ભાભી મારા વડિલ બંધુ કચેરીમાં બીરાજે છે. અને મને ફરમાન કરતા ગયા છે કે તમે આજે એમને રથમાં બેસારી વનલીલા જોવાને જજો **સતી સીતાને** રામની આજ્ઞા સ-ર્વે પ્રકારે માન્ય હતી તેથી **સીતા** નિઃશંકે **લક્ષ્મણજી** સાથે રથમાં બેઠાં. એટલે સારથિ તે રથ ગંગા નદીની પશ્ચીમ દિશાએ **વાલ્મી-કિના** આશ્રમ બાજુ હાંકી ગયો, ને ત્યાં ગયા પછી તેણે તે રથને ઉભો રાખી **લક્ષ્મણને** નીચે ઉતારતાં **સીતાને** પણ નીચે ઉતર-વા પ્રાર્થના કરી—પરંતુ **રામની** આજ્ઞા સંભળાવતાં **લક્ષ્મણનો** કોમળ કંઠ રુંધાઇ ગયો તેથી તે કાંઇ પણ બોલી શક્યા નહિ. **સી-તાં** પણ રૂદન કરતાં કરતાં રથમાંથી નીચે ઉતર્યાં. **સીતાને** ખેદ થતો જોઇ **લક્ષ્મણ** અત્યંત આંસુ ભરી આંખે **સીતાના** મ્હોઢા સામું જોઇ રહ્યા.

**હા દેવ** તારી ગતિ અકળિત અને અગમ્ય છે જેનો પાર કોઇપણ મનુષ્ય પહોંચવા સમર્થ છે નહિ **સીતાને** આ બીજી વખ-ત વનવાસનું ખરૂં કારણ માત્ર **કેકયીજ** હતાં. કારણ ધોબી પોતા-ની સ્ત્રીને **રામ** વિષે મહેણાં મારતો તે ખબર **કેકયીને** કાને પડતા તે તથા તેની દુષ્ટ દાસી **મંથરા** માયાવી કે જેના પાપે કરી **રામને** વનવાસ વેઠવો પડ્યો તે બન્ને **સીતા** પાસે બેસી **લંકાના** ખબર પૂછવા લાગી. તેમાં એક પૂછ્યું કે **રાવણનું** સ્વરૂપ કેવું હતુ? તે તમે ચિત્રવિદ્યામાં કુશળ છો તો ચિત્રી બતાવો. **સીતાજી** ભોળાં હતાં તેથી તેણે કહ્યું કે-મેં મારી નજરેથી **રાવણને** જોયો નથી કેમકે હું નીચેથી ઉંચું કરી પણ જોતી નહિ. પણ તેના પગનો અં

ગુંડો માત્ર મે જોયો છે. તેપરથી હું તમને ચિતરી બતાવું છું. એમ કહી તેનું ચિત્ર કાગળ પર ચિતરી બતાવ્યું. આ ચિત્ર **કેકયી** પોતાના હાથમાં લઇ બીજા ઓરડામાં સૌ બેઠાં હતાં ત્યાં આવી કહેવા લાગી કે જુઓ ! **સીતાને રાવણપર** કેવી પ્રીતિ છે. ( એનું મુખ જોયા વગરતો વહુને અન્ન પણ ભાવતું નથી માટે તેની મુખ મુદ્રા જોવાને માટે આ ચિત્ર પાડી રાખ્યું છે, આ વાત સાંભળીને **રામને** અગ્નિમાં ઘી હોમવા જેવું થયું તેથી **લક્ષ્મણ** સાથે **સીતાને** વનમાં વિદાય કર્યાં.

વનમાં ગયા પછી **સીતા** બોલવા લાગ્યાં કે મેં તે એવાં પૂર્વજન્મમાં શા પાપ કર્યા હશે, કે મારા પર ઉત્તરોત્તર આપત્તિઓજ આવ્યા કરે છે ! હે દૈવ ! હું આ નિર્જન વનમાં એકલી કેમ રહી શકીશ ? **રામના** વિયોગમાં મારા દિવસો કેમ જશે ? પછી પોતાના પગમાં પડેલા **લક્ષ્મણને** ઉઠાડીને કહ્યું કે--હે વીર **લક્ષ્મણ** તમો **અયોધ્યામાં** જઇ મારાં સાસુઓને મારા તરફથી પ્રણામ કહેજો તમારા વડિલભાઇ **શ્રી રામચંદ્રને** પ્રણામ કહેતાં ખબર અંતર પૂછજો. અને કહેજોકે તમે મને લોકાપવાદના ભયથી તજીછે. મારે લીધે લોકમાં તમારી નિંદા થઇ છે તે હું સારી રીતે જાણું છું પરંતુ આપના શિવાય બીજા કોઇનો મારે આધાર છે નહિ; હે પ્રાણનાથ ! હું આપની દાસી છું બીજા લોકોના રક્ષણની સાથે આ વનમાં પણ મારૂં રક્ષણ કરનાર. તમેજ છો. તમેજ મારૂં સર્વસ્વછો. હું તમારી સુકીર્તિ સાંભળી ઘણીજ ખુશી થઇશ. વગેરે વગેરે વચનો કહાવી મોકલ્યાં. અહો સાધ્વી ! ધન્ય છે તારા પવિત્ર પ્રેમને તારા જેવી ધીરજ આ ધરણી પર કોણ ધારણ કરશે ?

**લક્ષ્મણ** રડવા લાગ્યા તેથી તેમને માતૃભાવથી છાતી સાથે ચાંપી, જવાની રજા આપી. તે રડતા રડતા **અયોધ્યા** તરફ ગયા. આ ઘોરવનમાં **સીતા** ગર્ભવંતી અવસ્થામાં એકલાં બેઠાં રૂદન કરે છે. એ વખતે **વાલ્મીકિ** ઋષિ દર્ભ લેવાને આવ્યા. તેની દૃષ્ટિ **સીતાપર** પડી કે તેણે તેને ધીરજ આપી શાંત કર્યાં. અને તે **સીતાને** પોતાને આશ્રમે તેડી ગયા કેટલેક દિવસે **સીતાએ** બે પુત્રોને જન્મ આપ્યો. ઋષિએ આમાંના મોટાનું નામ **લવ** અને નાનાનું નામ **કુશ** પાડયું. તે બન્ને કુમારો શુકલ પક્ષના ચંદ્રની પેઠે દિવસે દિવસે વધવા લાગ્યા અને અગીયાર વર્ષના થયા કે ઋષિનો

પાસેથી ઉપનયન સંસ્કાર ગ્રહણ કરીને ધનુર્વેદનો તથા બીજી વિ-
દ્યાઓનો અભ્યાસ કરવા લાગ્યા. સીતા પણ વખતો વખત પોતા-
ના પુત્રોને ધર્મની તથા નીતિની ઉપદેશાત્મક કથાઓ કહીને તેમનાં
મનને કેળવતાં હતાં અને બન્ને પુત્રો કેટલાંએક વર્ષમાં ધનુર્વેદ
શીખીને મોટા પરાક્રમી યોદ્ધા થઇ રહ્યા.

શ્રી રામચંદ્ર મહાજ્ઞાનીને, એક પત્નિવ્રત ધારી હતા. તેમણે
સીતાજીને વનવાસ મોકલ્યાં એ ફક્ત લોક નિંદાના ભયથીજ મોકલ્યાં
હતા. પરંતુ તે સીતા ઉપર ઘણોજ પ્રેમ રાખતા. કેટલેક દિવસે
પોતે કરેલી હિંસાના દોષમાંથી મુક્ત થવા માટે ઋષિઓની સાથે
વિચાર કરીને અશ્વમેધ નામનો યજ્ઞ આરંભ્યો. અને યજ્ઞના ઘોડાને
શત્રુઘ્નની નજર તળે પૃથ્વી પ્રદક્ષિણા કરવા મોકલ્યો આ અશ્વ
ફરતો ફરતો વાલ્મિકિના આશ્રમ પાસે આવી ચઢયો. તે વખતે
લવ તથા કુશ બાર વર્ષની ઉમ્મરના થયા હતા. ને તેઓ નિત્ય પો-
તાના ગુરૂ વાલ્મીકિ સારૂ ઇન્ધન તથા પુષ્પો લેવા જતા તેથી
આજે રસ્તામાં આ અશ્વ તેમને મળ્યો. તેથી તે બન્ને વીર બંધવો-
એ ધનુષપર બાણો ચઢાવીને ઘોડાને ત્યાંથી જતાં અટકાવ્યો. અને
આશ્રમ પ્રત્યે લાવ્યા. આથી તે સુકુમાર બાંધવો તથા શત્રુઘ્ન વ-
ચ્ચે તુમુલ યુદ્ધ થયું શત્રુઘ્નની સેનાએ લવ કુશ ઉપર બાણો
ફેંકવા માંડયા. પરંતુ તેઓએ પાછા પગ ન લેતાં બાણો મારી સા-
મે આવેલા પિતાના સૈન્યને કાયર કરી દીધું આથી આખરે રામને
ત્યાં આવવા જરૂર પડી. લવ તથા કુશના મુખની આકૃતિ જોઇ
રામને પુત્ર વાત્સલ્ય અંકુરિત થયું. એટલામાં રામચંદ્રનું નામ
સાંભળી વિનયથી તેમની પાસે જઇને કુશ તથા લવ તેમના ચર-
ણમાં પડયા; અને વિનય સાથે રામ તથા તેમના ભાઇઓને પોતાના
આશ્રમે પ્રત્યે તેડી ગયા. સૌ વાલ્મીકીના ચરણને નમી ત્યાં બેઠા.
એટલામાં રામના વિયોગથી હાડકાંનો માળો થઇ ગયેલાં સીતા
જી બહાર આવ્યાં ને રામને પ્રણામ કરી લક્ષ્મણ વગેરે ને આ-
શીર્વાદ આપી ઉભાં રહ્યાં પછી મુનિ વાલ્મીકિએ સીતાના પ્રસ-
વ સંબંધી સર્વવાત રામની પાસે કહેતાં તેની સાધુતા પણાનાં વ-
ખાણ કીધાં અને તેમને રાજધાનીમાં તેડી જવા સૂચવ્યું. થોડે વ-
ખતે ત્યાંથી સીતાજી સહિત રામચંદ્રજી તથા ભરત લક્ષ્મણ
અને શત્રુઘ્ન બધા વડી ધામધુમથી અયોધ્યામાં ગયાં. જતાં સ-
ર્વનાં મન મંગળકારી અને પ્રફુલ્લિત દીસતાં હતાં. અને શહેરની

સ્ત્રીઓ આપસ આપસમાં વાર્તા કરવા લાગીકે-બહેનો ! આપણું સતી શિરોમણિ સીતા ઉપર દુઃખ પડવામાં બાકી રહ્યું નથી. તો પણ તેણે પતિભક્તિપર અચળ શ્રદ્ધા રાખીને છેવટ સુધી દુઃખ સામે યુદ્ધ કર્યું તે એક સત્યના આધારથીજ !!! ધન્યછે સીતા ; તારી સાધુતા !!! અહો દેવ ! આ ભારત ભુમિપર આવાં પવિત્ર દંપતી ઉત્પન્ન કર એવી આ ભારત વાસીઓના પ્રાર્થના છે.

## શબરી.

આ વિદુષીએ જગતમાં તપની સિદ્ધિના પ્રભાવથી પ્રખ્યાત થઇ નાની ઉમ્મરમાંથીજ વનવાસનો અંગીકાર કરી મહાત્માઓની સેવામાં પોતાનું જીવન ગાળી અધ્યાત્મ શાસ્ત્રનું સેવન કર્યું હતું. તે પંપા સરોવરના પશ્ચિમ તટ ઉપર મતંગ વનની નજીક પર્ણકુટી બાંધીને રહેતી હતી. સર્વે દેવર્ષિઓની સેવાથી પોતાનું શરીર તપોમય કર્યું હતું. શ્રી રામચંદ્ર અને લક્ષ્મણજી જે વખતે સીતાજીની શોધ માટે શબરીના રમણીય આશ્રમમાં ગયા ત્યારે શબરીએ ઉઠી બે હાથ જોડી તેમને પ્રણામ કરી આસન આપ્યું અને અર્ધ્ય પાદ્યથી પૂજન કર્યું. તે પછી રામે ધર્માત્મા એવી શબરીને પ્રશ્ન પૂછ્યો કે હે તપોધના ! તું યમ નિયમોને બરાબર શુદ્ધ સાધવી શકે છે કે ? તારી ગુરુ ભક્તિ વિધિપૂર્વક ચાલે છે કે ? આ વાકયો સાંભળી પરમ પવિત્ર એવી શબરી નમ્ર વચનોથી કહેવા લાગી કે રઘુકુળ રત્ન શ્રી રામચંદ્ર ! આપના દર્શને કરી મારાં જપ, તપાવ્રત વગેરે સર્વ કાર્યો સફળ થયાં. એટલુંજ નહિ પણ આપના પવિત્ર દર્શનથી મારાં સર્વ પાતકો નાશ પામી મને સ્વર્ગ સુખ મળી ચૂકયું એમ હું સમજું છું. આપ ચિત્ર કુટ પર્વત ઉપર પધાર્યા તે વખતે વિમાનોમાં બેસીને જે ઋષિ મુનિયો સ્વર્ગમાં ગયા તેઓની હું પ્રેમથી નિત્ય સેવા કરતી અને તેઓએ જતી વખતે કહ્યું હતું કે--શ્રીરામચંદ્ર આ પવિત્ર આશ્રમમાં આવે ત્યારે તું એમનો સારી રીતે સત્કાર કરજે. તેઓ તારો ઉદ્ધાર કરશે. હે ભાગ્યવાન ભૂપ અને ત્રૈલોક્યાધિપતિ રામ ! તે મુનિઓના કહેવાથી મેં ઘણા દહાડા થયા વનફળો અને સ્વાદિષ્ટ કંદો સાચવી રાખ્યાં છે. ત્યાર પછી રામે શબરીને કહ્યું કે—હે શબરી ! હું આ આશ્રમમાં રહેતા મુનિઓનાં દર્શનનો લાભ લેવા ઈચ્છા રાખું છું, માટે તું અમારી ઈચ્છાપૂર્ણકર. શબરી રામ તથા લક્ષ્મણને મતં-

ગ વન દેખાડીને બોલ્યા—કે આ ઠેકાણે તે સઘળા વૃદ્ધવયના ઋષિમુનિઓ નિત્ય પ્રુજતા હાથે હોમ કરતા હતા અને હજી સુધી તેમના હોમની વેદી. પવિત્ર જવાળાઓથી સર્વ દિશાઓને પ્રકાશિત કરતી નજર પડે છે. તેઓ વૃદ્ધ હોવાથી સ્નાન કરવાને અશક્ત હતા તેથી સાતે સાગરો અહિં આવીને વસેલા છે. તેઓએ સ્નાન કરીને આ ઝાડ ઉપર સુકવા મૂકેલાં વલ્કલ વસ્ત્રો પણ હજી ભીનાંજ નજરે પડે છે. અને દેવકાર્યોનાં વાપરેલાં પુષ્પોને કમળો પણ હજી તાજાંજ છે. પરંતુ મારા તે ગુરૂઓ અહિંથી સ્વર્ગમાં ચાલ્યા ગયા છે માટે હું પણ તેમના પાસે જવાની ઇચ્છા રાખુછું. સિદ્ધ પુરૂષોમાં મોટા માનને પાત્ર થયેલી **શબરીનાં** વચન સાંભળીને **રામચંદ્રજી** બોલ્યા કે—ઠીક છે, તારે જો ગુરૂઓની પાસે જવાની ઇચ્છા હોય તો તેમ કર. તેં મારૂં પ્રેમથી પૂજન કર્યુ છે તેનું ફળ તને મળશે. આ પછી **રામચંદ્રની** આજ્ઞા લઇ ચિતા ખડકી તેઅગ્નિ સળગાવીને **શબરીએ** તુરત તેમાં પોતાના દેહનો હોમ કર્યો. અને દિવ્ય સ્વરૂપ ધારી તપસ્વિની **શબરી** સ્વર્ગમાં ગઇ. આહા! ઋષિઓની પૂજાનું મહાત્મ !!! ખરેખર **શબરી એ** તપસ્વિની સ્ત્રીઓને અવશ્ય ઉદાહરણ રૂપ થઇ છે !!

## શકુન્તલા.

**શકુન્તલા** મહાત્માએ **કણ્વઋષિની** પાલિતા પુત્રી થાય. તે નાની વયમાં ઉત્તમ પ્રકારની કેળવણી પામી સદગુણ સંપન્ન થઇ હતી તે મહામનોહર રૂપ અને લાવણ્ય યુકત હતી. તેની ઉત્પત્તિ વિષે **મહાભારતમાં** એવી કથા છે કે **વિશ્વામિત્ર** ઋષિ ઉગ્ર તપ કરતા હતા. તેથી ભય પામીને ઇંદ્રે તેના તપનો ભંગ કરવા સારૂ **મેનકા** અપ્સરાને મોકલી હતી. **મેનકાને** તેથી પુત્રી થઇ અને **વિશ્વામિત્રનું** તપ ભાગ્યું. એટલે પુત્રીને વનમાં મૂકીને તે સ્વર્ગમાં જતી રહી એવામાં **કણ્વઋષિ** તે વનમાં જઇ ચઢયા. તેમણે અહિં કન્યા જોઇ તેની પાસે કોઇ ન હોવાથી તેને પોતાને આશ્રમે આણી પાળી પોષીને મોટી કરી. વનમાં જ્યારે તે એકલી પડી હતી ત્યારે **શકુન્ત** નામના પક્ષીઓએ તેની રક્ષા કરી માટે **કણ્વઋષિએ** તેનું નામ **શકુન્તલા** પાડયું હતું. **શકુન્તલા** પાળક પિતા **કણ્વઋષિનાં** હાથ નીચે સઘળી કેળવણી પામીને સદગુણ સંપન્ન થઇ હતી. તે રૂપ અને લાવણ્યથી દેખાવડી હતી. અનેક

પ્રકારોના વનવૃક્ષો અને પશુ પંખીઓ વગેરેથી ભરપૂર રમણીય વનમાં તે ઉછરી હતી. **શકુન્તલા** એક વખતે પોતાની સખીઓ સાથે વનવૃક્ષની ઘટામાં રમત ગમતથી આનંદ કરતી હતી. તેવામાં મૃગયા કરવા નિકળેલો **દુષ્યન્ત** રાજા ફરતો ફરતો અકસ્માત ત્યાં જઇ ચઢયો. તે વખતે **કણ્વઋષિ** યાત્રાએ ગયેલા હતા તેથી **શકુન્તલાએ** રાજાનો આદર સત્કાર કર્યો. **દુષ્યતે** રાજા આશ્રમ નિવાસી અને તાપસ બાળાને જોઇને મોહિત થયો. અને બન્નેની દૃષ્ટિ મળતાં પરસ્પર પ્રેમ બંધાયો. અને **શકુન્તલા** વહાલથી વરી. **શકુન્તલાનો** સંકલ્પ જોઇ **કણ્વઋષિએ** ધર્મવર **દુષ્યન્ત** સાથે પરણાવી. **દુષ્યન્ત શકુન્તલા** સાથે થોડો વખત રહ્યો. અને પોતાની પ્યારીને પાછળથી તેડાવવાનો નિશ્ચય કરી નિશાની માટે પોતાની વિંટી આપી ચાલતો થયો. તેના ગયા પછી નવ માસે **શકુન્તલાને** એક પુત્ર ઉત્પન્ન થયો. ઠરાવ પ્રમાણે રાહ જોઇ પણ **દુષ્યન્ત** રાજાએ **શકુન્તલાને** ભૂલી જઇને તેડું મોકલ્યું નહિ. **શકુન્તલા દુર્વાસા** નામના ઋષિથી શાપિત હતી કે તને **દુષ્યન્ત** રાજા ભૂલી જશે જ્યારે તે પોતાની આપેલી નિશાની વિંટી જોશે ત્યારે તું યાદ આવશે નહિ. ઇશ્વરેચ્છાથી **શકુન્તલાએ** વિંટી ગુમાવી હતી. પણ તે જાણતી નહિ કે મેં એ વિંટી ગુમાવી છે. **દુષ્યન્ત શકુન્તલાને** શાપના પ્રભાવથી ભૂલી ગયો. તેથી ઋષિએ તેને તેની સખીઓ સાથે **દુષ્યન્ત** પાસે મોકલી પરમ સુંદરી **શકુન્તલા** પોતાને જન્મેલા પુત્ર સાથે વલકલ પહેરી રાજાની સામે જઇને ઉભી રહીને બોલી કે રાજન! હું તમારી પત્ની છું અને આ બાળક તમારો પુત્ર છે રાજાએ તેની વાતપર વિશ્વાસ કર્યો નહિ. ધર્મવીર **દુષ્યંત** જે તે દિવસે મોહિત થયો હતો તે રૂપ રાશ **શકુન્તલાને** હમણા ભૂલી ગયો. જે આંખ તે દહાડે **શકુન્તલાને** જોઇને મનને ઉન્મત કરતી હતી. તે આંખ હમણાં મનને વિમુગ્ધ કરે છે. **દુષ્યન્ત શકુન્તલાને** શાપના પ્રભાવે ભૂલી ગયો છે ખરો. આ બધું ત્યાં જેટલાં માણસો ઉભાં હતાં તે બધાંએ જોયા કર્યું. **દુષ્યન્ત** પણ રૂપ જોઇને મુગ્ધ થયો. પણ પોતે **શકુન્તલાને** પરણ્યો હતો એવું જરાયે મનમાં આવ્યું નહિ. તેનો સ્વીકાર કરવા તેણે જ્યારે સાફ ના પાડી ત્યારે શકુન્તલાએ કહ્યું કે—રાજેંદ્ર! ભાર્યા ધર્મ કાર્યમાં પિતા સ્વરૂપ છે. અને મનુષ્યની જનની સ્વરૂપ છે. તથા પ્રવાસીના વિશ્રામ જેવી છે. સત્ય પરમ બ્રહ્મ છે. માટે

તમે સત્યનો ત્યાગ કરશો નહિ. તે પ્રમાણે તેણે ઘણાં ધર્મ અને નીતિ વાક્યો રાજાને સંભળાવ્યાં. પણ રાજાને ધર્મ ઉપર આસ્થા હતી તેથી પૂરી ખાત્રી વગર તેનાપર મોહિત થયો નહિ, તેથી ગ્રહણ કરવાને એકદમ ના પાડી. આવી રીતે રાજા તરફથી **શકુન્તલાનું** ઘણું અપમાન થયું. પરંતુ **શકુન્તલાને** પતિપર જરાયે અભાવના અંકુર પણ આવ્યો નહિ. અને પોતા ઉપર જે દુઃખ પડયું તે ધૈર્યથી સહન કરી સ્વામીપર પ્રીતિ રાખતી આશ્રમમાં રહી એટલામાં ઈશ્વર કૃપાથી ગુમાવેલી વિંટી રાજાને મળી આવી કે તરતજ **શકુન્તલા** તેને યાદ આવી, પછી તુરત તેને તથા પુત્રને બોલાવી રાજમહેલમાં રાખ્યાં તે પુત્રનું નામ **ભરત** એવું પાડયું અને તેના નામથી આજ પણ **ભરતખંડ** એવું નામ આ ભૂમિને અપાય છે. ધન્ય છે ધર્મપર શ્રદ્ધા રાખનાર **દુષ્યન્તને**!! સતી **શકુન્તલા**! તમારા પતિ પ્રત્યેના પ્રેમને અને શ્રદ્ધાને માટે ધન્યવાદ ઘટે છે.

## સુકન્યા.

**વૈવસ્વત** મનુને **શર્યાતિ** નામનો પુત્ર હતો તેની આ **કન્યા** નામે રૂપ, ગુણ, અને વિદ્યાથી શોભતી પુત્રી હતી. આ રાજાને પેટે આ એકજ પુત્રી રત્ન હતું **શર્યાતિ** રાજા જ્યારે પોતાના નગર બહાર ફરવા જતો હતો ત્યારે **સુકન્યાને** પોતાની સંગાથે લઇ ગયો હતો. એક પછી એક વનોમાં અને ઉપવનોમાં ફરવાં **ચ્યવન** ઋષિના આશ્રમમાં જઇ ચઢયો ત્યાં એક સુંદર મોટું સરોવર હતું તેનું પાણી સ્વચ્છ અને મિષ્ટ હતું તેની અંદર અનેક પ્રકારનાં કમળો ખીલી રહ્યાં હતાં. આજુબાજુ ચોતરફ સાગ, સીસમ, દેવદાર, તમાલ, કેતકી, કેવડો, આસુપાલવ, આંબા, કેળ, પીપળ, પીપળા, વડ, કદંબ, લીંબુ બદામ, ફણસ, સોપારી, જાંબુ, આંબલી, લીંબડા, વગેરે ઝાડોની ઝાડી ઝુકી રહી હતી. તેમાં હરણ, હંસ, મેના, પોપટ, મોર, કોયલ, કાકાકૌવા, કબુતર, ચકવા, ચકવી, સારસ, સિંહ, ચિત્તા, વાઘ, સાબર, રોઝ, અને રીંછ વગેરે પશુ પક્ષીઓ આનંદથી આમ તેમ વિહાર કરતાં હતાં, તેમાં ગુલાબ, જાઇ, જુઇ, મોગરો, ચંબેલી, કરેણ, કેતકી, ગુલદાવદી વગેરે અનેક પ્રકારનાં ફુલ તથા ફળથી આ ઉપવન શોભતું હતું તેમાં વૃક્ષોની ઘટ છાયા શોધી નીચે રાજા પોતાના રસાલા સાથે ઉતર્યો. સૌ કોઇ

આનંદમાં આમ તેમ ફરવા લાગ્યાં ત્યારે સુકન્યા પણ પોતાની સખીઓ સાથે આશ્રમનાં વૃક્ષો અને તેને વિંટાઇને ઝુલી રહેલી લતાઓનાં પુષ્પો ચુંટતી ચુંટતી એક જુના રાફડાની પાસે જઇ ચઢી તેમાં જોતાં તેમને બે ઝીણા ચકચકિત તારાઓ જણાયા સ્વભાવિક રીતે નિયમ છે કે બાળકનું મનકુતૂહળ જોવાને આતુર હોય છે. સુકન્યા તુરત પાસે પડેલી બાવળની સૂળ લઇ રાફડામાં ચળકતા પદાર્થની પરીક્ષા કરવા અંદર ખોશી તેનાપર જરા ભાર દીધો કે તુરત તે છિદ્રમાંથી લોહીની ધારા વહેવાગાંડી. કોમળ મનની સુકન્યા કોઈ જીવ જંતુ હશે. એમ ધારીને સખીઓ સહ બીજી જગ્યાએ ચાલી નીકળી. રાફડાથી ઢંકાઇને તપ કરતા ચ્યવન ઋષિની આંખોમાં પેલી સૂળ લાગવાથી રૂધિરની ધારાઓ નીકળી હતી. ચ્યવન ઋષિ ઘણો કાળ થયા આહારાદિકનો ત્યાગ કરી તપશ્ચર્યા કરતા હતા. અને તપ કરતાં ઘણે કાળે તેના શરીર પર રાફડો બંધાયો હતો. માત્ર મૃતિકાની ફાટમાંથી તેમની ચળકતી બે આંખો દેખાતી હતી. પરંતુ તે ફાટમાંથી આંખો દેખાય છે એવું જોનાર કહી શકે તેમ નહતું. સુકન્યાએ તો સૂળ ખોશી પરીક્ષા લેવા ધાર્યું હતું પરંતુ જે પરિણામ આવ્યું તે ભયંકર હતું. ચ્યવન ઋષિના અપરાધથી આધિ આખા ઉપવનમાં રાજાના પરિવારને અને સેનાને એકા એક મૂત્રકચ્છનો રોગ• થઇ આવ્યો. તેણે પોતાના સેવકોને તથા સાથે આવેલા બીજા મનુષ્યોને બોલાવી પૂછ્યું કે તમે આ પવિત્ર આશ્રમમાં કોઇનો અપરાધ તો કર્યો નથી ? અપરાધ વગર દુઃખ થવાનો સંભવ નથી. અપરાધ થયો હોય તો કહો કે જેથી આપણે એ ભાગ્યવાન પુરૂષનાં દર્શન કરી તેની પાસે ક્ષમા માગીએ સુકન્યા નિશ્ચિંત થઇને પોતાની સખીઓ સાથે રમતી રમતી પિતાની પાસે આવી. અને તેને ગભરાટમાં પડી ગયેલા જોઇને તથા હકીકત જાણીને બોલી ઉઠી કે—પિતાજી ! મારાથી અપરાધ જેવું કંઇ કાર્ય પડ્યું છે. વનમાં ફરતાં ફરતાં એક રાફડામાં ચળકતા બે તારાઓ મારા જોવામાં આવ્યા હતા; તે શું છે ! તેની પરીક્ષા કરવા મેં તેમાં સૂળ ઘોંચી તો તેમાંથી લોહીની ધારા નીકળી હતી. પુત્રીનાં વચન સાંભળીને રાજા તુરત રાફડાની પાસે ગયો. અંદર મુનિ દુઃખ પામતા હશે એમ જાણી રાફડો ફેડાવી નાખ્યો. રાજા બે હાથ જોડી લાંબો થઇ ઋષિના પગમા પડયો. અને પ્રાર્થના કરવા લાગ્યો-હે મહા મુનિ ! મારી બાળ

કન્યાએ રમતાં રમતાં રગતની ધુનમાં અજાણપણે આપનો અપરાધ કર્યો છે તે કૃપા કરી ક્ષમા કરો. આપ જેવા મહાત્માને ક્રોધ હોય નહિ મુનિએ કહ્યું કે હે રાજન! હું કદી ક્રોધ કરતો નથી. તારી પુત્રીએ મારી આંખો ફોડી તો પણ મેં શાપ દીધો નથી. હું વૃદ્ધ છું અને વળી આંધળો થયો. હવે મારી ચાકરી કોણ કરશે? વળી મારાં ધર્માદિક કાર્યો કરવાને હવે મને અડચણ પડશે. રાજાએ કહ્યું માહારાજ આપની સેવામાં આ દાસ પોતાના દાસો. સહિત હાજર છે. મુનિએ કહ્યું રાજન! ઘડપણ મહાભુરૂં છે. વળી તેમાં અંધાપો આવ્યો. એથી ઘણી વિપતિ પડશે. વળી વ્યાપક કાર્યોમાં ચાકરો અથવા દૂતોથી મરજી સચવાય નહિ. તે અવસરે તો સબંધમાં જોડાયેલા મનુષ્ય સિવાય બીજા કેઇથી જોઇએ તેવી મરજી સાચવી શકાતી નથી. મારી આ અવસ્થા થઇ, હૂં તપસ્વી છું. મારી સાથે કોઇપણ જોડાયા વગર મને ઘણી હરકત આવી પડી. જો તમે ક્ષમા માગતા હો, અને મારા તપમાં ભગ કરવા ન ઇચ્છતા હો તો આ તમારી પૂત્રી **સુકન્યાનું** કન્યદાન મને આપો. તો તે મારી ધર્મ પત્ની તરીકે સેવા કરીને ધર્મ કાર્યોમાં મને સહાય કરે. હું તમારા અપરાધને ક્ષમા કરૂં છું આ વખતે **સુકન્યા** પિતાની પાસે ઉભી હતી, તેણે પોતાનો અપરાધ કબુલ કર્યો અને નમ્ર ભાવથી પિતાને વંદન કરીને કહ્યું કે–પિતાજી! હું આ ઋષિ મહારાજની સંપૂર્ણ અપરાધિની છું માટે હવે હું મારૂં બાકીનું સર્વ આયુષ્ય એમને અર્પણ કરી તેમનાં ધાર્મિક કાર્યોમાં સહાયતા કરીશ. અને જે રીતે પ્રસન્ન થશે તેમ હું કરીશ. આ મારો દઢ નિશ્ચય થયો છે. તેમાં અટકાવ નહિ કરતાં મારી પ્રાર્થના માન્ય કરશો **શર્યાતિ** રાજાએ **સુકન્યાના** વચનો સાંભળી કહ્યું કે–પુત્રી! તું હજુ બાળા છે, વળી અબળા જાતિ છે. તેથી વનમાં રહી અંધ અને વૃદ્ધ મુનિની શી રીતે સેવા કરીશ? આવાં વાક્યો સાંભળી **સુકન્યા** બોલ્યાં કે––મને આ અસાર સંસારના ભોગવિલાસી ઇચ્છા નથી. મારૂં ચિત્ત સ્વચ્છ છે. આ સંસારની માયા ખોટી છે. પિતા, માતા, કુટંબ, પરિવાર, ભાઇ, બહેન, રાજપાટ આ સર્વ નાશવંત છે મ્રત્યુ કોઇને છોડતું નથી. માટે હે પિતા! મારે માટે કશી ચિંતા રાખશોમાં આ મારા નિશ્ચયમાં ભંગ કરશો નહી એ મહામુનિને ઉપરથી અંગ અને વૃદ્ધ જાણશો નહિ. તે જ્ઞાન ચક્ષુએ

કરી. સર્વ દેખે છે ને તપો બળે કરી તે યુવાન છે. એ તમો નક્કી જાણજો, માટે આ મુનિને મારૂં કન્યાદાન આપો સુકન્યાનું વચન સાંભળી **શર્યાતિ** રાજા બહુજ પ્રસન્ન થયો. અને તેણે **ચ્યવન** ઋષિને પ્રણામ કરીને કહ્યું કે-- હે મુનિ ! આપની શેવા કરવા આ મારી પુત્રી આપને અર્પણ કરૂં છું તે આપ વિધિ પૂર્વક ગ્રહણ કરો. આ પ્રમાણે કહી **શર્યાતિ** રાજાએ વિવાહની વિધિએ કરી મુનિને કન્યાદાન દીધું. રાજા તથા સૈન્યે પોતાને ઘેર જવાની તૈયારી કરી ત્યારે **સુકન્યાએ** કહ્યું--કે પિતાજી ! મારાં ઉત્તમ વસ્ત્ર ઘરેણાં વગેરે સર્વ અલંકારો લઇ જાંઓ. હું મુનિની સ્ત્રી તપશ્ચર્યાને યોગ્ય વેષ ધારણ કરી મારા પતિની શેવા કરીશ. તેથી ત્રીલોકમાં આપની કીર્તિ અચળ રહેશે, હું પરલોકના સુખને માટે મારા પ્રિયપતિની અહોનિશ સેવા કરીશ. આપ મારે વિષે કંઇપણ ચિંતા કરશો નહિ. **સુકન્યાનાં** આવાં વચનો સાંભળી **શર્યાતિને** હર્ષનાં આંસુ આવ્યાં. તેનાં વલ્કલ વસ્ત્રો જોઇ રાણીઓ પણ શોક કરવા લાગી.**સુકન્યાને** મુનિ પાસે રાખી તેની રજા લઇ સર્વ શહેર બણી વિદાય થયાં.

પછીથી **સુકન્યાએ** રાત્રિ દિવસ **ચ્યવન** મુનિની સેવા કરી તેમનું મન જીતી લીધું. પતિને સુવાડયા પછી પોતે સુવું. તેમના ઉઠયા પહેલાં ઉઠવું વનમાંથી દેવ સેવા તથા અગ્નિ હોત્રા માટે ફળ ફુલ કાષ્ટો તેમજ વનફળ લાવવા અને પતિની સેવામાં અષ્ટ પ્રહર હાજર રહેવું વગેરે કાર્યો લાડ કોડમાં ઉછરેલી તે સુમતિ **સુકન્યા** બહુજ હોશથી કરવા લાગી. ઋષિ તેની અનન્ય ભક્તિ જોઇને અત્યંત પ્રસન્ન થયા.

એક પ્રસંગે સૂર્ય પુત્ર **અશ્વિની** કુમાર ભ્રમણ કરતા **ચ્યવન** મુનિના આશ્રમ નજીક આવ્યા. તે વખતે મનોહર અને રૂપવાન **સુકન્યા** સ્નાન કરી આવતી હતી. તે તેના જોવામાં આવી. દેવકન્યા સમાન તે કન્યાને નિરખી **અશ્વિનીકુમારે** તેની નજીક જઇને કહ્યું કે—હે સર્વાંગ સુંદરી ! ઉભી રહે. હું પૂછું તેનો યથાયોગ્ય જવાબ આપજે તું કોની પુત્રી છે ! અને તારા પતિનું નામ શું છે ? વળી તું આ સરોવરમાં સ્નાન કરવા શા વાસ્તે આવી છે ! તું લક્ષ્મી સમાન મહાતેજસ્વી છે. તારા સુકોમળ પદ પંકજો પૃથ્વીમાં રોળાય છે તેથી અમારૂં મન પણ ખેદને પામે છે

હે સુંદરી ! તું વિમાનમાં બેસવા યોગ્ય છે. તે તું તારા કોમળ પગે કરી વનમાં કેમ ચાલે છે ? સુંદર વસ્ત્રાભૂષણ ધારણ ન કરતાં આ વનને શોભાવે એવાં વલ્કલ વસ્ત્રો કેમ ધારણ કર્યા છે ? અને આ ઉપવનમાં કેમ આવી છે ? તું તારી સખીઓ સાથે ન નીકળતાં એકલીજ કેમ નીકળી છે ? તું રાજકન્યા છે કે અપ્સરા છે? તારો જન્મ દેનારને હું મહાભાગ્યશાળી માનું છું. તારો પતિપણ કોઇ ઉચ ભાગ્યવાન હોવો જોઇએ. હે સુંદરી ! જે હોય તે સત્ય કહે. સુકન્યાએ અશ્વિનીકુમારનાં આવાં વચનો સાંભળી કહ્યું કે-- હે મહાત્મા! હું વૈવસ્વત મનુના પુત્ર શર્યાતિ રાજાની પુત્રી છું. અને મહાત્મા ચ્યવન મુનિની પવિત્ર પતિવ્રતા સ્ત્રી છું. મારા પ્રાણનાથ મોટા તપસ્વી છે પરંતુ તે વૃદ્ધ અને ચક્ષુહીન છે. તેથી હું અહોનિશ પતિ સેવામાં પરાયણ રહું છું. હું સ્નાન કરવા ગઇ હતી ત્યાંથી આશ્રમમાં જાઉં છું આપ કોણ છો અને અહિં શા માટે પધાર્યા છો ? મારો આશ્રમ છે, ત્યાં આપ પધારી મારો આશ્રમ પવિત્ર કરશો. અશ્વિનીકુમારે તેનાં વાક્યો સાંભળી કહ્યું કે—પતિવ્રતે ! તારા પિતાએ આ તપસ્વિને કન્યાદાન કેમ આપ્યું ? આકાશમાં વાદળાંના જોરથી સઘળે સ્થળે અંધારૂં જોવામાં આવે છે અને તેમાં એકાએક વીજળીના દેખાવથી જેમ શોભીતું થઇ રહે તેમ તું આ ઉપવનને વિષે સદા વિજળી સમાન છે! અર્થાત તારાથી આ વન શોભે છે. તારા જેવી સુંદર અંગવાળી કન્યા મેં આજ સુધી કોઇપણ ઠેકાણે જોઇ નથી. હે સુંદર કેશવાળી સુંદરી ! તું સુંદર અને ઉત્તમ વસ્ત્ર ભૂષણોને ગ્રહણ કરવા યોગ્ય છે, તને આ વલ્કલ વસ્ત્રો ધારણ કરવા અયોગ્ય છે. અરે ! ખરેખર बलीयसी केवलमीश्वरेच्छा ॥ તું રાજકન્યા થઇ સંસારનું સુખ જાણે છે છતાં દુર્ભાગ્યવાન થઇ આ મનુષ્ય વગરના વનમાં ફોગટ ફાંફાં શા માટે મારે છે? તું સુખે થી સંસાર સુખ ભોગવવા માટે અમારા બેમાંથી એકને પસંદ કરી પતિ કર અને આ વૃદ્ધ અને અંધને છોડી સ્વર્ગનાં સુશોભીત બાગમાં રહી સુખને ભોગવ. સુકન્યા તેમનાં આવાં વચન સાંભળી ક્રોધાવેશમાં આવી કોપાયમાન થઇ ગઇ પરંતુ ધીરજ રાખી બોલી કે—હે દેવ! તમે સૂર્ય પુત્ર આ મિથ્યા મમતાને શિદને મથો છો ? શું દેવતાઓમાં માન પામેલા તે તમે સતી સ્ત્રીઓના ધર્મ જાણતા નથી ? હું મારા સતી ધર્મમાં વર્તનારી, તેને આવાં દુષ્ટ અને, કટુ

વાયકો કહેવાં યોગ્ય નથી. મારા પિતાએ મને યોગ્ય ધર્મ જાણનાર મહાત્મા ચ્યવન ઋષિને આપી છે. તેની હું પૂન્ય ભાવથી સેવા કરૂંછું, આ સૃષ્ટિમાં ગમે તો દેવ! મનુષ્ય કે ગાંધર્વ હોય તો પણ સતી સ્ત્રીને પોતાના પતિ કરતાં વિશેષ વહાલો બીજો કોઇ છેજ નહિ. સતી સ્ત્રીને પોતાનો સ્વામી ગમે તેવો ભુંડો હોય તો પણ તે દેવ રૂપજ છે. તમે દેવતાઓ સતી સ્ત્રીના ધર્મને જાણતાં છતાં આવાં અઘટિત વાકયો કેમ વદોછો! સદગુણી પુરૂષના મુખમાં આવાં વાક્યો કદી ઘટે નહિ. ખેર! તમે સતીનો ધર્મ જાણોછો માટે તમારી જ્યાં ઇચ્છા હોય ત્યાં તરત જતા રહો. નહી જાઓ તો હું તમને શાપ દઇશ. **અશ્વિનીકુમાર** તેમનાં વાકયો સાંભળી અત્યંત આશ્ચર્ય પામ્યા, અને બોલ્યાકે હે પતિવ્રતા **સુકન્યા**! અમોએ તમારી પરીક્ષા લેવા માટેજ આવાં ક્રૂર વચનો કહ્યાં છે, તેથી ક્ષમા કરો. અમે તમારો ધર્મ જોઇ અત્યંત પ્રસન્ન થયા છીએ તેથી વરદાન માગો. તમારા કલ્યાણાર્થે જે કાંઇ તમો માગશો તે આપીશું, અને અમે દેવતાઓના ધન્વંતરી છીએ તેથી તમારા સ્વામિને અમારા જેવોજ યુવાન, રૂપાળો અને દેખીતો કરીશું. અને અમે ત્રણે જણા એક સમાન રૂપના થઇશું. તેમાંથી તમે તમારા પતિને તમારા સતીત્વના પ્રભાવે કરી શોધી લેશો. આ વિસ્મયતા ભરેલાં વાક્યો સાંભળી **સુકન્યા** પોતાના સ્વામી પાસે જઇને કહેવા લાગી કે--સ્વામિન્! સૂર્ય પુત્ર **અશ્વિનીકુમાર** નામના દેવ આપના આશ્રમમાં આવ્યાં છે અને કહેછે કે અમે તારા પતિનું શરીર અમારા જેવું દિવ્ય કરી દઇએ પછી અમારા ત્રણમાંથી તું તારો પતિ શોધી લેજે. એ અદ્ભુત કાર્ય વિષે શું કરવું યોગ્ય છે તે કહો. કારણ કે તે દેવતાઓની માયા છે તેને જાણવી અશકય છે. માટે જેવી આપની ઇચ્છા હોય તેમ કરીએ. **ચ્યવન** મુનીએ **અશ્વિની-કુમારને** ને પાસે બોલાવ્યા ઋષિએ અશ્વિનિકુમારના કહેવા મુજબ ઔષધ કર્યાથી રૂપ, અને યૌવન યુકત દેહને ધારણ કર્યો અને આંધાપાથી રહિત થઇ **અશ્વિનીકુમારને** કહ્યું કે હે દેવ! તમોએ મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે. મારો આંધાપો અને વૃદ્ધપણું દૂર કરી સાથે સ્વરૂપને પણ આપ્યું તેથી આપ વરને માગો. આવાં વચનો સાંભળી **અશ્વિનીકુમારો**એ કહ્યું કે—અમારે દેવતાઓ સાથે સોમ પાન કરવાની ઇચ્છા છે જે વખતે પરમેષ્ઠી **બ્રહ્માએ** મેરૂ પર્વત ઉપર યજ્ઞ કર્યો ત્યારે ઇંદ્રે વૈદપણાને લીધે અમોને અધમજાણી સોમનું પાન લેવા ના પાડી માટે

તમારાથી બનેતો અમને સોમપાન કરાવો તેથી અમને ઘણોજ સં-
તોષ થશે. **ચ્યવન** મુનિએ **શર્યાતિ** રાજાના યજ્ઞમાં તે પ્રમાણે કરા
વી દેવાની હા પાડી તેથી તેઓ પ્રસન્ન થઇ સ્વર્ગપ્રત્યે વિરામ્યા.
એક સમયે **શર્યાતિ** રાજાની પત્નીએ પોતાની પુત્રી **સુકન્યા** કેવી
સ્થિતિમાં હશે તેનો તપાસ કરવા **શર્યાતિને** કહ્યું. તેથી **શર્યાતિ** રા-
જા રથમાં બેશી **ચ્યવન** મુનિના આશ્રમ પ્રત્યે ગયો ત્યાં દેવ સરખા
મહાકાંતી વાળા તેજસ્વી મુનીને રાજાએ જોયા. આથી રાજા ઘણોજ
વિસ્મય પામ્યો અને વિચાર્યું કે પુત્રીએ કાંઇ નીચ કર્મ કર્યું હશે
કે શું! જગતમાં જેની પુત્રી નીચ થાય તેના જીવતરને ધિક્કાર છે.
મનુષ્યોને સર્વે પાપના દુઃખ રૂપ એક દુહિતા જન્મે છે. આ પ્રમાણે
રાજા ચિંતા કરવા લાગ્યો. તેવામાં **સુકન્યાની** દૃષ્ટિ તેનાપર પડી.
ત્યારે તેણે પ્રેમથી કહ્યું કે—પિતાજી! આ સુંદર અને સ્વરૂપવાન
મુનિને જોઇ કેમ વિચારમાં પડ્યા છો. **સુકન્યાનાં** આવાં વચનો
સાંભળી રાજા ક્રોધાવેશમાં બોલ્યો—**ચ્યવન** મુનિ ક્યાં છે? અને આ
યુવાન કોણછે? તે તરત જણાવ મને ઘણો સંદેહ પડ્યો છે. આ વ
ચનો સાંભળી **સુકન્યા** પાસે આવી કહેવા લાગી કે—પિતાજી! આ
તમારા જમાઇ **ચ્યવન** મુનિ છે. તેમાં કાંઇ સંશય રાખશો નહિ.
એમને **અશ્વિનીકુમારે** રૂપ અને યૌવન આપ્યાં છે. હું તમ સર
ખા ધર્મિષ્ટ પિતાની પુત્રી તે કદી પાપને પગલે નહિજ પડું. આ
મહાત્મા **ચ્યવનને** સર્વ વૃત્તાંત પૂછો. રાજાને **ચ્યવનઋષિએ** બને
લી સર્વ કથા કહી સંભળાવી અને વિશેષમાં જણાવ્યું કે મેં **અ-
શ્વિનીકુમારને** ઉપકારના બદલામાં સોમરસપાન કરાવીશ એવું વચ
ન આપ્યું છે તેથી યજ્ઞની તૈયારી કરો આથી રાજા ઘણો પ્રસન્ન
થયો. અને વસિષ્ઠાદિ મહાત્માઓને આમંત્રણ મોકલી યજ્ઞારંભ
કર્યો તેમાં ઇંદ્ર વગેરે દેવોને પોતાના તપના બળે કરી પ્રસન્ન કર્યા!
અને **અશ્વિનીકુમારને** સોમપાન કરાવ્યું. ધન્ય છે **સુકન્યા**!!
તારૂં નામ યથાર્થ છે **સુકન્યા** (સારી કન્યા) ખરેખર આ નામ ત
ને યોગ્યજ છે.!!!

## શર્મિષ્ઠા.

**દાનવપતિ વૃષપર્વાની** પુત્રી **શર્મિષ્ઠા** મોટી શાણી અને સ
મજુ સ્ત્રી હતી. પિતાના કુલનું કલ્યાણ ઇચ્છી તેણે **શુક્રાચાર્ય
ની** પુત્રી **દેવયાનીનું** દાસીપણું સ્વિકાર્યું હતું. **યયાતિ** રાજાએ

**દેવયાની** અને **શર્મિષ્ઠા**ને માટે એકજ સ્થળે બે મોટા મહેલો બંધાવ્યા હતા. ત્યાં **શર્મિષ્ઠા દેવયાની**નું દાસીત્વ કરતી હતી. **દેવયાની**એ **શર્મિષ્ઠા**ને પોતાના પતિ **યયાતિ**રાજાએ નહિ મળવા તાકીદ આપી હતી. રાજસુખ અને રાજભોગમાં આ પ્રમાણે **દેવયાની** પોતાના સુભાગી દિવસો ગાળતી હતી ત્યારે **શર્મિષ્ઠા** કુંવારી અવસ્થામાં જોઇ મનમાં દાઝતી અને દાસીપણું કરતી હતી એક વખતે **શર્મિષ્ઠા** પોતાના વ્યર્થ જતા યૌવન સાથે વાતો કરતી એક સુંદર બાગની લતા પાસે ઉભી હતી તે જોઇ **યયાતિ** ત્યાં આવી એક ઝાડ તળે છુપાયો. વસંત ઋતુ ચાલતો હતો અને કોકિલાઓ કુંજોમાં મધુરાલાપ કરતી હતી. **શર્મિષ્ઠા** વ્યર્થ જતા યૌવનને જોઇ મનમાં મુંઝાઇ જઇ વિલાપ કરવા લાગી અને શોકથી શિલાતલપર ઢળી પડી. તે પ્રસંગ જોઇને **યયાતિ** રાજા એકદમ પાસે ગયો. અને તેને ઝીલી લેતાં બોલ્યો કે–હે સુંદર સ્વરૂપની કન્યા! તું આ લતા મંડપમાં મુંઝાઇને શા માટે ઉભી રહી છે. તારૂં વ્યર્થ જતું યૌવન મને અર્પી તું મારી પ્રીતિની પ્રેમદા થઇ રહે.

**શર્મિષ્ઠા** રાજાને જોઇ એકદમ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ. અને શિલાપરથી ઉભી થઇ નીચું નિહાળ્યું. પછી કંઠું પકડીને **યયાતિ** તેને વિનવવા લાગ્યો ત્યારે તેણે મધુરે ધીરે અને ભાવ ભરેલાં વાકયોથી કહ્યું કે—

અરે રાજા! પાલવ મગ મૂકો, તમે સત્ય ધરમ નવ ચૂકો;
દેશે **દેવયાની** એ કાંક, મૂકે મારે શિરે બહુ વાંક.
અરે એ છે જનમથી એવી, બહુ ઉછાંછળી પણ તેવી;
વળી **શુક્રાચાર્યની** પુત્રી, તેતો રાંઢતું પણ નહિ સુત્રી.
તેહ થકી આપ વચને બંધાયા, કોલ આપી ગુણો કેક ગાયા;
તવ બોલ્યો **યયાતિ** રાય, બાળા બીશો નહિ રતીભાર.
રાખું મહેલમાં રાણી બનાવી, આપું મહેલ ઝરૂખા ચણાવી.

આમ કહી રાજા તેને આશ્વાસન આપી મહેલમાં તેડી ગયો. ત્યાર પછી **દેવયાની** અને **શર્મિષ્ઠા** બેયને સંતાનોત્પતિ થઇ. ઘણાક દિવસે દેવિયાનીને ખબર પડી કે **યયાતિ** રાજાથી **શર્મિષ્ઠા**ને છોકરાં થયાં છે આથી **દેવીયાની** રીસાઇ પોતાના પિતા **શુક્રાચાર્ય**ને ઘેર વહી ગઇ રાજા તેને રીઝવવા પાછળ ગયો ત્યાં તેને

**શુક્રાચાર્યે** શાપ દીધો કે તું વૃદ્ધ થઇ જા આથી **દેવીયાનીએ** પિતા પાસેથી ઉસાપ આપવાનું માગ્યું ત્યારે **યયાતિ** રાજાએ રાજાનું વૃદ્ધપણું પુત્ર **પુરૂએ** લઇ પોતાનું યૌવન **યયાતિ** રાજાને અર્પણ કર્યું. આ પુત્રે પોતાની માતાની ઉદાર ભાવના અને મોટા કુળની શોભા બતાવી હતી.

## દેવયાની.

આ સતી **શુક્રાચાર્યની** કન્યા અને **યયાતિ** રાજાની સ્ત્રી થાય. તે વિદ્યુત્ સરખી તેજસ્વી અને સૌંદર્યવાન હતી. પૂર્વે જ્યારે દેવ અને દાનવો વચ્ચે વારંવાર યુદ્ધ થતાં હતાં ત્યારે દાનવોના ગુરૂ **યયાતિ શુક્રાચાર્ય** તેમની સંજીવિની વિદ્યાના બળે કરીને દાનવોના સૈન્યને સજીવન કરતા. એ પ્રમાણે દાનવો સંજીવન થવાથી તેઓ વારંવાર દેવતાઓપર ચઢી જતા હતા તેથી દાનવો વિષે દેવોને મોટી ચિંતા થઇ. આખરે દેવતાઓએ એવો ઠરાવ કર્યો કે **બૃહસ્પતિના** પુત્ર **કચે શુક્રાચાર્ય** પાસે જઇ શિષ્ય બની સંજીવિની વિદ્યા શીખી આવવી. આથી કચ સંજીવિની વિદ્યા શીખવા **શુક્રાચાર્યને** ત્યાં આવ્યો. ત્યારે જો કે તે શત્રુના પક્ષનો હતો તો પણ **શુક્રાચાર્યે** તેને ના કહી નહિ. **કચે** નિયમાનુસાર અભ્યાસ કરતાં ગુરૂની સેવા અને આજ્ઞાનું પાલન કરવા માંડયું. **દેવયાની** અને **કચને** એ સમયમાં સ્વાભાવિક રીતે માયા ઉત્પન્ન થઇ. **બૃહસ્પતિનો** પુત્ર સંજીવિની શીખી જાય એ દાનવોને પસંદ નહિ પડવાથી તેઓ દરેક રીતે તેનો નાશ કરવાની યુક્તિઓ કરવા લાગ્યા. એક વાર યજ્ઞનાં કાષ્ઠો લેવા માટે **કચ** જ્યારે બનમાં ગયો ત્યારે દૈત્યોએ તેને હણી તેના દેહના કડકા કરીને આમ તેમ ફેંકી પાડયા. રાત્રિ પડી પરંતુ કચ હજુ સુધી વનમાંથી આવ્યો નહિ ત્યારે **દેવયાની** એ **શુક્રાચાર્યને** કહ્યું કે—પિતાજી! કચ હજી સુધી આવ્યો નથી માટે તે આવશે ત્યારેજ હું ભોજન કરીશ. **શુક્રાચાર્યને દેવયાની** ઘણીજ લાડકવાઇ પુત્રી હતી. તેથી તેમણે ધ્યાન ધરી જોયુ તો **કચને** મરણ પામેલો જાણી સંજીવન કર્યો. દૈત્યો પણ તેની પાછળ પડેલા હતા તેથી લાગ જોઇ ફરીને તેને મારી નાખ્યો. **દેવયાનીના** આગ્રહથી ફરીને સંજીવન કર્યો. આ પ્રમાણે બે વખત ગુરૂએ સંજીવન કરવાથી દૈત્યોએ તેને ત્રીજી વખત મારીને તેના દેહને બાળી તેની ભસ્મ બનાવી તેને મદિરામાં મેળવી દઇ તે મદિરા **શુક્રાચાર્યને**

પાઇ દીધી. રાત્રિ સમય થયો પરંતુ કચ તો ઘેર આવ્યો નહિ ત્યારે **દેવયાનીએ** પાછી તેના વગર ભોજન નહિ કરવાની હઠ લીધી. **શુક્રાચાર્યે** તેને કહ્યું કે—પુત્રિ વારંવાર દૈત્યો તેને મારી નાંખે છે અને વારંવાર તું હઠ લેછે એ ઠીક નહિ. હવે તે મરણ પામ્યો તું એ વાત જવાદે. **દેવયાની** બોલી કે–પિતાજી! એમ કેમ બને? જે માણસ આપની સેવા કરવામાં જરા પણ કચાસ રાખતો નથી, તેને માટે આપણથી કેમ એવાં નિર્ગુણ થવાય! બસ, તમે એ **કચને** જીવતો કરશો તોજ હું જમીશ નહિતર જમવાની નથી. **શુક્રાચાર્ય** બોલ્યાકે આજ તે સજીવન કેવી રીતે થઇ શકે? કારણ કે તે કચ મારા પેટમાં છે જો હું એને સજીવન કરૂં તો પ્રથમ મારૂંજ મરણ થાય. **દેવયાની** ઘણા બુદ્ધિવાન ડાહી કન્યા હતી. તે પિતાનાં વચન સાંભળીને બોલીકે—પિતાજી! એમાં શું મોટી વાત છે? આપ પહેલાં એને સંજીવિની વિદ્યા શીખવો. અને તે પછી તમને તે સજીવન કરશે **શુક્રાચાર્યે કચને** સંજીવિની વિદ્યા શીખવી અને ગુરૂનું પેટ ફાડી કચ બાહાર નીકળ્યો અને પછી તેણે ગુરૂને સજીવન કર્યા. **કચને** જે કાર્ય સાધવાનું હતું તે આ પ્રમાણે સધાયાથી તે ગુરૂની રજા લઇ પોતાને ઘેર જવા તૈયાર થયો. **શુક્રાચાર્યની** આજ્ઞા લીધા પછી જ્યારે તે **દેવયાનીની** આજ્ઞા લેવાને ગયો ત્યારે તે એકાંત વાસમાં બેઠી **કચના** સંબંધમાંજ વિચાર કરતી હતી. **કચને** પોતાના ઓરડામાં આવેલો જોઇ નિચું નિહાળી ઉભી રહી. પણ લજ્જાને લીધે કંઇ બોલી શકી નહિ. **કચે** એક બે અને ત્રણવાર બોલાવી તેની આજ્ઞા માગી, પણ **દેવયાનીથી** કાંઇ પણ બોલાતું નહિ. અંગુઠા વડે પૃથ્વી ખણતી ધમધમતે હૃદયે તે સ્થિરજ ઉભી રહી. કચ તેના ભાવને સમજી શક્યો નહિ. અને થોડીવાર રહીને ત્યાંથી ચાલવા ગયો ત્યારે **દેવયાનીએ** કંપ અને રોમાંચ અનુભવતાં છતાં પણ લઇ કહ્યું કે પ્રિયદર્શન! મને તમારી સંગાતે લઇ ચાલો. મને તમારા સુખ દુઃખની સાથી કરો. કચ હવે સમજ્યો કે **દેવયાની** મને પરણવા માગે છે પણ ગુરૂ તનયા બહેન સમાન હોવાથી તેણે ઉત્તર આપ્યો કે બહેન! તું આવું અઘટિત ન માગ તું તો મારા ગુરૂની પુત્રી હોવાથી મારી બહેન થાય છે **દેવયાની** પોતાની ઇચ્છાનુસાર નહિ થવાથી કચ ઉપર ક્રોધે ભરાણી. કચ આ પ્રમાણે કહી જેવો ત્યાંથી ચાલ્યો કે તરત **દેવયાનીએ** તેને શાપ દીધો કે મારી આવ

મધુના કરવાથી તારી વિદ્યા ફળ વગરની થજો. કારણ વગર **દેવયાનીએ કચને** શાપ આપ્યાથી તે પણ તેના ઉપર ક્રોધે ભરાયો અને તેને શાપ આપ્યો કે હું ધર્મને અનુસરી ચાલું છું છતાં તું શાપ આપેછે ત્યારે હું પણ તુને શાપ દઉંછું કે—તું બ્રાહ્મણ કન્યા હોવા છતાં તને બ્રાહ્મણ પતિ મળશે નહિ. આ રીતે બન્ને પરસ્પર શાપ દઇ જુદાં પડ્યાં. કચ ત્યાંથી દેવલોક પ્રત્યે વિરામ્યો.

**કચના** પ્રેમમાં નિષ્ફળ થયેલી **દેવયાની** જરા ખિન્ન રહેતી હતી એટલામાં એક વખતે **વૃષપર્વાની** તનયા **શર્મિષ્ઠા** તેને સાથે તેડી મધુવનમાં ગમ્મત કરવા ગઇ ને ત્યાં સખીઓની સાથે તેઓ સ્નાન કરવાને એક સરોવરમાં ઉતરી સ્નાન કરતી હતી તેટલામાં ત્યાંથી, **નારદજીને** જતા જોયા. આથી સર્વેએ એકદમ સરોવરમાંથી બહાર નીકળી પોત પોતાનાં વસ્ત્રો પહેરવા માંડયાં. ઉતાવળમાં ભૂલથી **દેવયાનીનાં** વસ્ત્રો **શર્મિષ્ઠાએ** પહેર્યા આથી **દેવયાનીએ શર્મિષ્ઠાને** કહ્યું કે-તું રાજપુત્રી છતાં મારા વસ્ત્રો કેમ પહેરે છે ? તે મારૂં અપમાન કર્યું માટે હું આ વાત મારા પિતાને જાહેર કરી તને અથવા તારા પિતાને શાપિત કરીશ આથી **શર્મિષ્ઠાએ** તથા તેની સખીઓએ **દેવયાનીને** લુગડાં વગરજ એક કૂવામાં નાંખી દીધી અને પોતે સખીઓ સહિત નગરમાં ચાલી ગઇ. **દેવયાની** તેમાંથી બાહેર આવવા અશકત હતી તેથી બૂમો પાડવા માંડી. કેટલીક વારે મૃગયા કરવા નીકળેલો **યયાતિ** રાજા અકસ્માત્ ત્યાં આવી ચઢયો તેણે સરોવરમાં જોતાં અંદર એક રૂપ સુંદર અંગના દીઠી. **દેવયાનીએ** કિનારે ઉભેલો **યયાતિને** જોયો. તેથી તેણે કહ્યું કે-હે રાજન ! મને બહાર કાઢો. રાજાએ પ્રથમ પોતાનું એક વસ્ત્ર નાખી તેને બહાર કાઢી. **દેવયાનીએ** બહાર નીકળી તેનો ઉપકાર માની કહ્યું કે-રાજન! તમે મને જીવિતદાન દીધું છે. અને વળી મેં આજ દિવસ સુધી કોઇ પુરૂષનો હાથ પકડયો નથી. આજ તમેજ તમારા જમણા હાથથી મારો જમણો હાથ પકડી સરોવરમાંથી કહાડી. માટે મારેતો આજથી તમેજ પતિ છો. હવે મારે બીજો પુરૂષ ભાઇ તથા બાપ બરોબર છે. રાજાએ કહ્યું-કુમારી! હું એમ કંઇ કબુલ થઇશ નહિ. જો તારો પિતા **શુક્રાચાર્ય** વિધિવત મને પરણાવેતો હું તારી સાથે સ્નેહ જોડીશ. **દેવયાનીએ** એ વાત માન્ય રાખી. ઘેર જઇ તેણે પોતાના પિતાને વિતેલી સઘળી હકીકત

કહી સંભળાવી. આથી **શુક્રાચાર્યે** ક્રોધ કરી રાજા **વૃષપર્વા** પાસે જઇ કહ્યુંકે તારી પુત્રીએ મારી કન્યા **દેવયાનીને** વિણ અપરાધે કૂવામાં નાંખી દીધી માટે હું શ્રાપ દઇ તને, તારા પરિવારને અને આ રાજ્યને બાળી ભસ્મ કરીશ આથી રાજા ઘણો ગભરાયો. રાજાએ કહ્યું કે- મારાપર કૃપા કરી થયેલો અપરાધ ક્ષમા કરો એવી હું પ્રાર્થના કરૂં છું. અને આપ અપરાધ બદલ જે માગશો તે આપવા હું તૈયાર છું આથી દેવયાનીએ માગ્યું કે તારી પુત્રીએ મને વિના અપરાધે સરોવરમાં નાંખી દીધીછે તેથી હું માગું છું કે તે પોતાના પતિનો સંગ કર્યા વગર આખો ભવ મારી દાસી થઇને રહે. આથી રાજા તથા પ્રધાન વિચારમાં પડયા અને અત્યંત મુંઝાવા લાગ્યા. તેથી **શર્મિષ્ઠાએ** આવીને કહ્યું કે-પિતાજી! તમો ત્રાસ નપામતાં તે વાતને કબૂલ કરો. કારણ કે **ચ્યવન મુનિનાં ચક્ષુ સુકન્યાએ** ફોડયાં હતાં તેના અપરાધમાં **ચ્યવન મુનિએ સુકન્યા** માગી હતી તે સરતે તેના પિતાએ કબુલ કરી **સુકન્યાનાં લગ્ન** એ **ચ્યવન મુનિ** વૃદ્ધ અને અંધ હતા તો પણ તેની સાથે કર્યાં. માટે આપ નહિ ગભરાતાં સુખેથી તેમ કરો. દાસીપણું એ કાંઇ મહા અનર્થ નથી તે હું સુખેથી સ્વિકારીશ. આ પ્રમાણે કબુલાત મળ્યા પછી **શુક્રાચાર્યે દેવયાનીના** કહેવાથી તેનાં લગ્ન **યયાતિ** રાજા સાથે કર્યાં. પછી ઋષિએ **વૃષપર્વા** પાસે જઇને કહ્યું કે-હવે તારી પુત્રીને **દેવયાની** સાથે દાસી તરીકે મોકલ. **શર્મિષ્ઠા** પિતાની આજ્ઞા લઇ **દેવયાની** સાથે ગઇ. એક દિવસે **યયાતિ** રાજા મૃગયા કરવા ગયો હતો તેથી **દેવયાનીએ** પોતાનાં સઘળાં વસ્ત્રાલંકારો કાઢી નાંખ્યા હતા. **યયાતિ** રાજાને પાછા મંદીરમાં આવવાનો વખત થયો તે વખતે **દેવયાની** પોતાના ઓરડામાં સૃંગાર સજ્યા ગયાં પાછળથી **યયાતિ** રાજા આવ્યો અને ત્યાં એકા એક **શર્મિષ્ઠા** એઠી હતી. રાજાએ તેમાં મોહપામી તેની સાથે લગ્ન કર્યાં આથી **દહાડે દહાડે દેવયાનીનું** માન ઘટવા લાગ્યું તેથી **દેવયાનીએ** પિતા પાસે આવી બનેલી સઘળી બીના કહી સંભળાવી. આથી **શુક્રાચાર્યે** ક્રોધ કરી **યયાતિને** શાપ આપ્યો કે-'**વૃદ્ધોભવ**' શાપના પ્રભાવથી **યયાતિ** રાજા વૃદ્ધાપણાને પામ્યો. પોતાના પતિને વૃદ્ધ થયેલો જાણી **દેવયાની** કલ્પાંત કરવા લાગી. તેથી **શુક્રાચાર્યે** કહ્યું કે તમારા પુત્રોમાંથી કોઇ તેના પિતાને પોતાનું યૌવન આપી

પોને વૃદ્ધપણું લેતો તે યૌવન પ્રાપ્ત થશે. આ સાંભળી તેના પુત્ર પુરૂએ પોતાનુ યૌવન પિતાને આપી પોતે વૃદ્ધાવસ્થા ધારણ કરી. ધન્ય છે પુત્ર પુરૂ ! ધન્ય છે તારી માતાને કે જેણી તારા જેવો પિતૃ ભક્ત પુત્ર ઉત્પન્ન થયો !!

## સાવિત્રી.

**पति प्रियहिते युक्ता स्वाचारा विजितेंद्रिया ।**
**सेहकीर्त्तिमवाप्नोति प्रेत्यचानुत्तमां गतिम् ॥**

જે સ્ત્રી પતિની પ્રિયતમાં તથા હિતમાં તત્પર રહે એટલે પોતાનો પતિ પ્રસન્ન થાય તેમ વર્ત્તે, સારા આચાર વાળી રહે તથા મન અને ઇન્દ્રિયને વશ રાખે તે સ્ત્રી આ લોકમાં પ્રતિષ્ટા પ્રાપ્ત કરી મુવા પછી પણ ઉત્તમ ગતિને પામે છે **याज्ञवल्क्यस्मृति.**

ભરતખંડની ભવ્યતાના નમુના રૂપ અને સર્વ જાતની સંપત્તી ઓથી સુશોભિત **મદ્ર** દેશના મહાન્ વિખ્યાત **અશ્વપતિ** નામે સકલ ગુણ સંપન્ન મહીપતી રાજ્ય કરતો હતો. તે રાજાને સંતતિ સુખ નહિ હોવાથી તેણે ગાયત્રીનું આરાધન કરતાં **ગાયત્રીએ** તેની રાણી **માલવીને** ઉદર **સાવિત્રી** નામે કંન્યા રત્ન આપ્યું. તે ઉમ્મર લાયક થવાથી **અશ્વપતિએ** તેનો યોગ્ય પતિ સાથે વિવાહ કરી દેવાના વિચારથી પોતાના એ પ્રધાન સહિત તેને ઘર પસંદ કરવા તથા તેના ગુણની પરીક્ષા કરવાને પ્રવાસમાં મોકલી. **સાવિત્રી** ફરતાં ફરતાં જંગલમાં જ્યાં ઋષિ મુનિઓના આશ્રમ હતાં ત્યાં આવી **સાવિત્રી** ઋષિ મુનિઓનાં દર્શન કરતી એક પર્ણકુટી પાસે આવી.તેમાં નજર કરતાં અંદર એક અંધ વૃદ્ધ સ્ત્રી પુરૂષ અને એક કિશોર વયનો મુનિ વેશે પણ રાજ્ય ચિન્હ યુક્ત નીતિમાન, ધીર, વીર, સદ્ગુણી અને રૂપમાં કામદેવથી પણ અધિક રૂપાળો તથા માતા પિતાની પરમ ભક્તિવાળો તરૂણ એમ ત્રણને દીઠાં. એમને જોઇ મુનિઓને પુછતાં જણાયું કે **અવંતી** નગરીના **ધુમત્સેન** રાજાને તેના શત્રુઓએ પદભ્રષ્ટ કરવાથી તે પોતાની રાણી **શૈબ્યા** તથા પુત્ર **સત્યવાન** સાથે અહિં રહેલ છે **સાવિત્રી** આ હકીકત જાણી ઘણી દિલગીર થઇ. પણ ચતુરાઇ સાથે ઉત્કૃષ્ટ ગુણ અને સ્વાભાવિક રૂપ સંપત્તિથી આ નવ યૌવન રાજકુમાર પર મોહ પામી. સાથેના પ્રધાનોએ તેને રાજ્ય ભ્રષ્ટ જણાવી **સાવિત્રીને**

વિદેશમાં ફરી બીજો પતિ શોધવાને સૂચવ્યું. તે નહિ માનતા છતાં પણ તે પોતાના મનથી **સત્યવાનના** અર્ધાંગના થવાનો સંકલ્પ કરી ચૂકી.

પ્રધાનોએ ચિત્રકારો પાસે તે પુરૂષનું ચિત્ર આલેખાવી લીધું. અને તેવા વનવાસ ભોગવનાર રાજપુત્રની સાથે મહારાજા **અશ્વપતિ** આ કન્યાને કદી પણ પરણાવશે નહિ એમ ધારી **સાવિત્રીનો** આ વિચાર તોડી પાડવા તે ચિત્ર સાથે લીધું. અને પછી રાજમાં આવી **અશ્વપતિને** સર્વે વાત નિવેદન કરીને કહ્યું કે-આપની કન્યા સુકોમળ શરીરની છે જેણે કદી રાજ મહેલથી બહાર પગ મૂક્યો નથી. તે શું વનમાં રહી ટાઢ, તડકો અને વરસાદ સહન કરી શકશે ? તે હજુ બાળ બુદ્ધિની છે. ચક્રવર્તી રાજાની કુંવરી પરણીને તરતજ વનવાસ ભોગવે એથી વધારે બીજું કયું દુઃખ હોય ? હવે આપની ઇચ્છા હોય તે પ્રમાણે કરવા આપ મુખત્યાર છો. અમે તે કુમારનું ચિત્ર પણ લાવ્યા છીએ. **અશ્વપતિ** આ વાતથી દિલગીર થતાં ચિત્ર નિહાળી વિચાર કરવા લાગ્યો. તેટલામાં **નારદ મુનિ** આવી ચડયા. રાજાએ ઉભા થઈ તેનો આદર સત્કાર કર્યો. કેટલીક વાત ચીત ચાલતી હતી ત્યાં રાજ કન્યા **સાવિત્રી** પણ આવી. મુનિએ કન્યાને જોઈ રાજાને કહ્યું કે- આ પુત્રી સતી થઈ આ ભૂમંડળમાં પોતાની અમર કીર્તિને મેળવશે. એવું તેનાં કેટલાં એક ચિન્હો ઉપરથી જણાય છે. **અશ્વપતિએ** મુનિનાં વચન સાંભળી કહ્યું કે-મહારાજ ! મારે આપની સલાહ પૂછવી છે ? એમ કહી **સાવિત્રીએ સત્યવાનને** પતિ તરીકે પસંદ કર્યાની સંવિસ્તર હકીકત કહી સંભળાવી જણાવ્યું કે હું **સાવિત્રીના** સ્વભાવને જાણું છું તે ઘણું કરીને વિચાર કર્યા વગર કંઈ કરતી નથી. અને વિચાર કર્યા પછી ગ્રહણ કરેલા કાર્યને છોડતી નથી. માટે તેણેજ **સત્યવાન** સાથે લગ્ન કરવા નિશ્ચય કરેલો છે તે ફેરવવામાં વનવાસનો તુચ્છ દોષ કહાડીશું તો તે તેના મનને જરા પણ રૂચશે નહિ એવું હું માનું છું. તેથી જો તેનામાં બીજા દોષ નહોય તો હું **સાવિત્રીને** તે સાથે પરણાવતાં દીલગીર થાઉં તેમ નથી. કેમકે રાજ્યનો તેમને મારી સત્તાએ પ્રાપ્ત કરાવી શકીશ. માટે તેનું શુભાશુભ જે હોય તે કૃપા કરી જણાવો. **નારદ મુનિ** કહેવા લાગ્યા કે રાજા રાજકુમાર **સત્યવાન** નિતિ શાસ્ત્ર અને બીજી ઘણી એક

વિદ્યામાં ઉત્તમ પ્રકારની કેળવણી લઇ નિપુણ બન્યો છે. તેમાં ક્ષત્રીયપણાનાં સારાં ચિન્હો છે. પણ તેના આયુષની મર્યાદા ઘણીજ ટુંકી છે. એટલે સત્યવાનનું આયુષ માત્ર એક વર્ષ બાકી રહ્યું છે. તો પણ સાવિત્રીનો સંબંધ તેની સાથે થયા વગર રહેશે નહિ. આમ કહી નારદ મુનિ ત્યાંથી અદ્રશ્ય થયા. આથી અશ્વપતિએ કહ્યું કે-સાવિત્રી! અહિં આવ હું કહું તે સાંભળ. દેવતાઓએ જેના સત્કાર કરેલો છે એવા ભગવાન નારદજીએ મને જે કહ્યું તે તેં પણ સાંભળ્યું છે. માટે તે વિચાર કર, એના આ દોષ સર્વે ગુણોને ઢાંકી દે છે. અલ્પ આયુષ્યવાળો તે આજથી વર્ષ દિવસે દેહ તજશે. માટે તું બીજા કોઇ વરને વર. પિતાના વચન સાંભળી સાવિત્રીએ કહ્યું કે—

सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ।
सकृदाह ददानीति त्रीण्येतानि सतां सकृत् ॥ (मनु)

दीर्घायुरथवाल्पायुः सगुणो निर्गुणोपिवा ।
सकृद्वृतो मया भर्ता न द्वितीयं वृणोम्यहम् ॥ (भारत)

હે પિતાજી! પિતાના મનની વહેંચણી એકવારજ થાય છે, કન્યાદાન પણ એકજવાર થાય છે, અને હું આપું છું એમ કહીને દાન પણ એકજવાર દેવાય છે. એ ત્રણે વાના એકજવાર થાય છે માટે મેં જે વરને પસંદ કર્યો છે તે દીર્ઘાયુ હોકે અલ્પાયુહો, ગુણી હો કે નિર્ગુણ હો પણ હું તો એકવાર જેને વરી તેનેજ વરી હવે બીજાને નહિ વરૂં. મન વડે નિશ્ચય કર્યા પછી વાણીથી કહેવાય ને તે પછી તેજ કરાય એવો મારો નિશ્ચય છે જે મારાં ભાગ્યમાં હશે તે થશે. હવે તમે જે કહેશો તે વૃથા છે. અશ્વપતી બોલ્યા કે-પુત્રી! સત્યવાન સર્વ રીતે યોગ્ય છે પરંતુ તેનું આયુષ્ય ઘણું ટુંકું છે. એક વર્ષમાં તેનું મરણ થશે ત્યારે તું પતિ વગરની થઇશ. પતિ એ નારીનું ભૂષણ છે. "નારીણાં ભૂષણં પતિ ॥" પતિ વગરના સ્ત્રીનું જીવન વૃથા છે. વિધવાપણાનાં સંકટો કેવાં દુઃખ અને ભયાનક છે. તેનો ખ્યાલ પતિ વગરની સ્ત્રી સિવાય બીજા કોઇના મનમાં ભાગ્યેજ આવતો હશે. પતિ વગરની સ્ત્રી પોતેજ એકલી દુઃખી થાય છે એમ નથી પરં-તુ તેણીનાં માત પિતાની જીંદગી ધૂળ મળી જાય છે માટે તારા

જેવી ડાહી પુત્રીએ હઠ કરવી નહિ જોઇયે તું મને રજા આપ એ ટલે હું દેશોદેશના રાજાઓને આમંત્રણ કરી સ્વયંવરની તૈયારી કરૂં, તેમાંથી તું મનપસંદ પતિને શોભાને વરજે. **સાવિત્રી** બોલી–પિતાજી ! આપની આજ્ઞાને ક્ષમા કરો. મારે માટે આપની ઘણી કાળજી છે તેથી હું આપની આભારી છું પણ હું જે પતિને મનથી વરી ચૂકી છું એજ મારો પતિ છે તે સિવાય બીજા કોઇ સાથે વરવા હું ખુશી નથી. ભવિષ્યમાં મારે વિધવાપણાનું દુઃખ માંડયું હશે તો કોઇ મિથ્યા કરી શકનાર નથી. આ અનિત્ય સંસારમાં કાંઇ નિત્ય નથી. જેણે જન્મ ધર્યો છે તેને એકવાર નાશ થવાનો છે વહેલા મોડું મરણ પ્રાણી માત્રને છે. તે કોઇનું અટકાવ્યું અટકતું નથી. મૃત્યુની ઉત્પત્તિ શરીરની ઉત્પત્તિ સાથેજ છે મૃત્યુ તો પ્રાણીની ખરી પ્રકૃતિજ છે. માટે તેથી શામાટે ડરવું ! **સાવિત્રીના** પિતાએ જાણ્યું કે **સાવિત્રી** પોતાનો કરેલો દૃઢ નિશ્ચય કદી ફેરવે એવી નથી તેથી સદા દૈવજ પ્રબળ છે. છેવટે તેની માતાએ આવી પૂછવા માંડયું કે મારી લાડકવાઇ પુત્રી ! તારા મનનો વિચાર મને ચોખ્ખી રીતે જણાવ. તારા મુખની શોભા ચંદ્ર વગરના કુમુદની પેઠે કેમ નાસી ગયેલી છે? બહેન ! તારૂં દુઃખ જોઇ મારૂં મન બહુ બળ્યા કરે છે. શું તારા પિતા તારૂં રૂડું થવા માટે જે બોલે છે તે તને ગમતું નથી કે કેમ ? સ્વયંવરની વાત થતાં રાજપુત્રીને અત્યંત આનંદ થવો જોઇએ તેને બદલે તું આવો મોટો ઉદ્વેગ કેમ કરે છે ? મારી સાથે છૂટથી વાતચિત કર એટલે મનનો મુંઝારો મટે. **સાવિત્રી** બોલી માતુશ્રી ! મારા અવિનયની ક્ષમા કરશો. મારા મનની વાત હું તમારા પાસે કહી સંભળાવું છું, તે સાંભળી તમને યોગ્ય લાગે તે કરશો એમ બોલી **સાવિત્રી** કહેવા લાગીકે– સ્નેહમૂર્તિ માતા ! આ વિશ્વમાં સકળ મનુષ્યોને યંત્રમાં ગોઠવેલાં પૂતળાંઓની પેઠે પરાધીન પણે નચાવનાર કોઇ આદિ પુરૂષ અંતર્હિતજ રહેલ છે. તેની મરજીનું ઉલ્લંઘન કરવા માટે કોઇ પણ મનુષ્ય સમર્થ નથી. પુરાતન સંસ્કારો રૂપ યંત્રની ગતિમાં આવી પડેલું મનુષ્ય સુખ કે દુઃખને પોતાની પાસે આવતાં કદી પણ અટકાવી શકતું નથી, મારૂં સુખ ઇચ્છવું એજ તમારૂં કર્તવ્ય છે. પરંતુ મને સુખ આપવું એ તમારી અને મનુષ્ય માત્રની સત્તા બહાર જાય છે. સુખ અને દુઃખ એ બન્નેનું કાળ ક્રમે ક્રમે કરીને ભક્ષણ કરી જાય છે. તો એવા અનિશ્ચિત સુખ

માટે આ લોક અને પરલોકમાં સહાય કરનારા ધર્મને છોડી હું મારૂં રક્ષણ શી રીતે કરી શકુ ? તમે પણ કબુલ કરશો કે એક પતિને વરી ચૂકેલી નારી કદી પણ કન્યા કહેવાય નહિ. અને કન્યાપણાથી મુક્ત સ્ત્રીનો વિવાહ થાયજ નહિ. હું સત્યવાનને મનથી વરી ચૂકેલી છું તો હવે સ્વયંવરની સમ્મતિ કેમ આપી શકું? **સકૃત્ કન્યા પ્રદીયતે** ! એક વખત કન્યાદાન થાય એ શિષ્ટાચારનું હું ઉલ્લંઘન નહિ કરી શકું જેને હું મનથી વરી ચુકી છું તે ભલે દીર્ઘાયુ હોય અથવા અલ્પાયુ હોય, ગુણવાન હોય અથવા નિર્ગુણ હોય તોપણ તેને છોડીને હું બીજાને કદીપણ વરનાર નથી આથી તેનાં માતા પિતાએ જાણ્યું કે સાવિત્રી પોતાનો દૃઢ નિશ્ચય કદી ફેરવે એવી નથી તેથી સદા દૈવજ પ્રબળ છે. એમ ધારી નારદજીનું છેટનું વચન યાદ લાવી, તેને સત્યવાન સાથે પરણાવવાનો નિશ્ચય કર્યો રાજાએ વિવાહની સામગ્રિ તૈયાર કરવા સાથે પ્રધાન, રાજગુરૂ, રાણી માલવી વગેરે સ્ત્રીઓ સહિત સાવિત્રીને વનમાં તેડી જઇને સત્યવાન સાથે વિધિસર પરણાવી. કેટલીક પહેરામણી આપી. સૌએ પુત્રીને મળી રાજધાનીમાં આવવાની તૈયારી કરી માતા માલવી સાવિત્રીને છાતી સાથે દાબી આંખોમાં આંસુ લાવી બોલી-પુત્રી ! ડાહી થજે તારા સાસુ સસરાની અને પતિની સેવા કરજે તારા માવતરની ખાનદાનીનો આધાર તારી ચાલચલગતપર રહેલો છે તે તું યાદ રાખજે. હવે તું આ વનને સુંદર નગર સમાન માનજે. તું તારા સાસુ સસરા અને પતિની આજ્ઞા પ્રમાણે ચાલી તેમને સદા રાજી રાખજે. તેથી જરાપણ વિરૂદ્ધ ચાલીશ નહિ. સત્સંગ કરી સદાચારથી ચાલી કીર્તિ વધારજે. હવે અમો તારી રજા માગીએ છીએ. તું જરા પણ દીલગીર થઇશ નહિ. મહારાણી શૈબ્યા ! આ પુત્રી સાવિત્રીને હવે તમારૂં બાળક સમજજો. એમાં કાંઇ ભૂલ પડે તો તે સુધારજો હવે એ પુત્રી મારી નહિ પણ તમારીજ છે કારણકે પુત્રી અને પુત્રવધૂએ બન્ને સમાન સ્નેહને પાત્ર ગણાય છે. આ પ્રમાણે માલવી રાણી બોલી રહ્યા પછી તેમના તરફથી યોગ્ય ઉત્તરો મળતાં તેઓ સર્વ પરસ્પર ભેટી જુદાં પડ્યાં.

સાવિત્રી મનગમતો પતિ મેળવી મનોજ આનંદ પામી. પછી વનવાસને યોગ્ય વલ્કલો ધારણ કરી મન, વચન અને કર્મવ-

ડ સાસુ સસરા તથા પતિની હમેશ સેવા કરવા લાગી જેમાં પ્રાયઃ એક વખત વ્યતીત થઇ ગયો સત્યવાનના આયુષ્યનો અવધિ નજીક આવવા લાગ્યો અને નારદ મુનિનાં વચને સાવિત્રીના ચિત્તને ઘેરી લીધું. નારદે કરેલા અવધિને હવેતો ફક્ત ચાર દિવસજ રહેલા છે. એમ ધારી તેણે વટ સાવિત્રીનું વ્રત આરંભ્યું. તેણે ત્રણ ઉપવાસ કરી ચોથા દિવસનું સવાર થતાં પૂર્વોક્ત ક્રિયા કરી. તથા સર્વ વૃદ્ધ તપસ્વિઓ તથા સાસુ સસરાને પ્રેમથી પાય લાગી અખંડ સૌભાગ્યના આશીર્વાદો મેળવ્યા પછી કાંધ ઉપર કુહાડો લઈ વનમાં જવા માટે તૈયાર થયેલા સત્યવાનની સમીપમાં આવી કહેવા લાગી કે હું આજે તમોને એકલા નહિ જવા દેતાં તમારી સાથે વનમાં આવીશ. જો તમે મારાપર પ્રેમ રાખતા હોતો આ બાબતમાં મને લેશ માત્ર પણ પ્રતિષેધ નહિ કરો. એવી હું આશા રાખું છું સત્યવાન બોલ્યો કે—જો તમારે આવવાની ઘણીજ ઇચ્છા હોયતો મારાં માતા પિતાની આજ્ઞા લઇ લો. પછી સાવિત્રીએ ત્યાં જઇ પ્રણામ કરી આજ્ઞા માગીકે પ્રફુલ્લિત થયેલ વનજોવાની મારા મનમાં ઘણાક દિવસની હોંશ છે. માટે દર્ભ તથા ફળફુલ લેવાને જતા તમારા પુત્રની સાથે મને પણ જવાની આજ્ઞા આપોતો તો ઠીક દ્યુમત્સેન તથા શૈબ્યાએ તેને ભોજન કરી જવાનું કહેતાં તેણે જવાબ આપ્યો કે મે સૂર્યાસ્ત થયા પછી ભોજન કરવાનો નિશ્ચય કરેલો છે. આથી તે બન્નેએ નિરૂપાય બની તેને કહ્યું કે ભલે સુખેથી જાઓ અને ત્યાં સાવચેતી રાખી વનનાં સ્થળો જોઇ પાછાં વહેલાં વળજો સાસુ સસરાની આજ્ઞા મળતાં સાવિત્રી સત્યવાનની સાથે વન પ્રદેશ જોવા માટે ચાલી. ત્યાં વિચિત્ર પશુ પક્ષીઓથી નેત્રને આનંદ આપતાં તે વનની અંદર સત્યવાન પણ તેને વિચિત્ર વૃક્ષો, મનોહર પક્ષિઓ, પશુંઓ અને સુંદર ફળ ફુલો બતાવવા લાગ્યો સાવિત્રી જોતી જોતી તેની પાછળ મહા ઉદ્યોગમાં ચાલી જાય છે. સત્યવાનને ફળફુલો લઇ પછી એક વૃક્ષમાંથી પોલ કુહાડા વડે લાકડાં કાપવા માંડયાં જેથી ઘણા શ્રમને લીધે પરસેવો તેને વળી ગયો. આ વખત તેના મસ્તકની અંદર એકદમ દર્દપૂર્ણ પીડા ઉપડી અને તે તરત સાવિત્રી પાસે આવી કહેવા લાગ્યોકે—સુંદરિ મારાં સર્વ અંગો અને હૃદય બળતાં હોય તેમ લાગે છે મસ્તકમાં અસહ્ય વેદના ઉપડી છે. અને મને કયાંય ચેન પડતું નથી. હું હવે ઉઠી શકતો નથી માટે જરા સુઇ જાઉં તો ઠીક આ વચન સાંભ

ળી જેની તમામ શકતી હરાઇ ગઇ છે, એવી સાવિત્રી મહાત્રાસ પામી તત્ત દોડી અને નીચે બેસી પોતના ખોળામાં તેનું મસ્તક રાખી સુવાડયો, તથા આંખો મીંચી ઉંડા વિચારની અંદર ઉતરી ગઇ. નારદ મુનિએ કહેલો તેજ દિવસ અને તેજ વખત આ છે; આવા વિચારે તેના હૃદયને સેંકડો પ્રકારે ફાડી નાંખ્યું. થોડીવાર થઇ તેટલામાં તો જ્યાં આંખો ઉઘાડીને જુવે છે ત્યાં સત્યવાનના પડખાંમાં કોઇ દેવપુરૂષને ઉભેલો તેણે જોયા. સૂર્ય સમાન તેજસ્વી, શ્યામ કાંતિવાળા, રકત વસ્ત્રો ધારણ કરનારા, રાતી આંખોવાળા અને હાથમાં પાશ લઇને ઉભેલા દેવને જોઈ પિતાના મસ્તકને હળવેથી નીચે મેલી હાથ જોડી કંપતા હૃદયથી સાવિત્રી બોલી કે દેવ ! તમે કોણ છો ? અહિં શા માટે આવેલા છો ? તેણે કહ્યું કે—સાવિત્રી ! તમે સતી સ્ત્રી છો તેમ તમારી સાથે બોલું છું કે હું યમરાજ છું ને આ તમારા પતિનું આયુષ સમાપ્ત થવાનું છે તથા તેને લેવા માટે હું આવેલો છું આ સાંભળી સાવિત્રી મહા દુઃખથી ખી ન્નઇ છાતી ફાટ રૂદન કરવા લાગી યમરાજ શત્યવાનના જીવને લઇ ચાલવા ગયા. સાવિત્રી પણ તેની પાછળ ચાલવા લાગી અને કહેવા લાગીકે—આ સંસાર માયા વાળો છે જગતમાં કોઇ અચળ નથી, મને સસારની વાસના નથી, આપ ધર્મ વડે પ્રજાને રંજીત કરનાર છો, તેથી ધર્મ રાજા કહેવાઓ છો મનુષ્યોને જેટલો પોતાનો વિશ્વાસ નથી તેટલો સત્ય પુરૂષોનો હોયછે સંકટની દશામાં પણ સત્ય પુરૂષજ એક ગત છે. તે કાંઈ પણ બદલાની ઇચ્છા વગર પરંતુ ભલું કરવામાં ખુશી માને છે સત્ય પુરૂષનાં દર્શન કલ્યાણકારી થઇ પડેછે. તે કદી નિષ્ફળ જતાં નથી. આપની સાથે વાત ચિતથી મારૂં દુઃખ વિસારે પડેછે.

યમ બોલ્યોકે સાવિત્રી! તમે ઘણે સુધી આવ્યાં, તમારા પતિનું ઋણ તમે ઉતરી ચુક્યાંછો, માટે હવે પાછાં વળો. અને સત્યવાનની ઉપર કિના કરો. સાવિત્રી બોલીકે જ્યાં મારા પતિને કોઇ લઇ જતુ હોય અથવા તે પોતે જ્યાં જતા હોય ત્યાં મારે જવુંજ જોઇએ એ સનાતન ધર્મ છે તપવડે, ગુરૂજનની ભક્તિ વડે, વ્રત વડે અને તમારા પ્રસાદ વડે મારૂં આવવું કોઈ પણ લોકમાં અટકે તેમ નથી. પંડિતો સાત પગલાં સાથે ચાલવાથી મિત્રતા માને છે તે મિત્રતાના સંબંધને લઇને હું આપને કહું છું કે હું કાંઇ

બીજી વાતની ઇચ્છા કરતી નથી પણ મારા સનાતન ધર્મનેજ મુખ્ય ગણુ છું તેથી તે ધર્મથી આપ મને જરા પણ ચ્રિત નહિ કરશો યમ કહે કે તમારી આગંભીર અને કોમળ વાણી વડે ઘણોજ સંતુષ્ટ થયોછું માટે તમે સત્યવાનના જીવિત વગર બીજુ ઇછેલ વરદાન માગો. સાવિત્રી એ કહ્યુંકે મારા સસરાદ્યુમત્સેન રાજા તથા મારી સાસુ શૈબ્યા રાણી જીઓ બેન પણે વનવાસને વેઠેછે તેઓ પાછાં દેખતાં થાવ. યમ–હેપુત્રી! તે માગેલું વરદાન મેં આપ્યું. હવે માર્ગમાં ચાલવાનો શ્રમ ઘણો પડયો છે માટે પાછી વળ. સાવિત્રી બોલીકે પતિની સમીપમાં શ્રમ વળી શાનો ? જ્યાં મારા પતિને લઇ જશો ત્યાં મારૂ પણ આવવુંછે એમ જાણો વળી સાંભળો કે સત્પુરૂષ નો સમાગમ કદી પણ છોડવો નહિ જોઇએ. યમ-- પંડીતોની બુદ્ધિને પણ વૃધારનાર અને મને ગમ ગમતુ હિત વચન તુ બોલી તેથી વળી સત્યવાનના જીવિત વગર બીજુ વરદાન માગી લે. સાવીત્રી પુર્વે મારા સસરાનુ રાજ્ય તેના શત્રુઓએ લઇ લીધુંછે તે રાજ્ય તેને પાછુ મળો. યમ– તારા સસરાનું રાજ્ય તેને પાછુ મળશે, હવે તુ પાછી વળ. સાવિત્ર– આપ સકળ પ્રજાને ધર્મ ના નિયમમાં ચલાવનાર હોવાથી યમ કહેવાઓ છો. માટે મારી વાણી સાંભળો, મન, વચન અને કર્મવડે પ્રાણી માત્રનો દ્રોહ ન કરવો, તેનો અનુગ્રહ કરવો તથા તેને દાન આપવાં આ પુરૂષોનો ધર્મછે અને સત્પુરૂષોનોતો સ્વભાવજ છે કે શરણે પ્રાપ્ત થએલ શત્રુ હોય અથવા મિત્ર હોય તો પણ તેના પર દયા કરવી યમ--. તૃષાતુરને જળ સમાન તૃપ્તિ આપનારૂં આ તારૂ વચન સાંભળી હુ સંતોષ પામ્યોછુ માટે તુ આ સત્યવાનના જીવિત વગર ત્રીજુ વરદાન પણ માગીલે. સાવિત્રી-- મારા સંતાન વગરના પિતાને સો પુત્રો થઇ તેના વંશની વૃદ્ધિ થાય. યમ–તારા પિતાને અતિ તેજસ્વી સો પુત્રો થશે તારી ઇચ્છા પાર પડી હવેતુ પાછી વળ. કારણકે ઘણે દુર આવેલી છે, સાવીત્રી— મને પતિની સાથે ચાલી આવતાં આ કાંઇ પણ દુર જણાતુ નથી આપ ચાલતાં ચાલતાંજ વળી મારી વાણી સાંભળો આ ધર્મવડે પ્રજાને રંજન કરનાર હોવાથી ધર્મરાજા કહેવાઓ છો. મનુષ્યોને જેટલો પોતાને વિશ્વાસ નથી હોતો તેટલો સત્પુરૂષો નો વિશ્વાસ હોય છે. યમ–તારા વગર બીજા કોઇના મુખથી મેં આવું વચન કોઇ દિવસ પણ સાંભળ્યું નથી. માટે આ સત્યવાનના જીવિત વગર કંઇ ચોથું વરદાન માગ, સાવિત્રી—મને સત્યવાન

થી સો ઔરસ પુત્રો થાય, એ હું ચોથું વરદાન માગું છું. યમ—તને બળવાન અને પરાક્રમી સો પુત્રો થશે. હવે વિશેષ પરિશ્રમ ન પડે માટે તું અહીંથી પાછીવળ. સાવિત્રી—સત્પુરૂષો ધર્મને કદી છોડતા નથી. સજ્જનોને સત્પુરૂષોનો સમાગમ કદી પણ નિષ્ફળ થતો નથી. સત્પુરૂષો સત્યવડે સુર્યને ચલાવે છે. તપ વડે પૃથ્વીને ધારણ કરી રહેલા છે. અને પ્રાણી માત્રની સંકટ દશામાં પણ સત્પુરૂષજ એક ગતિ છે. તે કાંઇ પણ બદલાની ઇચ્છાન રાખતાં પારકું ભલુંજ કરે છે. સંસારનું રક્ષણ કરનારા સત્પુરૂષોનો પ્રસાદ અફળ થતો નથી. યમ—પુત્રિ સાવિત્રી! ગંભીર અર્થ વાળું, સુંદર પદોવાળું, મનને અનુકૂળ પડતું અને ધર્મથી અવિરૂદ્ધ તારૂં બોલવું હું જેમ જેમ સાંભળું છું તેમ તેમ તારે તારે માટે મને ઘણુંજ ઉંચા વિચારો આવતા જાય છે. માટે હે પતિવ્રતા! હજુ અતિ ઉત્તમ વરદાન માગીલે. સાવિત્રી—પતિ વગરની પત્ની મૃત તુલ્યજ છે. માટે આ મારા નાથ જીવતાર થાઓ. એ વરદાન હું માગું છું. વળી:—પતિ વગર સુખ, સ્વર્ગ, કાંઇ પણ પ્રિય પદાર્થ કે જીવિતને પણ હું ઇચ્છતી નથી. તમે મને સત્યવાનથી સો પુત્રો થવાનું વચન આપી ચૂકેલા છો. તો પણ મારા પતિને લઇ ચાલ્યા જાઓ છો, માટે હું માગું છું કે આ સત્યવાન જીવિતને પ્રાપ્ત થાઓ અને આપનું સત્ય જળવાઓ. યમ—(હાથમાંથી ઝટ પાશને છોડી દઇ) કુલ નંદિનિ! આ તારા પતિને મેં પાશથી મુક્ત કરી દીધો. તે ચારસો વર્ષ સુધી અનેક યજ્ઞો અને ધર્મો કરી ખ્યાતિ મેળવશે અને તેનાથી તને જે સો પુત્રો થશે તે સાવિત્રી નામના ક્ષત્રિયો કહેવાશે. અને તારા પિતાને જે સો પુત્રો થશે તે તારી માતાના નામથી ઓળખાશે એટલે માલવ ક્ષત્રિયો કહેવાશે. આવ કહી યમરાજા પોતના સ્થાનક પર ગયા. કે તરત સાવિત્રી પોતાનો પતિ જ્યાં હતો ત્યાં આવી તેનું મસ્તક ખોળામાં લઇ બેસી ગઇ. કેટલીક વારે સત્યવાન સાવચેતીમાં આવતાં સાવિત્રીને કહેવા લાગ્યો કે અરે! મને સુતાં ઘણો વખત થયો છતાં કેમ જગાડયો નહિ? કોઇ કાળ પુરૂષ મને ઘસડી જતો હતો તે સ્વપ્ન હતું કે ખરી વાત? સાવિત્રીએ કહ્યું કે સર્યાસ્ત થઇ ગયો છે અને ઘોર અંધકાર મય રાત્રિનો પ્રચાર થઇ રહ્યો છે માટે પ્રથમ તો તમારા માતા પિતા પાસે જલદી ચાલો. એ વાત હું

તમોને કાલે કહીશ. સત્યવાન બોલ્યા કે-મને: પાસ બેસાડવાં થ-તી વ્યથા બંધ પડી ગઇ છે. અને અંગ પણ સ્વસ્થ થયેલ છે. પણચાલ વાની શક્તિ ઘણી હઠી ગઈ છે. તો પણ ચાલો. માબાપ મા-તા પિતા આપણા વગર ઘણોજ કલ્પાંત કરતાં હશે અને જો ન પહોંચીયે તો તેઓ પોતાના જીવિતનો પણ ત્યાગ કરે. એમ કહી સાવિત્રીના અવલંબ નથી પોતાના આશ્રમ તરફ સત્યવાન ચા-લવા લાગ્યો આ તરફ દ્યુમાસેન તથા શૈબ્યા રાણી પોતાનો પુત્ર અને વધુ સુર્યાસ્ત થતાં સુધી પણ નહિ આવતાં ઘણી ઘણી શોક કરી થાકી ગયાં અને મહા કષ્ટ પામ્યાં તેઓને ચક્ષુની પ્રાપ્તિ થઇ. પણ પોતાનાં ખરાં ચક્ષુ કયાંય ગુમ થઈ જવાથી તેઓનાં હ-દય ભેદાઇ ગયાં હતાં અને મુનિયો તેમને ધારણા આપતા હતા. આ વખત સાવિત્રી અને સત્યવાન બન્ને ત્યાં આવી પહોંચ્યાં સ-ર્વનો શોક શમી ગયો. બ્રાહ્મણો દ્યુમસેનને જોઇ આનંદ પામ્યા અને આશિર્વાદો આપવા લાગ્યા આ વખત ત્યાં હાજર થયેલા ગૌ-તમ ઋષિએ સાવિત્રીનો પ્રભાવ જાણી લઇ તેને દ્યુમસેન તથા શૈબ્યાને અકસ્મત ચક્ષુની પ્રાપ્તિ થવા વિષે ખબર હોયતો જ-ણાવવાનું કહેતાં સાવિત્રીએ વનમાં બનેલી બધી હકીકત કહી બ તાવી૦ દ્યુમત્સેન, શૈબ્યા તથા સર્વ મુનિઓ સાવિત્રીનાં વખા ણ કરવા લાગ્યા અને આકાશમાંથી સતીવિજયને. સૂચનાર પુષ્પ વૃ-ષ્ટિ થઇ, આ બધું એક નિષ્ઠાથી પતિવ્રતા પાળનારી સાવિત્રીનાજ પ્રતાપનું ફળ હતું, કે જેણે રાજવૈભવોને પણ તજી દઇને એક ધં-ર્મ ઉપરજ શ્રદ્ધા રાખી હતી. મનુષ્યોને ધર્મજ તારે છે: બધો પ્ર-તાપ વટસાવિત્રીના વ્રતે કરીનેજ હતો, તે આજે પણ જેઠ સુ-દી ૧૪ને દહાડે સ્ત્રીઓને સૌભાગ્ય વર્દ્ધક ગણાય છે. ધન્ય છે સા-વિત્રી !!!

## તારા.

આ સુંદરી કિષ્કિંધાના ભૂપતિ વાલિની પત્નિ અને અંગદની માતા થાય. તે સુંદર રૂપ અને ગુણવાળી હતી. તેનો પતિ વાલિ પોતાના લઘુ બંધુ સુગ્રીવથી કપટ કરી રાજ્ય પચાવી પડયો હતો. તે માટે તારાએ પોતાના પતિને કહ્યુ હતું કે પ્રિય સ્વામિનાથ! સુગ્રીવ તમારો માનો જણ્યો લઘુ બંધવ છે, તેથી

સાથે ફાંસ છોડી દઈ તેને તરત વ્યાભિષેક કરો. અને તેની સ-
લ્લાહ કરી સુખને પ્રાપ્ત થાઓ. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે-નના
ભાઇને પુત્ર સમાન ગણી તેને વિદ્યા ભણાવી પાલન કરવું જોઈએ
માટે બાંધવોથી વિરૂદ્ધ રહેવું એ મહાન મનુષ્યનું કર્તવ્ય ગણાય ન
હિ. તેથી જો તમો મારા સારૂં કરવા ઇચ્છતા હો તો મારૂં દીનતા-
યુક્ત કહ્યું માનો. આ પ્રમાણે તે કહેતી. વળી પણ વિપત્તિની વે-
ળાએ તે પોતાના પતિને યોગ્ય સલાહ આપતી કારણકે તે નની
પણીજ રાજનીતીમાં બહુ પ્રવિણ હતી, તે સલાહ આપતી તેમાં
એક તિલ પણ ફેર પડતો નહિ, જ્યારે રામ લક્ષ્મણ સતી સી-
તાની શોધને અર્થે ઋષ્યમૂક પર્વત પર આવ્યા ત્યારે સુગ્રીવે સી-
તાજીની નિશાની રૂપ જે વસ્ત્રાલંકારો હતાં તે તેની પાસે મુક્યાં.
અને સતી સીતાજીને લંકાપતિ રાવણ લઇ ગયો એમ જણાતા
સુગ્રીવે રાવણ સાથે યુદ્ધ કરવા સુચવ્યું અને તેમાં બનતી મદદ
આપવા વચન આપ્યું. આથી રામ તથા લક્ષ્મણ બહુ પ્રસન્ન થ-
યા. અને વચન માગવા કહ્યું તેથી સુગ્રીવે પોતાનું સઘળું દુઃખ
રામની પાસે નિવેદન કર્યું આથી તેણે વાલી સાથે યુદ્ધ કર્યું; અ-
ને સુગ્રીવને કિષ્કિંધાનું રાજ્ય પાછું અપાવ્યું. રણભૂમિમાં પોતા-
ના સ્વામી વાલીના મરણને શરણ થવાના ખબર સાંભળી સતી
તારા પોતાના પુત્ર અંગદને સાથે તેડી પોતાના પતિનું શબ હતું
ત્યાં આવી, અને શબ પાસે બેસી કલ્પાંત કરતી હૈયા ફાટ રૂદન
કરવા લાગી અને શ્રી રામચંદ્રજીને કરજોડીને કહેવા લાગી કે
હે રઘુકુલ ભુષણ ભુપ શ્રી રામચંદ્રજી ! મારા સ્વામીને આપે
શા કારણે માર્યા ! હું પતિવ્રતા સ્ત્રી પણ વિધવા કરી અને સરીર
ના શૃંગારથી વિહીન કરી. માટે મને પણ એક બાણ મારો જેથી
મારા પ્રાણ મારા પતિના પ્રાણ સાથે મળી સ્વર્ગનું સુખ ભોગવવા
શક્તિમાન થાય. શાસ્ત્રમાં પણ કહેલું છે કે પતિવ્રતા સ્ત્રીએ પોતાના
પતિવગર રહેવું નહિ. સતી સ્ત્રીને પોતાનો પતિજ પ્રાણ છે, પતિ
વગરની સ્ત્રી જીવતાંજ પ્રાણ વગરની સમજવી જુઓ કે જળથી જુ-
દી પડેલી માછલી ઘડીભર પણ રહી શકતી નથી તેમ પતિ વગરની
સ્ત્રી પણ તેવીજ જાણવી.

હે પ્રભુ ! તમે મારાં સઘળાં દ્રવ્યનો નાશ કર્યો. તમે મને
સ્વપરોભાથી રહિત બનાવી આ પ્રાણથી રહિત થયેલો દેહ મધરહિ.

ત મધપુડાના ખાલી ખોખાં બરોબર છે. તેમ તમે મારા પતિરૂપી મ
ધપુડાના મધનો લય કરીમને ખોખા રૂપ કરી. હવે આ પ્રાણથી રહિ-
ત થયેલું ખોખુ રાખીને હું શું કરૂં ! હે રાઘવ મને તરત બાણ
મારી મારો મોક્ષ કરો. આમ કહેતી રૂદન કરવા લાગી. આ શો-
જનક દેખાવ જુએ તેવા કઠણ હૃદયનો માણસનું તો તેનું હૃદય પી-
ગળી ગયા વગર રહે નહિ. આવા વિલાપથી રણભુમિમાં હાહાકાર
થઇ રહયો, રામચંદ્રજીએ કહ્યું કે પતિવ્રતે ! તું આ માટે કલ્પાં-
ત કરે છે? જે ભાવિ બનવાનું છે તે કદિ પણ મિથ્યા થતું નથી.
સતી ! તું કોનો શોક કરેછે? જો તું દેહનો શોક કરતી હો તો તે
દેહ તારી પાસે છે. તેનો શોક કરવો વૃથા છે. વગેરે આત્મ જ્ઞાન
સંબંધી કેટલીક વાતો કરી સતી તારાને જ્ઞાનનો માર્ગ બતાવ્યો
અને તારાએ શ્રી રામચંદ્રજીના ચરણમાં મસ્તક નમાવી તેની
પાસેથી આશિર્વાદ મેળવ્યો કે હે તારા! આ જગતમાં તારૂં નામ
ચિરસ્થાઇ રહેશે. પછી વાલીનો શબને અગ્નિ સંસ્કાર કરી સુગ્રી-
વ તેની ક્રિયા કરી. તારાના પુત્ર અંગદે રામ સાથે રહી લંકા
માં રાવણ સામે યુદ્ધ કર્યું યુદ્ધના આરંભમાં અંગદ સલાહ ક-
રવા માટે રાવણ પાસે ગયો હતો અને ત્યાં તેને ઘણું ચાતુર્ય બતા
વ્યું હતું આજે પણ લોકો તેને અંગદ વૃષ્ટિ એવું નામ
આપે છે. તે વધારે તારાનોજ પ્રતાપ કે તેણે પોતાના પુત્રને વિદ્યા
ભ્યાસ કરાવી હુશીઆર કીધો. ધન્ય છે તારા! તારા સત્યવ્રતને!!!

## મંદોદરી.

સતી મંદોદરી મયદાનવની પુત્રી, અને લંકાપતી રા
વણની સ્ત્રી થાય. તે રૂપમાં, તેજમાં, વિવેકમાં નીતિમાં, ધર્મમાં,
વિચારમાં, તેમજ જ્ઞાનમાં મહા પ્રવિણ હતી, તેને પેટે ઇંદ્રજીત ના
મનો મહા બળવાન પુત્ર પેદા થયો. મંદોદરી ઉપર રાવણની પુ-
ર્ણ પ્રીતિ હતી રાવણ સ્વભાવે ક્રુર. દુષ્ટ હૃદયનો, ભયાનક અને
બળીઓ હતો. તેવા ક્રુર રાજાને પણ મંદોદરીએ વશ કરી સ-
ખ્યો હતો. જનક રાજાને ત્યાં સ્વયંવરમાં જોયેલી સીતાને જોતાંજ
તેની બુદ્ધિ ભ્રષ્ટ થઇ. આ વાતની મંદોદરીને ખબર પડતાં તેણે
રાવણને કેટલોક ઉપદેશ આપ્યો હતો પરંતુ તેણે તે સર્વ મિથ્યા
માની રામની પત્નિ સીતાનું હરણ કર્યું તેથી મંદોદરીએ કહ્યું
કે હે પ્રાણેશ! તમો રામની સ્ત્રી સતી સીતાનું હરી લાવ્યાતે

બહુ અન્યાય આદર્યો. પરસ્ત્રીને રાજાએ માતા સમાન જાણવી જોઇએ જે પુરૂષ પરસ્ત્રીની આશા રાખે છે તે કદિપણ સુખી થતો નથી. આ જગતમાં છાતી ઉપર પથ્થર બાંધી સમુદ્ર ઉલ્લંઘે એવો સામર્થ્યવાને કોઇ પુરૂષ છેજ નહી અને જે હાથે કરી વિશપાન કરે તે કદી પણ અમર રહી શકે નહી. માટે તમે પાછા જઇ સીતા રામને સોંપી દ્યો. નહિતર રાજપાટનો અને કુલનો સંહાર થશે. સ્ત્રીનાં શીલનો ભંગ કરવો અને સતી સંતાપવી, એના જેવું બીજું કોઇ પણ અધર્મ નથી, વળી પણ સર્પના મુખમાં હાથ નાંખશું તો શું તે દંખ દીધા વગર રહેશે કે? નહિજ માટે હે સ્વામિ? રામની સામે વેર કરવામાં કયા મહત્ સુખો પ્રાપ્ત થશે! તમારી આ દાસીનું કેહું મનમાં લાવીને સીતા શ્રીરામને પાછાં સોંપી દ્યો. શ્રી રામ મનુષ્ય નથી પરંતુ પરમાત્મા છે તેમની સાથે વેર કરીને તમે તેમનો અપરાધ કર્યો છે તો પણ તેને શરણે જશો તો તે તમારા ઉપર દયા કરશે. તે મહા દયાળુ છે. વળી પણ તમે કહો તો હું રામને શરણે જઇને સ્તુતિ કરૂં કે જેથી સર્વનું મરણ મટે. આથી રાવણે કહ્યું કે સતી! તું શીદને ચીંતા કરે છે! ગમે તેવો મનુસ્ય હશે તેને પણ મરણને શરણ થવું પરે છે. હું રામને સીતા કદી પણ આપીશ નહિ. રાવણનો આવો હઠ જોઇ મંદોદરી એ સીતા પાસે આવી તેના ચરણમાં મસ્તક નમાવ્યું આથી બન્ને પરસ્પર ખુશી થયાં. સીતા માતા! હું આપના મહત્ દર્શનથી મારાં ધન્ય ભાગ્ય સમજું છું આપ અખિલ બ્રમંડની માતાછો અને રામચંદ્રજી જગતના પિતાછે વગેરે વગેરે વાતો કરતી હમેશાં રાવણ ન જાણે તેવી રીતે તે સીતા પાસે આવતી તેને સીતાજી પાસેથી સત્ય પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન થયુ અને તેણે તેના ખરા સ્વરૂપને ઓળખી પ્રદક્ષિણ કરી તેમની સ્તુતી કરી કે હે કલ્યાણી! તમે માયાનુ સ્વરૂપ છો, એમ મેં અત્યારેજ જાણ્યુ. તમારાથી મને મારા સત્યસ્વરૂપનું જ્ઞાન આવ્યુ. આપે આજે મને બ્રહ્માનંદનો લહાવો આપી મારો સંશય દુર કર્યો. સત્સમાગમથી ખરેખર લાભજ થાયછે. આમ કહી સીતાજીને માતા સમાન ગણી તેની પ્રદક્ષિણા કરી પોતાના મંદીરમાં આવી અને રાવણના પગમાં પડીને કહેવા લાગીકે— પ્રિયતમ! સીતા મનુષ્ય નથી પણ સાક્ષાત જગતની જનેતાછે. તો તમે તેનાપર કુદ્રષ્ટિ કરશો તોકદી

પણ કુશળ રહેશો નહિ. તેને હરી લાવવાથી આપણું ભવિષ્યમાં બુરૂ થશે. હજું પણ સમજો છો હઠ છોડી એ સીતાને શરણે જઇ ક્ષમા માગો સતી સ્ત્રીનો કોપ મહા અનર્થ કારી છે સતીને દુભવનારનું કદિ પણ સારૂ થતું નથી, માટે સીતા રામને સોંપી દઇને કરેલા પાતકનો નિવારણને માટે પ્રાયશ્ચિત આદિ યજ્ઞ કરી દોષથી મુક્ત થાઓ. આ પ્રમાણે મંદોદરીએ સતી સ્ત્રીના ધર્મને પ્રમાણે પતિને નેક સલાહ આપી. પરંતુ

**રાવણે મંદોદરીને** કહ્યું કે- સતી! તારૂ વદવું સત્યછે. પરતુ મેં **રામ** સાથે વૈર કર્યું છે તે સહુ કોઇ જાણેછે ના હું **સીતા રામને** સોપૂતો મારો પુરૂષાર્થ નિષ્કામ થાય. અને મારૂ જીવવું વૃથા થાય તેથી હું **રામને** કદી પણ નમીશ નહિ. કાયર થવા થી જીવવાનું સાર્થક નથી આ અસાર સંસારમાં કોઇ અમર પદને પામ્યો નથી જે કાંઇ મનુષ્યે પોતાના જીવતરમાં કેઇ પરાક્રમ કરી પોતાની કીર્તી નથી ફેલાવી તેના જીંતર વૃથા જાણવું સંસારમાં સર્વેને એકવાર મરણછેજ પુરૂષાર્થ વિનાનું પુરૂષનું જીવન નકામું ગણાયછે માટે હું **રામની** સાથે યુદ્ધ કરી જગતને મારૂ પરાક્રમ દર્શાવીશ **મંદોદરી** સમજી ગઇકે રાવણ કંઇ પણ મારૂ માને તેમ નથી. તેથી ચિંતા દિવસો ગાળવા લાગી. **રામ** અને લક્ષ્મણ વાનરોની સેના સાથે લંકાપર ચઢી આવ્યા. તે સમયે વિભીષણે રાવણને બહુ બહુ ઉપદેશ કર્યો પણ તે સઘળું, ભેંસ પાસે ભાગવત' જેવું થયું. **રાવણે** પોતાના યોધાઓને **રામની** સામે લડવા મોકલ્યા. તેઓનો **રામે** સંહાર કર્યો આથી **રાવણે** કુંભકરણ અને ઇંદ્રજીતને લડવા મોકલ્યા તેમને પણ **રામે** પરલોકના પ્રવાસી કર્યા છેવટ **રાવણ** પોતે રણમાં પડયો. **રાવણ** જેવો મહાન મનુષ્ય **સતી સીતા** ઉપર કુદૃષ્ટિ કરવાથી રાજ્યપાટથી ભ્રષ્ટ થઇ પરિવાર સાથે મરણ પામ્યો **મંદોદરી** જ્યાં પતિનું શીશ પડયુ હતુ ત્યાં આવી અને બહુ બહુ વિલાપ કરવા લાગી. અરે સ્વામી! મેં ઘણું ઘણું સમજાવ્યા પણ તમે માન્યું નહિ. અંતે સંતતિ અને સંપતિનો નાશ કર્યો ખરેખર શાસ્ત્રકારો કહી ગયાછે કે— **विनाशकाले विपरीत बुद्धिः** । તમે ત્રૈલોક્ય પતિ **રામ** સાથે વૈર બાંધ્યુ. **મંદોદરી** નો આવો કલ્પાંત સાંભળી **રામ** તેને કહેવા લાગ્યા કે હે સતિ! શા માટે વિલાપ કરોછો નાશ થવું તેતો જગતનો સ્વભાવજછે. વળી તમો જ્ઞાનવંત

થઇ આ નાશવંત દેહનો વૃથા વિલાપ શા માટે કરોછો! તમો જ્ઞાન દ્રષ્ટિએ વિચારીને જુઓ ને તેમાં શુ સત્યછે! મનુષ્યનાં સારાં કર્મોજ નરતાં પાછ રહી જાયછે તમારો પતિરાવણ ગમે તેવો હતો પરંતુ તમે તમારો સતી ધર્મ જોઇ હુ આશીર્વાદ આપુ છુ કે તમારી સ્રીઓમાં ગણના થશે, મંદોદરીએ વૃથા વિલાપ વિસારી દઇ પોતાના સ્વામીની તથા સંતતિ સર્વની દહન ક્રિયા કરી ધન્યછે તારી ધીરતાને ! ! !

રામાયણ

## સત્યવતી.

ગંગાને તીર એક મચ્છી મારને ઘેર મત્સ્યવતીનો જન્મ થયો હતો તેનું નામ મત્સગંધા પણ હતું. તે પંથી લોકોને હોડીમા બેસાડી ગંગાને પેલેપાર ઉતારવાનું કામ કરતી હતી. એકવખતે તેનું યૌવન પ્રફુલિત થયુ હતું ત્યારે પરાશર ઋષિ ગંગા ઉતરવા ને ગયા, મત્સ્યગંધ એ તેને હોડીમાં બેસારીહોડી ગંગાના કીનારા તરફ હાંકી હલેશાં મારતી મત્યસગંધાનુ રૂપ અને પ્રફુલ્લિત થયેલી કાંતી જોઇને ઋષિને કામવસના થઇ ઋષિએ તેની પ્રાર્થના કરી પણ પોતાના અંગોં મત્સ્યથી દુર્ગંધ આપનારા છે એવાં એવાં બહાનાં કહાડયાં. પરાશર તેના અગની દુર્ગંધ દુર કરવાં સુગંધી આપી યૌવન જેવુને તેવુ રહેશે. એમ વચન આપ્યુ અને મેઘના આવાહન ને લીધે સુર્યને ઢાંકી દઇ અંધકાર કર્યો. મત્સ્યગંધા તેમનુ આવુ બળ જોઇ તે પણ મોહ પામી તેનાથી તેને કાંતિવાળો અને બુદ્ધિવાન પુત્રની પ્રાપ્તિ થઇ આ પુત્ર ઉમ્મર લાયક થયો તેથી વનમાં જવાતેયાર થયો તે વખતે કહેવા લાગ્યોકે માતા! જે સમયે મારૂ કામ હોય ત્યારે મને સંભારજો એટલે હું આવીને હાજર થઇશ. આમ કહી તે વનને રસ્તે વિદાય થયો.

એક દિવસ શન્તનું મૃગયા કરતાં એક વનમાં આવ્યા. ત્યાં સુગંધ પસરી રહેલી તેનુ કારણ જાણવા આગળ ચાલ્યા. તો એક માછીને ત્યાં તેણે એ યોજનગંધા નામની કન્યા દીઠી કે કામથી વ્યાકુલ થઇ તે સાથે લગ્ન કરવાને લલચાયા. પણ માછી મારે કહ્યું કે તમે તમારા પુત્ર દેવવ્રતને યોગ્ય રાજ્યાભિષેક કર્યો છે. તેને ટાળીને મારી કન્યામાં તમને જે પુત્ર પ્રાપ્ત થાય તે પુત્રને તમારા પછી તમારા રાજ્યનો વારસ થાય એવો ઠરાવ કરી આપો. હું મારી કન્યા આપું. એ ઉપરથી અત્યંત કામાતુર થયેલા શન્તનુ

ઉદાસ રહેતા એ જોઈ ભીષ્મે ( દેવવ્રતે ) આગ્રહ કરી કારણ પુછી પિતાના મનનું સમાધાન કીધું અને પિતાનુ પ્રિય કરવાનું ઇચ્છાથી કેટલા એક વૃદ્ધ મંત્રી અને સંબધીઓને સાથે લઇ જઇ તે માછીને કહ્યું કે તમે જો તમારી કન્યા મારા પિતાને પરણાવો તો હું રાજ્ય ઉપરથી મારો હાથ ઉઠાવું છું માછી બોલ્યો કે મારી કન્યા છે તે મારા પોતાના વીર્યથી ઉત્પન્ન થએલ નથી; પણ એક મહાત્મા રાજાના વીર્યથી ઉત્પન્ન થએલ છે. એ કન્યાને માટે મોટાં મહીપતિઓનાં માગાં આવી ગયાં છે. મારી પુત્રી તમારા પિતાજ પરણે તો ભવિષ્યમાં મારી એ પુત્રીમાં જે પુત્ર ઉત્પન્ન થાય તેના તમેજ શત્રુ થાઓ. તમે જેના શત્રુ થાઓ તે કદી જય પામે નહિ કે જીવે નહિ. કદી તમે શત્રુ ન થાઓ તો તમારા પુત્રો તેના શત્રુ થાય. આ સાંભળી દેવવ્રતે કહ્યું જે હું બ્રહ્મચર્યજ પાળીશ અને કોઇ સ્ત્રી સાથે પરણીશ નહી. હું કોઇ પણ સ્ત્રીથી કોઇ છોકરાનો બાપ થઇશ નહી એ મારી પ્રતિજ્ઞા છે. દેવવ્રતે ઉદાર બુદ્ધિથી એ અદ્ભૂત પ્રતિજ્ઞા કરી તે ઉપરથી તે ભીષ્મ એ નામથી ઓળખાય અને માછી બોલ્યો કે હું તમારા પિતાને મારી કન્યા આપી ચુક્યો. ભીષ્મે સત્યવતીને માતા કહી રથમાં બેસાડી હસ્તિનાપુરમાં આવી બનેલ વૃતાંત સર્વ પિતાને કહી સંભળાવ્યું. શન્તનું પરણ્યા પિતાએ તેનાપર પ્રસન્ન થઇ વરદાન આપ્યું કે હે પુત્ર ! જ્યાં સુધી તમને જીવવાની ઇચ્છા હશે ત્યાં સુધી તમારા ઉપર મૃત્યુ ફાવી શકશે નહિ તમારી સંમતિ હશે ત્યારેજ મૃત્યુ તમને પ્રાપ્ત થશે.

શન્તનુ રાજાને તે નવી રાણી સત્યવતી ( યોજનગંધા ) થી ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય એ બે કુવરો અવતર્યા. મોટો કુવર ચિત્રાંગદ જુવાન થતાં પહેલાંજ શન્તુ મરણ પામ્યા. ત્યારે ભીષ્મ પોતાના વચન પ્રમાણે પોતાના સાવકા ભાઇ ચીત્રાંગદને રાજ્યાભિષેક કર્યો. તે પોતાનાં વીર પણાના અભિમાનથી સર્વ શત્રુઓનું અપમાન કરતો. એણે ધણાક રાજાઓને જીતી હસ્તિનાપુરને શોભાવ્યું હતું તેની માતાએ મોટાં રાજ્યનાં રાજ માતા તરીકે પ્રજા ઉપર સંપૂર્ણ પ્રીતિ રાખી બહુ કુશળતાથી ચંદ્ર વંશની શોભા પ્રમાણે કાર્ય બાર ચલાવવા માંડયો. ચિત્રાંગદ કુરૂક્ષેત્રમાં એક ગંધર્વ રાજા સાથે યુદ્ધ કરતાં મરણ પામ્યો. તેમ ભીષ્મે વિચિત્રવિર્યને નાની ઉમર છતાં પણ તેને રાજ્યાસન પર બેસાડયો

દ્વાપર યુગનો ૪૩ મો રાજા વિચિત્રવીર્ય જુવાન થતાં ભીષ્મ અને સત્યવતીએ તેને પરણાવવાનો વિચાર કર્યો. તે વખતે કાશીરાજાની અપ્સરાઓ સરખી ત્રણ પુત્રીઓનો સ્વયંવર થાય છે એ સમાચાર સાંભળી ભીષ્મ ત્યાં ગયા અને જોયું તો કન્યાઓ તો સુંદર છે એટલે સ્વયંવરના સમયની વાટ ન જોતાં ત્યાંના ૧૦૮ કુળના રાજાઓને જીતીને ત્રણ કન્યાને ઉપાડી હસ્તિનાપુર તરફ વળ્યા. શાલ્વદેશનો રાજા યુદ્ધ કરતો પાછળ પડયો તેને પણ જીત્યો. અહીં લગ્ન સમારંભમાં એ ત્રણમાંની મોટી અંબાએ કહ્યું કે હું મારા મનથી શાલ્વને વરી છું. એ ઉપરથી ભીષ્મે તેને રથમાં બેસાડી શાલ્વ પાસે મોકલી. શાલ્વે અંબાને કહ્યું કે તું બીજાને ઘેર રહી આવી માટે હવે હું તારી સાથે લગ્ન નહિ કરૂં અંબા પાછી ભીષ્મ પાસે આવી બોલી કે શાલ્વ ના કહે છે માટે મને પાછી તમારે ત્યાં રાખો ભીષ્મે કહ્યું કે તું અહીંથી ગઇ એટલે હવે રખાય નહિ એ અપમાન ન સહન થવાથી અંબાએ ક્રોધ કરી બદરીકાશ્રમમાં જઇ મોટું તપ કરી પરશુરામને પ્રસન્ન કર્યા અને તેમને તેડી લાવી. ભીષ્મે તેની સામા જઇ ઘણા માનથી પુજન કરી તેને નગરમાં લાવી રાખ્યા. પરશુરામે કહ્યું કે અંબાને તમારે ત્યાં રાખો અથવા મારી સાથે યુદ્ધ કરો. ભીષ્મે કહ્યું કે અંબાને રાખી શકીએ તેમ નથી આજ્ઞા હોય તો યુદ્ધને માટે મારી ના નથી. પછી શહેરની બહાર સત્તાવીશ દિવસ ગુરૂ શિષ્યે યુદ્ધ કર્યું ને ભીષ્મે પરશુરામને જીત્યા. જ્યારે ભાર્ગવ મૂર્છિત થતા ત્યારે ભીષ્મ તેની આસના વાસના કરતા. પછી પરશુરામે ભીષ્મને છાતી સરસા દાબીને કહ્યું કે મારી વિદ્યા તને પુરેપુરી પ્રાપ્ત થઇ છે. અને અંબાને કહ્યું કે મારો નિયમ પુરો થયો માટે હવે તું તારા પિતાને ઘેર જા. આમ સમજાવીને પરશુરામ પોતાને સ્થાનકે ગયા. અંબાએ ભીષ્મનો પ્રાણ લેવાને વનમાં ઘોર તપ કરી પોતાનો દેહ પાડી દ્રુપદ રાજાને ત્યાં અવતાર લીધો. દ્રુપદને પુત્ર નોહોતો તેથી રાણીએ કન્યાને બદલે પુત્ર અવતર્યો એવી વાત ચલાવી. દ્રુપદે એને દશાર્ણ દેશના રાજાની કન્યા સાથે લગ્ન કર્યું સ્ત્રી પુરૂષના એકાંતમાં માલમ પડતાં જણાયું કે મારો સ્વામી સ્ત્રી છે ને સ્ત્રીએ પોતાના પિતાને ત્યાં જઇ એ વાત કહી શિખંડી લજ્જિત થવાથી વનમાં નાસી ગઇ. અને ત્યાં અત્યંત રડવા લાગી

એવું બન્યું કે **સ્થુલકર્ણ** નામનો **કુબેરનો** ગણ ત્યાં આવી પહોં-ચ્યો ને એણે દયા આણી **શિખંડિનીને** આઠ દીવસની સરતે પોતાનું પુરૂષાર્થ આપ્યું ને તેનું સ્ત્રીત્વ પોતે લીધું એ **શિખંડિએ** નગરમાં આવી પોતાની **સ્ત્રીને** શાંત પમાડી એવો યોગ આપ્યો કે સરતના આઠ દિવસમાં **કુબેરે સ્થુલકર્ણને** સ્ત્રી રૂપે જોયોને એથી કોપાયમાન થઇ તેને શાપ દીધો કે **શિખંડિનો** દેહ રહે ત્યાં સુધી તું સ્ત્રીજ રહેજે એ રીતે **શિખંડિ** મરતાં સુધી પુરૂષજ રહ્યા.

**વિચિત્ર વિર્ય** પોતાની રાણીઓ **અંબિકા** તથા **અંબાલિ-કા** સાથે ભોગ વિલાસમાં નિમગ્ન રહેતાં ક્ષયથી અપુત્ર મરણ પામ્યો **ભીષ્મે** તેની ઉતર ક્રિયા કરી બન્ને પુત્રોના મરણથી સંતાપ પામે લી **સત્યવતીએ** ધર્મ અને વંશના રક્ષણનો વિચાર કરી **ભીષ્મને** કહ્યું કે **શન્તનુ** રાજાના પિંડ દાનનો અધિકાર અને વંશનો આ-ધાર માત્ર તમારા ઉપરજ છે. માટે હે નિષ્પાપ! તમે ધર્માત્મા છો. અને આપત્કાળના ધર્મોને સંપૂર્ણ રીતે જાણો છો. માટે પૂર્વજોના પિંડ દાનનો લોપ ન થાય અને વંશ વિધ્વંસ પણ ન થાય એમ કરો. **ભીષ્મે** ઉતર આપ્યો કે માજી! મેં તો જીવતાં સુધી બ્રહ્મ ચારી રહેવાની તમારા વાસ્તેજ પ્રતિજ્ઞા કરી છે. તે તમે જાણો છો ક્ષત્રિએ સત્યથી ભ્રષ્ટ થવું એ અધર્મ છે. ધર્મનો બાધ ન આવે અને ચંદ્રવંશ નિર્વંશ ન જાય એવો રસ્તો કરવો જોઇએ. **ભીષ્મનાં** આવાં વચન સાંભળી **સત્યવતી** મનમાં લજાતી લજાતી બોલી કે તમારૂં કહેવું બરાબર છે. મારી પણ એક રહસ્યની વાત છે. તે પ-ણ આપત કાળને લીધે તમને કહેવાને ઇચ્છું છું હું પહેલી યુવાવ-સ્થા હતી અને મારા પિતાની આજ્ઞા પ્રમાણે ધર્માર્થ મછવો ચલાવ તી હતી. તે સમયે એક દિવસ મછવામાંજ બેઠેલા **પરાશર** મુનિ-એ કામાતુર થઇ મને ક્રીડા કરવા કહ્યું. મેં ઉત્તર વાળ્યો કે હું દુર્ગંધી વાળી છું, કુમારી છું ને દિવસે ભોગ કરવામાં પાપ છે. પારા-શરે મંત્ર ભણી પાણી છાંટયું એટલે **યોજનગંધા** થઇ અને સુર્ય તરફ અંજલી છાંટી એટલે વાદળાંથી તે ઢંકાઇ ગયો. અને કહ્યું કે તને અપવાદ નહિ લાગે એમ કહી મને કેટલાંક વચનો અને વરદાનોથી લલચાવીને હોડીમાંજ મારો સંગ કર્યો હતો. મારા શરીરમાંથી માછલાના જેવો જે ગંધ હતો તેને ટાળીને આ

ઉત્તમ ગંધ આપ્યો અને મને કહ્યું કે તું આ નદીના બેટમાં મારા વીર્યથી રહેલા ગર્ભને જન્મ આપજે અને જન્મ આપ્યા પછી તું કન્યાજ રહીશ. **પરાશર** મુનિથી મને જે પુત્ર ઉત્પન્ન થયો છે તે મહા પ્રખ્યાત અને જેણે વેદની ગોઠવણ કરી જુદા પાડી, પોતાના શિષ્યોને વેદ ભણાવ્યા એ વેદ **વ્યાસ** ( **કૃષ્ણદ્વૈપાયન** ) છે. એ **બદ્રીકેદારના** અરણ્યમાં ચિરંજીવી છે. એ પોતાનો જન્મારો ભગવદ્ ભક્તિમાં કહાડવાને વનમાં વિચર્યા છે. એ **વેદ વ્યાસે** મને કહ્યું છે કે કષ્ટનાં સમયમાં મને સંભારજો માટે હે **ભીષ્મ** ! જો તમારી સંમતિ હોય તો હું એ **વ્યાસનું** સ્મરણ કરૂં. તે આવીને મારી આજ્ઞાથી તથા તમારી સંમતિથી **વિચિત્ર વીર્યની** રાણીઓમાં પુત્રને ઉત્પન્ન કરશે. **ભીષ્મની** સંમતિથી **સત્યવતીએ વ્યાસનું** સ્મરણ કર્યું, કે **વ્યાસ** તરતજ આવ્યા. ઘણે કાળે પુત્રને મળવાથી માતાને હર્ષાશ્રુ આવ્યાં, પુત્રનું આલિંગન કર્યું અને સત્કાર કરી આસન પર બેસાડયા. **વ્યાસે** માતાને પ્રણામ કરી કહ્યું કે માજી ! આપની શું ઇચ્છા છે ? જે ઇચ્છા હોય તે પૂર્ણ કરીશ. **સત્યવતીએ** કહ્યું કે પુત્રની ઉપર જેટલો પિતાનો અધિકાર છે તે કરતાં અધિક અધિકાર માતાનો છે. મ્હારે તમારાથી ન્હાનો **વિચિત્ર વીર્ય** નામનો પુત્ર હતો. તેને જેમ પિતાના સંબંધથી **ભીષ્મ** ભાઇ થાય છે તેમ માતાના સંબંધથી વમે ભાઇ થાઓ છો. **ભીષ્મે** પોતે કરેલી પ્રતિજ્ઞા પાળવા માટે તેને પરણવાની કે રાજ્ય કરવાની ઇચ્છા નથી. **વિચિત્ર વીર્ય** અપુત્ર મરણ પામ્યો છે. માટે તમે મારી આજ્ઞાથી તથા **ભીષ્મની** સંમતિથી તમારા દૂધ ભાઇની બે વિધવા સ્ત્રીમાં પુત્રોને ઉત્પન્ન કરો.

માનાં વચન સાંભળી **વ્યાસ** બોલ્યા કે માજી ! તમે ધર્મને સંપૂર્ણ જાણો છો. તમારી આજ્ઞા હું શીરપર ચડાવું છું પરંતુ તે સ્ત્રીઓએ એક વર્ષ સુધી મારા કહેવા પ્રમાણે વ્રત કરવું એ પછી શુદ્ધ થઇ મારા સમાગમમાં આવવું. **સત્યવતી** બોલી કે રાજા વગરના દેશની અનાથ પ્રજા દુઃખી થઇ નષ્ટ થાય છે અને તેની યજ્ઞાદિ ક્રિયાઓનો લોપ થાય છે માટે જેમ બને તેમ તરત પુત્રોને ઉત્પન્ન કરો. વ્યાસ બોલ્યા કે જો સમય વગર પુત્ર મેળવવો હોય તો તે સ્ત્રીઓએ મારાં વ્યાઘ્રચર્મ અને જટા કલાપવાળાં ભડકામણાં રૂપને સહન કરવું પડશે. જો મારા ગંધને વેષને અને ભયંકર દેહને સહન કરે તો

બને આજેજ મોટી રાણી ગર્ભને ધારણ કરે. **સત્યવતીએ** હા પા
ડી **અંબિકાએ** પવિત્ર વસ્ત્રાભૂષણ ધારણ કરી શયનમાં મારી વા
ટ જોવી એમ કહીને વ્યાસ અંતર્ધ્યાન થયા. **સત્યવતીએ** પોતા
ની મોટી વહુને એકાંતે કહ્યું કે હું તમને એક ધર્મની વાત કહેવા-
ની છું. આપણી વંશ વૃદ્ધિને માટે વ્યાસે તથા ભીષ્મે એક ધર્મ
માર્ગ બતાવ્યો છે તે વાત સફળ થવી તમારા હાથમાં છે. આ ન
ષ્ટ થયેલા વંશના તમે પુનરૂદ્ધાર કરો, અને ઇંદ્ર જેવા પુત્રને જન્મ
આપો એવી મારી ઇચ્છા છે.

આમ કહી ફરીએક વાત વહુને સંભળાવી આપત્કાળમાં ધર્મ
ની સમજ પડી માંડમાંડ સમજાવી. ઋતુસ્નાતા થએલી વહુને શય
નમાં સુવા મોકલતાં સાસુએ કહ્યું કે વહુ! આજ મધ્ય રાત્રે તમારો જેઠ ત-
મારી પાસે આવશે સાસુની આજ્ઞાથી શયનમાં જઇ સુતેલી **અંબિકા**તો
ભીષ્મનું આવવું તે કોઇ બીજા ભાયાતનું ચિંતવન કરવા લાગી
બરાબર મધ્ય રાતે **વેદવ્યાસ** આવ્યા. તેનું ભયંકર રૂપ, પીંગળી
જટા, અને પીંગળી દાઢી જોઇ **અંબિકા** આંખો મીંચી ગઇ.
**વ્યાસે** પોતાની મા **સત્યવતીનું** પ્રિય કરવાને **અંબિકાનો** અં
ગીકાર તો કર્યો, પરંતુ બહાર આવતાં માજીએ પુત્ર વિષે પ્રશ્ન ક-
રતાં જણાવ્યું કે માજી દશ હજાર હાથીઓના જોરવાળો, મહાભા-
ગ્યશાળી, મોટો પરાક્રમી અને અતિ બુધ્ધિશાળી પુત્ર જન્મશે અને
તે પુત્રને સો પુત્ર થશે પણ એ પુત્ર પોતાની માતાના દોષથી અં
ધ અવતરશે. **સત્યવતી** આથી ખેદ પામીને બોલી કે આંધળાને
રાજ્યનો વારસો મળે નહિ અને આ કુળનો એવો રાજા થાય એ
પણ યોગ્ય નથી. માટે મારી બીજી વહુ **અંબાલિકામાં** રાજ્યને
લાયક રૂપ ગુણવાળો પુત્ર ઉત્પન્ન થાય એમ કરો. માતાની આજ્ઞા
માથે ચડાવી **વ્યાસ** વિદાય થયા. નવ માસ પુરા થયે **અંબિકા**-
એ પૂત્ર ધૃતરાષ્ટ્રને જન્મ આપ્યો **સત્યવતીએ** આગળની પેઠે-
જ હવે નાની વહુ **અંબાલિકાને** માંડ માંડ સમજાવીને **વ્યાસને**
તેડાવ્યા. **વ્યાસ** એવેજ વેશે **અંબાલિકાને** પ્રાપ્ત થયા. **વ્યાસનું**
આવું રૂપ જોઇ **અંબાલિકાનો** મુખરંગ બદલાઇ પાંડુ જેવો થઈ
ગયો. **વ્યાસ** શયનગૃહ બહાર આવ્યા અને **સત્યવતીને** કહ્યું
કે તે પુત્ર ઉત્તમ ગુણવાળો અને રૂપવાળો થશે, પણ તેના
શરીરનો વર્ણ પાંડુ થશે પુરે માસે **અંબાલિકાને** સર્વ શુભ લ-

લક્ષણવાળો, કાંતિવાળો પણ પાંડુ વર્ણો પુત્ર જન્મ્યો તેથી ફરી સત્યવતીએ મોટી વહુને બીજી વખતે સમાગમ કરવાની આજ્ઞા કરી. અંબિકાએ મહોઢેથી હા પાડી, પણ વ્યાસના ગંધ રૂપનો વીચાર કરતાં ઘણો ત્રાસ છુટવાથી પોતે શયનમાં જવાને બદલે એક દાસીને શણગારીને મોકલી. વ્યાસને આવતા જોઇ દાસીએ સામી ઉઠી તેનો સત્કાર કર્યો અને સર્વ રીતે સંતુષ્ટ કર્યા. પ્રસન્ન થએલા વ્યાસે ઉઠતી વખત કહ્યું કે તું હવે દાસીપણાથી મુક્ત થશે. તારા ઉદરમાં ધર્માત્મા તથા બુદ્ધિમાન, ચતુર અને નીતિમાન પુરૂષોમાં સર્વથી શ્રેષ્ટ મહાત્મા પુરૂષ પ્રાપ્ત થશે. સમય પુરો થતાં કહ્યા પ્રમાણેજ પુત્રનો પ્રસવ થયો અને તે વિદુર એવા નામથી ઓળખાયો. આ પ્રમાણે ભરત કુળમાં ત્રણ પુત્રોની પ્રાપ્તિ થતાં દેશમાં આનંદ થયો. આ કુંવરોને સત્યવતીએ સારી રીતે ઉછેરી વિદ્યામાં પ્રવીણ બનાવ્યા: સત્યવતી વૃદ્ધ થયાથી તે પુત્રો ભીષ્મને સોંપી તેમનું પાલન કરવા કહી પરલોકનાં પ્રવાસી થયાં.

મહાભારત.

## પૃથા—કુન્તી.

આ સતી સુરસેન નામના યાદવની પુત્રી અને વસુદેવની બેહેન થાય તેનું નામ પૃથા હતું પરંતુ સુરસેન રાજાએ પોતાની ફોઇના પુત્ર કુન્તીભોજને કંઇ સંતાન નહિ હોવાથી તેને પુત્રી કરી રાખવા આપી હતી. તે ઉપરથી તે નામ કુન્તી પડયું. કુન્તીભોજે તેને બ્રાહ્મણો તથા અતિથિઓની સેવા કરવાનું કામ સોંપ્યુ હતું એક વખતે સાક્ષાત દુર્વાસા મુનિ કુન્તિભોજને ઘેર ગયા. તે વખતે કુન્તી તેમની ઘણી બરદાસ કરી શ્રદ્ધાથી પુજન કર્યું. દુર્વાસા ઋષિ પ્રસન્ન થઇ કહેવા લાગ્યા કે—હે કલ્યાણિ! હું તારા પર અતિ પ્રસન્ન થયો છું તેથી આ ઉત્તમ મંત્રો આપુછું એ મંત્રે કરીને તું મનોવાંછિત પુત્રોને પામીશ. આમ બોલી ઋષિ વિદાય થયા ત્યાર પછી આ મંત્રની પરીક્ષા કરવા માટે કુન્તીએ નદી કાંઠે જઇને સુર્યદેવનું ધ્યાન કર્યું. આથી કરી સુર્યદેવનું આગમન થયું આથી કુન્તી વિસ્મય પામ્યાં સુર્યદેવ કુન્તીને કહેવા લાગ્યા કે સુગાત્રિ! તેં શા વાસ્તે મારૂં સ્મરણ કર્યું! મારે શું કામ કરવાનું છે તે કહે. કુન્તી બોલ્યાં કે એક ઋષિએ મને વરદાન

આપ્યુ હતુ તેની પરીક્ષા કરવા મેં આપનુ આવાહન કર્યું માટે આપ મારા અપરાધની ક્ષમા કરો. કારણ કે સ્ત્રિઓમાં અપરાધ હોયતો પણ તેમને ક્ષમા આપવી અને તેમનું રક્ષણ કરવુ એ મહાત્માઓનો ધર્મછે આથી સુર્યદેવ બોલ્યાકે—હે સુભ્રુ! મારૂ આવવુ નિષ્ફળ થશે નહિ. હે કલ્યાણિ! હુ તેજસ્વી ધનુષ્ય ધારણ કરવાવાળો અને દાતા એવો સુદર પુત્ર આપું છું પછી કુન્તીને કર્ણ નામનો પુત્ર પ્રાપ્ત થયો છતાં તે સુર્યના પ્રભાવ થી તેની કન્યાવસ્થા કાયમ રહી તે પુત્રને એક પેટીમાં નાખી નદીકાંઠે મુકી કુન્તી ચાલ્યાં ગયાં તે પેટી વાંકરત દેશના રાજા ધૃતરાષ્ટના સેવક ને મળી તે પેટીમાં બાળકને જોવાથી તેણે તે પેટી રાણીને આપી આ પુત્ર દિવસે દિવસે મોટો થવા લાગ્યો આની કથા મહાભારત માં સવિસ્તર છે.

કુન્તી લાયક ઉમરની થતાં કુન્તીભોજે દેશોદેશના રાજાઓને બોલાવી સ્વયંવર કરી તેને પરણાવવાની તૈયારી કરી મંડપમા પ્રવેશ કરતાં સર્વ રાજાઓમાં સુર્યની પેઠે તેજસ્વી અને ઇન્દ્રતુલ્ય દેખાતા પાંડુ રાજાને તેણે દીઠા. તે નરવર પાંડુને રંગભુમિઉપર જોઇ ખોડ રહિત અંગવાળી કુન્તીનુ હૃદય આકુલ વ્યાકુલ થઇગયું શરમાતાં શરમાતાં તેણે, પાંડુના ગળામાં વરમાળા આરોપી પછી કુનતિભોજ રાજાએ તે બન્નેનુ લગ્ન કરી પહેરામણીમાં ઘણું દ્રવ્ય આપ્યું કુન્તીને સાસરે વળાવી કુંતી પતિને ઘેર ગયા પછી પતિવ્રતા ધર્મ પ્રમાણે વર્ત્તવાલાગી તેણે પતિ અને વડિલોની ઘણી પ્રીતી મેળવી પાંડુ રાજાએ ફરીને મદ્ર રાજાની સાથે કુંવરી માદ્રીની સાથે લગ્ન કર્યું. અને સર્વ રાજાઓને જીતી દિગ્વિજય કર્યો બન્ને સ્ત્રીઓની સાથે તે સારી રીતે દિવસો ગુજારવા લાગ્યા.

એક દિવસે બલવાન પાંડુ રાજા વનમાં મૃગયા કરવા ગયા. તે વનમાં કર્ણગાલ નામના ઋષિ તપ કરતા હતા તેમના કાનમાં ક્રીડા કરતાં પક્ષીઓએ નિવાસ કર્યો હતો તે બે પક્ષીઓ આપસ આપસ માં બોલવા લાગ્યા કે આ બ્રાહ્મણ સ્ત્રીઓને મારવાવાળો છે કારણ કે ઘરમાં એકલી સ્ત્રીને છોડીને વનમાં આવી તપ કરવા બેઠોછે એને તેના તપનું ફલ નહિ મળતાં પ્રતિમાસે એક બાળકની હત્યા લાગશે, આવુ વચન સાંભળી મુનિ કહેવા લાગ્યા કે- હે પક્ષીદ્રે! તે હત્યા મને ક્યા સબળ કારણથી લાગશે? મેં અનેક તપતીર્થ

દાન પુણ્ય કરેલછે. આ સાંભળી પક્ષીઓએ કહ્યું કે જે મનુષ્ય પોતાની સ્ત્રીનો ત્યાગ કરી તપનું આચરણ આદરે છે તેને તે તપનુ ફળ નથી મળતું કિન્તુ તે નરકાધિકારી થાય છે. હે મુનિ! તારી પત્ની વિરહાગ્નિથી દગ્ધંતાવાળી મૃગીરૂપથી તુને શોધેછે. આથી મુની પણ મૃગનું રૂપ ધરીને વનમાં વિચર્યા અને આદરસહિત પોતાની સ્ત્રીને શોધવા લાગ્યા ત્યાં મૃગાઓના સમુહમાં પોતાની સ્ત્રીને પ્રાપ્ત થયા દૈવયોગથી આ વનમાં પાંડુરાજા આવ્યા મૃગના સમૂહને જોતાં તેમાં બ્રાહ્મણ બ્રાહ્મણી મૃગરૂપથી સાથે મળેલાં હતાં તેટલામાં રાજાએ એ મૃગનાં ટોળાંપર બાણ માર્યું. આ બાણથી બ્રાહ્મણ અને બ્રાહ્મણી મરણને શરણ થયાં. રાજાએ સમીપ આવીને જોયુંતો બ્રાહ્મણ બ્રાહ્મણીને મરવાની તૈયારીમાં દીઠાં. આથી વિલાપ કરવા લાગ્યા હે દૈવ મેં કેવા પાપમાં પગ દીધો ! મારા સરખો બીજો કોઇ પાપી નથી, સ્ત્રી પુરૂષની મહાહત્યા કદિ પણ દૂર થતી• નથી પછી પોતે મહા દુ:ખી થઇને બ્રાહ્મણીને હાથ જોડી વિનતિ કરવા લાગ્યા કે હે માતા ! મે દંપતીની ઘોર હત્યા કરી તેથી તમારા મનમાં રૂચે તે દંડદ્યો ત્યારે તે બ્રાહ્મણીએ પાંડુરાજાને કહ્યું કે–હે રાજા! તારૂં મૃત્યુ સ્ત્રી સમાગમથી થશે આવો શાપ દઇ બ્રાહ્મણી સ્વર્ગ લોકને પામી અને રાજા દુ:ખિત થઇ હસ્તિનાપુર આવ્યા. ત્યાં શાસ્ત્રાનુસારે પ્રાયશ્ચિત કર્યું. અને કુન્તીને બ્રાહ્મણના શાપ વિષે સઘળી હકીકત કહી સંભળાવી અને તપની આચરણને માટે વનમા જવા તૈયાર થયાં. રવાગીનાં આવાં વચન સાંભળી કુન્તી તથા માદ્રી બોલ્યાંકે અમે પણ ઇન્દ્રિયોને વશ કરી કામ સુખનો ત્યાગ કરી આપની સાથે મહાતપ આદરીશું અને જો તમે અમારો ત્યાગ કરશો તો અમે અમારો દેહ ત્યાગીશું. આવો તેમનો દૃઢ વિચાર જોઇ પાંડુરાજાએ તેમને સાથે લીધાં. વનવાસમાં પાંડુ સર્વને પ્રિય થઇ પડયા. એક દિવસે સઘળા ઋષિઓ બ્રહ્માના દર્શન અર્થે બ્રહ્મલોકમાં જતા હતા અને પાંડુરાજા પોતાની બન્ને પત્નિઓને લઇ તૈયાર થયા આ વખતે ઋષિઓએ કહ્યું કે–હે રાજન્! જે માણસ દેવ, ઋષિ, પિતૃ, અને મનુષ્ય એ ચાર ઋણમાંથી મુક્ત હોય તેજ મનુષ્ય બ્રહ્મલોકમાં આવી શકે છે. માટે તમારે પણ તે પ્રમાણે હોય તો આવી શકશો. પાંડુને ઘણો શોક થયો કારણ કે તે અપુત્ર હતો અને કામક્રીડા કરતાં તારૂં મરણ થશે આવો શાપ તેને પણ

આવતો હતો. તેથી તેમણે કુનતીને એકાંતમાં બોલાવીને કહ્યું કે ૭ પ્રકારના પુત્રો વારસાને માટે યોગ્ય ગણાય છે માટે તું મારા કરતાં ઉત્તમ કોઇ બ્રાહ્મણથી પુત્રોને ઉત્પન્ન કર. કુનતી બોલ્યાં હે સ્વમિ! આપને વિષે હુ નિરંતર પ્રીતિ રાખુછું માટે આપજ ધર્મવડે મારાથી પરાક્રમી પુત્રો ઉત્પન્ન કરો. કારણકે તમારા જેવી પ્રતિષ્ઠાને પામેલ બીજો કયો પુરૂષ છે. એ ઉપરાંત હું આપને બીજી વાત કહું તે સાંભળો. જ્યારે હુ નાની હતી ત્યારે દુર્વાસા ઋષિએ મને મંત્ર આપીને કહ્યું હતું કે જે જે દેવનું તું આવાહન કરીશ તે દેવ તને વશ થઇને તારામાં પુત્ર ઉત્પન્ન કરશે તેમાં મેં બાળપણાની અણસમજથી મંત્રની પરીક્ષા કરવા મંત્રથી સુર્યને આરાધતાં મને કુમારી અવસ્થામાં પુત્ર થયો છે. તે રાધાને ઘેર ઉછરે છે ને બાકીના ચાર મંત્રો છે માટે આજ્ઞા કરોતો હું એ મંત્રમાંથી આપની ઇચ્છા હોયતે દેવને બોલાવી કાર્ય સિદ્ધ કરૂં. પાંડુએ આજ્ઞા આપતાં કુંતીએ ધર્મદેવથી યુધિષ્ટિર, વાયુથી ભીમ અને ઇંદ્રથી અરજુન આ પ્રમાણે ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા બીજો એક મંત્ર પોતાની શોક માદ્રીને આપ્યો અને તેથી તેને પણ અશ્વનીકુમારથી નકુલ અને સહદેવ એ પુત્ર થયા એ પાંચે પુત્રો પાંડવોના નામથી ઓળખાય છે. આ પુત્રો જોઇ પાંડુરાજા બહુજ હર્ષ પામ્યા. એક વખત પાંડુને કામ ઉત્પન્ન થયો તેથી માદ્રીને એકાંતમાં જોઇ કામ વશ રહી શકયા નહિ. તેથી માદ્રી સાથે સંગ કરતાં તેનું મરણ નીપજ્યું. માદ્રી વિલાપ કરવા લાગી તે સાંભળી કુન્તી પુત્રોને લઇ આ સ્થળે આવી પતિને મરણ પામેલા જોઇને વિલાપ કરવા લાગી અને બોલી કે આ જ્ઞાની રાજાનું હું નિત્ય રક્ષણ કરતી. તેમણે બાજે કેમ માન્યું નહિ? માદ્રી બોલી હે દેવિ! મેં તો એમને બહુજ વાર્યા પણ તેમને માન્યું નહિ ખરેખર તેમને ભાવિએજ ભૂલાવ્યા કુન્તી બોલી હે માદ્રી હવે તું આ પુત્રોનું રક્ષણ કરજે હું એમની પાછળ સતી થઇશ માદ્રી બોલી કે મારા કર્મની તૃપ્તી થઇ નથી તેથી હું રાજાની પાછળ સતી થઈશ. આ પ્રમાણે બોલી તે પતિ સાથે પરલોકમાં ગઇ.

પાંડવો જ્યારે નાના હતા ત્યારથી તે યોગ્ય થઇ રાજ્ય કર્તા થયા, ત્યાં સુધી કુન્તી માતાના હાથ નીચે ઉછર્યા હતા. તે પાંચે વચ્ચે કોઇ પણ દિવસે વેર ઉત્પન્ન ન થાય, ને ઉત્તરોત્તર તેમના

પરસ્પર પ્રેમમાં વધારો થાય, એવા ઉત્તમ પ્રકારની સર્વને એક સર-ખી કેળવણી આપી હતી તેથીજ આ પાંચે ભાઇઓનો એક બીજા પર વધારે પ્રેમ હતો. પરસ્પરમાં તેમનાં કદીપણ ઉંચા મન થયાં નહિ હતાં તેથી છેવટે એમને સ્વર્ગ સમાન રાજ્ય પ્રાપ્ત થયું હતું. આ સઘળો ધર્મવીર માતા કુન્તીજીના શિક્ષણનોજ પ્રતાપ હતો. ધુત રમવામાં જ્યારે પાંડવો હારી જઇ વનમાં વિચરવા તૈયાર થ-યા ત્યારે સતી દ્રૌપદી સાસુની રજા લેવા ગયાં તે વખતે કુન્તીએ ઉપદેશ આપ્યો હતો કે પ્રિય પુત્ર વધુ દ્રૌપદી ! આ અસહ્ય સંક ટ આવી પડવાથી તમે શોક કરશો નહિ. સ્ત્રી તમો ધર્મને જા ણનારા છો તથા શિયળ અને સદાચારથી સંપન્ન છો. માટે હે પ-વિત્ર ચરિત્રવાળાં પુત્ર વધુ ! તમારા પતિઓ વિષે તમને ભલામણ કરવી ઉચિત નથી કેમકે તમે સતી છો અને ગુણવાન છો. તમારા ગુણથી બન્ને કુળ અલંકૃત છે તમે કૌરવોને શાપ આપી ભસ્મ કર્યા નથી તેથી તેઓ ખરેખરા ભાગ્યવાન છે. સદાચારી સ્ત્રીઓ ભારી દુઃખની વેળાએ જરાપણ ભય પામતી નથી, તમે પતિઓ ઉપર પ્રેમ રાખી નિર્વિઘ્ને વનમાં જાઓ. હું સર્વદા તમારૂં શુભ ઇચ્છીશ.

પાંડવો ચૌદ વર્ષ વનવાસ ગયા તો પણ વીરમાતા કુન્તી જરાપણ ગભરાણાં નહિ હતાં એક વખતે કૃષ્ણ પાસે કહેવા લાગ્યાં કે દુઃખ ભોગવવાથી પાપનો ક્ષય થાય છે, પછી પુણ્યનાં ફળ સુખ-ને અનુભવાય છે એટલા માટે અમે દુઃખ ભોગવીએ છીએ હવે પછી સુખ ભોગવીશું આહા ! કેવો પ્રભાવ ! ! !

માતા કુન્તીની વાણી આગળ જતાં સફળ થઇ પુત્રો રાજ્ય પર આવ્યા અને પાંડવે વિજય નામના નેજા ફરકાવ્યા અંતે કુ ન્તી શુદ્ધ મને કરી હિમાલયની તળેટીમાં બ્રહ્મ આરાધન કરી, સ્વ-ર્ગમાં વસતા પોતાના પ્રાણ પતિ પ્રિય પાંડુ રાજાને પામ્યા. ધન્ય છે કુન્તી તમારી સત્ય વૃત્તિને ! ! ! કે જેનું નામ ચિરસ્થાયી છે.

( મહાભારત )

## ગાંધારી.

સાધ્વી ગાંધારીએ ગાંધાર દેશના રાજા સુબળની પુત્રી થાય તેનાં લગ્ન હસ્તીનાપુરના મહીપતી ધ્રુતરાષ્ટ્ર સાથે કર્યા હતાં તે બહુ માયાળુ, નીતિમાન ધાર્મિક અને જ્ઞાનવાન હતી. પોતાના

પતિ ધ્રતરાષ્ટ્ર અપંગ હોવાથી પતિના દુઃખે કરી દિલમાં દાઝતું એ પોતાનો ધર્મ જાણી પોતે પણ પોતાની આંખોપર પાટા બાંધી રાખી પતિવ્રતા ધર્મ પ્રમાણે પોતાના પતિ ધ્રતરાષ્ટ્રની સેવા કરતી. તેની અપૂર્વ પતિ ભક્તિ જોઇને મહાત્મા વ્યાસજીએ તે સતીનાં ઘણાજ વખાણ કર્યા છે. સતી ગાંધારીને સો પુત્રો થયા છે કે જેઓ કૌરવના નામથી પ્રસિદ્ધને પામેલ છે.

સતી ગાંધારીએ પાંડવો તથા કૌરવો વચ્ચે થએલી લડાઇ પહેલાં પોતાના પુત્રોનાં અધર્માચરણ જોઇને પોતાના પતિ ધ્રતરાષ્ટ્રને કહ્યું કે પ્રિય સ્વામીનાથ ! રાજ્ય લોભને લીધે પાંડવો સાથે દ્યુત રચી રાજ્ય જીતવું અને સતી દ્રૌપદીને સભા સમક્ષ સહન ન થઈ શકે તેવાં અસહ્ય દુઃખો આપવાં, ઇત્યાદિ પુત્રોના અધર્માચરણથી આપણા વંશનું ઘણુંજ અનિષ્ટ થશે કેમકે ધર્મો જયતિ આ વાકય કદીપણ જુઠું સમજવું નહી. ખરેખર આ દુર્યોધન કુટુંબ ક્લેશ કરી કુળનો ક્ષય થાય તેવુંજ કર્મ કરવા પ્રયત્ન કરે છે. પાંડવોમાં અને કૌરવોમાં કોઇ પણ પ્રકારે ભિન્ન ભાવ હોવો નહિ જોઇએ. ઇત્યાદી ઘણાંક હિત વાકયો કહી સ્વામીને રૂડી સલાહ આપી હતી. તેવીજ રીતે પોતાના પુત્રોમાં વડા પુત્ર દુર્યોધનને પણ બહુ સ્નેહથી શિક્ષા આપી પણ તેણે તેનું કંઇ માન્યું નહિ. પોતાના તીર્થ સ્વરૂપ માતા પિતાની આજ્ઞા તેણે સ્વીકારી નહિ તેથી તેને બહુજ માઠું ફળ પ્રાપ્ત થયું. પાંડવોનો વિજય થયો અને કૌરવો મરાણા. પોતાના પુત્રોએ દ્રૌપદીને દુઃસહ દુઃખ આપ્યાથી તે પણ શોક કરતી તેની પાસે ક્ષમા માગવા આવી. કૌરવોનો સંહાર થવાથી કુન્તી તથા દ્રૌપદીએ પણ પરસ્પર શોક કર્યો. ગાંધારીએ આ શોકસાગરમાં ગરકાવ રહીને પ્રાણ ત્યાગ કરી પરલોક ગમન કર્યું. સતી ગાંધારીનો મનોભાવ બહુ ઉચ્ચ પ્રકારનો હતો. તેણે પોતાની સો વહુવારોને એવી તો કેળવણી આપી કુશળ કીધી હતી કે તે કદી પરસ્પર લડી હોય એવું હજી સુધી કોઇના પણ જાણવામાં આવ્યું નથી. આવા અલૌકિક ગુણોથી સતી ગાંધારીને ધન્યવાદ ઘટે છે. ( મહાભારત. )

## દ્રૌપદી.

શુદ્ધ સતી દ્રૌપદી પાંચાળ દેશના કાંપિલ્ય નગરના રાજા દ્રૌપદની પુત્રી થાય. એ સ્વરૂપ વાન અને તેજસ્વી હતી. બાલ્યા

વસ્થામાં પોતાના પિતા દ્રોપદને ત્યાં આચાર્યની પાસે વિદ્યાજ્ઞાન મેળવીં ઉત્તમ પ્રકારનો ઉપદેશ ગ્રહણ કરતી. તે રાજપુત્રી છતાં પણ પોતાને માથે આવી પડેલાં સંકટમાં પણ તે બહુજ ધીરજવાળી હતી પોતાની સ્થિતિને અનુકુળ થઇ પોતાના મનને પ્રસન્ન રાખતી તેના પિતા દ્રુપદ રાજાએ તેને સ્વયંવરથી પરણાવવાનો વિચાર કરી દેશાવરના ભૂપાલોને પધારવા કુંકુમ પત્રી મોકલી તેથી શ્રીકૃષ્ણચંદ્ર, બળરામ, સિંધુલ દેશનો રાજા જયદ્રથ--દુર્યોધન અને કર્ણ વીગેરે સ્વયંવર મંડપમાં આવી એકઠા થયા હતા, આ વખતે વારણાવતમાં ( પ્રયાગમાં ) પાંડવોનો નાશ કરવા માટે તેમના કાકાના દીકરા કૌરવોએ રચેલી કપટ જાળમાંથી તેઓ ગુપ્ત રીતે નાશીને ગરીબ બ્રાહ્મણના વેશમાં સ્વયંવર મંડપમાં હાજર થયા હતા. સ્વયંવર મંડપનો અલૌકિક ઠાઠ હતો. એક બાજુએ દેશાવરથી આવેલા સર્વ રાજાઓ બેઠા હતા. બીજી બાજુ સર્વ ઋષિઓ બેઠા હતા કે જેમાં પાંડવો પણ હતા અને ત્રીજી બાજુએ દ્રોપદી પોતાની દાસીઓ સાથે શણગાર સજી આનંદથી બેઠી હતી. સ્વયંવર મંડપમાં એક સ્થંભ ઉપર સુવર્ણનો મત્સ્ય લટકાવેલ હતો તે મત્સ્યનું પ્રતિબિંબ પાણીમાં પડતે જોઇને તે મત્સ્યને વીંધે તેને દ્રોપદી વરે એવી પ્રતિજ્ઞા હતી. આ પ્રસંગ દ્રોપતીનો ભાઇ ધૃષ્ટદ્યુમ્ન સ્વંયવર મંડપમાં ઉભો થઇ બોલ્યો કે--હે વીર પુરૂષો! આ સ્થંભની ઉપર એક સુવર્ણ મત્સ્ય છે તેની આંખો ધનુષ વડે જે વીંધશે તેને દ્રોપદી વરશે. કોઇએ એકથી બીજીવાર બાણ મારવું નહિ જેની શક્તિ હોય તે ઉઠો પછી કેટલાક ઉઠયા પણ ધનુષને વાળી શકયા નહિ. કેટલાએક તો આ સ્વયંવર મંડપમાં આપણુ અપમાન થશે એમ ધારી ઉઠયાજ નહિ હતા પછી કર્ણ ઉઠી ધનુષ્ય વાળ્યું કે દ્રોપદી બોલી ઉઠયાં કે હું સુત પુત્રને પરણવા ઇચ્છતી નથી આથી કર્ણ સભામાં ઝાંખો પડી મંડપ બહાર જઇ બેઠો. આમ જ્યારે સહુ રાજાઓ હારી બેઠા ત્યારે બ્રાહ્મણના વેષમાં રહેલા અરજુને ઉભા થઇ ધનુષ્ય વાળ્યું આ બાજી બ્રાહ્મણને ધનુષ્ય ચડાવતો જોઇ સહુ આનંદ મગ્ન થયા. અરજુને દ્રોણગુરૂનું સ્મરણ કરી બાણ સાંધી માર્યું કે મત્સ્યનાં ચક્ષુઓ વીંધાઇ ગયાં. આ વખતે સઘળી જનોએ જય જયકારના પોકારો પડવા લાગ્યા અને અનેક તરેહનાં વાદિત્રો વાગવા લાગ્યાં. દ્રોપદીએ અરજુનને પ્રેમમાળ આરોપી પાંડવો-

એ આ ગામમાં એક કુંભારને ત્યાં ઉતારો કર્યો હતો. ત્યાં પોતાની માતા કુન્તી પાસે જઇને કહ્યું કે માજી ! માજી ! કંઇક સારૂં સારૂં લાવ્યા છીએ ત્યારે માજીએતો માતૃભાવ દાખવી તે વસ્તુ તમે પાંચે ભાઇઓ વહેંચી લહો, એમ ઉત્તર આપ્યો તેથી માતાની આજ્ઞાને અનુસરી તે પાંચે પાંડવો દ્રૌપદી સાથે પરણ્યા. દ્રૌપદી પોતાના પતિ પાંડવો સાથે ઇન્દ્રપ્રસ્થ (દીલ્હી) માં રહ્યાં તેમના કાકા ધૃતરાષ્ટ્રે રાજ્યનો અર્ધ ભાગ આપ્યાથી ઇન્દ્રપ્રસ્થ નામનું શહેર વસાવી ત્યાં રહ્યા આથી કૌરવોએ આ રાજ્ય લેવા માટે જુગટું રમવા કહેવરાવ્યું તેથી તેઓ રમ્યા. તેમાં રાજ્ય હાથી ઘોડા તથા પ્રિય પત્ની દ્રૌપદી સુદ્ધાંત સર્વસ્વ ખોઇ બેઠા. આ વખતે કૌરવો પોતાનું વૈર લેવા માટે દ્રૌપદીને એક નીચ દાસી તરીકે સભામાં બોલાવી દુર્યોધનને વિદુરે ઘણેક વાર્યો પણ તે સર્વં મિથ્યા તેણે એક સેવકને દ્રૌપદીને બોલાવી લાવવા આજ્ઞા કરી. સેવકે દ્રૌપદીને કચેરીમાં આવવા કહ્યું ત્યારે તે બોલી કે, તુ પુછીને અહિં આવ કે યુધિષ્ટિરે દાસ થયા પહેલાં મને હોડમાં મુકી હતી કે પછી ? સેવકે સભામાં આવી સર્વે આ વાત વિદિત કરી. આ સાંભળી દુર્યોધન બોલ્યો એ મિથ્યા શબ્દવાદ શાને માટે સાંભળે છે જન જલદી તેડીલાવ. આ સેવક જાવાનું કરતો હતો પણ ભીમના ડોળા દેખી બાપડો બીકનો માર્યો ઉભો રહ્યો પછી દુર્યોધને તુરતજ દુઃશાસનને મોકલ્યો. એ લાલ આંખો કરી દરબારમાં દ્રૌપદી પાસે આવ્યો અને બોલ્યો કે દ્રૌપદી ! ચાલ, ચાલ, તને દુર્યોધને જીતી છે માટે શરમ તજીદઇ સભામાં આવી દુર્યોધનની સેવામાં હાજર થા. દુષ્ટ દુઃશાસનના દુર્વચનોથી દુઃખ પામેલી દ્રૌપદી હાયવતી પોતાનું મોં લુતાં બચાવની ઇચ્છાથી કૌરવની સ્ત્રીઓ બેઠી હતી ત્યાં દોડી તેણે દુઃશાસનને કહ્યું કે ધર્મકાર્યો તેમાં શું ! હાલતો હું ભામની સ્ત્રીછું માટે નહિ આવું. દુઃશાસન મેઘ સરખી ગર્જના કરતો તેને પકડવાને દોડ્યો બલાત્કારે દ્રૌપદીને પકડી પાડી તેનો લાંબો ચોટલો પકડી દુષ્ટ દુઃશાસન તેને સભા તરફ લઇ ચાલ્યો અરેરે ! પાંડવોની પ્રિયપત્ની જેનાપર વાયુ સરખો પણ વાયો નહતો, અને જે યજ્ઞના ચરૂથી પવિત્ર થયેલી હતી તેને ચોટલે ખેંચી અરધ ઉઘાડે શરીરે થરથરતી એક વસ્ત્રભર અને ક્ષોભ પામેલી દશામાં દુઃશાસન ઘસડી ગયો. તેણે

ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું કે હે દુઃશાસન ! હું રજસ્વલા છું અને તેથી
મેં એકજ વસ્ત્ર પહેરેલ છે માટે મને સભામાં લઇ જવી યોગ્ય
નથી. એમ કહી તે પોતાના રક્ષણને વાસ્તે શ્રીકૃષ્ણને પોકારવા
લાગી. "તું રજસ્વલા હો કે એક વસ્ત્ર વાળી હો તો પણ શું ? તું
જુગારમાં જીતાયને અમારી દાસી થઇ છે; અને દાસીને કેવાં વસ્ત્રો
પહેરાવવાં એતો હવે અમારી મરજી ઉપર છે." એવો દુષ્ટ દુઃશા-
સનનો જવાબ સાંભળી દ્રૌપદી ઘણા દુઃખને પામી અને તેની આં-
ખમાંથી ઘણાં આંસુ પડતાં ફરી કરગરી તેણે કહ્યું કે મને ખેંચવા-
થી મારા કેશ વીખરાઇ ગયા છે. અર્ધું વસ્ત્ર નીચે પડી ગયું છે,
મારે વિદ્વાન વૃદ્ધ અને મારે પિતા સમાન એ સભાસદોની આગળ
મારાથી આવી હાલમાં ઉભા રહેવાય નહિ. અરે ! ભૂંડાં કામના કરનાર
દુષ્ટ દુઃશાસન ! મને ખેંચમાં અને વસ્ત્ર જબરની કર નહિ. ઇંદ્ર
આદી દેવતાઓ તારી સહાય કરશે તો પણ પાંચે વીર યોદ્ધા પાંડ
વો તારા આવા અપરાધને સહન કરશે નહી. મને રજસ્વલાની
સ્થિતિમાં રાજાઓની સભામાં ખેંચી લઇ જાય છે; એ તું બહુ ભુ-
ડું કરે છે. હાય, હાય, આ સભામાં સૌ પૂજ્યો બેઠા છતાં કોઇ લા
જતો નથી અને સર્વ તારા દુષ્ટકૃત્યને જોયા કરે છે! ધીક્કાર છે !
ભરતવંશી રાજાઓનો ધર્મ નષ્ટ થઇ ગયો જણાય છે. નહિતર ધર્મ
ની મર્યાદાનું ઉલ્લંઘન થાય ને સર્વે ભરતવંશીઓ જોયા કેમ કરે !
ભીષ્મ, દ્રોણ, વિદુર, અને ધૃતરાષ્ટ્રમાં તો કાંઇ માલજ દેખાતો
નથી. આ ઉગ્ર અધર્મ થાય છે. તેનો વૃદ્ધ લોકો વિચાર કરતા
નથી ? આવી રીતે અનેક વાક્યો બોલતાં દ્રૌપદીએ પોતાના સ્વા
મી પાંચ પાંડવોને એવા ક્રોધ કટાક્ષ માર્યા કે પાંડવો જાણે કોપ
રૂપી અગ્નિથી સળગી ગયા હોય એવા થઇ ગયા. શું તેઓ ત્યાં તે
ને સહાય આપી શકે તેવા નહોતા ? અફસોસ ! તેઓ ધર્મથી બં
ધાએલા હતા અને તેથી તેણીને છોડાવી શકે તેમ નહોતા. કંગાલ
થઇ તે પોતાના પતિ તરફ જોયા કરતી આમ ક્ષોભ પામેલી બે
શુદ્ધ બનેલી અનાથની પેઠે દ્રૌપદીને જોઇ રાજી થતો અને કઠોર
વચનો બોલતો હઠીલો દુઃશાસન તેના શરીરને જોરથી હલાવતો
હલાવતો, હસ્તે મોઢેથી બોલ્યો કે "આ દ્રૌપદી હવે અમારી દા-
સી છે" દુઃશાસનનાં દુર્વચનોમાં વિનોદ માની કર્ણ ખડખડ હ-
સ્યો દ્રૌપદી બોલ્યાં કે તમે સૌ સત્યને ચાહનારા છો માટે વિચા-

રીને મારા પ્રશ્નનો ખુલાસો કરો. ફરી પણ કોઈ બોલ્યું નહિ. દુઃશાસને ઘણી અમર્યાદથી વર્ત્યા કર્યું, ત્યારે છેવટ આવી અધમ સ્થિતિનો દેખાવ લાંબા વખત સુધી સહન ન થવાથી ભીમ તેને છોડાવવાને ઉઠતો હતો, પણ તેટલામાં યુધિષ્ઠિરે આંખને અણસારે ના કહી. દ્રૌપદી મોટા ક્રોધ સાથે આક્રંદ કરતાં બોલી કે તમારે સૌને સ્ત્રી છોકરા છે ને તમારા હૈયામાં મારૂં દુઃખ કેમ નથી વસતું? બળાત્કારે શરમ છોડાવેલી ગુસ્સે થયેલી દ્રૌપદીનો અતિ વિલાપ સાંભળી અને દુઃશાસને ઘણી અમર્યાદથી વર્ત્યા કર્યું ત્યારે છેવટે આવી અધમ સ્થિતિનો દેખાવ ઘણીવાર સુધી સહન ન થવાથી ભીમે ક્રોધાયમાન થઈને યુધિષ્ઠિરને કઠોર વચનોથી કહ્યું કે જુગારીઓના ઘરમાં છીનાળ સ્ત્રીઓ હોય છે. તો પણ તેઓ સ્ત્રીઓ ઉપર દયા રાખે છે, અને તેમને મૂઢમાં માંડતા નથી. આપે આ કપટી લોકોની સાથે જુગાર રમી સર્વસ્વ ખોયું અને અમને પણ દાસ કર્યા, ત્યાં સુધી પણ આપને અમારા મુરબ્બી ગણીને મેં આપના ઉપર ક્રોધ કર્યો નથી પ્રરંતુ આપે દ્રૌપદીને હોડમાં મુકવાનો મોટો અપરાધ કર્યો તે સહન ન થઈ શકે તેવો છે. આ બિચારી પતિવ્રતા સ્ત્રી પાંડવોને પરણીને કેવળ આપના અવિચારી કૃત્યને લીધેજ આ ક્ષુદ્ર લોકોના હાથથી અપમાન સહીત દુઃખ સહન કરે છે. દ્રૌપદીને વાસ્તે મારો દાબી ન શકાય એવો કોપ હવે આપના ઉપર ઉતારવો પડે છે. પાંડવોની આવી સ્થિતિ જોઇને, અને દ્રૌપદીનો અતિ વિલાપ સાંભળીને ન્યાયના તત્વોને અનુસરવાની સ્વતંત્ર બુદ્ધિવાળા વિકર્ણથી મુંગા બેસી રહેવાયું નહિ. તેથી તેણે દ્રૌપદી માટે ખરેખરો ફેંસલો આપી દુર્યોધન તથા તેના વડિલો જેવા કે ભીષ્મ, ધૃતરાષ્ટ્ર અને વિદુર આદિ સર્વ વડીલોને ધિક્કારી સભામાં કોપ કર્યો આથી ક્રોધાયમાન થયેલા કર્ણે તેને તીક્ષણ વચનો કહી સંભળાવી હાથ પકડી કહ્યું કે અરણીથી ઉત્પન્ન થયેલો અગ્નિ જેમ અરણીનોજ નાશ કરે તેમ ધૃતરાષ્ટ્રથી ઉત્પન્ન થયેલો તું ધૃતરાષ્ટ્રના કુળનોજ નાશ કરે છે. તું શા કારણથી દ્રૌપદીને નહી જીતાયેલી માને છે? દ્રૌપદીને એકજ વસ્ત્રે સભામાં લાવવામાં આવી છે, તે તું અધર્મ માનતો હો તો તું તે વિષે પણ સાંભળ. એક સ્ત્રીને એકજ પતિ હોય, એવી ધર્મની મર્યાદા છે. આ દ્રૌપદીને તો પાંચ પતિ છે. માટે તે એક પ્રકારની વેશ્યા છે, અને વેશ્યાને ગમે તે હાલતમાં સભામાં લાવવામાં અધર્મ નથી. પ-

ણી તેણે દુઃશાસનને કહ્યું કે મૂર્ખ વિકર્ણ તો ખોટું ડાહાપણ ડોળે છે. તું પાંડવોનાં લુગડાં ઉતારી લે અને દ્રૌપદીનાં પણ ઉતારી લે.

કર્ણનાં વચન સાંભળી પાંડવો તો પોતાને હાથેજ પોતાનાં વસ્ત્રો ઉતારી ફેંકી દઇ બેઠા અને અધર્મી દુઃશાસન મધ્ય સભામાં બળાત્કારે દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચવા લાગ્યો દ્રૌપદી દુઃખિત થઇને ગદ્‌ગદ્ થએલા કંઠે વિલાપ કરતાં દીનતાથી 'હે ગોવીંદ! હે દ્વારીકેશ! હે કૃષ્ણ! હે જગતનું પાલન કરનાર! શરણાગતને દુઃખમાંથી બચાવો અને તેની મર્યાદાનું રક્ષણ કરો. એમ અનેક પ્રકારે પોકારી પોકારી શ્રી કૃષ્ણને સંભારવા લાગ્યાં આવો કરૂણા જનક પોકાર સાંભળી ગદ્‌ગદ્ કંઠ થયેલા અંતર્યામી શ્રી કૃષ્ણ ત્યાં આવ્યા ધર્મ રૂપ પરમાત્મા અંતર્હિત ઉભા રહી અબળાની લાજ રાખી નાના પ્રકારનાં વસ્ત્રો પૂરવા લાગ્યા દુઃશાસન જેમ જેમ વસ્ત્રો ઉતારતો જાય તેણે તેમ નવાં વસ્ત્ર પહેરેલાં દેખાતાં જાય. એમ નવસે ને નવાણું' વસ્ત્ર ઉતર્યાં. આ પ્રમાણે ધર્મના પરિપાલનને માટે શ્રી કૃષ્ણ પરમાત્માએ રક્ષણ કરવાથી હજારો વસ્ત્રોનો જમીન ઉપર ઢગલો થયો ને તેથી થાકી ગયેલો દુઃશાસન શરમાઇ જઇ નીચે બેસી ગયો. તેના ઉપર લોકના ફીટકારની વૃષ્ટિ થઇ છેલ્લે દ્રૌપદીએ દુઃશાસનને શાપ દીધો કે જેણે મારા વસ્ત્રો પોતાના બાહુ બળવડે ખેંચી મારૂં શરીર ઉઘાડું કરવાનો પ્રયત્ન કર્યો તેના બાહુને મૂળમાંથી ખેંચી કહાડી વક્ષ સ્થળ ઉઘાડું કરી ચીરી નાંખી કોઇ પરાક્રમી પાંડવ તૃપ્તિ પર્યંત તેના રૂધીરનું પાન કરશે. આ સાંભળી દુઃશાસન નીચું મુખ કરી વસ્ત્ર ખેંચતો અટકી ગયો અને થર થર કંપવા લાગ્યો તેના પર લોકો ધીક્કારની નજરથી જોવા લાગ્યા એટલામાં ઘણા ક્રોધથી ફડ ફડતા હોઠવાળો ભીમ સિંહની પેઠે ગર્જના કરી ભયંકર રૂપ ધરીને બે હાથ ભીંસી દારૂણ સોગન ખાઈ કહેવા લાગ્યો કે આ દુનિયાંના સર્વે ક્ષત્રિય રાજાઓ! આગળ કોઇએ નહિ કરેલી અને બીજો કોઇ કરશે પણ નહિ એવી મારી પ્રતિજ્ઞા સાંભળો. યુધ્ધ કરીને ભારત વંશના એ પાપી દુર્મતિ દુશાસનની છાતી ભેદીને હું તેનું લોહી ન પીઊં અને બોલેલું ન બજાવું તો અમારા બાપ દાદાઓની સદ્‌ગતીને હું પામું નહિ. આ પ્રમાણે ભયંકર પ્રતિજ્ઞા ભીમે કરી. ફરી

મે કર્યું **દુઃશાસનને** કહેવા લાગ્યો કે દાસ થયેલી આ **દ્રોપદીને** **દુર્યોધનના** ઘરમાં લઇ જા. એવી આજ્ઞા કરતાં **દુઃશાસન દ્રોપદીને** ખેંચવા લાગ્યો. **દ્રોપદી** બોલ્યાં કે હું સભામાં આવી ત્યારે વિહ્વલ પણાને લીધે વૃદ્ધ વડિલોને પ્રણામ કરી શકી નથી માટે પ્રણામ કરી લઉ **દ્રૌપદીના** બોલવા પર ધ્યાન નહિ આપતાં **દુઃશાસન** તેને ખેંચવા લાગ્યો તેથી તે સભા વચમાં પડી ગયાં અને વિલાપ કરવા લાગ્યાં હાય હાય ! આ સભામાં બીરાજેલા વૃદ્ધ ક્ષત્રિયં રાજાઓની આગળ હું વહુ દીકરી છું તેના પર થતા આવા જુલમને એ વૃદ્ધ લોકો પણ સહન કરી જોયા કરે છે. આ ઉપરથી હું ધારૂં છું કે ઘણો ખરાબ વખત આવી પહોંચ્યો છે. આ ને **કૌરવોનો** ધર્મ નાશ પામ્યો છે. અરે વૃદ્ધ લોકો ! આ દુષ્ટ **દુઃશાસન** મને દુઃખ દે છે તે મારાથી સહન થતુ નથી. માટે હું જીતાએલી છું કે નહિ તે ત્વરાથી બોલી નાંખો **દ્રૌપદીનો** અત્યંત વિલાપ સાંભળી **ભીશ્મ** બોલ્યો કે હું પ્રથમથી કહી ચૂકયો છું કે આ કુળનો થોડાજ કાળમાં વિનાશ થવાનો છે. **ભીમ** તો વખતો વખત તાતો માતો થઇ જતો હતો પણ તેનાથી મોટા ભાઇની આજ્ઞાનું ખંડન થતું હતુ નહિ વળી પણ **દુર્યોધન ભીમને** ખીજવવા **દ્રૌપદીની** સમક્ષ પોતાના કેળના થાંભલા જેવો ડાબો સાથળ ખુલ્લો કરી **દ્રૌપદીને** બતાવ્યો. આ બેઅદબી ભરેલી **દુર્યોધનની** વર્તણુક જોઈ ભીમ લાલ આંખો ચડાવી બોલ્યોકે જો મોટા રણ સંગ્રામમાં તારો સાથળ ભાંગી ન નાખુંતો હુ પિતૃના લોકને પામુ નહિ. વળી પણ **દુર્યોધનને દ્રૌપદીને** પોતાના ખોળા માં બેસવાનુ કહી અપમાન કરતાં તેને **દ્રૌપદીએ** શાપ દીધોકે દુષ્ટ ! તારા ખોળામાં યુદ્ધ વખતે મહાપરાક્રમી **ભીમની** ગદા આવીને બેસશે સર્વ સભાસદો બન્ને ભાઇઓને આવી રીતે **દ્રૌપદીથી** શાપિત થયેલા જોઇ ચક્તિ થઇ ગયા. **દ્રૌપદીના** ઉગ્ર શાપથી લજ્જિત થએલા **ધૃતરાષ્ટ્રે દ્રૌપદીને** કહેવા માંડયું કે વહુ બેટા ! હુ દુઃખી છુ કે આ ચંડાળ ચોકડીએ આજ તમારૂં અપમાન કર્યું, તેથી હુ ઘણો ખેદ પામું છુ, તમને અને તમારા પતિને હું દાસપણાથી મુક્ત કરી રજા આપું છું તમે તમારા સ્વામી સાથે સુખેથી તમારા રાજ્યમાં જાઓ; અને રાજ્ય ભોગવો. જો

મયું છે તે સર્વને વિસારી દેજો. વગેરે વિનય વચનો કહેવાથી પાંડવો તથા સતી દ્રૌપદી ત્યાંથી વિદાય થયા ધન્ય છે દ્રૌપદી તમારી ધીરતાને !!!

જુગારમાં હારેલું સર્વસ્વ ધૃતરાષ્ટ્રે પાંડવોને પાછું આપ્યું; તેથી દુર્યોધનં આદિ દુષ્ટ ચંડાળ ચોકડી ફંદ રચવાને બીજીવાર મસલત કરવા મળી. હજુ તેણે પાંડવોને પેચમાં લેવાનો અને વન વાસ કાઢવાનો પ્રપંચ આદર્યો. નીતિવાન પાંડવો કંઇ ઓછા પરાક્રમી નહોતા. જો તેઓ ધારે તો સઘળા કૌરવોને સપાટામાં નાશ પમાડી દે એવા હતા. એ કદી પોતાનું તથા પોતાની પવિત્ર પત્ની દ્રૌપદીનું અપમાન સહન કરે તેવા નહોતા પણ સ્વધર્મ નિષ્ટ અને નીતિનિપુરણ હતા. પહેલા ધુતમાં શકુનિના દાવ પેચથી હારી બંધાઇ ગયા હતા તેજ રીતે ફરીને પણ થયું તેથી પાંડવોને દ્રૌપદી સહિત તેર વર્ષ વનવાસ જવાનું ઠર્યું. તેમાં તેરમે વર્ષ છતું નહી થતાં ગુપ્ત રીતે રહેવું એવી સરત કરવામાં આવી હતી પાંડવો વનમાં જવાને તૈયાર થયા અને રાજવંશી વસ્ત્રો ઉતારીને મૃગચર્મો ધારણ કર્યા. જે જોઇ દુઃશાસન મોઢેથી દાઝયા પર ડામ દેવા લાગ્યો કે પાંડવો વનમાં મછીમારના જેવા લાગે છે હે દ્રૌપદી ! કંગાલ પાંડવોને છોડી દઇ હવે તું અમારામાંથી કોઇને પતિ તરીકે પસંદ કરી રાજ વિલાસ ભોગવી સુખી થા દુઃશાસનનાં દુર્વચનો સાંભળી ભીમ ક્રોધાયમાન થયો પણ અરજુનના ધારવાથી તે ચંડો પડયો દુઃશાસનનાં દુષ્ટ વાક્યોથી દ્રૌપદીએ પ્રતિજ્ઞા કરી કે ભીમ દુઃશાસનને મારી એનું લોહી પીશે અને એ લોહીએ ભર્યા હાથ મારે માથે મુકશે ત્યાં સુધી હું મારા કેશ આમના આમ છુટા રહેવા દઇશ. માતા કુન્તીને પુત્રોના વિરહથી શોક વ્યાપી રહયો. પાંડવો પોતાની માતાને પ્રણામ કરી દ્રૌપદી સહ હસ્તીનાપુરની બહાર નીકળ્યા વનમાં ફરતાં ફરતાં એક દિવસે પાંડવો મૃગયા કરવા ગયા હતા દ્રૌપદી આશ્રમમાં એકા એક હતા આ વખતે દુર્યોધનનો બનેવી જયદ્રથ એ રસ્તે જતો હતો, તે દ્રૌપદીને દેખી મોહીત થયો તેની બુદ્ધિ બગડી તેણે દ્રૌપદીને કપટથી પકડી રથમાં બેસારી નાંસવા માંડયું પણ આ વાતની પાંડવોને જાણ થવાથી તેઓએ તેની પાછળ જઇ તેને પકડી પાડયો અને તેના સૈન્યનો નાશ કરી બાંધીને યુધિષ્ઠિર પાસે આણ્યો. યુધિષ્ઠિરે તેને શિખામણ દઇ છોડી મૂકયો.

**પાંડવો** વનમાં બાર વર્ષ પુરા કરી તેરમે વર્ષે જુદા જુદા ધંધાદારીનું નામ ધારણ કરી **વિરાટ રાજાને** ત્યાં નોકરીમાં રહ્યા. અહિ આગળ **દ્રૌપદી સૈરંધ્રી** નામ ધારણ કરી વિરાટરાજાના રાજાના રાજમહેલ તરફ ચાલી આવતી હતી તે રાણીની દૃષ્ટિએ પડી. તેથી રાણીએ બોલાવી પુછ્યું કે—તમે કોણ છો ? **દ્રૌપદી** બોલી કે હું પ્રથમ **રૂકિમણીની** દાસી હતી અને પછી **દ્રૌપદીની** દાસી થઇ હતી પણ તે **પાંડવો** સાથે વનવાસ ગઈ ત્યારથી હું રઝળ્યા કરૂં છું રાણી બોલ્યાં તું કોઇ રાજાની રાણી હોય એવું દેખાય છે અને તું મારા કરતાં વધારે સુરૂપ છે તેથી રાજા જો કોઇ દિવસે તને જોય તો તારા આયુત્કૃષ્ટ સૌંદર્યથી મોહ પામે તેથી તે મારો તો કોઇપણ રીતે ભાવજ પુછે નહિ અને પછી તું પણ મારી વિરૂદ્ધ થઇ જાય **દ્રૌપદી** બોલી કે તે વાતની ચીંતા નહી રાખશો **પાંચ** ગાંધર્વ મારા પતિ છે તે નિત્ય મારૂં રક્ષણ કરે છે. અને જે કોઇ મારી સામે કુદૃષ્ટિ કરશે તેને તે તરત મારી નાંખશે હું સઘળા ઘર ધંધા ઉપરાંત કેશ સારા ગુંથી જાણું છું પુષ્પોની માળા પણ અચ્છી તરેહથી ગુંથી જાણું છું મેં **સત્યભામા** તથા **દ્રૌપદીની** નોકરી કરી છે. હું આપનું સર્વ કામકાજ કરીસ પણ કોઇના પગ નહી ધોઉ અને કોઇનું એઠું નહી જમું રાણી **સુદેશ્ણાએ** તે કબુલ કરી તેને ખુશીથી પોતાની પાસે રાખી પણ તે કોણ છે. એમ કોઇ કળી શકયું નહિ.

પતિવ્રતા ધર્મ **દ્રૌપદીને** બહુ વહાલો હતો તેની ઉપર **વિરાટના** દરબારમાં આ વખતે એક વિઘ્ન આવ્યું. **વિરાટરાજાની** રાણી **સુદેષ્ણાની** દાસી થઇને એ **સૈરંધ્રી** નામ ધારણ કરીને રહેલી હતી. રેહેવા ગઇ ત્યારે તેણે રાણીને કહ્યું હતું કે હું દ્રૌપદીની દાસીછું તે તેના પતિ જોડે વનમાં ગઈ ત્યારથી હું તેનાથી છુટી પડીછું આવી રીતે કટલીક હકીકત કહી સંભળાવી હતી. આ તરફ **સુદેષ્ણાને** એકસો પાંચ ભાઇઓ હતા, તેઓ **કીચક** કહેવાતા હતા, **વિરાટરાજાના** રાજ્યમાં તેનુ ઘણું જોર હતું. તેઓમાં સૌથી મ્હોટો હતો તે સેનાપતિ હતો. એ સઘળાથી રાજા બહુ ડરતો અને તેની મરજી સામે થઇ શકતો નહિ વડા **કીચકેદ્રૌપદીનું** અત્યુત્કૃષ્ટ સૌંદર્ય જોઇ કામાતુર થઇ પોતાની બેન પાસે આવીને કહ્યું કે બેન ? આ **શૈરંધ્રીને** જોઇ મારૂં મન પરવશ થયું છે. એ

દાસી પણું કરવાને લાયક નથી પણ મારી સ્ત્રી થઇને મારૂં સઘળું ઐશ્વર્ય ભોગવવાને લાયક છે માટે એ મારા ઘરમાં રહે એવી સગવડ કરી આપો. **સુદેશ્ણાની** સંમતિ મળતા **કીચકે દ્રૌપદીને** મળી કહ્યું કે સુંદરી? તારા ચંદ્ર સરખા મુખને, કમળની કળીઓ સરખાં સુંદર સ્તનોને અને સ્તનોના ભારથી નમી રહેલા પાતળા મધ્યને જોઇને મારૂં મન કામાતુર થયું છે. મારા શરીરમાં કામદેવ રૂપી અગ્નિ અત્યંત પ્રજ્વલિત થયોછે. તેને તું તારા સમાગમ રૂપી વરસાદથી શાંત કર. તું દાસીપણાની સ્થિતિમાં રહેવા યોગ્ય નથી. તું મારી સ્ત્રી થશે તો મારી બીજી સઘળી સ્ત્રીઓ તારી દાસી થઇને રહેશે અને હું પણ તારો દાસ થઇને રહીશ. એ પ્રમાણે **કીચકનાં** અનેક વચનો સાંભળી તેને અત્યંત ધિક્કારીને **દ્રૌપદી** બોલ્યાં કે-અરે સૂતનાં પુત્ર! મારા પતિ **પાંચગંધર્વો** સર્વદા મારૂં રક્ષણ કરે છે માટે મારા મોહમાં પડવાથી તારો જીવ જશે. આથી પણ દુષ્ટ બુદ્ધિવાળા **કીચકે** પોતાની ઇચ્છાનો ત્યાગ કર્યો નહિ. છેવટે **સુદેષ્ણાએ** ભોજન પદાર્થ તથા મદિરા આપી **સૈરંધ્રીને કીચક** પાસે **જવા** ફરજ પાડી. **દ્રૌપદીએ** પોતાને આવે કામે ન મોકલવા ઘણું સમજાવ્યું અને કહ્યું કે ત્યાં જઇશ તો **કીચક** મારો તિરસ્કાર કરશે અને તેથી કંઇ અનિષ્ટ થશે. પણ ફોગટ! પોતાના કામાંધ ભાઇને પ્રસન્ન કરવાની મતલબથી **સુદેષ્ણાએ દ્રૌપદીને** જવાનો આગ્રહ કર્યો એટલે લાચારીથી **દ્રૌપદીએ** જતા માર્ગમાં **સુર્યની** સ્તુતિ કરી જેથી **સુર્યે** તેની રક્ષા કરવા માટે અદૃશ્ય એક રાક્ષસેને મોકલ્યો. **દ્રૌપદી** ધ્રુજતી ધ્રુજતી તેની પાસે ગઇ. **કીચકે** બળાત્કારથી તેનો હાથ ઝાલ્યો પણ અદૃશ્ય રાક્ષસે **કીચકને** તરછોડી પાડી નાંખ્યો. ને **દ્રૌપદી** છટકીને નાઠી. અને બોલીકે મેં મનથી પણ કદી વ્યભિચાર કર્યો નથી, એ વાત જો સત્ય હશે તો હું તારા ભુંડા હવાલ થયેલા નજરે નીરખીશ. **દ્રૌપદીએ** એકાંતમાં જઇ **ભીમને** સઘળી વાત કરી, ઘણું રૂદન કર્યું અને કહ્યું કે તમે **કીચકને** હણો નહિતર હું મારા પ્રાણનો ત્યાગ કરીશ આ સાંભળી **ભીમ** ઘણો દિલગીર થયો. **દ્રૌપદીને** શાંત પાડી. અને તેણે **કીચક** ઉપર ક્રોધે ભરાઇ કહ્યું કે હું કોઇને જણાવ્યા વગર આવતી કાલે **કીચકને** મારીનાંખીશ એનું મરણ થયા પછી તમારે એમ કહેવું કે, એને મારા ગંધર્વે માર્યો. પછી **ભીમે** બીજે દિવસે એ

પાપી કીચકને એકાંતમાં અંધારી જગ્યાએ પકડયો કીચક ભીમ સાથે લડવૈયો હતો. તેથી બન્ને વચ્ચે થોડીવાર મલ્લયુદ્ધ થયું. પણ ભીમે તેને ઉપાડી પછાડયો અને એવો તો બાર દઇ મસળ્યો, તથા છાતી ઉપર ધુંટણુ મુકી એવો તો ગુધો કે તેના પ્રાણ તત્કાળ જતા રહ્યા. ભીમે દ્રૌપદીને તેડીલાવી દીવોલઇ કીચકના હાડ માંસનો ઢગલો બતાવ્યો, અને બોલ્યો કે-તમને જે કોઇ સતાવશે તેને હું આ દશાએ પહોંચાડીશ પછી દ્રૌપદીએ જાહેર કર્યું કે, કીચકને મારા ગંધર્વે માર્યો. કીચક મરાણાથી ગામમાં હાહાકાર થઇ રહ્યો. કીચકના ભાઇઓ મુડદું બાળવા લઇ ચાલ્યા તે વેળા તેઓએ વિરાટ રાજાને કહ્યું કે જે દાસીને માટે કીચકનું મરણ થયું છે તેને અમે કીચક સાથે બાળી મૂકવાને ઇચ્છીએ છીએ રાજા કીચકથી બહુ બીતા તેથી તે કાંઇ અટકાવ કરી શકયા નહિ. તેઓ દ્રૌપદીને પકડી લઇ ગયા એટલે દ્રૌપદી મ્હોટે પોકારવા લાગ્યાં આ સાંભળીને ભીમ જુદે માર્ગે ત્યાં ગયો અને એક મોટું વૃક્ષ મૂળથી ઉખેડી પોતાના વાળે મ્હોઢાપર નાખી તેણે દ્રૌપદીપર જુલમ કરનારાઓને હણીનાખ્યા અને દ્રૌપદીને મુક્ત કરીને પોતે છાનોમાનો પોતાને ઠેકાણે આવી રહયો. શહેરમાં પાછો ગભરાટ ઉઠયો. સૌ પ્રધાનોએ વિરાટ રાજાને કહ્યું કે સૈરંધ્રીથી બહુ ઉત્પાત થાય છે માટે તેને વિદાય કરી દેવી જોઈએ. વિરાટ રાજાએ સૈરંધ્રીથી ડરીને પોતાની રાણીને કહ્યું કે સૈરંધ્રીને કહેકે તે પોતાની ઇચ્છામાં આવે તે સ્થળે જાય પણ સૈરંધ્રીએ પ્રાર્થના કરી કે મને ફક્ત તેર દિવસની મુદત આપો, તે પછી મારા ગંધર્વો તમારૂં કલ્યાણ ઇચ્છીને મને બીજે ઠેકાણે લઇ જશે તેની આ માગણી કબુલ રાખવામાં આવી.

પાણીપતના યુદ્ધમાં દ્રૌપદીના પાંચ પુત્રોને અશ્વત્થામાએ મારો તેથી તે વિલાપ કરતાં પાંડવોને કહેવા લાગ્યાં કે તમે મહા સમર્થ છતાં પણ અશ્વત્થામાને શિક્ષા કેમ કરતા નથી. વહાલા ભીમ તમો તે દુષ્ટનું મસ્તક છેદી મારી પાસે લાવો આ સાંભળી યુધિષ્ઠિર બોલ્યા કે અશ્વસ્થામાં બ્રાહ્મણ છે વળી તે દ્રોણગુરૂનો પુત્ર છે. માટે તેને આપથી કશી શિક્ષા થઇ શકશે નહિ. વળી દ્રોપદીએ કહ્યું કે તેને માથે જે મણિ છે તે મણિ મારે માટે

લાવો. પછી **અર્જુને અશ્વત્થામાને** ગંગા કાંઠે પકડયા અને મણિ લઇ **ભીમને** આપ્યો. **ભીમે દ્રૌપદીને** આપ્યો અને **દ્રૌપદીએ** તે મણિ **યુધિષ્ઠિરને** આપ્યો એટલામાં તેની પાસે **ગાંધારી** આવ્યાં અને દીલાસો દેવા મંડયાં.

પાંડવોએ યુદ્ધમાં જય મેળવી હસ્તિનાપુર જઇ **યુધિષ્ઠિરનો** રાજ્યાભિષેક કર્યો **દ્રૌપદીએ** પતિની સાથે કેટલાંક વર્ષ રાજ વૈભવ ભોગવી **અશ્વમેધાદિ** યજ્ઞો કર્યા. **પાંડવો હિમાલય** ગળવા ગયા અને ત્યાં પણ તે પતિ સેવામાં પરાયણ રહ્યાં તે પુણ્યે કરી પ્રથમ પોતેજ સદ્‌ગતિને પામ્યાં હતાં. અહા ! ધન્ય છે !!! સતી **દ્રૌપદીનું** ચરિત્ર કેવું આનંદકારી છે **મહાભારત** !!!

## સુભદ્રા.

સતી સુભદ્રા યાદવોના રાજા **શ્રીકૃષ્ણચંદ્રની** બહેન થાય તેમનાં લગ્ન **પાંડુપુત્ર અર્જુન** સાથે કર્યાં હતાં. એક વખત **પાંડુ રાજાનો** પુત્ર **અરજુન** સન્યાસીના વેષમાં ફરતો ફરતો **રૈવતાચળ** ઉપર યાત્રા કરવા માટે જઈ ચઢયો હતો આ વખતે **યાદવ** કુળની સ્ત્રીઓ ઉત્સવમાં ક્રીડા કરતી પોતાના દિવસો નિગેમન કરતી હતી **અરજુન** આ ક્રીડા જોતો હતો. એક વાર બાગમાં ફરતી **સુભદ્રાને** જોઇને તે મોહ પામ્યો. આથી બેઉનાં ચક્ષુ સામસામાં મળી જઇ એક બીજાની ઉપર પ્રીતિવાન થયાં. **અર્જુન** મામાની કન્યમાં પ્રીતિવાળો થયો અને તેજ બાગના એક કુંજમાં તેને મળ્યો સોનું અને સુગંધ કદીપણ એક સાથે હોતું નથી. અને કદી હોય તો પછી તેનાં શું વખાણ કરવાં ! આ જોડું સોનું અને સુગંધ સરખું જોડાણું હતું. જેવી **સુભદ્રા** રૂપે, ગુણે અને જ્ઞાનમાં કુશળ હતી તેવોજ **અર્જુન** પણ સર્વોત્તમપણાને પ્રાપ્ત થયેલ હતો. **સુભદ્રાનાં** લગ્ન **ધૃતરાષ્ટ્રના** પુત્ર **દુર્યોધન** સાથે કરવાનાં હતાં એટલામાં આ જોડું બંધાયું. તે વાત **બળભદ્રને** પસંદ પડી નહિ. **શ્રીકૃષ્ણની** સંમત્તિ હોવાથી પ્રેમથી પરવશ જેવી થઇ રહેલી **સુભદ્રા** તેની ફુંતીફોઇના પુત્ર **અર્જુન** સાથે જવા તૈયાર થઇ અને તે કાલે રાજકુવરો માટે પ્રશંસનીય ગણાતી **સુભદ્રા** વીર ભાવનાવાળી પ્રીતિને અનુસરી **અર્જુને** તેનું હરણ કર્યું ,**બળદ-**

સર્વ સ્ત્રીઓનો પતિવ્રતા ધર્મ જોતા જોતા **સુભદ્રાનું** સતીત્વ સાંભળી તેમના પવિત્ર સ્થાને આવ્યા: સતી **સુભદ્રાએ** તે મહાત્માનું યથા વિધિ પૂજન કરી, નમસ્કાર કર્યા પછી ભોજન કરાવ્યું. નમવજીએ ક્રોધ કર્યો અને કદાપી તેમણે **અર્જુનની** સામે શસ્ત્રનો પણ ઉપયોગ કર્યો હોત પરંતુ **શ્રીકૃષ્ણચંદ્ર** તેમને વિનવી લીધા. અને **હસ્તિનાપુરથી** પોતાની **કુંતીફોઇ** તથા **પાંડવોને** તેડાવી **સુભદ્રાનાં** શાસ્ત્ર વિધિથી લગ્ન કર્યાં. એક વખતે **સનકાદિઋષિ**... સ્કાર કરતાં તેમના કપાળનો ચાંદલો ઋષિના અંચલે ચોપડાયો આ જોઇ અન્ય સ્ત્રીઓએ તેનાપર કુડું કટક ચડાવ્યું. **સુભદ્રા** ખરેખરી સતી હતી. તેથી કહ્યું કે હું પતિ સેવા અને ઇશ્વર ભક્તિ શિવાય બીજું કાંઇ પણ જાણતી નથી. ત્યારે તે સ્ત્રીઓએ કહ્યું કે જો તું સતી હોય તો તારૂં સતીત્વ બતાવ આ પરથી **સુભદ્રાએ** ઇશ્વરનું આરાધન કરી કહ્યું કે જો હું શુદ્ધ પતિવ્રતા હોઉં તો મને આ કુડા કટકથી મુક્ત કરો. દેવોએ કહ્યું કે—હે સતી! તું ગભરામાં! આમ કહી અનેક રીતે ખુલાસો આપ્યો અને એ શુદ્ધ ખરી સતી છે એવી ખાતરી કરી બતાવી. **શ્રીકૃષ્ણ** અને **અર્જુન** વચ્ચે સારી મિત્રતા હતી તેમાં વળી આ લગ્નથી જુના સંબંધમાં વધારો થયો. તે જેવી વીર ભગિની અને વીર સ્ત્રી હતી તેવીજ સ્ત્રી ધર્મમાં કુશળ હતી **દ્રૌપદી** અને તે બે બહેનો સમાન પ્રેમ રાખતાં. તે બન્ને બહેનો **પાંડુરાજાના** ગૃહ કાર્યમાં મંત્રી રૂપ થઇ પડયાં હતાં. રાજ્ય સુખ લેતાં વૃદ્ધ પુરૂષોનાં આશીર્વાદ પામી સગર્ભા થયાં હતાં આથી તેણે પોતાના ભાઇ **શ્રીકૃષ્ણચંદ્રને** કુકુમ પત્રી મોકલાવી હતી તે કુકુમ પત્રી આજ પણ અઘરણીના અવસરમાં ગવાય છે તે આ પ્રમાણે:—

કંકુ છાંટી કંકોતરી મોકલી, કોડે કા'વે **સુભદ્રા** બેન,
વીરા વે'લા આવજો.

**શ્રીકૃષ્ણ બળદેવ** બે બાંધવો, તમ આવ્યે થશે સુખ ચેન—વીરા.

આ પ્રમાણે કંકોતરી ગાઇ **સુભદ્રાનું** નામ આજ પણ આવા શુભ પ્રસંગમાં લેવામાં આવે છે. આ પવિત્ર સતીને પેટે મહા પરાક્રમી ધીર વીર પુત્ર **અભિમન્યુનો** જન્મ થયો **સુભદ્રા** આ બાળકને પિએરમાં ઉછેરતાં હતાં તેટલામાંજ **પાંડવોએ** તેર વરસનો

વનવાસ ખેંચી કાઢયો હતો તેરમાં વર્ષમાં અજ્ઞાત વાસમાંથી જાહે ર પડતાં વિરાટ દેશના રાજાએ અરજુનની સેવાઓના બદલામાં તેની પુત્રી ઉત્તરા આપવાની માગણી કરી યુધીષ્ઠિરે અભીમન્યુ માટે તેનો સ્વિકાર કર્યો. અને વિરાટ રાજાએ દ્વારિકાંથી વર સાથે શ્રી કૃષ્ણને તેડાવી મોટી ધામધુમથી તેમનો વિવાહ કર્યો. પાંડવો ત્યાંથી રાજપાટ મેળવવાને ઉતરા કુંવરીને પિએર રહેવા દઈ હસ્તિનાપુર તરફ સિધાવ્યા.

હસ્તિનાપુર આવ્યા પછી દુર્યોધને તેઓને રાજ્ય ભાગ આપવા ના કહી તેથી તેઓએ કુરૂક્ષેત્રમાં મોટું યુધ્ધ આરંભ્યું દ્રૌપદી તથા સુભદ્રા બંને રણક્ષેત્રમાં તાણેલા તંબુમાં રહી. આ યુદ્ધમાં પણ સુભદ્રાના પુત્ર અભિમન્યુએ ઘણીક બહાદુરી કરી હતી તે પણ તેની માતા સુભદ્રાના ગુણો તથા તેમના સુશિક્ષણનોજ પ્રભાવ ! ! ! સતી સુભદ્રા અને સતી દ્રૌપદી એ બન્ને એકજ સંબંધમાં તથા એકજ સ્વભાવનાં હતાં વળી તેઓ શોકનો દાવો કરી કદી પણ વિક્ષેપ કરતાં નહિ. એ તેમના ઉચ્ચ ગુણોની ઓછી મહત્તા નથી. તે પોતાના મૃત પુત્ર અભિમન્યુની વિધવા સ્ત્રી ઉત્તરા ઉપર પુત્રી બરોબર પ્રેમ રાખી તેમને ધર્મનું સુશિક્ષણ આપતાં ખરેખર સતી સુભદ્રાના ગુણો તે તેમની માતા દેવકીજીને અલંકૃત કરે છે. ધન્ય છે વીર ભગીની સુભદ્રા તમારા સાલસપણાને ! ! !

મહાભારત.

## ઉત્તરાં

વૈરાટરાજાને ઉત્તરા નામની કન્યા હતી. પાંડવો જ્યારે જુગટુ રમી તેર વરસને વનવાસ ગયા ત્યારે તેરમે વરસે છુપી રીતે રહેવાનું હતું તે દુર્યોધનને વિરાટ રાજાનું ગોધન વાળ્યુ હતુ તે છોડાવવાને બૃહન્ન નામ ધારી વેષમાં રહેલા અરજુને વિરાટ રાજાને ઘણી મદદ આપી હતી અને વિરાટ રાજાની લાજ રાખી હતી. પાંડવો છતા થયા પછી તેઓ પોતાને ઘેર નોકર રહ્યા અને કેટલાક હુકમો ઉઠાવ્યા તેથી વિરાટ રાજાએ બહુ આભારી મનવડે પાંડવોની સેવાના બદલામાં અર્જુને પોતાની ઉત્તરા કુવરી આપવાનો અભિપ્રાય જાહેર કર્યો હતો. અર્જુને કહ્યુ કે એ કન્યામારે પુત્રી બરોબર છે કારણકે મેં તેણીને વિદ્યા

વ્યાસ કરાવેલછે. યુધિષ્ટરે કહ્યુ કે તમારી ઇચ્છા અમારી સાથે સબંધ બાંધવાની હોયતો અર્જુનના પુત્ર અભિમન્યુને એ કન્યા આપો દ્વારિકાંથી સુભદ્રા તથા અભિમન્યુને તેડાવી વિરાટ રાજાએ પોતાની પુત્રી ઉત્તરાનુ કન્યાદાન દીધુ. પછી પાંડવો હસ્તિનાપુર જવા તૈયાર થયા ત્યારે વિરાટ રાજાને કહ્યુકે અમો રાજ મેળવી ઉત્તરાને આણુ કરાવીશુ. પછી તેઓએ દુર્યોધન પાસે અરધુ રાજ્ય માગ્યું હઠીલા દુર્યોધને સોયના અગ્રજેટલી પણ પૃથ્વી આપી તેથી આખરે કુરુક્ષેત્રમાં લડાઈ થઇ અરજુનની ગેર હાજરી જોઇ કૌરવોએ કોઠા યુદ્ધની ગોઠવણ કરી. અરજુન સિવાય બીજા કોઇને પણ કોઠા યુદ્ધ આવડતુ નહોતુ આથી યુધિષ્ઠિર રાજા ખિન્ન થયા અભિમન્યુએ આવીને કહ્યુકે શામાટે તમો ખિન્ન થાઓછો હુ પણ તે યુદ્ધમાં વિજય મેળવવા ભાગ્યવાન થઇશ આમ કહી રણઆર્ગ પહેરીને અભિમન્યુ જ્યારે અંતપુરમાં ગયો ત્યારે તેની સાવકી માતા દ્રૌપદી બોલ્યાકે— અલ્યા આ રણમાલ કોનીછે! અને તે તુ અત્રે શા માટે લાગ્યો છે ? અભિમન્યુ બોલ્યા. માતાજી કોની કેમ ! હુ રણે ચડવાનો છુ મારા પિતાજી નથી તેથી મેં યુદ્ધનુ બીડું ઝડપ્યું છે અભિમન્યુનાં આવાં વચનો સાંભળી દ્રૌપદી બોલ્યાં કે મહારાજાને કંઇ વિચાર છેકે નહિ! આભને થોભ દે એવા કાકાઓ બેઠા છતાં આ દુધિઆ દાંતનું બાળક રણે ચડસે તો લોકો શું કહેશે ! વળી અભિમન્યુનાં વચનથી સુભદ્રા જોકે ખિન્ન થઇ ગયાં પણ તેમણે પોતાના પુત્ર અભિમન્યુને શાબાશી આપીને કહ્યુકે— ક્ષત્રિનો પુત્ર જયારે જન્મે ત્યારથી એ રણે ચડવાનેજ જન્મેછે. પછી યુધિષ્ઠિર રાજા આવ્યાતેને જોઇ દ્રૌપદીએ વિનયથી કહ્યુ કે— મહારાજ! પાંડવ પક્ષમાં હવે કોઈ રહ્યુ નથી કે અભિમન્યુને રણમાં મોકલોછો? યુધિષ્ટિરે આવેલી મુસ્કેલી સમજાવી મહારાણીને શાંતકર્યા પછી તે બોલ્યાં કે ભલે તમોને ઠીક લાગે તેમ કરો પણ વહુને બોલાવ્યા વગર નહિ ચાલે, અત્યારેજ ગોઠવણકરી સવાર પહેલાંજ ઉત્તરા વહુ અહિ આવે યુધિષ્ઠીર રાજાએ તેમ કર્યુ બીજે દિવસે સવારનો પહોર થયો, રણવાદ્ય વાગ્યા અને સઘળી સેના તૈયાર થઇ અભીમન્યુને દ્રૌપદી કે સુભદ્રાએ બહાર નીકળવા દીધો નહિ તેઓ ઉતાવળથી ઉત્તરાની રાહ જોતાં બેઠાં હતાં પણ દિવસ ચડવા લાગ્યો તેથી વિનયે કરી અભિમન્યુ

બોલ્યો કે- માતાજી હવે મને રજા આપો અને ઉત્તરા ઉત્તરા શા માટે કરોછો. રણમાં જ્યારે ઘા પડશે ત્યારે કંઈ ઉત્તરા હાથ દેવા આવશે નહિ રણમાં યુદ્ધારંભના શંખનાદ થયા ત્યારે ચાર ઘોડા જોડેલા મોટા રથમાં બેસી **અભિમન્યુએ** રણભૂમિ તરફ પ્રયાણ કર્યું. યુદ્ધને આરંભ થવામાં વિલંબ હતો નહિ. તેટલામાં **ઉત્તરા** ઝટપટ **અભિમન્યુના** રથ પાસે ગઈ અને ઘોડાઓની લગામ પ-કડી ઉભી રહી. **અભિમન્યુ** તેની સામું જોઈ બોલ્યો કે–હે સુંદરી ! તમે તમારી આ હઠ તજીદઈ ઘોડાઓની લગામ છોડી દયો અને તમે આઘે ખસી જઈ રથને જવાનો રસ્તો દો, આખરે એ બન્નો જણાને તંબુમાં મેળવ્યાં પછી **અભિમન્યુએ** સજ્જ થઈ રણમાં જવાનું જણાવ્યું તે વેળા **ઉત્તરાએ** તેમનો પાલવ પકડી અત્યંત પ્રેમનાં વચનો કહ્યાં, પણ પછી **અભિમન્યુએ** કહ્યું કે સુંદરિ ! નાના પ્રકારના વિલાસથી તેં મારૂં મન રંજન કરી આઠે પહોર આનંદમાં પવિત્ર પ્રેમની ગાંઠ જોડી અપૂર્વ સુખ ભોગવ્યું પણ ક્ષત્રિય યુદ્ધમાં જવા નિકળયો. તેણે પાછું ફરાય જ નહિ અને તમે ક્ષત્રાણિ થઈ મને અટકાવો છો એ ઠીક નહિ. માટે મને રજા આપો. પછી **ઉત્તરાએ** કહ્યું કે એમજ છે ત્યારે ભલે સુખેથી સિધાવો. અને યશ મેળવી પાછાં વહેલા પધારજો. એમ કહી **લક્ષ્મી** તથા **પાર્વતીને** કહેવા લાગી કે અહો ! સર્વદા અખંડ સૌભાગ્યવાળાં માતુશ્રીઓ મારા પ્રાણપતિનું દીર્ઘાયુ કરજો દયાળુ અને ઉદાર અં-તઃકરણ વાળા કૃપાસિંધુ કૈલાસવાસી જગતપિતા **મહાદેવજી** ! મારા પ્રાણનાથનું ક્ષેમે કરી • મુખારવિંદ જોઈશ ત્યારે સવાલક્ષ મહારૂદ્ર કરાવીશ. આમ પ્રાર્થના કરી બન્ને ત્યાંથી છુટાં પડયાં. અને **અભિ-મન્યુ** રણ સંગ્રામમાં ગયો. ત્યાં આગળ **અરજુનની** બરોબરી ધરાવી કોઠા યુદ્ધ ચલાવ્યું. કૌરવોના પાપી પક્ષનાં પ્રતાપે કરી આ વીર બાળકનું **જયદ્રથના**હાથનું નિમિત ગણાઈ મૃત્યુ થયું એ વેર તેના પિતા **અરજુને** લીધું અને **જયદ્રથને** હણ્યો **ઉત્તરાને પરીક્ષિત** નામે પુત્ર થયો હતો **ઉત્તરાએ પરીક્ષિત** જેવા સદાચારી પુત્રને જ-ન્મ આપ્યો. તેના **અભિમન્યુ** પ્રત્યેના પ્રેમને વારંવાર ધન્યવાદ ઘટે છે ! ! !

**મહાભારત**

# રેવતી.

સતી **રેવતી** એ **રેવત** દેશના રાજા **રૈવત** ( ઇંદ્રદ્યુમ્ન ) ની પુત્રી અને **શ્રીકૃષ્ણના ભાઈ બલભદ્રની** પત્નિ થાય તે રૂપે ગુણે અને જ્ઞાને અનુપમ હતી. આ કન્યા પિતાને ઘેર લાયક ઉમ્મરની થઇ ત્યારે તેણીના પિતાએ સર્વ ઋષિમંડળને બોલાવી પૂછ્યું કે આ મારી કન્યા **રેવતીનાં** લગ્ન કોની સાથે કરવાં? એને લગ્ન લાયક કોઇ ઉત્તમ વર બતાવો. એ ઉપરથી સર્વ સભાએ વિચાર કરી કહ્યું કે હે રાજન તમારી પુત્રીને યોગ્ય અને સર્વ ગુણવાળો એવો એકવર છે અને તે **દ્વારિકાના** રાજા **વસુદેવનો** મોટો પુત્ર **બળભદ્ર** છે. **શ્રીકૃષ્ણ** અને **બળભદ્ર** એ બે બાંધવો પ્રભુ અવતાર છે. **બળભદ્ર** મહાપરાક્રમી, નીતિવાન, ગુણવાન, રૂપે સુંદર અને કામદેવને પણ લજિત કરે તેવી કાંતિવાળા છે. તેની સાથે તમારી પુત્રી **રેવતીનો** વિવાહ કરો. સર્વ ઋષિઓની આજ્ઞાથી **રૈવત** રાજાએ **રેવતીનાં** લગ્ન શાસ્ત્રોકત વિધિથી **બલભદ્ર** સાથે કર્યાં. આ જોડું સર્વદા એકજ ગુણવાળું હતું અને તેઓ પોતાના પરસ્પર પ્રેમમાં લીન રહેતા માત્ર દેખાવમાં શરીરજ જુદાં હતાં સતી **રેવતીએ** પતિવ્રતા ધર્મ પ્રમાણે પતિની સેવા કરી પોતાના સતીત્વથી જગતમાં પૂજવાને માન્ય થઇ ગઇ છે આજે પણ લોકો **જુનાગઢમાં** ગિરનારની તળેટીમાં આવેલા **રેવતીકુંડમાં** સ્નાન કરી **રેવતી** દેવીના પૂણ્યે કરી પાવન થાય છે. — **હરિવંશ.**

# સ્વાહા.

આ સાધ્વી **માહિષ્મતી** નગરીના રાજા **નીલધ્વજની** કન્યા અને અગ્નિદેવની સ્ત્રી થાય તે મહા રૂપસુંદર, મનોહર અને નીતિવાન હતી. તેમજ સદ્વિદ્યાશાળી, બુદ્ધિશાળી અને ઉત્સાહી હતી. તેણે પોતાની વિદ્વતા પ્રતાપે કરી કેટલાંક ઋક રચેલાં છે. તે ઋગ્વેદ વગેરે શાસ્ત્રમાં મળી આવે છે કોઇ સ્ત્રી એક પુરૂષને પામી બીજા પુરૂષનો સ્પર્શ કરે તો તે સ્ત્રી મલિન ગણાય છે. અને તે સ્ત્રી ઘોર નરકમાં પડે છે એ પ્રમાણે સ્વાહાની માનીનતા હોવાથી અગ્નિદેવને શ્રેષ્ટ માની તેણે તેની સાથે લગ્ન કર્યું આ દંપતીની પરસ્પર ઘણી પ્રીતિ હતી, એવું **અગ્નિદેવના** પ્રિયવાચનોથી જણાઇ આવે છે. એક વખત **અગ્નિદેવે** પોતાની સ્ત્રીને જણાવેલું છે કે સ-

તી ! તું મને ઘણી વ્હાલી છે. માટે તરૂં નામ પણ મારીસાથે જોડાયલું જોવાને હું ઇચ્છા રાખુંછું જે કોઈ તારૂં નામ આપી ( **સ્વાહા કહી** ) મને બળિદાન કે આહુતિ આપશે તેમને ઘણોજ પ્રિય થઇ પડશે. આપ્રમાણે **અગ્નિદેવ** પણ પોતાની સ્ત્રી સ્વાહાની પતિ ભક્તીથી તેને બહુ ચાહતા. **સ્વાહા** પતિની સેવા કરી ઉત્તમ કીર્તિને પ્રાપ્ત થઇ.

## જરત્કારૂ.

સઘળા સર્પોને પોતાની માતા **કદ્રૂનો** શાપ થયો હતો તે શાપથી મુકત થવાને સઘળા સર્પો એકઠા મળી શું કરવું એમ વિચાર કરતા હતા. દરેકનો વિચાર તે શાપથી મુકત થવાનો હતો તેથી તે સર્પોના રાજા **વાસુકિનાગ** પાસે ગયા. **વાસુકિએ** જવાબ વાળ્યો કે મારા ધારવા પ્રમાણે આપણે બધાએ **કશ્યપ** ઋષિને રીઝવવા જોઇએ. વળી **એલાપત્ર** નામના સર્પે એવો વિચાર જણાવ્યો કે જે પુરૂષ આલોકમાં ભાવીથી હણાયલો છે તેનો આશ્રય ભાવી ઉપરજ છે. આમાં આપણે એક દૈવનોજ આશ્રય કરવો. દેવતાઓએ આપણા અનુગ્રહને માટે **બ્રહ્માની** પાસેજઇ પૂછતાં **બ્રહ્માએ** કહ્યું કે **વાસુકિની** બેન **જરત્કારૂનો** વિવાહ **જરત્કારૂ** નામના પ્રખ્યાત મહા તપસ્વિની સાથે થશે. અને તેને **આસ્તિક** નામનો પુત્ર થશે તે બધા સર્પોને શાપથી મુકત કરશે. આ વાત સર્વેએ માન્ય રાખી **વાસુકિની** બેન **જરત્કારૂને** સારી રીતે ઉછેરવા માંડી અને બધા સર્પોને **વાસુકિએ** આજ્ઞા કરી કે જ્યારે **જરત્કારૂ** ઋષિ **જરત્કારૂની** માગણી કરે ત્યારે મને ખબર દેવી **જરત્કારૂ** ઋષિએ એવોજ નિશ્ચય કર્યો હતો કે બ્રહ્મચર્યમાં રહી તપ કરી સદેહે સ્વર્ગમાં જવું. તે પર્યટન કરતા એક દિવસે એક મોટી ખીણ પાસે જઇ ચઢયાં જ્યાં એક ઉણુના વેલાના છોડપર પોતે પોતાના પિતૃઓને લટકતા જોયા. પિતૃ તેને લગ્ન કરી પુત્ર પ્રાપ્ત કરવાની આજ્ઞા કરી તેથી બ્રહ્મચર્યનો વિચાર તજીદઇ તે પોતાના નામની અને જેનું પોષણ પણ પોતાને ન કરવું પડે એવી કન્યા શોધવા લાગ્યા. વૃદ્ધ હોવાથી તેને કન્યા મળી નહિ તેથી પિતૃઓ પાસે જઇ અત્યંત ધાંટા પાડી રડવા લાગ્યા. પિતૃઓનું હિત કરવાવાળા ઋષિ ત્યાં જઇ ત્રણવાર બોલ્યા કે—હું કન્યા માટે યાચના કરૂંછું. માટે આ અરણ્યમાં સર્વે

કોઇ મારા કરૂણ વચનો સાંભળજો. કન્યા **જરત્કારૂ** નામની હોવી જોઇએ તેનું પોષણ પણ મારે કરવું પડે નહિ. **જરત્કારૂની** શોધમાં ફરતા સર્પોના કાનને આવા શબ્દો પડયા આથી તેઓએ પાતાળમાં જઇ **વાસુકિને** કહ્યું કે તરતજ **વાસુકિ** પોતાની બહેન **જરત્કારૂને** લઇનેજરત્કારૂ મુનિપાસે આવ્યો અને **જરત્કારૂ** ઋષિએ વેદવિધિથી **જરત્કારૂ** સાથે લગ્ન કર્યાં. પછી પોતાની પત્નીને લેઇને તે તૈયાર કરેલા રમણીયગૃહમા રહ્યા. ઋષિએ પોતાની પત્ની **જરત્કારૂને** કહ્યું કે તારે કોઇ દીવસ મને અપ્રિય લાગે એવું કાર્ય કરવું નહિ. તેમ અપ્રિય વચન કદિ બોલવું નહિ તું કંઇ પણ મારૂં અપ્રિય કરીશ તો હું તારો અને આ ઘરનો ત્યાગ કરી ચાલ્યો જઇશ. **વાસુકિની** બહેન ઋષિને હાથ જોડીને કહેવા લાગી કે—હે નાથ ! આપની ઇચ્છા પ્રમાણે હું સર્વ કાર્ય કરીશ. સ્વજનના કલ્યાણમાં ઇચ્છા રાખનારી, સર્વદા યશવાળી અને ચંચળ રહીને તે પોતાના સ્વામીની સેવા કરવા લાગી. એક વખત **વાસુકિની** બહેન **જરત્કારૂ** ઋતુ સ્નાત થઇને સ્વામીની સેવામાં હાજર થઇ અને તેને ગર્ભ રહયો. તે ગર્ભ અગ્નિના જેવો અત્યંત તેજસ્વી અને સુંદર કાંતિવાળો હતો. તે શુકલ પક્ષના ચંદ્રમાની પેઠે દિવસે દિવસે વધતો હતો કોઇ વખત મહાયશસ્વી **જરત્કારૂ** પોતાની ભાર્યાના ખોળામાં મસ્તક રાખી નિદ્રાવશ થયા. તેવામાં સૂર્યનારાયણ અસ્ત થયા. અને સાયંકાળ થતાં **વાસુકિની** બહેન ધર્મનો લોપ થવાના ભયથી વિચાર કરવા લાગી કે મારે હવે સ્વામીને ઉઠાડવા કે નહી ? એમનો સ્વભાવ બહુ કપરો છે માટે મારે શું કરવું કે જેથી હું એમના અપરાધને પ્રાપ્ત ન થાઉ, ધર્મશીલ પતિને હું ઉઠાડીશ તો તે મારા ઉપર કોપે ભરાશે અને નહી ઉઠાડું તો તેમના ધર્મનો લોપ થશે. ને મારા ધારવા પ્રમાણે ધર્મનો લોપ મોટો ગણાય છે. જગાડીશ તો તે મારા ઉપર કોપ કરશે, અને નહિ જગાડું તો સંધ્યાકાળ વ્યતીત થવા આવ્યો છે તેથી ધર્મનો લોપ થશે. આ પ્રમાણે વિચારીને મધુર બોલનારી **જરત્કારૂ** ઉગ્ર તપવાળા પતિને કોમળ શબ્દોથી કહેવા લાગી કે—હે સ્વામી ! સૂર્યાયસ્તનો સમય થયો છે. આપ ઉઠો હે તપસ્વી ! જળનું આચમન કરીને સંધ્યા વંદન કરો સંધ્યા કાળના અગ્નિ હોત્રનો સમય થયો છે. વળી હે ભગવન ! સંધ્યાએ પણ ધીરે ધીરે

પશ્ચિમ દિશાને આચ્છાદન કરવા માંડી છે. આથી તપસ્વી જરત્કારૂ ક્રોધાયમાન થઇને જાગી ઉઠયા અને કહેવા લાગ્યા કે હે નાગકન્યા ! તેં મારૂં અપમાન કર્યું છે. માટે હું તારી પાસે નહી રહું હું જ્યાંથી આવ્યો છું ત્યાંજ પાછો જઇ તપ આદરીશ હે સતી ! મને ખાત્રી છે કે જો હું ઊંઘતો હોઉં તો સૂર્ય પણ સમયાનુસાર અસ્ત પામવાને શક્તિમાન નથી. માટે તારે મને જગાડવો નહોતો સ્વામીનાં આવાં વાકયો સાંભળી તે સતીનું હૃદય કંપવા લાગ્યું. અને તેણે કહ્યું કે હે મહારાજ ! મેં કંઇ આપનું અપમાન કરવા માટે ઉઠાડયા નથી પરંતુ નિત્ય ધર્મનો લોપ ન થાય તેટલા સારૂં મેં આપને ઉઠાડયા છે. આ સાંભળી મહાતપસ્વી ઋષિ જરત્કારૂ સતી જરત્કારૂને કહેવા લાગ્યા કે—હું કદીપણ જુઠું બોલ્યો નથી મેં કહ્યુ છે કે હું જઇશ તેથી હું અત્રે રહીશ નહી. મેં પૂર્વે તારી સાથે જે નિયમ બાંધ્યો હતો તેનો આજે સમય આવ્યો છે. હે સ્ત્રી ! મેં તારી સાથે સુખમાં દિવસો ગાળ્યા છે. હવે હે કલ્યાણિ ! મારા અહીંથી ગયા પછી તું તારા ભાઇને કહેજે કે ઋષિ ચાલ્યા ગયા છે, હે રામા ! તારે પણ મારા સીધાવ્યા પછી શોક કરવો નહિ. આ પ્રમાણે ઋષિએ કહ્યું એટલે સતી જરત્કારૂ આંખમાં આંસુ આણી ધ્રુજતાં હૃદયે બે હાથ જોડીને પોતાના પતિ જરત્કારૂ ઋષિને કહેવા લાગી કે હે ધર્મજ્ઞ ! મને નિરપરાધીને તજવી યોગ્ય નથી. આપ સર્વદા ધર્મ માર્ગે ચાલો છો, અને પ્રિય જનનું શુભ કરવામાં પ્રીતિવાળી હું પણ ધર્મથીજ વરતુ છું તમારી સાથે મારા લગ્ન કરવાનું જે પ્રયોજન છે. તે પ્રયોજનનું પણ હજુ બરાબર ફળ આવ્યું નથી. માટે મને મંદ ભાગ્યવાળીને મારો ભાઇ વાસુકિ શું કહેશે ? હે નાથ ! માતાના શાપથી અપમાન પામેલાં મારાં સગાંએ તમારાથી મારે વિષે સંતાનની ઇચ્છા રાખી હતી તે પણ હજી પાર પડી નથી. મારા સગાનું કલ્યાણ આપનાથી ઉત્પન્ન થયેલા સંતાનથી થાય તેમ છે. માટે મારો આપની સાથેનો સમાગમ વ્યર્થ ન જાય એવી આપને વિનંતી કરૂં છું આ સાંભળી તે ઋષિએ જવાબ આપ્યો કે હે સ્ત્રી ! અગ્નિના જેવો પ્રકાશમાન તારામાં ગર્ભ છે. તે વેદનો જાણનાર તથા સર્વ ગુણ સંપન્ન થશે. આમ કહી આ ઋષિ વનમાં ચાલ્યા નવ માસ પછી વાસુકિની બહેન જરત્કારૂએ મહા તેજસ્વી આસ્તિક નામના પુત્રને જન્મ

આપ્યો. આ પુત્રે પોતાના મામા **વાસુકીના** વંશને શાપથી મુક્ત કર્યા અને તેણે પોતાના પિતાના પિતૃઓનું હિત કરી તેને મુક્તિ આપી. ધન્ય છે **જરત્કારૂ** ! કે તમે આવા પરોપકારી **આસ્તિક** પુત્રનો જન્મ આપ્યો. **મહાભારત.**

## ઉષા—ઓખા.

એક સમયે **ભગવાન શંકર** તપ કરવા જવાને તૈયાર થયા. ત્યારે દેવી **પાર્વતીજીએ** કહ્યું કે હે સ્વામી ! આ વિશાળ **કૈલાસ માં** મને એકલાં ગમશે નહી. માટે આપની ઇચ્છા હોયતો હું એક બે બાળક ઉત્પન્ન કરૂં **શિવજીએ** તેમ કરવાની રજા આપી પછી સતી **પાર્વતીજીએ** પોતાના જમણા અંગમાંથી મેલ કાઢી તેનો એક સુંદર રૂપવાળો પુત્ર અને ડાબા અંગમાંથી મેલ કાઢી એક રૂપ સુંદર કન્યા બનાવી. એ બે બાળકોના વિનોદથી **સતી પાર્વતીજી** હમેશાં આનંદમાં રહેવા લાગ્યાં એકવાર **નારદજી** કૈલાસમાં આવ્યા અને આ બાળકોને નીરખી શંકાવાન થયા પછી **શંકર** જ્યાં **હિમાલય** પર્વતની તળેટીમાં **ગંગા** નદીના મનોહર અને એકાંત સ્થળમાં તપ કરતા હતા ત્યાં જઈ **નારદજીએ શિવજીને** કહ્યું કે **હે મહાદેવ** ! તમે તે ભોળા તે આખો જન્મારો ભોળાજ રહ્યા. તમે અહિં લાંબા કાળથી તપ કરો છો અને ઘર • આગળ તો બે છોકરાં ઉત્પન્ન થયા છે. **શિવજીને** આ વાત સાંભળીને નખશીખ ક્રોધ ચડયો **પાર્વતીને** તપ કરવા આવતી વખતે બે બાળક ઉત્પન્ન કરવાનું પોતેજ કહ્યું હતું તે તો સાવ ભૂલીજ ગયા અને ક્રોધથી ત્રિશૂળ લઈ **કૈલાસ** તરફ સીધાવ્યા.

**શિવજી કૈલાસમાં** આવ્યા આ વખતે બે બાળકોને કોઈ આવે તો નહિ આવવા દેવા **એવી** આજ્ઞા તેમનાં માતુશ્રી સતી **પાર્વતીની** હતી આથી તેઓ મંદિરના ઉમરા પાસેજ બેઠાં હતાં **શિવજીતો** એકદમ પોતાના કાળમાંને કાળમાં ઘરમાં પેસવા જતા હતા તેવામાં તેમને તે બાળકે હાથ પકડી રાખીને કહ્યુ કે—હે યોગી કયાં જાઓ છો ? અંદર જવાય એમ નથી. અમારાં માતુશ્રી સ્નાન કરવા બેઠાં છે તેથી ઉભા રહો ઘોડીવાર પછી ભિક્ષા મળશે **શંકર કૈલાસમાં** ક્રોધમાંજ આવ્યા હતા અને વળી બળતામાંજ ઘી હોમાણું. આ બાળક પણ **શંકરથી** ગાંજ્યો જાય તેવો નહોતો

બાપ દીકરા વચ્ચે ઉમરામાંજ તુરત યુદ્ધ મંડાયું. આથી બાળકી **ઉષા-ઓખા** મીઠાની કોઠીમાં સંતાઇ બેઠી. આ યુદ્ધમાં કાળના પણ કાળ **શિવજીએ** ત્રિશળ મારી બાળકનું મસ્તક છેદી નાંખ્યું. મસ્તક ત્યાંથી ઉડી **ચંદ્ર લોકમાં** જઇ પડયું અને **શિવજી** એક દમ મંદિરમાં ગયા **પાર્વતીએ** પતિ નિરખતાંજ કહ્યું કે-સ્વામિ ! સ્વામિ ! તમો ક્યાંથી ? મારાં બે બાળકો બાહેર હતાં તે કયાં ગયાં ? શું તેમણે તમોને રોકયા નહિ ? **શિવજી** બોલ્યા કે છોકરાનું મે મસ્તક કાપી નાંખ્યું છે અને છોકરીતો કોણ જાણે કયાંએ સંતાઇ રહી આથી દેવી **પાર્વતી** ધરણીપર ઢળી પડયાં આ વખતે **શિવજીને** સ્મરણ થયું કે મેં તપ કરવા જતાં સતીને બાળકો ઉત્પન્ન કરવાની આજ્ઞા કરી છે. ખરેખર આતો **નારદ** મુનિએ ભંભેર્યો. સતી **પાર્વતીને** તેણે ઘણી ઘણી રીતે વિનવવા માંડયું પણ સતી **પાર્વતીનું** મન કદી પણ માન્યું નહિ ? આખરે **શિવજીએ** કહ્યુ એ કે-હે સતી! શાંત થાઓ, હું તમારા પુત્રને સજીવન કરૂંછું. પછી **નંદીની** સામું નિરખીને બોલ્યા કે આ બાળકને ધડ છે પણ મસ્તક નથી માટે તમે ત્વરાથી.જાઓ અને જે કોઇ સામું મળે તેનું મસ્તક કાપી લાવો. **નંદી** તથા બીજા ગણો તુરત દોડયા. બહાર નિકળતાંજ તેમને એક હસ્તિ સામો મળ્યો તેથી તે હાથીનું મસ્તક કાપી લીધું. **શિવજીએ** બાળકના ધડ ઉપર તે. મસ્તક મૂકી તેને સજીવન કર્યો અને પછી પોતે બોલ્યાકે દેવતાઓમાં હું આ બાળકની પ્રતિષ્ટા વધારૂં છું તે **શ્રી ગણપતિ** કહેવાશે અને તેની કોઇ પણ શુભ કાર્યમાં પ્રથમ પૂજા થશે તે નિત્ય મોદકનો આહાર કરશે. તેની સિદ્ધિ તથા બુદ્ધિ પટરાણી થઇ રહેશે. સર્વ દેવોએ આ વાકયો સાંભળી પ્રસન્ન થઇ પુષ્પની વૃષ્ટિ કરી. સતી **પાર્વતી** પણ બહુ પ્રસન્ન થયાં. પછી **નારદજીએ** આવીને ક્ષમા માગી આ બંધુ થઇ રહ્યા બાદ. સતી **પાર્વતીને ઓખા** સ્મરણમાં આવી. શોધ કરતાં તે લવણની કોઠીમાંથી મળી આવી ત્યારે સતી **પાર્વતીએ** ગુસ્સે થઇને શાપ આપ્યો કે તું લવણની માફક ઓગળજે. આ શાપથી થર થર કંપતી **ઓખાએ** આજીજી કરી કે માજી ! ક્ષમા કરો. છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર થાય નહિ. તેની આંખોમાંથી પડતાં આંસુને લીધે સતી **પાર્વતીએ** તેને છાતી સરસી દાબીને કહ્યું કે-હું તને વરદાન આપુંછું કે તારે

નિમિત્તે જે સ્ત્રીઓ ચૈત્ર માસમાં અલુણું કરશે તેમનું સૌભાગ્ય અખંડ રહેશે. આ સમયે શોણિતપુરમાં **બલિરાજાના પુત્રનો પુત્ર બાણાસુર** રાજ્ય કરતો હતો અને દ્વારિકાં નગરીમાં **શ્રીકૃષ્ણચંદ્ર** છપ્પન કોટી યાદવો સાથે પૃથ્વીનું પાલન કરતા હતા. **બાણાસુર** મહાબલિષ્ઠ થવાની ઇચ્છા રાખી કૈલાસમાં જઈ **રાવણની** પેઠે **શંકર** ઉપર ઉગ્ર તપ કરવા લાગ્યો. જ્યારે એના તપથી **શિવજી** પ્રસન્ન થયા અને વરદાન માગવાનું કહ્યું ત્યારે તેણે હજાર હાથ, હજાર હાથીના જેવું બળ તથા અમરત્વ માગ્યું. **શંકરે** હાથ તથા બળ આપ્યાં પણ અમરત્વ આપ્યું નહિ. બળથી ઉન્મત્ત થયેલ **બાણાસુર** પૃથ્વીના સઘળા રાજાઓને જીતવા મંડયો. દિવસે દિવસે તેને પોતાના બળનું વધારે વધારે અભિમાન આવતું ગયું. એક વખત તેણે ઉઠીને બારીએ મોં રાખી જોયું તો એક ચાંડાલણીએ તેનું મુખ નહિ જોવા માટે મોઢા આડો સાવરણો ધર્યો આથી **બાણે** તેનું કારણ પૂછતાં તેણીએ જણાવ્યું કે હું વાંઝીયા રાજાનું મુખ જોવા ખુશી નહોતી. આથી **બાણાસુર** તથા રાણીને ઘણીજ અસર થઇ પોતાનું વાંઝીયા પણું ટાળવા માટે **બાણાસુર** તથા રાણી બન્ને વિચારમાં પડયાં. છેવટે રાણીએ કહ્યું કે તમે **શિવજીના** ભક્ત છો તેથી ત્યાં જઈ સંતાનની માગણી કરો તે આપણી સર્વ આશા સફળ કરશે. **બાણાસુરે કૈલાસમાં** જઈ **શંકર** ઉપર ઉગ્ર તપ કરી તેને પ્રસન્ન કર્યા અને સંતાનની માગણી કરી શિવજીએ કહ્યું કે તારા કર્મમાં સંતાન નથી માટે તે નહિ મળે ભાવીમાં હોય તેજ દેવો આપી શકે છે. આથી **બાણાસુર** નિરાશ થયો અને તેથી તેણે **પાર્વતીજીને** પ્રસન્ન કર્યા તેથી તેમણે **ઓખા** પુત્રી **બાણને** આપીને કહ્યું કે આ પુત્રીનું સારી રીતે લાલન પાલન કરી સુખે સંતાનનો લાવો લેજે **બાણાસુર ઓખાને** પોતાને ઘેર તેડી ગયો. આથી રાણી તથા આખું નગર આનંદ પામ્યું **ઓખા** પણ શુકલ પક્ષના ચંદ્રની માફક દીવસે દીવસે વધતી ગઇ અને પ્રધાનની પુત્રી **ચિત્રલેખા** સાથે નાના પ્રકારની રમતો રમતાં લગ્ન કરવાને યોગ્ય થઇ આ વખતે **બાણાસુર** સર્વેને જીતી લઇ ગર્વમાં આવ્યો હતો. દેવલોકને જીતી પછીથી પોતાના હાથનું બળ અજમાવવા **કૈલાસમાં** જઇ બે હાથવતી બાથ ભરી **આખા કૈલાસને** ઉપાડયો એચિંતો **કૈલાસ** ઉપડવાથી **પાર્વતી** મંદિરમાં પડી

ગર્વાં આથી **શિવજીએ** ક્રોધાયમાન થઇ શાપ દીધો કે તને હજાર હાથ છે તે સર્વે કપાઈ જશે અને તેથી તારો આ ગર્વ ઉતરશે. **બાણાસુર શંકરને** પગે પડયો. ત્યારે ભોળા **શિવજીએ** તેને ધજા આપી કહ્યુ કે આ ધજા તારા મહેલ ઉપર મુકજે. અને તે ધજા જે વખતે તુટી પડે તે વખતે તું એમજ જાણુજે કે હવે શત્રુ ઉત્પન્ન થયો છે તારી પુત્રી **ઓખાનો** સસરો તારા હજાર હાથ કાપી નાંખશે. આથી **બાણાસુર** દીલગીર થઇને ઘેર ગયો ત્યાં **કોસાંડ** નામના મંત્રીને મળી તેણે વિચાર કર્યો કે **ઓખાને** પરણાવવીજ નહિ. વળી **કોસાંડે** કહ્યું કે તમે નહિ પરણાવો તો **ઓખા** તેની મેળેજ પરણશે. આ સાંભળી **બાણાસુરે** કહ્યુ કે હું તેને એકદંડા વાસમાં રાખી તે મેહેલને સખ્ત પહેરો મુકીશ. **બાણાસુરની** રાણીએ બહુ બહુ કલ્પાંત કર્યું. પણ તે ડગ્યો નહિં. ઘણી ઘણી વિનંવણીથી છેવટ **ઓખા** સાથે પ્રધાન પુત્રી **ચિત્રલેખાને** તેની સાથે રાખવા કબુલ થયો. થાંભલા ઉપર મહેલ બંધાવી તેમાં **ઓખા** તથા **ચિત્રલેખાને** રાખ્યાં. પહેરો મુકયો. અને માત્ર બે માણસનુંજ અનાજ પાણી ત્યાં મોકલવા માંડયું. **ઓખા** પરણવાને બહુ આતુર હતી, પણ શું કરો તે હમેશાં વર વર એમજ ઝંખ્યા કરતી અને **ચિત્રલેખા** તેને ધીરજ આપતી એક વખત **ઓખાને** પોતે પરણી એવું સ્વપ્ન થયું, તે વિવાહનું સુખલેતાંલેતા સ્વપ્નમાંજ બોલવાલાગી આથી **ચિત્રલેખાએ** તેને જગાડી **ઓખા** તેની ઉપર ગુસ્સે થઈ કહેવા લાગીકે–ફટ પાપિણી ! આ કુડું કર્મ શાને માટે કર્યું. મારી પાસે જે અમૃત હતું તેજ લેઈને વિષ દીધું **ચિત્રલેખાએ** આમ કરવાનો ખુલાસો પૂછતાં **ઓખા** કુંવરી બહુ વલોપાત કરીને બોલીકે **ચિત્રલેખા** ! સ્વપ્નમાં પરણી છું માટે મારી સાથે પરણેલા વરને મને મેળવી આપ આ પ્રમાણે **ઓખાએ** બહુ બહુ આજીજી કરી ત્યારે **ચિત્રલેખાએ** કહ્યું કે સ્વપ્નામાંતું કોની સાથે પરણી તે તને યાદ છે ? **ઓખાએ** કહ્યું કે તેતો મને યાદ નથી. પણ હું તેને નજરે જોઉતો ઓળખુ ખરી. **ચિત્રલેખાએ** આથી કેટલાક ચિત્રો કરી બતાવ્યાં. **ઓખાએ** એક ચિત્ર જોઇ **દ્વારિકાંના** રાજા **શ્રી કૃષ્ણના** પુત્ર **પ્રદ્યુમ્નજીના** પુત્ર **અનિરૂદ્ધને** પોતાના પતિ તરીકે

ઓળખાવ્યો. અને પછી તેને પોતાના મહેલમાં લઇ આવવા ચિત્ર લેખાને બહુ બહુ વિનંતિ કરી તેથી **ચિત્રલેખાએ** પહેલાંતો કહ્યું કે–બાઇ ! **દ્વારિકાં** અહિંથી બહુ દુર છે ત્યાં મારાથી કેમ જઇ શકાશે. ત્યાં **દ્વારિકા**ની રક્ષા માટે એક સુદર્શન નામનું ચક્ર ફરે છે તો ત્યાં જઇ શકવા હું શકતિ ધરાવતી નથી. **ચિત્રલેખાએ** આવાં અગણિત બહાનાં બતાવ્યાં પણ તેમાંનું **ઓખાએ** કંઇ પણ માન્યું નહિ. પછી **ચિત્રલેખા** ત્યાંથી આકાશ માર્ગે **દ્વારિકા** ગઇ એ વખતે **દ્વારિકાંની** આસપાસ **સુદર્શન** ચક્ર ફરતું હતું તેથી **નારદજીએ** યુકિતથી તેને અંદર દાખલ કરી **પ્રદ્યુમ્નના** મહેલમાં **અનિરૂદ્ધ** એક હિંડોળા ઉપર નિદ્રાવશ થયો હતો તે હિંડોળો લઇ **ચિત્રલેખા** પાછી **શોણિતપુરના** તે મહેલમાં આવી **ઓખા** પોતાના પતિને આવ્યો જોઇ બહુ પ્રસન્ન થઇ પણ **અનિરૂદ્ધને** જાગૃત કર્યો નહિ. **ચિત્રલેખા** ત્યાં કેવી રીતે ગઇ. તે વિષે બન્ને વ.તો કરવા લાગ્યાં એમ કરતાં પ્રભાત થયું અને **અનિરૂદ્ધ** ઓચિંતો જાગી ઉઠયો તેણે પરણવાની ના પાડી પણ **ચિત્રલેખાએ** છેવટ **અનિરૂદ્ધને** શાંત પાડી માળીયામાં **ઓખાને** હાથ તેને આપી **ગાંધર્વલગ્નથી** વિવાહ કર્યાં. અને પછી પોતાના લોકમાં ગઇ. માળીયામાં વરવધુ આનંદથી રહ્યાં બીજે દીવસે પહેરેગીરોને વહેમ પડયો કે આજે મહેલમાં **ચિત્રલેખા** નથી પણ કોઇ પુરૂષ છે તેથી તેઓએ **બાણાસુર** પાસે જઇ ખબર આપી **કોભાંડ** મંત્રી તપાસ કરવા આવ્યો અત્રે **ઓખાએ** થોડીવાર તો તેને સમજાવ્યો પણ માન્યો નહિ છેવટે **ઓખાએ** દમ આપ્યો. **કોભાંડ** આ ધમકી નહિ ગણકરતાં મેડી તપાસવાનો હુકમ કર્યો તરતજ બારણાની ભોગળ લઇ ક્રોધથી **અનિરૂદ્ધ** તેઓની સામો થયો અને રાક્ષસો તથા **કોભાંડને** મારી ત્યાંથી નસાડી મૂકયા, **કોભાંડે** આ સઘળી હકીકત **બાણાસુરને** કહી. **બાણાસુર** બહુજ ક્રોધે ભરાણો બળવાન માણસો સાથે તે એક દંડીઆ મહેલ ઉપર ગયો. નાગપાશથી **અનિરૂદ્ધને** બાંધી કેદ કરાવ્યો. અને **ઓખાને** સખત પહેરામાં રાખી. **નારદજીએ** બંદીખાનામાં આવી **અનિરૂદ્ધને** ધીરજ દીધી અને ત્યાંથી દ્વારિકામાં જઇ **શ્રીકૃષ્ણને** કહ્યું કે તમે અહિં મોજ માણો છો પણ **અનિરૂદ્ધ શોણિતપુરમાં** બંદીવાન બની પડયો છે. **રૂકિમણીએ** કૃષ્ણને ઉશ્કેર્યા અને તેથી તે એક

મોટું યાદવસૈન્ય લઇ શોણિતપુર ચઢીગયા. બાણાસુર બહુ લડ્યો પણ તેનું કંઇ વળ્યું નહિ. શ્રીકૃષ્ણે તેના હાથ કાપી નાંખ્યા તેથી તેણે જાણ્યું કે આ શંકરના શ્રાપનું ફળ મને મળે છે, શંકરની સ્તુતી કરતાં તે પણ તેની વહારે આવ્યા છેવટે તેણે સલાહ કરી. ઓખા તથા અનિરૂધનાં લગ્ન કર્યાં. શ્રીકૃષ્ણ પરમાત્મા આ વરવધુને લઇ દ્વારિકાંપુરીમાં ગયા. સતી ઓખાનું ચરિત્ર હાલ પણ સ્ત્રીઓ ચૈત્ર મહિનામાં પ્રેમથી સાંભળે છે; અને તેથી સર્વદા સ્ત્રીઓનું સૌભાગ્ય વધે છે. (શ્રીમદ્ભાગવત.)

## દુઃશલા.

હસ્તિનાપુરના રાજા ધૃતરાષ્ટ્રની પુત્રી અને દુર્યોધનાદિ સો ભાઇઓની બહેન દુઃશલા સિંધુલદેશના રાજા જયદ્રથની સાથે પરણી હતી તે ગાંધારી જેવી સાધ્વી માતાના હાથ નીચે ઉછરી ઉત્તમ કેળવણી પામી હતી. તે ધાર્મિક નીતિવાન અને પતિવ્રતા હતી. ધૃતરાષ્ટ્રના પુત્રો દુર્યોધનાદિ કૌરવોની જ્યારે મતિ માઠી હતી ત્યારે દુઃશલા ઘણી સારી મતિની સ્ત્રી હતી પોતાના ભાઇ કૌરવો વારંવાર પાંડવોને અન્યાયથી હાર આપી સંકટમાં સપડાવતા આથી તે બહુ ગુસ્સે થતી અને જ્યારે સતી દ્રૌપદીને સભામાં બોલાવી તેમના ઉપર જુલમ ગુજારી તેના વસ્ત્રો ખેંચવામાં આવ્યા ત્યારે તેણે પોતાના ભાઇ દુર્યોધનને કહ્યું હતુ કે–ભાઇ ! તમોને આ શી દુર્મતિ સુઝી છે ? તમો રાજસુખને માટે કેટલું અધર્મ કર્મ આદરો છો માતાના ઠેકાણામાં આપણાં ભાભીને તમે સભામા બોલાવી તેમની લાજ લીધી એ શું સારૂં કર્યું ? સતી દ્રૌપદી પતિવ્રતા તથા સત્ય અને પ્રેમની મૂર્તિ છે. તેની લજ્જા લોપી તેને દુઃખ દેવાથી વિપરીત ફળને ચાખશો. જ્યારે પોતાનાજ ઘરમાં આવો કલેશ અને દ્વેષ ઉત્પન્ન થાય છે ત્યારે માણસો નાશ પામે છે. પિતાને તથા માતાને પણ તે વખતો વખત કહેતી હતી કે પાંડવો પણ તમારાજ બાળક છે, અને આવો કુટંબ કલેશ ન થવો જોઇએ સિંધુલદેશના રાજા જયદ્રથની રાણી દુઃશલા જ્યારે ધર્માનુસાર સદવર્તનથી ચાલનારી સ્ત્રી હતી ત્યારે જયદ્રથ ઘણો ક્રોધી અને અવ્યવસ્થિત મનનો હતો, પાંડવો જ્યારે વનવાસમાં હતા ત્યારે એક વખતે પર્ણકુટીમાં એકલાં બેઠેલાં સતી દ્રૌપદીનું

જયદ્રથે હરણ કર્યું. અને તેથી પાંડવોના હાથનો માર ખાઇ તે નાશી આવ્યો આ ખબર સાધ્વી દુઃશલાને થતાં તેણે તેને કહ્યું કે સ્વામીનાથ! દ્રૌપદી જેવી સતીનું હરણ કરવાની તમને અવળી બુદ્ધિ ઉત્પન્ન થઇ એ ખરેખર હું અપશુકનજ ગણું છું. ખરેખર આ દુષ્ટ કર્મની શિક્ષા તમને યથાવસર રહેશે નહિ. પર સ્ત્રીપર પ્રેમ રાખનાર કયો પુરૂષ સુખને પ્રાપ્ત થયો છે? ઇંદ્ર, ચંદ્ર વગેરે ઘણા એ એમજ દુઃખી થાય છે આ પ્રમાણે દુઃશલાએ પોતાના પતિ જયદ્રથને કેટલીએક ઉત્તમ શિક્ષા આપી આ ઉપરથી એમ જણાઇ આવે છે કે સતી દુઃશલાની મતિ બહુ ઉત્તમ હતી જેથી તેણે પોતાનાં માતા પિતા, ભાઇઓ અને પોતના પતિને યોગ્ય સલાહ આપી પોતાના જીવતરને સફળ માન્યું. સતી દુઃશલા! ધન્ય છે તારી નિર્મળ મતિને!!! મહાભારત.

## કાદમ્બરી.

સતી કાદંબરી ગંધર્વના ભૂપતિ ચિત્રરથથી મદિરાને પેટે જન્મી હતી ચિત્રરથને સંતાનમાં આ એકજ પુત્રી હતી. તેથી તે લાડમાં ઉછરી હતી તે સર્વ સાહિત્ય અને કળાશાસ્ત્રો વગેરે સર્વ ગુણોથી અલંકૃત હતી. તેણે પોતાની બાલ્યાવસ્થા એક સદગુણી સખીની સાથે સ્નેહથી વિતાવી હતી, કાદંબરી લગ્ન લાયક ઉમ્મરની થતાં તેના પિતા ચિત્રરથે તેને માટે યોગ્ય વરની તપાસ કરવા માંડી. તેજ કાળમાં તેની સખી મહાશ્વેતા વિધવા થયાના વર્ત્તમાન સાંભળી તેના મનમા બહુ આઘાત કર્યો. તેનું ઉત્સાહ ભર્યું સુંદર મુખ શોકને લીધે શ્યામ ઘણું થઇ રહ્યું. અત્યાર સુધી તેણીના મનમાં પરણવાની પૂર્ણ ઇચ્છા હતી પરંતુ પોતાની સખી મહાશ્વેતા સૌભાગ્ય સુખ ગુમાવી બેઠી છે અને તેનું હૃદય આ નિઃસાર સંસારથી વિરક્ત થયું છે આવા હૃદય ભેદક સમાચાર સાંભળતાંજ કાદંબરીતો શોકમાં ને શોકમાં બાવરી બની ગઇ હતી. તેથી તેનાં માતા પિતાએ કાદંબરીને બહુ બહુ સમજાવી ઘણાં ઘણાં દૃષ્ટાંતો આપ્યાં પરંતુ કાદંબરી નહિ પરણવાનું પણ લેઇ બેઠી. આ સમાચાર મહાશ્વેતાને પડતાં તેણે પોતાની દાસી તરલિકાને કાદંબરીને સમજાવવા માટે મોકલી અને કહેવરાવ્યું કે સખી! હું ઉગ્ર આપત્તિમાં આવી પડીછું, તેને તું વધારે શા માટે દુઃખી કરે છે? તને જો મારા પ્રત્યે પ્રેમ અને મમતા હોય અને તારા માત પિતા

તથા આ તારી હત ભાગિણિ સખીને જો સુખી કરવાની ઇચ્છા રાખતી હોયતો સર્વે વડિલ અને ગુરૂજનની શિક્ષા માના દાસી તરલિકાએ મહાશ્વેતાનો સંદેશો કાદંબરીને કહેતાં તે સમયે કાદંબરીએ બહુ બહુ રૂદન કર્યું, અને કેયુરદ્વારા મહાશ્વેતાને સંદેશો મોકલાવ્યો કે—બેન મહાશ્વેતા તારા કહેવાપર લક્ષ આપ્યું છે તું પણ જાણે છે કે મારૂં હૃદય નિર્મળ પ્રેમથી ભરેલું છે. તો પછી તને આવો કઠોર સંદેશો કહેવરાવવા શું પ્રયોજન હતું ? સ્વસ્થ મનવાળું કોઇ પણ મનુષ્ય પરિણામે નાશ થઇ જનારા વિષયમાં કદી પણ મનને પરોવેજ નહિ. પોતાની સખીનાં દુઃખથી દુઃખી થતાં હૃદયને વળી સુખની શાની ઇચ્છા હોય ? નિવૃત્તિ કેવી ? અને પતિ સમાગમ કેવો ? સૂર્યનારાયણ આથમી ગયા પછી નલિની શોકાતુર થાય છે ત્યારે હમેશાં તેની પાસે રહેનારી સખી ચક્રવાકી પણ પોતાના પતિનું સુખ તજી દેછે, તો પછી મારા જેવી કન્યા પોતાની સખીને માટે તેમ કરે તેમાં શી નવાઇ ! મારી સખી પતિના વિયોગાગ્નિથી પીડાઇ પરપુરૂષનાં દર્શન પણ તજી બેઠી છે તો પછી મારા મનમાં પણ પરપુરૂષનો કેમ વાસ થાય. જ્યારે મારી વહાલી સખી પતિનો વિયોગ થવાથી વિધવા વ્રત ધારણ કરીને પોતાના કોમળ શરીરને કરમાવી નાંખે છે તો પછી હું કેવળ મારા સુખને માટે સ્નેહીઓને ગણકાર્યા વગર પરણી બેસું એ ઠીક કહેવાય કે ! તારા ઉપરના પ્રેમને લીધે મેં વિનયને વિસાર્યો છે. વડિલોના વચનોનું ઉલ્લંઘન કર્યું છે અને સ્ત્રીઓને આભૂષણ રૂપ ગણાતી લજ્જાને પણ તે કારણે ત્યાગી છે. આ બધું મેં મારી એક પ્રિય સખીને માટે કર્યું છે. હવે હું તને સ્નેહે કરી બે હાથ જોડીને કહુંછું કે તું મારાપર કૃપા કરીને ફરી તે વાત માટે મને આગ્રહ કરીશ નહિ. મારો જીવ પણ તારીજ સાથે જંગલમાં રહેલો છે. મહાશ્વેતાએ આ સર્વ સંદેશો સાંભળ્યા પછી કેયુરકને જવાની આજ્ઞા આપતાં કહ્યું કે;—કેયુરક ! તું જા ! અને હું આવીને સખી કાદંબરીને સમજાવી ઘટતું કરીશ. કેયુરક પાછો હેમકુટ તરફ વિદાય થયો.

આ સમય ભરતખંડમાં તારાપીડ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેનો પુત્ર ચંદ્રાપીડ સર્વ વિદ્યા કળામાં પ્રવીણ થયા પછી પોતાના પિતાની આજ્ઞા લઇને પોતાના મંત્રી વૈશંપાયન તથા બીજી મોટી સેનાને સાથે લઈ દિગ્વિજય કરવા નિકળ્યો હતો

તે દિગ્વિજય કરતો કરતો **હિમાચળ** પર્વતપર આવ્યો ત્યારે તેણે એક કિન્નરનાં જોડાંને હસતું રમતું દીઠું. એટલે તેની પાછળ પોતાના ઘોડાને દોડાવી મૂકયો. આથી તે જોડું અદૃશ્ય થઇ ગયું પણ તે ફરતો ફરતો **કાદંબરીની** સખી **મહાશ્વેતા** જ્યાં બેઠી બેઠી **શંકરનું** આરાધન કરતી તપશ્ચર્યા કરતી હતી ત્યાં આગળ આવી ચઢયો. અને દેવકન્યા સ્વરૂપ **મહાશ્વેતાને** તપશ્ચર્યા કરતી જોઇને આશ્ચર્યમાં લીન થઇ ગયો. **મહાશ્વેતાએ** અતિથિ તરીકે આવેલા તે **ચંદ્રાપીડનું** સારી રીતે સન્માન કર્યું અને પછી તેમના વિવેક પૂર્વક પ્રશ્ન ઉપરથી તેણે પોતાની તપશ્ચર્યાનું કારણ કહી બતાવ્યું. અને પછી **કાદંબરી** સંબંધી કેટલીક વાત કરી કહ્યું કે-હે મોટા ભાગ્યવાન ભુપ ! **હેમકુટ** રમણીય પ્રદેશ છે ને ત્યાં **ચિત્રરથ**રાજા રાજ્ય કરે છે, માટે તમને જો કોઇ પણ જાતની અડચણ ન હોય તો ત્યાં પધારો ! આપણે સાથેજ **હેમકુટ** પર્વત ઉપર જઇશું ને મારી સખી **કાદંબરીને** સમજાવીશું. પછી તમે ત્યાંથી પાછા સ્વદેશ ભૂમી તરફ જજો. સારા મનુષ્યનો સમાગમ એ દુઃખી મનુષ્યને આનંદદાયક થઇ પડે છે. તમારા દર્શનથી મારા દુઃખીહૃદયને આશ્વાસન મળ્યું છે. **ચંદ્રાપીડ** ઉત્તર આપ્યો કે બેન ! જયારથી તમારાં દર્શન થયાં છે ત્યારથીજ આ શરીર તમોને આધીન છે. જે યોગ્ય લાગે તે આજ્ઞા નિઃશંકપણે કરો. આ પ્રમાણે વાતચિત થયા પછી તેઓ **હેમકુટ** ઉપર ગયાં. **મહાશ્વેતા** અને **ચંદ્રાપીડ કાદંબરીના** રાજમહેલમાં દાખલ થયાં. ત્યાં સખી **કાદંબરી** કેટલી એક કન્યાઓ સાથે બેઠી હતી. તેનું સુંદર સ્વરૂપ અનુપમ હતું. તેણે પોતાના શરીર પર કિંમતી આભૂષણો પહેર્યા હતાં. **ચંદ્રાપીડ કાદંબરીને** નિરખીને અનેક વિચારો કરવા લાગ્યો. એટલામાં તો **કાદંબરી** ઉઠીને સ્નેહથી **મહાશ્વેતાને** મળી. **મહાશ્વેતા** પણ **કાદંબરીને** ભેટી અને સ્નેહનાં અશ્રુ પાડીને બોલી કે બેન ! **ભરતખંડના** રાજાતારાં**પીડના** આ પુત્ર **ચંદ્રાપીડ** છે અને તે દિગ્વિજય કરતા કરતા આ ભૂમિમાં આવી ચઢયા છે, મેં એમને જોયા ત્યારથી મારે એ નિર્મળ મનના રાજકુમાર **ચંદ્રાપીડ** સાથે પવિત્ર પ્રેમ બંધાણો છે. એટલે **કાદંબરીએ** દુર ઉભાં ઉભાંજ હાવભાવથી **ચંદ્રાપીડને** પ્રણામ કર્યા. અને પોતે **મહાશ્વેતાની** પાસે બેઠી પાસેના એક આસન ઉપર **ચંદ્રાપીડ** પણ બેઠો. તે પછી બન્ને સખીઓ વચ્ચે વાતચીત ચાલી. અને **કાદંબરીએ મહાશ્વેતાને**

પાનની બીડી આપવા માંડી. તે જોઈ **મહાશ્વેતાએ** કહ્યું કે બહેન! અમેતો બધાંએ લીધી છે પરંતુ તે રાજકુમાર **ચંદ્રાપીડને** આપ. તેના ઉત્તરમાં **કાદંબરી** બોલી બેન! સહવાસ નહિ હોવાથી હું એટલું બધું સાહસ કરવા શરમાઉં છું. માટે તુંજ તેને આપ, પરંતુ **મહાશ્વેતાએ** વારંવાર પાનની બીડી આપવા માટે જ્યારે આગ્રહ કર્યો ત્યારે **કાદંબરીએ** કંપતે શરીરે, હાંફતે હૃદયે અને આડી નજર રાખીને બીડી આપવા માટે પોતાનો હાથ લાંબો કર્યો. અને મારો જીવ તમારે આધીન છે એમ કહેતી હોય તેમ તેણે પાનની બીડી **ચંદ્રપીડના** હાથમાં મુકી કે જે તે રાજકુમારે સ્નેહથી સ્વીકારી લીધી તે પછી બન્ને સખીઓ વચ્ચે વાતચિત થતી હતી તેટલામાંજ કંચુકીએ આવી ખબર આપી કે પિતા **ચિત્રરથ** અને માતા **મદિરા મહાશ્વેતાને** મળવા આવે છે. એટલે **મહાશ્વેતાએ** ઉભાં થતાં થતાં **ચંદ્રપીડના** ઉતારા વિષે પૂછ્યું ત્યારે **કાદંબરીએ** ઉત્તર આપ્યો કે સખી! એ બાબતને માટે વળી પ્રશ્ન શો! જ્યાં તેમની ઇચ્છા હોય ત્યાં ભલે વિશ્રામ કરે એટલે **મહાશ્વેતાએ પ્રમદવનમાં** આવેલા **મણિમહેલમાં** ઉતારો આપવાનું કહીને **ચિત્રરથને** મળવાને ગઇ. **ચંદ્રપીડ** પણ તરત **મણિમહેલમાં** ગયો અને ત્યાં વિશ્રાંતિ લેવા લાગ્યો. સ્નાન કરી ભોજન કર્યું એટલામાં સખી **મદલેખાએ** ચંદનાદિકનો બનાવેલ અંગરાગ તથા ચંદ્રમાને પણ લજવે તેવો પુષ્પનો હાર આપ્યો. **ચંદ્રાપીડે કાદંબરી** તરફની સેવા સ્વીકાર્યા પછી સખી **મદલેખાને** કહ્યું કે અલિ **મદલેખા** હું તને શું કહું? તું ચતુર છે. તેં કહેવાનું બધું કહ્યું છે. બીજી તરફથી **કાદંબરી** પણ પોતાના મહેલની અગાસી ઉપર ચઢીને **ચંદ્રાપીડને** નીહાળવા લાગી. એટલામાં સાયંકાળ થયો અને **ચંદ્રાપીડ** શય્યાપર સૂતો તે વખતે **કેયુરકે** આવીને કહ્યું કે **કાદંબરી** આપને મળવા માટે આવે છે. એટલે **ચંદ્રાપીડ** ઉઠીબેઠો થયો. એટલામાં **કાદંબરી** પણ ત્યાં આગળ આવી ભૂમિપર બેસી ગઇ. **ચંદ્રાપીડ** પણ ભૂમિ ઉપરજ બેસી ગયો તે પછી **ચંદ્રાપીડે** કહ્યું કે સતી! હું ઘણો વિચાર કરીને શોધુંછું તો પણ મારામાં કોઇ ગુણ હું જોતો નથી કે આ સેવક આટલી બધી કૃપાનું પાત્ર હોય. ટુંકામાં કહેવાનું કે મારૂં જીવતર મારૂં શરીર અને મારી ઇંદ્રિયો એમાંથી ગમે તેને સ્વીકારીને એની મોટાઇમાં વધારો કરો. આમ વાત ચાલતી હતી

તેટલામાં વચ્ચે આવી સખી મદલેખા બોલી રાજકુમાર ! તમે વારંવાર પોતાને સેવક શબ્દથી બોલાવોછો તેથી અમારી સખીને દુ:ખ લાગશે. તમારૂં સર્વસ્વ અમારી સખીએ સ્વીકાર્યું છે માટે હવે બીજી વાતો કરવી રહેવાદો. કહો ! **ભરતખંડની** શોભા કેવી છે ? **ઉજ્જયિની** નગરી કેવી છે ! **તારાપીડ** રાજાની શી ખબર છે ? **વિલાસવતીને** કેમ છે ? **શુકનાસ** કેવા છે ? તમારી નગરી અહિંથી કેટલી દૂર છે ? વગેરે વાતચિતો થયા પછી **કાદંબરી** પોતાના **મહેલમાં** જઇને મોડી રાતે સુઇ ગઇ. બીજી તરફ **ચંદ્રાપીડ** પણ પોતાના મહેલમાં શય્યાપર સુઇ રહ્યો. પરોઢીયું થતાં જાગી સ્નાન સંધ્યા કરીને **કાદંબરી** તથા **મહાશ્વેતાને** મળ્યો અને તેમની બન્નેની રજા લઇને વળાવીયા દાસોની સાથે હેમકુટમાંથી નીકળીને જેવો **અચ્છોદ** સરોવરની નજદીક આવ્યો કે તેણે પોતાની પાછળ આવતાં સૈન્યને દીઠું એટલે તેને હર્ષભેર મળ્યો. અને પોતાને વળાવા આવતા સર્વ **ગાંધર્વને** જવાની આજ્ઞા આપી. પરંતુ બીજેજ દિવસે **કેયુરકે** આવીને **ચંદ્રાપીડને** વિનતિ કરી કે આપનાં દર્શન કર્યા વગર **કાદંબરીને** ક્યાંય પણ ચેન પડતું નથી તે ફરીને આપનું મુખ જોવાને ઇચ્છે છે. એટલે **ચંદ્રાપીડ પત્રલેખાને** સાથે લઇને **હેમકુટ** તરફ સિધાવ્યો. વિરહાગ્નિને અનુભવતી **કાદંબરીને** મળીને તેની આશ્વાસના કરી અને તેની પાસે **પત્રલેખાને** રાખી પોતે પાછો અચ્છોદની તળેટીમાં પડાવ નાંખીને પડેલી પોતાની સેના પાસે આવી પહોંચ્યો ત્યાં તેના પિતા તરફથી એક દૂત પત્ર લઇને આવ્યો હતો. તેણે **ચંદ્રાપીડને** તે પત્ર આપ્યો તેમાં લખ્યું હતું કે પુત્ર ! તને દીઠે ઘણા દહાડા થઇ ગયા છે માટે પત્ર વાંચીને તુરતજ આ તરફ આવજે. પત્ર વાંચીને **ચંદ્રાપીડ** તુરતજ **મેઘનાદ** નામના સેવકને બોલાવીને કહ્યું કે **પત્રલેખા** થોડા દહાડા પછી **કેયુરક** સાથે અહિં આવશે તેને તેડી **અવંતી** આવજે. આમ કહી **વૈશ્પાયનને** સેનાનો વ્યવસ્થાપક નિમી, તેને પાછળથી આવવાનું કહીને પોતે એકલોજ **અવંતી** તરફ રવાના થયો. તે **અવંતીમાં** આવ્યો પરંતુ **કાદંબરી** વિના તેના મનમાં સંતાપ થવા લાગ્યો. એટલામાં **મેઘનાદ પત્રલેખાને** લઇને આવ્યો. અને **કાદંબરીની** વિરહાવસ્થાનું વર્ણન કરતાં કહ્યુ કે જો તમારે **કાદંબરીને** જીવતી રાખવી હોયતો તમે ત્યાં ઝટ પધારો. તે સાંભળીને **ચંદ્રાપીડ** મોટા

વિચારમાં પડી ગયો કે હવે **અવંતીમાંથી** કેવી રીતે બહાર નીકળવું. બીજી તરફથી **કેયુરકે** પણ **કાદંબરીની** દુઃખી સ્થિતિનું વર્ણન કર્યું. તે ઉપરથી **ચંદ્રાપીડ** ગભરાટમાં પડી ગયો પરંતુ પછી **વૈશંપાયન** ધાર્યા પ્રમાણે આવ્યો નહિ તેથી તેમને બહુજ સંતાપ થવા લાગ્યો તે ઉપરથી તેને શોધવાનું બાનું બતાવી માતા પિતાની રજા લઇ **ચંદ્રાપીડ અવંતી**માંથી નિકળીને **હેમકુટ** તરફ ચાલ્યો અને **અચ્છોદ** સરોવર પાસે આવીને તેણે **વૈશંપાયનની** શોધ કરવા માંડી તો તેનો કયાંય પણ પતો લાગ્યો નહિ. એટલે તે વિષે **મહાશ્વેતાને** પૂછવા માટે તેના આશ્રમ તરફ ગયો. અને જુએ છે તો **મહાશ્વેતા** કલ્પાંત કરેછે, ને **તરલિકા** તેને હૈયામાં ચાંપીને બેઠેલી છે. તે ઉપરની **કાદંબરીને** તો કંઇ થયું નહિ હોય એવી શંકાથી **ચંદ્રાપીડે મહાશ્વેતાને** પૂછયું કે એ બહેન! આમ શીદને કલ્પાંત કરોછો? **મહાશ્વેતા** કપાળ કુટતી બોલી આપના ગયા પછી હું **હેમકુટથી** અહિં આવી અને આપના જેવાજ કોઇ કુમારને અહિં ફરતા દીઠા. મને જોઇને એમની નજર બગડી અને તે મારી પછળ પાછળ ફરવા લાગ્યાં રાત્રિને વખતે હું જ્યારે શિલાતળ ઉપર સુતી હતી તે વખતે તે કુમારનો બોલ્યા તેથી ક્રોધની મારી મેં તેને શાપ આપ્યો કે તું પોપટની પેઠે સમજ્યાવિના બોલે છે માટે જા પોપટ થઇને અવતર. મારા શાપની સાથેજ તે કાષ્ટવત જડ થઇને ધરણી પર ઢળી પડયા. એના મરણ પછી મેં સાંભળ્યું કે એતો આપના મિત્ર થતા હતા. આ શોક જનક વાત સાંભળતાં **ચંદ્રાપીડનું** હૃદય એકાએક ફાટી ગયું. એટલે **મહાશ્વેતાને** હૈયામાં ઘાલીને બેઠેલી **તરલિકાએ** તુરત દોડી આવી તેને ઝાલી લીધો. **ચંદ્રાપીડનું** મરણ જોઇને સૌ ગભરાટમાં આવી પડયાં અને **મહાશ્વેતાને** માથો બાંડી શોક કરવા લાગ્યાં. બીજી તરફથી **કાદંબરી** પોતાના પતિ આવ્યાના સમાચાર સાંભળી તે પણ **મહાશ્વેતાને** ત્યાંજ પોતાની દાસી સાથે આવી પહોંચી પરંતુ પોતાના પતિ **ચંદ્રાપીડનું** મરણ સાંભળી તે પણ ભૂમીપર ઢળી પડી. મૂર્છામાંથી જાગ્રત થયા પછી **કાદંબરીએ** પોતાના પ્રિય **ચંદ્રાપીડની** સાથે બળી સતી થવાનો નિચાર કર્યો. અને તેની પૂજાને માટે જે પુષ્પ, ધુપ, દીપ, તથા અગર ચંદન વગેરે જે કંઇ આવ્યું હતું તેનાથી **ચંદ્રાપીડની** પૂજા કરી, તે શબને પોતાના ખોળામાં લઇને બેઠી.

તેટલામાં **ચંદ્રાપીડના** શરીરમાંથી એક તેજ બહાર નિકળ્યું. તેણે **મહાશ્વેતાને** ધીરજ આપી અને **કાદંબરીને** કહ્યું કે તું પોતે પ્રાણ ત્યાગ કરીશ નહિ. તેમ આ શબને પણ અગ્નિસંસ્કાર કરીશ માં પરંતુ આ સ્થિતિમાંજ રહેવા દેજે તે ઉપરથી **કાદંબરી** પોતાના પતિના શબને ખોળામાં રાખી દુઃખના દિવસો નિર્ગમન કરવા લાગી. બીજી તરફ **ચંદ્રાપીડ** અને **વૈશંપાયનના** કંઇ પણ સમાચાર નહિ મળવાથી કેટલાએક દૂતો **ઉજજયિનીથી** આવ્યા. અને તેઓ આ સર્વ અશુભ સમાચાર લઈ પાછા **ઉજજયિની** ગયા ને ત્યાં નગરી બહાર પૂજા કરવાને આવેલા **વિલાસવતી** પાસે આંસુ ભરી આંખે ઉભા રહ્યા. **વિલાસવતીએ** પુત્રના કુશળ સમાચાર પૂછયા. પરંતુ તેઓ ઉત્તર આપી શક્યા નહિ. એ ઉપરથી રાણી **વિલાસવતી** કંઇપણ અશુભ થયું છે એમ માનીને વિલાપ કરવા લાગી. પાછ-ળથી રાજા **તારાપીડ** મંત્રી સહિત ત્યાં આવી પહોચ્યા. દૂતોએ જ-ણાવ્યું કે **ચંદ્રાપીડ** મરણને શરણ થયા છે. પરંતુ તેનું શરીર હજી જેવું ને તેવુંજ છે. તે ઉપરથી રાજા, રાણી, અને મંત્રી આદિ સર્વ મંડળી ત્યાંજ જવા નીકળી. **ચંદ્રાપીડના** વડિલો **ચંદ્રાપીડને** મળવા માટે આવે છે એમ જાણતાંજ **મહાશ્વેતા** આંસુ પાડતી પોતાની ગુફામાં પેસી ગઇ. બીજી તરફ **કાદંબરી** પણ મૂર્છિત થઇ ધરણીપર પડી જેને તેની સખીઓએ ઝાલી રાખી. એટલામાં રાજા **તારાપીડ** આ સ્થળે આવી પહોંચ્યો. **ચંદ્રાપીડના** માતા પિતા આંસુની ધારાઓ પાડતાં પાડતાં લાંબા હાથ કરીને વિલાપ કરવા લાગ્યાં કે-ઓ પુત્ર! તું અમો વૃદ્ધને છોડી શાદને સિધાવ્યો. અમોને ઘણે દહાડે તારૂં દર્શન થયું છે. આ પ્રમાણે અત્યંત શોક કરતાં તારાપીડે કહ્યું કે આપણે તો **મનોરમા** તથા **શુકનાસને** ધારણા આપવી જોઇએ તેને બદલે ઉલટાં આપણેજ શોક કરશું, તો પછી તેઓને ધારણ કોણ આપશે. આ ગંધર્વ રાજની કન્યા આપણા આવવાથી શોકમાં પડી મૂર્છિત થઇ છે, રાજા **તારાપીડનાં** વચનો સાંભળી રાણી વિલાસવતી બોલ્યાં કે ક્યાં મારા પુત્રનું રક્ષણ કરનારી સકુળ કન્યા ? આમ બોલતી તે **કાદંબરીની** પાસે ગઇ અને **કાદંબરીને** મૂર્છા આવવાથી મીંચાયેલી આંખવાળું તેનું મુખ નિહાળીને તેઓ બોલી કે ઓ વહુ દીકરા ધીરજ ધરો. તમારા વગર મારા વહાલા પુત્ર

ચંદ્રાપીડનુ શરીર આવી સ્થિતિમાં રહેત નહિ તમે અમૃત સમાનછો **ચંદ્રાપીડનું** નામ સાંભળીને **કાદંબરીની** મુર્છા વળી અને તેને ભાન આવ્યુ અને તેણે વડિલોને પ્રણામ કર્યા ત્યારે વડિલોએ આશિર્વાદ આપ્યોકે—લાંબા વખત સુધી સૌભાગ્ય ભોગવો. વળી **તારાપીડ** બોલ્યોકે વહુ! અમારે પુત્રનું મુખ જોવાની ઈચ્છા હતી તે આજે પુર્ણ થઇછે તમે આજ દીવસ સુધી મારા પુત્રને સજીવન રાખવા માટે જે ઉપચારો કરતાં હો તે ઉપચારો અમારાથી શરમાઇને બંધ પાડસો નહિ. અમે તો માત્ર જોનારાંજ છઇએ. અહિ આવ્યાં તો પણ શું અને ગયાં તો પણ શું કુમાર **ચંદ્રાપીડ**નુ શરીર વહુ **કાદંબરીનાજ** ઉપચારો કરીને સારૂ અને શુદ્ધ રહ્યું છે. આમ કહી **તારાપીડે** વનવાસ વેઠવા ઈચ્છા ધરવી અને રાજા તથા રાણી તેજ વનમાં વીચરવા લાગ્યાં કેટલેક સમય વિત્યા બાદ ચૈત્ર માસ બેઠો અને ભગવાન કામદેવનો મહોત્સવ આવ્યો તે સમયે સયંકાળે **કાદંબરીએ** સ્નાન કરી અને **ચંદ્રપીડને** સુગંધી જળવડે સ્નાન કરાવીને કસ્તુરી તથા ચંદનનો લેપ કર્યો. તેને પુષ્પોથી અલંકૃત કરી નેહેથી નિહાળવા લાગી અને વારંવાર ધ્રુજતી કે રખેને **મહાશ્વેતા** જોતી હોય એવા ભયથી તે ચારે દિશાઓ તરફ જોવા લાગી. અહિ એકાંત જોઇને ચંદ્રાપીડને બે હાથ વતે ગાઢ આલીંગન આપ્યું.આ આલીંગન કરીને **ચંદ્રાપીડના** પ્રાણ અમૃતમય આલિંગનથી તેજ ક્ષણે આવી તેની બન્ને આંખો ઉઘડી ગઇ અને નિદ્રામાંથી જાગ્રત થયો હોય તેમ સચેત થઇને કંઠે વળગેલી **કાદંબરીના** આનંદમાં વધારો કરતો બોલ્યો કે—પ્રાણપ્રીયા? હવે ભય રાખીશ નહિ. હું સજીવન થયો છું. તારા જેવી અમૃતમય થયેલી સ્ત્રીનો હાથ અડકે તો મૃત્યુ હોયજ કયાંથી? શાપને લીધે આટલા દિવસ હું શબવત્ થઇ પડયો હતો હવે મારો શાપ પુરો થયોછે આમ કહેતાં **પુંડરીક** પણ ત્યાં આવી પહોચ્યો. એટલે **કાદંબરી** તેની વધામણી ખાવા **મહાશ્વેતા** પાસે દોડી ગઇ. અહિં **ચંદ્રાપીડ** તથા **પુંડરીક** મળ્યાં. રાજા **તારાપીડ** તથા રાણી **વિલાસવતી** સર્વે મળ્યાં. **વેશંપાયન** કે જેનુ બીજુ નામ **પુંડરીક** હતુ તેને ભેટી પ્રસન્ન થયાં પતિને સજીવન કરનારી સતી શિરોમણિ **કાદંબરીને** ધન્યછે. સતી **કાદંબરી!** તમારી પતિ પ્રત્યેની પ્રીતી એજ સ્ત્રીઓના સુખનું ઉતમ સાધન ગણાયછે.!!

**સાહિત્ય.**

## પદ્મા.

**અનર્ણ્ય** રાજાને **પદ્મા** કરીને એક ગુણીઅલ કુંવરી હતી; તેની **પિપ્પલાદ** મુનિએ માગણી કરી ત્યારે રાજાના મનમાં થયું કે આ મુનિ વૃદ્ધ છે તેથી તેને કન્યા દાન આપવું ન જોઇએ; પણ જો આપણે તેને ના કહીશું તો શાપ દેશે એવું ધારી શાપના ભયથી કુંવરી તેને પરણાવી ત્યારે તે **પદ્મા** મુનિની સાથે વનમાં ગઇ; ત્યાં નીત્ય પ્રેમે કરી પતીની પૂજા કરવા લાગી. થોડાએક દિવસ ગયા બાદ **પદ્મા** ગંગાને તીરે સ્નાન કરવા ગઇ હતી તે સમયે તેના શીલની પરીક્ષા જોવા સારૂં **ધર્મ** એક મનુષ્યનું રૂપ ધરી માર્ગમાં આડો આવી ઉભો રહયો, ને વિચાર્યું કે આ સ્ત્રી વૃદ્ધ પતિને પામી છે તો તેની તે વિષે કેવી બુદ્ધિ છે તે મારે જોવું જોઇએ. એમ ધારી સતીને બોલાવી કહ્યું કે તારો ભરતાર વૃદ્ધાવસ્થાથી ચાલી શકતો નથી તેનું શરીર શિથિલ થઇ ગયું છે; તો તારો જન્મારો એળે કેમ ખોઇશ ? સંસારીનાં સુખ ભોગવ. આ ધર્મનાં વચન સાંભળી **પદ્મા** ક્રોધ કરીને બોલી કે અરે દુષ્ટ ! અહિંથી દુર જા તારૂં મ્હોં જોવાથી પણ પ્રાયશ્ચિત પડે. એમ કહી **પદ્મા**એ ચાલવા માંડયું તો પણ પેલો માણુસ તેનો માર્ગ રોકી ઉભો રહયો. ત્યારે **પદ્માએ** ક્રોધ કરી કહ્યું કે જો તું દુર નહિ જાયતો મારા પ્રતિવ્રતના પ્રતાપથી હું તને બાળી નાખીશ ના કહ્યા છતાં પણ તું નજીક આવે છે તો હું તને શાપ આપું છું કે તું મરી જા. આ શાપથી ધર્મ તરત નાશ પામ્યો; તેથી સર્વ લોક કંપી ગયા. દેવતાઓએ પણ **પદ્માની** પાસે આવી તેનું પૂજન કરી ધર્મની હકીકત કહી તેનો ક્રોધ શાંત કરી ધર્મને જીવાડવાની વાત કરી; ત્યારે સતીએ મનમાં વિચાર્યું કે ધર્મનો નાશ થવાથી આ દુનીયાને મોટું નુકશાન છે માટે તે વિષેનો કોઇ પણ રસ્તો કાઢવો જોઇએ. એવું વિચારી તેને કહ્યું કે સત્યયુગમાં ધર્મના ચાર પાયા, ત્રેતામાં ત્રણ પાયા, દ્વાપરમાં બે પાયા અને કળિયુગમાં એક પાયો રહેશે; અને તે પણ છેવટમાં નાશ પામશે. આવી રીતે સતીએ શાપ વાળ્યો ત્યારે ધર્મ જીવતો થયો; અને સતીને કહ્યું કે તારૂં સત્વ જોઇને આજે હું પ્રસન્ન થયો છું: તેથી તને વરદાન આપું છું કે તારા સત્વનાં કાર્ય સિદ્ધ થશે; તારો ભર્થાર સુંદર યુવાવસ્થા પામશે; તને

દશ પુત્ર થશે; દેવતાઓની સર્વ રિદ્ધિ સિદ્ધિ તને મળશે અને મારા આશીર્વાદથી તને કાંઇ વિઘ્ન નહિ પડે.

આવું વરદાન આપીને ધર્મ પોતાને ઘેર ગયા. સતી પણ ઘેર આવી તેના પતીની અવસ્થા પણ જુવાન થઇ રહી; અને દીવસે દીવસે તેના ઘરમાં સંપતિ વધી અને ધર્મના કહ્યા પ્રમાણે દેવ સરખા દસ પુત્ર થયા.

## શાંડિલી.

સતી **શાંડિલી** પોતાના પતિની સંગાથે રહી **ઋષભ** પર્વત ઉપર પોતાનું જીવન ધર્માચરણ કરીને ગાળતી હતી. અને તે સર્વ અતિથિઓની સારી રીતે સેવા કરતી હતી. એક વખતે **ગાલવમુનિ** પોતાના ગુરૂને ગુરૂદક્ષિણામાં એક કોરે કાળા કાન વાળા ધોળા એકસો આઠ ઘોડાઓ આપવાની પ્રતિજ્ઞાવશથને તેવા ઘોડાઓને શોધવા માટે ગરૂડની પીઠ ઉપર બેસીને પૃથ્વીપર પર્યટન કરતા હતા તે આ પર્વત ઉપર આવી પહોચ્યા, ત્યાં તપસ્વીની **શાંડિલી**એ તેનો સારી રીતે સત્કાર કરીને ભોજન કરાવી તૃપ્ત કર્યા, રાત્રે સુતાં સુતાં તે ગરૂડ આ સતી **શાંડિલી**ને માટે ઇર્ષ્યા વાળો વિચાર કરવા લાગ્યોકે આ સ્ત્રીને અહિથી **બ્રહ્મા**, **વિષ્ણુ** કે **ઈંદ્રની** પાસે લઇ જાઉંતો ઠીક. આવા વિચારમાંને વિચારમાં નિદ્રાવશ થઇ ગયો ને બીજી તરફ **ગાલવ** પણ નિદ્રાવશ થઇ ગયા. બીજે દિવસે પ્રભાત થતાં ગરૂડ જાગીને જુએછે તો પોતાની પાંખનાં સઘળાં પીછાં જમીનપર ખરી ગયેલાં જોયાં અને જરાપણ ચાલવાની શક્તિ રહી નહી. આ ચમત્કાર જોઇ **ગાલવ** પણ શોકાતુર થયા. અને ગરૂડને પુછયું કે તારી આવી દુર્દશાનું કારણ શું? તેં આ પવિત્ર ધામમાં દુષ્ટ વિચારો તો કર્યા નથી જેવું હોય તેવું શુદ્ધ મનથી કહી દે. ગરૂડે ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું કે ઋષિરાજ અપરાધ થઇ ગયો છે. મેં આ સિદ્ધ **શાંડિલીને** અહિથી **પ્રજાપતિ શંકર** કે **વિષ્ણુ** એમાના એક દેવની પાસે લઇ જવાનો વિચાર કર્યો હતો માટે મારા આ અપરાધની તે તપસ્વીની સતી **શાંડિલી** પાસે ક્ષમા માગુંછું પછી **ગાલવે** તે સ્ત્રી પાસે જઇ ગરૂડના દુષ્ટ વિચાર વાળી મતિને માટે ક્ષમા માગી. એટલે ક્ષમા આપતાં સતી **શાંડિલી**

બોલીઃ-ઋષિ જાગો! ગરૂડની પાંખો પાછી સારી થઇ જશે, તેણે મારા વિષે ખોટા વિચાર આણ્યો હતો તેથી તેની એવી દશા થઇ હતી. હું સદાચાર સંપન્ન અને તપસ્વિની સ્ત્રી છું તેથી દુષ્ટોના પાપી અને પ્રપંચી વિચારો જાણી શકુછું. અને વળી ગરૂડને કહેવા લાગીકે ઓ ગરૂડ! હવે તારે કોઇ પણ સ્ત્રીના સબંધમાં ખોટા વિચારો કરવા નહિ, તારા અપરાધને માટે હું તને ક્ષમા આપુછું.

આ સતી કેટલાએક કાળ પછી સ્વર્ગમાં ગઇ. ત્યાં પણ **સુમના** નામની સ્ત્રીએ **શાંડિલીને** પૂછ્યું કે હે કલ્યાણી! તમે કયા પુણ્યે કરી આ સ્વર્ગમાં આવ્યાં છો. **શાંડિલીએ** ઉત્તર આપ્યોકે હું કંઈ ભગવાં વસ્ત્રોથી કે વલ્કલ વસ્ત્રથી આ સ્વર્ગને પામી નથી પરંતુ એક નિષ્ઠાએ પતિ ભક્તિ કરી આ સ્વર્ગ લોકને પામી છું. આ પ્રમાણે કેટલોક સતી ધર્મ સંભળાવી **સુમનાને** બહુજ પ્રસન્ન કરી પતિ ભક્તિ એજ સર્વદા સુખનું સાધન છે.

## સંજ્ઞા.

સાધ્વી **સંજ્ઞા સુર્યદેવની** પત્ની થતાં હતાં. તે બહુ વિદ્વાન અને સદગુણસંપન્ન હતાં તેણે કેટલાએક વેદનાં ઋક રચેલાંછે. તેણે પ્રજા ધર્મ ફેલાવવા તથા નીતિનો રસ્તો દેખાડવા સારો પ્રયત્ન કીધો હતો. આ સતી **સુર્યદેવને** બહુજ પ્રિય હતાં. જ્યારે તેમનાં લગ્ન થયાં ત્યારે તેણે પોતાના પતિ **સુર્યદેવને** કહ્યું કે—હે નાથ! તમો મારી સાથે સદા આનંદને મેળવો. હું સર્વદા આપને સુખદાયી થઇશ, મેં અનેક પ્રકારનાં પુણ્ય કર્મો કર્યા હશે જેથી દેવતાઓએ આપ જેવા સ્વામી આપ્યા હું સર્વદા એટલે બાળ, યૌવન અને વૃદ્ધાવસ્થામાં આપના કુટંબનું પોષણ કરીશ. હું હમેશાં નિર્મળ મનથી રહીશ, સૌભાગ્યને જણાવનારાં આભરણો સર્વદા પહેરી રાખીશ. મન, વચન અને કાયાવડે આપની સેવા કરીશ. હું તમારી સાથે રહી તમારા સુખ દુખાદી સર્વ કાર્યમાં ભાગિણી થઇશ. તમે જે જગોએ રહો અથવા જાઓ તે વખતે મને પણ સાથે રાખશો. સ્વામીનાથ! મારૂં પાલન કરવા આપજ સમર્થ છો. આપજ મારા સેવ્યછો વગેરે વગેરે વચનો કહી તે સદા પતિને રીઝવતી. આ સતી

ના સૌભાગ્યપણામાં એટલી તો મહત્તા છે કે, વિવાહ કાર્યમાં ક-ન્યાને સૌભાગ્ય દેવાયછે ત્યારે સુર્યનારાણદેવનું નામ દેવાય છે. એટલે સુર્ય તથા સંજ્ઞાનુ સૌભાગ્ય ઘણા કાળ રહ્યું તેમ ઇશ્વર આ કન્યાનું સૌભાગ્ય લાંબો કાળ રાખો. સતી સંજ્ઞા પોતાની કીર્તી પતિ શેવાને પ્રતાપે કરી સ્થિર રાખી ગઇછે.

## રેણુકા.

રેણુક રાજાને રેણુકા નામની પુત્રી હતી તેમનાં લગ્ન જંમદગ્નિ નામના મહર્ષી સાથે કર્યાં હતાં. તેની એક બીજી બેન હતી તેને સહસ્ત્રાર્જુન સાથે પરણાવી હતી. રેણુકા બાલ્યાવસ્થામાંજ ધર્મ શાસ્ત્ર તથા અર્થ શાસ્ત્ર શીખ્યા હતા. રેણુકાની કુખે પૃથ્વીને એક વીશવાર નક્ષત્રી કરનાર ઇશ્વરાંશ પરશુરામ અવતર્યા હતા. તેમણે ભૂમીભાર ઉતારવા માટે ચોર લોકોની વૃતિ રાખનારા ધર્મભ્રષ્ટ થયે લા ક્ષત્રિયોનો સંહાર કર્યો હતો. આવા પૃથ્વીમાં વિખ્યાત પુત્રને જ ન્મ આપનારાં રેણુકા પોતના આશ્રમમાં રહી ધર્માચરણ કરતાં હ તાં ને પતિ સેવામાં પરાયણ રહેતાં. એક દીવસે રેણુકા ગંગા કીના રે જળ ભરવા ગયાં; ત્યાં એક ગંધર્વ રાજા કેટલીએક સ્ત્રીઓ સા થે જળ ક્રીડા કરતો હતો. રેણુકાનું મન વિષય વાસના વધારનારી જળ ક્રીડા જોઇ રજોગુણી થયું. તે સતીના પવિત્ર મનમાં અપવિત્ર તાએ વાસ કર્યો અને શિર ઉપરથી ઘડો હેઠો મુકી તે જળ ક્રીડા જોવાં ઉભાં. થોડીવારે સતી રેણુકાને પોતાના પવિત્રપણા વિશે ભાન આવ્યું. કે શરીર થર થર કંપવા લાગ્યું અને જળ ક્રીડા નીર-ખ્યાથી મનમાં પશ્ચાતાપ થવા માંડયો. અરે દૈવ ! મને તેં શી મતિ પ્રેરી ? માઃરૂ જ્ઞાન ક્યાં ગુમ થઇ ગયું ? આજ દિવસ સુધી કરેલી પતિ ભક્તિ અને પતિ સેવા તેનું શું આતું પરીણામ ? હે વિવેકહી ન દુષ્ટ મન ! સંસારીક વિષય વાસનાના મિથ્યા રસમાં તું શા મા ટે લલચાણું ? તુ તારા રાજ વૈભવને તજી દઇ આ વનની ઝાડીમાં વાસ કર્યો તે પણ શું સાવ વિસરી ગયું. ત્યાં જઇ ઘડો ઠેકાણે મુ-કી બે હાથ જોડીને પોતાના પતિ જમદગ્નિની પાસે નીચુ મુખ કરીને ઉભાં રહ્યાં. જમદગ્નિ તેમના નિસ્તેજ મુખને જોઈ આશ્ચર્ય માં પડયા. પછી તેણે પોતાની વિદ્યાના બળથી જાણ્યું કે આણે ગ-હા અપરાધ કર્યોછે તેથી તેના પાંચ પુત્રો હતા તેમાંથી પ્રથમ વસુ વગેરે પુત્રોને આજ્ઞા કરીકે-તમે તમારી માતાનું મસ્તક છેદી નાંખો.

જમુએ આવું વચન સાંભળતાં થરથર કંપવા લાગ્યા અને બોલ્યા કે-પિતાજી! અમારાથી એ ભયંકર કર્મ થઇ શકશે નહિ. એટલે જમદગ્નિએ સૌથી નાના પુત્ર પરશુરામને રેણુકા આદિ આજ્ઞા નહિ માનનારા પુત્રો એ સૌનાં મસ્તક કાપી નાંખવાની આજ્ઞા કરી પિતાની આજ્ઞાનુ પાલન કરતાં પરશુરામે ફરસી લઇ સૌનાં મસ્તકો કાપી નાંખ્યાં. પોતાની આજ્ઞાનું પાલન થતાં પિતા પ્રસન્ન થઇ બોલ્યો કે-હે પુત્ર! તારી શી ઇચ્છા છે? જે ઇચ્છા હોય તે તરતજ માંગીલે હું તારા ઉપર બહુ પ્રસન્ન થયોછું. પરશુરામે મસ્તક નમાવી કહ્યુંકે-હે પિતાજી! મારા માતા તથા મારા બધા બાંધવો પાછા સજીવન થાય અને તેઓને આ વાતનું કશું સ્મરણ ન રહે. જમદગ્નિએ કહ્યુંકે-તથાસ્તુ. રેણુકા તથા તેના પુત્રો જીવતા થયા. પરશુરામ તેના પાદમાં પડી અપરાધને માટે માફી માગી. ત્યારે હસતાં હસતાં રેણુકા બોલ્યાં કે હે પુત્ર! તેં તારા પિતાની આજ્ઞાનું પાલન કર્યું છે તેથી હું મને ભાગ્યવાન સમજુ છું. તને હું આશીર્વાદ આપું છું કે તારી સઘળી સારી ઇચ્છાઓ ફળીભૂત થાઓ વગેરે આશીર્વાદ આપ્યો તે માતા પિતાની સેવાનું મહાત્મ બતાવી તે પુત્રને ઘણી યોગ્ય સલાહ આપી હતી. પરશુરામે શૂરવીર તરીકે સર્વ જગોએ નામના મેળવી એ ફક્ત તેની માતા રેણુકાનો પ્રભાવ હતો. સતી રેણુકા! તમોને ધન્ય છે કે પુત્ર પરશુરામને આવા ગુણવાન કર્યા. આથી રેણુકાની કીર્તિ અમર રહી છે.

રામાયણ.

## શતરૂપા.

આ તત્વજ્ઞ સાધ્વી સ્ત્રી ઘણીજ બુદ્ધિશાળી, ઉત્સાહી, ચંચળ અને હુશિઆર હતી. તે આપણા આદિ ભગવાન સ્વાયંભુ મનુની પ્રિય પત્ની હતાં. પ્રાચીન પુરાણોમાં જણાવેલું છે કે તેને શ્રી વિષ્ણુ ભગવાને સ્વેચ્છાનુસાર સૃષ્ટિ સરજવા માટે ઉત્પન્ન કરી હતી. આ પવિત્ર સ્ત્રી પોતાની અવકાશનો વખત આત્મ જ્ઞાનમાં કાઢતી. તેનું મુખ ચંદ્રમાની પેઠે શોભીતું હતું. તેને સદાચાર અને નીતિ એ સર્વદા શણગાર સ્વરૂપ હતાં. હાલના જમાનાની સ્ત્રીઓની પેઠે નકામાં બેસી પારકી કુથલી કરવાનું તે સતી જરા પણ પસંદ કરતી નહિ. સ્વાયંભુ મનુએ જ્યારે નૈમિષારણ્યમાં તપશ્ચર્યા કરી ત્યારે આ શતરૂપા સાથેજ હતી. તે વખતે તેણે પોતાના પતિની

બહુજ સેવા કરી પોતાનો પતિવ્રત્ય ધર્મ જગતને બતાવ્યો હતો. આ સત્ય સ્વરૂપ સતીએ પતિની સાથે રહી કેટલાંએક વર્ષો વનનાં વનફળો અને પાદડાંઓનો આહાર કરી, કેટલાંએક વર્ષો પાણીનું પાન કરી અને કેટલાંએક કાળ વાયુ ભક્ષણ કરી પવિત્ર પતિના સાથે ઉગ્ર તપ આદર્યું હતું. આ મહાસતીને **પ્રિયવ્રત** અને **ઉતાનપાદ** નામના બે પ્રભુ રૂપ પુત્રો ઉત્પન્ન થયા હતા. **આકુતિ, પ્રસુતી,** અને **દેવહુતી** જેવી દેવતાઇ ત્રણ કન્યાઓ ઉત્પન્ન થઇ હતી કે જે આગળ ઉપર જગતને વંદનીય અને મહા સતીઓ થઇ છે. આ સઘળો પ્રતાપ સાધ્વી **શતરૂપાનોજ** હતો. આવા ઉત્તમ બાળકોથી **શતરૂપા** પણ જગતમાં અદ્ભુત અને વિમળ થઇ ગયાં છે. ધન્ય છે સત્ય સ્વરૂપ **શતરૂપા!** **વિષ્ણુપુરાણ.**

## વિશ્વવારા.

આ પવિત્ર સ્ત્રીનો જન્મ અત્રિ ગોત્રમાં થયો હતો. તેના પિતાનું નામ શું? તેની માતા તથા તેના ભાઇનું નામ શું? તે કોઇ પણ ગ્રંથમાંથી મળી શકતું નથી. **વિશ્વવારાએ ઋગ્વેદ** સંહિતાના પાંચમા મંડળમાં બીજા અનુવાકના વીશમા સુક્તની ઋચાઓ રચી છે તેથીજ તેને ધન્યવાદ ઘટે છે. આર્ય સ્ત્રીઓ! તમે પણ આવું ઉત્તમ પ્રકારનું વિદ્યાજ્ઞાન મેળવી તમારી કીર્તિનો પ્રકાશ પાડી વિશ્વવારા વિદુષીની પેઠે સર્વત્ર માનનીય બનો!!! (**વેદ**)

## ઘોષા.

આ વિદુષી **કક્ષિવાન** રાજાની પુત્રી હતી. તેને પણ **અપાલાની** પેઠેજ રક્ત પિત્તનો મહા રોગ થયો હતો. **અપાલા** અને ઘોષાં તેમાં ફરક્ત એટલોજ હતો કે **અપાલાને** તેના પિતાએ કહાડી મુકી હતી. ઘોષાને જે વખતે આ રોગ થયો ત્યારે તેનાં લગ્ન થયાં નહોતાં; પણ **અશ્વનીકુમારે** આ રોગ મટાડ્યા પછી તેનો વિવાહ કર્યો. તેનો પિતા **કક્ષિવાન** જેવો નામાંકિત હતો તેવીજ તેની કન્યા **ઘોષા** પણ **જગતમાં** માનનિય હતી. પુત્રીની વિદ્વતાથી તેના પિતા **કક્ષિવાનનું મુખ સુંદર** અને સ્વચ્છ થયું હતું. તેણે **ઋગ્વેદની** કેટલીએક ઋચાઓ રચી છે. આ પવિત્ર સતી **વિદ્યા વીશારદ** હતી. તેની પવિત્ર કીર્તી આ જગતને પવિત્ર કરેછે.

**વેદ.**

## વાગ્દેવી.

આ મહાદેવીના પિતાનું નામ અંભ્રણુ ઋષી હતું. આ શુદ્ધ અને પવિત્ર સાધ્વીનું નામ વેદમાં મશહુર છે. **વાગ્દેવી** એટલી તો ધર્મપરાયણુ હતી કે તે પોતાના આત્મામાં બ્રહ્મની શક્તિનો અનુભવ કરી શકતી હતી. **યથા નામા તથા ગુણા**: નામ પ્રમાણેજ તેમનામાં ગુણો હતા. **વાગ્દેવી** તે એક ખરેખર વાણીની જનની હતી. તેમની વાચાની શક્તિ તે એક **દેવીસુક્ત** કે જે આપણા આખા હિંદુસ્તાનમાં ૭૦૦ શ્લોકનાં ચંડી મહાત્મયનો એક ગ્રંથ છે. તેથીજ તેની કીર્તિ અને તેનું નામ આ અવનિમાં આનંદને આપે છે. તેણે **ઋગ્વેદની** કેટલીએક ઋચાઓ બનાવી છે, કે જેમાં બહુ ગંભીરાર્થ સમાયેલો છે. તે જોતાં તેની વિદ્વતા કંઇ ઓછી જણાતી નથી. અને તેને સાક્ષાત **સરસ્વતીનો** અવતાર કહીશું તો પણુ તે અયોગ્ય ગણાશે નહિ. ધન્ય છે **વાગ્દેવી** ! તમારી વિદ્વતાને ! ! !

વેદ.

## ચુડાલા.

**ચુડાલા સૌરાષ્ટ** દેશના રાજાની કન્યા હતી. તેણે બાલ્યાવસ્થામાં પોતાના પિતાની પાસે આવતા ઋષી મુનિઓના મુખથી આત્મજ્ઞાન સંબંધી અને નીતિશાસ્ત્ર શ્રવણુ કરીને ઉમદું જ્ઞાન સંપાદન કર્યું હતું તે જેવી શાસ્ત્રમાં સિદ્ધ હતી તેવીજ રૂપે અને લાવણ્ય યુક્ત હતી. ઇંદ્રને ત્યાં વસતી અપ્સરાઓ **ચુડાલાને** જોઇ મોહ પામતી અને તેનાથી સર્વદા ડરતી રહેતી, કારણુ કે ઇંદ્ર કામાંધ હતા. આ કન્યાનું ગુણુગાન **શિખિધ્વજ** રાજાએ સાંભળ્યું તેથી તેણે તેના પિતાની પાસે માગું મોકલ્યું તે તેણે કબુલ રાખ્યું ને મોટી ધામધુમથી **ચુડાલાનાં** લગ્ન કર્યા. **શિખિધ્વજ ચુડાલાની** સાથે સર્વદા આનંદથી રાત્રિ દીવસ વિતાવવા લાગ્યો. **ચુડાલાને** નાની વયમાંજ વિદ્યાભ્યાસમાં પ્રીતી હતી; તેથી તે આજ પણુ પોતાના પતિ **શિખિધ્વજની** પાસેથી શાસ્ત્રો અને કળાઓનું શિક્ષણુ સંપાદન કરવા લાગી. **શિખિધ્વજ** પણુ **ચુડાલા** પાસેથી સંગીત અને નૃત્ય આદિ વિદ્યા કળાઓ શિખવા લાગ્યો. આમ પરસ્પર રાજા અને રાણી સુખની લહરીમાં તન્મય બની ગયાં. આ દંપતીએ આનંદ કરતાં કેટલાંએક વર્ષો ગાળી કાઢયાં. આખરે તેણે

વિચાર કર્યો કે હવે કાળના ઝપાટામાંથી નાશ પામનારા આ મિથ્યા દેહથી વ્યવહાર કરનારા જીવના મરણને પાકેલા ફળ પડવાની પેઠે કોઇથી પણ અટકાવી શકાય તેમ નથી. માટે હવે જે વસ્તુ પ્રાપ્ત થવાથી ગમે તેવા સંકટમાં પણ માનસીક ખેદ ન થાય, તેવો પદાર્થ મેળવવા માટે પ્રયાસ કરવાની જરૂર છે. આમ વિચાર કર્યા પછી તે જોડાએ મોક્ષ મેળવવા માટે વેદશાસ્ત્રનો અભ્યાસ આદર્યો. ચુડાલા પણ પતિની સાથે રહી ઋષી મુનિઓની સેવા કરી વેદાંતનું નિર્મળ જ્ઞાન શ્રવણ કરવા લાગી. આમ દીવસે દીવસે અભ્યાસ કરતાં વિચાર થયો કે—દેહ તો જડ અને ચૈતન્ય વગરનો મૂઢ છે. અને અજ્ઞાન બાળકો જેવા પણ આ દેહ મારો છે આમ કહે છે પણ હું તેમ કહેતી નથી. તેથી એમ નિશ્ચય થાય છે કે આત્માથી દેહ ભિન્ન છે. અને તેતો નાશવંત છે. આવા અત્યુત્તમ વિચારો આવવાથી ચુડાલા બહુ હર્ષ પામવા લાગી; અને અસાર અને મોહક સંસાર તરફ તુચ્છ બુદ્ધિથી નિહાળવા લાગી, આવા અમૂલ્ય આત્મજ્ઞાનથી જે શાંતિમય સુખ સંપાદન કર્યું હતું તેથી તેમની સૌંદર્યતામાં પણ વધારો થયો હતો. રૂતુમાં ખીલતાં પુષ્પની પેઠે તેનું લાવણ્ય દિન પ્રતિદીન વધારે ખીલવા લાગ્યું. આ જોઇને તેના પતિ શિખિધ્વજે પ્રશ્ન કર્યો કે:—સુંદરી ! તારી શોભામાં દિનપ્રતિદિન વધારો થાય છે તે જોઇ મને જીજ્ઞાસા થાય છે કે તેનું શું કારણ છે ? ચુંડાલાએ જણાવ્યું કે—સ્વામીનાથ ! એ બધો આપણા આત્મજ્ઞાનનો પ્રભાવ છે. સુખ ભોગવ્યા વગર પણ તેના ઉપભોગનો આનંદ હું મેળવી શકું છું. આ દેહ રાજમહેલમાં છે છતાં પણ હું પરબ્રહ્મમાં વિચરૂ છું. હું સુખ અથવા દુ:ખ કોઇને પણ ઇચ્છતી નથી. તેમ દૈવયોગે કરી અનર્થો થયા છતાં પણ તેનાથી હાર પામતી નથી પરંતુ ભાગ્યેજ જે વસ્તુ આવી મળે છે તેટલાથીજ સંતુષ્ટ થાઉ છું. તે બધો આત્મજ્ઞાનનોજ પ્રભાવ છે. શિખિધ્વજ રાજા જરાક હસીને બોલ્યો કે—વહાલી ! તમે વાત કરી તે સઘળી સબંધ વિનાની કરી છે. તમારી બુદ્ધિ હજુ કાચી છે તમે જે વાતો કહો છો તે બધી પ્રત્યક્ષ નહી પણ અપ્રત્યક્ષ છે. સુખ ભોગવ્યા વગર પણ તેનો આનંદ મળવા વિષે જે તમોએ કહ્યું તે વાત માનનીય જણાતી નથી. માટે લૌકિક સુખ સંપત્તિનો એકદમ ત્યાગ કરવો એ હું અયોગ્ય માનું છું. આટલું કહી રાજા શિખિધ્વ

[illegible] પછીથી ચુડાલા રાજાના સાંસારિક સુખના મોહ ઉપર પોતાના મન સાથે વિચાર કરી કહેવા લાગી કે--હજુ રાજાજીનો સંસાર ઉપર જેવોને તેવોજ મોહ છે. તે મારા કહેવાનો ભાવાર્થ સમજ્યા હોય તેમ કંઈ જણાતુંજ નથી આમ વિચાર કરતી તે પોતાના ગૃહ કાર્ય કરવામાં ગુંથાણી. વાહ! ચુડાલા જેવી મહારાજાની મહારાણી પણ હજારો દાસ દાસીઓ છતાં પોતે ગૃહ કાર્ય કરવામાં સાવધાન થઈ એજ તેનું નિરાભિમાન પણું એજ તેનું ઉત્તમ જ્ઞાન સર્વને મોહક બન્યું છે.

એક વખતે આત્મજ્ઞાનને સમજનારી ચુડાલાને વિચાર થયો કે હું પણ દેવતાઓની પેઠે આકાશ તરફ ઉડવાની શક્તિ સંપાદન કરૂં તો ઠીક. તે ઉપરથી તેણે એકાંતમાં પદ્માસન વાળી શરીરને દૃઢ રાખી ઘણા કાળ સુધી યોગાભ્યાસ કરી, આકાશમાં જવાની ઉત્તમ સિદ્ધિને સંપાદન કરી. ધન્ય છે ચુડાલા તારી યોગાભ્યાસની શક્તિને!!

હજુ શિખિધ્વજ રાજાને અસાર સંસારની મોહ માયાને મટાડનાર આત્મજ્ઞાન સંપાદન થયું નહોતું તેથી તે રાત્રિ દીવસ સંસારી દુઃખોમાં ડુબી જઈને શોક અને સંતાપથી મુંઝાવા લાગ્યો તેના મંત્રીઓ તથા પ્રધાનો તેને ઉપદેશો અને દૃષ્ટાંતો આપીને તેની પાસેથી રાજકીય કાર્યો કરાવતા. પછી રાજા શિખિધ્વજ ગાય સુવર્ણ આદિ અસંખ્ય દાનો અને વ્રતો કરવા લાગ્યો, દેવ તીર્થોમાં યાત્રા વિષે ફરવા લાગ્યો તોપણ તેના મનને સંતોષ થયો નહિ. ત્યાર પછી પોતાની પત્ની ચુડાલાને કહેવા લાગ્યો કે--રંતી! મેં ઘણો કાળ રાજ્ય સુખ ભોગવ્યું, અને સઘળા વૈભવોને પણ ભોગવ્યા, હવે મારૂં મન વનમાં વાસ કરવા પ્રેરાણું છે. કારણ કે વનમાં સુખ કે દુઃખ કશું પણ વેઠવું પડતું નથી. એકાંત વાસમાં રહેવાથી જેવું 'મન પ્રસન્ન' રહે છે, તેવું ઇંદ્રના રાજ્યમંડલમાં પણ સુખી રહેતું નથી. તેથી હું હવે દુઃખથી ભરેલા રાજ્ય વૈભવનો પણ ત્યાગ કરી વનમાં વિચરવાની ઇચ્છા રાખું છું. મારી આ ઇચ્છાને અનુસરોસ કારણ કે કુલીન કાંતાઓ પોતાના કાંતની ઇચ્છાનુસાર રહી ભર્તારની ઇચ્છાનો ભંગ કરતી નથી. આથી ચુડાલા બોલી કે—સ્વામીનાથ! વસંત ઋતુને વિષે સુંદર લતાઓમાં ખીલેલાં પુષ્પો જેમ અતીશય આનંદ આપે છે તેમ કાર્ય પણ પોત પોતાના સમયને

અનુરાગી સારું દેખાય છે. વનવાસ એ વૃદ્ધ પુરૂષોને શોભે છે, નહિ કે તરૂણ મનુષ્યોને શોભે છે માટે આપણે જ્યાં સુધી તરૂણ છીએ ત્યાં સુધી આપણે અહિંજ રહેવું જોઇએ. વળી રાજા સમય વગર અથવા પ્રજાનું પાલન કર્યા વગર વનવાસમાં વિચરે છે તો તેને દોષ લાગે છે, એમ શાસ્ત્રકારો કહી ગયા છે. પ્રજાનું પાલન કરવું એજ રાજાનો મુખ્ય ધર્મ છે. રાજાને માટે એથી બીજો કોઇ પણ ધર્મ મોટો નથી. માટે હાલમાં વનમાં જવાનો વિચાર માંડી વાળી પુત્રવત્ પ્રજાનું પાલન કરો.

રાણીનાં આવાં સંતોષજનક વાક્યો સાંભળી રાજા શિખિધ્વજ બોલ્યો કે—આત્મજ્ઞાનને જાણનારી સતી ! તમારે મારા કાર્યમાં વિઘ્ન પાડવું એ સર્વદા અયોગ્ય છે માટે મને સુખેથી જવા દે. અને તમો રાજ્યમાં રહી સુખે પ્રજાનું રક્ષણ કરો તથા રાજ્ય કારભારને ચલાવો. આ પ્રમાણે કેટલીક વાતચીત કરીને રાજા તથા રાણી નિદ્રાવશ થયાં. અર્ધરાત્રિ થઇ ત્યારે રાજા એકાએક પલંગ ઉપરથી ઉતરી કોઇ જાણે નહિ તેમ વનમાં ચાલ્યો ગયો અને મંદરાચળની પડોશમાં એક પર્ણકુટી બાંધીને રહેવા લાગ્યો.

પ્રભાત થતાં ચુડાલા જાગ્રત થઇ અને જુએ છે તો પોતાના પતિને પલંગપર દીઠો નહિ આથી તે વિચારમાં પડી. પલંગપર બેસી ક્ષણવાર વિચાર કરી મનમાંથી કહેવા લાગી કે-અરેરે ! મારા પતિ ! આ અબળાને આ રાજ્યને તજીદઇ વનમાં ચાલ્યા ગયા. હવે મારે શું કરવું ? હું અબળા છું; વળી અનાથ થઇ. શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે સ્ત્રીઓને પતિ એજ પોતાનું દૈવત અને પરમેશ્વર છે. ચાલ જીવ ! હવે હું પણ તેની પાછળ જઇ તેની શોધ કરી તેને મળું. આવો વિચાર કરી ચુડાલા સૂક્ષ્મ રૂપ ધારણ કરી આકાશ માર્ગે ઉડી. પરંતુ તેને સારાં શુકન થયા નહિ. આથી તે આ વખતમાં પતિ મળશે નહિ. આમ ધારી પાછી રાજધાનીમાં આવી રહી. શહેરમાં પણ રાજાજીને માટે લોકાપવાદ શરૂ થયો હતો તે સમાવવા માટે કહેતી કે-રાજાજી થોડા વખતને માટે બહાર ગામ ગયા છે. તો તે આવશે ત્યાં સુધી રાજ્યકારભાર હું ચલાવીશ આ પ્રમાણે ચુડાલાએ અઢાર વર્ષ સુધી રાજ્ય કારભાર ચલાવ્યો. અહિં રાજા શિખિધ્વજ મંદરાચળના ઘાડા અરણ્યમાં એકાંત વાસ કરી પરમાત્માનું ભજન કરવા લાગ્યો. રાજા વૃદ્ધાવસ્થાને પહોંચેલ

દન શાંત બની ગયો હતો. અને વૈરાગ્યે તેના ચંચળ મનને નિર્મ
ળ કરી નાંખીને પોતાની વૃત્તિને પરમાત્મરૂપ કરી હતી. તેની વૃત્તિ
સાંસારિક સુખ ભોગવવા તરફ જરાપણ હતી નહિ. ઘણાં વર્ષ પછી
ચુડાલા પોતાના પતિની રાહજોઇ છેવટે પતિની પાસે જવા માટે
રાત્રિને સમયે આકાશ માર્ગે ઉડી ગઇ. માર્ગમાં જતાં અનેક શોભા
ય્મના શણગારો યુક્ત એવી રૂપસુંદર ચુડાલાને કેટલીએક અપ્સર
ઓએ દીઠી. આ સમયે ચુડાલાના હૃદયમાં અનેક પ્રકારના વિચારો
આવવા લાગ્યા. સંસારીક સુખે તેના જ્ઞાની હૃદય ઉપર પણ મોટી અસર
કરી તે વખતે તે કંપતા હૃદયથી બોલી કે-પ્રાણીઓનો સ્વભાવ
મૃત્યુસુધી પણ બદલાતો નથી. મારા મનને રોકયા છતાં પણ તે ઉ-
ત્કંઠિત થયેલું છે. શું સાંસારિક મોહ! હું હવે મારા પ્રિયતમને ક્યારે
મળીશ ? અરે ઓ મન ! તું આટલું બધું અધીરૂં શા માટે થાય
છે. તારો વિવેક કયાં સંતાઇ ગયો. મારા સ્વામિનાથતો હવે વૃદ્ધ
અને માયા તૃષ્ણાથી મોહિત થઇ ગયા હશે તો પણ હું તેમને મ-
ળીને હું ઘણા દહાડાના મનોરથને પૂર્ણ કરીશ. આમ વિચારતી
વિચારતી તે મંદરાચળની નજીકમાં આવી પહોંચી. અને તેણે
જાણ્યું કે રાજાજીને યથાર્થ રીતે વૈરાગ્ય પ્રાપ્ત થયો છે. માટે આ
સમય તેને આત્મજ્ઞાનનો ઉપદેશ આપવો યોગ્ય છે. પરંતુ હું તેને
આ સ્વરૂપથીજ મળીશ તો તે મને પોતાની સ્ત્રી અને તરૂણ જા-
ણી તે ઉપદેશ ગ્રહણ કરશે નહિ. તેથી હું બ્રાહ્મણ કુમારનું રૂપ ધ
રી રાજાને આત્મજ્ઞાનનો ઉપદેશ કરૂં. આમ વિચારી તેણે બ્રાહ્મણના
પુત્રનું રૂપ ધારણ કર્યું,-અને શિખિધ્વજ પાસે ગઇ શિખિધ્વજે
તેનો સત્કાર કરી બેસવા આસન આપ્યું, તે ઉપર તે બેઠી. અહિં
રાજા તથા બ્રાહ્મણ પુત્ર રૂપે ચુડાલા વચ્ચે કેટલીક વાતચિત થઇ.
રાજાએ પૂછ્યું કે આપ કોના પુત્ર છો ? તેના ઉત્તરમાં ચુડાલાએ
જણાવ્યું કે હું નારદઋષિનો પુત્ર છું. રાજાએ પ્રશ્ન કર્યો કે ઠીક
ત્યારે મહારાજ આ અસાર અને મોહક સંસારમાં મનુષ્યને સુખ
દુઃખ થવાનું શું કારણ છે? તે કહો, બ્રાહ્મણ પુત્રે ઉત્તર આપ્યો-
રાજાજી ! સુખ અને દુઃખ એ મનના ધર્મો છે. તે આત્માના નથી
પરંતુ અજ્ઞાનરૂપી અંધારાથી તેઓને આત્માના માની લીધા છે.
જેને આત્મજ્ઞાન થયું છે તેઓ કદી પણ સુખ દુઃખ બાધ કરી શ-
કતાં નથી. જ્ઞાન વગર મુક્તિ મળતી નથી. માટે નહિંશ જ્ઞાનસંપાદ-

ન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. પરંતુ તે પહેલાં મનને શુદ્ધ કર વાને માટે કર્મો કરવાની જરૂર છે. અને એ કર્મોથી જ્ઞાન સંપાદન કરવાની શક્તિ આવે છે. તમને પૂર્વે તમારી પવિત્ર પત્ની ચુડાલાએ આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો હતો પણ તમોએ તેને હસી કહાડી હતી. અને તે ઉપદેશ ગ્રહણ કર્યો નહિ હતો. રાજા બોલ્યો તેમનો ઉપદેશ મેં વગર કહ્યેજ ગ્રહણ કર્યો. કારણ કે મેં રાજપાટ તથા વૈભવો તજી દઇને આ વનમાં વાસ કર્યો છે. બ્રાહ્મણ પુત્ર બોલ્યો કે—તમે બધી વસ્તુનો ત્યાગ કર્યો છે. પણ જે વસ્તુઓ ત્યાગ કરવાથી તમારા શોકનો નાશ થાય તે વસ્તુનો તમે ત્યાગ કર્યો નથી. તમારે આ વનપરથી મમતા મૂકી દેવી જોઇએ. આથી રાજાએ વનની પણ મમતા તજી દીધી અહિં તે બન્ને સાથે રહેવા લાગ્યાં. અને ચુડાલાના ઉપદેશથી રાજાને વૈરાગ્ય પ્રાપ્ત થયો. અંતે તેણે પોતના કરકમળમાં રહેલી રૂદ્રાક્ષમાળાને સંબોધીને કહ્યું કે—હે રૂદ્રાક્ષમાલા ! તું મારી સાથે ઘણો કાળ રહી. હું ગંત્રારૂપી અરણ્યમાં તારી સાથે સાથે ભટક્યો હવે હું વિશ્રાંતિ લેવા ઇચ્છા રાખું છું. આમ કહીને રૂદ્રાક્ષમાળાને અગ્નિમાં હોમી દીધી. ત્યાર પછી મૃગચર્મને કહ્યું કે—હે મૃગચર્મ ! તેં મને આજ દિવસ સુધી ધારણ કર્યો છે તેથી હું તારો ઉપકાર માનું છું. હવે તું પણ મને તજી જા હે કમંડલ ! તેં પણ મારી તૃષા છીપાવવા સહાયતા કરી છે માટે હવે તું પણ વિદાય થા. આમ સર્વે ઉપસ્કરનો ત્યાગ કરીને રાજા આત્મજ્ઞાનની લહેરમાં ઘુમવા લાગ્યો. એટલે ચુડાલા કે જે અત્યાર સુધી બ્રાહ્મણ પુત્રના રૂપમાં હતી તે પોતાનું અસલ રૂપ ધરી રાજાની સન્મુખ આવી ઉભી રહી. તેને જોઇ રાજા ચકિત થઇ ગયા અને પછી પુછ્યું કે—તું અહિં કયાંથી ? ને કેટલા દિવસથી આવી છે ! ચુડાલા બોલી કે આપ રાજ્ય છોડી અત્રે આવ્યા ત્યાર પછી કેટલોક કાળ રાજ્ય કારભાર ચલાવી આપની પાસે બ્રાહ્મણ પુત્રના રૂપથી રહી છું. આપને જુદી જુદી રીતે ઉપદેશ કરૂં છું. આમ પરસ્પર વાતચિત કર્યા પછી બન્ને જણાં મળ્યાં અને શિખિધ્વજે ચુડાલા પ્રતિ સ્નેહ ભરેલી વાણીથી કહ્યું કે—સુંદરી ! તેં પ્રેમસહિત મારા ઉદ્ધાર માટે ઘણા પરિશ્રમ વેઠયો છે. અને અથાગ પરિશ્રમ કર્યા છે. માટે હું તને કોની ઉપમા આપું ? કુલીન કાંતાઓનો બોધ જે રીતે પોતાના પતિનો ઉદ્ધાર કરી શકે છે

તે રીતે ધર્મશાસ્ત્રો કરી શકતાં નથી. આમ કહી શિખિધ્વજ ચુડાલાને ફરીને ભેટી પડયા. ધન્ય છે ચુડાલા તમારી આત્મના શક્તિને!!!

**યોગવસીષ્ઠ.**

## રૂકિમણી.

આ સતી **વિદર્ભ** દેશના રાજા **ભીમકની** પુત્રી. રૂપે, ગુણે અનુપ હતી. તે દ્વારિકાના રાજા **શ્રીકૃષ્ણની** પત્ની થાય. પ્રથમ તેનાં લગ્ન **ચેદીરાજ શિશુપાળ** સાથે કરવાનું તેના બાંધવ **રૂકમીએ** નક્કી કર્યું હતું. **રૂકિમણીની** ઇચ્છા તેને વરવાની નહોતી. છેવટે તેના પિતાએ લગ્નનો દિવસ નક્કી કર્યો. **મગધ** દેશથી **ચેદીરાજ** સૈન્ય સહિત અહિં આવ્યો **રૂકિમણી**એ તો પ્રથમથીજ **શ્રીકૃષ્ણ** સાથે પરણવા દ્રઢ સંકલ્પ કરી રાખ્યો હતો. તેથી વિચાર્યું કે જો **શ્રીકૃષ્ણ** મને આવી લઇ જઇ નહિ વરે તો પ્રાણત્યાગ કરીશ. આમ ધારી તેણે **શ્રીકૃષ્ણને** એક પત્ર લખ્યો. **શ્રીકૃષ્ણ** અને **રૂકમીને** વેર હતું તેથી **શ્રીકૃષ્ણ** પણ **રૂકિમણીને** પરણવા આગ્રહ રાખતા હતા **શ્રીકૃષ્ણને** પત્ર પહોંચતાં તે અહિં આવવા તૈયાર થયા. અહિં આવતાં વાર લાગવાથી **રૂકિમણી** પ્રાણત્યાગ કરવાની તૈયારી કરે છે તેટલામાં **શ્રીકૃષ્ણે** ત્યાં આવી **રૂકિમણીનું** હરણ કર્યું. અને શાસ્ત્ર વીધીએ લગ્ન કર્યાં. એ દંપતીમાં દીન પ્રતીદીન પરસ્પર પ્રેમ વધવા લાગ્યો. **રૂકિમણી** પણ પોતાના પ્રિયતમની અનેક પ્રકારે સેવા કરવા લાગી. **રૂકિમણી** **શ્રીકૃષ્ણ** પર પ્રેમ રાખી પોતાનો ધર્મ બજાવી આ જગતમાં અમર સ્થાન પ્રામી ગઇ છે.

**ભાગવત.**

## વિદુલા

આ વીરનારીનો જન્મ **શાશ્વત** વંશમાં થયો હતો. આ કુળના માણસો દુશ્મનથી ડરી જઇ પાછી પાની કરે તેવાં નહિ હતા; પરંતુ જીવ જતાં સુધી પણ દેહની દરકાર નહિ રાખતાં રણમાં શત્રુ સામે યુદ્ધ કરી વિજય મેળવવામાં તત્પર રહેતા. આ વીર વનિતાનાં લગ્ન **મેવાડની** દક્ષીણે આવેલા **સૌવીર** નામે પ્રાચીન રાજ્યના રાજા **સૌવીર** સાથે કર્યાં હતાં થોડા સમય પછી **સૌવીર** રાજા મરણને શરણ થયો આથી **વિદુલા** વિધવા થઇ આ વીર માતાને **સંજય** નામે એક પુત્ર હતો તેને તેના પીતા **સૌવીરની** ગાદી

નશીન કર્યો પરંતુ હજુ આ કુમાર બાળવયનો તેથી તેનાથી રા-
જ્યની વ્યવસ્થા બરાબર રખાય નહિ વળી મોજ શોખમાં પડ્યો
તથા તેના આખા શહેરમાં અવ્યવસ્થા ચાલી રહી. આગ જોઇ દુષ્ટ
દુશ્મનોમાં સિંધ દેશના રાજા સૌવીરના રાજ્ય ઉપર ચઢી આ-
વ્યો. આ ખબર રાજમાતા વિદુલાને પડી કે તેનું હૃદય સ્થિર રહ્યું
નહિ. આ વીરમાતા શાસ્ત્ર સંપન્ન હતી, અને બુદ્ધિશાળી હતી તથા
પોતાના પુત્ર સંજયને બોલાવીને કહ્યું કે—પુત્ર ! શત્રુઓની સમી-
પમાં તું જરા પણ નીર્બળતા રાખીશ નહી. પગથી કચરતા જંતુ
ઓ નીર્બળતા સ્વીકારે છે પરંતુ પ્રખ્યાતી કહેવાતાં મનુષ્યો મનુષ્ય
પણાને યોગ્ય નથી. આપણે ક્ષત્રી છીએ; અને નાગોના શાશ્વત
વંશમાં આપણો જન્મ થયો છે. આપણા વંશજોએ દુશ્મનોની પા
સે કદીપણ નિર્બળતા બતાવી નથી. માટે તું નિર્બળતા બતાવી આ-
પણા નિષ્કલંક કુળને કલંકીત કરીશ નહિ. તું તારા પુરૂષત્વને ભૂ-
લી જઇ યુદ્ધમાં બૈરાંઓની પેઠે છુપી રહીશ નહિ. તું પુરૂષ છે તો
દુશ્મનોની સમીપમાં તારૂં પુરૂષત્વ દેખાડી મહાન પુરૂષની નામનાને
યોગ્ય થા. આ સૃષ્ટિમાં અસંખ્ય મનુષ્યો છે પરંતુ તેઓમાં જે પુ-
રૂષ નામનાને યોગ્ય નથી તે શું મનુષ્ય છે ? કદી નહી. હવે તું
ખુશીથી શત્રુની સમીપ લડવા જા. આગળ જતાં તું દેવ નામથી પૂ-
જાઇશ. વીદુલાના આવાં વાક્યોથી સંજયને સારી અસર થઇ
તે સૈન્ય લઇ એકદમ રણસંગ્રામમાં વિદાય થયો. સંજય માતાની
આપેલ હિંમતથી રણમાં તો ગયો પરંતુ તેનું ભયનાક હૃદય કઠોર
થયું નહિ હતું. તે થોડીવાર પછી મૃત્યુના ભયે કરી રણમાંથી એકદ-
મ મૃત્યુના ભયથી નાશીને ઘેર આવ્યો આથી શત્રુઓએ લૂટફાટ
કરીને ત્રાસ વર્તાવી મૂક્યો તેથી આખું સૌવીર કંપાયમાન થઇ
રોવા લાગ્યું. સંજય ઘેર આવી પોતાની માતા ન જાણે તેમ શય-
નગૃહમાં જઇ સુતો. સૌવીર શહેર ધનમાલથી ભરપૂર હતું; તેનું
સર્વસ્વ લુંટાઇ ગયું. સંજયના ભાગી આવ્યાના ખબર જાણીને તે
ની માતા વિદુલાએ ક્રોધાયમાન ન થતાં ધીરજ રાખીને વિચાર કર્યો
કે--હજુ પણ શત્રુઓને હાંકી કહાડવાનો વખત છે. માટે કાંઇપણ
યત્ન કરવો જોઇએ એમ ધારીને તે ઉપાય શોધવા લાગી. તેનું
હૃદય બહુજ દૃઢ હતું તે નિર્બળતાને ધીક્કારતી; અને તે કહેતી કે શું
મારૂં હૃદય બીજાની ગુલામગીરી કરશે ? કદી નહિ પરાધીનની સેવા

કરતાં મરવું એ બહેતર છે. હું કોઈની પાસે મારૂં મસ્તક નમાવીશ નહિ. પરંતુ તેઓ મને નમે એવો યત્ન કરીશ. હું કોઇની પાસે ભિક્ષા માગીશ નહિ પરંતુ બીજાને ભીક્ષા આપીશ. વળી તેણે પુત્રને બોલાવીને કહ્યું કે—પુત્ર સંજય ! આજ આપણું રાજ્ય ક્ષત્રીયોએ જીતી લીધું છે કાલે તારે રસ્તામાં ભીખારી થવું પડશે. માટે ભય પામીને તારૂં રાજ્ય શા માટે જવા દેછે ? અગ્નિમાં દહન કરવાની શક્તિ છે. તે ચાહે તો આખી પૃથ્વીને બાળી ભસ્મ કરશે. તેથી શું અગ્નિથી વ્યવહાર બંધ કરવો ! દુશ્મનો ગમે તેવા બળવાન હોય તથી હારીને પાછું આવવું એ ક્ષત્રિયને છાજતું નથી. પોતાના દેહની આશા છોડીને શત્રુઓના હાથથી મરીશ કે તેઓને મારીશ એવી મંત્ર સાધનામાં તત્પર થા. હવે વિલંબ કરીશ નહિ. દેશનું રક્ષણ કરવા માટે દેહની દરકાર નહિ રાખતાં દુશ્મનોને દળવામાં તત્પર થા. તુચ્છ પ્રાણને વહાલો કરી કર્તવ્ય કર્મથી વિમુખ બનીશમાં આથી સંજયનાં મનમાં કાંઇ અસર થઇ નહિ. તેણે માતાના પગમાં પડીને ક્ષમા માગી કહ્યું કે- માજી ! મારૂં શરીર શત્રુઓના બાણોથી વિંધાઇ ગયું છે. હવે હું યુદ્ધસંગ્રામમા જઇશ તો તમોને મળીશ નહીં કારણકે પ્રાણ જવાની હવે તૈયારી છે તમોને પુત્ર વહાલો હોય તો હવે ફરીને યુદ્ધમાં જવાની આજ્ઞા કરશો નહિ પુત્રનાં આવાં વચનોથી પણ વિદુલાને કંઇ અસર થઇ નહિ. તેણે ફરીને પુત્રને કહ્યું કે- હે સંજય ! પુત્ર સ્નેહ પ્રબળ છે પરંતુ કર્તવ્યની પાસે તે કંઇજ નથી. હું પુત્ર સ્નેહ જાણુંછું તેમ કર્તવ્યને પણ સમજુ છું. કાલે તું ખાવાને માટે નીચ માણસોનું દાસત્વ સ્વિકારીશ એ મારાથી જોઈ શકાશે નહિ. માટે તું ફરી સાવધાન થઈ પ્રયત્ન કર. તો તે મનોરથ સફળ થશે. તું સૌવીર વંશમાં કાયરપણું દર્શાવે તો લોકો મૂને પણ તુલ્ય માનશે. વિદુલાના આવાં વાકયોથી કયા મોહોટા કાયરો પણ શૂર તન ન ચડે ? ચડેજ, આથી સંજયે માતાને કહ્યું કે માજી આ પ્રાણ જાય તો પણ ભલે પણ આ રાજ્ય જવા દઇશ કે આપના હિત વાકયનું ઉલ્લંઘન કરીશ એ કદી બનશે નહિ. આમ કહી તે રણમાં ગયો. અહિં સંજયને પાછો આવેલો જોઇને સૌવીરના લશ્કરમાં નવું જીવન આવ્યું. પછી મહાયુદ્ધ ચાલ્યું. તેમાં અંતે સંજય એ સંજય જયવાન બન્યો શત્રુઓ તેનાથી ત્રાસ પામી નાશી ગયા.

સંજય એક વાર હારીને વીલે મ્હોઢે ઘેર આવ્યો હતો તે આજે હરતે અને સુંદર મુખે શહેરમાં આવ્યો. ઘેર આવતાં માતા વિદુલાના પગમાં પડયો. વિદુલાએ તેને વધાવી લીધો ધન્ય છે વિદુલા ! ! ! તારી વીરતાને ! ! વીરવનિતા

# સુલોચના.

સતી સુલોચના શેષનાગની કન્યા. તે લંકાના ભડ ભૂપતિ રાવણના યુવરાજ ઇંદ્રજીતની પત્ની થાય. સુલોચના ગુણે અનુપમ હતી. તે પતિની આજ્ઞાને અનુસરીને તેમની સેવા કરવામાં તત્પર હતી. તેમજ સાસુ અને સસરા અને નણંદ તરફ સ્નેહથી વર્તતી. રાક્ષસ કુળમાં આવ્યાં છતાં તેનો સ્વભાવ સૌમ્ય રહ્યો હતો. અસુર કુળમાં અને લંકામાં ઘણીવાર જ્યારે કનિષ્ઠ કર્મો થતાં ત્યારે સતી સુલોચનાને તે વિષે અનુકંપા ઉત્પન્ન થતી હતી. દેવતાઓ, ઋષિઓ અને ગરીબો ઉપર વારંવાર જુલમ થતો હતો. ત્યારે મહારાણી મંદોદરી અને સાધ્વી સુલોચના એવાં દુઃખી જનને આશ્વાસન આપતાં. સાધ્વી સુલોચના પતિભક્તિ પરાયણ અને કનિષ્ઠ રાક્ષસ કુળમાં શોભારૂપ સ્ત્રી હતી. જ્યારે તેમનો સસરો લંકાનો રાજા રાવણ સીતાજીને હરી લાવ્યો, ત્યારે સાધ્વી સુલોચનાએ પોતાના પ્રાણેશ ઇંદ્રજીતને કહ્યું કે—પ્રાણનાથ ! સીતા સમાન સતીને તમારા પીતાજી હરી લાવ્યા છે; એ તેણે મ્હોટો અપરાધ કર્યો છે. જનક પુત્રી અને રામચંદ્રની પત્ની જે સાક્ષાત લક્ષ્મી ગણાયછે તે ઉપર કુદૃષ્ટિ કરી તેથી આ રાજ્ય • પાયમાલીને પામશે એટલુંજ નહિ પણ આખા કુળનો નાશ થશે. કારણકે શાસ્ત્રકારો કથી ગયાછે કે પરસ્ત્રીનાં અભિલાષા રાખનારના કુળનો વિનાશ થશે. માટે હે પ્રાણેશ ! તમારા પિતા કુળનો ક્ષય કરશે. આવાં વાક્યો સાંભળી ઈંદ્રજિત કહેવા લાગ્યો કે— વહાલી ! તું સત્ય વદેછે પરંતુ તે મારા પિતાછે તે ભલું બૂરું કરેનો પણ મારાથી કંઇ કહેવાય નહિ. હું બધું જાણું છું પણને સઘળું મનમાં રાખ્યા ઉપર ચાલે તેમ નથી. હાલ કશો ઉપાય નથી જો બીજો કોઇ હોયતો હું તેને તરતજ દંડ દઉં. માટે તું શોક તજી દઇ બાજી હરી તેમ થશે એમ માની સુખેથી ઇશ્વરની આરાધનાકર આ પ્રમાણે વરવધુ વચ્ચે પરસ્પર વાતચીત થઇ. રામથી સમાધ કરી સીતા રામને પાછાં સોંપી

દેવાની સલાહ દેવા રાવણ પાસે અંગદ આવ્યો પણ તેણે તે ગણકાર્યું નહિ અને અંતે મોટું યુદ્ધ આદર્યું.

આ યુદ્ધમાં એક પછી એક તેનાં બળવાન સંબંધીઓ, બંધુઓ અને પુત્રો વીર ધર્મને અનુસરી રણમાં પડવા માંડયા. કુંભકર્ણના મરણ પછી યુવરાજ ઇંદ્રજીતનો વારો આવ્યો અને તે મોટા બળવાન સૈન્ય સાથે રણે ચઢયો. રણમાળ પહેરી જ્યારે તેણે સુલોચનાની અનુજ્ઞા માંગી ત્યારે તે વીરપત્નીએ રણમાં હાક બોલાવી વિજય વર્તાવીને વહેલા પાછા વળવાનું કહી શીખ દીધી. રણસંગ્રામમાં રામચંદ્રનો લઘુ બાંધવ લક્ષ્મણ તેની સામે ચડયો. મહા ઘોર યુદ્ધ થયું; અને ઇંન્દ્રને જીતનાર ઇન્દ્રજિતે પોતાના વીરત્વને શોભા અપાવે એવું રણકૌશલ્ય દેખાડી આપ્યું છતાં આખરે લક્ષ્મણે તીક્ષ્ણ બાણોએ તેનું શરીર વીંધી નાંખ્યું. અને મહા તેજસ્વી બાણથી તેનાં મસ્તકનું અને જમણી ભૂજનું છેદન કર્યું. રાવણની સેનામાં હાહાકાર થઇ રહ્યો.

આ વખતે સતી સુલોચના પોતાના મહેલમાં એક હિંડોળામાં બેઠી હિંચકતી પોતાના પતિની પ્રતીક્ષા કરતી બેઠી હતી. તેટલામાં તેના પતિ ઇન્દ્રજિતની જમણી ભુજા કે જે યુદ્ધમાં કપાઇ હતી તે અત્રે ચોકમાં આવી પડી. હાથ આવીને ચોકમાં પડવાના ધબકારાથી સુલોચનાનું હૃદય કંપ્યું. તેણે દાસીઓને શું પડ્યું તે જોઇ આવવા સૂચવ્યું દાસીઓ જોઇ આવી પણ આ માઠી ખબર આપવા કોઇનું મન કબુલ થયું નહિ આથી સુલોચના પોતેજ આ બનાવ જોવા માટે ગઇ. ત્યાં પોતાના પતિનો હાથ જોતાંવેંત ધરણીપર ઢળી પડી. થોડીવારે સંજ્ઞા આવતાં તેણે રૂદન કર્યું અને બોલવા લાગી કે મારા જીવનના સ્તંભ! લગ્નથી માંડી મેં તમારો આશ્રય લીધેલો છે માટે જે ખરેખરૂં હોય તે અત્યારેજ જણાવજો. વળી દાસી તરફ જોઇ તેને કહેવા લાગી કે ચાલ સખી! તું કલમ અને કાગળ લાવ. સ્વામીનાથ પરલોકના પ્રવાસી થયા હશે. તો મારે તેમની પાસે જલ્દ ઝટપટ મળવાનું છે. સતીના સત્યે કરી સ્વામીના હાથથી લખાયું કે મારૂં મસ્તક શ્રીરામચંદ્રજીની પાસે છે. આ અક્ષરો વાંચતાંજ તે મુર્છાગત થઇ. મુર્છા વળતાં તે રામચંદ્રની છાવણી તરફ ચાલી. અહિં શ્રીલક્ષ્મણ અને વાનરો રામચંદ્રને

ઇન્દ્રજિતનું મસ્તક દેખાડી તેમના પરાક્રમ વિષે વાત કરતા હતા તેટલામાંજ સતી **સુલોચનાનું** આગમન થયું **સુલોચના** એ અહિં આવી પતિના મસ્તકની માગણી કરી અને તે રૂદન કરવા લાગી કે હે સ્વામિનાથ! અત્યારે જો મારા પિતા અહીં હાજર હોત તો તમારી આ સ્થિતિ થાત નહિ, આ વાકયો સાંભળતાંજ તે મસ્તક હસી પડયું. કારણકે પરલોકના પ્રવાસથી તેને જણાયું હતું કે **સુમિત્રાનો** પુત્ર **લક્ષ્મણજી** શેષનો અવતાર છે. અને તે મારો છેદ કરતા છે. આ સઘળું વૃતાંત વાનર સૈન્યે આ મસ્તકના હાસ્યથી જાણી આ **સુલોચના** સતી છે એમ ધારી **શ્રીરામચંદ્ર** પાસેથી મસ્તક અપાવ્યું. **સુલોચના** પતિનું મસ્તક લઇ **સમુદ્રને** કિનારે ગઇ; ત્યાં ચિત્તા ખડકી સ્વામીનું મસ્તક ખોળામાં રાખી પગના અંગુઠામાંથી અગ્નિ પ્રકટાવી બળી મુઇ. ધન્ય છે સતી **સુલોચના** તમારી પતિ પ્રત્યેની ભક્તિને!!! **રામાયણ.**

## મરીચી.

આ શૂરી સતી **મરીચી** એ **સિકિમ** દેશના રાજાના પ્રધાન **યશલાલસિંહની** પુત્રી થાય. **મરીચીના** પિતાનો જન્મ **લેપચા** કુળમાં થયો હતો, **લેપચા** જાતિના માણસો ઘણા સૌંદર્યવાન, માયાળુ અને નમ્ર હોય છે. તેઓનું હૃદય પ્રેમથી અને રહેમથી પ્રફુલીત રહે છે. તેઓ હમેશાં પરસ્પર કંકાસ નહી કરતાં પ્રીતી અને સંપથી રહેવું એને શ્રેષ્ઠ માને છે. તેઓ મરતાં સુધી પણ પોતે કોઇના તાબેદાર બનતા નથી. આવા ઉમદા કુળમાં **મરીચીનો** જન્મ થયો. એ અતી દેખાવડી સ્ત્રી હતી. તે વીશ વર્ષની થઇ ત્યારે પવિત્ર મને કરી બુદ્ધદેવના મંદીરમાં દેવ સેવા કરવામાં લાગી. તેના પિતા **યશલાલસિંહે** તેને સારૂં શિક્ષણ આપ્યું હતું. તેણે પોતાની ઇચ્છાથી મંદીરની કુમારિકા શ્રેણીમાં પોતાની પુત્રીને જોડી હતી. **મરીચી** સંસ્કૃત અને હીંદી ભાષા શીખી હતી. પુત્રી **મરીચીને** તેનો પીતા **યશલાલસિંહ** ઘણોજ ચાહતો હતો; અને તે **મરીચીના** વિચારથી કદી પણ વિરૂદ્ધ થતો નહિ, અને તેને પોતાની પુત્રી વીષે બરોબર ખાત્રી હતી કે **મરીચી** કદી પણ ખરાબ કામ કરે અગર અનીતી આચરે તેવી નથી. અને એ માટે તેણે ઘણી ઘણી વખત ખાતરી કરી જોઇ હતી. એ દેશમાં એવા

રીતસરજ ચાલે છે કે કન્યા યોગ્ય ઉમ્મરની થાય કે તે પોતાની મરજી પ્રમાણે કામ કરી શકે છે તેમાં કન્યાના મા બાપે આડું આવવું નહી જોઇએ. **મરીચીનું** હૃદય પવીત્ર પ્રેમથી ભરપૂર હતું, આ અબળા પર્વતપર રહેનારી અને પ્રપંચથી રહીત હતી તે પોતાના શીલનું રક્ષણ કરવામાં બહુજ કુશળ હતી, આ વંશના લોકો જુલમ કદી પણ સહન કરી શકતા નહિ. એ લોકો પોતાનો જાન જતાં સુધી પણ પોતાની સ્વતંત્રતા છોડતા નહિ. અને દુશ્મનની છાતીમાં છરી મારવામાં કદી પણ સંકુચિત થતા નહિ. **મરીચીએ** પોતા પ્રત્યે પાપ બુદ્ધિ રાખનાર પ્રપંચીઓ લોકોના પેટ ચીરી પછાડી દીધા છે. તે દેશની કાંતાઓને આવી છરીઓ રાખવાને જરૂર નથી પણ જરૂર જણાય તો રાખવાને સર્વને હક્ક છે; પરંતુ મંદીરમાં રહેનારી કન્યકાઓએ પોતાના શીલના રક્ષણ માટે તેઓના અંબોડામાં એક છૂરી રાખવા જરૂર હોય છે. એક દીવસે **મરીચી** પોતાની સાહેલી સાથે ફરવા ગઇ હતી. પછી ફરીને ઘેર આવી ત્યારે પડશાળમાં કોઇ સાહેબ ફરતો હતો. તેની સાહેલી થાકી ગઇ હતી. તેથી તે ઘરમાંજ ગઇ પરંતુ **મરીચીને** પેલા સાહેબે બોલાવી તેથી તે નીડર થઇ તેની પાસે ગઇ. **મરીચીને** જોઇ સાહેબ બહુજ ખુશી થયો હતો આ સાહેબને **મરીચીએ** એક મંદિર લૂંટવામાં જોયો હતો તે સાહેબ તેને કહેવા લાગ્યો કે. અમે દેશના રાજા થઇશું તું મારી સાથે ચાલ; હું તને ઘણું સુખ આપીશ. તે તેણીને ભોળવવા તથા ભય બતાવવા લાગ્યો અને તે સાહેબે તેણીને લાલચ પણ ઘણી બતાવી. પરંતુ **મરીચીએ** તેનો કંઇ જવાબ આપ્યો નહિ. પછીતે સાહેબ તેણીની નજદીક આવવા લાગ્યો પરંતુ તે દુર ખસી ગઇ સાહેબે એકદમ તેણીને પકડી લીધી, **મરીચી** બળ કરી તેના હાથમાંથી છુટી બીજી તરફ જતી રહી. તેમ છતાં પણ આ પાપી તેની પાછળ ગયો ત્યારે **મરીચીએ** ક્રોધ કરીને કહ્યું કે— દુષ્ટ! મારા શરીરને હાથ અડાડીશ તો હું તરતજ તેના ફળનો સ્વાદ ચખાડીશ. સાહેબ ઉન્મત્તની પેઠે બોલ્યો—સુંદરી! તું હાલમાં મદદ વગરની છે તો તારી વારે કોણ આવશે. આટલું કહી **મરીચીને** પકડી. તેણીએ ઘણું બળ કર્યું પણ તેના હાથમાંથી છુટી શકી નહિ, થોડી વારે પોતાના શીલનું રક્ષણ કરવા જે છરી પોતાના માથાના અંબોડામાં

છુપાવી હતી ને કળાએ કરી કાઢી લીધી અને નિર્ભય પણે તે દુષ્ટની છાતીમાં ભોંકી. આ પાપી સાહેબ મોટી ચીસ પાડી ભોંયપર પડ્યો. એટલે તે નિડરપણે ઘરમાં ચાલી ગઇ. આહા! ધન્યછે વીર વનિતા **મરીચી**! તેં બહાદુરીથીજ તારા શીળનું રક્ષણ કર્યુંછે. ખરેખર સ્ત્રીઓના સતીત્વ સરખી આ દુનિયામાં એકપણ અમુલ્ય ચીજ નથી. જેઓ પોતાનું સતીત્વ જાળવે તેજ સ્વર્ગ સમાન સુખને પ્રાપ્ત થાય છે આવા કારણને માટે ચાલતાં સામા માણસનોજ નાશ કરવો એ અન્યાય કે પાપકર્મ નથી એમ અનેક શાસ્ત્રો સિદ્ધ કરી આપેછે. આજ સુધી ઘણી શુદ્ધ સતીઓએ પોતાના સતીત્વનું રક્ષણ કરવા આ પ્રમાણે પ્રયત્ન કર્યા છે. **મરીચીએ** પોતાના શીલનું રક્ષણ કરવા જે કર્યુંતે ઘણુંજ સારૂં કર્યું છે અને આ કૃત્ય માટે તેને ધન્યવાદ ઘટેછે. આ બનાવ બન્યા પછી બીજે દિવસે અંગ્રેજ લોકોએ **સિકિમ**તાબે કરવાને અને છળ ભેદો રચવા માંડ્યા અને ત્યાંનું મંદિર લૂંટ્યું તેનું વેર લેવાને માટે ઘણી સ્ત્રીઓ હથિયાર ધારણ કરી ત્યાં ગઇ હતી. **મરીચી** પણ તેમાં સામેલ હતી અંગ્રેજ સેનાપતિ ઘોડેસ્વાર થઇ રણસંગ્રામ માં ગયો તેણે પોતાનું લશ્કર મરેલું નિરખ્યું. ત્યાંથી જરા આગળ ગયો તો ત્યાં તેથી પણ વધારે મડદાં રઝળતાં જોયાં. ત્યાંથી તેણે પોતાનો ઘોડો આગળ ચલાવ્યો તેટલામાં ઘોડાનો પગ લપસી જવાથી તેપણ નીચે પડ્યો. ઘોડીવારે તેનાજ પગમાં એક તીક્ષ્ણતીર વાગ્યું. તે બાણે તેના આખા શરીરમાં અસર કરી છતાં પણ તે નિર્ભય પણે ઉઠી ચાલવા લાગ્યો. તેટલામાં તો તેણે **મરીચીને** લડાઇમાં આવતી જોઇ. તેના હાથમાં ધનુષ અને બીજા હાથમાં કટાર હતી આવી રીતે તેને આવતી જોઇ અંગ્રેજ સેનાપતિ ભય પામ્યો. તે પોતાની હાથમાંથી તરવાર ફેંકી દઇને બોલ્યો કે—વીરકન્યા! મેં મારાં સઘળાં હથિયારનો ત્યાગ કર્યોછે. હવે તમો જખમી થયેલા સિપાઇ ઉપર તરવાર ઉગામશો નહિ. **મરીચી** બોલી—દુષ્ટ! તે દિવસની જુલ્મી વાતને યાદ કર! તે દિવસે કયા અપરાધે કરી મંદિરના ધર્મગુરૂઓ માથે જુલમ ગુજાર્યો હતો. આટલું કહેતાં તે વીરબાળા તેની પાસે આવી પહોંચી. તેથી તે સેનાપતિ બોલ્યો કે —હે વીરકન્યા! અમો અતિ અધમ છીએ. તો પણ અમોને બચાવે. હવેથી અમે એવું કર્મ કદીપણ આદરશું નહિ. **મરીચી** બોલી—હે પાખંડી! **માછી** નાખે તેવાં જાનવરને જાળમાં પકડી

કોણે છોડયું છે. ઝેરી નાગને સાણસામાં પકડયા પછી કોણ છોડ-નાર છે ! હે દુષ્ટ! આજ કટારથીજ તારૂં અકાળ મૃત્યુ થશે. સેના પતિ બોલ્યોકે વીરબાળા ! છાતી ચીરવાને આપ મુખત્યાર છો. પરંતુ હું તમારી પાસે માત્ર એકભિક્ષા માગું છું. **મરીચી**– મારી પાસેથી તમે શી ભિક્ષા માગવાનાછો ? તમારા અગણિત અપરાધો ને ક્ષમા કરી તે ભિક્ષા આપીશ, પરંતુ તમારી છાતી ચીર્યા વગર રહેનાર નથી સેનાપતિ આજની લડાઇ કોણે કરી? તમે કોનાં પુત્રી અને તમારૂં નામ શું છે ? તે હું જાણવા ઇચ્છુ છું. **મરીચી**-- મંદિર વાસીની સ્ત્રીઓને હાથે તમારા સઘળાં સૈન્યનું મરણ થયુંછે હુ યશલાલસિંહની પુત્રી અને મારૂંનામ **મરીચી** છે, સેનાપતિ-હવે તમારી મરજી હોયતેમ કરો, આથી **મરીચીને** દયા આવી, અને કટાર ભોંયપર ફેંકી દઇ બોલી કે જાઓ સાહેબ ? હુ તમોને માફી આપુંછું ફરીને આ પ્રદેશમાં કદિ આવશો નહિ આટલું કહી સેનાપતિની સૌને મળી ત્યાં ખુશી થયાં. ધન્યછે વીરબાળા તારી વીરતાને !!!

**વીરવનિતા.**

## મહાશ્વેતા.

આ સતીના પિતાનું નામ **હંસ** અને માતાનું નામ **ગૌરી** હતુ તે પોતાના માતા પિતાની સાથે હેમકૂટ પર્વતપર **આનંદથી** ઉછરી હતી. ધર્મ, નીતિ અને વ્યવહાર જ્ઞાન તેના પિતા તરફથી તેને દાય-જામાં મળ્યું હતું. વારંવાર ઋષિ મુનિઓની સેવા કર્યાથી તેની નિર્મળવૃત્તિ શોભતી હતી, એક વખતે વસંત ઋતુ આવી ત્યારે મહાશ્વેતા પેતાની માતા અને સખીઓ સાથે અચ્છોદ સરોવર પર સ્નાન કરવા ગઇ ત્યાં સખીઓની સાથે વનની લતાઓ અને સુંદર પુષ્પ પલ્લવો જોતીજોતી ફરતી હતી તેટલામાં તેને ઉમદી સુગંધ આવી. આથી તે આગળ ચાલી અને જોયુંતો બે મુનિ કુમારો તેની દૃષ્ટિએ પડયા. બેમાંના એકે પોતાના કાનપર પુષ્પમંજરી ખોસેલી હતી તેથી તે સુગંધથી સુવાસિત થયો હતો; બન્ને એક બીજાના રૂપ પર મોહી પડયાં. પછી **મહાશ્વેતા** લજ્જિત મુખે તે મુનિ કુમારના મિત્રને પૂછવા લાગ્યાં--કે આ તમારા મિત્ર કોણ છે? કોના પુત્ર છે અને આ પુષ્પ મંજરી કયા વૃક્ષની છે, તે યુવકે ઉત્તર આપ્યોકે આ મારા મિત્ર **શ્વેતકેતુ** મુનિના **લક્ષ્મીથી** ઉત્પન્ન થયેલા પુત્રછે,

તેનુ નામ **પુંડરીક** છે. તેના કર્ણ પર ખોસેલી પુષ્પ મંજરી પારિજાતકની છે. તે નંદનવનના દેવતાઓએ તેમને અર્પણ કરેલી છે. આમ વાત ચાલતી હતી તેટલામાં **પુંડરીકે** ત્યાં આવીને **મહાશ્વેતાને** કહ્યું કે- લ્યો તમને ગમતી હોય તો તમે તમારા કાનમાં પેહેરો એમ કહીને **પુંડરીકે** તેના કાનમાં પહેરાવી. પરંતુ કામના પરાધીન પણાને લીધે તેની માળા હેઠે પડી ગઇ. તે પણ **મહાશ્વેતા** એ એકદમ પહેરી લીધી. અને **પુંડરીકને** પ્રણામ કરી હેમકુટ તરફ જતી પોતાની માતા પાછળ જવાને ત્યાં ચાલી માળા પડી ગઇ. તેથી મિત્ર પુંડરીકને ઠપકો આપ્યો. એટલે **મહાશ્વેતાના** મનમાં વસેલો **પુંડરીક** બનાવટી ક્રોધ કરીને **મહાશ્વેતાને** કહેવા લાગ્યો કે-તમારે મારી માળા આપ્યા વગર જવું નહિ, માળા આપીને પછી જજો. એટલે **મહાશ્વેતાએ** પોતાનો એકાવળી હાર ઉતારીને **પુંડરીકના** કંઠમાં નાંખ્યો. છતાં પણ **પુંડરીક** તેને ઓળખી શકયો નહિ બીજી તરફ **મહાશ્વેતા** અચ્છોદ સરોવરમાં નાહીને પોતાની માતા પાસે આવી. પરંતુ તેણીનું મન **પુંડરીકની** પાસે રહ્યું. એટલામાં તેની એક દાસીકે જે પાછળ રહી હતી તે એક પત્રિકા લઇ આવી તે પત્રિકા **મહાશ્વેતાને** આપીને કહ્યું કે બેન ! તમને જેણે પોતાના હસ્ત કમળથી પુષ્પ મંજરી પહેરાવી હતી, તેણેજ આ પવિત્ર પત્રિકા મોકલાવી છે. **મહાશ્વેતા** અનેક મનોરથોની વચ્ચે અથડાતાં મોટા હર્ષથી તે પત્રિકા વાંચીને વિશેષ અધીરી થઇ પડી; અને તે વિષે દાસીની સાથે વાત કરવા વળગી. તેટલામાં કોઇ મુનિકુમારે તેના બારણા પાસે આવીને **મહાશ્વેતાને** પોતાના આવવાના સમાચાર પહોંચાડ્યા. કે તરતજ **મહાશ્વેતાએ** તેને અંદર બોલાવ્યો, આ મુનિકુમાર **પુંડરીકનો** મિત્ર **કપિંજલ** હતો તેણે પોતાના મિત્રની દુર્દશા **મહાશ્વેતાને** નિવેદન કરતાં કહ્યું કે મારા બધા ઉપદેશો નિષ્ફળ ગયા; પછી હું તમારી પાસે આવ્યો છું તમારા સમાગમ વગર **પુંડરીકના** પ્રાણ બચે એમ.તને જણાતું નથી. [illegible] **મહાશ્વેતા** ત્યાં જતી. એટલામાં સખીદ્વારા ખબર આવ્યા કે માજી આપની પાસે આવે છે આ સમાચાર મળતાં **કપિંજલ** મઝધારમાં પડી ગયો અને **મહાશ્વેતાની** આજ્ઞા લઇને ત્યાંથી ચાલતો થયો. માતા આવી ગયા પછી **મહાશ્વેતાએ** **પુંડરીકની** પાસે જવા તૈયારી કરીઅને રાત્રિ પડીકે શણગાર સજી પોતાની સખી તરફ [illegible].

ળી સાથે **પુંડરીક**ની પાસે જવા નીકળી. બીજી તરફ **પુંડરીક** પણ **મહાશ્વેતાના** મુખ દર્શનને તલસતો તલસતો છેવટ મરણ પામ્યો. મિત્રના મરણથી **કપિંજલ** છાતી ફાટ રૂદન કરવા લાગ્યો.હર્ષભેર ભેટવા આવતી **મહાશ્વેતા** ના આનંદમાં શોક સમાઇ રહ્યો તેણે પણ પણ ચાતી ફાટ રૂદન કરવું શરૂ કર્યું અને પોતાના પ્રાણપ્રિય પતિની સાથે બળી મરવા વિચાર કરી ચિતા તૈયાર કરાવી. એટલામાં કોઇ દૈવી પુરૂષે દેખાવ દીધો અને તે બોલ્યોકે- આ પુત્રી **મહાશ્વેતા** તું પ્રાણ ત્યાગ કરીશ નહિ. તને તારા પતિનો સમાગમ થશે આમ કહીને તે **પુંડરીક**ના દેહને આકાશ માર્ગે ઉપાડી ગયો એટલે **કપિંજલ** પોતાના મિત્રના શબને છોડાવવા તેની પાછળ પડયો.

અહિં એકલી પડેલી **મહાશ્વેતાએ** આખી રાત્રિ ગાળી આંસુઓ થી તેના વાળ ભીંજાઇ ગયેલાં હોવાથી તથા તેનાપર ધુળ ચઢી જવા થી તેનું મોઢું ઢંકાઇ ગયું હતું. ધાંટા કાઢીને રડવાથી તેનો કોમળ કંઠ પણ બેશી ગયો હતો. બીજે દિવસે પ્રભાત થતાં સરોવરમાં સ્નાન કરી વલ્કલ વસ્ત્ર પહેરી, તેણે મુનિકુમારોનાં કમંડળો લઇ, હાથમાં માળા લઇ પાસેની એક ગુફામાં વાસ કર્યો. અને નજીકમાં બીરાજતા શંકરની સવાર સાંજ આરાધના કરવા લાગી **મહાશ્વેતા** નુ આવું દુઃખ સાંભળી તેનાં માતાપિતા બહુજ ખેદ પામતાં હતાં તેમજ તેની સખી **કાદંબરી** પણ પોતાની સાહેલીના દુઃખે કરી ગારે પરણવું નથી એવું પણ લઇ બેઠા હવેતે **પુંડરીક** બીજા જન્મમાં **ઉજ્જયનીના** રાજા તારાપીડના મંત્રી **શુકનાસને** ત્યાં **વૈશંપાયન** એ નામથી અવતર્યો હતો. તે કોઇ વેળાએ રાજકુમાર **ચંદ્રાપીડની** સાથે દિગ્વિજય કરવા ગયો હતો, ત્યાંથી અચ્છોદ સરોવરની આસ-પાસ ફરતાં તેની દૃષ્ટિ **મહાશ્વેતા** પર ગઇ એટલે પૂર્વ જન્મના પ્રેમથી તેનું મન તેનાપર પ્રીતીમાન થયું. એક દીવસે **મહાશ્વેતા** શિલાતળ ઉપર સુતી હતી ત્યારે ,તેને **વૈશંપાયને** કેટલાંક કામ વચનો કહ્યાં. તેથી **મહાશ્વેતા** ક્રોધાંધ થઇ બોલી કે—અલ્યા! તું વગર વિચારે પોપટની પેઠે લવે છે તેથી પોપટપણાને પામ. આવી રીતે શાપ આપ્યો. થોડા કાળ પછી **વૈશમ્પાયન** શાપથી મુક્ત થયો એટલે **કપિંજલ** સાથે આકાશમાંથી ઉતરી **મહાશ્વેતા** ને મળ્યો આથી તેઓને અતી આનંદ થયો. **સાહિત્ય.**

## ભામતી.

શ્રીમત્ **શંકરાચાર્યના** ભાષ્ય ઉપર ટીકા કરનાર મહા વિદ્વાન **વાચસ્પતિમિશ્રને ભામતી** નામની સદગુણ સંપન્ન પત્ની હતી પતિ પત્ની બન્ને એકજ સ્વભાવનાં અને એકજ ગુણોથી તેઓ પરસ્પર પ્રીતીથી વર્તતાં રાત્રિ દિવસ વિદ્યામાં લીન રહેનારા વિદ્વાનો કોઇ કોઇ વાર પોતાની વિદ્યામાં એવા તો એકતાર થઇ જાય છે કે તેઓને પોતાની આગળ પાછળ શું બનાવ બને છે તેની કાંઇ પણ ખબર રહેતી નથી. અને છેવટે રસની રસજ્ઞતાથી પોતાનેજ ભૂલી જઇ પોતાના વિચારમાં ગુલતાન રહે છે. **વાચસ્પતિમિશ્ર** પણ આવીજ રીતના વિદ્વાન હતા. તે એક વખતે **શંકરભાષ્ય** ઉપર ટીકા લખવાના કામમાં એવા તો તલ્લિન થયા હતા કે રાત્રિ દીવસ પોતે શું કરે છે? કયાં રહે છે? કયાં જમે છે? અને નિદ્રા પણ કયાં કરે છે. તેની તેને જરાપણ ખબર નહિ હતી. આ વખતે તે યુવાન હતા. અને **ભામતી** પણ પ્રથમજ સાસરાને ઘેર આવેલાં એ દંપતિ રાત્રિ દિવસ સાથેજ રહેતાં, પરંતુ **વાચસ્પતિમિશ્રને** પોતાની સાથે કોણ છે તેનું બીલકુલ ભાન રહ્યું નહી. તેઓને **ભામતી** લેખન સાહીત્યો પૂરાં પાડતી અને વચમાં મુશ્કેલી આવતા તે શંકા વિષે તેઓ વિવાદ કરતાં. **વાચસ્પતિ** હમેશાં વીચારમાં તલ્લિન રહેતા તેથી **ભામતીનુ** યોવન ઉતરી ગયું અને ભાષ્ય ઉપરની ટીકા પુરી થવા આવી; એટલામાં એક દીવસે **ભામતીને** ઘણા દીવસના ઉજાગરાને લીધે આંખમાં નિદ્રા ભરાવા લાગી; અને જે દીવાના તેજથી **વાચસ્પતિ** લખતા હતા. તે દીવાની દીવેટ અને દીવેલ ખુટવાથી તે દીવો નિસ્તેજ થઇ ગયો જ્યારે સાવ અંધારૂં થયું અને કલમ અટકી ત્યારે **વાચસ્પતિમિશ્રે** ઉંચું જોયું તે વખતે **ભામતીને** નિદ્રાળુ જોઇ તે તેણીની સામું જોઇને ચમકયા અને ઘણે કાળે પોતાની સ્ત્રી જાણીને પ્રસન્ન અંત કરણથી બોલ્યા કે—હે રંભા! તને ધન્ય છે! તેં મને જીત્યો. અને મારા અથાગ શ્રમને તેંજ સફળ કર્યો છે માટે આ ટીકા કે જે મેં તારી અપૂર્વ સહાય અને અનન્ય ગુણને લીધે પુરી કરી છે તેને હું તારાજ નામથી અલંકૃત કરૂં છું. આથી તેણે તે ટીકાનું નામ **ભામતી** પાડયું. અને **ભામતીનો** બહુ આભાર માન્યો. **ભામતી** એ પોતાને નિદ્રા આવી જવાથી ક્ષમા માગી. અને બન્ને હાથ

જોડીને સ્તુતિ કરવા લાગી કે-પ્રાણનાથ ! આ સંસારના આપાત રમણીય ક્ષણિક સુખો કરતાં મેં આપના જ્ઞાનમય વ્યવસાયમાં સાથે રહીને બહુ સુખ ભોગવ્યું છે. અને મને હવે બીજા કોઇ પણ સુખની ઇચ્છા રહીજ નથી. આપની વાણીના પવિત્ર જ્ઞાનમય પ્રવાહમાં અવગાહન કરતી હું આ સંસાર સાગરને તરી પાર પહોંચીશું. **વાચસ્પતિમિશ્ર** બોલ્યા કે-ધન્ય છે સુંદરી ! તનેજ ધન્ય છે કે તેં મારા આવા મોટા દોષને પણ ગણકાર્યો નથી. અને ઉલટો ગુણ લીધો છે. તમારા જેવી પતિ પરાયણ, પતિ સહાયક અને પતિ રંજક સ્ત્રીઓનેજ ધન્ય છે ? **ભામતી** બોલ્યાં કે સ્વામીનાથ ! અતિ વિનયનું શું પ્રયોજન છે ? કેટલાએક દોષ કહેવાતાં છતાં પણ મોટા ગુણ રૂપ હોય છે. અને તેથી લોકો તેને વખાણે છે. **ભામતી** પોતે ડાહ્યાં અને ગુણજ્ઞ હતાં તેમણે કલ્પતરૂ નામના ગ્રંથ પર વ્યાખ્યા કરી છે. આવી સ્ત્રીઓ ભારત વર્ષમાં પાકશે તો આ દેશનો ઉદય થયા વગર રહેશે નહિ.

## નાચી.

આ બાઇ તેલંગ દેશમાં આવેલાં **ઇલેશ્વર** નગરના પ્રખ્યાત પંડિત **ઇલેશ્વરોપાધ્યાયની** પુત્રી હતી. આ બાઇ લગ્ન થયા પછી થોડે વખતે વિધવાવસ્થાને પ્રાપ્ત થઇ હતી, તેણે આ જગતની માયાનો ત્યાગ કરવા પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો હતો. આ વાત તેના માતા પિતાના જાણવામાં આવ્યાથી આત્મહત્યાના મહાદોષ વિષે તેને સમજાવી તેના મનને પાછું ફેરવ્યું. આથી તેણે પોતાનું બાકી રહેલું જીવન વિદ્યાભ્યાસ કરવામાં ગાળ્યું. તેના પિતાના મુખથી તેણે એમ સાંભળ્યું હતું કે માલકાંકણીનું તેલ ઘણું પીવાથી બુદ્ધિ ઘણી ચપળ થાય છે. કિંવા પાંચ કલાકમાં મરણને શરણ થવાયછે આ પ્રયોગઅજમાવવા તેણીએ તે તેલ પીધું. થોડા વખતમાં તેના સર્વ અંગમાં એટલો બધોતો અગ્નિ પ્રગટયો કે તેનાથી તે સહન થઇ શકયો નહિ. આથી તે નજીકના કુવામાં પડી. અને કલાક સુધી પાણીમાંજ ડુબેલી રહી. તેના પિતાને ખબર પડતાં તેણે કુવા ઉપર જઇ **નાચીને** કહ્યું કે-તું હજી બીજા પાંચ કલાક સુધી પાણીમાંજ રહેજે. **નાચીએ** તે પ્રમાણે કર્યું, એટલે તેના શરીરનો અગ્નિ શાંત થયો એવું કહેવાય છે કે તે તેલના યોગે કરી તેની બુદ્ધિ થોડા સમયમાં એટલી વધી ગઇ કે, તે સર્વ શાસ્ત્રમાં અને કળા કૌશલ્યમાં નિપુણ

થઇ હતી. ત્યાર પછી તે પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રના ઘણાજ કઠિન વિષયો ઉપર વ્યાખ્યાનો આપતી. આ પ્રમાણે હમેશાં પોતાના પિતાની આજ્ઞા લઇ તે પર્યટન કરવા નિકળતી. અને દેશાવરોના વિદ્વાનો સાથે પોતાની વિદ્વત્તાથી વાદવિવાદ કરી પૂજ્યપદને પામી હતી.

## ઉભયભારતી.

મહાવિદ્વાન **મંડનમિશ્રની** પત્ની **સરસ્વતીનું** બીજું નામ **ભારતી** હતું. કાશીથી ગયા તરફ જતા માર્ગમાં **શોણભદ્ર** નામે નદી આવે છે. તેને કાંઠે બ્રાહ્મણ વાસ કરીને ગામ હતું. ત્યાં એક **વિષ્ણુશર્મા** નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેમની એ પુત્રી. તે બહુ ભણેલી અને વિદ્યામાં પારંગત હતી. **વિષ્ણુશર્માને** આ એકની એકજ પુત્રી હતી તેથી તેને ચાર વેદ ઉપવેદ વગેરે શાસ્ત્રો શીખવ્યાં હતાં. અને તે જ્ઞાનબળમાં એટલીતો વિદ્વાન થઇ હતી કે તેને કોઇ પણ સમર્થ પંડિત જીતી શકતો નહોતો. તેની કીર્તિ આખા ભારત મંડળમાં સર્વત્ર છપાઇ રહી હતી. તેની માતાનું નામ **સુભગા** હતું. **સરસ્વતી** વિદ્યા સંપાદન કરી રહી ત્યાં યોગ્ય વય પહોંચી તેથી તેનું મન સંસારિક વિષયો ઉપર જવા લાગ્યું. **સરસ્વતી** ઉમ્મર લાયક થવાથી યોગ્ય વરની તજવીજ ચાલતી હતી તેટલામાં રેવાતટના યાત્રિક ભૂદેવો **વિષ્ણુશર્માને** ત્યાં પરોણા થઇ આવ્યા. તેમની પાસેથી **મંડનમિશ્રની** વિદ્વતાની વાતો **સરસ્વતીના** સાંભળવામાં આવી. **રેવાનદીને** કિનારે આવેલી **માહિષ્મતીનગરીના** પંડિત **હિમમિત્રનો** તે પુત્ર હતો. તે પણ વિદ્યામાં **સરસ્વતીથી** ઓછો ઉતરે તેવો નહોતો. તેણે બૌદ્ધ મતનું ખંડન કરી વેદધર્મનું મંડન કર્યું હતું તેથી લોકો તેનાં મુળ નામ **વિશ્વરુપને** બદલે **મંડનમિશ્ર** કહીને તેને બોલાવતા હતા. આ વાત સાંભળતાંજ **સરસ્વતીની** તેને વરવાની ઇચ્છા પ્રકટી નિકળી. આથી તેણે એક પત્ર લખીને આવેલા બ્રાહ્મણોને દીધો. અને કહ્યું. કે—તમે જ્યારે. રેવા તટ ઉપર જાઓ ત્યારે આ પત્ર **મંડનમિશ્રને** આપીને મારી વાર્તા તેમને જણાવજો. બ્રાહ્મણોએ તે પ્રમાણે કર્યું **મંડનમિશ્ર સરસ્વતીનો** પત્ર વાંચી તેનો અભિપ્રાય જાણી લીધો. અને તેને વરવાની ઇચ્છા થઇ. ને પછી તેમનાં લગ્ન થયાં મહાત્મશ્રી **શંકરાચાર્ય** સ્વામીએ **મંડનમિશ્રની** સાથે જ્યારે વિવાદ આરંભ્યો ત્યારે બન્ને જણ વચ્ચે હાર જીતનો નિ-

ન્યાય કરવા સારૂ આજ **ઉભયભારતીને** મધ્યસ્થ રાખવામાં આવી હતી. **શંકરાચાર્ય** અને **મંડનમિશ્રના** શાસ્ત્રની વખતે **સરસ્વતી** મધ્યસ્થ બેઠી. પછી બીજે દિવસે વિવાદ સમયે બન્ને જણાના ગળામાં પુષ્પોની માળા પહેરાવી અને કહ્યું કે જેની માળા કરમાશે તેને હું હાર્યો સમજીસ તે પછી વિવાદ શરૂ થયો. તેમાં **મંડનમિશ્રની** હાર થઇ તો પણ **સરસ્વતીએ** નિષ્પક્ષપાત રીતે પ્રતિપક્ષીનો જય અગ્લાન વદનથી જાહેર કર્યો. **મંડનમિશ્ર** હાર્યાથી કરાર પ્રમાણે સર્વ ત્યાગ કરી **શ્રીશંકરાચાર્યના** શિષ્ય થયા. આથી **સરસ્વતીએ** કહ્યું કે હે સંન્યાસીઓમાં ઉત્તમ **શંકર**! હજુ સુધી મારા પતિને આપે સંપૂર્ણ જીતેલ નથી. કારણ કે તેના અર્ધ શરીર રૂપ હું જીતાઇ નથી માટે મને જીત્યા બાદ મારા પતિને સુખેથી શિષ્ય કરો. જો કે આપ વિદ્વાન અને સર્વજ્ઞ છો તો પણ આપની સાથે વાદ કરવામાં મારૂં મન ઉમંગ ધરાવે છે. આ પ્રમાણે **મંડનમિશ્રની** મહિલાનું મહત્વ સુચક મધુર વચન સાંભળી **શંકરાચાર્યે** કહ્યું કે હે અબળા તમારા કથા પ્રમાણે મારી સાથે વાદ યુદ્ધ કરવાની તમારા મનમાં ઉત્કંઠા છે પણ તમારી સાથે વાદ કરવો એ મારે યોગ્ય નથી કારણ કે યશસ્વી પુરૂષો અબળાની સાથે વાદ કરતા નથી. આવાં શ્રી **શંકરાચાર્યનાં** વચન સાંભળી **સરસ્વતીએ** કહ્યું કે મહારાજ! આ બાબતમાં વ્યક્તિ વિશેષની અપેક્ષા નથી પોતાનો મત તોડવાને યત્ન કરે તે પુરૂષ જાતિ હોય કે સ્ત્રી જાતિ હોય તો પણ તેની સામે પોતાના પક્ષનું રક્ષણ કરવામાં તત્પરતા ધરાવનારાઓએ તેને જીતી લેવાનો યત્ન કરવો જોઇએ એટલાજ માટે **યાજ્ઞવલ્ક્ય** નામના મુનિરાજે **ગાર્ગી** નામની અબળા સાથે વાદ યુદ્ધ કર્યું હતું. **જનકરાજાએ** **સુલભા** નામની અબળા સાથે યુદ્ધ કર્યું હતું. એ પુરૂષો આબરૂદાર નહોતા કે શું? **ઉભયભારતીનું** આવું સયુક્તિ કથન સાંભળી મનમાં પ્રસન્ન થઇ **શંકરાચાર્યે** તેની સાથે શાસ્ત્રાર્થ કરવાનું કબુલ રાખ્યું. ત્યારે પરસ્પર જીતી લેવાની ઇચ્છા વાળાં એ બન્ને, બુદ્ધિની ચાતુર્યથી શબ્દના પ્રવાહની રચના એવી તો સરસ કરવા લાગ્યાં કે જેના શ્રવણથી વિદ્વાનો પણ આશ્ચર્ય પામી તેમને **બૃહસ્પતિ** અને **શુક્રાચાર્યથી** અધિક ગણવા લાગ્યા. તેઓનું વાદયુદ્ધ વિશ્રાંતિ વગર અહર્નિશ ચાલવા માંડ્યું. આવી રીતે વાદ કરતાં કરતાં સત્તર દિવસ વીતી ગયા. પણ

શંકરાચાર્ય હાર્યા નહિ ત્યારે સરસ્વતીએ પોતાના મનમાં તરત વિચાર કર્યોકે આ આચાર્ય બાલપણમાંજ સન્યાસી થયેલછે. અને કદી પણ શાસ્ત્રતથી ચૂકેલ નથી તો વાત્સ્યાયન સૂત્રવિષેનો સંવાદ કરી તેને પરાસ્ત કરૂં એમ ધારી કામ શાસ્ત્રને લગતાં કેટલાએક પ્રશ્નો પૂછ્યાં ત્યારે શંકરાચાર્યે જરાંવાર વિચારીને કહ્યુંકે હે સુંદરિ! આવિષયમાં હું એક માસની અવધિ માગું છું, એમ કહીને શંકરાચાર્ય ત્યાંથી ઉઠી ચાલતા થયા. ધન્યછે સરસ્વતી તારી અગાધ બુદ્ધિ વિદ્વત્તાને ! ! !

કથાકોશ.

## લીલાવતી.

આ વિદુષી ખગોળ વેત્તા ભાસ્કરાચાર્યની પુત્રી તે ગણિત અને જ્યોતિષ વિદ્યામાં પારંગત હતી અકબરબાદશાના ફૈજી નામના એક મુસલમાને લીલાવતી ગણિતનું ફારસીમાં ભાષાંતર કરતાં તેની પ્રસ્તાવનામાં લખ્યું છે કે–ભાસ્કરાચાર્ય બેદર શહેરના રહેવાસી હતા. લીલાવતીતે તેને પુત્રના જેવાની એકજ પુત્રી હતી. તેની જન્મ કુંડલી ઉપર જણાયું હતું કે તે પતિ અને પુત્ર વગરની થશે. ભાસ્કરાચાર્ય પોતાની કન્યાની આવી દુર્ગતિ થવાના વિચારથી ઘણોજ દુઃખી રહેતા હતા. અને તે સુખ થાય એવા ઉપાયો યોજ્યા કરતા હતા. થોડા કાળ પછી તેણીના વિવાહનો વખત આવ્યો કે તેણે પોતાની જ્યોતીશ વિદ્યાના બળથી એવું લગ્ન શોધી કર્યુંકે એ મુહુર્તમાં વિવાહ થાયતો લીલાવતી વિધવા થાય નહિ, તેમ તેને પુત્ર પણ થાય પછી લગ્નને દિવસે ઘણાક વિદ્વાનો અને સુજ્ઞ ગ્રહસ્થોને બોલાવી તેઓની સામે કન્યા અને જમાઈને એકત્ર બેસાડી લગ્નના કાળના નિર્ણયને માટે પાણીથી ભરેલા વાસણ ઉપર અતી ઝીણાં કાણાં વાળી એક વાટકી રાખીને કહ્યુંકે આવાટકીના છિદ્રમાંથી પાણી ભરાઇને જ્યારે વાટકી પાણીમાં ડુબે ત્યારે કન્યાનું સંપ્રદાન કર્યાથી કન્યા વિધવા થશે નહિ. ભાસ્કરાચાર્યે આ કામને માટે ઘણા પંડિતો અને જોશીઓ ત્યાં રાખ્યા હતા. લીલાવતી બાલ્યા અવસ્થાને લીધે તે ઝીણા વેહવાળી વાટકીના ઉપર વાંકી વળીને જોતી હતી. એટલામાં અકસ્માત તેના માથાપરના ઘુમટમાંથી એક નાનું મોતી તે વાટકીમાં પડ્યું. આથી વાટકીનું છિદ્ર બંધ પડયું ભાસ્કાચાર્ય અને બીજા પંડિતો વાટકી પાણીમાં ડુબવાની વાટ જોતા હતા પરંતુ તે વાટકી ડુબીજ નહિ પછી વિલંબની તપાસ

કરતાં માલૂમ પડ્યું કે એક નાના મોતીથી વાટકીનો છેદ બંધ થઇ ગયો છે અને તેમાં પાણી આવતું નથી. ભાસ્કરાચાર્ય આથી વિસ્મય થયા. તોપણ તેણે કન્યાયનો વિવાહ કર્યો. ત્યારપછી કેટલા એક દિવસે **લીલાવતીનો** પતિ મૃત્યુ પામ્યો ભાસ્કરાચાર્યે જોયુંકે **લીલાવતીને** પતિકે પુત્ર વગર કાળ ગાળવો પડશે તેથી તેણે વિચાર કર્યો કે પુત્ર દ્વારાતો કેટલાક થોડા કાળ સુધી નામ રહેછે પરંતુ હુ જ્યોતિષ વિદ્યામાં એવી વિદુષી કરૂંકે જેથી જગતમાં તેનું નામ અમર રહે. થોડા કાળ પછી તે પણ જ્યોતિષ વિદ્યામાં પારંગત થઈ તે એટલે સુધી કે ઝાડ જોઇ તેની શાખા અને પાંદડા થોડીજવાર માં ગણી આપતી તેણે એક જ્યોતિષનોગ્રંથ પણ રચ્યો છે કે જેને **લીલાવતી** એવું નામ આપવામાં આવે છે **લીલાવતી** ગ્રંથ ઘણો મશહુર છે ધન્યછે **લીલાવતી** તારી તર્કશક્તિને ! ! !

કથાસાર સંગ્રહ

## લીલાવતી ( બીજી )

**લીલાવતી** એ **ધારાનગરના** ધીર અને દાની ભૂપતિ ભોજની પત્ની થાય. તેની તિવાન, સત્યવાન, ધાર્મિક, વિદૂત્તાથી અલંકૃત અને સત્યશી હતી, તેનાપર **ભોજરાજાની** ઘણીજ પ્રીતી હતી. **ભોજની** સભામાં આવતા અન્ય પંડિતો અને **ભોજને** વહાલો પ્રસિદ્ધ પંડિત કાલીદાસ: કે જે પંડિત પંકિતમાં ચક્રવતી પદ ધરાવતો હતો તેઓને પરસ્પર દ્વેષ ભાવ ચાલતો હતો. ભોજરાજા **કાલીદાસને** ચાહતો તે દેખી બીજા પંડિતો દાઝતા હતા. તેઓએ તેને કઢાવી મૂકવાનો પ્રપંચ આદર્યો અને એક દાસી સમજાવી કેતુ **કાલીદાસને** કઢાવી મૂકેતો અમો તને એક હાર આપીએ આથી તે દાસી **ભોજરાજાના** શયનગ્રહમાં ગઇ ત્યાં **ભોજરાજા** સુતા હતા. આ જોઇ તેણે એક દાસીને કહ્યું કે– સખી ચંદ્રપ્રભા ! દુષ્ટ પંડિત **કાલીદાસ** તો સ્ત્રીના પોશાકથી અંતઃપુરમાં **લીલાવતીને** ત્યાં આવેછે. આથી **ભોજરાજા** જાગી ઉઠયો અને વિચાર કરવા લાગ્યો કે આ વાત તદ્દન અસંભવિતછે પરંતુ આ લોકોની પરીક્ષા જોવા માટે દેશપાર કરીએ. આથી તેને હદપાર કર્યો આ વાત **લીલાવતીના** જાણવામાં આવતાં તેણે પોતાના પતિને પૂછયું કે– પ્રાણનાથ ! આપના અનન્ય મિત્ર કાલીદાસને હદપાર શા માટે કરેલાછે ? રાજાએ કહ્યુંકે

સુંદરિ ! કોઇએ મારી પાસે કહ્યું હતું કે—કાળીદાસ અંતઃપુરમાં આવે છે, તેથીજ રાણી આવાં વચનો સાંભળી હાસ્ય ભર્યે મ્હોંઢે નિઃશંકપણે બોલીકે સ્વામીનાથ ! હું મહદભાગ્યવાળી છું કે મને આપ સરખા પ્રતાપી પતિ મળ્યા છો. આપને મારા સ્વભાવનો પૂર્ણ અનુભવ છે તો પછી તેનું મન બીજા પતિ પર કેમ જાય ? નાહિજ જાય. જે ધર્મજ્ઞ સ્ત્રી પોતાના પતિવ્રતા ધર્મ અને પ્રતિ પ્રેમને પીછાણે છે તે સ્ત્રીનું મન કદી પણ પરપુરૂષ પર પ્યાર ધરશેજ નહિ. વળી તે પુરૂષ ધન યૌવન અને માલ મિલકતથી ભરેલો હોય તોપણ શું થયું ? પતિવ્રતા પદ્મણી કદી પણ વિષય સુખની લાલચે લોભાઇને નીચ કર્મ કરશેજ નહિ. પતિવ્રતા સ્ત્રી ગમે તેવા જુલમ ગુજરતા હશે તોપણ દેહની દરકાર છોડી પ્રાણ જતાં સુધી પણ પોતાનું પ્રિય શીલવ્રત તજશે નહિ. અને જે સ્ત્રી એવા કર્મો કરે છે તે સ્ત્રી ખરેખરી પિશાચણીજ સમજવી. મારા પ્રત્યે તમોને શંકા ઉત્પન્ન થઇ છે તો તેનો ખુલાસો કર્યા વગર આપ અત્રેથી પધારશો તો હું અવશ્ય મારો પ્રાણ ત્યાગીશ.

**ભોજરાજા** તેણીના કહ્યા પ્રમાણે કરવા બંધાણો. આથી સતી **લીલાવતી** પોતાનાં અમૃતમય મધુર વાકયોથી પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગીકે—હે સર્વના સહાયક વિભુ ! તમે આ અખિલ સૃષ્ટિમાં ગાત્ર સાક્ષી રૂપ છો. અને જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં મારા પ્રાણનાથ **ભોજજ** હોયતો તરતજ મને સાચી ઠરાવી શિરપર આવેલાં કુડાં કટકને દુર કરો. આ પ્રમાણે બોલી સાધનો, સાક્ષીઓ અને પતિવ્રતા પ્રતાપનું બળ બતાવી પોતે શુદ્ધ ઠરી. આથી **ભોજ** શરમીંદો થયો ત્યારે **લીલાવતી** કહેવા લાગી કે પ્રાણનાથ ! આપનું શરમાવું વ્યર્થ છે કારણ રાજાઓનો ધર્મ છે કે શહેરની સઘળી ચર્ચા જોવી અને તે ચર્ચાનો બંદોબસ્ત કરી થતી ચર્ચાને બંધ પાડવી. જુઓકે ત્રૈલોકયના નાથ **શ્રી રામચંદ્રજી લંકાથી સીતાજીને** તેડી **અયોધ્યામાં** આવ્યા ત્યારે તેણે પણ લોક ચર્ચા માટે દુતો રાખ્યા હતા. તેમાંથી કોઇ દૂતે ખબર આપ્યાકે કોઇએક ધોબી પોતાની સ્ત્રીને કહેતો હતો કે એતો **રામચંદ્રજી** એવો છે કે પોતાની સ્ત્રી બીજાના ઘરમાં રહી આવી છતાં પણ ઘરમાં રાખી બેઠો છે. આથી **રામચંદ્રે સીતાની** ખાતરી છતાં પણ લોક ચર્ચા

બંધ થવા માટે વનમાં મોકલી હતી. માટે હે સ્વામીનાથ ! તમારા મનમાં તમો કંઇ પણ એવો વિચાર લાવશો નહિ. અહા ! ધન્યછે **લીલાવતી** ! તારી વાણીને ! ! ! **ભોજપ્રબંધ.**

## મહીઆરી લીલાવતી ( ત્રીજી )

સતી **લીલાવતી સારંગપુરના** નગર શેઠ **સોમદત્તની** પુત્રી થાય. તેની માતાનું નામ **સુભગા** હતું. તે રૂપે, ગુણે અને કાંતિમાં મનોહર હતી. **લીલાવતી** બહુ ભણેલી ડાહી અને હોંશીયાર હતી. તેની માતા **સુભગા** પણ અવકાશની વેળાએ સારૂ શિક્ષણ આપી પુત્રીને પ્યારથી પાળતી. **લીલાવતી** લગ્ન લાયક ઉમસ્ની થતાં તેના પિતા **સોમદત્તે** તેને માટે યોગ્ય વરની ખોળ કરાવી. થોડા દિવસ પછી **કોશાંબીના** નગર શેઠ **સદાફળે** પોતાના પુત્ર **સુમતિવિલાસનું** માગું મોકલ્યું. **સુમતિવિલાસ** પણ રૂપે ગુણે મનોહર અને હુશિયાર, ડાહ્યો અને વિદ્યાવિલાસી હતો. અને વખતે તેના ગુણ નામ પ્રમાણેજ એટલે **સુ+મતિ** સારી મતિના હતા. **સોમદત્તે** આથી તેનાં લગ્ન નીરધાર્યાં. થોડા દીવસમાં **લીલાવતીનાં** લગ્ન થયાં કે તે સાસરે આવી. સહુ પિયેરીયાંને વિસારી સુખેથી સાસરીયાં સાથે રહી. અને શ્વશુર પક્ષની સેવા કરવા લાગી. થોડા દિવસ પછી **લીલાવતીના** પતિ સુમતી વિલાસનું મન એક ગણિકા સાથે મળ્યું. આથી **લીલાવતી** બહુ બંહુ બળ્યા કરતી પણ શું કરે ? લાચાર. થોડા કાળ પછી તેના પિતા **સોમદત્તે** તેડું મેલ્યું. આથી તે પાછી **સારંગપુર** આવી. પરંતુ અહિં કોઈ સાહેલી કે કોઇ પિયેરીયાને પોતાના પતિની વાત જણાવીજ નહિ. અને પોતાના દુ:ખના દિવસો નિર્ગમન કરવા લાગી. થોડા વખત પછી **કોશાંબીથી સદાફળ** તેડવા આવ્યા તેથી તે પણ સુખેથી અહિં આવી પણ કંઇ મનને ચેન પડે નહી. **સુમતિવિલાસ** તેના મા બાપનું ન માને તો આ **લીલાવતીનું** તો માનેજ ક્યાંથી ? થોડા રોજ પછી **લીલાવતીને** પોતાના પતિને અને ગણિકાને છળવાની યુક્તિ સુજી આવી. જેથી તેણે પોતાની સાસુને મ્હોઢે કહ્યું કે—સાસુજી ! મને જો તમો બે ભેંસો લાવી આપો તો હું તમારા પુત્રને અહિં કોઇ યુક્તિથી લેઇ આવું. આથી

સાસુએ સસરાને વાત કહી. તેથી તેણે દુઝતી બે ભેંસો ખરીદ કરી. તે ભેંસોને દોહી પોતે ભરવાડણના કપડાંએ પહેરી પોતાની નણંદ ને ગણિકાગૃહ બતાવવા સાથે લઇ દુધ લઇને ચાલી. થોડીવારે ત્યાં આવી પહોંચી. છેટેથી બંગલો જોઇ તે બોલવા લાગી કે 'દૂધ લેવું છે દૂધ' આ પ્રમાણે બોલતી બંગલાના દ્વાર પાસે આવી પહોંચી. આથી સુમતિવિલાસે બરકી. દૂધનો ભાવ પૂછયો તો લીલાવતીએ તે દૂધ ચાખવા જણાવ્યું. દૂધથી તે બહુજ ખુશ થયો અને લીલાવતી તરફ પ્યારની દૃષ્ટિથી જોવા લાગ્યો. આથી લીલાવતી પણ સમજી ગઇ કે હવે ગણિકા ફાવે તેમ નથી. લીલાવતી સુમતિવિલાસને છળખળ કરી ઘેર લાવી. આથી તેના પીતા તથા તેની માતા એ બન્ને બહુ રાજી થયાં અને આશીર્વાદ દઈ કહેવા લાગ્યાં કે—ધન્ય છે ઉત્તમ કુળની કીર્તિ વધારનાર પુત્ર વધુ લીલાવતી ! તમોએ આ બહુજ ઉત્તમ કામ કર્યું. તમારા પિતા તથા માતાને પણ ધન્યવાદ ઘટે છે કે જેના પુણ્યે કરી આવું પુત્રી રત્ન પેદા થયું. આમ કહી સો પોતાના સુખના દીવસો નિર્ગમન કરવા લાગ્યાં. લીલાવતી પોતાનાં સાસુ સસરાની અને પતીની સેવા કરી પવિત્ર રહેતી.

## પ્રભાવતી.

આ વીર સ્ત્રી ગનોરના રાજાની રાણી હતી. તે રૂપે સુંદર હતી. તેથી તેના ઉપર યવન લોકોએ મોહીત થઇ ગનોરના રાજ્ય ઉપર ચડાઇ કરી હતી. તેની સામે આ વીર સતી પ્રભાએ ઘણી શુરતાથી લડાઇ કરી હતી. પરંતુ પોતાંની પાસે સૈન્ય થોડું અને વળી વીર પુરૂષો મરી જવાથી ગનોર રાજ્યના કીલ્લા યવનોએ હાથ કરવા માંડ્યા. તેથી આ વીર વનીતા આત્મહત્યા નહિ કરતાં ત્યાંથી એકાએક ચાલી નીકળી. ચાલતાં ચાલતાં પોતાનો એક કીલ્લો કે જે યવનોએ તાબે કર્યો નહી હતો ત્યાં આવી. નર્મદા નદી ઉલંઘી મછવામાંથી ઉતરી કીલ્લામાં પેસવા જાય છે, તેવીજ તેને શત્રુઓએ આવી ઘેરી લીધી. તે છતાં પણ તે મહા મુશ્કેલીથી કીલ્લામાં દાખલ થઈ. પરંતુ દરવાજો બંધ કરતાં પહેલાં તો શત્રુનું સૈન્ય અંદર પેસી ગયું. તો પણ રજપૂતો મરણીયા થઇ યવન લોકોની સાથે લડયા. સતી પ્રભા જેવી પરાક્રમી હતી તેવીજ તે સું-

દરી હતી. યવન લોકોએ રાજ્ય જીતી લીધા પછી પણ યવન સરદારે કહેવરાવ્યું કે--સુંદરી ! તમારૂં રાજ્ય પાછું લઇને તમે મારા હૃદય રાજ્યનાં અધીશ્વરી થાઓ. તમારૂં યૌવન આપી મને પ્રસન્ન કરો. એટલે હું તમારો દાસ થઇને રહીશ. આ સાંભળી રાણીને પગ થી તે માથા સુધી કાળ ચઢ્યો. પરંતુ તે શું કરે ? તે અબળા જાતિ થોડીવાર વિચાર કરી યવન રાજને જવાબ મોકલ્યો કે-મને બે કલાકનો વખત આપો તો વિધીવત્ લગ્નનો પોશાક તૈયાર કરાવી શકું. કામાંધ યવને એ વાત સ્વીકારી. બે કલાક ગયા પછી **પ્રભાએ** પોતે મૂલ્યવાન પોશાક પહેરીને પોતાના શયનગૃહમાં જઇ બેઠી. અને તેવોજ એક કિંમતી પોશાક યવન રાજને મોકલ્યો કે જે પહેરી તે અહીં આવ્યો પ્રથમતો યવન રાજના મનમાં હજારો વીચાર આવવા લાગ્યા. પરંતુ અકસ્માત તેના હૃદયમાં ભયંકર દર્દ ઉપડી આવ્યું. અને તે બકવા લાગ્યો કે-અરર ! મારૂં શરીર બળ્યા કરે છે. તેનાં વાક્યો સાંભળી **પ્રભા** બોલી કે તમારૂં મૃત્યુ હવે આવી પહોંચ્યું છે. આમ બોલી સતી **પ્રભા** બીજા માળ ઉપરથી શરીર પડતું મુકી મરણ પામી. થોડીવારે યવનરાજ પણ મરણ પામ્યો. ખરેખર ! સતી **પ્રભાએ** પોતાના ધર્મનું પાલન કર્યું છે. **ગુર્જરેતીહાસ.**

## દુર્ગાવતી.

આ વીર સતી **બુંદેલખંડમાં** આવેલા **મહુવા** નગરના રાજા **ચન્દનની** પુત્રી થાય અને ગંડમંડળ રાજાની સ્ત્રી થાય તે ઘણીજ સુંદર, ગુણવાન, બુદ્ધિવાન, અને હિમ્મતવાન હતી. તેણીને **વીરવલ્લભ** નામનો એક પુત્ર હતો.[1] તે નાની વયનો હોવાથી તેની વતી તેની મા **દુર્ગાવતી** સઘળો રાજ્ય કારભાર ચલાવતી હતી. આ વખતે દીલ્લીના તખ્ત ઉપર **અકબર** બાદશાહ રાજ્ય કરતો હતો તેણે ઘણાંક રજપૂતોનાં રાજ્યો જીતી લઇને પોતાનાં ખંડીયા બનાવ્યાં હતાં. તો પણ **મેવાડનો** જગપ્રસિદ્ધ રાણો **પ્રતાપસિંહ**

૧. અહિં કોઇ એમ શંકા કરશે કે **દુર્ગાવતીનો** પતિ **ગંડમંડળ** હતો છતાં **દુર્ગાવતીને** રાજકારભાર કેમ કરવો પડયો ? તો તેનો જવાબ એટલોજ કે એ વિષે તપાસ કરતાં વધુ હકીકત મળેલ નથી.

અને આ વીર વનિતા દુર્ગાવતી એ બેનાં રાજ્યો તેને તાબે થયા ન હતાં તેથી અકબરે ગંડમંડળના રાજ્યને જીતવા આસફખાં નામનાં એક સરદારને ઘણુંક સૈન્ય આપી મેવાડપર ચડાઇ કરવા મોકલ્યો. આથી ગંડમંડળની પ્રજા ભયભીત થઇ ગઇ. પરંતુ દુર્ગાવતીના કઠણ કલેજામાં આ ભયની કંઇ પણ અસર થઇ નહિ. પરંતુ તેણે નિડરપણે લડાઇની તૈયારી કરવા માંડી. થોડા વખતમાં સઘળું સૈન્ય એકઠું કરી રણભૂમીમાં શત્રુની સામે ઉભી રહી. આ વખતે તેનો કુમાર વીરવલ્લભ પણ યોદ્ધાનો પોશાક પહેરીને સૈન્યમાં સામેલ હતો. દુર્ગાવતી માત્ર સૈન્ય એકઠું કરીનેજ બેસી રહી નહોતી પરંતુ તે પોતે મસ્તક ઉપર રાજમુકુટ ધારણ કરી, બખ્તર પહેરી તરવાર અને ધનુષ ધારણ કરી હાથી ઉપર બેઠી. તે વીરાંગનાનું કોમળ હૃદય હગણું સ્વદેશની રક્ષા કરવાને માટેજ તત્પર થયું હતું. તે રણના મોખરા ઉપર ઉભી ઉભી પોતાનાં લશકરનાં માણસોને ગંભીર સ્વરથી ઉત્સાહ અને હિમ્મત આપવા લાગી. વીરમાતાનાં ઉત્સાહ ભર્યા વાક્યો સાંભળી સર્વે સૈન્ય શત્રુના સૈન્ય ઉપર તુટી પડયું. અને મહા દારૂણ યુદ્ધ ચાલ્યું. દુર્ગાવતીએ બે વખત મોટા પરાક્રમથી આસફખાનના લશ્કર પર હલ્લો કર્યો. અને બન્ને વખતે તેણીનો જય થયો. શત્રુ પક્ષના ઘોડેસ્વારો લડાઇમાં માર્યા ગયા. દુર્ગાવતીની ભયંકર મૂર્તિ જોઇને યવનદળ વિસ્મય પામ્યું. વળી તેઓ રણભૂમીમાંથી ભાગી છુટા. જે વીર પુરૂષો એ એક વખતે હીંદનાં રાજ્યોને જીતીને પોતાના જયનાં વાજાંઓ વગડાવ્યાં હતાં તેઓ આજે બહાદૂર દુર્ગાવતીના બળથી હારીને નાસી ગયા. આથી દુર્ગાવતી તેઓની પાછળ પડી અને હિમ્મતથી શત્રુના સૈન્યને નસાડવા લાગી. મોગલનો સેનાપતિ દુર્ગાવતીનુ અદ્ભુત પરાક્રમ જોઇને અજાયબ થયો, અને તેનું મ્હોડું કાળું થયું. દુર્ગાવતીએ શત્રુની સામે યુદ્ધ ચાલુ રાખ્યું. એમ કરતાં સૂર્યાસ્ત થયો તેથી એક જગોએ પડાવ નાંખ્યો. તેનો વિચાર એવો હતો કે થોડીવાર વિશ્રામ લઇને ફરી શત્રુની પાછળ મંડી તેઓના સૈન્યનો સંહાર કરવો. પરંતુ તેણીના સામંતોએ એથી વિરૂદ્ધ સલાહ આપી તેથી સૈન્ય થોડો વખત વિશ્રામ લેવાને બદલે નિદ્રાવશ થઇ ગયું. આસફખાંએ આ તકનો લાભ લઇને તેનાપર હલ્લો કર્યો છતાં દુર્ગાવતી ગભરાઇ નહી. તે પોતાના સૈન્યને પહાડની એક

સાંકડી તેખેટીમાં લઇ જઇ ત્યાં ઉભી રહી. એટલે શત્રુઓએ ત્યાં જઈ તેનાપર તોપોનો મારો ચલાવ્યો. અને મોટું સંગ્રામ થયું. તે વખતે તેના કુંવર **વીરવલ્લભે** ઘણુંજ પરાક્રમ બતાવ્યું હતું. શત્રુઓ પણ તેનું પરાક્રમ જોઇને વિસ્મય પામ્યા. તોપણ શત્રુઓના હાથથી તે જખમી થયો. પોતાના પુત્રનું મરણ થયું છતાં પણ **દુર્ગાવતી** પાછી ફરી નહી. પરંતુ પુત્રના શબની યોગ્ય વ્યવસ્થા કરીને પ્રથમના કરતાં વધારે પરાક્રમથી લઢવા લાગી. થોડા સમય પછી શત્રુઓનું એક બાણ તેની આંખમાં આવ્યું તે કાઢવા **દુર્ગાવતીએ** ઘણોક પ્રયત્ન કર્યો પણ તેમાં નિષ્ફળ થઇ. ત્યાર પછી એક તીર તેના કલેજામાં વાગ્યું. અને ઘણી વેદના થવા લાગી. તથાપી તે રણભૂમીમાંથી પાછી ફરી નહિ. જ્યારે જખમી થયેલા ભાગમાંથી લોહી નિકળવા માંડ્યું. ત્યારે તેણે પોતાને જીવવાની આશા છોડી દીધી. તેથી તેણે પાસેના માણસની તરવાર લઇ પોતાના શરીરપર મારી કે જેથી તેણીનો પ્રાણ પરલોકનો પ્રવાસી થયો. ધન્ય છે **દુર્ગાવતી** ! તેં તારૂં અપારવીરત્વ બતાવી આપ્યું છે. **વીરવનિતા.**

## ચંદ્રપ્રભા.

આ ચરિત્રશાળી સ્ત્રી **નાગપુરના** રહીશ **દેવદત્ત** નામના બ્રાહ્મણની સ્ત્રી થાય. તેણીને તેના પીતાએ નાની વયમાંથી પરણાવી હતી. **દેવદત્ત** કુલીન ઘરનો હતો, પરંતુ તેના ઘરમાં કોઇ પણ જાતનો અંકુશ ન હોવાથી તે દુરાચરણમાં ડુબી ગયો. ઘરબાર માલ મીલકત સર્વે ખોઇ બેઠો. તેથી સદ્‌ગુણ સંપન્ન કુલીન **ચંદ્રપ્રભા** ઘરમાં બેસી નીતિથી જે કાંઇ ધંધો થાય તે કરી પોતાનું ગુજરાન ચલાવતી. **દેવદત્ત** અહર્નીશ કેફ કરી ભમ્યા કરતો હતો તે છતાં પણ પતિવ્રતા **ચંદ્રપ્રભા** શાંત મનથી પતિને સુધારવાના ઉપાયો યોજતી હતી. કોઇ વખતે ઘરમાં ખાવાનું થોડું હોયતો તે સઘળું પતિને આપી દઇ પોતે ઉપવાસ કરી રહેતી. તેણે પતિને દુરાચાર મુકાવવાનો ઘણોએ પ્રયત્ન કર્યો. પરંતુ તે સર્વ વ્યર્થ ગયો આ વખતે **ચંદ્રપ્રભાની** ઉમર માત્ર પંદર કે સોળ વરસની હતી. પોતાને નાની ઉમર છતાં પણ આવું દુઃખ આવ્યું એ વિષે જરા પણ ખિન્ન થતી નહિ. તેની કદી પણ **દેવદત્ત** ઉપર દુષ્ટ વૃત્તિ થતી નહિ. ઉલટો **દેવદત્ત** તેને દબાવતો અને મારતો તો પણ તે શાંત મનથી

સહન કરી પતિ સુખી થાય તેમ કરતી. એક સમયે **દેવદત્તે** કેફની ધુનમાં ઘેર આવી **ચંદ્રપ્રભાને** છરી મારી તેથી તે મૂર્છિત થઇ ધરણીપર ઢળી પડી. એટલામાં એક બાઇએ આવી **ચંદ્રપ્રભાને** વૈદ્યને ત્યાં પહોંચતી કરી. અને **દેવદત્તને** પોલીસે કેદ કર્યો. અહીં આગળ **ચંદ્રપ્રભાની** સ્થિતિ ધાસ્તી ભરેલી થઇ પડી. માજીસ્ટ્રેટ તેની પાસે જુબાની લેવા ગયો ત્યારે તેણીએ કહ્યું કે મારો પતિ કુશળ છે ? તેને કોઇ પણ જાતનું દુઃખ દેશો નહિ. હું અહીં કંઇ ફરીયાદ કરવા આવી નથી. પરંતુ હું આ ઘા રૂઝાવવા માટે આવી છું. મને આ ઘાવ મારી પોતાનીજ ભૂલથી વાગેલો છે. હું મારા પતિને મળવા ઇચ્છું છું તેથી તેને હાજર કર્યો. તેને પગે લાગીને પૂછવા લાગી કે--તમે જમ્યા ! તમને કોઇ દુઃખ તો દેતું નથી ને ! આમ બોલતી બોલતી તે પતિવ્રતા પરલોકવાસી થઇ. ધન્ય છે મોહોટા મનની **ચંદ્રપ્રભાને** ! ! !

## સત્યવતી

બંગાળામાં રામાનંદ ગોસ્વામી નામનો એક પરમ વૈષ્ણવ ભક્ત હતો. એને કેટલીએક જમીન ધર્માદામાં મળી હતી. આ ગોસ્વામી હમેશાં ધાર્મિક સાધુ સંતોની સેવા અન્ન પાનાદીકથી કરતો હતો. તે આખા દેશમાં પૂજનીય હતો. તેની સ્ત્રીનું નામ **સુનીતિ** હતું. તે પવિત્ર સાધ્વી વિધીવત્ પતિનું પૂજન કરી, ગયા આવ્યાં અતિથીઓની સેવા કરી, સાધુઓને જમાડી, પતિના જમ્યા પછી પોતે જમતી. તેણીને **પ્રેમાનંદ** નામનો એક પુત્ર હતો અને **પ્રભાવતી** નામની કન્યા હતી. **પ્રેમાનંદ** ઘણો વિદ્વાન હતો. તેનાં લગ્ન આ આખ્યાયીકામાંની સતી **સત્યવતી** સાથે થયાં હતાં. આ વખતે **બંગાળામાં** ઉપરા ઉપર મોટા દુકાળો પડતા હતા, તેથી જમીનની પેદાશ નહી આવવાથી જમીનદારો કરજદાર બન્યા હતા આ વખતે કર ઉઘરાવનાર **દેવીસિંહ** લોકોની માલ મીલકત સર્વ હરરાજ કરી પોતાના ધણીનો કર વસુલ કરતો હતો. **રામાનંદ** સ્વામીની જમીનનો કર બીલકુલ નહી હતો તે પણ તેણે આપવા કહ્યું. તેથી **રામાનંદે** જોર જુલમના ભયથી રાણી **ભવાની** દેવીની પાસેથી રૂ૦ ૫૦૦૦૦ કરજે કાઢી **દેવીસિંહને** કર આ-

પ્યો છતાં પણ **દેવીસિંહે** વધારે કર માગ્યો. આ વખતે **રામાનંદ** લાચાર બન્યો તેથી **દેવીસિંહે** તેની સઘળી મીલકત હરરાજ કરી તેને પકડવાનો હુકમ કર્યો. આ ભયથી શું કરવું ? તે તેને સૂઝયું નહી. પછી તેના પુત્ર **પ્રેમાનંદે** હિમ્મત આપી કે—પીતાજી ! તમો જરાએ ડરશો નહી. હૂં તેની પાસે જાઉ છું ને તમો સઘળાં કુટુંબને લઇ **રંગપુરમાં** આપના કોઇ શીષ્યને ત્યાં જઇ રહો. આ પ્રમાણે કહીને તે ચાલતો થયો. તેને સીપાઇઓ પકડી કચેરીમાં લાવ્યા. **દેવીસિંહને** કચેરીમાં બેઠા બેઠા ક્રૂર કર્મો કરતો જોઇને **પ્રેમાનંદે** સિંહ ગર્જના કરીને કહ્યું કે—ઓ નર પીશાચ ! હમણાં તારૂં ખુન કરીશ. આમ બુમો પાડતો છરી લઇ કુદકો મારી **દેવીસિંહને** મારવા કૂદી પડયો, એટલે તેને પકડી કેદમાં લઇ ગયા.

**પ્રેમાનંદના** કંઇ પણ ખબર ન મળવાથી **રામાનંદ** તથા તેની પત્ની **સત્યવતીને** ચીંતા થવા લાગી. તેઓએ જાણ્યું કે **પ્રેમાનંદ** મૃત્યુ પામ્યો હશે તેથી તેણે કેદખાનામાં શોધ કરી, પરંતુ કાંઇ પતો લાગ્યો નહિ, તેથી શોકાતુર થઇ તે પાછો ગયો. **સત્યવતીનો** વીચાર હતો કે પતિનું શબ મળે તો તેની સાથે બળી મરવું. શબ નહી મળવાથી તે અબળા વૈધવ્ય ધર્મ પાળવા લાગી. તેને માથે દુ:ખના ડુંગરો ઉગવા લાગ્યા અને તે સૌ નિરાશ બની **રંગપુરમાં** રહ્યાં. **દેવીસિંહના** સીપાઇઓના જાણવામાં આવ્યું કે આ શહેરમાં કોઇ રૂપસુંદર યુવતી આવી છે, તેને પકડી **દેવીસિંહ** પાસે મોકલવાનો તેઓ લાગ શોધતા હતા. **દેવીસિંહ** મહા ક્રૂર અને ઘાતકી હતો. આબરૂદાર અને કુળવાન સ્ત્રીઓને જુલમથી પકડી અખાડામાં પૂરી રાખતો હતો. આ વખતે **સત્યવતીની** ઉમ્મર લગભગ વીશ વર્ષની હતી. પરંતુ તે જોવામાં એક નાની બાળકી સરખી દેખાતી હતી. **સત્યવતીને** સીપાઇઓ પકડશે એમ ખબર થતાં તે તરત સસરા પાસે **દીનાજપુર** નાસી ગઇ. **સત્યવતીએ** સીપાઇઓ પકડે તો તેઓને સ્વાધીન ન થતાં પ્રાણ ત્યાગ કરીને પણ પોતાના શીલનું રક્ષણ કરવા નિશ્ચય કર્યો હતો. તે પોતાના સસરા સાથે ત્રણ વર્ષ રહી. એક વખત સાયંકાળે તેને ખબર મળી કે સીપાઇઓ આ તરફ આવે છે. તે સાંભળી **રામાનંદ** બોલ્યો કે—પુત્ર વધુ **સત્યવતી** ! તમો વૃદ્ધ દાસી અને એક નોકરની સાથે નાસી જઇ **કાશી ધામમાં** જાઓ. **સત્યવતી** રડતી

રડતી બોલી કે--હું પાપીણી હવે કોને માટે જીવું છું ? વિધવાનું જીવવું વિટંબણા માત્ર છે. આપ મારા સસરા નથી આપ મારા પીતા પણ નથી પરંતુ હુંતો આપને મારી માતા છો એમજ સમજુ છું. માની પાસે પુત્રી જેમ ખુલ્લા મનથી સર્વ વત કહે તેમ હું આપને છોડીને ક્યાંય પણ જઇશ નહી. **દેવીસિંહ** આપને કેદ કરશે તો હું પણ ત્યાં કેદમાં રહીશ હું આપને એ સ્થિતિમાં પાણીનું ટીપું પણ આપીશ તો હું મારા દેહને સાર્થક માંનીશ. આ સાંભળી **રામાનંદ** બોલ્યો--બેટા ! **દેવીસિંહ** કુલાંગનાઓની આબરૂ પાડે છે. **સત્યવતી** ક્રોધથી બોલી **દેવીસિંહની** કંઇપણ મગદુર નથી કે મારા ધર્મનું ખંડન કરે. આ પ્રમાણે બોલતાંજ **સત્યવતી** મૂર્છીત થઇ ધરણીપર ઢળી પડી. થોડીવારે સાવધાન થઇને પાછી બોલી **એ પરમેશ્વર** ! આ હતભાગિણીને તમે શા માટે આવું સૌંદર્ય આપ્યું. આમ બોલતી પોતાના વાળ તોડવા લાગી અને બોલવા લાગી કે હું મારાં નાક કાન કાપી આત્મહત્યા કરૂં. આમ બોલતી તે કપાળ કુટવા લાગી. **રામાનંદ** તેના હાથ પકડી તેને સમજાવી.તે થોડીવારે શાંત થઇ અને બોલી કે--**હે પરમેશ્વર** ! હું કેમ તેની સાથે બળી મૂઇ નહિ. તે સમયે બળી મૂઇ હોત તો આ દુઃખ જોવું પડત નહિ. પછી તે વૃદ્ધ નોકરો સાથે નાશી ગઇ. અને જંગલમાં પોતીનો ધર્મ સાચવવા માટે એક ઝુંપડી બાંધીને રહી. થોડાં દીવસ પછી તે દુશ્મનો ત્યાં પણ આવી **સત્યવતી** ઉપર જુલમ ગુજારવા લાગ્યા. આથી તે પુરૂષનો વેષ ધારી પાછી **બંગાળામાં** આવી. તેણે અહીં કોઇ એક અધીકારીથી જેલનો પરવાનો કઢાવ્યો. અને તે પુરૂષના વેષથી જેલમાં ગઇ ત્યાં તેણીએ પોતાના પતિ **પ્રેમાનંદને** જોયો **પ્રેમાનંદ** પણ વખતો વખત તેની સામું જોયા કરતો. પણ તે ઓળખી શક્યો નહિ. **સત્યવતીને** ઘણોજ આનંદ થયો. **સત્યવતી** પતિને ગળે બાઝી પડી અને તેણે પતિને છોડાવ્યો. ત્યાંથી તે **રામાનંદ** પાસે જંગલમાં ગઇ. આથી **રામાનંદ** બહુ રાજી થયો અને **સતી સત્યવતીને** આશીર્વાદ દઇ ધન્યવાદ આપવા લાગ્યો.

## ચંદા.

**વીરનારીચંદા** પંજાબના શીખ મહારાજા **રણજીતસિંહજીની**

પવિત્ર પત્ની થતી હતી. તે સ્વદેશ સેવામાં દૃઢ ભક્તિ રાખતી. તેણે **રણજીતસિંહને** પરણી અંતઃપુરમાં પ્રવેશ કર્યો ત્યારથી તે **રણજીતસિંહને** રાજ્ય કારભારમાં યોગ્ય સલાહ આપી પોતાની કુશળતા બતાવી હતી. **રણજીતસિંહજી** મૃત્યુ પામતાં તેની ગાદીએ તેનો કિશોર પુત્ર **દિલીપસિંહ** બેઠો. તે નાની વયનો હોવાથી રાજ્યનો તમામ કારભાર તેની માતા **ચંદા** ચલાવવા લાગી. આથી આખો પંજાબ પ્રાંત આબાદીમાં આવી ગયો. તે દરરોજ નિયમિત વખતે દરબારમાં જઈ રાજ કારભારમાં ધ્યાન આપતી. અને પોતાના પુત્ર **દિલીપસિંહને** રાજનીતિનું જ્ઞાન આપી તેને કેળવવા લાગી. તે વામાં ઇંગ્રેજોએ પોતાના પ્રદેશની રક્ષા કરવાને માટે અંગ્રેજ સૈન્ય એકઠું કરવાનું શરૂ કર્યું. આથી **ચંદાને** ધાસ્તી લાગીકે રખેને રજપુત, મરાઠા અને મુસલમાનોના રાજ્યની પેઠે આ પંજાબનું રાજ્ય પણ તેઓ ખાલસા કરે. આથી **ચંદાએ** પણ સૈન્ય તૈયાર કરવા માંડયું. બીજી તરફથી તેની ખાલસા ફોજે અંગ્રેજ સૈન્ય ઉપર હલ્લો કર્યો. આથી **ચંદારાણીએ** ઉત્સાહભેર તેમાં ભાગ લીધો. પરંતુ આ કૃત્ય સારૂં કહેવાયું નહિ. તેણે યુદ્ધ ન કર્યું હત તો તે રાજ્યનું રક્ષણ થાત. પણ તેણે સિંહની સામે બાથ બીડી તેથી તે પરાજય પામી અને બ્રીટીશ સરકારે તેને તથા તેના પુત્રને કેદ કરી **હિંદમાંથી ઇંગ્લાંડ** મોકલી દીધાં હતાં. ત્યાં તેને રૂ. ૫૮૦૦૦૦ નું વર્ષાસન બાંધી આપી **નૉર્ફોક** પરગણામાં રાખ્યાં હતાં. અહિં **દિલીપસિંહ** પોતાનો ધર્મ છોડી ખ્રીસ્તી ધર્મ માનવા લાગ્યો. તેની માતાને તે જરાએ ગમ્યું નહિ; તેથી તે જુદી થઇ રહી. અને તેણે મરતાં સુધી પણ પોતાના ધર્મનો ત્યાગ કર્યો નહિ હતો. ધન્ય છે ધર્મ ધીર **ચંદાને** ! ! !

## મહાલક્ષ્મી.

આ સતી **ઝાંસીના** રાજા **ગંગાધરરાવની** પત્ની થતી હતી. તે ધીરજવાન, બુદ્ધિવાન અને ધર્મવાન હતી. **ગંગાધરરાવ** ગુજરી જતાં તેણે એક **આનંદરાવ** નામના બાળકને દત્તક લીધો હતો. **ગંગાધરરાવ** ગુજરી જવાથી બ્રીટીશ સરકારે તેનું રાજ્ય ખાલસા કર્યું આથી રાણી **મહાલક્ષ્મીએ** ઘણી ઘણી અરજીઓ કરી અને

દત્તક ગ્રહણ કરવા વિશે ધર્મ શાસ્ત્રોનાં પ્રમાણો બતાવી **ઝાંસીની** સ્વાધાનતાની રક્ષાને માટે ઘણું ઘણું નમ્રપણેથી કહ્યું તોપણ તેણે માન્યું નહિ. તેથી તેના હૃદયમાં ક્રોધાગ્નિ પ્રગટ થયો. બ્રીટીશ એજન્ટની મુલાકાત વખતે તેણે ઝીણે સ્વરે જણાવ્યું કે મેં મેરી ઝાંસી દેઉંગી નહિ આથી બ્રીટીશ એજન્ટે તેને અપમાન કરી નાખુશ કરી અને રાજ્ય લુંટી લીધું. બીજી તરફથી ગૌહત્યા પણ થવા લાગી તેમ ઝાંસી રાજ્યમાં દેવમંદિરોની પણ પાયમાલી થવા લાગી. આથી તે ધર્મ ધીર **મહાલક્ષ્મીને** બળતા અગ્નિમાં ઘી હોમવા જેવું થયું. તેથી તે છંછેડાયલી નાગેણ ભયંકર ડંશ દેવાને તત્પર થઇ. **મહાલક્ષ્મીએ** લડાઇ શરૂ કરવાની સઘળી સામગ્રી તૈયાર કરી. **લક્ષ્મીબાઇએ** વીર પુરૂષનો વેષ ધારણ કર્યો. તે ઘોડા ઉપર સ્વાર થઇ અને પોતાના સૈન્યને હિમ્મત આપવા લાગી. તેણે કેટલાએક માસ સુધી મહા દારૂણ યુદ્ધ કર્યું અને અંગ્રેજ સૈન્યનો અંત આણ્યો. તો પણ બ્રિટિશ લોકોએ ઝાંસી લઇ પાડ્યું તેથી બીજી વખત યુદ્ધ કર્યું છેવટે તે યુદ્ધમાં ઘાયલ થયાં. ધન્ય છે **મહાલક્ષ્મી** તમારી વીર વૃત્તિને ! !

**વીર વનિતા.**

## શરતસુંદરી.

આ સાધ્વી **પુતિઆના** રાજા **જોગેન્દ્રનાથની** સ્ત્રી થતી હતી. તેની ઉમ્મરે પંદર વર્ષની હતી ત્યારે તેના પતિ **જોગેન્દ્રનાથ** મરણ પામ્યો. આથી તે નાની ઉમ્મરમાંજ વિધવા થઇ. છતાં તેણે બાકી રહેલું જીવત ઇશ્વરેચ્છાને આધીન રહી ઇશ્વર. ભક્તિ કરી ગાળવા નક્કી કર્યું. તેણે પોતાના સુંદર વસ્ત્રાલંકારો ગરીબોને આપી દીધાં. તે પોતે પોષાકમાં વૈરાગ્ય સૂચક શ્વેત સાડી શિવાય બીજાં કાંઇ પણ વસ્ત્રો પહેરતી નહિ. જેને સુંદર છત્રી પલંગના બિછાનાપર સુવા સુખ હતું તે આજે એક ઘાસની પથારી ઉપર શયન કરવા લાગી. તે પોતાનાં દાસ દાસીનો ત્યાગ કરી કાશી ક્ષેત્રમાં જઇને રહી. ત્યાં ઇશ્વર ભજન તથા શાસ્ત્રાધ્યયનમાં પોતાનો વખત ગાળવા લાગી. કેટલાંક વર્ષો ગયા પછી તેનો દત્તક પુત્ર પણ મરણ પામ્યો. તેથી તે સંસાર જાળને ન બાઝતાં પોતે ઇશ્વરાર્ચન તથા શાસ્ત્રાધ્યયન કરી પોતાનું બાકીનું જીવન ગાળવા લાગી. આવો તેનો દૃઢ વૈરાગ્ય

જોઇ બ્રિટિશ સરકારે તેને મહારાણીનો ઇલકાબ આપ્યો હતો. છેવટે તે અનેક પરોપકારનાં કર્મો કરી મરણ પામી.

## હેમંતકુમારી.

**મહારાણી શરતસુંદરીની** પુત્ર વધુનું નામ **હેમંતકુમારી** હતું. તેનામાં પણ તેની સાસુ જેવાજ ઉમદા ગુણો હતા જ્યારે **હેમંતકુમારી**નાં સાસુ **મહારાણી શરતસુંદરી** મૃત્યુ પામ્યાં ત્યારે બ્રિટિશ સરકારે **હેમંતકુમારી** રાજ કારભાર કરવાને લાયક છે કે નહિ તે બાબતનો તપાસ કરવા માટે એક કલેકટર મોકલ્યો. આ સમયે **શરતસુંદરીની** પુત્ર વધુ **હેમંતકુમારી** અને બીજી દાસીઓ એક પડદામાં બેઠાં. તે પડદા બહાર કલેકટર તથા અધિકારી વર્ગ બેઠા હતા. કલેકટરે તે રાણીને કેટલાક સવાલો પૂછ્યા; તેના તેણીએ ઘણાજ સંતોષજનક જવાબો આપ્યા અને તેની બુદ્ધિ અને કુશળતા જોઇ સૌ કોઇ વિસ્મય થયા. કલેકટરે તેની વિદ્વતા જોઇને સરકારને સારો અભિપ્રાય લખી મોકલ્યો. કલેકટરે જતી વખતે કહ્યું કે રાણી સાહેબ ! રાણી સાહેબ ! મારી તમને સલામ છે. હું રજા લઉંછું. મેં આપને તસ્દી આપી છે, તેથી હું ઘણો દિલગીર થાઉંછું. **હેમંતકુમારીએ** ઉત્તર આપ્યો કે–મારી આપને હજારવાર સલામ છે; આપે મને કંઇ પણ તસ્દી આપી નથી. પરંતુ આપને મારે લીધે તસ્દી ભોગવવી પડી છે તેથી ઉલટી હું દિલગીર થાઉંછું. છેવટે આપને એટલીજ વિનતી છે કે આપ મને મારી મિલ્કત સોંપો. કલેકટરે જવાબ આપ્યો કે મિલ્કત સોંપવાનો અખત્યાર મારા હાથમાં નથી. પરંતુ હું એ વિશે સરકારમાં લખીશ. આપ એટલી બધી મિલ્કતને શું કરશો ? તેણીએ ઉત્તર આપ્યો કે મારાં કૈલાસવાસી સાસુજી પરોપકારનાં કાંમો કરવાનુંકામ મને સોંપીગયાં છે. તે કાર્યો હું આગળ ચલાવીને દેશની ઉન્નતિ માટે મળ્યું તયત્ન કરીશ. તેનાં આવાં ઉત્તમ વાક્યો સાંભળી કલેકટર બહુ પ્રસન્ન થયો અને તેના ગુણનું ગાન કરવા લાગ્યો ધન્ય છે આવી સાધ્વીઓને કે જેણે જગતમાં પરોપકારવૃત્તિથી અક્ષય કીર્તિ મેળવી છે.

હિંદી ઇતિહાસ.

## કૃષ્ણકુમારી.

આ કુમારી **મેવાડના** મહારાણા **ભીમસિંહજીની** પુત્રી થાય. તે બહુજ સ્વરૂપવાન હતી તેથી તેને કેટલાએક લોકો **રાજસ્થાનનું** રત્ન એવું નામ આપતા. તેનામાં દેશભક્તિ અનુપમ હતી. તે સોળ વર્ષની થઇ ત્યારે તેના પિતાએ તેનાં લગ્ન **મારવાડના** મહારાણા સાથે કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ તેટલામાં **મારવાડનો** રાજા મરણ પામવાથી **ભીમસિંહજીએ જયપુરના** રાજા **જયસિંહજી** સાથે લગ્ન કરવાની ઇચ્છા બતાવી. એથી **મારવાડનો** નુતન રાજા **માનસિંહ** ક્રોધે ભરાણો અને **કૃષ્ણકુમારીને** પરણવા માટે મોટું સૈન્ય લઇ **મેવાડ** ઉપર ચઢયો. વળી મહારાજા **સિંધી** યાને **જયસિંહ** સાથે વૈર હતું તેથી તે પણ **મારવાડના** રાજાની સહામે થઇ **મેવાડના** રાજા **ભીમસિંહને** સતાવવા લાગ્યો. તેથી **ભીમસિંહે** ગભરાઇને **મારવાડના** રાજાને કન્યા આપવાનું કબુલ કર્યું આ વાત **જયપુરના** મહારાજા **જયસિંહના** જાણવામાં આવતાં તેણે કેટલુંક સૈન્ય **મેવાડના** મહારાણા ઉપર મોકલ્યું. એક બાજુએ મારવાડનો રાજા **માનસિંહ** પણ યુદ્ધને માટે તૈયાર થયો હતો. **ભીમસિંહજીને** આવો વિકટ વખત આવેલો જોઇ મંત્રીઓની સલાહથી તે પોતાની પુત્રી **કૃષ્ણકુમારીને** મારી નાંખવા તત્પર થયો. આથી **ભીમસિંહનો** ભાઇ ખુલ્લી તરવાર લઇને મધ્ય રાત્રીએ **કૃષ્ણકુમારીના** શયન મંદીરમાં ગયો. તે વખતે **કૃષ્ણકુમારી** ભર નિદ્રામાં નિશ્ચિંતપણે સૂતી હતી. તેના સૌંદર્યની પ્રભા આખા શયનગૃહમાં પથરાઇ હતી કે જે જોઇ તે ઘાતક મનુષ્ય એકદમ સ્તબ્ધ બની ગયો. અને તેનું શરીર કંપવા લાગ્યું તેથી તેના હાથમાંથી તરવાર નીચે પડી ગઇ. તેનો ખણખણાટ તેને તથા તેની માતાના કાનને સંભળાયો. આથી માતા અધીર થઇ ને રડવા લાગી પરંતુ **કૃષ્ણકુમારી** જરાપણ નહિ ગભરાતાં માતાને હિમ્મત આપવા લાગી એટલુંજ નહિં પણ રાજ્યનું સારૂં થવા માટે પોતાનો દેહ આપવા કોમળ મનની **કૃષ્ણકુમારી** તૈયાર થઇ. થોડી વારે તેને માટે એક ઝેરનું પ્યાલું આવ્યું તે સાકરની પેઠે પી ગઇ. તો તેની તેને જરાપણ અસર થઇ નહિ. બીજી વખત તેજ પ્રમાણે પ્યાલો આવ્યો તે પણ હરખાઇને તરતજ પી ગઇ. આમ ૩-૪ વખત પ્રસન્ન ચિત્તથી

વિષનું પાન કર્યું. પણ તેની કંઇ અસર થઇ નહિ. ત્યાર પછી એક પ્યાલું પીધું તેથી તેને ગાઢ નિદ્રા આવી ગઇ તે ફરીને જાગ્રત થઇ નહિં. આથી તેની અક્ષય કીર્તિ જગતમાં ટકી રહી છે.

## વીરધાત્રીપન્ના.

આ શૂરવીર સ્ત્રી પોતાની રાજ્યભક્તિને માટે ઉત્તમ કીર્તિને પ્રાપ્ત થઇ છે. **મેવાડના** મહારાણા **સંગ્રામસિંહજી** જ્યારે મૃત્યુ પામ્યા ત્યારે ઉત્તરાધિકાર કુંવર **ઉદયસિંહનો** હતો કે જેની ઉમ્મર માત્ર છ વર્ષનીજ હતી. **સંગ્રામસિંહને** દાસી પુત્ર **વનવીર મેવાડની** ગાદી દબાવી પાડવાની આશાથી આ બાળક રાજકુમારને મારી નાખવાને માટે અનેક ઉપાયો યોજતો હતો. આ બાળક આ એક વીરધાત્રીના આશ્રયમાં રહી પોતાનું જીવન ગાળતો હતો. આ **વીરધાત્રીપન્ના** આ વંશના કોમળ વેલાને પલ્લવિત કરવા તૈયાર થઇ હતી. કોઇ દિવસે આ રાજકુમાર વાળુ કરીને સૂતો હતો તેવામાં એક દાસે આવીને **પન્નાને** જણાવ્યું કે **વનવીર** હમણાં-જ **ઉદયસિંહને** હણવાને આવે છે. તે ઉપરથી **પન્નાએ ઉદયસિંહને** એક ફુલની છાબમાં સુવાડી તેના ઉપર ફુલો નાંખી ઉપર પાનો ઢાંકી તે છાબ આવેલા દાસને સોંપી દીધી. આ માણસ તેને કોઇ એકાંત જગામાં લઇ ગયો, કે તરતજ **વનવીર** હાથમાં વજ્ર લઇ કુંવરના મહેલમાં આવી **પન્નાને** પૂછવા લાગ્યો કે **ઉદયસિં** ક્યાં સૂતો છે ? **પન્નાએ** નહિ ગભરાતાં આંગળી વતી પોતાનો સુતેલો પુત્ર બતાવ્યો કે તરતજ તે અંધ **વનવીર** તેને હણી ત્યાંથી વિદાય થયો. ધન્ય છે વીરધાત્રી તારા ટેકને ! !

ત્યાર પછી **વીરધાત્રી** રડતી રડતી પેલા માણસ પાસે ગઇ અને **ઉદયસિંહનું** રક્ષણ કરવા લાગી. પારકાના સારા માટે પોતાનું ખુરું કરનારી **વીરધાત્રીપન્નાને** ધન્યવાદ ઘટે છે.

**મેવાડનો ઇતિહાસ.**

## વીમળાદેવી.

આ સ્ત્રી રૂપનગઢના રાજા અમરસિં[illegible] મળવી હતા તે જેવી રીતે રૂપવાન હતી તેવી ધર્મા **હની** પુત્રી હતી. તે વખતના ક્ષત્રિયો મુસલમ ન બા[illegible] [illegible]ભમાની પણ [illegible]શાહોને પોતાની

પુત્રી આપી તેઓની કૃપા મેળવતા. એ વાત **વિમળાદેવીને** ઠીક લાગતી નહોતી. જે રજપૂતોએ પોતાની પુત્રીનાં લગ્ન યવન **બાદશાહ સાથે** કરી **ધર્મપર** પાણી ફેરવ્યું હતું તેઓને તે ખરા અંતઃકરણથી ધીક્કારતી હતી. તેનો વિચાર કોઇ ગુણવાન, ધર્મવાન, વિદ્યાવાન અને નીતીવાન ક્ષત્રિય રાજાની સાથે લગ્ન કરવાનો હતો અને જો ક્ષત્રિય જાતીમાં એવો પુરૂષ ન મળે તો પોતાનું જીવન ઇશ્વરભક્તિ અને પરોપકાર કર્મમાં પુરૂં કરવું. આવો દ્રઢ નિશ્ચય તેણે કર્યો હતો. તેની મોટી બેન **કેશરબાને** તેના પીતાએ **દીલ્હીના** બાદશાહ **ઔરંગજેબના** બળથી ડરીને લાચારીથી તેની સાથે પરણાવી હતી. તે એક વખતે **રૂપનગઢમાં** માતા પીતાને મળવા આવી હતી. તે વખતે **વિમળાદેવી** અને **કેશરબા** વચ્ચે ધર્મ વિષે વાતચીત થઇ હતી. તે પછી એક દીવસે **વિમળાદેવીને** શીવની પૂજા કરતાં જોઇને **કેશરબાએ** તેની નીંદા કરવા માંડી. ત્યારે **વિમલાદેવીએ** ધીરેથી ઉત્તર આપ્યો કે તું શું બોલે છે ? હવે તું રાઠોડની પુત્રી રહી નથી. પરંતુ દીલ્હીના યવન બાદશાહની બેગમ થઇને તું વટલી છે. ક્ષત્રિયાણીના ખરા ધર્મને તું શું સમજે? યવનનું અન્ન ખાવાથી તારૂં શરીર અશુદ્ધ થયું છે, માટે તારૂં મુખ મને બતાવીશ નહિ. રાઠોડની જાતને તેં લજવી છે એટલુંજ નહિ પણ તેં રજપૂતનું અભીમાન મૂકયું છે. તેથી તને ધીક્કાર છે. આવાં તિરસ્કારનાં વચનો સાંભળવાથી **કેશરબાને** બહુ ક્રોધ ચઢયો. અને તેણે **વિમળાદેવીને** કહ્યું કે તું આટલું બધું અભીમાન રાખે છે. પરંતુ જ્યારે હું તને બાદશાહની બેગમ કરાવું ત્યારેજ ખરી. એમ કેટલાંક કડવાં વચન કહી રીસાઇને તે **દીલ્હી** ચાલી ગઇ. ત્યાં બાદશાહની પાસે **વિમળાદેવીની** વિરૂદ્ધનું ઘણુંક સમજાવીને તેને ક્રોધાંધ કર્યો. તેથી **ઔરંગજેબે** તેના પીતા **અમરસિંહ** ઉપર એકા એક ધમકીના કાગળ લખીને **વિમળાદેવીને** માટે માગું કર્યું. આથી **અમરસિંહે** ભયભીત થઇને માગું સ્વીકાર્યું. આ વાતની **વિમળાદેવીને** ખબર પડ્યાથી તે ઘણીજ ગભરાઇ પણ હિમ્મત ધરી પોતાના શીલના રક્ષણ માટે ઉપાય શોધવા લાગી. તેને છેવટે એ સૂઝયું કે **મેવાડના** પ્રતાપી રાણા **પ્રતાપનો** પૌત્ર **રાજસિંહ** ક્ષત્રિય ધર્મનો રક્ષક છે માટે તેને શરણે જવું એવો વીચાર કરી તેણીએ એક ગુપ્ત પત્ર **રાજસિંહ** ઉપર લખીને મોકલ્યો તેમાં તે

ણે જણાવ્યું કે-હું રાઠોડની પુત્રી તમને મારા મનથી વરી ચૂકીછું. પરંતુ મારા બાપે પાદશાહથી ડરીને મને તેના હાથમાં સોંપવાનો વિચાર કર્યો છે. પણ ક્ષત્રિય પુત્રીને પરધર્મી વર વરવા કરતાં મરવું બહેતર છે. એમ હું માનું છું. આવી આપત્તિના સમયમાં તમારા શીવાય મારૂં રક્ષણ કરી શકે તેવો કોઇ વીરપુરૂષ હું જોતી નથી. તમે મારી રક્ષા કરો. તેમણે મારાં લગ્નનો દીવસ વસંત પંચમીનો નિશ્ચય કર્યો છે. માટે તે પહેલાં તમે અહીં આવીને મારૂં રક્ષણ કરો જો તમે જલદી નહિ આવો તો હું મારા પ્રાણનો ત્યાગ કરીશ પરંતુ કદી પણ યવન પાદશાહની બેગમ થઇશ નહી.

ઉપર પ્રમાણે **વિમળાદેવીનો** પત્ર રાણા **રાજસિંહ** ઉપર ગયો. તે જોઇને **વિમળાદેવીની** હિમ્મત અને તેની દૃઢ પ્રતિજ્ઞાને માટે ધન્યવાદના શબ્દો બોલવા લાગ્યો, તથા પોતે તેનું રક્ષણ કરવા પ્રતિજ્ઞા લીધી. આ વાતની ખબર **રાજસિંહની** ધર્મ પત્ની **વીર કળા** તથા **રાજમાતા વીરમતીને** પડતાં તેમણે પણ ખુશી થઇને રાણાને તત્કાળ **વિમળાદેવીનું** રક્ષણ કરવા માટે જવાને બહુ ઉશકેર્યો. પછી **રાજસિંહે** પત્રનો ઉત્તર **વિમળાદેવીને** લખીને જણાવ્યું કે તમે ધીરજ રાખજો. ફીકર કરશો નહી હું વસંત પંચમીએ આવી પહોંચીશ ત્યાર પછી અગાઉથી કરી રાખેલ સંકેત પ્રમાણે **ઔરંગજેબ** પાદશાહ **દીલ્લીથી** જાન લઇને **રૂપનગઢ** આવ્યો. અને બીજી તરફથી રાણો **રાજસિંહ** પણ **વીમળાદેવીનું** રક્ષણ કરવાને આવ્યો. ત્યારે રાજમાં ચાલતી વિવાહની ધામધુમનો લાભ લઇને **વિમળાદેવીને** ઘોડા ઉપર બેસાડી મોગલ પાદશાહને ચેતાવીને રાજસિંહ ચાલતો થયો. આ બનાવથી પાદશાહી સૈન્ય વિસ્મય પામ્યું, પરંતુ તેમાં તેઓનું કંઇ પણ ચાલ્યું નહિ. **ઔરંગજેબ** વીલે મોઢે ત્યાંથી દીલ્લી પાછો ગયો રાણો અને **વિમળાદેવી** સહી સલામત ઉદેપુર જઇ પહોંચ્યાં. પછી લગ્ન કરી દામ્પત્ય ધર્મ પ્રમાણે વર્તીને સુખના દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. ધન્ય છે સ્વધર્મપર પ્રીતિ રાખનારી **વિમળાદેવીને !!! રાણારાજસિંહ.**

## કર્મદેવી.

આ વીરાંગના **મેવાડના** રાણા **સમરસિંહની** પત્ની થાય. સ્વદેશની રક્ષા માટે દીલ્લીપતિ પૃથિરાજે તથા મેવાડના પરાક્રમિ

રાણા સમરસિંહે અફગાનોને **ભરતખંડમાંથી** કહાડી મેલવાને **શાહબુદીન** ગોરી સાથે ચડાઇ કરી તેમાં **પૃથિરાજ** અને સમરસિંહ બન્ને રણમાં પડયા. એટલે **દીલ્લીને** તાબે કરીને **શાહબુદિને મેવાડ** જીતવા માટે હલ્લો કર્યો અને ત્યાં જઇને તેણે ઠેકાણે ઠેકાણે લુંટફાટ મચાવી મૂકી. પ્રજાપર મોટો જુલમ ગુજાર્યો દરેક સ્થળે લોહીના પ્રવાહો વહેતા કર્યા. અને આખા **મેવાડ** દેશને શ્મશાન ભૂમીવત્ બનાવી દીધો. એવા સંકટમાં સ્વદેશનું રક્ષણ કરવાને કોઇ પણ વીર બહાર પડયો નહી. મહારાણા **સમરસિંહનો** પુત્ર **કર્ણસિંહ** આ વખતે નાની વયનો હતો તેથી તેનાથી કંઇ પણ બને તેમ નહોતું, આથી આખો રજપૂતાના દેશ શોક સાગરમાં ગરકાવ થયો. આખરે **મેવાડનું** પોતાનું ગૌરવ રાખવા **મેવાડની** મહાશક્તિરૂપીણી **કર્મદેવી** વીર પોશાક પહેરીને યવનોનો દોર તોડવા માટે રાજ મંદીરમાંથી બહાર નીકળી સુખ દુઃખથી અજાણ્યો બાળ પુત્ર શત્રુના પગ તળે છુંદાશે, યવન શત્રુઓ હૃદય હારક પુષ્પની કળીને ચગદી નાંખશે વગેરે વિચારો **કર્મદેવી** જેવી માતાથી સહન થઇ શકયા નહિ. તેથી તેણે શત્રુના સામે લઢવાનો દૃઢ નિશ્ચય કરીને યોદ્ધાનો પોશાક પહેર્યો.કવચે કરી પોતાનું શરીર આચ્છાદિત કર્યું. હાથમાં ઢાલ તરવાર લીધી. વીરાંગનાનું આવું વીરત્વ જોઇને ઘણા રજપૂત વીરો તેને સહાયતા આપવા માટે તૈયાર થયા. **કર્મદેવી** રણભૂમીમાં ચાલી **શાહબુદ્દિનગોરીનો** પ્રિય સરદાર **કુતુબુદ્દિન** રાજસ્થાનમાં આવ્યો તેને **કર્મદેવીએ અંબરની** પાસે ઘેર્યો. યુદ્ધમાં આ વીર સ્ત્રીએ પોતાનું વીરત્વ દેખાડયું. તેના ઘેરાથી યવન સૈન્ય નાશ પામવા લાગ્યું. **કુતુબુદ્દિન** આ સ્ત્રીનું ભયભીત રૂપ જોઇને મૂઢ બન્યો. હવે તેને જય મેળવવાની આશા રહી નહિ. **કર્મદેવીએ** અસાધારણ હિમ્મત અને પરાક્રમ દેખાડીને શત્રુના સૈન્યનો નાશ કર્યો. આ રીતે દીલ્લીના પહેલા બાદશાહને આ વીરાંગનાએ પરાજીત કર્યો. **મેવાડની** વીર અને કુલીન કાંતાએ પોતાના અલૌકિક પરાક્રમથી શત્રુઓને હણી પોતાની કીર્તિ ઠામ ઠામ ફેલાવી. **રાજસ્થાન.**

## કર્મદેવી ( ભટ્ટી )

**કર્મદેવી** એ **અરિન્ત** નગરના રાજા **માણિકરાવની** પુત્રી હતી તે રૂપવાન, સુંદર અને દેખાવડી હતી. તેનો પ્રથમ સંબંધ તેના પીતાએ રાઠોડ વંશના મંડોરના રાજકુમાર અરણ્ય કુમારની સાથે કરવાનો વિચાર કર્યો હતો. પરંતુ **કર્મદેવીની** ઇચ્છા તેને પરણવાની નહોતી. એ વખતે **જેસલમીરની** પાસે મુગલ રાજ્યમાં **રણુગદેવ** રાજા રાજ્ય કરતો હતો તેને સાધુ નામે એક પુત્ર હતો. ઘણોજ બહાદુર અને તેજસ્વી હતો. તેના પરાક્રમની વાતો **કર્મદેવીને** કાને પડતાં તેણે તે રાજ્ય પુત્રને પરણવા ઇચ્છા બતાવી. આ બાબત **કર્મદેવીએ સાધુને** લખી જણાવતા તેણે પણ લગ્નને માટે હા પાડી. પછી **માણિકરાવે** પુત્રીની ઇચ્છા મુજબ તેને તે રાજકુમાર સાધુની સાથે પરણાવીને ઘણુ ધન અને મણિની માળાઓ ઇત્યાદી આપીને સાધુની સાથે વિદાય કરી સાધુ પોતાના ભટ્ટી સ્વાર સાથે **કર્મદેવીને** લઇને રાજધાની તરફ જવાનીકળ્યો. ચંદન નામની જગ્યાપર વિશ્રાંતિ લેવા મુકામ કર્યો. તે સમાચાર મંડોરના રાજકૂમાર અરણ્ય કુમારને થતાં તરતજ તે વેર લેવા માટે ચાર હજાર રાઠોડ સૈન્ય સાથે આવી પહોંચ્યો. તેને જોઇને સાધુ પણ લઢવા માટે તેયાર થયો. બન્નેવચ્ચે મોટું યુદ્ધ થયું. બન્ને સૈન્યના માણસો કપાવા લાગ્યાં. આ બનાવ જોઇને કર્મદેવી જરાપણ ભયભીત થઇ નહિ પ્રિયતમના જયની આશાને સંશય માંડોલાં ખાતી જોઇ, **કર્મદેવી** મુઝાઇ નહિ પણ હિમ્મત સાથે પતિને ઉત્સાહ આપવા લાગી. પતિનું મહાપરાક્રમ જોઇને મનમાંને મનમાં ધન્યવાદ આપવા તથા મલકાવા લાગી સાધુના પરાક્રમથી ૬૦૦ રાઠોડો આ રેણુભુમી માં માર્યા ગયા. સાધુનું અર્ધુ સૈન્ય માર્યું ગયું. છતાં **કર્મદેવી** ધીરજ રાખી ઉભી રહી. પતિને કહેવા લાગીકે હું તમારૂ પરાક્રમ જોઇશ અને તમને સાહાયતાં કરીશ. સાધુ **કર્મદેવી** અસાધારણ વીર વચનોથી બહુ પ્રસન્ન થયો અને શત્રુ સાથે દારૂણ યુદ્ધ કરવા લાગ્યો, બન્ને વીર પુરૂષોના હથિઆરના ઘસારાથી અગ્નિના તણખા નિકળ્યા.

**સાધુએ અરણ્યકુમારના** હાથ ઉપર ઝટકો માર્યો **અરણ્યકુમારે** પણ **સાધુના** મસ્તક ઉપર વજરનો પ્રહાર કર્યો. **કર્મદેવી** એજોયુંતો પ્રાણનાથના મસ્તક ઉપર તરવારનો ઘા લાગ્યોતે બન્ને જીવાનો

પરસ્પરના શસ્ત્ર પ્રહારથી ચેતનવ ગરના બની જઇ ધરણીપર ઢળી પડયા. **અરણ્યકુમાર** થોડીવારે સચેત થયો. પણ **સાધુતો** નિદ્રામાંથી ફરીને જાગ્રત થયોજ નહિ. **કર્મદેવી** વિધવા થઇ, અને તેની બધી આશા ધુળમાં મળી ગઇ. આજે ઉજડ અરણ્યમાં તેનું મુગટમણિ લુંટાઇ ગયું. તે પછી તેજ ભુમિમાં ચિતા તૈયાર કરાવી; અને પોતાના પ્રાણનાથનું શબ ખોળામાં રાખી પોતે બળી મુઇ.

## રાણુકદેવી.

સિંધના રાજા **શરપાવરને** ઘેર એક પુત્રીનો જન્મ થયો. તેવી એક જોશીરાજે તે પુત્રીની જન્મ કુંડલી કરીને રાજાને કહ્યુંકે જો તમે પુત્રીનું મુખ જોશોતો આંધળા થશો. **શરપાવરે** આથીતે બાળકીને જંગલમાં છોડી દેવાનો હુકમ કર્યો. છાતી ફાડીનાંખે એવી રાણીની આનાકાની છતાં વજ્રની સરખા હૃદયની દાસીઓ આ કોમળ કુમારીને રાતો રાત જંગલમાં નાંખી આવી. જંગલમાં આખી રાત જતા છતાં પણ કોઇ ઘાતકી પ્રાણીએ તેનો નાશ કર્યો નહિ. બીજે દિવસે પ્રભાતમાં માટી ખોદવા જતા **હડમત** નામના કુંભારને તે કોમળ કન્યા મળી. **હડમતને** કંઇ સંતાન નહિ હતું તેથી તેણે પ્રેમથી ઉપાડી લીધી અને **સિંધદેશ** છોડી **કચ્છમાં** આવી રહ્યો, અને તે પોતાનુંજ બાળકછે એવી રીતેજ ઉછેરવા લાગ્યો. તેનું નામ રાણુક પાડયું જેમ જેમ તે મોટી થતી ગઇ તેમ તેમ તેના ગુણો પ્રકાશમાં આવતા ગયા. આગ કરતાં કરતાં **રાણુકદેવી** મોટી થઇ.. એકવખત કચ્છના દરબાર **લાખાની** દૃષ્ટિ તેની ઉપર પડવાથી તેણે તેનું માગું કર્યું બિચારો ગરીબ **હડમત** રાજાને કેવી રીતે ના કહે. તેણે અને તેની સ્ત્રીને તો આ કન્યાનાં લગ્ન પોતાનીજ નાતમાં કરી સંસાર સુખનો ખરો લ્હાવો લેવાની ઇચ્છા હતી. **લાખાફુલાણીને** ના નહિ પાડીશકવાથી **હડમત** કુટુંબ સહિત **રતોરાઇ** સોરઠમાં આવ્યો. અને **જુનાગઢ** નજીક **મજેવડી** ગામમાં રહ્યો. **મજેવડીમાં** રહ્યાં કેટલાંક વર્ષો વીતી ગયા પછી એકવાર **દ્વારિકાંથી** યાત્રા કરી **ગુજરાતપાટણ** તરફ પાછા ફરતા સોલંકીઓના બારોટો ત્યાં આવીને ઉતર્યા. અચાનક **રાણુકને** જોઇ. તેની ચંચળતા અને તેનાં ચિન્હો જોઈ તેણે જણાવ્યુંકે આ કોઇ રાજાની રાણી થવા યોગ્યછે. તેથી તેઓએ **હડમતને** કહ્યુંકે તમારી

**પુત્રી રાણકને પાટણના** નૃપ **સિદ્ધરાજને** વેરે પરણાવો. **અને** તેને કેટલુંએક ધન **આપી સમજાવી** દીધો. **સિદ્ધરાજ** પાસે શિર-પાવ લેવાને તે બારોટો **દરમજલ કુચ** કરતા **પાટણ આવ્યા અને** **સિદ્ધરાજ** ભોજનગૃહમાં **જમવા** બેઠો હતો ત્યાં **તેઓ મળવા** ગયા. રાણીઓને જોઇને **તેઓએ** ડોકી ધુણાવી. **રાજાએ જમી** રહ્યા **પછી મસ્તક** હલાવવાનું કારણ પુછયું **ત્યારે દસોંદી** ભાટે કહ્યું કે– મહારાજ ! આપ ગુજરાતના ધણીછો. પરંતુ આપના રાણીવાસમાં પદ્મિણી રાણી નથી. **તેથી** અમે મસ્તક હલાવ્યાં. **આંથી સિદ્ધરાજે** તેવી રાણી વિષે શું કરવું તે પૂછ્યું. **એટલે** તેમ-ણે **કહ્યું** કે– સોરઠદેશમાં એક ઉત્તમ અવતારી કન્યા છે રાજાએ તેની સઘળી હકીકત જણાવવા ઇચ્છા બતાવી તેથી તે બોલ્યાકે– અમો **શ્રી** દ્વારિકાંથી વળતાં **સોરઠ** દેશમાં આવ્યા ત્યાં એક **મજેવડી** નામનું સુંદર ગામડું જોયું ત્યાં અમોએ આ ગામ લેવા માટે પડાવ નાંખ્યો; ત્યાં એક **હડમત** કુંભારને ત્યાં સુંદર બાળ કુમારી બાર વર્ષની વયે પહોંચેલી, જેનાં સઘળાં અંગો કોમળ અને આભૂષણ વગર પણ અલંકૃત દેખાય તેવાં છે જેના ચાલવાથી ધરણી પર કંકુના. પગલાં પડે એવી રૂપસુંદર દેવાંગના છે, તેને જોઇ છે. આ સાંભળી **સિદ્ધરાજે દસોંદીને** શિરપાવ આપ્યો. અને ફરીને તેણે તેને **મજેવડી** મોકલ્યો. અને **રાણકદેવીને** રાજનીતિનું શિક્ષણ આપવા. માટે એક મોટો પગારદાર શિક્ષક રાખી આપ્યો. **રાણકી** રાણી થશે. એવા મનોરથથી **હડમત** રાત્રિદિવસ આનંદમાં રહેવા લાગ્યો. પરંતુ એટલામાં બીજા કોઇ બારોટે **જુનાગઢના** રાજા **રાખેંગારને** જઇને કહ્યું કે તમારા મુલકનું કન્યા રત્ન **સિદ્ધરાજ** લઇ જાય તો **સોરઠનું** નાક જાય **રાખેંગારને** આથી મમત ઉત્પન્ન થયું. ને કાગળો મોકલી **રાણકદેવીને** અને **હડમતને જુનાગઢ** તેડાવી શુભ દિવસ જોવરાવી ઝટપટ લગ્ન કરી નાંખ્યાં. **રાખેંગાર રાણકદેવીને** પરણી-ને મહેલમાં દાખલ થતો હતો એટલામાં પહેલે પગથીએ ચઢતાંજ **રાણકદેવીના** પગમાં ઠેસ વાગી ને અંગુઠામાંથી લોહી નીકળ્યું. **રાણકદેવી** રાણી બની અને **હડમત** ખુશ થયો. **અને રાહખેંગાર** તેનાં રૂપ ગુણ અને યૌવન જોઇ બહુજ પ્રસન્ન થયો બીજી તરફ **સિદ્ધરાજને રાખેંગાર** ઉપર અતિ ક્રોધ ચઢયો. તેણે મોટું સૈન્ય

લઇ સોરઠ ઉપર સ્વારી કરી. **રાખેંગાર** ગિરનાર ઉપરના કિલ્લામાં ગયો અને સૈનિકોએ **સિદ્ધરાજના** ઘેરાને જવાબ આપવા માંડ્યા. આ ઘેરો ઘણો વખત લંબાયો તે દરમ્યાન **રાણકદેવીને** બે પુત્રો પણ થયા એક વખતે **રાણકદેવીએ** પોતાના મહેલના ઝરૂખામાંથી જોયું તો **સિદ્ધરાજની** છાવણી દીઠી. આથી તેણે કહ્યું કે- અમારી હદમાં કોણે આવી પડાવ નાંખ્યો છે? ત્યારે તેના ઉત્તરમાં એવો અવાજ મળ્યો કે અમો **રાખેંગારને** મારી **રાણકદેવીને** ગઢ ઉપરથી ઉતારશું. યુદ્ધ ચાલતાં આખરે **રાખેંગારના** ભાણેજ ફુટવાથી **રાખેંગાર** હાર્યો અને **સિદ્ધરાજ** જીત્યો. **સિદ્ધરાજ જુનાગઢ** જોઇ કિલ્લામાં ગયો. અંતઃપુરમાં પેસી તેના પાંચ વર્ષના પુત્રને તેણે પ્રથમ મારી નાંખ્યો. આથી **માણેરા** નામનો અગિયાર વર્ષની ઉમ્મરનો કુંવર પોતાની મા **રાણકદેવી** પાસે રડતો રડતો આવ્યો આથી શૂરી ક્ષત્રાણીએ **સિદ્ધરાજના** સાંભળતાંજ કહ્યું કે- પુત્ર તું રોઇશ નહિ. **સિદ્ધરાજે** આ કુમારને માર્યો નહિ. અને **રાણકદેવીને** કેદ કરી લઇ આવવાનો પોતાના માણસોને હુકમ કર્યો. પછી ઉતરતાં ઉતરતાં પોતાની આંખમાં આંસુની વહેતી ધારાઓને લુછી દરેક વસ્તુઓને જોઇ અત્યંત શોક કરવા લાગી. **સોરઠ** દેશથી **ગુજરાત** તરફ પ્રયાણ કર્યું ત્યારે **રાણકદેવીને** સાથે રાખી. **સિદ્ધરાજ** દાસીઓને **રાણકદેવીનું** મન મનાવવા અનેક પ્રકારે યુક્તિ કરતો. **રાણકદેવીના** મનને આનંદ આપવા સારી સારી જગ્યાઓ બતાવવા લાગ્યો. **રાણકદેવી** તે જગ્યાઓને ધિક્કાર આપવા લાગી અને બોલી કે અહિં **સોરઠ** દેશની હદ પૂરી થાય છે તેથી હવે મને અહિંજ રહેવા દો. **સિદ્ધરાજે** તેને બહુ બહુ સમજાવી પણ તેણીનું મન જરાપણ ચલાયમાન થયું નહિ. અહિં તે બળી મરવા તૈયાર થઇ તેથી **સિદ્ધરાજે** તેની પરીક્ષા લેવા તેમ કરવા હા પાડી તેથી તેણે સુખડનાં કાષ્ટોના ચિતા ખડકી અગ્નિ પ્રદીપ્ત કરી પોતાના કર કમળમાંથી કંકુ ખેરતી પતિના સમાગમને સ્વર્ગ વિષે પ્રાપ્ત થઇ. **સોરઠ પ્રાંતનો ઇતીહાસ.**

## રાજુલ-રાજેમતી.

**મથુરાં** નગરીના રાજા **ઉગ્રસેનને** તેની પત્ની **ધારીણીથી** એક કન્યા રત્ન ઉત્પન્ન થયું હતું. તેનું નામ **રાજુલ** અથવા **રાજેમતી** રાખ્યું હતું. દયા, સત્ય, ધર્મ, નીતિ અને ગૃહ કાર્યને લગતુ અતિ ઉત્તમ શિક્ષણ **રાજુલને** નાનપણથીજ આપવામાં આવ્યું હતું. તે યોગ્ય ઉમરની થઇ ત્યારે તેનાં માતા પિતાએ તેનાં લગ્ન **નેમિનાથ** સાથે કરવા નક્કી કર્યું આથી સૌ આનંદ પામ્યાં. અને બેઉ પક્ષથી પોતપોતાની સમૃદ્ધિ મુજબ વિવાહની સામગ્રીઓ તૈયાર થવા લાગી. પછી જોશીઓને બોલાવીને લગ્ન દિવસ નક્કી કર્યો. શ્રાવણની શુકલ પક્ષની છઠને દિવસે લગ્નને દિવસ મુકરર કર્યો. તે દિવસે મોટી ધામધુમથી **નેમિનાથના** પિતાએ વરઘોડો કાઢયો અને વહેવાઇને ત્યાં જાન લઇ ગયા. મોટા સત્કાર પૂર્વક વહેવાઇએ જાનને એક ભવ્ય મકાનમાં ઉતારી. તેઓને જમાડવાને માટે કેટલાંએક પશુઓને જાનીવાસાના પડખાના વાડામાં પૂરી રાખ્યાં હતાં. વધ થવાના ત્રાસથી તેઓ ત્રાસ દાયક બરાડા પાડવા લાગ્યાં હતાં, આથી **નેમિકુમારનું** મન તે તરફ દોરાણું. તેણે પશુઓ ઉપર દેખરેખ રાખનારને બોલાવીને પૂછ્યું કે- શા માટે આ અનાથ પ્રાણીઓને પૂરી રાખવામાં આવ્યાં છે. તે ઉપરથી તેણે કહ્યું કે-મહારાજા! તમારા લગ્નમાં જમાડવાને માટે આ પશુઓને પૂરવામાં આવ્યાં છે. આ વચનો સાંભળતાંજ **નેમિનાથના** હૃદયમાં દયાનો સાગર ઉછળ્યો અને તે બોલી ઉઠયો કે—અહો! વિચીત્ર ચિત્તવૃતિવાળાઓનાં ચરીત્ર શ્રવણ કરવાં પણ અશક્ય છે કે જેઓ પોતાના ઉત્સવને અર્થે જંતુઓ સાથે નિષ્કારણ વેર બાંધે છે. અરેરે! બુદ્ધિવાન માણસો આ અબોલ પ્રાણીઓની ઉપર આનંદજનક આજીવિકા ચલાવે છે? ધીક્કાર છે. આવી દુષ્ટ બુદ્ધિવાળા મનુષ્યોને! મારે પરણવું પણ નથી તેમ તેનું ગૌરવ પણ ગ્રહણ કરવું નથી. પછી તેણે પશુઓના સાચવનારાઓને કહ્યું કે-જો તમારો સ્વામી મ્હારા વિવાહને સમયે એ પ્રાણીઓને હણશે તો હું પરણીશ નહિ. માટે એ પ્રાણીઓને બંધનથી મુક્ત કરો. પશુઓના રૂધીરથી છંટાયેલો માણસ દુર્ગતિને પ્રાપ્ત થાય છે. માટે એવા વિવાહ રૂપી વિપત્તિની હમણાં મારે જરૂર નથી. આ સાંભળી **શિવાદેવી** તેને કહેવા

લાગ્યાં કે હે પુત્ર ! તારે એ પશુઓના માંસનું ગૌરવ ગ્રહણ કરવાનું શું કામ છે ! માત્ર પાણી ગ્રહણનુંજ કારણ છે, માટે તેજ તું કર એ સાંભળી **નેમિકુમાર** બોલ્યા-હે માતુશ્રી ! આગ્રહ ન કરો. મા નુષી સ્ત્રી ઉપર કોઇપણ પ્રકારે મારૂં મન નથી; પરંતુ મારી ઇચ્છા મુક્તિ રૂપી વધુ વિષે ઉત્કંઠીત છે. આમ બોલી પરમ વૈરાગ્યને વશ થઇ **નેમિનાથે** પોતાનાં ઉમદાં વસ્ત્રો અને આભરણો તે પ્રાણીઓના રક્ષકને આપી દઇ પ્રાણીઓને મુક્ત કરાવી પોતે સાધુ બની ત્યાંથી તરતજ વીદાય થયા. માતા પીતાએ ઘણુંએ કહ્યું પણ દયાસિંધુના હૃદયમાં પરમ વૈરાગ્ય વગર બીજી વાત હતી નહિ.

બીજી તરફથી **રાજેમતીને** આ વાત જાણવામાં આવતાં તે પણ વૈરાગ્ય ગ્રહણ કરી તપ કરવા અર્થે નીકળી. **રાજેમતીએ** **નેમિકુમાર** પાસેથી દીક્ષા લીધી; અને સાધ્વી થઇ ગીરનારની ગુફામાં વાસ કર્યો. નેમીનાથનાં વાક્યો સાંભળી તેના લઘુ બંધુ **રથનેમિને** પણ જ્ઞાન થયું તેથી તે પણ દીક્ષા લઇ બહાર દેશમાં લોકના કલ્યાણાર્થે વિચરવા લાગ્યા. એક વખત એવું બન્યું કે સાધ્વી **રાજેમતી નેમિનાથ ભગવાનને** વંદવા જતાં હતાં એવામાં એકદમ મેઘવૃષ્ટિ થવા લાગી. મેઘ બહુ વરસવાથી સાધ્વી **રાજેમતીનાં** વસ્ત્રો ભીંજાયાં, તેથી તે વસ્ત્રો સૂકવવાને એક ગુફામાં ગયાં. ત્યાં જઈ પોતાના સર્વ વસ્ત્રો છુટાં છુટાં મુકયાં. એ વખતે શ્રી **નેમીશ્વરનો** નાનો ભાઇ **રથનેમિ** સાધુ પણ અકસ્માત તે જ ગુફામાં આવ્યો. તે **રાજેમતીને** વસ્ત્ર રહિત જોઇને કામાતુર થયો ને પાસે આવ્યો. તેણીએ **રથનેમિને** પાસે આવતો જોઇ તે ભીનાં વસ્ત્રો પહેરી લીધાં અને વિચાર્યું કે અહો ! કામી પુરૂષ કામાંધ નેત્રવાળો થઇ કૃત્ય અકૃત્ય જાણતો નથી. કહ્યું છે કે-આ જગતને વિષે અંધ પુરૂષ હોય છે. તે પોતાની આગળ રહેલી એવી દૃશ્ય વસ્તુને જોઇ શકતો નથી. પણ જે રાગે કરીને અંધ છે. તેતો પોતાની પાસે હોય તેને પરિહરે છે ને ન હોય તેને દેખે છે કારણ કે તે અશુચીના સમૂહવાળા સ્ત્રીના અવયવોમાં દાંતને કુંદના પુષ્પની માફક ચક્ષુને નીલ કમળ સમાન, સ્તનને સુવર્ણના કળશ સમાન, બાહુને લતા સમાન, મુખને પુર્ણચંદ્ર સમાન અને હોઠને પલ્લવ સમાન માનીને આનંદ પામે છે. વળી મનુષ્ય પંડિત કુલીન

અને વિવેકી ત્યાં સુધીજ ગણાય છે કે જ્યાં સુધી દુષ્ટ કામાગ્નિ તે-નામાં પ્રજ્વલીત થયો નથી એ પવિત્ર પુરૂષોનો ઉપહાસ કરે છે, ને ધૈર્યવાનની ધીરજ મૂકાવી દેછે. આ પ્રમાણે વીચારી **રાજેમતી એ** કહ્યું કે-હે મહાભાગ ! તમારે રાગ કરવો ઘટે નહી. કહ્યું છે કે ચેતના રહિત વસ્તુઓમાં પણ રાગ છે તે દોષનુંજ કારણ છે. કારણ કે મજીઠ રાગથી યુક્ત છે તો તેને બહુ માર સહન કરવો પડે છે અને તાપની વેદના ભોગવવી પડે છે. વળી મૃત્તિકા ( લાલ માટી ) જેવી એકેંદ્રિય વસ્તુમાં રાગનો ( રંગનો ) દોષ છે તો તેને વિષે છાણ નાંખે છે અને તેને પાષાણ વડે વાટે છે. વળી કહ્યું છે કે જેણે પર સ્ત્રીના સામી ખોટી દૃષ્ટિ કરી છે, તેણે પોતાના આત્માને ધુળ મેળવ્યો છે, સ્વજનને ખાર દીધો છે અને પગલે પગલે માથા ઢાંકણું કર્યું છે. પરાક્રમથી જગતનો પરિભવ કરનાર **રાવણ** પણ પર સ્ત્રીની સાથે રમવાની ઇચ્છાથી કુળનો ક્ષય કરીને પાપનો ભોક્તા થયો છે. ઇત્યાદિ કેટલોએક બોધ આપ્યો તે વિષે એક જીવન કવિ લખી ગયા છે કે:—

કાઉસગ ધ્યાને મૂકી રહનેમી નામે; રહ્યાછે ગુફામાં શુભ પરિણામેરે,
દેવરિયા મુનિવર ધ્યાનમાં રહેજો; ધ્યાન થકી હોય ભવનો પારરે. દે૦ મુ૦
વરસાતે ભીનાં ચીવર મોકળાં કરવાં, રાજુલ આવ્યાં તેણે ઠામરે. દે૦ મુ૦
રૂપે રતિરે વસ્ત્ર વર્જિત બાળા, દેખી ખોભાણો તેણે કામરે. દે૦ મુ૦
દીલ ખોભાણું જાણી રાજુલ ભાખે, રાખો થીર મન ગુણના ધામરે. દે૦ મુ૦
જાદવ કુળમાં જીનજી તેમ નગીનો, વમન કરી છે મુજને તેણુરે. દે૦ મુ૦
બંધવ તેના તમે શિવાદેવી જાયા, એવડો પટંતર કારણ કેણુરે, દે૦ મુ૦
પરદારા સેવી પ્રાણી નરકમાં જાય, દુર્લભ બોધી હોય પાયરે. દે૦ મુ૦
સાધ્વી સાથે ચુકી પાપ જે બાંધે, તેનો છુટકો કદિયે ન થાયરે. દે૦ મુ૦

અશુચી કાયારે મળ મૂત્રની લારી, તમને કેમ લાગી એવડી પ્યારીરે. દે૦ મુ૦

હુંરે સંજમી તમે મહાવ્રત ધારી, કામે મહાવ્રત જાશો હારીરે. દે૦ મુ૦

ભોગ વામ્યારે મુનિ મનથી ન ઇચ્છે, નાગ અંગધન કુળની જેમરે. દે૦ મુ૦

ધિક કુળ નીચા થઇ નેહથી ચાલે, ન રહે સંજમ શોભા એમરે. દે૦ મુ૦

એવાં રસિલાં રાજુલ વચણ શુણીને, બૂઝયા રહનેમી પ્રભુજી પાસરે. દે૦ મુ૦

પ્રાય આલોઇ ફરી સંજમ લીધું, અનુક્રમે પામ્યા શિવ આવાસરે. દે૦ મુ૦

ધન્ય ધન્ય જે નરનારી શિયળને પાળે, સમુદ્ર તર્યા સમવ્રત છે એહરે. દે૦ મુ૦

રૂપ વિજય કહે તેના નામથી હોજો, અમ મન નિર્મળ સુંદર દેહરે. દે૦ મુ૦

**રાજેમતીના** વચનો સાંભળીને **રથનેમિ** તેણીને ચરણે પડયો ને બોલ્યો કે હું ખરેખર અભાગ્યવાન છું. તો પણ તમે આમ મારૂં મન ઠેકાણે આણ્યું. તેથી તમે મારા ગુરૂને ઠેકાણે છો. માટે હવેથી તમેજ મહારા ગુરૂ છો. **રાજેમતીએ** કહ્યું તમને ધન્ય છે. આ પ્રમાણે **રાજુલે તેને** ઉત્તમ પ્રકારનો જિનેશ્વર ધર્મ બોધ આપ્યો અને મહા મુનિ બનાવ્યો અને પોતે પણ આ જન્મ પર્યંત ઉત્તમ એવો જિન ધર્મ પાળી નિર્વાણ મેળવ્યું છે.

જેમ **રાજેમતીએ** રથનેમિ સાધુને કુમાર્ગે દોરાતા અટકાવ્યા તે પ્રમાણે સર્વ કોઇ એ જીવને કુમાર્ગે જતાં પ્રયત્નથી અટકાવવો જોઇએ. ધન્ય છે જિન ધર્મ રક્ષક **રાજુલને !!!**

**જૈન ગ્રંથાવલી.**

## સોનરાણી.

આ શૂરી સતી બુંદીકોટાના મહારાજા **ચાંપરાજ હાડાની** પવીત્ર પત્ની થતી હતી. દૈવયોગે કરી આ સતીનું પતિવ્રત્ય અને

ચતુરાઇ ખરેખરી કસોટીએ ચઢયાં હતાં. અગાઉના વખતમાં રજપૂત રાજાઓએ બાદશાહની હજુરમાં રહેવું એવો ઠરાવ હોવાથી **ચાંપરાજ** પોતાની રાણી **સોનને** ઘેર રાખી પોતે દીલ્લી જઇ રહયો હતો. **અકબર બાદશાહના** ખાનગી દરબારમાં એક વખત રજપૂત સ્ત્રીઓના પાતિવ્રત્યની વાત નીકળતાં **ચાંપરાજ હાડાએ** પોતાની રાણી સોનનાં પાતિવ્રત્ય તથા પતી પ્રેમ વિશે અભીમાન લીધું, ત્યારે **શેરબેક** નામના કોઇ ઉદ્ધત મુસલમાને તેને હસી કાઢી, બાદશાહને કહ્યું કે—મને **સોનસતીની** પરીક્ષા કરવા જવાની રજા આપવી જોઇએ. આ સાંભળી બાદશાહે તેની ઉદ્ધતાઈ માટે ઠપકો આપ્યો. પણ **ચાંપરાજે** કહ્યું કે—ભલે **શેરબેકને સતી સોનની** પરીક્ષા લેવા જવા માટે રજા આપવી, પરંતુ મારે ને તેને એટલી શરત .કે તે હારે તો તેણે અને હું હારૂં તો મારે **દીલ્લી**માંજ ફાંશીએ ચઢવું. આ સાંભળી બાદશાહે **શેરબેકની** સામું જોયું તેથી **શેરબેકે** છાતી ઠોકીને કહ્યું કે હું તે શરત કબુલ રાખું છું. આ સાંભળી કચેરીમાં બેઠેલાં સઘળાં માણસોના મનમાં આ પરીણામ જાણવા ઉતકંઠા થઇ રહી. અહિંથી **શેરબેક** પતિવ્રતા **સોનના** શીલ ભંગને વાસ્તે અને તેના પાતિવ્રત્યની પરીક્ષા માટે **બુંદીકોટા** ગયો. અહિં આવી કોઇ માલણની મારફત સંદેશા અને ખટપટ ચલાવવા માંડી. **સોનરાણી** એક કાબેલ અને ચંચળ ક્ષત્રિયાણી હતી તેથી તે માલણની વાત સમજી ગઇ. અને તે માલણને બહુજ શીક્ષા કરી: **શેરબેક** આથી કંઇ નીરાશ થયો નહી પરંતુ તેણે બીજી સ્ત્રી ઉભી કરી કે તેણે મોટા ઠાઠમાઠથી . હાડારાજા **ચાંપરાજની** ફોઇ બની રાજ મંદીરમાં પ્રવેશ કર્યો. હાડાને ફોઇ છે કે નથી તે વાતની **સોનરાણીને** ખબર નહી હોવાથી તે વીચારમા પડી પણ વખતે છેટેનાં હશે એમ ધારી તેણે ફોઇજીને માન આપ્યું. પ્રસંગ આવતાં હાડારાજા **ચાંપરાજની** વડાઇનાં વખાણ કરી એકવાર તેને **સોનરાણીને** કહ્યું કે—હાડારાણી ! વર્ષો વર્ષ મારા ભત્રીજાને દીલ્લી જવું પડે અને તમે આવાં વિયોગીની વ્રતોથી શરીર શોષાવી નાંખો છો તે તો કંઇ સારૂં નહિ. આવાં વિનય વાકયોથી ખરેખર **સોનરાણી** ભોળવાઇ. અબળા તે અબળાજ. **સોનરાણીએ** ફોઇજી રૂપે રહેલ તે નીચ નારીને ભીજબાની આપી અંતઃપુર વગેરે સઘળું સાથે ફરી બતાવી આપ્યું. આમ ફર-

તાં કરતાં તે બંન્નેમાં પરીચય વધતો ગયો અને તે તેની ગુહ્ય નીશા નીઓ પણ જોઇ શકી. છેવટે રજા લેતી વખતે ફોઇજીએ કહ્યું કે વહુ બેટા ! મારો ભત્રીજો ચાંપરાજ અહિં નથી એટલે મારાથી બીજું કશું પણ મંગાશે નહિ પરંતુ તમારી પાસે જેમાં હાડારાજાનું નામ છે તે કટાર મને આપો તો સારૂં આથી સતી સોનરાણીએ જવાબ આપ્યો કે—ફોઇજી ! તમારા ભત્રિજા અત્રે નથી તેથી શું થયું ? શું રાજ્ય તેઓ સાથે લેઇ ગયા છે ? તમે કહેશો તે હું ત મને આપીશ, પણ કટાર તો તમારા ભત્રીજાએ મને દામ્પત્ય સ્નેહ માં આપેલી છે એટલે તે હું આપવા લાચાર છું. એ શીવાય બીજું જે જોઇએ તે માગો. આથી ફોઇજીને રીસ ચઢી અને કહ્યું કે હું જ મૂર્ખ કે મેં સોનાની ઝાલ પાણીમાં ઝબોળી. મારો ભત્રીજો હોય અને જો એમ માગ્યું હોય તો બધુંએ મળે, પણ પારકી જણી પાસે કાંઇ ચાલી શકે નહિ. આમ કહી ફોઇજી ચાલતાં થયાં પણ રાણીએ જાણ્યું કે તેને રીસ ચઢી. રાજા એ વાત જાણશે તો તેને પણ ઠીક લાગશે નહી. એમ ધારી ફોઇજીને કટાર આપી. આ નિશાની તથા તેના શરીરની એંધાણીઓ એ નીચ નારી મારફતે મેળવા શેરબેક દીલ્લી આવ્યો. શેરબેકે રાજકચેરી વચ્ચે સોનરાણીનું પાતિવ્રત્ય ખોટું છે એમ કહી કટાર બતાવી તથા તેના શરીરનાં કેટલાંએક ચીન્હો કહી બતાવ્યાં. આથી હાડારાજા ચાંપરાજનું મહોઢું ફીકું થયું. અને હિંદુઓને હલકા ગણનારા દરબારીઓનાં મુખ ઉપર હાસ્ય આવ્યું. અને શેરબેકે કહ્યું કે હાડાજી ફાંસીએ ચઢો. આ સાંભળી હાડારાજા ચાંપરાજ ક્રોધે ભરાયા અને કહ્યું કે-જહાંપનાહ ! મને બુંદી જઇ સોનને તીરસ્કાર આપી આવવાની રજા આપો. આથી બાદશાહે જામીન માગ્યો, તરતજ તેનો મીત્ર પહાડસિંહ છાતી ઠોકી ઉભો થયો અને કહેવા લાગ્યો કે—પરવર દીગાર ! હું હાડારાજા ચાંપરાજનો જામીન છું. અને કહું છું કે જો ચાંપરાજ પાછો આવશે નહી તો તેજ મુદતે હું ફાંસીએ ચઢવા તૈયાર છું. આ સાંભળી સૌ દરબારીઓ વિસ્મય પામ્યા અને પહાડસિંહને ધન્યવાદ આપવા લાગ્યા. ધન્ય છે પહાડસિંહ તારી જનનીને કે જેણે આવા પરોપકારી પુત્રને જન્મ આપ્યો. શાસ્ત્રકારે કહ્યું છે કે:--

**कराविव शरीरस्य नेत्रयोरिव पक्ष्मणी ।**
**अविचार्य प्रियं कुर्यात्तन्मित्रं मित्रमुच्यते ॥**

શરીરમાં જેમ બે હાથ છે અને નેત્રોમાં જેમ બે પાંપણો છે તેમ રહીને જે લાંબા લાંબા વિચાર કર્યા શીવાય તરતજ પ્રિય કરે તેજ ખરેખરો મીત્ર કહેવાય છે. વળી મીત્રનો ધર્મ કેવો છે તે વિષે કહ્યું છે કે-

**प्राणैरपि हिता वृत्तिरद्रोहो व्याजवर्जनम् ।**
**आत्मनीव प्रियाधानमेतन्मैत्री महाव्रतम् ॥**

પ્રાણ અર્પણ કરીને પણ હીત કરવાની વૃત્તિ રાખવી. દ્રોહ કરવો નહી, કપટ છોડી દેવું અને પોતાના સમાન પ્રિય કરવું. એ મિત્રતા રૂપ મહાવ્રતનું આચરણ છે

અહિંથી રાજા **ચાંપરાજ** ક્રોધમાંને ક્રોધમાં મજલ દર મજલ પંથ કાપતો થોડા દીવસે **જુદીકોટા** પહોંચ્યો અને તે એકદમ રાજમહેલમાં ગયો અંતઃપુરની દાસીઓએ **ચાંપરાજને** જોયાથી તેણે **સોનરાણીને** ખબર આપ્યા, તેથી તે પુજા કરતી કરતી ઉઠી, અને સ્વામીનાથની સામી દોડી **ચાંપરાજે** આવી તિરસ્કારથી **સોનરાણીને** કહ્યું કે--ધીક્કાર છે. તારા જેવી દુષ્ટ સ્ત્રીને! તેં મારૂં નામ, કુળ અને છેવટે રજપૂતના નામને કલંકિત કર્યું. ધીક્કાર છે તારા સમાન સ્વૈરિણીઓને કે જેમણે જગતને નરકમાં નાંખેલું છે. આમ કહી **ચાંપરાજ** ત્યાંથી ચાલતો થયો. **સતી સોન** રૂદન કરતાં તેની પાછળ ચાલી કહેવા લાગ્યાં કે--સ્વામીનાથ ! આપ શું કહો છો ? મારો આપે શો વાંક દીઠો કે મારી સાથે, નહી બોલતાં એકદમ તિરસ્કારનાં શર મારી મને વીંધી નાંખી ચાલતા થાઓ છો. આમ કહી તે ભોંયપર પડી ગઇ. થોડી વારે ઉભી થઇ, અને તે સમજી કે મારા વિષે રાજાજીને કોઇએ ખોટી શંકા ઉત્પન્ન કરાવી ખરેખર તેમને ભરમાવી મૂક્યા છે. આથી તે દાસીઓને સાથે લઇ પોતે વેષ બદલી તુરતજ દીલ્લી જવા માટે બીજે રસ્તે રવાનાં થઇ અને તે અવિશ્રાંત પ્રવાસ કરી **ચાંપરાજની** પહેલાં દીલ્લી જઇ પહોંચી. મિત્રની વતી પહાડસિંહ કાંશીએ ચઢતો હતો તેટલામાં **ચાંપરાજ** આવી પહોંચ્યો. રજપૂતાણું

ટેકી પણું જોઇને બાદશાહે ખુશ થઇ તેને તે દીવસે ફાંસીએ નહી ચઢાવતાં મુદત આપી. **સોનરાણી** દીલ્હી આવી કેટલીક વગસગ મેળવી બાદશાહની કચેરીમાં મુજરો કરવા ગઇ. ત્યાં પોતાના ગાન ચાતુર્યથી સભાને તથા બાદશાહને ખુશ કરી દીધા અને બાદશાહે તેને ઇનામ માગવા ફરમાવ્યું. આથી **સતી સોન** બોલી કે—જહાંપનાહ! તમારી સભામાં બેઠેલો **શેરબેક** નામનો મીયાં મારે ત્યાં રહી દામ આપ્યા વગર અહિં નાશી આવેલ છે તેનું નાક મને આપવું જોઇએ. સભામાં બેઠેલાં માણસો **શેરબેકના** મ્હોઢા સામું જોવા લાગ્યાં અને **શેરબેક** મીયાં તો આથી દિગમૂઢ બની ગયો. બાદશાહે તેને કહ્યું કે મીયાં! ઉમર વ જાદાએ તો નાણાં તરત આપવાં જોઇએ તે ન આપતાં તમો નાશી આવ્યા તો તમારૂં નાક કાપી આપવું જોઇશે. **સોનરાણી** પોતાની કટાર કાઢી મીયાં પાસે જઇ બોલી મીયાંજી! ચલો અબ નાક દેદો. **શેરબેક** બાદશાહ પાસે જઇ કહેવા લાગ્યો કે—ખુદાવીંદ! મેં ઇસકુ કભી દેખીભી નહી હે. **સોન**—મીયાં ઇતની દેરમાં સબ ભૂલ ગયે. **શેરબેક**-જહાંપનાહ! મેં કુરાનપર હાથ રખકે કહેતા હું કે મેં ઉસકુ કભીભી દેખા નહિ હે. આથી બાદશાહે કહ્યું કે—મીયાં! દેખલો ફીરસે દેખલો મગર• શિર કટા જાયગા. આથી તે તેજ પ્રમાણે કબુલાત આપતો બાદશાહના સિંહાસન પાસે નમી ગયો કે તરતજ **રાણી સોન** મ્હોઢા ઉપર બુરખો નાંખી દીધો અને કુલીન ક્ષત્રિયાણી થઇ સંકોચાઇને ઉભી રહી. આ જોઇ બાદશાહે પૂછ્યું કે અરે! આશું છે? **સોનના** સામું જોઇ બાદશાહે પૂછ્યુ કે બાઇ! તું કોણ છે? જે હોય તે કહે તેથી **સોનસતી** કહેવા લાગીકે--

> મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણો,
> હું હવે ગુણિકા નથી હાડાની રાણી.
> જયારથી હાડોજી આવ્યા આપની પાસે,
> હું જપ તપ કરતી નાર બેઠી ઉદાસે. (રા. વધજી. આ.)

હાડાની રાણી એવો શબ્દ સાંભળતાંજ બાદશાહ દરબારીઓ ઉભા થઇ હજો! ધન્યવાદની વૃષ્ટિ કરવા લાગ્યા અને બોલ્યા કે ધન્ય છે સતી સોન! તને ધન્ય છે. પછી બાદશાહે **આંપરાજને** કહ્યું કે હું તમારા વચન પાલકપણાથી અને **સોનના** પાતિવ્રત્યથી

ઘણોજ ખુશ થયો છું. આમ કહી **શેરએકને** ધિક્કાર આપી શળીએ હુકમ આપ્યો. અને **સોનને** કહેવા લાગ્યો કે દિકરી ! તેં ખરેખરૂં પાતિવ્રત્ય બતાવી પાપીને તેનાં ફળ અપાવી પતિવ્રતા પ્રતાપ બતાવી આપ્યો છે. તેથી હું મારી ધર્મપુત્રી ગણી દાયજામાં તારા રાજ્યની ખંડણી માફ કરૂં છું. અને તને આશીર્વાદ આપું છું કે તારૂં સૌભાગ્ય અખંડ રહો. થોડીવારે સભા વિસર્જન થઇ. અને **ચાંપરાજ** તથા **સતીસોન બુંદીકોટે** આવ્યાં અને સુખશાંતિથી રાજ્ય ચલાવવા લાગ્યાં. ધન્ય છે **સતીસોના** કે તેં તારા પ્રાણપતિને મૃત્યુથી મુક્ત કરી પતિવ્રતા ધર્મને પલ્લવિત કર્યો. **ઇતિહાસ**

## ગુણસુન્દરી.

આ સતી **પાટણના** છેલ્લા રાજા **કરણ વાઘેલાના** પ્રધાન **માધવરાયના** લઘુબાંધવ **કેશવરાયની** પવિત્ર પત્ની થતી હતી. તે એક પતિ પરાયણ સાધ્વી સ્ત્રી હતી. નાગર પ્રધાન **માધવના** પ્રધાનપણાનો પૂરો વૈભવ નનાભાઇ **કેશવરાય** અને **ગુણસુંદરીજ** લેતાં હતાં કારણ કે **માધવરાયને** કંઇ પણ સંતાન નહિ હોવાથી એ બે પતિપત્નીને સંતાન સમાન ગણી મનગમતી મોજ કરાવતાં હતાં. **કેશવરાય** અને **રૂપસુંદરી લક્ષ્મણ** અને **સીતાની** માફક હમેશાં વ્હાલથી વર્તતાં હતાં. કુળવાન કન્યા **ગુણસુંદરી** પિતાના લાડમાં ઉછરી હતી. તેમ તેના પિતાનેત્યાં સારી સમૃદ્ધિ હતી તોપણ તે ખોટા માન વૈભવની તેના ઉપર નઠારી અસર થઇ નહતી. **ગુણસુંદરી** હજી જો કે તારૂણ્યાવસ્થાની હતી અને મોટા વૈભવમાં મહાલતી વહુ વારુ હતી. તોપણ તે પતી આગળ દાસી સમાન રહેતી હતી **ગુણસુન્દરી** પતિસેવાને અહોભાગ્ય માનતી હતી. **ગુણસુન્દરી** સૌજન્ય વિનય, વિચાર અને વિવેકે કરી પ્રધાનના ઘરમાં દીપક સમાન દીસતી હતી. તે પિયર પરહરી સાસરે આવી ત્યારે ત્યાંની ગૃહવ્યવસ્થા તેણીએ ઉપાડી લીધી હતી. પોતાની જેઠાણીને પ્રસન્ન રાખવી એજ પોતે પોતાનું કર્તવ્ય માન્યું હતું. એક દિવસે સવારમાં પતિપત્ની પોતાના ખાનગી વાસમાં બેઠાં હતાં. એટલામાં નીચે કંઇ ગડબડ થતી સંભળાઇ. તેથી **ગુણસુન્દરીએ** ઉઠી બારીએ જઇ જોયું તો નીચેના ચોકમાં કેટલાએક સિપાઇઓને દીઠા. તુરતજ પતિને બોલાવીને કહ્યું કે આ

જુઓને ? મોટા ભાઇ ઘેર નથી અને ભાભીજી નીચે પાઠ પૂજનમાં બીરાજેલાં છે. ત્યાં આ સિપાઇઓ શું કરવાને આવ્યા છે તે જઇને પૂછોતો ખરા ? ભાભીજી પૂજામાં હશે તેથી તેઓને જવાબ પણ આપશે નહિ આથી **કેશવ** દાદર ઉતરી હેઠે આવી ઉભો રહ્યો અને બોલ્યો કે અલ્યા ! તમો શા માટે અહિં આવેલાછો ? ભાભી સેવામાં બીરાજેલાં છે ત્યાં સુધી ધસી આવતાં તમને શરમ કેમ નથી આવતી ? આથી સિપાઇઓ દુર ખસી ગયા અને નાયકે આગળ આવી સલામ કરીને કહ્યું કે **કેશવભાઇ** મારી જીભ ઉપડતી નથી, પરંતુ શું કરૂં લાચાર રાજાજીનો હુંકમ છે તેથી કહ્યાવિના ચાલતું નથી કે અમને તમારા ભોજાઇને રાજમહેલમાં લઇ જવાનો હુકમ છે. તેથી તમે જે બોલશો તે મિથ્યા છે. આ વાકયો સાંભળતાંજ **કેશવ** તપી ગયો. અને તેણે જોસભેર ધકકો મારી નાયકને બહાર નાંખીદીધો. તે સાથે સિપાઇઓ આઘાપાછા નાશી ગયા. મોટું બારણું વાસીદઇ તેની બારી ઉઘાડી રાખી પોતાના કોમળ કરકમળમાં ઢાલ તરવાર ધારણ કરી તે ત્યાં સામો ઉભો રહ્યો, અને બોલ્યો કે જયાં સુધી મારા શરીરમાં જીવ છે ત્યાંસુધી તમારો કોઇનો પણ ભાર નથી કે તમે કંઇ કરીશકો. સિપાઇઓના નાયકે તેને ઘણું ઘણું સમજાવ્યું. પરંતુ તે જરાપણ ડગ્યો નહિ. આથી સિપાઇઓ ધસી આવ્યા અને આખરે લડાઇ ચાલી આથી **રૂપસુન્દરી** કહેવા લાગી કે દિયેરજી ! તમો બારણું વાસી ઘરમાં આવતા રહો. પણ **કેશવ** ત્યાંથી ખસ્યોજ નહિ. **વીર કેશવના** કુશળ હસ્તથી કેટલાએક સિપાઇઓ માર્યા ગયા. પ્રધાનના જબરા ચોકમાં **કેશવ** અને રાજાના માણસો વચ્ચે જબરી કતલ ચાલી રહી. છેવટે એક સિપાઇની તરવાર **કેશવના** કંઠમાં આભુષણ રૂપ થઇ પડી. અને તેથી તેનું મસ્તક ધડ ઉપરથી ઉતરી નીચે ચોકમાં પડયું. દૈવેચ્છા બળવાન છે. સિપાઇઓ **રૂપસુન્દરીને** જુલમથી મ્યાનામાં નાખી રાજમહેલમાં ઉપાડી ગયા. આથી નાગરવાડામાં હાહાકાર થઇ રહ્યો. **રૂપસુન્દરીને** લેઇ ગયા સાંભળી **ગુણસુન્દરી** હેઠી આવી અને પતિના શબ પાસે આવીને કહ્યું કે-પ્રાણ ! પ્રાણ ! કેમ બોલતા નથી ? હું પણ આપનીજ સાથે આવુંછું તમારી સેવા મારા અમૂલ્ય આભૂષણોથી પણ અધિક છે. પતિનું મસ્તક ખોળામાં

લઇ ધારી ધારીને તેની સામું નિહાળવા લાગી. કારણકે વીરતાથી મરણ પામેલા કોમળ કેશવનું મુખ હજુ કરમાયું નહતું. ગુણ-સુન્દરીનાં સહોદરોને ખબર પડતાં તેઓ એકદમ અહિં આવી ઉભા રહયાં તેથી ફરી ગુણસુન્દરીથી રડી જવાયું. જયારે સર્વે ક્ષેત્ર ન્યાતના માણસો ભેગા થઇ પતિના શબને લેઇજવા તૈયાર થયા ત્યારે તે ગુણસુન્દરી જયઅંબે બોલતી સતી થવાને તૈયાર થઇ. કેશવનું શબ નીકળ્યું તેવીજ સાથે ગુણસુન્દરી કંકુના થાપા મારતી જયઅંબે પોકારતી દરવાજા પાસે આવી. અને તેણીએ દર-વાજાને થાપો માર્યો અને પાછું મુખ ફેરવી કહ્યું કે-પાટણની ગાદી બેદાન મેદાન થઇજજો અને જેણે અનર્થ કરી પ્રધાનના ઘરને નાશ કરીનાખ્યું છે તેની રાણીઓ અને દીકરીઓ તર્કોને ત્યાં વેચાજો. આમ કહી સરસ્વતીને કિનારે જઇ પતિના શબની સાથે બળી મુઇ. ધન્ય છે ગુણવાન ગુણસુન્દરી તારી પતિ પ્રત્યે નિર્મળ ભક્તિને!!!

ગુજરાતનો ઇતિહાસ.

## ગૌવરીબાઇ.

આ વેદાંત વિલાસી બાઇનો જન્મ ડુંગરપુરમાં રહેનારા એક નાગર બ્રાહ્મણને ઘેર થયો હતો. તેમનાં મા બાપે આ પુત્રીની પાંચ વર્ષની ઉમ્મર હતી ત્યારેજ લગ્ન કરી સાસરે વળાવી હતી. પરણ્યા પછી આઠ દિવસે તેણીનો પતિ પરલોકનો પ્રવાસી થયો પરંતુ મુગ્ધ ભાવમાં રહેલી સાધ્વી બાળા તે વિષે સાવ અજાણ હોવાથી સંસારિક દુઃખે તેણીનાં ઉપર બિલકુલ અસર કરી નહોતી. તે જેમ જેમ ઉમ્મર લાયક થતી ગઇ તેમ તેમ વિદ્યાભ્યાસમાં વળગતી ગઇ. અને શ્રીમદ્‌ભગવદ્‌ગિતાતથા શ્રીમદ્‌ભાગવતનો અભ્યાસ તેણીએ આદર્યો. જેમ જેમ તે ગ્રંથોનું રહસ્ય જાણતી ગઇ તેમ તેમ તેણી ઇશ્વર ભ-ક્તિમાં આરૂઢ બનવા લાગી અને નિત્ય તે ઇશ્વરાચરણમાં, અને દેવોના ગુણનું ગાન કરી તેની કવિતા રચવામાં પોતાનો કાળ વીતાવી, પો-તાની મહત્તા દેશ વિદેશમાં પ્રસરાવતી. એટલુંજ નહિ પરંતુ ડુંગર-પુરના છત્રપતિ શિવસિંહજી પણ તેના અલોકિક ઇશ્વરભક્તિ જેઇને બહુજ પસન્ન થયા. અને જાતે ગુણીયલ ગૌરીબાઇનાં દ-ર્શન કરવા માટે મંદિરે ચાલીને આવ્યા. તે વખતે ગૌવરીબાઇ અને મહારાજા વચ્ચે ધર્મ વિષે કેટલીએક વાતચિત થઇ. ગૌવરી

**બાઇએ** મહારાજાના મનની શંકાનું સમાધાન કર્યું, અને મહારાજાને કેટલાએક ચમત્કારો બતાવ્યા. આથી મહારાજા બહુ પ્રસન્ન થયા, અને **ગૌવરીબાઇને** એક વિશાળ દેવ મંદિર બંધાવી આપ્યું તેમાં **ગૌવરીબાઇએ** પોતાના ઠાકોરજીની પ્રતિષ્ઠા કરી અને ત્યાં આવ્યા ગયા અતિથિઓનો સત્કાર કરી ભગવદ્ભક્તિ કરતી હરિ ભજનમાં કાળ ગાળતી હતી. થોડા કાળ પછી તેણીએ વૃંદાવનમાં **શ્રીકૃષ્ણની** પાસે રહેવા વિચાર કર્યો. અને તેણી ત્યાં જવા તૈયાર થઇ. તે વખતે **ડુંગરપુરના** રાજાએ તેમને પોતાના નગરમાં રહેવા બહુ આગ્રહ કર્યો. પરંતુ ડાહી ભક્ત સાધ્વીએ પોતાનો દૃઢ સંકલ્પ ફેરવ્યો નહિ. દિનપ્રતિદિન પંથ કાપતી તે **જયપુર** નજીક આવી પહોંચી. ત્યાં **જયપુરનો** રાજા તેને મળ્યો અને તેણીને બહુ આગ્રહ કરી પોતાના પૂરમાં તેડી ગયો. ત્યાં રાજા તથા રાણી તેમનાં પવિત્ર ચરણ સેવવા તેઓને ઉતારે ગયા. ત્યાં રાજાએ તેને ભેટ અર્થે પાંચસો સોના મહેરો આપી. પરંતુ **ગૌવરીબાઇએ** તે ધનને હાથ અડાડીને કહ્યું કે મારે ધનનું શું કામ છે? પરંતુ મહારાજાના અતિ આગ્રહથી તે મહોરો રાખી તેણીએ બ્રાહ્મણોને આપી દીધી ત્યાંથી તે બાઇ **કાશીના** પવિત્ર તીર્થમાં પવિત્ર થવા ગઇ. ત્યાંના મહિપાલે **ગૌરીબાઇની** ખ્યાતિ સાંભળી હતી તેથી તેણે પણ તેનો ઘણો સત્કાર કર્યો. ત્યાં સાત દિવશ રહી આઠમે દિવસે પોતાની સાથે રહેનારી શિષ્યાઓને કહ્યું કે- હવે મારે કાળ નજીક આવ્યો છે. તેથી હું યમુનાં તટ ઉપર રહી મારો દેહ ત્યાગીશ. એમ કહી તે યમુનાં તટ ઉપર ગઇ અને સમાધિ ચઢાવી બેઠી. રામનવમીને દિવસે મધ્યાન્હે પ્રભુ ભક્તિ કરતી પંચ મહા ભૂતના મળેલા પિંજરને તજીદઇ પરમાત્માના સ્વરૂપને પામી. કવિ **ગૌવરીબાઇએ** વૈરાગ્યનાં કેટલાંએક કાવ્યો કરી લોકોના કલ્યાણાર્થે જગતમાં પ્રસરાવી મૂક્યાં છે. ધન્ય છે ગુણિયલ **ગૌવરીબાઇને** ! ! ! કથાકોષ.

## મીરાંબાઇ.

આ પરમ ભક્ત બાઇ **મીરાંનો** જન્મ સંવત ૧૪૮૦ માં રજપૂતાનામાં આવેલા **મેરટા** ગામમાં રાજા **જયમલ** રાઠોડને ત્યાં થયો હતો. અને તેને **ચિતોડના** પ્રખ્યાત યુવરાજ **કુંભારાણા** સાથે પરણાવી હતી. તેને બાળપણમાં પ્રભુ સાથે ઘણીજ પ્રીતિ

હતી. તે એટલે સુધી કે એક પળ પણ તેને પ્રભુનાં દર્શન કર્યા વગર ચાલતું નહિ. તે પરણ્યા પહેલાં તેજ ગામમાં કોઇ ગ્રહસ્થને ઘેર જાન આવી હતી તેનો વરઘોડો જોઇને **મીરાંબાઇએ** બાળ પણાને લીધે પોતાની માતાને પૂછયું કે- માજી ! મારો પતિ કયાં છે ? આ સાંભળી તેની માએ હસીને ખોળામાં લઇ કહ્યું કે પુત્રી આ **ગિરિધરલાલજી** તારા સ્વામી છે. આ સાંભળી **મીરાંબાઇએ** પોતાની માથી લજ્જાઇ **ગિરિધરલાલજીનો** ઘુમટો તાણ્યો. **ગિરિધરલાલજી** સાથે દૃઢ પ્રીતિ થયા પછી તેનાં માતા પિતાએ ચિતોડના રાણા સાથે લગ્ન કર્યું. **મીરાંબાઇનું** સૌન્દર્ય બહુ અલૌકિક હતું. તેના જેવી રૂપવંતી નારી એ વખતમાં બીજી કોઇ જોવામાં આવતી નહિ. જ્યારે **મીરાંને** સસરે રવાના કરવાનો વખત આવ્યો ત્યારે **ગીરધરલાલજીનો** વિયોગ ન સહી શકવાને લીધે તે વિહવળ થઇ રોતી રોતી બેશુદ્ધ થઇ ગઇ તેનાં માતા પિતાએ અતિ પ્રેમથી કહ્યું કે સઘળું તૈયાર છે. જે તને સારૂં લાગે તે લઇ જા ત્યારે **મીરાંબાઇએ** કહ્યું કે જો મને જીવાડવી હોય તો **ગિરિધરલાલજીની** પ્રતિમા આપો હું તેની તન મનથી સેવા કરીશ આ સાંભળી તેનાં માબાપે તેને **ગિરિધરલાલજીની** મૂર્તિ સ્વાધીન કરી તેથી હર્ષ પામી રાણીની સાથે તે પોતાને સાસરે જઈ પહોંચી ત્યાં તેની સાસુએ પ્રથમ દુર્ગાદેવીનું પૂજન પોતાના પુત્ર પાસે કરાવ્યું અને પછી **મીરાંબાઇને** પણ દેવીનું પૂજન કરવાનું કહ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે આ શરીર હું **ગિરિધરલાલજીને** ભેટ કરી ચુકીછું તો તે સિવાય બીજાની સામે માથું નમાવીશ નહિ સાસુ કહે- દુર્ગાના પૂજનથી સૌભાગ્ય વધે છે. માટે તે પૂજન અવશ્ય કરવું જોઇએ. **મીરાંબાઇએ** કહ્યું-- આ વાતમાં હઠ કરવાનું કાંઇ પ્રયોજન નથી. જે મેં પ્રથમ કહ્યું તેજ કહ્યું. એ સિવાય બીજું કાઇ પણ થવાનું નથી. આ સાંભળી તેની સાસુને ઘણોજ ક્રોધ ચઢયો. તેથી તે તેના પતિ પાસે ગઇ અને કહ્યું કે આ વહુ કાંઇ કામની નથી પરણીને આવી કે પહેલે દિવસેજ મને સામા જવાબ આપે છે તો પછી આગળ જતાં શું કરશે ? આ સાંભળી રાણો બહુજ ગુસ્સે ભરાણો, અને **મીરાંબાઇને** મારવા તૈયાર થયો. પરંતુ પોતાની સ્રીના કહેવાથી રોકાઇ ગયો અને પોતાની પૂત્રવધુ **મીરાંબાઇને** એક જુદા મકાનમાં રાખી આગી

**મીરાંબાઈ** બહુજ પ્રસન્ન થઇ અને રાત દિવસ તેણે ભગવત્ સેવામાં મન લગાડયું. **મેવાડનું** રાજગૃહ શિવ ભક્ત હતું તેથી સાસુ સસરા તથા બીજાં કુટુંબીઓને **મીરાંબાઈની** શ્રીકૃષ્ણ ભક્તિ પસંદ પડી નહિ. અને એક તરફથી **કુંભોજી** જ્યારે સાંસારિક ભાવનાઓ તરફ ઢળતા ગયા ત્યારે બીજી તરફથી **મીરાંબાઇ** પારલૌકિક ભક્તિ ભાવમાં મસ્ત બનતી ગઇ. હજી દંપતીના માર્ગ એક બીજાથી બહુ દૂર ગયા નહતા. એટલામાં વૃદ્ધ રાજાના સ્વર્ગવાસથી **કુંભોજી** રાજા થયા, અને ઐહિક પ્રવૃત્તિમાં વધારે ને વધારે ગુંથાવા લાગ્યા. **મીરાંબાઇ** મહારાણી થયાં અને છુટ મળી તેનો સદુપયોગ કરતાં, સધુ સંતને સત્કારતાં અને **શ્રીકૃષ્ણ** પરમાત્માની ભક્તિનાં કીર્તન પદ ગાતાં તથા ગવરાવતાં ભક્તિભાવમાં મસ્ત બની ગયાં, **કુંભાજી** કનૈયો કે કનૈયો **કુંભાજી** અને ગોપી **મીરાં** કે **મીરાં** ગોપી એવી ઉચ્ચ ભાવનાએ રહેતાં રહેતાં તેના મનમાં જન્મ લીધો, અને ભાવનામય શૃંગાર ભક્તિનો ઉછાળો હૃદયમાં વધવા માંડયો. **કુંભોરાણો** રાગમાં રંગાયો ત્યારે **મીરાંએ** ભાવનામય શૃંગારની આગળ શારીરિક શૃંગારને તુચ્છ માની ગમે તેવાં વસ્ત્ર પહેરવાં અને ગમે તેવાં નીચ ઉચ્ચ ભાવ વગરનાં ભક્તની સાથે પણ ભક્તિ કરવી એ માર્ગ ને લીધો એટલે કુટુંબીઓએ **રાણાને** આડુ અવળું સમજાવી દંપતીના સ્નેહમાં વિચ્છેદ પડાવ્યો. બેઉ પતિપત્નીના માર્ગ એક બીજાથી ઘણે દૂર પડી ગયાં. અને વહેમનો ખોટો ઓળો નિંદક લોકોએ **કુંભારાણાની** પાસે મોટો ને મોટો થતોજતો દેખાડયો. **મીરાંબાઇએ** રાજમંદિરમાં સંત સાધુને બોલાવી **શ્રીકૃષ્ણકીર્તનમાં** કાળ ગાળવા માંડયો. તેથી કંટાળી **રાણાએ** ત્યાંથી રજા આપી. **મીરાંબાઇએ** મહેલમાંથી નીકળી **કૃષ્ણ** મંદિરનો આશ્રય લીધો. અને ત્યાં પણ, ભક્તિરસની ધુન મચાવવા માંડી. મંદિર રાજવાડામાં હતું. એમ કહેવાની અત્રે અગત્ય નથી. **મીરાંની** ભક્તિથી ખેંચાયેલા ભક્તો ટોળાબંધ ત્યાં આવવા લાગ્યા. **મીરાં** ભક્તોમાં નાતજાતનો કે ઉચ્ચ નીચનો ભેદ રાખ્યા વગર ભક્તિના ગાનતાનમાં ગુલતાન રહેવા લાગ્યાં. તેવા વખતમાં તેની નણંદ **ઉદાબાઇ** કરીને હતી, તે તેને સમજાવવા ગઇ, અને કહ્યું કે ભાભી! તમે મોટા ઘરની કુંવરીછો, તો કંઇ જ્ઞાન અને વિવેક શીખો. વૈરાગીઓનો સંગ તજી દો. એમાં ઉભય કુળ

કલંકિત થાયછે. આવું નણંદનું બોલવું સાંભળી **મીરાંબાઇએ** જવાબ આપ્યો કે સતસંગ કરવાથી કરોડો જન્મનાં કલંક દૂર થાયછે. જેને સતસંગ ઉપર પ્રીતી નથી તેજ કલંગિત છે. મારૂંતો સતસંગ એજ જીવન છે. આ સાંભળી ઉદાબાઇને નખશિખ ઝાળ લાગી. અને ત્યાંથી ઉઠી નીકળી. અને મા તથા ભાઈ પાસે આવીને કહ્યું કે- **મીરાંબાઇ ભગવાનની** ભક્તિમાં એટલીતો દૃઢ છે કે કોઇનું કહ્યું માનતી નથી. આથી રાજા ગુસ્સે થયો અને એક વિષ નો પ્યાલો ભરી ચરણામૃતનું નામ લઇને એક સેવક સાથે તેમની ઉપર મોકલાવ્યો. **મીરાંબાઈ શ્રીકૃષ્ણચંદ્રની** પૂજા કરી નૈવેદ્ય કરવા ની તૈયારીમાં હતાં. એટલામાં રાણાએ મોકલેલો વિષનો પ્યાલો સેવકે લાવી તેમના હાથમાં આપ્યો. અને કહ્યુંકે રાણાજીએ આ ચરણામૃત મોકલ્યું છે. **મીરાંબાઈએ** આ ભગવાનનું ચરણામૃત છે એમ ધારી કટોરાનું ઝેરી પાણી પોતાના માથાપર ચડાવી અતિ આનંદથી તે પાન કરી ગઇ. રાજા **મીરાંબાઇના** મરણના ખબરની રાહ જોતો હતો. પણ તેમ ન થવાને બદલે ઉલટો **મીરાંબાઇના** મુખપર પ્રકાશ ક્ષણે ક્ષણે વધવા લાગ્યો. એજ વખતે **મીરાંબાઇએ ગીરધરલાલજીને** સંગાર સજી એક સુંદર કીર્તન ગાયું. જે આજ દિવસ સુધી લોકો માં ગવાયછે. ચાલો આપણે પણ તેની કવિતા રૂપી સરિતામાં સ્નાન કરી પવિત્ર થઇએ;

મુજ અબળાને મોટી મીરાંત[1] બાઇ, શામળો ઘરેણું મારે સાચુંરે-ટેક
વાળી ઘડાવું વિઠ્ઠલ વર કેરી, હાર હરીનો મારે હઇયેરે;
ચિત્તમાળા ચતુર ભુજચૂડલો, શીદ સોની ઘેર જઇયેરે.- મુજ
ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાંને કાંબીરે;
વિંછુવા ઘુઘરા રામ નારાયણના, અણુવટ અંતર જામીરે.-મુજ
પેટી ઘડાવું પુરૂષોતમ કેરી, ત્રિકમ નામનું તાળુંરે;
કુંચી કરાવું કુરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલુંરે,-મુજ.
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કંઇ કાચુંરે;
**મીરાંબાઇ** કહે પ્રભુ ગિરધર નાગર, હરિને ચરણે જાચુંરે.-મુજ

જ્યારે **મીરાંબાઇને** કાંઇ પણ વિષ વ્યાપ્યું નહિ ત્યારે રાણાએ પોતાના સિપાઇઓને તેના મંદિર પાસે ચોકી કરવાને રા-

---

૧ મીરાંત એટલે ગીરકત.

ખ્યા. અને સુચના કરી રાખી કે જે વખત **મીરાંબાઇ** સાધુઓની સાથે બોલતી ચાલતી હોય, તે વખતે મારી પાસે આવી ખબર દેવી કે તેથી તેને મારી નાખવામાં આવે. **મીરાંબાઇ ગિરિધરલાલજીની** સાથે ઠઠા મશ્કરીની વાત કરતી હતી, તે સાંભળી એક દિવસ પહેરેગીર સિપાઇઓએ રાણાને તે સમાચાર પહોંચાડયા કે હમણાં **મીરાંબાઇ** કોઇની સાથે વાત ચીત કરે છે. તેજ વખત રાણો હાથમાં ઉઘાડી તરવાર લઇને **મીરાંબાઇના** મકાન પર આવ્યો અને એકદમ દરવાજો તોડી અંદર દાખલ થઇ ચોમેર નજર કરી પણ કોઈ જોવામાં આવ્યું નહિ. ત્યારે તે બોલ્યો કે જેની સાથે તું વાતચિત કરતી હતી તે માણુસ ક્યાં છે ? **મીરાંબાઇએ** કહ્યું કે તમારી આગળ બીરાજમાન છે, આંખ ઉઘાડી નજર કરો. રાણે જે વખતે કમાડ ઉઘાડયાં તે વખતે **મીરાંબાઇ** અને **ભગવાન** ચોપાટ ખેલતાં હતાં તેમાં **ભગવાને** પાસો ઢાળવા સારૂ હાથ લાંબો કર્યો હતો. પાસાવાળો લંબાયેલો હાથ **રાણાએ** જોયો તેથી લજાઇને પાછો ચાલ્યો ગયો. **રાણાએ** પોતાની આંખથી આ પ્રતાપ જોયો તોપણ તેના મનમાં કંઇ ભક્તિનો ઉદય ન થયો. આ વાત ખરેખરી છે કે જ્યાં સુધી **ભગવાનના** ભક્તોની કૃપા નથી ત્યાં સુધી કોઇ દિવસ ભગવાન પણ કૃપા કરતા નથી. **રાણો મીરાંબાઇને** મરવાનો ઉપાય કરતો હતો તો **ભગવત્કૃપા** તેના ઉપર કેમ થાય ? પતિ એજ પરમેશ્વર અને પરમેશ્વર એજ પતિ, એવા અનન્ય ભાવથી **મીરાંબાઇ** ભક્તિમાં એકતાર રહેવા લાગી. તેથી દેશ દેશાતરમાં તેની નામના થઇ અને ઘરોઘર તેનાં ભક્તિરસથી ભરાઇ જતાં તથા વિલાસી ભાવથી ભરપૂર પદો ગવાવાં લાગ્યાં. **મીરાંની** ભક્તિથી ખેંચાઇ હજારો લોક અને દૂર દેશના સંતો તેને મળવાને આવવા લાગ્યા. ગીરાંની ભક્તિ આખરે દિલ્લિના પાદશાહ **અકબરની** કચેરીમાં પણ વખણાઇ. આથી શાહ **અકબરે** તેને જોવાનો વિચાર કર્યો. કહે છે કે **તાનસેન** સાથે **અકબરશાહ** સાધુ સંતના વેશમાં **મીરાંને** મળવા ગયો. અને તેની ભક્તિ જોઇ એવો પ્રસન્ન થયો કે, નવ લાખનો હીરાનો હાર તેણે **મીરાંના** આરાધ્ય દેવ **શ્રીકૃષ્ણચંદ્રને** અર્પણ કર્યો. મહામૂલ્યવાન હાર **મીરાંની** પૂજામાં આવતાં, નિંદક લોકોએ અનેક પ્રકારની સાચી ખોટી વાતો ફેલાવી, અને રાણાએ તેથી નાખુશ થઇ તેને

**ઉદેપુર** ગામમાં એક બહુ બીહામણું સ્થાન કે જેમાં ભૂતપ્રેતો અને સર્પો રહેતા હતા તે જગ્યામાં રહેવા હુકમ કર્યો, આથી તે **રાણાના** હુકમને અનુસરી ત્યાં રહેવા ગઇ. ત્યાં **મીરાંબાઇ** ઇશ્વર ભક્તિમાં પોતાનો કાળ ગાળતી ત્યાં પણ હમેશાં સાધુ સંતો આવતા તેથી **રાણાએ** જાણ્યું કે **મીરાંબાઇ** અહિં જીવતીછે તેથી તેણે તેને **ઉદેપુર** છોડી જવાનો હુકમ કર્યો. **મીરાં** કે જેનું મન ભક્તિમાં તરી રહ્યું હતું, તેણે **રાણાનો** હુકમ માથે ચઢાવ્યો. અને **ઉદેપુરથી** નિકળી વૃંદાવન ગઇ. અહિં **મીરાંબાઇ** યાત્રા કરવા સારૂ આવી હતી. ત્યાં એક ગોસાંઇનાં દર્શન કરવા ગરજી કરી ગોસાંઇએ કહેવરાવી મોકલ્યું કે હું સ્ત્રીયોનાં દર્શન કરતો નથી. ત્યારે **મીરાંબાઇએ** કહ્યું કે હુંતો **વૃંદાવનમાં** સર્વને સખીરૂપ જાણતી હતી. અને પુરૂષનો ફક્ત **ગિરિધરલાલજી**ને માનતી હતી, પણ આજ મારા જાણવામાં આવ્યું કે તમે પણ વ્રજરાયના હરીફ છો; આ સાંભળી ગોસાંઇ ઉઘાડા પગથી **મીરાંબાઇનાં** દર્શન કરવા આવ્યા અને પ્રેમથી પૂર્ણ થયા. પછી **મીરાંબાઇ** સર્વ વન અને કુંજનાં દર્શન કરી ભગવદ્રૂપને હૃદયમાં ધરી પોતાના દેશમાં આવી. ત્યાં રાણાની દ્વેષ બુદ્ધિ તેવીને તેવી જોઇ ત્યારે તે પાછી ચાલી ગઇ. **શ્રીકૃષ્ણચંદ્રના** ચરણારવિંદથી પવિત્ર થયેલા પુલિનવાળાં યમુનાજીના પ્રદેશમાં **મીરાંએ શ્રીકૃષ્ણ** ભકિતની એવી ધુન લગાવી કે; ઉત્તર હિંદુસ્તાન, રજપૂતસ્થાન, માળવા અને ગુજરાત તેના મનોહર ગુણ ગાનથી ગાજી રહ્યા. કૃષ્ણ ભકિતનો હિંદુસ્તાનમાં આ પ્રમાણે પડછો પડયો. એટલામાં **કુંભારાણાનો** મોહ પણ ઉમ્મરના વહેવા સાથે ઉતરી ગયો. અને તેને **મીરાંરાણી** યાદ આવી. વળી **રાણાના** શહેરમાં ભગવત્ ભકતોનું આવવું બંધ પડયું તેથી જૂદી જૂદી જાતના ઉપદ્રવ થવા લાગ્યા. ત્યારે **રાણાને મીરાંબાઇની** ભકિતનો પ્રતાપ જાણી તેનો તિરસ્કાર કરી કાઢી મૂકવા માટે અત્યંત પશ્રાતાપ થવા લાગ્યો. **કુંભારાણો** જેમ જેમ **મીરાંબાઇની** કીર્તિ સાંભળતો ગયો તેમ તેમ તેને અધિક અધિક પ્રેમ વધતો ગયો. આખરે રાણાએ વૃંદાવન જવાનો નિશ્ચય કર્યો કંઇક **મીરાંની** પરિક્ષા લેવા અને કંઇક **મોગલ** રાજ્યમાં ઓળખાઇ ન જવાને કારણે **રાણાએ** સાધુના વેશમાં **વૃંદાવન** જઇ **મીરાંના** મઠમાં ઉતારો લીધો. હજારો ભકતોની મધ્યે **શ્રીકૃષ્ણની** ભકિત કરતી **મી**-

રાંને જોઇ, રાણાને તેની ઉપર બહુજ પ્રેમ થઇ આવ્યો અને સમજાયું કે આ કુલનારીએ મારા કુટુંબને લાંચ્છન લગાડયું નથી, પણ ઉલટું કુલને દીપાવ્યું છે. એકવાર હજારો ભકત જનની મંડળી મળી હતી. અને **મીરાં** કૃષ્ણ પરમાત્માની આરતિ કરવાની તૈયારી કરતી હતી. એટલામાં ભકતોમાંથી આગળ ધસી આવી **રાણાએ** નજીક જઇને કહ્યું કે આ યાચકની એક યાચના છે. **મીરાંએ** ઉત્તર આપ્યો કે ભકિતરસ શિવાય યાચકને આપવાને મારીપાસે બીજું કંઇજ નથી. અને તે જોઇતી હોયતો અમારામાં તલ્લીન થાઓ. "તમારામાં તલ્લીન કરવા ીજ યાચના છે બીજી નહિ. એમ **રાણાજી** હસીને બોલ્યા કે તુરતજ સ્વર સંધાન ઉપરથી **મીરાંબાઇએ** તેમને ઓળખ્યા અને તાનમાં આવી જઇ એક મધુર ગાનની સાથે **રાણાજીને** આરતી ઉતારી તેમના પગમાં પડી. સાધુ વેશમાં પતિને જોઇ ગળગળે સાદે તે બોલી કે આખરે હું આપને યાદ આવી અને આપે દર્શન દીધાં. તેથી આ કિંકરી બહુજ પ્રસન્ન થઇ છે. બોલો હવે શી આજ્ઞા છે ?" ભકતમંડળ આશ્ચર્યમાં ગરકાવ થયું. રાણાએ વિનયથી કહ્યું કે હે સુંદરી ! હવે મેવાડ ચાલો. અને મારા દેશને પાવન કરો **મીરાંબાઇ**. કે જેમને કંઇ રાગજ નહતો તે તુરત તૈયાર થયાં. અને ઉતાવળે મોગલ હદ ઓળંગી હજારો ભકતલોકોની સાથે પોતાની હદમાં દાખલ થઇ ગયાં. **મેવાડની** હદમાં દાખલ થતાંજ **રાણાએ** મહારાજાનો અને **મીરાંએ** મહારાણીનો વેશ ધારણ કર્યો અને બેઉ પતિ પત્ની મોટા આનંદથી રાજધાનીમાં આવ્યાં. **રાણાજી મીરાંના** ભકત અને **મીરાં** રાણાની ભકત બની. સંસાર અને ભકિતએ ઉભયનું સેવન કરતાં તેઓ દંપતી અનન્ય સુખ લેવા લાગ્યાં. **મીરાંબાઇએ** મહારાણી પદે સંસાર સુખ લીધું. ભકિતરસનો પ્રભાવ લોકમાં સિદ્ધ કરી આપ્યો, અને **મીરાં** માર્ગ નામનો શુદ્ધ પંથ ચલાવ્યો. **મીરાંબાઇ** જેમ અનન્ય ભકત હતી તેમ તે કવિતામાં નિપુણ તથા ગ્રંથકર્ત્રી તરીકે પણ પ્રસિદ્ધ થઇગઇ છે. તેનાં બનાવેલાં કેટલાંએક સુંદર પદો આજે પણ ઠામ ઠામ ભકતજનોમાં ઘણાજ ભાવથી ગવાય છે. તેણે એક ભકિતથી ભરપૂર કાવ્યગ્રંથ બનાવેલો છે. **ચિતોડ** ગઢમાં બે મંદિર હતાં જેમ એક **કુંભાજીનું** તથા એક **મીરાંબાઇનું** બંધાવેલું હતું. **મીરાંએ** આ પ્રમાણે સંસાર, રાજ્ય અને પાર

લૌકિક સુખનો આનંદ લેતાં પતિની સાથે અનેક લોકોપયોગી કાર્યો કર્યાં અને ઉભય કુળનો ઉદ્ધાર કર્યો. ધન્ય છે **પરમેશ્વર** એજ પતિ માનનારી **મીરાંને** ! ! ! આર્ય બહેનો ! આ આખ્યાયિકાનો સાર ગ્રહણ કરવા સર્વદા પ્રેમ રાખો અને પતિ એજ **પરમેશ્વર** અને **પરમેશ્વર** એજ પતિ એમ ધારી પતિની સેવા કરો કે જેથી તમારાં ઉભય કુળની કીર્તિ ચંદ્રમા સમાન પ્રકાશને પામે.

**ભકતલાલ.**

## જશમા ઓડણી.

આ પવિત્ર સ્ત્રી **માળવામાં** રહેતી હતી, તે રૂપાળી, નાજુક, ગોરી, ઘાટીલી અને હસમુખા સ્વભાવની હતી. તેનું મુખ સુંદર, કોમળ અને નિર્મળ ચંદ્ર સરિખું તેજસ્વી હતું. માથાના વાળ, ચક્ષુઓ, હોઠ અને નાસિકા વગેરે ફુટડાઇથી અને અલૌકિક સુંદર સ્વરૂપથી ઇંદ્રની અપ્સરા સમાન દીસતી હતી. **જશમા** *ઓડ જાતિની હિંદુ સ્ત્રી હતી. તે સ્વભાવે શાંત, ધાર્મિક અને નીતિનિપુણ હતી, તેણીનાં લગ્ન ઓડ નાયક **ત્રીકમ** સાથે કર્યાં હતાં. પરણ્યા પછી તે પતિવ્રતા ધર્મ પ્રમાણે પોતાનું વર્તન રાખતી અને પતિમાં બહુજ પ્રેમ રાખી તેની સેવા કરવામાં તત્પર હતી. **ગુજરાતમાં** દુકાળ પડવાથી ગરીબોને રોજી આપવા માટે **સિદ્ધરાજ જયસિંહે** સહસ્ત્રલિંગ નામનું સરોવર ખોદાવવા વિચાર કર્યો તેથી તેણે ઓડ કે જેઓ ઘર બાંધવા અને વાવ, કુવા અને તળાવ ખોદાવાના કામમાં ઘણા કુશળ ગણાય છે તેમને બોલાવવાને પોતાના ભાણેજ **દુધમલને** મોકલ્યો. **જશમા** અને **ત્રીકમ** ઓડ ઓડણોના મુખી નાયક હતાં એના હાથ નીચે હજારો ઓડ ઓડણો કામ કરતાં હતાં. **દુધમલ** તેની મારફતે બે હજાર ઓડ અને બે હજાર ઓડણોને કામ પ્રમાણે પગાર ઠરાવીને પાટણ તેડી આવ્યો. તળાવ ખોદવાનું કામ ઝપાટા બંધ ચાલવા લાગ્યું. રાજા **સિદ્ધરાજ જયસિંહ** પણ સવાર સાંજ અથવા

* ઓડ તે તળાવ ખોદનારા. તેઓ પોતાને ક્ષત્રી કહે છે ને સગરના વંશજ ભગીરથથી પોતાની ઉત્પત્તિ માને છે તેઓ મારવાડ તથા મધ્ય હિંદુસ્તાનમાં રહે છે.

જ્યારે પણ જોવાને આવતો. રાજાને વાસ્તે ત્યાં એક સુંદર તંબુ ખડો કર્યો હતો. તે તંબુની ચારે દીશાએથી મંદશીયળ વાયુની લે હેરો આવતી હતી. એક દીવસ રાજા તંબુની બહાર આવી ઓડ લોકો કામ કરતા હતા એ તરફ દૃષ્ટિ કરી જોતો હતો. એટલામાં ઓડોના નાયક ત્રીકમની ધણીઆણી જશમા તેની નજરે પડી. રાજા તેનું સુંદર મુખ અને કાંતિ જોઇ વિસ્મય પામ્યો. જશમા પોતાનો ધણી સઘળાં ઓડ ઓડણીનો નાયક હોવા છતાં પણ તે બીજી ઓડણોની માફક ખોદ કામની માટીની ટોપલીઓ સારતી હતી. જે જગોએ રાજા ઉભો હતો તે જગ્યાએ એક ઝાંડની શાખાએ જશમાએ તેના નાના બાળકની ઝોળી બાંધેલી હતી અને માટીની ટોપલીઓ સારતાં સારતાં તે વખતો વખત તે ઝોળીને ઝુલાવી જતી હતી. રાજા તેની દરેક હીલચાલ બારીક નજરે જોતો અને તેનાં રૂપ લાવણ્ય તથા મોજીલા સ્વભાવની ઉપર વિચાર કરતો હતો. એટલામાં બાળક વધારે રોયું તેથી જશમા નિખાલસ મને કરી બાળકને ધવરાવવા બેઠી. આથી રાજા તેને વધારે જોઇ શક્યો. અને ખરેખર જશમાના રૂપે તેને મોહિત બનાવી દીધો. પ્રત્યેક પ્રસંગે તેના સૌંદર્યનો અને તેની કોમળતાનો વધારે પુરાવો મળતો ગયો. અંધારી રાતે જેમ વીજળી ચમકે તેમ તેના ધુળીવાળા મેલાં ઓઢણામાંથી તેનાં ચંદ્ર સમાન મુખનું તેજ ચળકતું દીઠું. તેના સુંદર રૂપમાં કોઇપણ પ્રકારની ખામી નહોતી. તેની વય અઢાર વર્ષની હતી. યુવાન રાજાના મનમાં જશમા વધારે વધારે ખુંચવા લાગી. અને જેમ જેમ દિવસ ગત થતા ગયા તેમ તેમ તેનાપર પ્રેમ વધતો ગયો. રાજાએ એકવાર ત્રિકમ ઓડને કહેવરાવ્યું કે, તમે ઓડના નાયક છો. અને તમારી સ્ત્રી સાથે નાનું બાળક છે માટે બીજા ઓડોની માફક ઉઘાડા જંગલમાં નહી પડી રહેતાં નગરમાં આવીને રહો. રાજા તરફથી તમને સઘળી સોઇ કરી આપવામાં આવશે. ત્રિકમે આ બાબત રાજાનો ઉપકાર માની ના પાડી. પછી રાજા જશમાને કહેવા તૈયાર થયો. પ્રેમના આવેશમાં તેણે જશમાને પોતાની પાસે બોલાવી. પરંતુ તે આવી નહી. સાંજ પડતાં રાજા રાજ મંદીરમાં ગયો. પણ તેના હૃદયમાંથી એ અંગના બીલકુલ ખસીજ નહિ. તેના સૌન્દર્યથી રાજાનું ચિત્ત હરાયું, અનેક વિચારો આવવા લાગ્યા. રાતે નીંદ્રા પણ પુરી આવી નહિ

બીજે દિવસે સવારે નીત્યની માફક રાજા તળાવનું ખોદ કામ જોવા ગયો અને એક ઝાડની હેઠે ઉભો. **જશમા** પણ નીત્યની માફક ત્યાં થઇ માટીના ટોપલા સારતી ત્યાંથી જતી જોવામાં આવી. અને રાજાએ તેને પાસે બોલાવી કહ્યું કે—હે કોમલાંગી ! તારૂં કોમળ અંગ આ માટીના ટોપલા સારવાને યોગ્ય નથી. ટોપલાઓ ઉચકવાથી તારા કુમળા કરની ગોરી ચામડી રાતીચોળ થયેલી જણાયછે. ટોપલી ઉપાડતાં તારી નાજુક કટી લચકાઇ જાય છે. ટોપલાઓનો ભાર ઉપાડવાથી તારૂં માથું દુખશે. તું તેલ અને ઉમદા અત્તરને યોગ્ય તેને બદલે તારા માથાના વાળોમાં ધુળ ભરાય છે તારૂં કોમળ અને મનોહર મુખ આ ધગ ધગતા તડકામાં કરમાઇ જાય છે તું મજુરીનું કામ છોડી દઇ મહેલમાં આવીને રહે. તારો પગાર હું તને વગર કામ કર્યે આપીશ. આ તારૂં કુમળું બાળક રડે છે વળી તેને દિવસે તાપ અને રાત્રિને વખત ટાઢ લાગતી હશે માટે મહેલમાં પારણું છે તેમાં સુખેથી સુવાડ કે તેને દાસીઓ હીંચોળે. **જશમાએ** મધુર હાસ્ય કરીને છુટે મોઢે જવાબ આપ્યો કે--રાજાજી ! અમે મજુર લોક રાજમહેલમાં ન શોભીએ. મહેલમાંતો રાણીઓજ શોભે મારે વગર કામ કર્યે પગાર જોઇતો નથી. મેં ઝાડે ઝોળી બાંધી છે હું તેને આવતાં જતાં હીંચોળું છું, અમે તો માથે ધુળ ભરાય અને મજૂરી કરીએ તેમાંજ અમારી શોભા છે. અને અમારા બાળકને પણ નાનપણથી ઉઘાડાં રહેવાની ટેવ પડે તોજ તે કઠણ અને મહેનત કરવા યોગ્ય અંગનાં થાય છે. આમ ઉત્તર આપી બાળકને ઝુલાવી માટીની ખાણ તરફ ગઇ. **જશમાએ** રાતે તે વાત પોતાના ધણી **ત્રિકમ** નાયકને કહી અને તળાવનું કામ ઝટપટ આટોપી **પાટણથી** નીકળી જવાનો આગ્રહ કર્યો. ઓડ નાયક **ત્રિકમે** બીજે દિવસે પોતાના માણસોને તાકીદ આપી, અને **જશમાએ** તે પછી રાજાની નજરે ન પડાય તેમ કરવા માંડ્યું. **જયસિંહ** રાજાની આંખો **જશમાને** જોવાને વધારેને વધારે આતુર રહેવા લાગી. હમેશના કરતાં તે તળાવ ઉપર વધારે વખત એસવા લાગ્યો. અને કોઇ વખતે **જશમાના** દર્શન થાય એમ યુક્તિ પ્રયુક્તિ કરવા લાગ્યો. બે ચાર દિવસ પછી એવો બનાવ બન્યો કે રાજા તથા **જશમા** સામસામાં મળી ગયાં. આ વખતે ગુજરાતના મોટા રાજાએ અસંત પ્રિય અને નમ્ર વચને **જશમાને** કહ્યું કે–

**જશમા** ! તું મજુરી છોડી મહેલમાં આવ તારા પતીનો છેડો ફાડી આપ. હું તેને તથા તારા બાળકને જાગીર આપી પાળીશ. હું તારી સાથે લગ્ન કરી તને મારા રાજ્યની અધીશ્વરી બનાવીશ. આ વચનો **જશમાના** હૃદયમાં વજ્રમય લાગ્યાં. પણ જરા ધીરજથી બોલી કે–મહારાજ ! આ તમે શું બોલો છો ? તમોને આવાં વાક્યો બોલવા ઉચીત નથી. સર્વ મનુષ્યોએ પરસ્ત્રીને માતા સમાન ગણવી જોઇએ કહ્યું છે કે–

> સત્ય વચનને નમ્રતા, પરસ્ત્રી માત સમાન;
> ભક્તિ જ્ઞાનથી સુખ મળે, તુલસીદાસ જમાન.

હું પતિવ્રતા સ્ત્રી છું. તમે તમારૂં રાજ્ય આપો અગર આખી પૃથ્વી આપો અથવા મારો જીવ લેશો તો પણ કદી હું મારા શીલવતનો ભંગ કરીશ નહી. હું મારા દેહ કરતાં પણ મારા શીલ ધર્મને વધારે વહાલો માનું છું. હું પ્રાણ ત્યાગ કરીશ પરંતુ મારો ધર્મ ચુકીશ નહિ તેથી તમે આગ્રહ કરવો છોડી દઇ તમે તમારા ધર્મમાં રહો. વળી પણ **જયસિંહ** કહેવા લાગ્યો કે હે સુંદરી ? **ગુજરાતની** ગાદીને લાત ન માર. હું તારો સદાનો દાસ બની રહીશ અરે ! તું તારી ધુળધોયા જેવી સ્થીતી ઉપર તો વીચાર કર. તું તો મોટા મહેલમાં હજારો દાસીઓથી સેવાતી થઇ સુવર્ણને હિંડોળે પાન ચાવતી બેસવાને યોગ્ય છે. તો શા માટે મનુષ્યાવતાર મીથ્યા ગુમાવે છે ? **જશમાં** બોલી–ગુજરાતના ભૂપતિ ! તમે તમારા બારમાં રહેજો અને સંભાળીને બોલજો. ત્રણે લોકનો વૈભવ મારે મન તો ત્રિકમના ઘરમાંજ છે અને માટીની ટોપલીઓ ખેંચતી આ મારી ઓડણીઓના સાથમાંજ હુંતો સોનાની ખાટપર બેઠેલી મને સમજુ છું. હે રાજા ? આ કાયા કચરા તુલ્ય છે. તેની મોટાઇ તો માત્ર સદાચારમાંજ સમાયલી છે. વળી પણ રાજા કહેવા લાગ્યો કેઃ–

> **જશમા** ઓડણ ઓરેરારે આવ, હુંરે દેખાડું મારા ઓરડા;
> જ૦–શું કરૂં તારા ઓરડીયાને રાજ, એથી રૂપાળાં મારાં ઝુપડાં;
> **જ૦–જશમા** ઓડણ ઓરેરારે આવ, હુંરે દેખાડું મારી રાણીઓ,
> **જશમા**–શું કરૂં તારી રાણીને દરબાર, એથી રૂપાળી મારી ઓડણો.

આમ કહી **જશમા** રાજાને તરછોડીને ચાલી ગઇ. અને **ત્રિકમને** કહ્યું કે હવે **પાટણનું** પાણી મને હરામ છે. રાજાના આવા વર્તનથી **ત્રિકમ** પણ અજાણ્યો ન હતો. એટલે તેજ રાત્રે તે પણ **પાટણ** છોડી જવાને તૈયાર થયો બે ત્રણ અંગના ઓડ અને **જશમાને** લઇ તેજ રાતે **પાટણથી** માળવા તરફ જવાને નીકળ્યો. **જશમાનો** તીરસ્કાર રાજાને ઉલટો વધારે મોહક લાગ્યો અને રાતે નિંદ્રા પણ આવી નહી તેથી તેણે પ્રધાનને બોલાવીને કહ્યું કે–તે **જશમાને** હરકોઇ યુક્તિથી મારી સાથે પરણાવો. આ સાંભળી પ્રધાન નાખુશ થયો અને વિચારમાં પડયો કે રાજા કોઈ રજપુતાણી સાથે લગ્ન કરવાની વાત કરતો નથી પણ હલકી શુદ્ર જાતીને પરણેલી સ્ત્રીને પોતાની પ્રમદા કરવા ઇચ્છે છે, તેથી રાજ્યકુળને કલંક લાગશે. લોકોમાં અપયશના ઝુંડ થશે અને પર મુલકમાં વગોવાશે. આથી તેણે રાજાને ઘણી શીખામણ દીધી. તો પણ તે નહી માનતાં રાજા તુરત ત્યાંથી ઉઠી, બે ચાર સવારો લઇ **ત્રિકમની** પાછળ ગયો. કયાં ઓડના પગોની ગતી અને કયાં રાજાના હણહણતા પવનવેગી અશ્વની ગતી ? છતાં પણ **ત્રિકમ** તથા સતી **જશમા** આપણી પાછળ **સિદ્ધરાજ** આવશે એમ ધારી ઉતાવળથી દર મજલ કાપતાં ચાલ્યા જતાં હતાં. એટલામાં તેમની સાથેના માણસોએ રાજા આવે છે એમ જણાવ્યું કે તેઓ વધારે ઉતાવળાં ચાલ્યાં. અને જેમ બને તેમ **સિદ્ધરાજની** હદ ઓળંગી જવાનો યત્ન કર્યો પણ તે વ્યર્થ આખરે રાજાએ તથા તેના સીપાઇઓએ તેને પકડી પાડયાં. **ત્રિકમ** ઓડ તથા તેની સાથેના બીજા ઓડો **સિદ્ધરાજની** સામા થયા. પરંતુ કયાં તાતી તરવારોવાળા ક્ષત્રિઓ અને કયાં માટીને ખોદનાર કોદાળીઓવાળા ઓડ ? એક પછી એક એમ ત્રણ ચાર ઓડો કપાઇ મુઆ. આખરે **ત્રિકમ** પોતાની સ્ત્રીના શીલ માટે લડતાં **સિદ્ધરાજની** તીખી તરવારને ભોગ થયો. આ બનાવ જોઇ **જશમા** પોતાના કુમળા બાળકને ધરણીપર ફેંકી દઈ પોતાના પતી **ત્રિકમના શબને** ખોળામાં લઇ બેઠી. રાજા ઘોડા ઉપરથી ઉતરી તેની પાસે આવ્યો. પરંતુ **જશમા** પાસે જવા હિંમત ચાલી નહિ પણ દૂર ઉભો રહી બોલ્યો કે **જશમા** ! **જશમા** ! ભાવી થનાર હતું તે થયું શોક તજી દઇ ઉચું જો. અને આ તને ઝંખી રહેતા ચાતક લોચનને

તારૂં ચન્દ્રને લજ્જિત કરતું મુખ દેખાડવાને દયાવાન થા. રાજા આમ બોલી બંધ રહયો એટલે **જશમા** ત્યાંથી દુખી થઈ અને રડતા બાળકને એકવાર ફરીને પોતાના હાથમાં લઇ ચુંબન કરી પોતાના પેટમાં કટારી મારી બોલી કે હે દીનદયાળ ! અને જગત પાલક આજ હવે આનું પાલન કરજો. એમ કહી અરધું વસ્ત્ર ફાડી તેમાં બાળક વીંટી તેને નીચે મૂક્યું અને તેના ઉપર બીજી વખત વાત્સલ્યનાં બે આંસુ પાડયાં પછી રાજા સામું જોઇને બોલી કે ધીક્કાર છે તને ! દુષ્ટ તારૂં નામ જગતમાં ન રહેશે. અને તારા તળાવમાં પાણીએ ન ભરાશે. રાજાએ તેનું માથું ખોળામાં મૂકવા માંડયું, પણ **જશમાએ** તેનો હાથ તરછોડી નાંખ્યો. પોતાને ભાન રહ્યું ત્યાં સુધી પોતાને બે હાથે આંખો ઢાંકી રાજાનું મુખ જોયું નહિ. રાજાએ ધીમે રહીને તેના પેટમાંથી કટાર કાઢી લીધી કે આંતરડાં બહાર નીકળી પડયાં. અને બોલી કે–હું આ આવી• પ્રાણ ! એમ છેલ્લા શબ્દો બોલતાંજ પ્રાણ ગયો. અને પતિના ધડ ઉપર ઢગલો થઇ પડી આથી **સિદ્ધરાજ** બહુ પસ્તાવા લાગ્યો અને રૂદન કરવા લાગ્યો. થોડીવારે તેના અંગ રક્ષક હજુરીએ તેનો શોકાગ્નિ શાંત કર્યો અને કરેલા પાતકને માટે પ્રભુ પાસે પ્રાર્થના કરવા લાગ્યો. **જસમાના** વચનથી **સહસ્રલિંગ** તળાવમાં પાણી પણ રહ્યું નહિ. ધન્ય છે **જશમા**• તારા પતિવ્રતા ધર્મને ! તારા શીલરૂપી સંગારને ! અને ધન્ય છે તારી નેકી ટેકને ! ! ! સ્વદેશી બહેનો અને બાળાઓ ! તમો પણ પતિવ્રતા **જશમા** સમાન શીલ વ્રતને જાળવી કોઇપણ લાલચમાં ન લપટાઇ અથવા અન્ય વૈભવને ધીક્કારી પોતાના સ્વામીનાં વૈભવને શ્રેષ્ટ માની સદાચારથી પતિવ્રતા ધર્મનું પાલન કરશો તોજ તમારી શ્રેષ્ટતા છે. અને તેમાંજ તમારી પતિ ભક્તિ ખરી કસોટી છે.

## વિરમતી ચાવડી.

સતી **વીરમતી ધારાનગરના** રાજાની અણમાનેતી પત્નીના પુત્ર **જગદેવની** સ્ત્રી થતી હતી. તે અણમાનેતીનો પુત્ર હતો છતાં પણ તેને રજવાડાની રીત પ્રમાણે **ટુકટોડાના** રાજાની કુંવરી **વીરમતી** સાથે પરણાવવામાં આવ્યો હતો. **જગદેવ** પોતે નાની ઉમરનો હતો ત્યાં સુધી તો **ધારાનગરમાંજ** રહયો પરંતુ ઉમ્મર લા

યક થયા પછી તેને પોતાના પિતાની અપ્રીતિ તથા તેને સાધારણ માણસ તરીકે રહેવું ઠીક લાગ્યું નહિ તેણે સ્વપરાક્રમથી કીર્તિ અને વૈભવ મેળવવા માટે પરદેશ જવાની ઇચ્છા કરી તે પોતાની માતા પાસેથી રજા લઇ **ધારાનગર** છોડી બહાર નીકળી પડયો. અહીંથી નીકળી **જગદેવે** પાટણ જવા વિચાર કર્યો, તેથી તે તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં સસરાનું ગામ આવ્યું ત્યાં અજાણતાં એક બાગમાં ઉતારો કીધો. અને પોતાના અશ્વને ચરવાને છુટો મુકી દઇ એક ઝાડની શીતળ છાયા તળે જગ આરામ લેવા લાગ્યો. થોડીવારે નિદ્રા આવી અને ત્યાર પછી તેજ બગીચામાં એક રૂપસુંદર અંગની કેટલીએક સ્ત્રીઓ સાથે આવી. આ સ્ત્રી તે બીજી કોઇજ નહિ પરંતુ તે **ટુકટોડાના** મહિપાલની કુંવરી **વીરમતીજ** હતી, તેને કોઇ પુરૂષ અહિં સુતો છે એવી ખબર પડતાં રાજકુમારીએ દાસીને મોકલીને એ કોણ છે? તે તપાસ કરાવી તેથી સખીઓ વારા ફરતી અહિ સુતેલા પુરૂષને નિહાળવા લાગી. અહિં સુતેલો પુરૂષ **જગદેવ** છે એવી સર્વેને ખાતરી થયા પછી રાજકુમારી **વીરમતીને** ખબર આપી. **વીરમતી** એક વૃક્ષ પાછળ ઉભી રહી અને **જગદેવને** જગાડવા દાસીઓને સુચના કરી. આથી દાસીઓ **જગદેવ** પાસે ગઇ થોડીવારે **વીરમતી** પણ એકલી ફરીને ત્યાં ગઇ, અને વિનયથી નિદ્રાવશ નાથની નજીક બેસી નીહાળીને જોઇ તરતજ બોલી ઉઠી કે અરેરે ! તમે અહિંઆ કયાંથી ? અહિંઆ તો ઠીક પરંતુ આવી સ્થીતિએ ખરેખર મારા પ્રાણનાથ આવી રીતે ઉઘાડી અને અધમ અવસ્થાથી ભોંય તળીએ પડેલા છે અને હું આ ઉત્તમ રાજ વૈભવને અનુભવું છું તે મારા તેની અર્ધાંગનાપણાને શું લાયક છે ? નહિજ ? **વીરમતીથી** આ શબ્દો બોલતાં લાંબો નિશ્વાસ મુકાઇ ગયો તેથી **જગદેવ** જાગ્રત થયો. આંખ ઉઘાડી જોતાંજ પોતાની પાસે બેઠેલી રૂપસુંદર રંભાને જોઇ તેણે ધીમે સાદે પૂછ્યું કે-તમે કોણ છો ? તમે અહિં શા માટે બેઠેલા છો ? આથી **વીરમતી** એ વિનયથી અને શરમાતે શાદે કહ્યું કે હું જે છઉ તે અહિ બેસવાને અધીકાર વાલી છું. આ વાકયો સાંભળતાંજ **જગદેવને** યાદ આવ્યું કે પોતે **ટુકટોડામાં** છે. અને આ કોઇજ નહિ પણ પોતાની પત્ની **વીરમતી** છે. તેનાથી બીજું કાંઇ બોલી શકાયું. નહિ.

અને આવી સ્થીતીમાં એક બીજાને મળવાથી ક્ષણવાર તેઓ મૌન રહ્યાં. **જગદેવે** પ્રવાસે નીકળવાની સઘળી વાત કહી તેના શબ્દો સાંભળી **વીરમતી** એકદમ તેને વળગી પડીને પ્રવાસમાં સાથે લઇ જવા વિનંતી કરી. બેઉ આનંદથી મળ્યાં અને વાતચીત કરતાં બે ઠાં. **વીરમતી** બોલી કે-પ્રાણનાથ આપને એવું શું દુ:ખ પડેલું છે કે આપ આવા વેશથી દેશ પરદેશ વિચરો છો ? આ દેહને ત્યારે સુખની જરૂર નથી. પ્રવાસમાં આપની સેવા કરવા માટે આ જન્મ દાસી થવાને વિવાહ સમયથીજ બંધાયલી આ કીંકરીને સાથે રાખો. એટલામાં એક દાસીએ દોડી જઇ દરબારમાં ખબર કરી એટલે તે નાં સાસરીયાંઓ આવી તેને લઇ ગયા અને ત્યાં તેને આદર સત્કા ર કરી ત્યાંજ રહેવા વિનવ્યું. પરંતુ ઘરજમાઇ તરીકે રહી સસરાના ઘરમાં પડી રહેવું એ આ વીર પુરૂષ થોડુંજ યોગ્ય ગણે તેમ હતો. વળી પણ **જગદેવે** સ્વપરાક્રમથીજ આજીવિકા અને કીર્તિ મેળવ- વાનું પણ લીધેલું હોવાથી તેણે તે માન્યું નહિં તેણે પાંચ સાત દી વસ રહી **સિદ્ધરાજ** પાસે પાટણ જવા ઇચ્છા બતાવી. આથી **વી રમતી** પણ તેની સાથે જવા તૈયાર થઇ બેઉ જણાને માટે ઉત્તમ પ્રકારના અશ્વો તૈયાર કરવામાં આવ્યા. અને બન્ને પાટણ તરફ વિદાય થયાં.

અહિંથી નીકળતાં **વીરજગદેવે** લોકોને થતા દુ:ખને દૂર કર વા અહિંથી નજીકનો રસ્તો કે જે રસ્તે ભયંકર પશુઓ અને વાઘ વાઘણનો બહુજ ભય હતો તે રસ્તો લીધો. થોડા ગાઉ પર તે ક્રુર પ્રાણીઓને **જગદેવ** ઉપર ધશી આવતાં જોયાં. આથી **વીરમતી એ** પોતાના પ્રાણેશને કહ્યું કે તુરતજ **વીર જગદેવે** પોતાના સ્વ પરાક્રમથી પોતાનાં તીક્ષણ તીર વડે એ વાઘને વીંધી નાંખ્યો. થો ડીવારે એક વાઘણ આવતાં દીઠી તેથી તેને પણ પોતાનાં શર વડે તેના પતિ વાઘની સાથે મેળવી તે દંપતીને પરલોકનાં પ્રવાસી કર્યા **ધન્ય છે જગદેવ તારી જનનીને** કે જેણે તારા સમાન પુત્રને જન્મ આપ્યો. કારણ કે જે પુરૂષ પારકાનું ભલું કરવામાં સદા પ્રે મ રાખે છે તે પુરૂષનાં ઉત્પન્ન કરનાર માતા પીતાને પણ ધન્યવાદ ઘટે છે. આમ પંથ કાપતાં કાપતાં તેઓ **પાટણ** પહોંચ્યાં. **જગદે વ વીરમતીને** અશ્વો સોંપી તળાવ પાસે બેસારી પોતે ઘરબારની ગોઠવણ કરવા **પાટણમાં** ગયો. **વીરમતી** તળાવપર બેઠી હતી તે

ટલામાં **જામોતી** નામની ગણિકાની એક દાસી ત્યાં આવી. તેણે **વીરમતીની** પાસે આવી તેણીને ભોળવી તેનું નામ ઠામ વગેરે સઘળું જાણી લીધું અને ત્યાંથી તરતજ તે પોતાની શેઠાણી **જામોતી** પાસે ગઇ અને તેની પાસે **વીરમતીની** બધી હકીકત કહેતાં તેનાં સૌંદર્યનાં વખાણ કર્યા **પાટણના** કોટવાળનો પુત્ર **લાલસિંહ** કે જે બહુ ક્રુર લંપટ અને દુરાચારી હતો તેને કોઇ સારી સ્ત્રી પોતાનાં દુષ્ટ કૃત્યને માટે શોધી આપવા **જામોતીએ** સ્વીકાર્યું હતું તેથી આ નૂતન નવોઢાને દગલબાજીથી પોતાને ત્યાં લાવવા તેણીએ એવી યુક્તિ રચી કે પોતે કેટલાંએક દાસ દાસીઓ સાથે **સિદ્ધરાજની** રાણી બની જનાનાવાળા રથમાં બેસીને ત્વરાથી તળાવની પાસે બેઠેલી **વીરમતી** પાસે આવી પહોંચી. અહિં આવી પોતે **જગદેવની** ફોઇ બની **વીરમતીને** ભરમાવી પોતાને ઘેર તેડી ગઇ. **જામોતી** ધનાઢ્ય હોવાથી તેણીનાં ઘર પણ વિશાળ અને અટારી અગાસીઓવાળાં હતા તેથી **વીરમતી** છેતરાઇ ગઇ. **જામોતીએ** તેની સારી રીતે બરદાસ્ત કરી રસોઇ તૈયાર કરાવી. ભોજનનો વખત થયો કે **વીરમતીને** તેડું આવ્યું પરંતુ જગદેવ ન આવ્યાથી તેણે ના પાડી. આથી **જામોતીએ** જુઠા ઢોંગ રચી કહ્યું કે **જગદેવ** તો મહારાજા **સિદ્ધરાજની** કચેરીમાં ગયા છે તો ત્યાં નાચ તમાસાની લ્હેરમાં તેઓ અહીં આવ્યા નહીં. વળી પણ તેઓ રાજાજીને રસોડે તેમની સાથે ભોજન કરવા પધારેલા હશે તેથી પાંછા અહીં આવ્યા નહીં એમ જણાય છે **વીરમતી** સમજી કે હું કોઇ દુષ્ટ સ્ત્રીના ફાંદામાં ફસી પડી છું તેણે હિમ્મત રાખી. પછી રાત પડી કે **જામોતીએ** **વીરમતીને** માટે શયનગૃહ શણગાર્યું. ત્યાં **વીરમતીને** મોકલી થોડી રાત ગયા પછી જગદેવને નામે **પાટણના** કોટવાળનો પુત્ર આવ્યો અને એકદમ ધસ્યો. આ દગલબાજી જોઇ **વીરમતીએ** દ્વાર બંધ કર્યા, **જામોતીએ** તેનેજ માટે **વીરમતીને** છુપી હતી. કોટવાળનો કુછંદી છોકરો **વીરમતી** સન્મુખ આવી અયોગ્ય છુટ મેળવવા ધસ્યો પણ તે ફાવ્યો નહીં. પછી પર પુરૂષને પોતા પાસે આવેલો જોઇ મરવું કે મારવું પરંતુ પર પુરૂષનાં ભોગી ન થવું, એવી દ્રઢતા કરી લાગ જોઇ દ્વાર ઉઘાડી એકદમ દોડીને નિશામાં ચકચૂર રહેલા કોટવાળના કુછંદી પુત્ર **લાલચાની**

કમરમાંથી કટાર ખેંચી લઇ તે પાપીને નીચે પાડી **વીરમતી** તેની છાતી પર ચડી બેઠી. લુચ્ચા **લાલીયાએ** સમયને અનુસરી **વીરમતીને** નહીં છેડવા વચન આપ્યું. **વીરમતીએ લાલીયાનું** વચન સાચું માની તેને મુક્ત કર્યો, એટલે તે તુરતજ ફરી ગયો અને તે અબળાપર જુલમ ગુજારવા તૈયાર થયો. શઠ પ્રત્યે શઠ થવું એ વાક્યને યાદ લાવી **વીરમતીએ** સ્ત્રી ચરીત્રને અનુભવી **લાલીયાને** પ્યારનાં વચનો કહી મોહમાં નાંખ્યો. તેને પલંગપર બેસાડી તેની સામા હાથ જોડી પોતે ઉભી રહી. **વીરમતીએ** વિનયથી દારૂ પાઇ તેને સાવ બેભાન બનાવ્યો તેણે પીવાનો ગલાસ **વીરમતીને** ભાગ આપ્યો, તે તેણીએ ચાલાકીથી ઢોળી નાંખ્યો. અને પોતે **લાલીયાને** બીજી વખત પાયો. આથી તે સાવ બેભાન બની ગયો કે તુરતજ **ચાવડી** રાણીએ ચતુરાઇ કરી પેલી કટાર તેની છાતીમાં મારી કે તેનો પ્રાણ એકદમ યમના દરબારમાં પહોંચ્યો. વિકરાળ વાઘણ જેવી **વીરમતીએ** તેને મારીને તેના શબની ગાંસડી બાંધી એ ચાર ગોદડામાં વિંટાળી બારીમાંથી રસ્તામાં ફેંકી દીધી. અને તે ઓરડાનાં બાર બંધ કરી સિંહણ સમાન સાવધ થઇ બેઠી ! ધન્ય છે **વીરમતી**! તારી વીરતાને ! ! !

આ વખતે રાત્રીની ચોકી કરનાર પોલીસોના હાથમાં આ ગાંસડી આવવાથી તેઓએ એ ગાંસડી કોઇ હરામખોરની હશે એમ ધારી તેઓ પોતાન. થાણા પર લઇ ગયા. વહાણું થતાં પેલા પોલીસોએ તે ગાંસડીને ખોલીને જોયું તો તેમાંથી મૃત શરીર નીકળ્યું. આથી તે વિચારમાં પડયો. તપાસ કરતાં તેને પોતાના પુત્રનો વહેમ આવ્યો. તેથી તેણે પોતાને ઘેર તપાસ કરાવી, તો માલુમ પડયું કે- **લાલભાઇ** તો રાત્રિના **જામોતી** વેશ્યાને ત્યાં ગયા હતા. **જામોતીને** ત્યાં પૂછાવતાં તેણે કહ્યું કે હા તે સુતા છે જાગશે ત્યારે મોકલીશું. પણ હુકમ સખ્ત હતો તેથી તે તેને ઉઠાડવા ગઇ. આ દુષ્ટાનો બોલ સાંભળીને વિકરાળ બનેલી વાઘણ **વીરમતી** ધુરકતી બોલી કે- રાંડ લુચ્ચી ! તારા બાપને તો તે વખતેજ હણીને રસ્તામાં ફગાવી દીધો છે. કમજાત ! બે શરમ ! **ચાવડાની** પુત્રી સાથે તેં આવો દગો કરવા હામ ભીડી ? નીચ ! મારા **પરમાર** પતિને જ્યારે ખબર પડશે ત્યારે જોજે કે તારા કેવા બુરા હાલ થાય છે ? હું મારા સદાના આધાર એક **પરમાર**

પતિનેજ ભજનારી પવિત્ર સ્ત્રી છું. તે તને શાપ દઉં છું કે તારૂં સત્યાનાશ જજો અને તારૂં મૃત્યુ કાગડા કુતરાની માફક થજો. દુષ્ટા! એક નીચ ગોલાને તેં મ્હારી પાસે મોકલી દીધો? હવે જોજે કે તારો શા હાલ થાય છે? હું ખરી **ચાવડી** ક્યારે કે તમો એકેએકને મારો હાથ બતાવું ત્યારેજ. આટલું સાંભળતાંજ દાસીઓ તથા **જામોતી** મરણ તુલ્ય થઇ ગઇ. આ વાક્યો સાંભળી પોલીસોએ સઘળી બીના કોટવાળને કહી સંભળાવી તે સાંભળતાંજ કોટવાળના ક્રોધની પરિસીમા રહી નહી. તે ત્યાંથી એકદમ **જામોતીને** ઘેર ગયો ત્યાં બારણા અંદરથીજ બંધ હતાં તેથી પાછળી બારીએ સીડી મુકી એક સીપાઇને ચઢાવ્યો. તે સીપાઇએ બારીમાં મહેઢું ઘાલ્યું કે **વીરમતીએ** પોતાની તાતી તરવારે કરી એ સીપાઇના મસ્તકને વધાવી લીધું. ને ધડ દઇને ધડ નીચે પડયું. એમ આઠ દશ બહાદૂર સીપાઇઓનાં માથાનો **વીરમતીએ** ભોગ લીધો. આથી સઘળા સીપાઇઓ ધ્રુજવા લાગ્યા. હવે બારીપર ચઢવાની કોઇની પણ હીંમત થઇ નહિ. આખરે નીર ઉપાય બની એક લુહાર ને તેડાવ્યો અને મહારાજા **સિદ્ધરાજને** કહેણુ મોકલ્યું. તેના ઉત્તર માં રાજાએ એમ કહેવરાવ્યું કે તમારે મારા આવ્યા શીવાય વધારે આગળ પગલું ભરવું નહિ. હું હમણાંજ આવુંછું.

ગામમાં મકાનની તજવીજ કરી આવી જેવો **જગદેવ** તળાવપર આવ્યો ને જોયું તો અહિં **વીરમતી** મળે નહિ. કેટલાંએક માણસોનાં પગલાં તથા ઘોડા અને ગાડીઓ વગેરે અહિં આવ્યાનાં ચીન્હ જણાયાં તેથી તેણે જાણ્યું કે **વીરમતી** કોઇથી ઠગાઇ ગઇછે એમ ધારી ચીંતા કરતો તે દરબારગઢ તરફ ગયો ને **સિદ્ધરાજની** પાસે ફરીયાદ કરવા વિચાર કર્યો. તેટલામાં રાજમંદીરમાં પેસતાંજ પ્રથમ અશ્વપાળ મળ્યો. તેણે તેને વિદેશી તથા ચતુર પુરૂષ જાણી પૂછ્યું ત્યારે તેણે પોતાને રજપૂત જણાવી નોકરી માટે આવેલછું ઇત્યાદી કહ્યું. આથી અશ્વપાળે **જગદેવને** પોતાની અશ્વશાળામાં રાખી લીધો તેણે તે નોકરી કબુલ કરી તેનું કારણ એજ કે મહારાજા **સિદ્ધરાજની** જલદી મુલાકાત થાય.

કોટવાળનાં માણસો ગયા પછી **સિદ્ધરાજ જામોતીના** ગૃહ તરફ જવાને તૈયાર થયો. તેની સાથે કેટલાએક સવારોને જવાનું હ

હતું તેમાં નૂતન સવાર **જગદેવ** પણ હતો. **સિદ્ધરાજ** જાગ્રતીને ઘેર આવી જે ઓરડામાં **વીરમતી** હતી તે ઓરડાના દ્વાર પાસે આવી બાહેરથી અને પોતાના સુકોમળ કંઠથી કહેવા લાગ્યો કે-બાઈ બહેન ! તમે કોણ છો ? અને તમારે શા કારણથી આટલો બધો ઉત્પાત કરવો પડ્યો ? અહિં **જગદેવ** પણ **સિદ્ધરાજની** પડખેજ ઉભેલો હતો. તેનો મધુરો સાદ પણ **જગદેવને** જોવા ઇચ્છા ધરાવતી **વીરમતીએ** સાંભળ્યો. વળી પણ ખરી ખાતરીને માટે **વીરમતી** બારણાની ફાટમાંથી જોવા લાગી. તે જોતાંજ તે **સિદ્ધરાજ** છે એમ માલૂમ પડ્યું. એટલે પોતે પોતાનો સવિસ્તર ઇતિહાસ કહી સંભળાવ્યો. તે વેળા તેના પતિ **જગદેવ** કે રાજાની પાસેજ ઉભો હતો તેણે કહ્યું કે—ચાવડી ! હવે દ્વાર ઉઘાડો તમોએ બહુજ સંકટ ખમ્યું છે. **વીરમતીએ** આ શબ્દોથી તરતજ દ્વાર ઉઘાડી નાંખ્યા. **સિદ્ધરાજે** તેને કહ્યું કે--હું તમને મ્હારાં પુત્રી કરી લઉછું. પછી તેના પતિ **જગદેવને** નોકરી આપી. તે પણ દીવસે દીવસે સ્વપરાક્રમથી મહારાજાને મોહ કર્ત્તા થયો.

## માલતી.

ગંધર્વોના રાજા **ચિત્રરથને માલતી** નામે એક સુંદર કુમારિકા હતી જે નીતિ સૂત્રનાં મૂળ તત્ત્વોને જાણનારી, વ્યાવહારિક કાર્યોમાં ચતુર, વિદ્યા કળામાં વિચક્ષણ તથા સદ્દગુણોના ઉત્તમ ભંડાર રૂપ હતી. તેની કન્યાવસ્થા સંપૂર્ણ થતાં સ્રીપણાને પામવાની તૈયારી જોઇ તેના પિતાએ **ઉપબર્હણ** નામના ગાંધર્વ સાથે તેનું લગ્ન કર્યું. સર્વ સદ્દગુણોથી સંપન્ન અને પૂજન કરવું, સ્તુતિ કરવી, ભોજન કરાવવું; વગેરે અનુકુળ આચરણોથી પતિને પ્રસન્ન રાખનારી **માલતી ઉપબર્હણની** સાથે અનેક અપ્રતિમ સુખો ભોગવવા લાગી. પતિમાંજ પ્રીતિ રાખવા લાગી, અવર પુરૂષોની અનાતિવાળી વાતોથી પણ દૂર રહેવા લાગી અને એક ચિત્તે પતિ સેવાથી પોતાના સતી પણાનો પ્રભાવ વધારવા લાગી. જેથી સર્વ લોકોમાં સતી **માલતીની** પ્રશંસા અને પ્રખ્યાતી ઘણીજ પ્રસરી ગઇ.

સતી **માલતીનો** પતિ **ઉપબર્હણ** એક દિવસે **બ્રહ્મદેવની** સભામાં ગયો હતો, જ્યાં તે વખત **રંભા** અપ્સરાનું ચિત્તાકર્ષક નૃત્ય થઇ રહ્યું હતું. **રંભાના** નૃત્યની અંદર થતા હાવ ભાવ જોઇ

ઉપબર્હણ તેમાં મોહ પામ્યો. આ વખત તે પોતાનો મનોભાવ ઢાંકી નહિ શકતાં બ્રહ્માને તે વાતની ખબર પડવાથી તેણે તેને શાપ આપ્યો કે " ઓ ! અવિવેકી ગંધર્વ ? તેં લજ્જાનો ત્યાગ કરી સભાનું અપમાન કર્યું છે માટે જા મૃત્યુવશ થઇ નીચે પડ" આવી રીતના બ્રહ્માના શાપથી તેનો દેહ ચૈતન્ય વગરનો થઇ પડ્યો. પતિના મરણની ખબર માલતીને થતાં તે ત્યાં આવી, અને તેને જોઇ વિહવળ બની ગઇ અને પતિના દેહનું આલિંગન કરી તેને ગળે વળગી પડી વિલાપ કરવા લાગી. જેનો કેશપાસ વીંખાઇ ગયો છે અને જેની આંખમાંથી ચાલેલી અશ્રુઓની ધારાઓ વડે મુખ કમળની શોભા જતી રહી છે એવી માલતી બોલી કે:-

અરે ! ઓ ! ગંધર્વોના ધણી ? નાથ ? તમે ક્યાં ગયા ? આ દીન દાસીપર અણચિંતવી આફત ક્યાંથી આવી પડી ? અરે! મારૂં શિરછત્ર ક્યાં ગુમ થઇ ગયું ? તમે મારો હાથ તજીને જતા રહ્યા ? આ દાસીપર કૃપા કરી ઉઠો અને તેને ધૈર્ય આપો. તમારા વગર માત, તાત અને ભ્રાતનો સમાગમ પણ મને સુખદાયક થાય એમ નથી પ્રિય; તમે છોડી જતાં મારા સૌભાગ્યયુક્ત જીવિતપર હમેશને માટે પડદો ઢંકાયો. હું તમોને હજારો પ્રણામ કરૂંછું; મારા અવગુણો ધ્યાનમાં નહિ લાવતાં ફક્ત દયા ખાતરજ તમારી શીતળ વાણી મને સંભળાવો. ઓ ! દીનબંધુ પરમેશ્વર? હે ભક્ત વત્સલ? મારો હાથ ઝાલી દુઃખ દરિયામાં ડુબતી મને ઉગારો. અરે ! મને બીજાં કાંઇ પણ વરદાન જોઇતાં નથી; અને હું બીજાં સુખોને ઇચ્છતી; પણ નથી હું તો આપની પાસે કેવળ પતિ પ્રાણનીજ ભિક્ષા માગું છું.

જ્યારે દૈવને પણ દયા ન આવી ત્યારે તેનામાં ગુપ્ત રીતે રહેલું સતીપણાનું તેજ ઝળકી નિકળ્યું; તેની આંખોમાંથી અગ્નિ વરસવા લાગ્યો અને તેના મુખ નિઃશ્વાસની સાથે પ્રચંડ અગ્નિની જ્વાળાઓ નીકળી; જેણે ત્રણે લોકને ઘેરી લેતાં પ્રાણી માત્ર ભયભીત, આકાતુર અને પ્રાણ વિનાશની અણીપર આવી રહ્યું. દેવતાઓ પોતાની આ જોખમભરી હાલત જોઇ ક્ષીરસાગરના કિનારાપર આવી વિષ્ણુનું શરણ મેળવવા બોલ્યા કે:—

જગદીશ્વર ! જે તેજ વડે રાવણ અને ધૃતરાષ્ટ્રનાં કુળ

બળીને ભસ્મ થયાં તે તેજના સપાટામાં સુરાલય ( સ્વર્ગ ) પણ આજે સપડાઇ ગયું છે. સતીના તેજની જવાળાઓ અમોને બાળી નાંખે છે ? તેની સામે ટકવાને અમો કોઇ પણ રીતે શક્તિવાળા નથી; માટે તમે જલદી અમારૂં રક્ષણ કરો.

એમ દેવતાઓ બોલી રહ્યા કે તરતજ આકાશવાણી થઈ કે દેવતાઓ ? તમે સર્વ તે સતી પાસે જઇ પહોંચો. હું બ્રાહ્મણના રૂપથી ત્યાં આવુંછું. આકાશવાણી સાંભળી સર્વ દેવો જ્યાં ઉપબર્હણનું શબ તથા સતી માલતી હતી ત્યાં આવ્યા. અતિ તેજસ્વી પણાને લીને કોઇ પણ પાસે જઇ શક્યું નહિ તેથી દૂર હાથ જોડી ઉભા રહ્યા એટલામાં ભગવાન પોતે બ્રાહ્મણનું રૂપ ધરી ત્યાં આવ્યા અને સતી પાસે જઇ પૂછ્યું કે તમે કોણ છો ? અહિં શા માટે રડો છો ? અને આ શબ કોનું છે ?

માલતી બોલી કે ગાંધર્વોના રાજા ઉપબર્હણની અર્ધાંગના માલતી પોતાનો પતિ મૃત્યુ પામવાથી આ લોકમાં ક્યાંય સુખને પામતી નથી; ઇશ્વરની પ્રાર્થના કર્યા છતાં તેના પતિનું જીવન ફરી પ્રાપ્ત થતું નથી તેથી હવે તે પોતાના તેજથી સર્વ લોકને બાળી દઈ અને પતિના શબ સાથે પોતે પણ બળી મરવાનો વિચાર કરેછે ભગવાને કહ્યું કે સતી ? ધીરજ રાખો, હું તમારા પતિને સજીવન કરૂં તેટલી મારી શક્તિ છે પણ તે પહેલાં મને જણાવો કે તમારા ભર્તારનાં પ્રાણ કોણે હરી લીધાં છે ?

"મારા પતિના પ્રાણ યમરાજાએ લીધા છે" એ વચન સાંભળી ત્રાસ પામેલા યમે કહ્યું કે એમાં મારો કાંઇ પણ દોષ નથી. પ્રથમથી મારનાર તો મૃત્યુજ છે; હુંતો પાછળથી દંડ આપનારછું આ સાંભળી કંપતો કંપતો મૃત્યુ બોલ્યો કે માતાજી એમાં મારો કાંઇ પણ દોષ નથી. મને તો કાળ જ્યાં મૂકે ત્યાં હું જઇ તેનો ઘાત કરૂંછું મૃત્યુનાં વચન સાંભળી કંપતો કંપતો કાળ બોલ્યો કે માતાજી ? હું તો નિરપરાધીછું; ઇશ્વરની પ્રેરણા પ્રમાણે ચાલુ છું.

આ વાક્ય સાંભળી માલતી ભગવાન સામે જોવા લાગી એ વખત ભગવાને કહ્યું કે સતી ? ચિંતાને છોડી દીઓ હું તમારા પતિને જીવતો [illegible] એમ કહી પોતાની [illegible] બોલી નજરથી જો

યું. તેટલામાં **ઉપબર્હણ** નિદ્રામાંથી જાગ્રત થઇને ઉઠે તેવી રીતે સજીવન થઇ ઉઠયો તેથી ત્યાં મોહોટો ઉત્સવ થઇ રહયો.

હે સતી ! તમે તમારા વ્રતના પ્રભાવથી સર્વ સ્ત્રી મંડળને શોભાવો છો તમોને જન્મ આપનાર માતા પિતાને તથા તમારા સર્વ સંબંધીઓને પણ ધન્ય છે તમ જેવી પતિવ્રતાઓની ચરણ રજથી પૃથ્વી પવિત્ર થાય છે. અને તમારા સરખી સતી સ્ત્રીઓનાં દર્શનથીજ સર્વ પાપ બળીને ભસ્મ થાય છે.

તે સતીની સ્તુતિ કરી દેવતાઓ પોત પોતાના સ્થાનક પર ગયા અને દેવતાઓનાં દુંદુભિના શબ્દ સાથે આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઇ. **માલતી** અને **ઉપબર્હણ** પોતાના સ્થાન પ્રત્યે જઇ સુખેથી રહ્યા. એ પ્રમાણે **માલતીના** સતીપણાના પ્રભાવથી તેનો પતિ **ઉપબર્હણ** ફરી જીવિતને પ્રાપ્ત થયો તથા તે સતીની દેવતાએએ પણ પ્રશંસા કરી.

## પદ્મણી.

આ સાધ્વી સતીનાં માતાપિતાનો વાસ **જગન્નાથ** પુરીમાં હતો. તેનો પિતા વેદવેત્તા અને અગ્નિહોત્ર હોમનારો બ્રાહ્મણ હતો. આ કન્યા સ્વરૂપવાન, ગુણવાન, વિદ્યાવાન. ધૈર્યવાન અને નીતિનિપુણ હતી. તેનાં લગ્ન **જગન્નાથપુરી** પાસે આવેલાં **કિંદુબિલ્વ** નામના ગામમાં રહેનાર પ્રખ્યાત આપણા આદિ કવિ **જયદેવ** સાથે કર્યા હતાં. **જયદેવ** કવિ ઘણા વિદ્વાન અને પ્રસિદ્ધિને પામ્યા હતા. **પદ્મણી** પણ મહા પતિવ્રતા સ્ત્રી હતી. તેણીનો પોતાના પતિ **જયદેવ** પ્રત્યેનો પ્રેમ અથાગ હતો. તે **શ્રીકૃષ્ણભગવાનની** પૂર્ણ ભક્તિથી સેવા કરતી હતી. **જયદેવ** કવિ **કિંદુબિલ્વ** ગામના રાજા **સાત્વિકના** પૂર્ણ આશ્રિત હતા, તેથી કરીને પદ્મણીને વખતો વખત **સાત્વિક** રાજાના દરબારમાં રાણીઓ પાસે જવું પડતું. એક વખતે એવો બનાવ બન્યોકે **સાત્વિક** રાજાનો સાળો યવનોની સાથે લઢતાં મરણ પામ્યો તેથી તેની સ્ત્રી રણભૂમીમાં ગઇ. ત્યાં પોતાના મૃતપતિનું શબ શોધી તેની સાથે બળી મુઈ. તે બાબત **સાત્વિક** રાજાની રાણીઓ અન્ય સ્ત્રીઓ સાથે વાતો કરતી હતી કે—અહા ! આ સમયે એવી પવિત્ર સતી છે ખરી ? અન્ય સ્ત્રીઓ પણ રાણીઓની સાથે હાએ હા કરતી હતી. આ વખતે સતી **પદ્મણી**

અહિ બેઠી હતી. તે આ વખતે જરા પણ બોલી નહિ, તે પરથી સાત્વિક રાજાની રાણી સમજી કે તેને ન બોલવાનું કાંઇ કારણ હોવું જોઇએ એમ ધારી રાણીએ તેને આગ્રહ કરી પૂછયુંકે તમારો આ બાબતમાં જે વિચાર હોયતો તે સ્પષ્ટ રીતે જણાવો. તેથી પદ્મણીના મુખમાંથી એવું વચન નિકળ્યું કે-શુદ્ધ સતી એનેજ ક હેવી જોઇએ કે જે પોતાના પતિના મરણ થતાં વારજ પોતાના પતિની સાથે બળી પોતાનો દેહ તજીદે: એને હું સર્વોત્તમ માનુંછું અથવાતો વિદેશમાં પતિનું મરણ થાય અને પાછળથી સ્ત્રીને પતિના મૃત્યુની ખબર પડીકે તરતજ પોતાનો દેહ તજીદે એને હું ઉત્તમ મા નુંછું. આ વચનો સાંભળતાંજ રાણીને બહુજ માઠું લાગ્યું અને ક્રોધ ચઢયો, અને તેથી તેણે પદ્મણીની પરીક્ષા લેવા વિચાર કર્યો.

એક વખતે સાત્વિકરાજા મોટી સ્વારી સાથે વિદેશ વિચર વા ગયો તે સાથે કવિ જયદેવ પણ ગયા હતા. આથી રાણીએ એવી અફવા ઉડાવી કે જયદેવ કવિ રાજા સાથે વનમાં ફરવા ગયા હતાં ત્યાં કોઇ ભયંકર વાઘના પંજામાં સપડાઇ જવાથી તે મરણ પામ્યા. આ ખેદજનક ખબર સાંભળીતાંજ મરણ પથારીએ પડી. આ બનાવથી આખા શહેરમાં હાહાકાર થઇ રહ્યો. બીજી તરફથી રાજ દરબારમાં રાણીઓ થરથર કંપવા લાગી. ક્યારણકે રાજા આવ શે ત્યારે આ માઠા ખબરના અમો શું જવાબ આપશું ? આવી રી તે રાણીઓ શોચ કરે છે તેટલાજ વખતમાં સાત્વિક રાજા રાજ મંદીરમાં આવ્યા અને જયદેવ કવિ પોતાને ઘેર પહોંચ્યા. અહિં આવી જુએ છે તો પોતાની પત્ની પદ્મણીને મરણ પથારીએ પ ડેલી જોઇ.કે તરત જયદેવકવિ અશ્રુપાત કરવા લાગ્યા. આવા ખેદ જનક ખબર સાત્વિકરાજાને થતાં તેણે તે બાબતની શોધ ક રતાં પોતાની રાણીએ આવી અફવા ચલાવી એવી ખબર પડતાં તે પશ્ચાતાપ કરવા લાગ્યા કે-અરેરે ! મારા રાજ્યમાં સ્ત્રી હત્યા થઇ. વળી જયદેવકવિની સ્ત્રી. તે કવિરાજ મને શાપ આપશે તો આ મારો રાજવૈભવ વીખાઇ જશે તેથી તેણે પોતાની પત્નીને ધિક્કારી જયદેવકવિ પાસે માફી માગવા વિચાર કર્યો અને તે જયદેવકવિને ઘેર આવ્યો. અહિં રાજાને ક્ષમા આપતાં જયદેવ કવિએ ખેદ ન કરવા કહ્યું. કારણકે ભાવી મિથ્યા થતું નથી એ મ કહી સાત્વિકરાજાને ઘરતો આ કાઢ્યો; અને પોતે પોતાની પ

ત્રી **પદ્મણીની** શૈયા પાસે બેસી **ગીતગોવિંદ** નામની અષ્ટપદી-ઓનું કાવ્ય પોતાના કોમળ કંઠથી મધુર અને ધીમે સાદે કરૂણા-રસમાં ગાઇ **શ્રીકૃષ્ણચંદ્રની** પ્રાર્થના કરીકે તરતજ આજુબાજુ ઉભેલાં સઘળાં મનુષ્યો અશ્રુપાત કરવા લાગ્યાં. આઠમી અષ્ટપદી સં-પૂર્ણ થતાં ઇશ્વરેચ્છાથી **પદ્મણીએ** આંખ ઉઘાડી અને જેમ નિદ્રા-માંથી ઉઠી અંગ મરડી બેઠી થાય તેમ આળસ મરડી બેઠી થઇ, અને પોતાના પ્રાણેશને જોતાંવેંતજ તેમના પગમાં પડી પ્રણામ ક-ર્યા. અહો ! પવિત્ર પ્રેમની પરિસીમા કંઇ જેવી તેવી બંધાયલી નથી હોતી. **પદ્મણીનો** પતિ પ્રત્યેનો પ્રેમ અને તેની પતિભક્તિ એ સ્પષ્ટ બતાવી આપે છે કે સતીસ્ત્રીને પોતાનો પતિજ સુખનું સાધન છે. આ બનાવ જોઇ **રાજા સાત્વિક** તથા તેની રાણીઓ અને અન્ય નગર વાસીઓ બોલી ઉઠયાં કે ધન્ય છે પવિત્ર સતી **પદ્મણી** ! તમારા પતિ પ્રત્યેના પ્રેમને ! ! ! પ્રેમ એજ આ દુનિ આમાં સુખનું ખરૂં સાધન છે. આ દિવસે આ શહેરમાં મહોટો એ ઉત્સવ થઇ રહ્યો. વળી સૌ લોકો જયદેવના વખાણ કરતાં કહેવા લાગ્યાં કે-**જય પદ્મણીપતી જયદેવ** ! ! એમ કહી સર્વ કોઇ આનંદ ઘોષ કરવા લાગ્યાં. **જયદેવ** કવિએ જે કાવ્યથી પોતાની પત્ની **પદ્મણી** પાસે **શ્રીકૃષ્ણની** પ્રાર્થના કરી તેને **ગીતગોવિંદ-કાવ્ય** એ નામ આપવામાં આવે છે આ કાવ્ય પ્રેમરસથી પરિપૂર્ણ છે. ભક્તિરસથી ભરેલ છે. અને શૃંગાર રસનો અપૂર્વ ઝરો છે. તે-નું ગુજરાતી ભાષાંતર ગોંડલના રહીશ વૈદ્ય શાસ્ત્રી કનજીભાઇ માધ-વજી એ ઘણા પ્રયાસથી કરેલું છે અને તેનું અંગ્રેજી ભાષાંતર સર વિલીયમ જોન્સે કર્યું છે તેથી **જયદેવ** કવિની તથા તેની **પત્ની** પદ્મણીની કીર્તિ વિદેશમાં પણ વ્યાપી રહે છે. ભારતવાસીઓ ! તમો પણ **પદ્મણી** સમાન પરસ્પર પ્રેમનું પાલન કરવા સાવધ **થ**નો કારણકે પ્રેમ એજ સંસારમાં સુખનું સાધન ગણાય છે. **ધન્ય છે પદ્મણીના જયદેવ** પ્રત્યેના પ્રેમને !! અને તેની પતિ ભક્તિને !!!

**ગીતગોવિંદકાવ્ય.**

## દેવસ્મિતા.

આ સતી **દેવનગરી** ગામમાં રહેનાર **એક ધર્મગુપ્ત** નામના વણિકની કન્યા હતી. તેણે પોતાની **બાળવયમાંજ** વિદ્યાજ્ઞાન મે-ળવી શીલગુણ સંપાદન કર્યો હતો તે ધર્મને જાણનારી, ઉત્સા

હી અને નીતિનિપુણ હતી. તેને ધર્મ ગ્રંથો વાંચવા તરફ બહુજ પ્રીતિ હતી, તેનાં લગ્ન **તામ્રલિપ્તી** નગરીમાં વસનાર વણિક **મણીભદ્ર** સાથે કર્યાં હતાં. તે પણ સ્વરૂપે સુંદર, વિદ્વાન, હિંમતી અને ધર્મશીલ હતો. આ દંપતીમાં ગાઢ પ્રેમ હતો. તેઓ એક બીજાથી જુદાં પડવા કદી પણ ખુશી નહતાં. **સતીદેવસ્મિતા** પોતાના પતિવ્રતા ધર્મ પ્રમાણે સાસુ સસરાની સેવા કરી પોતાના પતિને આનંદમાં રાખી તેમનો પવિત્ર પ્રેમ સંપાદન કરતી. વળી પણ વૃદ્ધ વડિલો પ્રત્યે પ્રેમ રાખતી અને પોતાને ત્યાં આવેલા સાધુ સન્યાસી અને ગરીબોને અન્નવસ્ત્ર આપી સેવા કરી સંતોષતી. **મણિભદ્ર** પોતાને આવી સદ્‌ગુણી સ્ત્રી મળવાથી ભાગ્યવાન લેખતો અને દરેક કાર્યમાં તેની સલાહ લેતો. અને **દેવસ્મિતા** નાના પ્રકારે કરી સંતોષતો. **દેવસ્મિતા** ગૃહકાર્યો પરવારી નવરાશની વખતે પતિરંજનાર્થે પોતાના કોમળ અને મધુર કંઠથી સુંદર ગીતો ગાતી તે સુંદર પ્રકારનાં ચિત્રો ચિતરતી અને ગુંથતી. સવારે અથવા સાંજે દેવમંદિરમાં જતી અને ત્યાં મળેલા સ્ત્રી સમાજને ધર્મ બોધ કરતી અને તેઓનું કર્તવ્ય સમજાવતી. તે સદા સદાચરણી સ્ત્રીનો સત્કાર કરતી અને દુરાચરણી સ્ત્રીઓને દુર હાંકી કાઢતી. કેટલાંએક વર્ષો પછી તેનો સસરો મરણ પામ્યો. તેથી તેના પતિ **મણિભદ્ર** ઉપર ગૃહભારનો સઘળો બોજો આવી પડ્યો. **મણિભદ્ર** વેપારમાં બહુજ કુશળ હતો તેથી તેના મિત્રો તેને પરદેશ જવા આગ્રહ કરવા લાગ્યા એટલે તેની વૃત્તિ પરદેશ જવાની થઇ. પરંતુ તે વાત **દેવસ્મિતાને** જરા પણ ગમતી નહોતી કારણ કે તેનાથી પતિના સુખ દુઃખાદિમાં ભાગ લેવા સાથે જઇ શકાય તેમ નહોતું. તેમ પતિને વેપારાર્થે પરદેશ જઇ દેશમાં દ્રવ્યાદિ સમૃદ્ધિ ખેંચી લાવવામાં વિઘ્નરૂપ થઇ પડવું એ પણ કુલીન સ્ત્રીનું કામ નથી. એમ વિચાર કરી પતિને પરદેશ જવા રજા આપી. પરસ્પરની મુદ્રિકાઓ હરહમેશાં સ્મરણ ચિન્હ તરીકે આપતાં તે મુદ્રિકા આંગળીએથી દુર ન થવા દેવા ભલામણ કરી કારણકે મુદ્રિકા ગુમાવવાથી તેનું ફલ ઘણું અનિષ્ટ થાય છે. તેથી તે સંભાળી રાખવા ભલામણ કરી. અને **મદાલસા** તથા **ઋતુધ્વજના** કંકણ વિષે તથા **શકુન્તલા** અને **દુષ્યન્તની** મુદ્રિકા વિષે દાખલો આપી પતિને તેણે સાવધ કર્યાં.

સતી **દેવસ્મિતા** પતિના પરદેશ ગયા પછી પોતાનાં ઉત્તમ વસ્ત્રાલંકારો તજી દઇ સાદાઇથી દિવસો ગુજારવા લાગી નિત્ય પ્રાતઃકાળે સ્નાન કરી પોતાનું નિત્ય કર્મ કરતાં ઇશ્વર પાસે પોતાના પતિનું કુશળ માગતી.

કુશળ મારા કંથતણું કરજો, અંતરયામી અરજ ઉરે ધરજો;
દીનાનાથ દુઃખ બધા હરજો.　　　　　　　કુશલ મારા.

ઇત્યાદિ ઇત્યાદિ સ્તુતી કરી પાકશાળામાં જતી ત્યાં ઉત્તમ ભોજનો તૈયાર કરી વૃદ્ધ સાસુને તથા કુટુંબીઓને જમાડી પોતે જમતી અવકાશની વેળાએ ધર્મગ્રંથો વાંચતી અને પરોપકારી કામમાં પોતાનું મન પરોવતી. એરીતે સતી **દેવસ્મિતા** પોતાના દિવસો નિર્ગમન કરવા લાગી.

**મણિભદ્ર** ત્યાંથી વહાણ રસ્તે **કટાહ** બંદર (કાથે બેટ) માં આવ્યો. અહિં તે હિરા, ઝવેરાત અને અમૂલ્ય કિંમતના કુંદનોનો વેપાર કરવા લાગ્યો. તેમાં તેણે ઘણુંક દ્રવ્ય મેળવ્યું. તેથી કટાહ બેટમાં તેની કીર્તિ વધી. **મણિભદ્ર** હરવખત વીંટી ઉપર નજર કરતો એથી એ બેટમાં વસતા અન્ય વણિકો અચંબો પામ્યા. તેથી તેઓ **મણિભદ્રને** કોઇ યુક્તિએ કરી પોતાને ઘેર તેડી લાવ્યા. ત્યાં તેને નિશાના પદાર્થો ખવરાવી ઉન્મત્ત સ્થિતિ કરાવી તે મુદ્રિકા વિષે સર્વ હકીકત પૂછી લીધી. દગાખોરોના મનમાં પાપ બુદ્ધિ પ્રગટ થઇ. તેઓ સરખે સરખા ચાર જણ એકઠા થઇ **તામ્રલિપ્તી** નગરમાં ગયા અને ત્યાં તે એક જૈન દેવાલયમાં આવી રહ્યા. આ દેવાલયમાં એક **કરંડિકા** નામની સાધુડી પોતાની ચેલી સાથે રહેતી હતી. તે વણિકોએ તેણીને દ્રવ્યાદિકની લાલચમાં લપટાવી સર્વ હકીકતથી વાકેફ કરી. તાપસી સાધુડીએ સર્વ વાત સાંભળી તે કાર્ય કરી આપવા સ્વિકાર્યું. પછી તે સાધુડી **મણીભદ્રના** ઘરપાસે જે લોકો વસતા હતા તેઓને પોતાના પક્ષમાં લેવા લાગી. એક દિવસે પોતાની ચેલીને સાથે લઇ જે ઘરમાં **દેવસ્મિતા** રહેતી હતી તે ઘરના દ્વાર નજીક આવી. પરંતુ તેના ઘરપાસે એક કુતરી હતી કે જે અજાણ્યું માણસ આવતું દેખી તેની સામી જઇ ભસતી અને આગળ ધસતા માણસને અટકાવતી તેજ પ્રમાણે આ સાધુડી તથા તેની ચેલીને રોકીપાડી. **દેવસ્મિતાએ** આ બાઇને આવતી જોઇ

તેથી તેણે તેને બોલાવા એક દાસીને મોકલી. તે તેને અંદર તેડી લાવી. **દેવસ્મિતાએ** તેને આદર સહિત બેસવા આસન આપી બેસાડી અને અહિં આવવા કારણ પૂછયું. તેથી તે તાપસી સાધુડીએ આશીર્વાદ દઇને કહ્યું કે-સતી! તને જોવાને મારૂં મન ઘણીવખત આકાંક્ષા ધરાવે છે. આજે મેં તને સ્વપ્નામાં જોઇ હતી. તેથી હું અહિં ઉત્કંઠા ધરાવતી આવીછું. તારો પતિ પરદેશમાં છે તેથી તું વિયોગિની વ્રતો પાળે છે એ જોઇ મારૂં મન એ વૃત્તને સહન કરી શકતું નથી. સ્ત્રીના રૂપ રંગ, યૌવન અને શૃંગાર એ સર્વ પ્રિયના પ્રેમ વિના અથવા પ્રિયના મેલાપ વગર વૃથા છે. વગેરે મિઠાં વચનો વદી **દેવસ્મિતાને** પોતાનો વિશ્વાસ બતાવી પાછી ઘેર આવી. વળી બીજે દિવસે માંસના ટુકડાની સાથે મરચાંનો ભૂકો મેળવી **દેવસ્મિતાને** ગૃહ પ્રત્યે આવી અને તે માંસનો કકડો તે કુતરીને નાંખ્યો, કે તરતજ ખાઇ ગઇ. મરચાંની ગરમીને લઇને તે કુતરીની આંખોમાંથી તથા નાકમાંથી ઘણુંક પાણી વહેવા લાગ્યું. વળી તાપસી સાધુડી **દેવસ્મિતા** પાસે જઇ રોવા લાગી. આથી **દેવસ્મિતાને** અચંબો થયો અને તે સાધુડીને રોવાનું કારણ પૂછયું. તેથી તાપસી પણ ખેદ પામતી બોલી કે-હમણાં તું બહાર જઇ જો કે કુતરી કેવી રડે છે? હું પૂર્વજન્મે તેની સાથે હતી તેથી તે મને ઓળખીને કલ્પાંત કરે છે તેથીજ મને આંસુ આવ્યા છે. આથી **દેવસ્મિતાએ** બહાર જઇ જોયું તો કુતરીને રોતી જોઇ. આથી તેણે વિસ્મય પામી પૂછયું કે-અરે! આ તે શું આશ્ચર્ય છે? તાપસીએ જવાબ આપ્યો કે-પુત્રી! પૂર્વ જન્મે હું અને આ કુતરી એક બ્રાહ્મણની સ્ત્રી હતાં. અમે બન્ને શોકયો હતી. અમારો પતિ રાજાના કામ પ્રસંગે હરવખત બહારગામ જતો તે વખતે હું શીલવ્રત પાળતી નહતી. પરંતુ હું સ્વેચ્છાથી વર્તતી હતી. પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવું અને શીલવ્રત ન પાળવું એ પરમ ધર્મ છે. એ ધર્મના પ્રતાપથીજ મને જાતિ સ્મરણ જ્ઞાન થયું છે. આ કુતરી અજ્ઞાનતાથી પોતાના શીલવ્રતની રક્ષા કરતી તેથી કરીને તેને આ ભવમાં કુતરીનો અવતાર મળ્યો છે. પણ તેને પૂર્વ જન્મ યાદ આવે છે તેથી તે રૂદન કરે છે. મારે ત્યાં કાયેએટથી ચાર સ્વરૂપવાન વણિક પુત્રો આવ્યા છે. આ સાંભળતાંજ ચતુર **દેવસ્મિતા** સમજી ગઇ કે—અરે! નક્કી આ દુષ્ટાએ ધુર્ત રચના કરી છે અને મને

તે ઠગવાને આવી છે વળી તે વણિકોનાં વખાણુ કરે છે. નિશ્ચે એ વણિક પુત્રો મારા પતિને દગો દઇ અત્રે આવેલ છે. અને આ દુષ્ટાને મળેલ હોય તેમ જણાય છે એ દુષ્ટાને તેના ફળ પૂર્ણ રીતે ચખાડીશ. એવો વિચાર કરી પોતાના ગુસ્સાને સમાવી ધારજથી બોલી કે—તાપસી ! વાહ ! આટલા દિવસ સુધી [illegible] મેં જાણ્યો ન હતો ખરેખરો આજજ મારા જાણવામાં આ[illegible], તમે એવો ઉત્તમ ધર્મ જાણો તેમાં કઇ નવાઇ નથી. તમો તે વ[illegible]ક પુત્રોને મારી પાસે તેડી લાવજો. આ સાંભળતાંવેંતજ તાપસી હર્ષભેર પોતાને ઘેર ગઇ. અહિં આવી દેવસ્મિતા પાસે બનેલી વાત સવિસ્તર કહી બતાવી તેથી તેઓ ખુશી થયા.

**દેવસ્મિતાએ** પોતાની એક દાસીને બોલાવીને કહ્યું કે એ દુષ્ટ સાધુડી મહા પાતકી દેખાય છે. તેણે પોતાની દુષ્ટ બુદ્ધિથી ઘણી ભોળી ભામિનીઓને ભરમાવી હશે તેથી કરી એ દુષ્ટાને તેનાં કર્મ પ્રમાણે કર્મ ફળ આપ્યા વિના જવા દેવી યોગ્ય નથી. તેમ કટાહેઠ્થી આવેલા વણિકો પાપીઓને તેના દુષ્ટ કાર્યનું ફળ ચખાડ્યા વગર રહેવું જોઇએ નહિ. નહિતર એ દુષ્ટા પોતાના દુષ્ટ કાર્ય સાધવાના પ્રસંગથી કેટલીએક ભોળી સ્ત્રીઓને ભોળવી ખુવાર કરશે. ઠીક છે. હું તેને તેના કર્મનું ફળ ચખાડીશ શું તેણે મને એવી કુલટા સ્ત્રી ધારી હશે ? જે સ્ત્રી પોતાની ગુહ્યેન્દ્રિયોને તૃપ્ત કરવા સારૂ પોતાનું શીલ ભંગ કરે છે તેવી નીચ નારીઓને ધીક્કાર છે. વળી તેવી પાપી સ્ત્રીઓને સ્ત્રી નહિ સમજતાં એક રઝળતી કુતરી માનવી જોઇએ. તેને મનુષ્ય જાતિ છતાં પણ સ્ત્રી નહિ સમજવી જોઇએ. જે નારી રૂપ, રંગ, યૌવન, વૈભવો અને વસ્ત્રાલંકારોની લાલચમાં લપટાય છે તે ઘડીકના સુખને માટે દુઃખના ઝાડ વાવે છે અને મરી ગયા પછી તેને માટે નરકનાં દ્વાર ખુલ્લાં થાય છે. આવી તાપસી સાધુડીઓ કે જે ઉપરથી ભક્ત સાધુડી બની લોકોને ધર્મ બોધ કરવે છે પરંતુ અંદર ખાનેથી કુડા કર્મનો બોધ કરે છે તેવી દુરાચરણી સાધુડીઓને ધીક્કાર છે. અને ધીક્કાર છે તેનો ભરોસો કરનારને તથા તેને ઘરની અંદર ઘાલનારને ! ! આવી ઘેર ઘેર જ ટકનારી સાધુડીને વેષ ધરનારી દુષ્ટાને તેની પરીક્ષા કર્યા વગર ઘરમાં પેસવા દેવી નહિ. આટલું બોલી દાસીને કહ્યું કે—તું ધતૂરા સાથે મેળવેલ મદિરા તથા લુહારને ત્યાં કુતરાના પંઝાવાળો લોખંડનો

પગ તૈયાર કરાવી લાવ. દાસીએ તેણીની આજ્ઞા પ્રમાણે લાવી તે સર્વે ચીજો હાજર કરી. પછી દાસીને પોતાનો પોશાક પહેરાવી એક સ્થળે બેસાડી પેલી સાધુડીએ તે પાપી વણિકોને વાત કહી બતાવી. તે વખતે તે ચારે જણા આપસઆપસમાં પ્રથમ જવા માટે કંકાસ કરવા લાગ્યા. પછી તે ચારમાંથી એકને તે સાધુડીએ પોતાની શિષ્યાના વસ્ત્રો પહેરાવી **દેવસ્મિતાને** ત્યાં પહોંચાડી આવી. **દેવસ્મિતા** તેને આવતી જોઇ ગુપચુપ બીજી તરફ ચાલી ગઇ. રાત્રિનો વખત હતો તેથી કંઇ **દેવસ્મિતાના** વસ્ત્રો પહેરી બેઠેલી દાસી ઓળખાઇ નહી. તે દાસીએ તે વણિકને આદર સહિત મદિરા પાઇ. તેથી તે દુષ્ટ મદિરાના નિશામાં ભાન રહિત બન્યો. આ વખતે તેના કપડાંઓ ઉતારીલઇ તપાવી રાખેલા કુતરાના પંઝાવાળો લોઢાનો પગ તે દુષ્ટના કપાળમાં ચાંપી દીધો. અને તેને ઉપાડીને ઉકરડાં પાસેની ગંધાતી ખાડમાં ફેંકી દીધો. સવાર થતાં જ્યારે તે શુદ્ધિમાં આવ્યો ત્યારે પોતે નર્ક સમાન ખાડામાં પડેલો જણાયો, ઝટપટ નદી કાંઠે જઇ સ્નાન કર્યું, અને તરતજ તાપસીને ઘેર આવ્યો, વળી તેણે વિચાર્યું કે મારી આ સ્થીતી વિષે તેને વાત કરીશ તો તેઓને મારા વિષે હાંશી થશે. તેથી બીજાને તે વિશે વાત ન કરતાં બોલ્યો કે ગઇ રાત્રિએ મેં મદિરા પાન કીધું છે. અને આખી રાત્રિ ઉજાગરો થયો છે. તેથી કરી માથું દુખે છે. આ પ્રમાણે કહી પેલો ડામ દેખાય નહિ તેવી રીતે માથે પાટો બાંધ્યો. તેજ દિવસે સાંજે બીજો વણિક પુત્ર ત્યાં ગયો. અને તેના પણ તેવાજ હાલ થયા અને તે પણ ગઇ કાલે ગયલા વણિક પુત્રના જેવોજ વિચાર કરી તેણે માથે પાટો લપેટ્યો એવી રીતે ચારે મિત્રોના હાલ એક સરખા થયા. તેમાંથી કોઇએ પણ એ વાત ઉચ્ચારી નહિ અને તેઓએ મનમાં વિચારી લીધું કે અમારાં પાપી પક્ષાંનું ફળ અમોને મળી ચૂક્યું છે. તેઓને કપાળે ડામ દેવાયા એટલુંજ નહિ પણ ધનનો નાશ થયો. અને તેઓ દુઃખી થયા. તેથી ફરી તેને લજ્જા થઇ અને તાપસીને મળ્યા વગર તેઓ કાથેઓટ વિદાય થયા. દુષ્ટ તાપસી વણિક પુત્રોના આવા હાલ થયા તે જાણતી નહોતી. તેથી હર્ષ સહીત પોતાની શિષ્યા લઇ **દેવસ્મિતાને** ઘેર આવી. **દેવસ્મિતાએ** પણ તેનાં પાપી કર્મની શિક્ષા કરવા વિચારના મંત્રી મંડળને શીરપાવ આપ્યો. અને પોતાના દરજ્જાને શોભે

કર્યો. પહેલાંતો તેને સત્કારથી બેસાડી અને તે બંનેને મદિરા પીવ રાવી. તેથી તેઓ બે ભાન બન્યાં ત્યારે દાસીએ બંનેનાં નાક, કાન કાપી તેને પેલા નર્કકુંડમાં નાખી દીધાં. એવી રીતે **દેવસ્મિતાએ** પાપી લોકોને તેના પાતકની સજા કરી તેવું નીચ કર્મ કરતાં અટ. કાવ્યાં, અને પોતાના શીળની રક્ષા કરી. વળી **દેવસ્મિતાએ** વિચા ર્યું કે મેં વણિકોને તેના પાપ કર્મની શીક્ષા કરી છે તેથી તેઓ **કાથેબંદર** જઇ મારા પતિને કંઇ નુકશાન કરશે. એમ વિચારી આકુળ વ્યાકુળ થવા લાગી. તેથી બનેલી સર્વ હકીકત તેણે પોતા ની સાસુ પાસે જઈ કહી બતાવી તેથી સાસુએ કહ્યું કે--વહુજી ! એ કર્મ તમોએ બહુજ ઠીક કર્યું છે પરંતુ તેઓ મારા પુત્રને કોઇ પણ રીતે દુઃખ આપશે એ ફીકર રહે છે. **દેવસ્મિતાએ** કહ્યું કે સાસુજી ! તમો જો રજા આપો તો હું મારા બુદ્ધિના બળે ફરી તે મની રક્ષા કરીશ. તેની સાસુ તેના ગુણો જાણતાં હતાં તેથી તેણે રજા આપી. **દેવસ્મિતા** પોતાની દાસી સાથે વણિક પુત્રનો પોષાક પહેરી વેપારને વિષે વહાણમાં બેસી કાથેબેટ ગઇ.

અહિં આવી તપાસ કરતાં પોતાના પતિ **મણિભદ્રને** કેટલા એક વણિક વેપારીની વચ્ચે બેઠેલો જોયો. **મણિભદ્રે** પણ પોતાની જાતના પોતાની નારી સરખા વણિકને નીરખ્યો અને આ વાણીયો કોણ હશે ? એમ નીહાળીને નીરખવા લાગ્યા. આ બેટમાં **સુરસેન** નામનો ન્યાયી અને દયાળુ રાજા રાજ્ય કરતો હતો. **દેવસ્મિતાએ** તેની પાસે જઇ પોતાને ત્યાં આવેલા વણિકો વિષે ફરિયાદ કરી કે મારા ચાર ગુમારતાઓ અહિં નાશી આવ્યા છે. તેને આ. પ મારે સ્વાધીન કરો. રાજાએ પોતાની સઘળી પ્રજાને એકઠી કરી કહ્યું કે આ ઉભેલી મારી પ્રજામાંથી તારા જે ગુમારતાઓ હોય તે ને શોધી લઇ જાવ. આવા વાક્યોથી **દેવસ્મિતાએ** પોતાને ત્યાં આ. વેલા ચાર વણિકોને પકડી લીધા. ત્યારે ત્યાં ઉભેલા માણસોએ કહ્યું કે આતો નગરશેઠના પુત્રો છે. તે તારે ત્યાં ગુમારતા થવાને ક્યાંથી આવ્યા. **દેવસ્મિતાએ** કહ્યું કે જો મારા બોલવા ઉપર તમોને વિશ્વાસ ન આવતો હોય તો તે ચારેના કપાળ ઉપર મેં કુતરાના પગની છાપ પાડેલી છે. તે જુઓ તે જોતાંજ સર્વ માણસો આશ્ચર્ય પામ્યાં અને રાજાએ આશ્ચર્ય દેખાડી **દેવસ્મિતાને** તેનું કારણ પૂછ્યું ત્યારે દેવસ્મિતાએ બનેલી સઘળી હકીકત કહી.

આથી **રાજાએ** સતીનું સતીત્વ જોઇને ઉમદા ભેટો આપી અને પ્રેમનો સત્કાર કર્યો. પછી **દેવસ્મિતા** પોતા પતિ **મણિભદ્ર** સાથે **તામ્રલીપ્તી** નગરીમાં આવી સાસુને પગે લાગી સગાં સ્નેહી તરફથી ધન્યવાદ મેળવ્યો.

આર્ય બહેનો ! તમારે શીલ સાચવવું અવશ્યનું છે. અને તે પવિત્રપણે પાળવાથી આપણે ધન્યવાદ મેળવી શકીએ છીએ ધન્ય છે સતી દેવસ્મિતાને ! ! !

**જૈનકથા.**

## મીનળદેવી.

આ દેવી **કર્ણાટક** પ્રાંતમાં આવેલા **ચંદ્રપુરના** રાજા જયકેશીની પુત્રી થાય. તે પોતાની બાલ્યાવસ્થાથીજ સર્વ વિદ્યાઓ અને કળાઓ જાણવામાં કુશળ બની હતી. **મીનળદેવી** ઉમ્મર લાયક થતાં **જયકશીએ** તેને માટે યોગ્ય પતિ શોધવા તજવીજ કરવા માંડી ત્યારે **મીનળદેવીએ** પોતાનાં લગ્ન કરવા અનીચ્છા બતાવી. આથી તેણીના માતા પિતા ખેદ પામ્યા. થોડા વર્ષ પછી એક દિવસે આ રાજકન્યાને સ્વપ્ન થયું તેમાં પરણી અને પોતાના વરને મળતી મળતીજ તે સુંદરી જાગી ઉઠી. સવાર થતાં તેણે પોતાના હૃદયમાં વસી રહેલા વરની પ્રતિમા ચીતરી કહાડી. અને પોતાની સાથે રમનારી સખીઓદ્વારા પોતાના માતા પિતાને ખબર મોકલ્યા કે—આ રાજકુંવર જો મળી આવે તો હું પરણું. આથી તેના પિતાએ તે પ્રતિમા પોતાના એલચીઓને બતાવી તો એક એલચીએ તે પ્રતિમા કરણ **રાજાની** છે એમ જણાવ્યું. તે પછી **જયકેશી** રાજાએ પોતાના ખાંસ ચિતારાને બોલાવી **મીનળદેવીની** મૂર્તિ ચિતરાવી. અને તે બન્ને પ્રતિમાઓ મંત્રી મંડળને મોકલી **ગુજરાતના** રાજા કરણ પાસે **મીનળદેવીના** સ્વિકારનું કબુલ કરાવ્યું. અહિં આવેલ મંત્રી મંડળ **મીનળદેવીએ** કહાડેલ ચિત્ર પ્રમાણે **કર્ણ રાજાને** જોઇ વિસ્મય પામ્યું. **કર્ણ રાજાએ** કચેરી ભરી **જયકશીના** મોકલેલા મંત્રી મંડળને મળી વાતચીત કરી. **કર્ણાટકના** મંત્રી મંડળે **મીનળદેવીની** વાત કહી તેઓને પ્રસન્ન કર્યા ને **મીનળદેવીની** મંગળ મૂર્તિ દેખાડી. તે પછી રાજમાતા **ઉદયમતી** પાસે મોકલાવી અને તેની આજ્ઞા લઇ **જયકેશીએ** મોકલાવે

નું સુવર્ણ જડિત શ્રીફળ કરણે સ્નેહથી સ્વીકાર્યું. પછી **જયકેશી** તેનું ઉત્તમ શુશોભીત ખાંડું મોકલ્યું. અને **મીનળદેવીને** તેડવા મ્હોટી સ્વારી મોકલી. આથી સમગ્ર પ્રજાજન આનંદને પામી આ જોડાનું સૌભાગ્ય વધો એમ આશીર્વાદ દેવા લાગ્યા.

**મીનળદેવી** પાટણ આવી ત્યારે વરવધુ એક બીજાના હાથ માં એક બીજાનો હાથ આપી પ્રસન્ન થયાં. પરંતુ અંતઃપુરમાં **મીનળદેવીનું** મુખ જોતાંજ રાજા ખીન્ન થયો. અને જોયેલી છબી માંનું સૌંદર્ય આ નહિ એમ અણધાર્યો વહેમ પડયો. તેથી તે હમે શાં **મીનળદેવીથી** અલગ રહેવા લાગ્યો. આથી રાણી **મીનળ દેવીને** તેમજ રાજયમાતા **ઉદયમતીને** અતિ સંતાપ થવા માંડયો મંત્રી મંડળે અને રાજ માતાએ રાજાને ઘણું ઘણું સમજાવ્યો. પણ તેનું મન રાણીની તરફ વળ્યુંજ નહિ. પોતાનું સૌંદર્ય રાજાને પસંદ ન પડયું એમ જણાતાં **મીનળદેવીએ** પાદર બળી મરવા વિચાર કર્યો. અને તે વિચાર પોતાની સાસુજીને સ્નેહથી કહયો. એથી મંત્રી મંડળે વચ્ચે પડી **મીનળદેવીને** બળી મરતાં અટકાવી.

એક વખતે **કર્ણાટકની** ગણિકા **પાટણમાં** આવી ત્યાં કચેરીમાં નાચ રંગ થતાં રાજાને મોહ ઉત્પન્ન થયો. રાજાએ તે ગણિકાને પોતાના એક મિત્ર મારફત ખાનગીમાં નાચ રંગ કરવા કહેવરાવ્યું. આ વાત મંત્રી મંડળના તથા રાજમાતા **ઉદયમતીના** જાણવામાં આવતાં તેમણે તે ગણિકાને શિરપાવ આપી **પાટણમાં**થી વિદાય કરી. અને ખાનગી નાચમાં તે ગણિકાને બદલે રાણી **મીનળદેવીને** મોકલી. આ દેવી ગાયન કળામાં કુશળ હતી. **મીનળદેવીને** પતિની ગણિકા થવામાં કાંઇ ખોટું ભાસ્યું નહિ. તેથી તે સુંદર સ્વાંગથી પતિની પાસે જઇ ઉત્તમ ગાન ગાઇ મુજરો કર્યો. તેના સુંદર મુજરાથીને તેના ગાયનની મધુરતાથી રાજાએ તેને પોતાના મહેલમાં રાખવા નક્કી કર્યું. આથી **મીનળદેવીએ** એ વાત સ્વીકારી અને બન્ને વચ્ચે પરસ્પર પ્રેમ બંધાયો. થોડા દિવસ પછી જ્ઞાની અને ધર્મશીલ રાજા **કર્ણને** ગણિકા ગમન માટે પશ્ચાતાપ થયો, અને વિદ્વાન જોશીઓને બોલાવી તે પાપનું પ્રાયશ્ચિત માગ્યું તેથી વિદ્વાન બ્રાહ્મણોએ ધગધગતી પુતલીને આલિંગન આપવાનું પ્રાયશ્ચિત બતાવ્યું. તેથી રાજા એ પ્રમાણે કરવા તૈયાર થયો. આખા

શહેરમાં હાહાકાર થઇ રહ્યો. અને **પટ્ટણને** પાદરે લોખંડની જા-ળિકારૂપ એક પુતળીને લાલચોળ તપાવી રાજાએ તેને આલિંગન આપવાની તૈયારી કરી. આ વખતે હજારો માણસોની મેદની મળી હતી. એટલામાં ભર મેદની વચ્ચે **મીનળદેવી** આવી અને ધર્મ-ધીર રાજા **કર્ણના** પગમાં પડી. અને મુજરાથી પ્રસન્ન થઇને રા-જાએ આપેલી મુદ્રિકા બતાવીને બોલી કે " આપ નિષ્પાપ છો." શાસ્ત્ર વિધિથી પાણિગ્રહણ કરેલી આ દાસીનેજ આપે કૃત્ય કૃત્યથી કરેલી છે. આના સાક્ષી રાજમાતા તથા મંત્રી મંડળ સર્વે આના સાક્ષી છે. માટે હે ધર્મધીર! અને પુણ્યવાન પતિ! આપ નિષ્ક-લંક છો. મેં કાંઇ અવિનય કાર્ય કર્યું હોય તો તે માટે ક્ષમા કરશો આ વાકયો સાંભળતાંજ કર્ણ રાજા આશ્ચર્ય પામ્યો અને પોતાની પવિત્ર પત્ની **મીનળદેવીનાં** વખાણ કરવા લાગ્યો. આથી સર્વ પ્રજાજને આનંદઘોષ કરી મૂકયો. અને **કર્ણરાજા મીનળદેવીને** કહેવા લાગ્યો કે-પ્રિયા! તુંજ મને તથા મારા ગૃહને ઉદ્ધારનાર છે. માટે મને મારા અનાદરને માટે ક્ષમા આપ એમ કહી રાણી **મી-નળદેવીનો** હાથ પકડી બંને રાજ માતાના પગમાં પડયાં અને પોતાના દોષ માટે ક્ષમા માગી. રાજમાતા **ઉદયમતીએ** તે પાપની ક્ષમા આપી અને શુભાશીષ દીધી પછીથી આ દંપતિમાં એવો પ્રેમ ઉત્પન્ન થયો કે જેવો અનન્ય પ્રેમ થોડાજ ભાગ્યશાળી જોડાં-ઓમાં હોય છે. કેટલોક સમય વિત્યાબાદ પ્રેમના અલૌકિક પ્રસંગના પરિણામમાં આ ઉત્તમ આર્યાની કૂખે ગુર્જરેશ્વર ચક્રવર્તી મહારાજ **સિદ્ધરાજ જયસિંહનો** જન્મ થયો. આ પુત્રની દશ વર્ષની ઉ-મ્મર થતાંજ તેનો પિતા **કર્ણરાજ** મરણ પામ્યો. તેથી **મીનળદે-વીએ** પોતાના રાજયનો સઘળો કારભાર સારી રીતે ચલાવવા લાગી. અને પોતાના પુત્રને રાજનીતિ તથા રાજ વ્યવહારમાં અને ધર્માર્થ કાર્ય કરવામાં કુશળ કર્યો હતો. **સિદ્ધરાજે** કેટલેક સ્થળે વાવ, કૂવા, તળાવ, ધર્મશાળા આદિ સર્વોપયોગી ધર્મનાં કાર્યો કર્યાં કે જેની કીર્તિ આજ આઠસો વર્ષ વીતી ગયાં તો પણ હજુ કાયમ છે. સર્વે લોકો આ પુત્રની ઉદારતા, ધીરતા અને વીરતા જોઈ તેની માતા **મીનળદેવીને** ધન્યવાદ આપવા લાગ્યાં. અને કહેવા લાગ્યાં કે

દોહરો—જનની જણતો હરિભગત, કાં દાતા કાં શૂર;
નહિતો રહેજે વાંઝણી, મત્ત ગુમાવીશ નુર.

**મીનળદેવીને** તેના કાર્ય માટે ધન્યવાદ ઘટે છે. !!

ગુજરાતનો ઇતિહાસ.

## જયા.

**જયા** એ **કાશીપુરીમાં** રહેનાર **નંદરાજની** સ્ત્રી હતી. તે સર્વ ગુણોમાં પણ શીલગુણથી વિશેષ સુશોભિત હતી. અને તેને તથા તેના પતિને પરસ્પર એવો પવિત્ર પ્રેમ હતો કે **નંદરાજ** મિત્ર સમાજમાં બેઠો હોય તોપણ અંતઃકરણના ખરા પ્યારના ભાવથી પોતાની પત્ની તરફ અમૃત દૃષ્ટિથી જોતો. પોતાના પતિની આવી પ્રેમ દૃષ્ટિથી **જયા** પણ આનંદ પામીને પોતાનું કોમળ મુખ મલકાવી શરમાઇ નીચું નિહાળી અથવા કોઇ દેખે નહિ તેવી રીતે પતિ તરફ પ્રેમથી જોતી અને પતિને પસંદ સાખી પોતે સર્વ સુખ સાધતી. **નંદરાજ** પણ પોતાની પત્ની સુખી થાય તેમાંજ સુખ માનતો આવી રીતે બને પરસ્પર સરખો સ્નેહ ધરાવતાં.

એક વખતે **નંદરાજને** વેપારમાં ઘણી મોટી ખોટ આવી તેથી તેની સ્થાવર જંગમ વગેરે સઘળી મીલકત એ ખોટ પૂરી પાડવામાં ગઇ. તેથી તે સાવ નિર્ધન થયો. આ ખેદ જનક વાત તેણે પોતાની **જયાને** તે દુઃખ પામશે એમ ધારી કહી નહિ અને તેની પાસે તે હસતે મુખે રહેતો પણ મનમાં તો ખેદ યુક્ત રહેતો તેથી **જયાએ** તરતજ જાણી લીધું કે પતિને કોઇ પણ જાતનું દુઃખ પડયું છે. તેથી સાધ્વી **જયા** પોતાના પતિનું મન શાંત કેમ થાય એ પ્રયાસમાં કાળજી રાખવા લાગી. તેમ તેમ **નંદરાજના** હૃદયમાં વધારે વધારે શોક થવા લાગ્યો. અને તે મનમાં વિચારવા લાગ્યો કે–જો હું આ હકીકત તેણીને કહીશ તો તેણીનું મુખ કરમાઇ જશે, તેના મુખમાંથી નિકળતા મધુર શબ્દો નિકળતા બંધ થઇ જશે. અને તેનું અંતઃકરણ દુઃખી થઈ જશે. આમ વિચારતો નિશ્વાસ નાખી બેઠો છે તેટલામાં તેના એક મિત્રે આવીને કહ્યું કે આ હકીકત તેં તારી પત્નીને કહી છે? જો કહી ન હોય તો તે વાત કહીને તારા દુઃખનો અર્ધો ભાગ તેને પણ દે. તેમ ન કરવાથી બન્નેની પરસ્પર પ્રીતિને આંચકો લાગશે. એવો મને ભય રહે છે. તેથી **નંદરાજે** ઉત્તર આપ્યો કે ભાઇ! તમો જે વદો છો તે સર્વ

સાચું છે. પરંતુ એ વાત મારાથી શી રીતે કહેવાય! અફસોસ! શું આ વાત જણાવી તેણીને પણ દુઃખમાં નાંખવી. હર! હર! એ શી રીતે બને? આમ કહી અશ્રુપાત કરવા લાગ્યો. વળી કહેવા લાગ્યો કે એટલું તો સાચું કે કોઇને પણ **સ્ત્રી** કેવી છે? તે **પ્રથમ** જણાતું નથી. પરંતુ વિપત્તિ વેળાએ જણાઇ આવે છે. આમ વિચારી બીજે દિવસે પોતાની પ્રિયાને બધી વાત જણાવી દીધી. તે સાંભળી સાધ્વી **જયાંના** મનની શંકાનું સમાધાન થયું. તેથી તેણે પતિપાસે બેસીને કહ્યું કે–પ્રાણનાથ! આટલા દિવસ હું આપની મુખ મુદ્રા કરમાયેલી જોતી તેનું કારણ આજ કે? અસ્તોદયનું ચક્ર કોઇને પણ છોડતું નથી. જુઓ કે **પાંડવો** અને **સતીદ્રોપદી** તેઓને પોતાના રાજ્યપાટ છોડી વનમાં જવું પડયું હતું અને બાર વર્ષ વનમાં રહી, તેરમે વરસે ગુપ્ત રહેવા માટે **વિરાટનગરમાં** **વિરાટ** રાજાને ત્યાં નોકર રહેવું પડયું હતું. તેમજ **ત્રૈલોકયના નાથ શ્રી રામચંદ્રજી લક્ષ્મણજી** અને **સાધ્વી સીતા** તેને પણ પોતાનું રાજપાટ તજી દઇ વનમાં જવું પડયું હતું, અને **સીતા** ઉપર સંકટો પડવામાં મણા રહી નહોતી. વળી પણ રાજા **નળ** અને રાણી **દમયંતી** તેને પણ કળિના કારણથી પોતાનું રાજ્યપાટ છોડી વનમાં જવું પડયું હતું અને તેને તથા **દમયંતીને** પણ દુઃખના ડુંગર જાગ્યા હતા અને સૂર્યવંશી-સત્યવાદી રાજા **હરિશ્ચંદ્ર** કે જેને પાસેથી **વિસ્વામિત્રે** દાનમાં રાજ્ય લઇ લીધું તે ઉપરાંત દાન ઉપર દક્ષિણા માગી. તે કારણને લઇને તેની સ્ત્રી **તારામતીને** બ્રાહ્મણને ત્યાં વેચાવું પડયું અને સત્યવાન રાજા **હરિશ્ચંદ્રને** પોતે સત્યવાદી હોવા છતાં એક અધમ સ્થિતિએ ચાંડાળને ત્યાં વેચાઇ સ્મશાન ભૂમીમાં રહેવું પડયું હતું, અને અંતે તે રાજ્ય તથા સર્વ સમૃદ્ધિ તેનાં સત્યબળે કરી પાછું મળ્યું હતું. તેથી બનેલી સ્થીતિ વિષે શોક નહિ કરતાં દૈવેચ્છા પ્રબલમાની સુખ સરીખા દિવસો માની એ દુઃખ સહન કરી લેવું જોઇએ. **નંદરાજને** આ વાકયોથી ધીરજ આવી. વળી **જયાએ** પોતાનાં અલંકારો **નંદરાજને** આપીને કહ્યું કે:—સ્વામીન્! આ અલંકારો વેચી નાંખી આવેલા ધનમાંથી આપણા ગુજરાન માટે એક ભાગ રાખી બાકીના પૈસા આપના લેણદારોને આપો. આથી **નંદરાજ** બહુ ખુશી થયો. થોડા દિવસ પછી **નંદરાજે** શહેર પાસેના એક ગામડામાં ઘર લીધું અને જોઇતો જરૂરનો સામાન તે-

યાર કર્યો અને તે સાધ્વી **જયાએ** કંકુનો દાબડો તથા સુંદર સતાર એ બે પોતા પાસેજ રાખ્યાં કારણકે કંકુનો દાબડો સૌભાગ્ય દર્શક છે અને સતાર એ પણ શોકની વેળાએ સુંદર સ્વરથી મધુરાલાપે કરી આનંદને આપે એવું ગાયન ગાવામાં તે પ્રિયતાદર્શક હતો. તેથી એબે ચીજો બહુજ પ્રિય હતી. સાધ્વી **જયા** ગામડાના ઘરમાં પણ આનંદ અનુભવવા લાગી,

એક દિવસ **નંદરાજ** પોતાના એક મિત્ર સાથે રસ્તે ચાલતાં બોલ્યો કે—મારી ગરીબ સ્ત્રીને ગામડામાં રહીને ખંતથી મહેનત કરવી કેમ ગમતી હશે ? આ સાંભળીને તેના મિત્રે કહ્યું કે-શું તેને આવી સ્થિતિ દુઃખી લાગે છે ? **નંદરાજે** કહ્યું–અરે નહિ જ ! તે તો આનંદની અદ્દભુત ખાણ છે અને સદ્દગુણની સીમા વગરની વાડી છે. અને ખરેખર તે તો સર્વગુણ સંપન્ન છે. આમ વાતો કરતો ઘર નજીક આવી પહોંચ્યા. ઘરની પાસે સુંદર આંગણું હતું. તે ફુલ ઝાડોથી દેદીપ્યમાન દેખાતું હતું. તે ઘરનાં દ્વાર ઉઘાડતાંજ અંદરથી કોયલના જેવો મધુર શબ્દ સાંભળ્યો પણ તે કોયલ નહોતી. પણ તેનો **નંદરાજની** પત્નીનો સ્વર હતો. આગળ ચાલતાં તે તરૂણીને બારીમાં બેઠેલી જોઇ. તે પણ તરતજ અદૃશ્ય થઇ ગઇ. તેટલામાં ઝાંઝરનો ઝીણો અવાજ સંભળાયો. પોતાના પતિને જોવાને તે આગળ આવી. આ વખતે તેનું મુખ પૂર્ણચંદ્રની પેઠે પ્રકાશિત થયું હતું. પ્રાણનાથ આવતાં ઉભી થઇ નમન કરીને કહ્યું કે-પ્રાણપતિ ! આપે કેટલી બધી રાહ જોવરાવી ? તમે આવ્યા.એટલેજ મારા જીવને શાંતિ થઇ. આ સાંભળી **નંદરાજ** મોહિત થયો. અને તેની પ્રકાશિત પ્રભા જોઇને હર્ષઘેલો થઇ ગયો અને હું કયાંછું એનું પણ તેને ભાન રહ્યું નહિ. તેના ગદ્દગદીત થઇ ગયો. ચક્ષુમાંથી અશ્રુધારા પડવા લાગી. આથી સાધ્વી **જયાની** પણ તેવીજ સ્થિતિ થઇ. આથી સ્પષ્ટ રીતે પ્રેમનું દિગદર્શન થઇ આવે છે કે પ્રેમ એ સુખનું અમૂલ્ય સાધન છે. ધન્ય છે **નંદરાજને** કે જે પોતાની સ્ત્રી દુ:ખ પામશે એમ ધારી પોતેજ તેને આનંદ આપવા લાગ્યો. અને ધન્ય છે સાધ્વી **જયાને** કે જેણે પોતાના પતિને મધુર ભાષણથી ખેદ રહિત કર્યો ! ! !

# વીરા. ઉદયસિંહની ઉપપત્ની.

**ચિતોડના** માહારાણા **ઉદયસિંહની** ઉપપત્ની **વીરા યુદ્ધ** કળામાં કુશળ થતી. અકબર બાદશાહે જ્યારે **ચિતોડગઢ** ઉપર સ્વારી કરી હતી તે વખતે પ્રથમના ઘેરામાં મુસલમાન સરદારોએ સખત હાર ખાધી હતી. પણ તે બાબત ચક્રવર્તી રાજ્યને અપમાનથી બચાવવાના કારણને લઇને ઇતિહાસકારે કોઇ પણ જગોએ લખી હોય તેમ લાગતું નથી. **અકબર** બાદશાહ પોતાની સેનાને લઇને **ચિતોડ** ગઢ ઉપર ચઢી આવ્યો ત્યારે તેની મોટી ફોજને જોઇ આળસુ **ઉદયસિંહ** તેની સાથે લડવા શક્તિવાન થયો નહિ. પરંતુ તે **અકબર** શાહને તાબે થવા તત્પર થયો આથી તેના સગાઓ તથા અન્ય રાજવંશીઓ કે જેઓના શરીરમાં લડવાને માટે લોહી ઉછળી રહ્યાં હતાં તેઓએ તેને તું રાજ્યભ્રષ્ટ થઇશ એવો ભય બતાવ્યો ત્યારે બાયલા પુરૂષની પેઠે **અકબરની** સામો થયો પરંતુ તેના બીકણ હૃદયમાં હિંમત કે શૌર્યએ નહિંજ હતાં. તેના સરદારોએ હિંમતથી ઘણીવાર સુધી યવનોની સામે ટક્કર લીધી. પણ આખરે ઉત્સાહ વગરના નાયકનું સૈન્ય. તે કયાં સુધી ઝુઝે! તેઓ આખરે લડાઇના મેદાનમાંથી ભાગી ગયા હતા. ભાગતાં ભાગ્યહત. **ઉદયસિંહને અકબર** બાદશાહે પકડી બંધીવાન બનાવી પોતાની છાવણીમાં કેદ રાખ્યો. **મેવાડનો** મહારાણો યવન બાદશાહના હાથમાં સપડાયો તેથી મેવાડ ભૂમિ કલંકિત બની. રાજ્યના સરદારો **ઉદયસિંહને** યવનના હાથથી મુક્ત કરવા બહુજ તલસી રહ્યા પણ કોઇને મુક્ત કરવાને માટે મારગ સુઝ્યો નહિ. આવો નિરૂત્સાહ ભાવ જોઇ **ઉદયસિંહની ઉપપત્ની વીરાનું** રૂધિર આંધણની પેઠે ઉકળી ઉઠયું ક્રોધ અને અભિમાને કરી તેની શોભા ફરી ગઇ. શરમ છોડીદઇ બખ્તર પહેરી હાથમાં તરવાર ધારણ કરી વીર વનીતા **વીરા** કચેરીમાં આવી પોતાના છુટા કંઠથી બોલી કેઃ—અરે **મેવાડની** ભૂમી આજ વીર પુરૂષો વિના વૈધવ્યને વેઠે છે? આવી રીતે કેટલાંક વચનો બોલી કે જે વચનોએ કરી આખી કચેરીમાં બેઠેલા સર્વે માણસો એકદમ એકઠા મળી લડવા તૈયાર થઇ ગયા. આવી રીતે રજપૂત સેનાને ઉત્સાહી કરીને **ઉદયસિંહની ઉપપત્ની વીરા** ઘોડા ઉપર સવાર થઇને રણભૂમિમાં ગઇ, અહિં બ-

ન્ને વચ્ચે દારૂણ યુદ્ધ થયું વળી તે યવન સૈન્ય સાથે ભીમ બળ થી ઉભી રહી. તેના તીક્ષ્ણ ભાલાના મારાથી યવન લશ્કર વીંખાઇ ગયું. તેથી તેઓ નાહિમ્મત બન્યા. તેમ તેમ રજપૂતો ઉત્સાહવાન બનવા લાગ્યા. ઉદયસિંહની ઉપપત્ની **વીરાએ** મહાપરાક્રમ કરી મુસલમાન સૈન્યને નસાડવા અને પાડવા લાગી. આખરે રજપૂતોનું જોર વધ્યું અને યવન લોકો ઉચું માથું કરવા પામ્યા નહિ. વળી પોતાના પરાક્રમનો પ્રકાશ કરતી મહા વનિતા **વીરા અકબરશાહના** વડા સૈનિક પાસે જવા લાગી. આ જોઇ તે પણ પોબાર ગણવા લાગ્યા. આમ કરતાં છેવટે એ ભૂમીમાં એક પણ જીવતો મુસલમાન રહ્યો નહિ. માત્ર મરી ગયેલાના મુડદાંઓ હતાં તેજ. **વીરાની** વીરતા જોઇ રાજવંશીઓ તેને ધન્યવાદ આપવા લાગ્યા. **વીરાનું** પરાક્રમ જોઇ અકબરશાહે **ઉદયસિંહને** છોડી મેલ્યો. આથી **વીરાની** વીરતાનો કીર્તિ સ્થંભ હજુ સુધી અમર રહ્યો છે.

ભારત વંશીઓ ! **વીરાની** વીરતા જોઇ તમને કંઇ અસર થઇ હશે ખરી કારણ કે પ્રાચીન કાળની સ્ત્રીઓ પરાક્રમી અને સર્વે રીતે સિદ્ધ હતી. પુરૂષ કરતાં પણ પરાક્રમી ! એ તમોએ જોયું તો પણ હવે તમોને કહેવાનું એજ કે તમારી બાઇ બહેનોને સારી રીતે શીક્ષણ આપી તેને હિંમતવાન અને વિદ્યાવાન બનાવો ધન્ય છે વીર વનિતા **વીરાને** !!! **મેવાડનો ઇતિહાસ**

## માયાદેવી.

**માયાદેવીએ કપિલવસ્તુના** રાજા **શુદ્ધોદનની** બે રાણીઓમાંની એક તે પુણ્યશીલ અને પતિભક્ત સ્ત્રી હતી. તેને એક પણ સંતાન નહિ હોવાથી વખતો વખત તેના મનમાં સંતાપ થતો, **માયાદેવી** પોતાના પતિ **શુદ્ધોદનને** શોક કરતા જોઇ કહેતાં કે પતિ ! સદ્દવર્તનથીજ મનુષ્યની મનકામના પૂર્ણ થાય છે. હું નિર્મળ છું તેથી સ્પષ્ટ કહું છું કે આપ કોઇ વખતે પણ પુત્રનું સુંદર મુખ જોવા ભાગ્યવાન થશો.

એક વખતે રાણીને પ્રભાતમાં સ્વપ્ન થયું કે જાણે મારી જમણી કુખ ચીરીને એક ધોળો હાથી તેમાં દાખલ થયો. સવારમાં ઉઠતાંજ તુરત મહારાજાનું મુખ જોઇ તેણે તેને સ્વપ્નવિશે વાત ક

હી બતાવી. તેથી મહારાજાએ વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી તેનો તાત્પર્ય પૂછ્યો. તો તેઓએ જવાબ આપ્યો કે—આજથી મહારાણી **માયાદેવીને** ગર્ભ રહ્યો છે અને એક રાજ્યચક્રવતિ અથવાતો ધર્મ ચક્રવતિ પુત્ર પેદા થશે. આ સાંભળતાંજ રાજાના હર્ષનો પ્યાર રહ્યો નહિ. બ્રાહ્મણોને સુવર્ણનાં દાનો આપી સંતોષ્યા પછી રાણી માયાદેવી પૂરા માસની લગભગ કુળરીત પ્રમાણે પતિની રજા લઇ પોતાને પિયેર જવાને નિકળ્યાં. સુંદર પાલખીમાં બેસી પ્રવાસ કરતાં હતાં એટલામાં **લુંબુની** નામના વનમાં તેમને પ્રસૂતિ થઇ અને **બુદ્ધનો** જન્મ થયો. આ વખતે દેવ દુંદુભિ વગડયા અને અંતરિક્ષથી પુષ્પ વૃષ્ટિ થઇ અને જય જય કારના શબ્દો થઇ રહ્યા. પરંતુ આ પુત્રનું મુખ જોતાંજ તેની માતા **માયાદેવીએ બુદ્ધને** પોતાની બેનને સોંપી પોતાનો દેહ તજી દીધો આ પુત્ર બુદ્ધ ભગવાનને નામે પ્રસિદ્ધને પામેલ છે, ધારણાના ફળ મીઠાં છે.

બૌદ્ધગ્રંથ.

## સંયુકતા.

**સંયુકતા** એ કનોજના રાઠોડ મહારાજા **જયચંન્દ્રની** પુત્રી થાય તે ગુણમાં જેમ અનુપમ હતી તેમ રૂપમાં પણ અનુપમ હતી. તેનું મુખ ચંન્દ્ર સંદશ, હાસ્ય ચાંદની જેવું અને કેશ ભગરા જેવા હતા. રજપુત રાઠોડનો રાજા **જયચન્દ્ર** હતો અને **ચોહાણનો** રાજા **પૃથિરાજ** હતો. આ બન્ને માસીઆઇ ભાઇઓ થતા હતા. તેમાં નાનાનું નામ **અનંગપાળ** હતું અને તેનું રાજ્ય **દિલ્હી** હતું. **અનંગપાળને** પુત્ર નહિ હોવાથી તેણે પોતાના દોહિત્ર **પૃથિરાજને** ગાદિનો વારસ ઠરાવ્યો. આથી કરી **જયચન્દ્ર** અને **પૃથિરાજ** વચ્ચે પરસ્પર વૈર ઉત્પન થયું. **પૃથિરાજે** ગાદિપર બેઠા પછી પોતાના દુશ્મનો સાથે લડાઇ કરી, વિજય વાવટો ફરકાવ્યો. **પૃથિરાજની** આ સમયે પૂરે પૂરી ચડતી હતી. તેના નામથી શત્રુઓ થરથર કાંપતા હતા. એક પછી એક થતા વિજયે અને ચડતાં ભાગ્યની સમૃદ્ધિએ **વીરપૃથિરાજના** હૃદય મંદિરમાં ગર્વ ઉત્પન્ન કર્યો. આથી કરી **પૃથિરાજે** એક મહાન યજ્ઞ આરંભ્યો, તેમાં ભરતખંડના રાજા રાણાઓને આમંત્રી પોતે ચક્રવતી પદ પ્રાપ્ત કર્યું, આથી **જયચન્દ્રને** બળતા અગ્નિમાં ઘી હોમવા જેવું

થયું, તેથી તેણે પણ એક યજ્ઞ આરંભ્યો. આ મહાન્ કાર્યમાં ભરત વર્ષના ભૂપતિઓને આમંત્રણ કરતાં ચિતોડગઢના રાજા **સમરસિંહ** અને **દિલ્હીના** પ્રતાપી રાજા પૃથિરાજ સિવાય બાકીના સર્વે રાજાઓએ ભાગ લીધો હતો. પરસ્પરના દ્વેષને લીધે તે બન્ને રાજાઓ યજ્ઞમાં આવ્યા નહિ હતા. યજ્ઞની રીત મુજબ દરેકને તેમના દરજ્જા પ્રમાણે કામો સોંપી પોતાના દુસ્મન રાજાઓના પૂતળાં બનાવ્યા આ બે પૂતળાંમાના એક **પૃથિરાજના** પૂતળાંને દ્વારપાળની જગ્યાએ રાખવામાં આવ્યુ હતું, અને બીજું પુતલું કે જે **સમરસિંહનુ** હતું તેને નીચ લોકોનાં ઉચ્છિષ્ટ વાસણો માંજવાની જગોપર રાખવામાં આવ્યું હતું. આ રીને બન્ને રાજાઓને હાસ્યપદને પમાડયા. ખરેખર શત્રુતાની શરૂઆત થઇ ચૂકી. આ વખતે પ્રતાપી વીર **પૃથિરાજની** વીરતાના વખાણ ઠામ ઠામ થઇ રહ્યા હતાં. તેની વીરતા વિષે **સંયુકતા** પાસે પણ એ પ્રશંસા પહોંચી તેથી તે પોતાના મન સાથે અનેક ઘોડાઓ ઘડતી બેઠી અને પરમેશ્વરને પ્રાર્થના કરવા લાગી કે–હે વિભુ! જગતનિયંતા દીનબંધુ! દયાસિંધુ! ભકત વત્સલ? કૃપા ઘન! આ બાળક પુત્રીને તું ઇચ્છિત વર આપજે જો વર આપેતો પ્રતાપી મહારાજા પૃથિરાજજ આપજો. આ પ્રમાણે વખતો વખત **સંયુકતા પૃથિરાજને** ઝખતી હતી

આ યજ્ઞ પ્રસંગે પૃથિરાજ **દિલ્હીથી** પોતાનું લસ્કર લઇ આવી **કનોજમાં ચંદ** બારોટને ત્યાં છુપા વેશથી રહયો હતો. એક દિવસે **પૃથિરાજ ચંદ** બરોટને ઉતારે છુપા વેશથી રહેલ છે એમ ખબર પડતાં **જયચંન્દ્ર** મોટા સૈન્યથી **ચંદ** બારોટના ઉતારાને ઘેરી લીધો. અહિં આગળ દારૂણ યુદ્ધ થયું તેમાં **જયચંન્દ્રનુ** લસ્કર નાશ પામ્યું. અને વીર **પૃથિરાજ** છુપા વેશથી શહેર ચર્ચા જોવા નીકળી પડયો.

સંધ્યા સમય થતાં વીર **પૃથિરાજ કનોજનો** ભવ્ય કિલ્લો જોતો જોતો ગંગા નદીના કિનારા ઉપર આવેલા વિહાર ભુવન પસે આવી પહોંચ્યો. આ મંદિરમાં **કનોજના રાઠોડ** રાજા **જયચંન્દ્રની** પુત્રી **સંયુકતા** હતી. તે અવર્ણનીય લાવણ્યવતી હતી. જોનારાંઓનાં નેત્રોને અપૂર્વ આનંદ આપવા વળી **સંયુકતા** આ સમયે આનંદમાં ન હતી તેણે જે સુંદર આભુષણ અને ગુલાબી વસ્ત્ર પહેરેલાં હતાં, તેમાંથી તેનાં મનોહર અંગ દેખાતાં હતાં. તેને

પૃથ્વિરાજનુંજ ધ્યાન હતુ. અને વારંવાર અસ્તાચળી પર્વતમાં પધારતા ભગવાન સુર્યનારાયણના તરફ જોઇને કહેતી હતી કે-હે હે પદ્મિનીપતિ! મને પૃથ્વિરાજ પતિ આપજો હુ પદ્મિની એજ ચહુઆણ રૂપી સૂર્યની કલાથી વિકશિત થઇશ. આવા વિચારમાં તલ્લીન થઇ ગયેલી મહારાજા જયચન્દ્ર રાઠોડની કન્યા સુવર્ણની જંગમલતા સામે કઠેરાને અડીને એટલે કે કઠેરા ઉપર શરીરના ભારને રાખીને નલિની દંડ જેવા હસ્ત ઉપર હડપચી ટેકાવી વિચાર કરતી ઉભી હતી, એટલામાં એક ઘોડેસ્વાર તેની દૃષ્ટિએ પડયો એ ઘોડે સ્વારના ચહેરાની કાંતિ જોતા તે સાક્ષાત કામદેવનોજ અવતાર હોય એવો જણુ તો હતો. સંયુકતા જરૂખામાં ઉભી તેના તરફ જોતાં જોતાંમાં એટલી તો લીન થઇ ગઇ કે આંખનું પલક મારવું પણુ ભૂલી ગઇ હતી. તેનાં રૂવાડાં ઉભાં થઇ ગયાં. તેની છાતી ધડકવા લાગી, સ્વર ભંગ થઇ ગયો. તેનું શરીર ધ્રુજવા લાગ્યું. અને આખા શરીરની નસોમાં કામમિશ્રિત રૂધિર વહેવા માંડયું. પ્રથમતો પાતળો પાણીદાર ઘોડો, તેના ઉપરનું કિંમતી સાજ અને યુવાન રજપૂત સ્વારને નિરખી સંયુકતા યુદ્ધના ભણકારાથી ચમકી પરંતુ પાછળી જ્યારે કોઇપણ જોવામાં ન આવ્યું ત્યારે તેના ચંચળ નેત્ર તે સ્વારના ઉપર સ્થિર થયાં. અંગરખાંમાં જણાતાં તેનાં ગોરાં ગાત્ર, ઘોડાપર બેસવાની છટા અને શિરપેચનાં મોતીની કલગીએ કન્યાને મોહ ઉપજાવ્યો. તે ઘોડો ચંચળ ચાલથી ચાલીને શ્રી ગંગાજીમાં પાણી પીવા લાગ્યો. તે સંયુકતા બિચારી મનમાં વિચાર કરવા લાગી કે ઘોડો પાણી પીલેશે કે તુરત આ મારૂં દર્શન સુખ જતું રહેશે. પરંતુ દૈવેચ્છા બળવાન હોવાથી ઘોડાની કેશવાળીમાંથી એક મોતી તુટીને જળમાં પડયું. જેથી માછલાંઓ તે મોતીને ભક્ષ જાણી ઉછળી આવ્યાં. જે જોઇ સ્વારને ગમ્મત થઇ. તેથી તે પોતાને હાથે ઘોડાની કેશવાળીનાં મોતી તોડી તોડીને જળમાં ફેંકવા લાગ્યો. અને માછલાંઓ પણુ ગમ્મત કરવા લાગ્યાં, મત્સ્યલીલાને જોઇ તરૂણુ ઘોડેસ્વાર સંયુકતાનાં નેત્ર કમલને સંકેત વીર પૃથ્વિરાજ ચહુઆણુ તેમાં લીન થઇ ગયો અને ઝરૂખામાં ઉભેલી સંયુકતા પણુ તેને નિરખીને ચિત્રમાં આળખેલી હોય એવી સ્થિર થઇ ઉભી રહી. પૃથ્વિરાજ મત્સ્યલીલામાં અને સંયુકતા મોહ-

લીલામાં લીન થઇ ગઇ હતી. એટલામાં થોડો સમય વ્યતીત થતાં કેશવાળીનાં મોતી ખુટયાં એટલે ગમ્મતમાં તલ્લીન થયેલો પ્રતાપી પૃથિરાજ ગળાની માળા તોડીને તેનાં મોતી શ્રી ગંગાજીનાં પવિત્ર જળમાં ફેંકવા લાગ્યો. સંયુક્તા એ સમય વીર હાકો સાંભળી યુદ્ધનો તમાસો જોવા અગાસી ઉપર ચડતી હતી તે સ્વારને જોતાં ગોખમાંજ સ્તબ્ધ ઉભી રહી. અને વીર પૃથિરાજ ઘોડાને પાણી પાઇ મેલાણમાં જવા વિચાર રાખતો હતો પણ તે એટલો તો મત્સ્યલીલામાં લપટાઇ પડયો હતો કે તેને કાંઇ પણ ભાન તે સમય રહ્યું નહતું. આ સમયે સંયુક્તાની કર્ણાટકી નામની દાસી આવીને તેને કહેવા લાગી કે—બાઇ સાહેબ ? આપણે યુદ્ધ નિરખવા ઉપર ચડતાં હતાં તે યુદ્ધ જોવા ઉપર ન જતાં તમે આ સ્થળે કેમ ઉભા થઇ રહ્યાં છો ? આ સાંભળી સંયુક્તાએ જવાબ આપ્યો કે—અરે કર્ણાટકી ? પેલા ઘોડેસ્વારને તો તું જો તે તો ઇંદ્ર છે કે દેહધારી સાક્ષાત્ કામદેવ છે ? આથી કર્ણાટકીએ કહ્યું કે—બાઇ સાહેબ ! ગમે તે હોય, તેનું તમારે શું કામ છે ? તમારે પરપુરૂષ સામું આવી રીતે જોવું એ યોગ્ય નથી. આથી સંયુક્તાએ જવાબ આપ્યો કે–કર્ણાટકી ? તારાં વચન સત્ય છે. એમાં મારાથી ના કહી શકાય તેમ નથી. પરંતુ એ પુરૂષને નિરખી મારા શરીરમાં જે ભાવ ઉત્પન્ન થાય છે, તે કાંઇક અલૌકિક છે. અને તે ઉપરથી હું ખાત્રીથી કહુંછું કે તે સ્વાર બીજો કોઇ નથી, પરંતુ પૃથિરાજજછે આ સાંભળી કર્ણાટકી હાસ્ય કરી કહેવા લાગી કે બાઇસાહેબ ! અરે એ શું વાત કહોછો ? અહિં પૃથિરાજ કેવો ને વાત કેવી ! તેતો આપના પિતાશ્રીના અસંખ્ય લસ્કરથી ઘેરાઇ ગયો છે. તે અહિં કયાંથી આવવા પામે ? સંયુક્તાએ જવાબ આપ્યો કે–તું ગમે તે કહે પણ મારા માનવામાં આવે તેમ નથી. જો કે ઘડીભર તારી વાર્તા ઉપર પણ વિશ્વાસ રાખવો પડે તેમ છે, છતાં હું તો એજ કહુંછું અને મારો તો એજ નિશ્ચય છે કે ગમે તે હોય પણ આ ઘોડેસ્વાર તેજ પૃથિરાજછે માટે તું એને ઓળખે છે તો બરાબર જોઇને મને સત્યવાત કહી દે. નહિ તો એ જેવો ઘોડાને લઇને પાછો ફર્યો કે તેજ સમય મારા પ્રાણ પરલોક તરફ પ્રવાસી થશે. કર્ણાટકી પૃથિરાજને ઓળખીને તથા

સંયુકતાએ આચારી જાણીએલી જાણીને કહેવા લાગી કે-બાઇ સાહેબ! હા તે ખરેખર પૃથિરાજજ છે માટે હવે તેને અહિ બેલાવી લેવાનો આ કરતાં ઉત્તમ લાગ બીજો આપણા હાથમાં આવવાનો નથી. માટે મારા વિચાર પ્રમાણે આ તક હાથથી જવા દેવી જોઇતી નથી. પછી આપની મરજી. આ પ્રમાણે સંયુકતા તથા કર્ણાટકી વાણી વિનોદ કરી રહેલાં છે એટલામાં પોતાની માળાનાં મોતી ખુટતાં પૃથિરાજે ઘોડાના પુંછડાનાં મોતી ઉપર હાથ નાંખ્યો. પૃથિરાજ એવો તો મત્સ્યલીલામાં તલ્લીન થઇ ગયો હતો કે તેને બીજું કશું ભાન નહતું. તે તો પાછળ જોયા વગર ઘોડાનાં પુંછડાંમાંથી મોતી તોડી તોડીને જળમાં ફેંકી મત્સ્યથી ગમ્મત નિહાળતો હતો. તે સમય સંયુકતાએ વિચાર કર્યો કે પુંછડાંમાંથી મોતી ખુટતાં તે અહિંથી ચાલ્યો જશે, અને મારા વિચાર મનમાંજ જન્મ પામી મનમાંજ સમાઇ જશે. જેથી તેને પોતાના મહેલમાં બોલાવવાની એક યુક્તિ સુજતાં તેણે પોતાની બે વિશ્વાસુ દાસીઓને બે સુવર્ણના થાળ મોતીથી ભરી આપીને પૃથિરાજ પાસે મોકલી અને તેને મહેલમાં બોલાવી લાવવા કહ્યું. પૃથિરાજનું મન મત્સ્યલીલામાં એવું તો તદાકાર થઇ રહેલું હતું કે પાછળ શું બને છે? હું કયાંથી મોતી લઉંછું? તે કશાનું તેને ભાન નહતું. ઘોડાના પુંછડામાંથી મોતી ખુટયાં કે તુરત સંયુકતાની બે ચતુર દાસી ત્યાં જઇ પહોંચી તે પૃથિરાજને જાણ થયા વગર તે બે ઘોડાના પુછડાં પાસે મોતીથી ભરેલા સુવર્ણના થાળ લઇને ઉભી. એટલે પૃથિરાજ તો થાળમાંથી મોતી લઇને જળમાં ફેંકવા લાગ્યો. એમ થાળનાં મોતી ફેંકતાં એક થાળનાં મોતી થઇ રહેતાં બીજો ધર્યો. તે થઇ રહેતાં વીર પૃથિરાજનો હાથ ખાલી સુવર્ણના થાળમાં લાગતાં તેણે પાછળ જોયું તો દેવાંગનાઓ સરખી બે સ્ત્રીઓ તેની દૃષ્ટિએ પડી. તેને જોતાં પૃથિરાજ બોલ્યો કે-તમે કોણ છો? તમે કનોજની જોગણીઓ છો કે શું અથવા તો જયચન્દ્રનું સંરક્ષણ કરવા અર્થે મને છેતરવા આવેલીઓ છો અથવા તો મારી ઉપર આવી પડેલાં સંકટમાં હું જો કદાચ શૂરો થઇને પડું તો મને વરવાનું પ્રથમથી વચન માગવા આવેલી અપ્સરાઓ છો. મને ખરૂં કહો. દાસીઓએ જવાબ આપ્યો-અમે જોગણીઓ કે અપ્સરા નથી. અમે તો

**સંયુક્તાની** દાસીઓ છીએ. પૃથિરાજે આશ્ચર્યથી કહ્યું કે-ઓહો હો!! શું! **સંયુક્તાનો** વૈભવ કે જેની પાસે તમારા જેવી તો દાસીઓ છે. વારૂ! મને એકવાર **સંયુક્તાના** દર્શનનો અમૂલ્ય લાભ આપશો? કે જેથી જો હું કદાચ યુદ્ધમાં મરણને શરણ થાઉં તો મારી અસદ્ગતિ ન થતાં હું ગતિને પામું આથી દાસીઓએ કહ્યું કે-મહારાજ! આપ અમર રહો અમે આપને ખાસ બોલાવવા માટેજ આવેલ છીએ. **સંયુક્તાને** જોવાં હોય તો પેલા ઝરૂખા તરફ દૃષ્ટિ કરો. આમ કહ્યું એટલામાં તો વિદ્વાનો કથી ગયા છે કે **કામાંધો નૈવપશ્યતિ** તે પ્રમાણે પૃથિરાજ પણ કામાંધ થઇ ગયો હતો તે તો વિચાર કરવા લાગ્યો કે-ઘોડા ઉપરથી ઉડીને ઝરૂખામાં પડું કે કેમ કરૂં? પણ તે કાંઇ પક્ષી નહતો; તેથી તે **સંયુક્તાની** ચતુર દાસીઓ સાથે રસ્તે પડી શ્રીગંગાજીને કિનારે પડશાળમાં ઘોડાને બાંધી એક બારીને રસ્તેથી મહેલમાં દાખલ થયો. પૃથિરાજ જેવો ઉપર આવ્યો કે **સંયુક્તા** આસન પરથી ઉઠીને ઉભી થઇ. **સંયુક્તાને** નિરખી પૃથિરાજ પણ સ્તબ્ધ બની ગયો. બન્ને એક બીજાના સન્મુખ ટગર ટગર જોવા લાગ્યા. પરંતુ **સંયુક્તાથી** પૃથિરાજના સન્મુખ વિશેષ સમય જોઇ શકાયું નહિ. તેથી નેત્રો વડેજ પૃથિરાજનો ચમત્કાર કરી પગના અંગુઠા તરફ દૃષ્ટિ કરી અશરણના સમાન ઉભી રહી. પછી **સંયુક્તાની** દાસી કર્ણાંટકીએ પૃથિરાજને આસન આપી બિરાજમાન કર્યા. અને તે તથા અન્ય દાસીઓ આ વિહારભુવનમાંથી વિદાય થઇ. દાસીઓના ગયા પછી કેટલોએક સમય સુધી અંતઃપુરમાં બન્ને મૌન રહ્યાં. **સંયુક્તાથી** બેસાયું નહિ. તેતો તેજ સ્થળે સ્થિર ઉભી રહી. અંતે પૃથિરાજ પોતેજ **સંયુક્તાની** સન્મુખ ઉભો રહીને કહેવા લાગ્યો કે-હે પ્યારી! મારી આંખની કીકી! તારે માટેજ હું આટલું બધું દુઃખ સહન કરીને અહિં આવ્યો તે માટે તને કાંઇ વિચાર થતો નથી? બે ઘડી પર્યંત તો હું તારાં નેત્રોમાંથી વરસતાં કામ દેવનાં બાણોની ઝપટ સહન કરી શક્યો. પરંતુ હવે મને મૂર્છા આવી જશે. એ વિષે તને કાંઇ વિચાર થતો નથી? મને આ સ્થળે કોણે બોલાવ્યો છે? **સંયુક્તાએ** જવાબ આપ્યો-- પ્રાણેશ્વર આતનમન સર્વ આપનેજ સમર્પણ કરેલ છે. તે આપના લક્ષ બહાર નથી. અને

ગુરૂજનોની મરજીવિરૂદ્ધ આપના રૂપ ગુણ અને પરાક્રમોપર મોહ પામીને આપ સાથે પ્રીતિ બાંધી છે, તે કેવળ આ સંસાર રૂપી સાગર સુખેથી પાર ઉતરવા માટેજ બાંધીછે, અને પોતાના મનથી ધ્યાન ધરવાવાળાં કોઇ તમારાં મનુષ્યેજ તમને અહિં બોલાવેલા છે. પૃથિરાજે કહ્યું કે શત્રુના ભવનમાં મારૂં મનુષ્ય શી રીતે આવી શકે તેમ છે? સંયુકતા-પ્રેમને લીધેજ. પૃથિરાજ-ત્યારે એ પ્રેમ મારો અનાદર કેમ કરેછે? સંયુકતા—કંઇક વિધિની આવશ્યકતા છે. કુળવાન કન્યાને માટે આમ થવું ઉચિત નથી. હું કામથી અને પ્રેમથી જીતાઇ ચુકી છું અને એજ કારણથી હું પરાધીન છું. અશરણ છું.

આ વચન શ્રવણેન્દ્રિય ઉપર આવતાંની સાથેજ વીર પૃથિરાજના હૃદયમાં પ્રેમનો ઉભરો આવી ગયો અને તે પ્રેમાવેશમાં સંયુકતા સમીપમાં જઇને હાથ લાંબો કરીને કહેવા લાગ્યો કે— ચહુઆણનો હાથ અરશણને શરણ દેવાવાળો છે. આથી સંયુકતાની લાજ પણ કાંઇક ઓછી થઇ હોય તેમ તેણે હિમ્મત ધરીને કહ્યું કે— પ્રાણનાથ વિવાહનાં કાંઇક પણ ચિન્હ ધારણ કરી ગાંધર્વ વિવાહની ક્રિયા કરો એટલે પછી હું સદાને માટે આપનીજ છું. એજ ગાંધર્વ વિવાહ નામનાં લગ્નની ક્રિયાછે. શકુંતલા અને દુષ્યંતને આશ્રમોના નિકુંજમાં કોણે ક્રિયા કરાવી હતી? પૃથિરાજે દૃઢ થઇને ગાંધર્વ વિવાહ કર્યો. અને સંયુકતાએ પણ મૌન રહી પતિની ઇચ્છાનું અનુસરણ કર્યું. અને પુષ્પમાળને ઠેકાણે કરમાળ એક બીજાના કન્ઠમાં નાખવામાં આવી. પછીથી પાકશાળામાં જઇ સંયુકતાએ ઉત્તમ પ્રકારનાં ભોજનો તૈયાર કરી પૃથિરાજને જમાડયો. અને પછીથી શયનમંદિરમાં આરામ લેવા લાગ્યાં.

પ્રાતઃકાળ થતાં પૃથિરાજે પોતાની પ્રેમી પત્ની સંયુકતાને જગાડી છાવણીમાં જવાની રજા માગી. આથી સંયુકતાનું મુખ ઉતરી ગયું. તે પતિના ખોળામાં માથું નાખીને બોલીકે—પ્રાણનાથ આજ યુદ્ધ તો અવશ્ય થશેજ. અને આપ પણ તેમાં અવશ્ય ભાગ લેશોજ. માટે ઉચિત તો એછે કે મને પણ સાથેજ લઇ ચાલો. પૃથિરાજે કહ્યું કે પ્યારી યુદ્ધમાં તમને સાથે રાખવાં એ ઠીક કહેવાય નહિ. રાત્રે હું જરૂર તમારે ત્યાં આવીશ. તમે દિલ્હી

આવવાની સઘળી તૈયારી કરી રાખજો. લ્યો હવે પ્રસન્ન મનથી મને જવાની રજા આપો. આથી સંયુક્તાએ આંસુલુછીને રજા આપી. તેથી વીર પૃથિરાજ ઘોડાપર સ્વાર થઇ રસ્તે પડયો.

જે સમય જયચન્દ્ર રાઠોડના હૃદયમંદિરમાં વીર પૃથિરાજને ઓળગી પકડી લેવાના વિચારો ચાલતા હતા તે સમય બીજી તરફ ગંગાજીના કિનારો ઉપરના સંયુક્તાના મહેલમાં તેની દાસીઓ રાણીની વાર્ત્તા તેને સમજાવતી હતી. સંયુકતા પૃથિરાજને ઇચ્છે છે એ રાણીના જાણવામાં આવતા તેમણે કુંવરીની માનીતી દાસીઓને આગ્રહ કર્યો હતોકે—સંયુક્તાના પૃથિરાજ તરફના વલણને તમે જેમ બને તેમ દૂર કરો. આ પ્રમાણે રાણીની આજ્ઞા હોવાથી સંયુકતાને વિંટાઇને કેટલીએક દાસીઓ બેઠી હતી, તેમણે કેટલોક વાતનો પ્રસંગ કાઢયા પછી એકજ દાસીએ કહ્યુંકે— ખરેખરૂં કહેકે કયો રાજા તારા હૃદય મંદિરમાં વસી રહયોછે.સંયુકતાએકહ્યુંકેદિલ્હીનો પ્રતાપી મહારાજ પૃથિરાજ ચહુઆણ દાસી બોલી અરે આ શું બહેન? દાદાને હણવાવાળા તે અને બાપના વેરીને પરણાય? મહારાજા આ વાત જાણશેતો તેને મારીજ નાખશે. સંયુકતા—સ્વયંવરનો અર્થ શું છે? મને જેની ઇચ્છા હશે મારૂં જેનામાં ચિત્ત ચોટયું હશે તેને હું વરમાળ પહેરાવીશ. એમાં પિતાજીને શું! જો સ્વયંવર કર્યો તો મારા પિતાને કાંઇ જોવાનું નથી. સ્વયંવરમાં તો મારી ઇચ્છા હોય તેનેજ હું વરમાળ આરોપું. સ્વયંવરમાં પિતાજીનું ચાલે નહિ. જો પિતાજીને ઇચ્છાનુસાર મને પરણાવવી હતી તો સ્વયંવર કરવાનું કાંઇ પ્રયોજન નહતું. ધન્યછે સંયુકતાની સ્વતંત્રતાને !!! દાસીઓએ જ્યારે સંયુકતાની ઇચ્છા રાજા તથા રાણીને કહી ત્યારે તે બહુજ દિલગીર થયાં. જયચન્દ્રને તો બહુજ ખોટું લાગ્યું; અને રાણી પણ પોતાની પુત્રીના હઠનો વિચાર કરી બહુ દિલગીર થઇ. સ્વયંવર

માટે નકી થયેલા ચૈત્ર શુકલ પૂર્ણિમાને દિવસે સન્ધ્યા સમય અણધાર્યું યુદ્ધ થવાને લીધે સ્વયંવર ન થયો. સંયુકતા કેટલાએક વિચાર કરતી બેઠી હતી એટલામાં તો પૃથિરાજ અને તેના સામંતો મેહેલમાં આવ્યા. સંયુકતાએ પ્રણામ કરી બેસાર્યા અને પોતે ઉભી રહી એટલે પૃથિરાજે કહ્યું કે-પ્રિયા! આવવામાં વાર લો થઇ ખરી આ બેઠકમાં અને આ મનોહર મહેલમાં આપણો

અંતિમ સમાગમ છે. મારા વીર સરદારોની સંમતિ એવી છે કે તમારે આજેજ મારી સાથે આવવું. આથી સંયુક્તા આ વાક્યોને માન્ય ગણી મહેલને છેવટના પ્રણામ કરતી હેઠી ઉતરી કે તરતજ પૃથિરાજ સંયુક્તાને પોતાના ઘોડાપર બેસાડી જબરા સૈન્ય સાથે વિદાય થયો. જયચન્દ્રને ખબર પડતાં તેણે પૃથિરાજની પૂંઠ પકડી. પરંતુ પૃથિરાજના સૈન્ય પાસે તેની મહેનત નિષ્ફળ ગઇ. સંયુક્તાને લઈ દિલ્હી આવ્યા પછી પૃથિરાજ ભોગપાસમાં પડી ગયો. પૃથિરાજને ગાફલ રહેલો જોઇ તેના દુશ્મનો વખતો વખત ચડાઈ કરતા હતા. આ વખતે સંયુક્તા કહેતી કે—હે ક્ષત્રિય કુળ ભૂષણ! આપ મોહવશ થાઓનાં. પોતાના બાહુ બળનું પરાક્રમ હમેશની રીતે શત્રુઓને બતાવી તેમના ખાટા થયેલા દાંતોને ખેરવી નાખો. સંયુક્તાનાં ઉપલા અસર કારક વચનો સાંભળી દિલ્હીપતિ મહારાજા પૃથિરાજે પણ કમર કસી તૈયારી કરી. લડાઇમાં જતાં પૃથિરાજે સર્વ સગાંઓને મળી પોતાની પત્ની સંયુક્તાને મળવા ગયો. તેથી ત્યાં પણ તે મોહપાશના ફંદામાં ફસી પડયો. આખરે રણવાદ્યો વાગ્યાં તેથી સંયુક્તાએ દીધેલું શુદ્ધોદક પણ ઢોળી એકદમ રણસંગ્રામમાં ગયો. બન્ને સૈન્યે બહુજ બહાદુરીથી લડાઇ કરી પરંતુ આખરે પૃથિરાજની હાર થઇ અને પૃથિરાજ તથા તેનો મિત્ર ચંદ બારોટ પોતાની હાર થવાથી આપસ આપસમાં બાણો ખાઈ મરણને શરણ થયા. આથી સંયુક્તાએ પોતાના પતિને સ્વર્ગમાં પણ મળવાની ઉમેદથી જાઉંછું એવો પોકાર કરતી રણભૂમિમાં આવી પહોંચી અને પતિ સાથે બળીમરવા તત્પર થઇ. દુષ્ટ બુદ્ધિ બાદશાહે તેમ કરતાં અટકાવવા પ્રયત્ન કર્યો. તેણીને કેટલીએક લાલચ આપતો પોતાની પટરાણી કરી સ્થાપવા વચન આપતો સંયુક્તાના નૂતન યૌવનથી મોહિત થઇ બળાત્કાર ગુજારવા તૈયાર થયો પરંતુ વીર વનિતા સંયુક્તાએ પોતાનું પૂર પરાક્રમ દર્શાવી પતિ પ્રેમને ઝંખતી સુખડના કાષ્ટની ચીતા ખડકી પોતાના ખોળામાં પતિનું માથું મૂકી સ્થુળ દેહથી ભસ્મીભૂત થઇ. ધન્ય છે સંયુક્તાને ! ! !

રાસો.

## કામલતા.

આ વિદ્વાન સ્ત્રી પ્રાચીન કાળમાં પ્રસિદ્ધિને પામેલા કવિરાજ **ભુકકુન્ડની** પત્ની થાય; અને કુંદનપુરના રાજા **હંસધ્વજની** કન્યા થાય. **કામલતા** એ સાક્ષાત્ કામદેવની વેલી સમાન શોભતી. તે વિદ્યા કળા આદિ ઉત્તમ ગુણોથી અલંકૃત હતી. તે યોગ્ય ઉમ્મરની થતાં વિદ્યાભ્યાસમાં વળગી. રાજ્યગુરૂ **ભાસ્કરાચાર્યની** પાસે રહી વિદ્યાજ્ઞાન મેળવતી **ભાસ્કરાચાર્યે** પોતાની વૃદ્ધાવસ્થાને લીધે પોતાના શિષ્ય **ભુકકુન્ડને** એ કામ સોંપ્યું. આ વખતે **કામલતા** તથા **ભુકકુન્ડ** સમાન વયનાં હતાં. તેથી ગુરૂ **ભાસ્કરાચાર્યે કામલતાને** કહ્યું કે હું જે અધ્યયન નિત્ય કરાવી જાઉછું, તેનું અનુચિંતન આ કવિરાજ કરાવશે. અથવા નવો પાઠ પણ તેઓ આપશે તે તમારે પડદા માંહિ બેસી સિખવો. અને પડદાં માંહિથી તેનું મુખ જોવું નહિ કારણ કે તે જન્મથીજ આંખે અંધ છે અને જરાપણ દેખતો નથી વળી તેના શરીરમાં પિત્તનો મહારોગ હોવાથી તેનું આખું શરીર ખવાઈ ગયું છે. પણ **પૂર્વપુણ્યતયા વિદ્યા** એમ પૂર્વના મહાન ભાગ્યથી આ જગતમાં ઉત્તમ સદ્વિદ્યાથી તે મહા પંડિત ગણાય છે. ’પણ એવા દુર્ભાગ્યવાળા પુરૂષનું ઘણીવાર મુખ જોનારી કન્યાને આગળ જતાં વિધવાપણું આવે છે. માટે એવા નરનું મુખ કદીપણ નહિ જોવાનો પ્રયત્ન કરતાં રહેવું. એવી ભ્રાંતિ રાજકન્યાને પણ ઠસાવી દીધી. ગુરૂની આજ્ઞાથી કોમળ મનની **કામલતાએ** નુતન ગુરૂ પાસે વિદ્યાભ્યાસ કરવો શરૂ કર્યો. પાઠ આપી રહ્યા બાદ રાજકન્યા પડદામાં ગ્રંથ વિચારવા લાગી. તે વખત અગાધ બુદ્ધિવાળા કવિરાજ પ્રપંચ રહિત થઇ બેઠા હતા. આકાશમાં સુંદર ચંદ્રની ચાંદની ખીલી રહી હતી. ઉજ્વળ તારાઓની ભરપૂર શોભા ચળકી રહી હતી. અને મંદ મંદ સુગંધી શીતળ પવન ચોમેર ફેલાઇ રહ્યો હતો. એટલામાં કવિરાજે ઉંચી નજરથી જોતા એક વિચિત્ર અને નવીન શ્લોક જોડી કાઢયો આ શ્લોક આકાશમાં ચળકી રહેલા સુંદર તારાઓના વર્ણનનો હતો. આ શ્લોક સાંભળી રાજકન્યા પોતાના મનમાં વિચાર કરવા લાગી કે હાય જે તરફ ચંદ્ર દેખાય છે, તે તરફ ઉંચી નજરથી જોઇને કવિરાજે આકાશનું સર્વ વર્ણન કેમ કર્યું હશે! એ તો જન્મથીજ અંધ છે. પણ તેને

એક વખત જોયા હોય તો મનમાં પાકી ખાત્રી થાય. આ વર્ણન સાંભળી ગુરૂ મહારાજના વચન ઉપર મને મ્હોટો વહેમ આવે છે, પરંતુ ગુરૂજી કાંઇ ખોટું કહે તેવા નથી. અને અસત્ય બોલ્યા હોય તો તેમાં તેને શો ફાયદો? તેમ કવિરાજે બરાબર દૃષ્ટિથી આકાશ તરફ જોઇ આ વર્ણન કરેલ છે માટે તેને એક વખત જોવા તો ખરા એમ વિચાર કરી પોતા પાસે ચાકું હતું તે લઇ પડદામાં એક ઝીણું કાણું પાડયું તેમાંથી બરાબર નજર પડી નહિ તેથી મોટી ફાટ પાડી કવિરાજને નિરખવા લાગી. કામલતા કવિરાજને જોતાં-જ મોહી પડી. એટલુંજ નહિ પરંતુ અધીરી બની વિચાર કરવા લાગી કે મારા હૃદયમાં વસી રહેલા કવિરાજનેજ વરવું આવો વિચાર કરી પોતાના કોમળ કર કમળથી એક વિચિત્ર અને સુંદર પત્રિકા લખી કવિરાજ ન જાણે તેની પોથીમાં બાંધી દીધી બીજે દિવસે કવિરાજ જ્યાં પોથી છોડે છે ત્યાં ઉપરજ એક પત્રિકા નજરે પડી. આ જોઇ વિચાર કરવા લાગ્યા કે આ કોણે લખી હશે? કામલતા નિચું જોઇ એક ચિત્તથી ગ્રંથ વિચારવા લાગી આ પત્રિકા વાંચતાં તેનો મતલબ આ હતો કે "સકળ ગુણગણાલંકૃત, પવિત્ર યશવાળા, વિદ્યાનિધી, અસાધારણ વિદ્યાઓથી અસંખ્ય પંડીતોના મુકુટોને નમાવનાર હૃદયહાર શિરછત્ર કવિરાજ રાજશ્રી ભુકકુન્ડના ચરણ કમલમાં ઘણી નમ્રતા પૂર્વક વિજ્ઞપ્તિ કરૂંછું કે, આપની અસાધારણ વિદ્યા અને અનેક સદ્‌ગુણો જોઇ અને મને પણ તેજ મહાદાન આપી કૃતાર્થ કરી છે. તેથી મારૂં મન આપના ચરણારવિંદમાં દૃઢ જડાએલું છે. માટે બીજા પુરૂષો મને ભ્રાતા પિતા સમાન છે. એ વાતમાં સર્વ વ્યાપી ઇશ્વર સાક્ષી છે."

આ ચીઠીમાં લખનારનું નામ ન હતું પણ અક્ષરથી કવિરાજે જાણ્યું કે આ પત્રિકા રાજકુંવરી કામલતાએ લખેલી હશે, એમાં સંદેહ નથી. આથી કવિરાજે રાજકુંવરીને તે પત્રિકા વાંચવા આપી પણ તે પોતાના વિચારમાં મગ્ન હતી તેથી તેણે નીચું જોઇ રાખ્યું. પણ કવિરાજ આગ્રહ કરી એનો ઉત્તર માગવા લાગ્યા ત્યારે તેણે પોતાના મનની સર્વ વાત કવિરાજને વિદીત કરી. કવિરાજે તેને ઘણી ઘણી શિખામણ દીધી પરંતુ કામલતાએ એ શિખામણ માની નહિ અને પોતે પ્રાણ ત્યાગ કરવા તત્પર થઇ તેટલુંજ નહિ

પણ કવિરાજને કલંકિત કરવા જાસ્સો આપ્યો. આથી પ્રેમવશ થઇ પડેલા કવિરાજે **કામલતાનું** સૂર્યદેવની સમક્ષ ગાંધર્વલગ્નથી પાણી ગ્રહણ કર્યું. દિવસે દિવસે ભુકકુન્ડની પ્રીતિ **કામલતા** પર અને **કામલતાની** પ્રીતિ ભુકકુન્ડ ઉપર વધતી ગઇ. હમેશના નિયમ મુજબ કવિરાજ **કામલતા** પાસે આવવા લાગ્યા અને સુખ વૈભવો ને અનુભવવા લાગ્યા. કેટલાએક કાળ પછી આ વાતની ખબર **રાજા હંસધ્વજને** પડતાં કવિરાજને કેદ કરાવી શૂળી દેવાનો હુકમ કર્યો તેથી તેને શૂળી ઉપર લઇ ગયા.

ઝેરના ખબર **કામલતાને** પડતાં તે એકદમ અત્યંત સંતાપ યુક્ત થઇ જાણે ઝેરના સરોવરમાં ડુબી ગઇ હોય તેમ મૂર્છીત થઇ તે ધરણીપર ઢળી પડી. તેને **તરંગાવળી** વગેરે સખી જનોએ બહુ શીતળ ઉપચારો કરવાથી ઘણીવારે શુદ્ધિ આવી. એટલે તરત ઉંડો નિશ્વાસ નાંખી તે બોલી કે "અરેરે ! મારા જેવી કોઇજ નહિ હોય હવે મારાં નશીબ ફુટી ગયાં રે પ્રભુ ! !" પતિનું મરણ થશે એમ જાણી અતિ શોકથી તેનાં ચક્ષુઓમાંથી અશ્રુના પ્રવાહ ચાલવા લાગ્યા, પૃથ્વિપર પડી જવાથી કેશ વિખરાઇ ગયા તથા સુંદર અને કસુંબી રંગેલ સાડી શિરપરથી ઉતરી ગઈ. તેમજ કંઠમાં પહેરેલો મુક્તાહાર તુટી જમીનપર વીખરાઇ ગયો, કોમળ કમળ સરખા હાથ જમીનપર ઘસવાથી લાલ અને ધુળ ધુળ થઇ રહ્યા, તથા મુખમાંથી ઉંડા અને ગંભીર નિસાસા નિકળવા લાગ્યા. તે વખતે તે મનમાં વિચાર કરવા લાગી કે મારા પ્યારા પતિનો નાશ કરવા સારૂ સિપાઇઓ તેને શૂળી પર લઇ ગયા છે. માટે તેના શરીરનો બેશક તે નીચ સિપાઇઓ ઘાત કરશે એમ ધારતી ફરી મુર્છા ખાઇ ધરણીપર ઢળી પડી.

કવિરાજને સિપાઇઓ શૂળી પાસે લઇ આવ્યા. સૂર્યના કિરણ સરખો ચળકતો શૂળીનો સૂયો જોઇ **ભુકકુન્ડ** સિપાઇઓને કહેવા લાગ્યો કે—રાજાના હુકમને તાબે થઇ મને ખુશીથી શૂળીએ ચડાવો પરંતુ એ ઘડી મને સ્ત્રીના આકર્ષણમાં સપડાયેલાઓનું વર્ણન કરવા દ્યો આથી રાજાના સિપાઇઓએ તેને રજા આપી તેથી તે પોતાની પ્રિયા **કામલતાના** સ્વરૂપનું વર્ણન કરી અશ્રુપાત કરવા લાગ્યો અ

ને કહેવા લાગ્યો કે—યશોદાનો કનૈયો પ્રેમનાજ ખેંચાણથી સાડી ચુડી ચોળી પેહેરી ચંદ્રાવળી સખી બની રાધીકા પાસે ગયો હતો. સમ ઋષિના ગુગખ માંહેલા મહાત્મા વિશ્વામિત્રનું ચિત્ર પ્રેમનાજ ખેંચાણથી આપણે મેનકાની ગોદમાં પાડેલું જોઇએ છીએ. સ્ત્રી સંગથી મોત છે એમ શ્રાપ જાણતાં છતાં પાંડુરાજા પ્રેમનાજ ખેંચાણથી રાણી માદ્રીનો સંગ કરી કાળને આધીન થયા હતા. ગુરૂ મત્સેન્દ્રનાથ જેવા સમર્થ યોગી પ્રેમનાજ પાશમાં આવી જઇ કામરૂ દેશની કામનીઓ સાથે ફસાઇ ગયાં હતા યયાતિ રાજાએ પ્રેમનાજ બંધનથી પોતાની વૃદ્ધાવસ્થા પુત્રને આપી તેની જુવાની લઇ ભોગવિલાસ ભોગવ્યા હતા. ભસ્માસુર પ્રેમનાજ પડદામાં પૂરાઇ બળી મૂઓ હતો. ચૌદ બ્રહ્માંડને ધ્રુજાવનાર રાવણે મોહનાજ ખેંચાણથી સીતાજીનું હરણ કરી સોનાની લંકા તથા પોતાનાં શીશ ધુળમાં રગદોળાવ્યાં હતાં. અને એજ દબાણથી જબરદસ્ત દૈત્યોને હરાવનાર દેવતાઓના મહાન રાજા ઇંદ્ર ગૌતમ ઋષિના શાપનો ભોક્તા થયો હતો. અને હું પણ આ સર્વ વૃતાંત જાણતાં છતાં પણ રાજકુંવરી કામલતાના પ્રેમ પાશમાં બંધાઇ પડયો તેથીજ આ શૂળી સરખા સંકટને સહન કરવું પડે છે. હે ભાઇઓ કામલતાના વિરહ દુઃખનો વિનાશ કરવાને હવે તરતજ મારૂં મરણ કરો. એમ હું નિવેદન કરૂંછું. સુખે રાજાના હુકમથી હવે મને ઝટ શૂળીપર ચડાવો કારણ કે મારે જે બોલવાનું હતું તે બોલી લીધું છે.

બીજી તરફ કામલતા મૂર્છા ખાઇ જમીન પર પડી હતી. થોડીવારે શુદ્ધિમાં આવી કરૂણા ઉપજાવનાર ઉંચે સ્વરે આંસુની ધારાં સહિત વિલાપ કરવા લાગી.

## લલિત છંદ

કવિ મુકુન્ડ તું ક્યાં અરે ગયો, રઝળતી મને મૂકી શું વળ્યો;<br>
કરમ ફુટિયું પ્રાણુ જાયરે, સુખ સદા ગયું હાય હાયરે. ૧

દુઃખ સમુદ્રમાં મૂકીને ગયો, દુખદિનો દઇ વેગળો થયો;<br>
દરદ તાહરૂં ના ખમાયરે, સુખ સદા ગયું હાય હાયરે. ૨

અરર હાય ઓ ! શી ગતિ થશે, પતિ વિના હવે પ્રાણ તો જશે;

ફીકર ચિત્તમાં ના સમાયરે, સુખ સદા ગયું હાય હાયરે. ૩
હૃદય ફાટીને જીવ જાયછે, સુખ બધું હવે સ્વપ્ન થાયછે;
ધીરજ છાતીમાં નારખાયરે, સુખ સદા ગયું હાય હાયરે. ૪
પતિ વિનાની થૈ કાવ્યની કળા, ખુશ્ર જનોનીતો ભાંગશે સભા;
વિરહ તે તણો કેમ થાયરે, સુખ સદા ગયું હાય હાયરે. ૫
ઉજડ રે થશે શાસ્ત્રની ક્રિયા, સુખ હરી કરી સ્વામીરે ગયા,
અખુટ પાપરેના કપાયરે, સુખ સદા ગયું હાય હાયરે. ૬
કવિજનો તણો સૂર્ય અસ્તથયો, રસ વિનોદનો સારરે ગયો.
અધિક દિલમાં ખેદ થાયરે, સુખ સદા ગયું હાયહાયરે. ૭
શબ્દ શાસ્ત્રતો શુષ્કરે થયું, પરમ પ્રીતિનું પાત્રતો ગયું,
પિયરમાં હવેના વસાયરે, સુખ સદા ગયુ હાયહાયરે. ૮
ક્યમ કરૂ હવે કોણુને કહુ, દુખ અતિ ઘણું કેમરે સહું;
જન વગોવશે મુજને અરે, સુખ સદા ગયું હાયહાયરે. ૯
પતિ વિનાની હું સુખ શું લઉ. સ્વરગથી વળી ભ્રષ્ટતો થઉ;
સતી થવું મને યોગ્યછે હવે, નકર પ્રાણીઆ શોચતું હવે. ૧૦

આવો અતિ દુ:ખ દાયક દેખાવ જોઇ ત્યાં ભેળાં થએલાએનું અંત:કરણ બળીને ભસ્મ થઇ જતું હતું. કામલતા આંખોમાથી આંસુ ઢાળતી ઘણી ઉદાસ થઇ નિશ્વાસ નાખતી ધૈર્ય છોડી હેબકી હેબકીને રડતાં રડતાં અરે પ્રભુ! મારી શી વલે થશે હર હર ! ! આમ બોલતી પોતાની દાસીને કહેવા લાગી કે—મારે માટે સતી થવાની સઘળી વસ્તુઓ તૈયાર કર હવે હું આ પૃથ્વિપર પતિ વિનાની કદિપણ જીવવાની નથી એમ કહી મનને સ્થિર રાખી તે સર્વ શૃંગાર સજવા લાગી. ગળામાં મુક્તાના અમૂલ્ય હારો પહેર્યા. અને આખું શરીર રત્નોના આભૂષણોથી સુશોભિત કર્યું કપાળમાં રક્ત વર્ણું કંકુની પીળ કરી તથા શરીર પર ધોળાં રેશમનાં વસ્ત્રો ધારણ કર્યાં. મસ્તકના કેશ છુટા મેલ્યા અને જયરણછોડ જયરણછોડ એવા શબ્દોના ગંભીર ઉચ્ચાર કરતી રાજકુંવરી કામલતા સતી થવાને તૈયાર થઇ.

કામલતાના સતી થવાના ખબર ગુરૂ ભાસ્કારચાર્યને પડતાં તેણે રાજાને કહ્યું કે આપના રાજ્યમાં જન હત્યા થાય છે એટલું

જ નહી પરંતુ પુત્રી હત્યા પણ થાય છે: રાજકુંવરી કામલતા પોતાના ખરા ભાવથી કવિરાજ ભુકકુન્ડને વરી ચૂકી છે તે આજ સતી થવા રાજમંદીર બહાર જવા તૈયાર થએલી છે માટે આપ ભુકકુન્ડને શૂળીએથી ચડતો અટકાવી કામલતાને માટે સ્વયંવર કરી સર્વ વિદ્યામાં કુશળ હોય તેને કામલતા વરમાળ આરોપે. એમ પ્રસિદ્ધ કરો. આ વિચાર રાજાને પણ જરા ઠીક જણાયો તેથી તેણે તેમ કરવા હા પાડી અને એક માણસને મોકલી શૂળીપર ગએલા ભુકકુન્ડને પાછો બોલાવી લીધો.

કામલતા સતી થવાને તૈયાર થઇ રાજમંદિરની સીડી ઉપરથી હેઠી ઉતરતી હતી તેટલામાં તેની સખી તરંગાવળી હર્ષભેર કામલતાને કહેવા લાગી કે બાઇ! બાઇ! કવિરાજ તો મહારા હંસધ્વજરાયની પાસે ગુરૂ ભાસ્કરાચાર્ય સહિત બેઠા છે આથી કામલતાના સર્વ અંગો સતેજ થયાં અને તે બોલી ઉઠી કે—હે તરંગાવળી! તું ખરૂં કહે છે? તરંગાવળીએ કહ્યું હા બહેન! હું ખરેખરૂં કહુંછું કે કવિરાજ રાજાજીની હજુરમાં ગુરૂ ભાસ્કરાચાર્ય સહિત બેઠા હતા આથી તે પાછી મંદિરમાં ગઈ.

કવિરાજ ભુકકુન્ડે રાજા તથા પોતાના ગુરૂ પાસે લાજ્જત મુખે આવી ગુરૂને નમન કરી રાજાજીની તથા ગુરૂ ભાસ્કરાચાર્યની પાસે ક્ષમા માગી. આથી ગુરૂજીએ તેને તેના વિદ્યાના ગુણથી પ્રસન્ન થઇ તેને તેનાં કરેલા કર્મને માટે ક્ષમા આપી. હંસધ્વજે સ્વયંવરને માટે સારૂં મુહુર્ત જોવરાવી સ્વયંવરનો દિવસ મુકરર કર્યો. દેશોદેશના રાજાઓ તથા વિદ્વાનોને આમંત્રણ પત્રિકાઓ મોકલી સર્વને સ્વયંવર પ્રસંગે તેડાવ્યા સ્વયંવરને દિવસે સર્વને તેઓની યોગ્યતા મુજબ આસનો આપી બેસાડ્યા. આમાં ગુરૂજી ભાસ્કરાચાર્યને પ્રતિનિધીનું કામ સોંપવામાં આવ્યું હતું. આ પ્રસંગે કવિરાજ ભુકકુન્ડ પણ હાજર હતા સર્વ સભાસદો આવી ગયા પછી કામલતા પોતાની સખીઓ સાથે પોતાના કુમળા કરમાં વરમાળ ગ્રહણ કરી સ્વયંવર મંડપમાં આવી તેની સખીઓ સર્વ રાજાઓની ઓળખાણ આપતી હતી અને કામલતા જુદા જુદા વિષયોની પરિક્ષા લેતી ભુકકુન્ડ બેઠા હતા તે જગાએ આવી પહોંચી કવિરાજ ભુકકુન્ડને કેટલીએક વિદ્યાના પ્રશ્નો કરી તેની વિદ્યા સર્વ કરતાં સર

સ છે. એવી ખાતરી મંડપમાં બેઠેલા રાજા રાણાઓ તથા વિદ્વાનો ને કરાવી તેને વરમાળ પહેરાવી. આ વખતે સર્વ મનુષ્યો બોલી ઉઠયા કે—ધન્ય છે કવિરાજ **ભુકકુન્ડને** ! ! ! અને ધન્ય છે તેની વિદ્યાને ! ! ! આ પ્રમાણે સ્વયંવર મંડપમાં વિજય મેળવી **કામલતા** સાથે પાણિ ગ્રહણ કરી પોતાનો બાકીનો કાળ **કામલતા** સાથે વિદ્યા વિનોદમાં **કવિ ભુકકુડ** સુખેથી આનંદને અનુભવવા લાગ્યા.

પ્રિય વાંચકો ! આપણે **કામલતા** વિષે સઘળી વાત વાંચી ગયા પરંતુ **ભુકકુન્ડ** કોણ એ આપના જાણવામાં હજુ સુધી આવ્યું નથી એની બાલ્યાવસ્થાની સ્થિતિ વિષેની હકીકત સાંભળતાં આપણા મનમાં સહજ એમ આવશે કે એ માણુસ શું એટલે દરજ્જે ચડયો ? પરંતુ તે વાતની અત્રે જરૂર નહિ હોવાથી જણાવી નથી. પરંતુ તે વિષે જાણુવા વિચાર હોય તો "સદ્વિદ્યાનાં ફળ" એ નામનું પુસ્તક વાંચી તમારા સંશયને દૂર કરો.

## સુભદ્રા.

જેણે ચાળણીથી કુવાની અંદરનું પાણી કહાડી ચંપા નગરીના ત્રણ દરવાજા ઉઘાડયા તે સુભદ્રાનું ચરિત્ર કોના ચિત્તને ન હરે?

વસંતપુરમાં **જિનદાસ** નામે શ્રાવક રહેતો હતો. જેને પોતાની **જિનમતી** નામની સુશીલ સ્ત્રીથી **સુભદ્રા** નામે પુત્રી ઉત્પન્ન થઇ તેને બાળપણુથીજ જૈન ધર્મ ઉપર ઘણીજ શ્રદ્ધા હતી. તે લાયક ઉમરની થતાં **બુદ્ધદાસ** નામના બૌદ્ધ ધર્મી વાણીયાએ તેનું માગું કર્યું. તે અન્ય ધર્મી હોવાથી **જિનદાસે** તે માગું કબુલ નહિ કરતાં **બુદ્ધદાસ** કન્યાની લાલચે શ્રાવક થયો અને **સુભદ્રાને** પરણ્યો કેટલાક દિવસ પછી તે પોતાના સસરાની રજા લઇ **સુભદ્રાની** સાથે પોતાની ચંપાનગરીમાં જઇ પહોંચ્યો ત્યાં પોતાનાં માતા પિતા વગેરે કુટુંબી જનો બૌદ્ધ ધર્મી હોવાને લીધે તેઓને આ સ્ત્રી સાથે બરાબર નહિ બને એમ ધારી તેણે **સુભદ્રાને** જૂદા ઘરમાં રાખી.

**સુભદ્રાને** ઘેર જૈનના સાધુઓ વોરવાને આવવા લાગ્યા ત્યારે તેની સાસુ અને નણંદે પર ધર્મના મત્સરથી **બુદ્ધદાસને** કહ્યું

કે આ તારી વહુ સાધુઓ સાથે ખોટી રીતે પ્રસંગ રાખે છે. તે સાંભળી બુદ્ધદાસ બોલ્યો કે અરે એ શું બોલો છો ? એ સ્ત્રી તો કુલીન અને મહા સતી છે એમ મારી ખાત્રી હોવાને લીધે હું તમારૂં કહ્યું નહિ માનું બુદ્ધદાસનાં વચન સાંભળી તેની મા અને બેહેન ગમે તેવી ખોટી રીતે તેની ખાતરી કરી આપવા માટે ઉપાયો શોધવા લાગી.

એક દિવસ સુભદ્રાને ઘેર એક સાધુ વોરવા આવ્યા જેના નેત્રની અંદર ઉગ્ર પવનને લીધે તણુખલું પડયું. પરંતુ સાધુ તે ધર્મની રીત પ્રમાણે શરીરના સત્કારથી વિમુખ હતા તેથી તેણે પોતાની આંખમાંથી તણખલું કહાડયું નહિ ત્યારે ભિક્ષા આપતી સુભદ્રાએ તેની આંખની પીડા જોઇને પોતાની જીભના ટેરવાથી પેલું તણુખલું ઉપાડી લીધું તે વખત બન્નેનું કપાળે કપાળ અડી જવાથી સુભદ્રાના કુંકુના ચાંડલા ( ચાંલ્લો ) ની સાધુના કપાળમાં છાપ પડી. સાધુ તો ભિક્ષા વોરી ત્યાંથી ચાલ્યા ગયા.

આ રીતે સુભદ્રાના પ્રમાદનો લાભ લઇ તેની સાસુએ પોતાના પુત્ર બુદ્ધદાસને તે પ્રત્યક્ષ બતાવી કહ્યું કે જો આ તારી વહુનું મહા સતીપણું અને કુલીનપણું ( ? ) બુદ્ધદાસને માના વચનપર વિશ્વાસ આવી ગયો. અને પેલી ભલી ભાગિની ઉપરથી સઘળો ભાવ ઉતરી ગયો.

આ પ્રપંચની સુભદ્રાને ખબર પડતાં અને પતિને પ્રેમ વગરનો જોતાં તેણે વિચાર્યું કે મારા પર આવેલું આ ખોટું કલંક પ્રાણ જતાં સુધી પણ મારે દૂર કરવું જોઇએ, એમ ધારી તેણે રાત્રિને સમયે દેવીનું ધ્યાન કર્યું. ત્યારે દેવીએ આવીને કહ્યું કે દીકરી ! મુંઝા નહિ. સવારે સર્વ સારૂં થઇ રહેશે. એમ કહી દેવી અદૃશ્ય થઇ ગયાં.

સવાર પડતાં એ ચંપાનગરીના દરવાજા ઉઘડયા નહિ. દરવાનોએ ઘણી મહેનત કરી પણ તે સઘળી નિષ્ફળ થઇ. આ વાતની રાજાને ખબર પડતાં તેણે પોતે તથા તેની સર્વ પ્રજાએ દેવતાઓની પ્રાર્થના કરી ત્યારે આકાશવાણી થઇ કે કોઇ મહા સતી કાચા સુતરના તાંતણાથી ચાળણીને બાંધી તે વતી કુવાની અંદરથી પાણી કહાડે અને તે પાણીની ત્રણ અંજલિઓ દરવાજાને છાંટે તો દરવાજો ઉઘડે ”

આ આકાશ વાણીની વાત આખી નગરીમાં ફેલાઈ ગઈ. કેટલીએક સ્ત્રીઓ કુવાને કાંઠે આવી આવીને ચાળણીને સુતરના તાંતણાથી બાંધી કુવામાં નાખવા લાગી. પરંતુ જેવી પાણી ભરવા જાય તેવી પેલી ચાળણી તૂટી પડે અને તેઓ દિલગીર થઈ પોત પોતાને ઘેર જાય એમ બનવા લાગ્યું તેટલામાં **સુભદ્રા** ત્યાં આવી "જો હું ખરેખરી સતી હોઉં તો આ ચાળણીથી કુવાનું પાણી નીકળજો" એમ કહી તેણે સુતરના તાંતણાથી બાંધેલી ચાળણી વતી કુવાનું પાણી કહાડયું અને તેની અંજલિઓ ભરી દક્ષીણ, પશ્ચિમ તથા ઉત્તર તરફના દરવાજાને છાંટી કે તરતજ તે દરવાજાનાં દ્વાર ખુલ્લાં થયાં. ત્યાર પછી તેણે કહ્યું કે હવે બીજી કોઇ સ્ત્રી સતી પણાનો ગર્વ રાખતી હોય તો તેણે આ પૂર્વ દિશાનો દરવાજો ઉઘાડવો જોઇએ. એમ કહી તે પોતાને ઘેર ગઇ. પાછળથી કોઇ સ્ત્રી તે દરવાજો ઉઘાડવા સમર્થ થઇ નહિ.

વહુના સતીપણાનો આવો પ્રભાવ જોઇ સાસુ અને નણંદ વગેરે દુર્જનોનાં મુખ કાળાં થયાં તથા તેના પતિનું મુખ ઉજ્વળ થયું. છેવટમાં રાજાએ તે સતીને પહેરામણી પહેરાવી ગાજતે વાજતે મોટી ધામધુમથી તેને ઘેર વિદાય કરી.

## શ્રીદેવી.

આ સતી **શ્રીપુર** નગરના રાજા **શ્રીધરની** રાણી થાય. એક વખતે **શ્રીધર** રાજા પોતાની પત્ની સહિત વનમાં મૃગયા કરવા ગયો હતો ત્યાંથી અકસ્માત્ **કમળકેતુ** નામના વિદ્યાધરે શ્રીદેવીનું હરણ કર્યું. અને તે ત્યાંથી તેને પોતાને સ્થાનકે લઇ ગયો. પછી તે પોતાને કબુલ કરવા માટે તેણીની પાસે પ્રાર્થના કરવા લાગ્યો. કહ્યું છે કે—પોતાને આધીન સ્ત્રી છતાં જે પુરૂષ પરદારા સેવન કરે છે, તે જળથી ભરેલા પૂર્ણ તળાવને છોડી ઘડામાંથી જળ પીનારા કાક પક્ષી જેવો સમજવો. જે પુરૂષે પરદારા સામું જોયું તેણે પોતાના આત્માને ધુળ મેળવ્યો. સગાં સ્નેહીઓને હાથ દીધે ને પગલે પગલે માથા ઢાંકણું કર્યું સમજવું. **શ્રીદેવી** પોતાના કાન બંધ કરીને કહેવા લાગી કે—હે વિદ્યાધર ! એમ ન બોલ. કારણ કે પર સ્ત્રીના ગમનથી તો નરકના ભોગી થવું પડે છે વળી શીળ છે તે સ્વર્ગના સુખનું સાધન છે. કહ્યુ છે કે—જે પુરૂષ બ્રહ્મચર્યવ્રત પાળે છે તે

પુરૂષને વિમાનવાસી દેવતાઓ, જયોતિષી દેવતાઓ, ભુવનપતિ દેવતાઓ. દેવતાઓના ગવૈયા ગાંધર્વ દેવતાઓ, વૃક્ષમાં વસનારા યક્ષો, માંસ ખાવામાં તત્પર એવા રાક્ષસો અને વ્યંતર જાતિના કિન્નર દેવતાઓ એ સર્વે નમસ્કાર કરે છે. ઇત્યાદી વચનોથી પ્રબોધ પમાડેલા **વિદ્યાધરે** પશ્ચાતાપ કરી સતી **શ્રીદેવીને** શ્રીપુર નગર પ્રત્યે મૂકી.

એક વખતે **શ્રીદેવીને** કોઇએક દેવતાએ આવીને કહ્યું કે—હું તારો અર્થીછું. માટે મારી સાથે ચાલ કે જેથી કરીને તારૂં કુશળ થાય. આ સાંભળી **શ્રીદેવીએ** ઉત્તર આપ્યો કે "તું દેવ છે" અને હું માણસછું તો આપણો યોગ શી રીતે થાય ? વળી હું પ્રાણનો નાશ થાય તો પણ મારા પતિ શિવાય અન્ય પુરૂષને ઇચ્છની નથી. **શ્રીદેવીનાં** આવા વચનો સાંભળી તે દેવતાએ કહ્યું કે—**શ્રીદેવી** ? તું મહા સતી છે. તને જેટલા ધન્યવાદ આપીએ તેટલા થોડાજ છે. એમ કહી તે પોતાના સ્થાનક પ્રત્યે વિદાય થયો ધન્ય છે પોતાના શીયળને સાચવનાર **શ્રીદેવી** શ્રી ( લક્ષ્મી )દેવી માતા) જેવી માતાને ! ! !

**જૈન કથા સંગ્રહ**

## જયેષ્ટા.

આ સતી કુંડગ્રામના રાજા **સિદ્ધાર્થના** પુત્ર **નંદિવર્દ્ધનની** પત્ની હતી. તેનો પિતા **ચેટક** રાજા વિશાળા નગરીમાં રાજ્ય કરતો હતો. તેની પત્નીને પેટે **જયેષ્ટા** નામની પુત્રી પ્રસવી તે રૂપ અને લાવણ્યથી યુક્ત હતી. **જેષ્ટા** લગ્ન લાયક ઉમરની થતાં **ચેટક** રાજાએ પોતાની મંત્રીને પૂછયું કે આ પુત્રીનું દાન આપણે કોને આપીશું ? આ સાંભળી મંત્રીએ ઉત્તર આપ્યો કે કુંડગ્રામના રાજા **સિદ્ધાર્થનો** પુત્ર **નંદિવર્દ્ધન છે** તે આપણી કન્યાને યોગ્ય વર છે મંત્રીનું વચન સાંભળીને **ચેટક** રાજાએ દૂત મોકલી **સિદ્ધાર્થને** કહેવરાવ્યું કે મારે એક કન્યા છે તેનાં આપના પુત્રની સાથે લગ્ન કરીએ. આથી **સિદ્ધાર્થ રાજાએ** હા કહી તેથી **નંદિવર્દ્ધનને જયેષ્ટાનું** પાણિ ગ્રહણ કરાવ્યું.

એક વખતે જયેષ્ટા શ્રી **વર્દ્ધમાન** સ્વામી પાસે ધર્મચર્ચા સાંભળવા ગઇ હતી ત્યાં ભગવતે ઉપદેશ આપ્યો કે 'ધર્મ થકી સ-

કુળીને વિષે જન્મ શરીરે પટુતા, સૌભાગ્ય, દીર્ઘ, આયુષ્ય, બળ, નિર્મળ યશ. વિદ્યા અને ધનની સંપત્તિ મળે છે વળી અંગિકાર કરેલો ધર્મ મહા અરણ્ય થકી અને મહા ભય થકી નિરંતર રક્ષણ કરી અંતે સ્વર્ગ અને મોક્ષ આપે છે. ઇત્યાદી ધર્મો પ્રદેશ સાંભળી જયેષ્ઠાએ ભક્તિથી એ ધર્મને ગ્રહણ કર્યો. એક વખત દેવતાની સભામાં બેઠેલા શક્રેંદ્રે કહ્યુ કે કે "જયેષ્ઠાને દેવતાઓ ચળાવે તો પણ તે પોતાના શીળવતથી ચળે તેવી નથી. શક્રેંદ્રનું આવું કહેવું સાંભળીને કોઇ એક દેવ તેને ચળિત કરવાને જયેષ્ઠા પાસે આવ્યો ને તેનું હરણ કરીને તેને વનમાં લઇ જઇ મૂકી. ત્યાં તે પોતાના ધર્મથી લેશ પણ ડગી નહિ. પેલા દેવતાએ ત્યાં ઘણાક હાથીઓ, ઘોડાઓ અને પાયદળ આદિની મહાસેના દેખાડીને જયેષ્ઠાને કહ્યુ કે–તું અહિં એકલી છે મારી આવી સંપત્તિ જોઇને તું મારી પત્ની થા તેથી તને બહુજ સુખ થશે. પણ જયેષ્ઠાએ તો કાન બંધ કરીને કહ્યું – આકાશમાંથી દેવકુમાર આવે તોપણ હું મારા ગ્રહણ કરેલો પતિ છોડીને અન્ય પુરૂષની સાથે રહેવાની નથી તે દેવતાએ કહ્યું તું અહિં એકલી છે માટે જો હું તને બળાત્કારથી અંગિકાર કરીશ તો પછી તું શું કરીશ ? જયેષ્ઠાએ જવાબ આપ્યો કે જો તું મને વધારે કહીશ તો તને આત્મ હત્યા આપીશ. આવી રીતે જયેષ્ઠા ચળી નહિ તે જોઇને દેવ પ્રત્યક્ષ થયો. અને કહેવા લાગ્યો કે હે પુણ્યવતી ! તને ધન્ય છે, તું નિશ્ચે સતી છે. એમ તેણીની સ્તુતિ કરીને બે કુંડળ આપી જયેષ્ઠાને ઘેર મોકલી અને ત્યાં પોતે પણ આવ્યો અને જયેષ્ઠાના પતિને કહેવાં લાગ્યો કે–તારી પત્ની મહા સતી છે. મેં એને શીળવ્રતથી ચળિત કરવાને બહુ પ્રયત્ન કર્યા છતાં પણ એ ચળાયમાન થઇ નહિ. એમ કહી એ દેવ સ્વર્ગ પ્રત્યે સિધાવ્યો. આથી જયેષ્ઠાને ધન્યવાદ ઘટે છે !!!

જૈન કથા કોષ.

## સુજયેષ્ઠા.

આ સાધ્વી બાઇ વિશાળ નગરીના રાજા ચેટકની પુત્રી થાય અને જયેષ્ઠા અને ચિલ્લણાની બહેન થાય. ચિલ્લણાને તથા સુજયેષ્ઠાને પરસ્પર એટલી તો પ્રીતિ બંધાયુરી હતી કે કોઇ કોઇના વિયોગને સહન કરી શક્તું નહિ. ચિલ્લણાને શ્રેણિકરાજા હરી

ગયો હતો. તેથી **ચિલ્લણાનો** વિરહ થવાથી **સુજ્યેષ્ટાએ** વૈરાગ્ય ધારણ કરી શ્રી **ચંદનબાળા** ગુરણી સન્મુખ વ્રત ગ્રહણ કર્યાં અને તે અતિ તપશ્ચર્યા કરવા લાગી. તે એક દિવશે ઉપાશ્રયની અગાશીમાં ગુપ્તરીતે તડકેરહીને તપસ્યા કરતી જિનેશ્વરના શાસનની ઉન્નતિ વધારતી હતી. એવામાં એક **પેઢાળ** નામનો સિદ્ધ અને અવધ્ય વિદ્યાધર હતો. જે વિદ્યાના વ્યાસ પાત્રને વાંછતો હતો સમસ્ત સંવરમાં લીન અને નિ-ષ્કામ એવો તે બ્રહ્મજ્ઞાનનો જાણ તેમજ સર્વ વિદ્યાઓનું પાત્ર હતો. એ **પેઢાળ** એક વખત આકાશ માર્ગે વિમાનમાં બેસીને જતો હતો તે વખતે તે **સુજયેષ્ટા** સાધ્વીને તપશ્ચર્યા કરતી જોઇ તેને જોઇને મોહિત થયો. તેથી તેણે ભ્રમરનું રૂપ લઇને તપશ્ચર્યા કરતી **સુજયેષ્ટા**-ના શરીરમાં પ્રવેશ કરી પોતાનું વીર્ય મૂક્યું. થોડા દિવસ પછી **સુજયેષ્ટાને** ગર્ભ રહ્યો. અન્ય સ્ત્રીઓને ખબર પડતાં સઘળીઓ તેણીને કહેવા લાગ્યાં કે—અરે પાપિણી ! તેં આવું અકાર્ય શા કર્યું ? તેણીએ ઉત્તર આપ્યો કે— મેં કદાંય મનવડે પણ શીળ ખંડિત કર્યું નથી. તો શરીરથી તો કેમજ કર્યું હોય. તે ઉપરથી અ ન્ય સ્ત્રીઓએ કોઇ જ્ઞાનીને પૂછ્યું કે હે પ્રભુ ! **સુજયેષ્ટા** સતી છે કે અસતી છે ? તેમણે જ્ઞાન દૃષ્ટિએ જોઇએ ઉત્તર આપ્યો, કે આ સાધ્વી સર્વ સતીઓને વિષે મુખ્ય છે. કોઇ વિદ્યાધરે તેના શરી-રમાં પોતાનું વીર્ય ગુપ્ત રીતે મૂક્યું છે તે વિષે તેને પણ ખબર નથી. નવ માસ પૂરા થયે તેને પુત્ર પ્રસવ્યો. તે એક શ્રાવકને ત્યાં ઉછરી મોટી ઉમ્મરનો થયો. અને તેનું નામ સત્યકી એવું પાડ્યું **સત્યકી** વિદ્યાઓથી વિભૂષિત થયો. અને કળાઓમાં કુશળ થયો. પછી તેણે પોતાની બ્રહ્મનિષ્ટ માતાને કલંકિત કરનાર એ વિદ્યાધર જાણીને હણ્યો. ધન્ય છે આવા માતૃભક્ત પુત્રને જન્મ આપનાર **સુજયેષ્ટાને** ! ! ! કે જેણે પોતાની માતાને કલંકિત કરનાર વિ-દ્યાધરનો નાશ કર્યો.

**જૈન કથા કોષ.**

## ચિલ્લણા.

સતી **ચિલ્લણા** વિષે એમ કથા છે કે તેની બહેન **સુજ્યે-ષ્ટાની** મનોહર છબી જોતાંજ **શ્રેણિક** રાજા તેને પરણવાની ઇચ્છા-વાળો થયો. આથી તેણે **સુજ્યેષ્ટાના** પિતા પાસે એક દૂત મોક-લી એ **સુજયેષ્ટાને** માટે પ્રાર્થના કરી પણ **ચેટક** રાજાએ તે બા-

બતના કહી; તેથી તે ખિન્ન થયો. અને પોતાની સુંદર પ્રતિમા આળેખાવિ પોતે વણિકનો વેષ લઇ વિશાળા નગરીના અંતઃપુર પાસે સરૈયાની દુકાનમાંડી ત્યાં **ચેટકરાજાના** અંતઃપુરની સ્ત્રીઓને વધારે વધારે વસ્તુઓ આપવા લાગ્યો. એક વખતે **સુજયેષ્ટાની** સખીએ **શ્રેણીકની** પ્રતિમા જોઇને તેને પૂછ્યું કે આ પ્રતિમાં આળખેલો પુરૂષ કોણ છે તેથી તે દુકાનદારે તેની ઓળખાણ આપી તેથી તે દાસીએ એ વાત **સુજયેષ્ટાને** કહી. તેથી તેણે કહેવરાવ્યું કે મારી સાથે પાણિગ્રહણ કર આથી એક ભોયરૂં કરાવી કરેલ સંકેત પ્રમાણે **શ્રેણિક** અંતઃપુરમાં આવ્યો અને **સુજયેષ્ટાને** મળ્યો. હવે **સુજયેષ્ટાને** ચળચિત્તવાળી જાણી તેની નાની બહેન **ચિલ્લણા** તેને પૂછવા લાગી કે—બહેન ! તું કયાં જાય છે ? **સુજયેષ્ટાએ** ઉત્તર આપ્યો કે હું કયાંઇ જતી નથી. **ચિલ્લણાએ** કહ્યું કે બહેન ! સત્ય કહે ! કારણ કે તે આજ સુધી મારાથી કાંઇ છાનું રાખ્યું નથી, તો હવે શા માટે રાખે છે ? પછી **સુજયેષ્ટાએ** પોતાની જવાની વાત તેણીને કહી. તે ઉપરથી **ચિલ્લણાએ** કહ્યું—હું તારા વિના ક્ષણ માત્ર પણ રહી શકીશ નહિ. પછી તે બન્ને બેહેનો ગુપ્ત રીતે અંતઃપુરમાં કરેલાં ભોંયરાની પાસે આવી. ત્યાં **શ્રેણિક** તે બન્નેને રથમાં બેસાડી. એવામાં **સુજયેષ્ટા** પોતાનાં આભૂષણોનો કરંડિઓ ભૂલી જવાથી તે લેવાને ગઇ. અહિં **શ્રેણિક ચિલ્લણાને સુજયેષ્ટા** સમજીને રથમાં બેસાડી તૈયાર થઇ રહ્યો. એટલામાં તેના મંત્રીઓએ તેને કહ્યું કે અહિં વૈરીના સ્થાનકમાં વધારે વાર વસવું યોગ્ય નથી. પછી **શ્રેણિક** રથને પાછો વાળી ફકત **ચિલ્લણાને** લઇ ભોયરાં વાટે આગળ ચાલ્યો. અહિં **સુજયેષ્ટા** પોતાનો કરંડિઓ લઇ પાછી આવી. પરંતુ **શ્રેણિકને** દીઠા નહિ. તેથી તે પોતાની બહેનના વિયોગથી આકુળ વ્યાકુળ થઇ ગાઢ સ્વરથી **ચિલ્લણાને** બોલાવતી પોકાર કરવા લાગી કે હે બહેન ! હું હણાઇ છુ હણાઇછું **સુજયેષ્ટાનું** આવું રૂદન સાંભળી **ચેટકરાજાએ** પોતાના એક સેવકને વૈરીની પાછળ તે ભોંયરામાં મોકલ્યો. તે સેવકે ભોયરામાંજ યુદ્ધ કર્યું તેમાં તેના સઘળા લશ્કરને હણ્યું તેટલામાં તો શ્રેણિક રાજા બહાર નીકળી ગયો તેથી તે પાછો આવ્યો.

હવે અહિં શ્રેણિકે ભ્રાંતિથી ચિલ્લણાને સુજયેષ્ટા સુજયેષ્ટા એમ કહ્યું. ત્યારે ચિલ્લણા બોલી કે તે સુજયેષ્ટા આવી નથી, પણ તેણીની બહેન હું ચિલ્લણા છું. ચિલ્લણા બહેનના વિયોગી દુઃખી થઈ અને શ્રેણિક રાજા પણ ખેદ યુક્ત થયો. પછી શ્રેણિકે તેનું પાણિ ગ્રહણ કર્યું ત્યાર પછી એક વખત તેણે રાણીને માટે એક એક સ્તંભનું ગૃહ કરાવ્યું. તથા સર્વ ઋતુનાં ફળ આપનારો એક બગીચો કરાવ્યો. એટલે ત્યાં રહીને સતી એકાગ્ર ચિત્તે ધર્મનું આરાધન કરવા લાગી. અનુક્રમે એ ચિલ્લણા શીળવતને વિષે એવી દૃઢ થઇ કે તેની કીર્તિ દેશોદેશમાં પ્રસરી રહી.

એક વખતે મધ્ય રાત્રિએ ટાઢને સમયે ઉંઘમાં ચિલ્લણા બોલી કે—તેને કેમ હશે ? એ સાંભળી શ્રેણિકે રોષમય થઇને પ્રભાતે ઉઠીને સમવસરણને વિષે જઇ શ્રી વીર ભગવાનને પૂછયું કે—આ મારી પત્ની ચિલ્લણા સતી છે કે અસતી ? પ્રભુએ ઉત્તર આપ્યો કે તારી સર્વ સ્ત્રીઓ સતી છે. તમોએ ગઇ કાલે કાયોત્સર્ગે રહેલા સાધુને વાંધા હતા. તેમની પાસે ઉતરીય વસ્ત્ર પણ નહોતું તે સ્મરણમાં આવવાથી તહારી સ્ત્રીએ એમ કહ્યું કે આવી ટાઢ પડે છે તો એ મહાનુભાવ સાધુનું શું થતું હશે વારૂ ? એમ તહારી સ્ત્રીને કૃપાળુપણે વિચાર થયો હતો એને કંઇ મનોવિકાર નથી. ત્યાર પછી ચિલ્લણા રાણી શ્રી વીરે પ્રરૂપેલો ધર્મ કરતી તેમનીજ પાસે દીક્ષા લઇ સર્વ કર્મક્ષય કરી શુદ્ધ શીળ પાળીને મુક્તિએ ગઇ. જૈન કથા સંગ્રહ.

## સીતા.

**ભોજરાજાના** વિદ્વાન મંડળમાં આ સ્ત્રી ઉત્તમ ગણાતી હતી. તેણે પોતાની વિદ્યાથી પંડિતો અને રાજાને ઘણીકવાર પ્રસન્ન કર્યા હતા. જેવી તે ગુણજ્ઞ ગણાતી હતી, એવીજ શીળવ્રત પાળવામાં ઉત્કૃષ્ટતા ધરાવતી હતી. તેનો સ્વામી મણિભદ્ર પણ વિદ્વાન ચતુર અને ચાલાક હતો. આ જોડાં વચ્ચે પરસ્પર એવીતો પ્રીતિ હતી કે તેના પ્રેમનું બંધન અલૌકિકજ હતું. એ સતી કાવ્ય અલંકાર અને ધરરાજ્યમાં ઘણી લાયક ગણાતી હતી. એક સમયે એક મહા કવિએ ભોજની સભામાં આવી કહ્યું કે जाबिरयंमशृणोत्येव कृपण कीर्त्तिवर्जितः ॥

કીર્તિ વગરનો લોભી મનુષ્ય કવિતા સાંભળતોજ નથી. એ સાંભળી **સીતા** તે સભામાં બેઠી હતી તે બોલી કે—

**हता देवेन कवयो वराकास्ते गजा अपि ।**
**शोभा न जायते षांमडलेन्द्र गृहविना ॥**

એ બિચારા કવિઓ અને બિચારા હાથીઓને દૈવેજ મારી મૂકેલા છે કે, જેઓને મહારાજાના રાજ્યવિના શોભા મળતી નથી. એ સાંભળી રાજા અને સભાસદો સર્વે ઘણા પ્રસન્ન થયા. વળી કોઇ એક વખતે **ભોજ** કવિ **કાલીદાસ**માં કાંઇ દોષ જોઇ મનમાં ઉદ્વેગ પામતો હતો. તે સમયે **સીતા ભોજના** મનનો ભાવ જાણી લઇને બોલી કે—

**दोषमपि गुणवति जने दृष्ट्वा गुणरागिणो न खिद्यन्ते ।**
**प्रीत्यैव शशिनि पतित पश्यति लोकः कलङ्कमपि ॥**

ગુણી મનુષ્યમાં દોષ દેખવામાં આવે, તોપણ ગુણ ઉપરજ પ્રેમ ધરાવનારા મનુષ્યો તેથી ખેદ પામતા નથી. ચંદ્રમામાં રહેલા કલંકને પણ લોકો પ્રેમથીજ જુવે છે.

આહા, કેવો ઉત્તમ ઉપદેશ ? તેનાં આવાં વચન સાંભળી ધારાધિપની **ભોજ** ઘણો આનંદ પામ્યો અને તેને અમુક દ્રવ્ય આપ્યું. આવે આવે પ્રસંગે તેણે ઘણી કવિતાઓ કરેલી છે. આ પતિવ્રતા સ્ત્રી શિઘ્ર કવિતા કરવાની અલૌકિક કવિત્વ શક્તિ ધરાવતી હતી તે પોતાના સદ્ગુણો અને ચાતુરીથી સર્વ દેશમાં માન પામી સુપ્રસિદ્ધ થઇ હતી.

અહો, આર્ય સ્ત્રીઓમાં પણ કેવી અલૌકિક શક્તિઓ રહેલી છે, ખરેખર જો તેઓ ઉત્તમ વિદ્યાની કેળવણી લેતો પ્રકાશિ નીકળ્યા વગર રહે નહિ. અરે, પણ તે અર્વાચીન કાળમાં અપાતી ધર્મ, નીતિ વગરની લુખી કેળવણી નહિ હો ? એતો પ્રાચીન પદ્ધતિ પ્રમાણે ધર્મ નીતિવાળી કેળવણીજ સમજવી. ધર્મનીતિવાળી કેળવણીનો પ્રતાપજ કોઇ અલૌકિક છે તેની અસર હૃદયમાં કોઇ જુદીજ તરેહની થાય છે. તેથી અંતઃકરણ પવિત્ર થઇ જીંદગીનું સાર્થક થઇ શકે છે.

## બ્રાહ્મી અને સુંદરી.

અયોધ્યા નગરીમાં **ઋષભરાજા** રાજ્ય કરતા હતા. તેમને **સુમંગળા** અને **સુનંદા** નામની બે પત્નીઓ હતી. **સુમંગળાએ** એક પુત્ર પુત્રીના યુગ્મ ( **ભરત** અને **બ્રાહ્મી** ) ને જન્મ આપ્યો, અને **સુનંદાએ બાહુબળી** અને **સુંદરીને** જન્મ આપ્યો. **બ્રાહ્મીને** અઢાર જાતની ભાષા શીખવીને **સુંદરીને** ગણિત શીખવ્યું. **ઋષભ રાજાએ** તથા તેના પુત્રો તથા પુત્રીના પુત્રો વગેરે મળી આખા કુટંબે દીક્ષા લીધી. **ભરતની** અનુજ્ઞાથી **બ્રાહ્મીએ** દીક્ષા લીધી. **સુંદરીને બાહુબળીએ** હા કહી પરંતુ **ભરતે** દીક્ષા લેતાં નિવારીને તેણીને પોતાની પટરાણી કરવા રાખી. આ પ્રમાણે **ભરતરાજા ઋષભદેવ** પ્રભુનો પ્રથમ **શ્રાવક** અને **સુંદરી** પ્રથમ શ્રાવિકા થઇ. ત્યાર પછી **ભરત** સર્વ દેશ સાધવાને ચાલ્યો. પાછળ **સુંદરીએ** આંબિલનું તપ આદર્યું છે. ખંડ સાધીને **ભરત**નમિ વિનમિની બહેનને સ્ત્રી રત્ન કરી સાથે લેતો આવ્યો. તેણે આવીને જોયું તો હિમના પડવાથી જેવી કમલિની થઇ જાય તેવી સુકાઇ ગયેલી કેળના જેવી અને દિવસે ચંદ્રની કળા દેખાય તેવી થઇ ગયેલી **સુંદરીને** જોઇ. વળી તેણીનું લાવણ્ય નિસ્તેજ થઇ ગયું હતું. શરીરમાં ફક્ત અસ્થિ અને ચર્મજ રહ્યાં હતાં. અને જાણે કે તે **સુંદરી** નથી પણ કોઇ અન્ય સ્ત્રી છે. તેમ તેણીનું અંગ સુકાઇ ગયું. એ જોઇ **ભરતરાજા** સેવકોને કહેવા લાગ્યો કે શું મારેત્યાં ધાન્ય સંપતિ નથી ! કે પૃથ્વીજ બીજ રહિત બની છે ? કે શું એને ઇચ્છિત ભોજન મળતું નથી ! આ સાંભળી તેનો સેવક બોલ્યો કે–મહારાજ આપના રાજ્યમાં કોઇ પણ વસ્તુની ખામી નથી પરંતુ જ્યારથી તમે તેને વ્રત લેતાં નિવારી છે ત્યારથીજ વૈરાગ્યવાસિત થઇ એણીએ સાધ્વીની પેઠે આંબિલની તપશ્ચર્યા કરવા માંડી છે. અમે એને અન્ન ખાવાનું બહુ બહુ કહ્યું પણ તેણે તે માન્યું નહિ. તેણીને એ તપ કરતાં સાઠ હજાર વર્ષ થયાં છે. એ સાંભળી ખિન્ન થઇ ભરત રાજાએ કહ્યું હા ! આપણને ધિક્કાર છે કે આપણે ઉન્મત્તપણે વિષયાસક્ત થઇ ગયા છીએ. હિતાહિત જાણતા નથી ને રાજ્ય સંપત્તિનેજ મોહી પડયા છીએ ઉત્તમ પ્રાણીઓ આજ શરીરવડે મોક્ષ લક્ષ્મી પ્રાપ્ત કરે છે. અને ભોગની વાંછનાવાળાઓ આજ શરીરવડે નરકવાસ પામે છે

માટે આ મારી બહેનને ધન્ય છે કે જેણીનું એવી અસલ તપશ્ચર્યાને વિષે ચિત્ત ચોંટેલુ છે. માટે એ ભલે સંયમ ગ્રહણ કરે. એવામાં શ્રી **ઋષભદેવ** પ્રભુ વિહાર કરતા ત્યાં આવીને રહ્યાં. તેમને બહારના બગીચામાં આવેલા જાણી વધામણી આપનારને યોગ્ય દાનદઇ **ભરત** મહારાજા અને **સુંદરી** આદિ સહુ તેને વંદના કરવા ગયાં ત્યાં ધર્મોપદેશ શ્રવણ કરીને **ભરત** મહારાજાએ પ્રભુને કહ્યું હે ભગવન્ મેં આ **સુંદરીને** ચારિત્ર લેતાં નિષેધી, તેથી મને મ્હોટું પાતક લાગ્યું છે. બહુ આરંભ કરાવવાથી હું તો પાપી થયોછું. એમ કહીને તેણે **સુંદરીની** ક્ષમા માગી તે વખતે **સુંદરી** બોલી–દીક્ષા લીધા-વિના મારો કેટલો કાળ ગયા, તે કર્મનું વિલસિત છે. એમ કહી **ભરતની** આજ્ઞા લઇ તેણીએ પ્રભુપાસે દીક્ષા અંગિકાર કરી એટલે તો હવે તે વિશેષે શુદ્ધ ચારિત્ર પાળતી તપશ્ચર્યા કરવા લાગી. **બ્રાહ્મી** ગણ શ્રી **અરિહંત** પ્રભુએ કહ્યા પ્રમાણે વિશુદ્ધ સંયમ પાળવા લાગી. પછી તે બન્ને ઘાતીકર્મનો ક્ષયકરી નિરવદ્ય તપવડે શીઘ્ર કેવળજ્ઞાન પામી. પછી બહુ કાળ પર્યંત ભવ્ય જીવોને બોધ આપી મસ્તી વખતે અષ્ટાપદ પર્વત ઉપર બન્નેએ મુક્તિ પ્રાપ્ત કરી.

**જૈન કથા સંગ્રહ.**

## શિવા સતી.

આ મહાસતી ઉજ્જયીની નગરીના રાજા **ચંડપ્રદ્યોતનની** ધર્મ પત્ની થાય. એક દિવસે તે સભા ભરીને બેઠો હતો ત્યાં એક દૂત આવ્યો તેણે હાથ જોડી રાજાને પ્રણામ કર્યાં આથી રાજાએ પૂછ્યું કે તું કોણ છે? અને શા માટે આવ્યો છે? તેથી તેણે ઉત્તર આપ્યો કે વિશાળા નગરીમાં **ચેટક** નામનો રાજા રાજ્ય કરે છે. તેને દેવકન્યા સમાન **શિવા** નામની પુત્રી છે. તે ચોસઠ કળામાં પ્રવીણ છે. તે પુત્રીને **ચેટક** રાજા તમને આપવાનું ધારે છે. જો તમારી ઇચ્છી હોય તો તમે એને પરણો નહિતર તે તેણીને બીજા રાજા સાથે પરણાવશે. તે સાંભળી **ચંડપ્રદ્યોતન** રાજાએ હા કહી તેથી **ચેટક** રાજાએ પોતાની **શિવા** પુત્રીને મોટા આનંદ પૂર્વક **ચંડપ્રદ્યોતનની** સાથે પરણાવી,

આ શિવા રાણી એક વખત **શ્રી વીર** ભગવાન પાસે ધર્મોપદેશ શ્રવણ કરવા ગઇ હતી. ત્યાં તેણીએ ધર્મ અંગિકાર કર્યો કેઇએક દેવતાએ તેને શીળથી ચલાયમાન કરવાનો પ્રયાસ

કર્યો હતો. પણ તે મહા સતી પોતાના વ્રતમાં દ્રઢ રહી હતી. એ નગરમાં નિરંતર અગ્નિનો ઉપદ્રવ થયા કરતો હતો. ઘણા ઘણા ઉપચારો કર્યા પણ તે સર્વ વૃથા આવી રીતે અહર્નિશ અગ્નિ દુઃખ દેતો હતો. એક વખતે રાજાએ બુદ્ધિના ભંડાર એવા **અભય કુમાર** મંત્રીશ્વરને મહા પ્રયાસે ત્યાં આણ્યો ને અગ્નિ શમતો નથી તેનું શું કરવું એમ પૂછ્યું. મંત્રીશ્વરે ઉત્તર આપ્યો કે જો શીળવતી નારી પોતે અહિં આવીને સર્વ ઘરો ઉપર પાણી છાંટે તો એ અગ્નિ તુરતજ શાંત થાય તે ઉપરથી બહુ બહુ સ્ત્રીઓ ત્યાં આવીને જળ છાંટી ગઇ. પણ તે સર્વ મિથ્યા ગયું. જ્યારે **શિવા** સતીએ પોતે આવીને સર્વ સ્થળે જળ છાંટ્યું, ત્યારે તુરતજ અગ્નિ મંદ થઇ ઠરી ગયો. તે વખત સર્વ લોકોએ જય જયકારનો ઘોષ કરી મેલ્યો. અને કહેવા લાગ્યાં કે આ **શિવા** મહા સતી છે. વળી પણ કહેવા લાગ્યો કે દેવ, દાનવ, ગંધર્વ, કિન્નર, યક્ષ અને રાક્ષસ પણ દુષ્કર કાર્ય કરનારા એવા શીળ પાળનારને નમસ્કાર કરે છે. શીળ મનુષ્યના કુળને ઉન્નતી કરવાવાળું પરમ ભૂષણ રૂપ ક્યારે પણ નાશ નહિ થનારૂં, આશ્ચર્યકારી, પવિત્ર, સતિદાયક, દુર્ગતિને નાશ કરનારૂં, પવિત્ર એવા મોટા યશને આપનારૂં, ઉત્કૃષ્ટ એવા મોક્ષનું કારણ અને કલ્પ વૃક્ષ રૂપ છે. અનુક્રમે તેણીએ ( શિવા સતીએ ) શ્રીવીર પ્રભુ પાસે દીક્ષા લીધી ને નાના પ્રકારની તપશ્ચર્યાથી કર્મક્ષય કરી મોક્ષ પ્રાપ્ત કર્યો. જૈન ગ્રંથ

## નંદયંતી.

આ કન્યાને તેના પિતા **નાગદત્ત** વણિકે **સાગરપોતાના** પુત્ર **સમુદ્રદત્ત** સાથે પરણાવી હતી. એક વખત **સમુદ્રદત્તે** તેના પિતાને કહ્યું કે—મારે દ્રવ્ય ઉપાર્જન કરવા વિદેશ જવું છે તેથી રજા આપો. આથી તેના પીતાએ કહ્યું કે તારા ઘરમાં જે કોટીબધ દ્રવ્ય છે. તે તુ અહિં રહીને ભોગવ. આં સાંભળી **સમુદ્રદત્ત** બોલ્યો કે—પૂર્વ ભવમાં ઉપાર્જેલી લક્ષ્મી તો હલકા માણસોજ ભોગવે. વળી બોલ્યો કે પિતાના ઉપાર્જેલા ધનથી ઘણા મનુષ્ય મદોન્મત બને છે. પણ પોતાના ઉપાર્જેલા ધનથી તો વીરલાજ એવા થાય છે. આટલું કહ્યા છતાં પણ પિતાએ જવાની અનુજ્ઞા આપીજ નહિ.

આથી પોતે રાત્રિને સમયે ગુપ્ત રીતે વિદાય થયો. પરંતુ જાતો જા
તો પ્રિયાનું ચેષ્ટિત જોવાને ઘરની જાળીમાં ઉભો રહયો. એ
ટલામાં **નંદયંતી** ખળભળી જાગી ઉઠી અને પતિને નહિ દેખવાથી
દુઃખિત થઈ પતિના ગુણનું સ્મરણ કરતી તે પરસ્પર વિયોગ થવાથી
વ્યાકુળ બની કંઠમાં પાશ નાખતાં બોલી કે—જો મારા પતિ હમ-
ણા અહી નહી આવે તો મારે જરૂર મરણને શરણ થવું પડશે.
એમ પ્રિયાને દુઃખિત થતી જોઇ બહારથી આવી **સમુદ્રદત્તે** તેને
સંતોષી. પછી તેણે કહ્યું કે-હે વલ્લભા ? હું વિદેશ જઉંછું. તું તે
કોઇને કહીશ નહિ. એ પ્રમાણે સ્ત્રીની રજા લઇ દ્રવ્ય ઉપાર્જન કરવા
**સમુદ્રદત્ત** સમુદ્ર માર્ગે વિદાય થયો. **સમુદ્રદત્ત** ગયા પછી ત્રણ મા
સે **નંદયંતી** સગર્ભા જણાઇ તે જોઇને સાસુ સસરાએ વિચાર્યું કે
પુત્ર તો વિદેશ વિચર્યો છે અને વહુ તો સગર્ભા જણાય છે તેથી
સ્ત્રીઓનાં સ્વરૂપ જાણી શકાતાં નથી. બહારથી રૂડાં આચરણવાળી
એવી સ્ત્રીઓનો વિશ્વાસ કરવો નહી. કારણ કે કિંપાક ફળની પેઠે
તેનાં પરિણામ સારાં નથી. માટે એવી નીચ સ્ત્રીને આપણી પંક્તિ
માંથી તજી દેવી જોઇએ. એણે અમારા નિષ્કલંક કુળને કલંક લ-
ગાડયું છે. એમ કહી તેણે **નંદયંતીને** પોતાના સેવક સાથે વનમાં
મોકલી દીધી વનમાં જઇ એ મહાસતી ધરણીપર ઢળી પડી. ફરી
સચેત થઇ બોલી કે— હા દેવ ! મારા શા અપરાધથી સાસુજીએ
મને તજી દીધી છે. એક તો મ્હારો સ્વામી મને તજીને વિદેશ ગ-
યો છે. ત્યાં વળી મને વનમાં મૂકી. મેં લેશ માત્ર પણ શીલ ખં-
ડન કર્યું નથી. આ ભવને વિષે તો મહારે **સમુદ્રદત્ત** વિના તો
સર્વે ભાઇઓ છે આમ વિલાપ કરતી હતી એટલામાં અગપરના
સ્વામી **પદ્મરાજા** ત્યાં આવ્યો તે તેણીને જોઇ બહેન કહી પોતાને
ત્યાં તેડી ગયો. ત્યાં તે રાજાની આજ્ઞાથી યથેચ્છ દાન દેતી. શીળ-
વ્રત પાળતી અને ધર્મ કર્મમાં તત્પર રહેવા લાગી. ત્યાં તેણીએ
નવ માસ પૂરા થયે પુત્રને જન્મ આપ્યો.

પેલો સેવક કે જે **નંદયંતીને** વનમાં મૂકવા આવ્યો હતો
તેણે ત્યાં બનેલી સઘળી હકીકત **સાગરપોત** વણિકને કહી. એવા-
માં **સમુદ્રદત્ત** વિદેશથી અખુટ ધન ઉપાર્જન કરીને ઘેર આવ્યો.
તેને તેની માતાએ વહુને તજી દીધાની વાત કહી. તે સાંભળીને તે

બોલ્યો કે—મારી પત્નીને ગર્ભ રહયો હતો તે મારાથીજ હતો. તે મારાથીજ હતો. એ સાંભળીને તો સર્વ દુઃખી થયાં અને શેઠે દેશ વિદેશ પોતાના સેવકો વહુને શોધવા અર્થે મોકલ્યા સમુદ્રદત્ત પણ પોતાની પત્નીને શોધવા નીકળી પડયો. સમુદ્રદત્ત સઘળી જગોએ ભમતો ભમતો એક સમયે ભૃગુપુરે જઈ પહોંચ્યો. ત્યાં ક્ષુધાતુર થવાથી એજ દાનશાળામાં ગયો ત્યાં તેણે પોતાની નારીને નીરખી તેથી પોતાનો સંશય ટાળવાને તે નંદયંતીના શીળની પરીક્ષા કરવાને એક અન્ય સ્ત્રીને શીખવી તેણીની પાસે મોકલી. એટલે તે સ્ત્રી એ નંદયંતી પાસે જઇને કહ્યુ કે—હે નંદયંતી ! તું આ મનુષ્ય જન્મને પામીને ભોગ સુખ વિના નિષ્ફળ શા માટે ગુમાવે છે ? તું તો વિચક્ષણ છે માટે જો તારી ઇચ્છા હોય તો એક દેવકુમાર તુલ્ય વણિક પુત્ર આવ્યો છે. તેની પાસે અખુટ દોલત છે તે પુરૂષને અંગિકાર કરવાને દેવાંગના પણ ઇચ્છા કરે છે. માટે જો તુ તેનો સ્વિકાર કરીશ તો અતિ સુખી થઇશ. હુંતો તારા હિતને માટે કહેવા આવી છું.

આ વાત સાંભળીને નંદયંતી બોલી કે—બહેન ! તું આવી તો ભલે આવી પણ સતીની પાસે એવું કહેવાંસ્ની જીભ ત્રુટી પડે· છે. હું તો આ ભવને વિષે સમુદ્રદત્ત સ્વામી શિવાય અન્ય કોઈ દેવકુમાર હોય તેને પણ ઇચ્છતી નથી. જો તું હવે અધીક કહીશ· તો તને હું આત્મહત્યા દઇશ. આ વખતે સમુદ્રદત્તે પોતાનો મૂળ વેષ લીધો. ને તે તેણીની પાસે ગયો. ત્યાં જઇ પ્રિયાને જોઇ તે હર્ષ પામ્યો. તે પણ પતિને ઓળખી ઉભી· થઇ અને વિનય સહીત તેનો સત્કાર કર્યો પરસ્પર નેત્ર મેળાપ થયો. આથી તેની પ્રેમની પરીસીમા રહી નહી. વળી· સતીને પ્રથમની વિયોગ વેળાની દુઃખી સ્થિતિ સ્મરણમાં આવવાથી આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં પછી હર્ષ સહિત સમુદ્રદત્ત તેણીને પોતને નગરે તેડી લાવ્યો. પિતા વગેરેને પાયવંદન કરી બનેલી સઘળી બીના જાહેર કરી. આ સમયે ત્યાં એક કેવળ જ્ઞાની સાધુ આવ્યા હતા. તેમને વંદન કરવાને સમુદ્રદત્ત અને તેનાં સગાં સ્નેહીઓ સર્વે ગયાં. સાધુએ ધર્મો પ્રદેશ આપ્યો પછીથી સતી નંદયંતીએ પૂછયું કે—હે મહારાજ ! મારા કયા કર્મને લીધે આટલો વખત મારા પતિ સાથે વિયોગ

કહયો. તે ઉપરથી ગુરૂએ તેણીનો પૂર્વ ભવ કહયો કે ચંદ્રપુર નગરમાં મુકુંદ નામના બ્રાહ્મણને શ્રીમતી નામની સ્ત્રી હતી. તેણીએ એક વખતે યજ્ઞનો મહોત્સવ થતો હતો તે વખતે ભિક્ષાને અર્થે આવેલા સાધુનો ઉપહાસ કર્યો હતો કે—હે શુદ્ર ! તું અહીં કેમ આવ્યો છે. તેનાં શ્વશુરાદિ સર્વ પણ તે ઉપહાસમાં અનુમત થયાં. તે મુકુંદ મૃત્યુ પામ્યો. તેનો જીવ તું સમુદ્રદત્ત થયો અને એ શ્રીમતીનો જીવ નંદયંતી થઇ. તે વખતે મુનિનો ઉપહાસ કરવાથી તારા પતિથી તને વિયોગ થયો. આ પછી નંદયંતી વિશેષ પ્રકારે ધર્મ આચરવા લાગી. અને શીળવ્રત પાંળતી મરણાંતે દેવલોકમાં ગઇ.

## રોહિણી.

આ સતી પાટલીપુત્ર નગરમાં રહેનાર ધનાવહ શ્રેષ્ટીની પત્ની થાય. એક દિવસે ધનાવહ શેઠ દ્રવ્ય મેળવવાને સમુદ્ર માર્ગે વિદેશ ગયો. પાછળથી તેની પત્ની રોહિણી પોતાની સખીઓ સાથે પતિના વિયોગથી દુઃખી દિવસો ગાળતી હતી. એક સમયે રોહિણી પોતાના મહેલના ઝરૂખામાં બેઠી હતી તે વખતે તે નગરનો રાજા ત્યાંથી પસાર થતાં તેણે ગોખમાં બેઠેલી રોહિણીને દીઠી. તેણીને વારંવાર જોઇને રાજાનું ચિત્ત રોહિણી ઉપર લીન થયું. એટલે પોતાને ઘેર જઇને તેણે એક દૂતીને રોહિણી પાસે ભેટ સહિત મોકલી. એ દૂતીએ જઇ રોહિણીને કહ્યું કે આપણો નંદ નૃપતિ તને ઇચ્છે છે. માટે તેનો સંગમ કરીને આ તારા વૃથા જતા યૌવનને સફળ કર. તે સાંભળી રોહિણીએ વિચાર્યું કે અહો ! પોતાના કુળનો વિચાર કર્યા વગર આ છુટી ગયેલા મદોન્મત હસ્તી જેવો રાજા મારા શીળરૂપી વૃક્ષનું ખંડન કરશે. માટે કોઇ ઉપાયવડે એને બોધ દેવો. એમ વિચારી તેણીએ દૂતીને કહ્યું કે—સખી ! સ્ત્રીઓ પોતેજ સ્વભાવથી એવા વીર પુરૂષને ઇચ્છે છે. પણ આ રાજા તો ઉલટો મને ઇચ્છે છે. માટે એને ધીક્કાર છે. જેમ ચંદ્રમા કલંકથી કલંકિત છે તેમ જો તેને પોતાનું નિર્મળ કુળ કલંકિત કરવું હોય તો ભલે ગુપ્ત રીતે રાત્રિને સમયે અહિં આવે. આ સાંભળી આવેલી દૂતી વિદાય થઇ. અને તેણીએ રાજા પાસે જઇને કહ્યું કે રોહિણીએ કહ્યું છે કે—રાજા અહિં આવે. તે સાં

મળીને રાજા સંગાર સજીને તેણીને ઘેર ગયો. ત્યાં તેને દાસીએ આસન આપી બેસાર્યો એટલામાં **રોહિણી** રાજાનું મુખ નહી જોતાં નીચું મોઢું કરી અહિં આવી. રાજા તેણીને જોઇ આનંદ પામ્યો. એટલે **રોહિણીએ** પોતાની સખીઓને રસોઇ બનાવવાનો આદેશ કર્યો. બીજી સખીને વળી કહ્યું કે રાજાની આગળ ઉત્તમ પ્રકારના ફળથી ભરીને એક થાળ લાવો તે સખીએ તે પ્રમાણે કર્યું. એટલે રાજા તે ફળને ખાઇ શયનગૃહમાં ગયો. ત્યાં તેને નિદ્રા આવવા લાગી. ક્ષણમાં નિદ્રા આવે અને ક્ષણમાં વળી જાગ્રત થાય. એવામાં તેણે પાણી માગ્યું. વળી તે નવનવી સરસ રસદાર રસોઇ જમીને બોલ્યો કે—આ નાના પ્રકારની રસોઇમાં કેટલીક ખુબી છે એ કેમ ? **રોહિણીએ** કહ્યું કે—એનો વિવેક તમને કહુંછું. જેમ વસ્તુઓને વષે સરસ રસજ્ઞતા દેખાય છે. તેમ સ્ત્રીઓને વિષે પણ સમજવું. સ્ત્રી છે તે પુરૂષને ભ્રમને વિષે પાડે છે. જેમ સૂર્યમણિ સૂર્યને જોઇને પ્રજ્વલિત થાય છે તેમ કામાતુર પુરૂષો મૂઢતાથી સ્ત્રીઓને જોઇને વિકાર પામે છે. હે રાજા ! આપ તો સર્વ પ્રજાના પિતા છો. અને અન્યાયે પ્રવર્તન કરવું ભૂપતિઓને ભૂષિત નથી. આપને પણ એ સન્માર્ગનું ઉલંઘન કરવું યોગ્ય નથી. સ્ત્રી તો નરકની ખાણ છે, બુદ્ધિ અને દ્રવ્યથી ભ્રષ્ટ કરનારી છે. અને વળી પાપના ધામ જેવી છે. **રોહિણીનાં** આવાં વચન સાંભળી પરનારી સમાગમ દુઃખ દાયક જાણી ઉભો થઇ રાજા તેણીની ક્ષમા માગવા લાગ્યો ને બોલ્યો કે હે સતી ! ઉપદેશ આપનારી તારા જેવી ખરી સતી કંઇકજ હોય છે. મન કુમાર્ગે જતાં નિષેધ કરવાથી તું મારી ગુરૂ થઇ છે. એમ કહી તેણીના ગુણની શ્રેષ્ટતા અને તેના શીળની પ્રશંસા કરતો પોતાના મહેલમાં આવ્યો.

થોડા સમય પછી **ધનાવહ** શેઠ દ્રવ્યોપાર્જન કરીને ઘેર પાછો આવ્યો. તે વખતે **રોહિણી** ભરતારની મુખ કમલને જોઇ આનંદ પામી. તે રાજા આવ્યાના ખબર સાંભળી વિચારવા લાગ્યો કે—ભૂખ્યા વાનરને મધુનું પાત્ર મળે અને કાગડાને દહીંની મટકી મળે અને તે પણ એકાંતમાં મળે તો તેઓ તેને કેમ છોડે? માટે આ મારી સ્ત્રી પાસે રાજા આવી ગયો એટલે તે સુશીળા કેમ રહે ? આમ સંતાપ કરતો **રોહિણીનો** ત્યાગ કરવા ઈચ્છા કરે

વા લાગ્યો. એવામાં **રોહિણીને** નિષ્કલંક કરવા અનાધાર વૃષ્ટિ થઇ. એટલુંજ નહિ પરંતુ પ્રત્યેક જળાશયો ભરાઇ ગયાં. તે વખતે નદીએ પણ પોતાના તટને ઉલ્લંઘીને નગરનાં દ્વારને રોક્યાં તે વખતે તે નગર જળથી ડુબી જશે એમ જાણી રાજાએ વિચાર્યું કે જો **રોહિણી** અહિં દ્વાર સુધી આવે તો તેણીના શીળના પ્રભાવથી પાણી ઉતરી જાય. આથી રાજાએ તેને બોલાવીને કહ્યું કે—હે બહેન ! આ જળના પુરને પાછું વાળ. એથી **રોહિણીએ** દરવાજા પર ચઢી નમસ્કાર કરી હાથમાં જળ લઇને કહ્યું કે જો મેં આ ભવને વિષે શુદ્ધ શીળ પાળ્યું હોય તો આ જળનો ઉપસર્ગ વિરામ પામો. આમ બોલી કે તુરતજ નદીનું પાણી આગળ વધતું બંધ થયું. તે જોઇ નગરમાં વસનારા સર્વ લોકો હર્ષ પામીને બોલ્યા કે ધન્ય છે એના શીળને અને ધન્ય છે એના ધર્મને ! ! આમ સર્વ સ્થળે જયધ્વનિ થયો. ને આકાશમાં પણ દેવતાઓએ હર્ષના નાદ કર્યા કે આ મહાસતી **રોહિણીનું** અદ્‌ભુત શીળવ્રત જનોના દુઃખને દૂર કરનારૂં છે. તે વખતે **રોહિણીના** વચનથી બહુ લોકોએ જૈન ધર્મ અંગિકાર કર્યો. રાજા બોલ્યો કે આ **રોહિણીનું** જેવું શીળ છે તેવું ક્યાંય પણ દેખાતું નથી. એમ કહી તેણે પણ પોતાની પત્નીઓ સહિત તેણીની પાસે જૈન ધર્મ અંગીકાર કર્યો. પછી **રોહિણીએ** સર્વે જિન મંદિરોમાં પૂજા વંદનાદિ મહોત્સવ કર્યા. **ધનાવહ** શેઠે પણ **રોહિણીના** તપને વિષે શુદ્ધ ભાવ અને શીળના માહાત્માથી હર્ષ પામી જૈન ધર્મને અંગીકાર કર્યો. એક દિવસે **રોહિણી** પોતાના ગુરૂ પાસે ધર્મ સાંભળવા ગઇ. ત્યાં ગુરૂએ કહ્યું કે—જે માણસ શુદ્ધ ભાવ સહિત **રોહિણીનો** તપ કરશે તે સ્વર્ગ અને મોક્ષ રૂપી સંપત્તિ મેળવશે. **રોહિણીનો** તપ કેમ કરવો ? એમ પૂછવાથી ગુરૂએ જવાબ આપ્યો કે **વાસુપુજ્ય** સ્વામીની પ્રતિમાની આગળ **રોહિણી** નક્ષત્રમાં સાત વર્ષ અને સાત માસ પર્યંત ઉપવાસ કરવા અને તેનું ઉજમણું કરી એકાણું મોદક પ્રમુખ વસ્તુઓ પ્રભુ આગળ ધરવી; વળી તપશ્ચર્યા છે તે સકળ લક્ષ્મીનું વગર સાંકળનું બાંધવાનું સ્થાન છે. અને દુરિત ભૂત પ્રેમાદીનો વગર અક્ષરનો મંત્ર છે. જેનાથી વિઘ્નની શ્રેણી નાશ પામે છે. દેવતાઓ દાસ થઇ રહે છે. કામ શાંત થાય છે, ઇંદ્રિયો દમાય છે, કલ્યાણ પાસે આવે છે; મહા ઋદ્ધિ આવી મળે છે; કર્મના સમૂહનો

નાશ થાય છે; તેમજ સ્વર્ગ અને મોક્ષ સ્વાધીન થાય છે. એવું જે તપ તે કેમ પ્રશંસા પાત્ર નહી હોય ? આ સાંભળી રોહિણીએ તે પ્રમાણે મોક્ષને આપનારૂં વ્રત કર્યું. તેથી તે મુક્તિ માર્ગને જોઇ શકી.

જૈનગ્રંથ.

## રતિસુંદરી.

**રતિસુંદરી** એ સાકેતપુરના મહિપાલ **કેસરીની** કન્યા થાય. તે રૂપે, ગુણે અને ધર્મથી સુશોભિત હતી. એક વખતે ચંદ્રભૂપતિની રાજ સભામાં કોઇ તેના સેવકે **રતિસુંદરીની** રૂપ સંપત્તિની પ્રશંસા કરી. તે ઉપરથી **નંદન નગરના** રાજા **ચંદ્રે** **રતિસુંદરીને** મેળવવા ઇચ્છા કરી. આથી પોતાના દૂતને **રતિસુંદરીના** પિતા **નરકેસરી** રાજા પાસે મોકલ્યો ને તેણીનું માગું કર્યું. આથી સાકેતપુરના અધીપતી **નરકેસરી** રાજાએ આ સંબંધને યોગ્ય જાણી જેમ **દક્ષ** રાજાએ ચંદ્રને **રોહિણી** આપી હતી તેમ પોતાની **રતિસુંદરી ચંદ્રરાજાને** દીધી. પછી તેણે શુભ દિવસે મોટા દાયજા સહિત **રતિસુંદરીને** નંદનપુર મોકલી. અને લક્ષ્મી જેમ પોતે જઇને **શ્રીકૃષ્ણને** વરી હતી તે પ્રમાણે તે તેમ વરી. ત્યાં તેનો સારાં મુહુર્તમાં વિવાહ થયો. વળી સર્વ લોકો તેણીનું સૌંદર્ય જોઇને કહેવા લાગ્યા કે અહો આ તે શું દેવી હશે ? પછી **રતિસુંદરીથી**. અલંકૃત થયેલો ચંદ્રભૂપતિ ઉત્તમ સ્થિતિને પામ્યો.

એકવાર બળવાન રાજા **મહેંદ્રસિંહે** **ચંદ્રનરેશ્વરને** દૂત સાથે કહાવી મોકલ્યું કે—હે ભૂપ ! જેમ સૂર્ય, ચંદ્ર અને સમુદ્રને જેમ પ્રીતિ છે તેમ આપણે પણ કુળ ક્રમાગત પ્રીતિ છે. તે લોપવી જોઇએ નહિ. તેઓજ કુળને દીપાવનાર પુત્રો કહેવાય કે જેઓ સત્વવાળા થઇને મહિમાના સ્થાનરૂપ પૂર્વજોએ કરેલા સંબધને લોપતા નથી. સત્ પુરૂષોએ સજ્જનતા તજવી જોઇએ નહિ. માટે આ પણી પ્રીતિની વૃદ્ધિ અર્થે નવી પરણેલી **રતિસુંદરીને** મારી ભેટ તરીકે મોકલો. આ સાંભળી રાજા **ચંદ્રેશ્વર** જરા હાસ્યથી બોલ્યો કે—રાત્રિ જેમ ચંદ્રમાને પ્રિય છે, તેમ સ્વ જનકોને પ્રિય ન હોય? દાક્ષિણ્ય, પ્રિયભાષણ, સુશીળ, વિનય ને દાન એ સજ્જનોના ગુણ છે પરંતુ હે દૂત ! તારા રાજાએ કહેવરાવ્યું છે તે સારૂં નથી.

કારણ મોટા કુળ પતિઓ પણ પોતાની મર્યાદા છોડતા નથી ને તારો રાજા તો મર્યાદા છોડીને મારી સ્ત્રીને માગે છે. તો શું કોઇ નીચ માણસે પણ પોતાની સ્ત્રી કોઇને આપેલી જાણી છે ? આ સાંભળી દૂતે જવાબ આપ્યો કે હે રાજન્ ! તમે એમ ન કહો સમુદ્ર મર્યાદા મૂકે તેને કોણ રોકી શકે ? એ સમુદ્રજ જ્યારે ક્ષોભ પામે ત્યારે પાળ બાંધવા કોણ સમર્થ થાય ? અમારો રાજા અતિ બળવાન છે. તેની સેનાના ભારથી પૃથ્વી પણ કંપે છે. માટે તમારે શમત્તાથી અને નરમાશથી બોલવું. તે સાંભળી ચંદ્રેશ્વર રાજા રોષે ભરાઇને કહેવા લાગ્યો કે હે દૂત ! મારી સ્ત્રીની ઇચ્છા રાખનર તારા રાજાને નરકમાં જવું પડશે. કોઇએ પોતાની સ્ત્રીને પારકે ઘેર કદાપિ મોકલી છે ? નાગ જીવતો હોય ત્યાં સુધી તેનો મણિ કોઇ લઇ શકે કે ? દૂતે જવાબ આપ્યો કે હે રાજન્ ! ગમે તે પ્રમાણે આત્માનું રક્ષણ કરવું એમ શાસ્ત્રમાં કહ્યું છે. જીવતો નર ભદ્રાને પામે છે; મૃત્યુ પામેલાને કંઇ મળતું નથી. વળી કુળની રક્ષાને અર્થે ગામનો ત્યાગ કરવો અને આત્માને અર્થે પૃથ્વીનો પણ ત્યાગ કરવો. આ વાક્યો સાંભળતાંજ ચંદ્રેશ્વર રાજાને ક્રોધ ચડયો અને દૂતને એકદમ સભામાંથી બહાર કાઢી મેલ્યો. તેણે જઇને પોતાના સ્વામીને સઘળી હકીકત કહી, તેથી ક્રોધાયમાન થયેલો મહેંદ્રનરેશ્વર સજ્જ થઇને ચંદ્રેશ્વરને જીતવા ચાલ્યો. ચંદ્રનરેશ્વરને ખબર પડતાં તે પણ સજ્જ થઈ સન્મુખ આવ્યો. બન્ને રાજા રણસંગ્રામમાં આવ્યા અને ત્યાં મહા યુદ્ધ થયું. તેમાં અંતે ચંદ્રેશ્વર રાજા કેદ પકડાયો અને સતી રતિસુંદરીને સ્વહસ્ત કરી પોતાને ઘેર ગયો. ત્યાં જઇ મહેંદ્રસિંહે તેણીને કહ્યું કે—હે સુંદરી ! મેં આ બધો યુદ્ધનો આરંભ તારે માટે કર્યો છે. બહુ કાળે મારૂં ઇચ્છિત કાર્ય પુરૂં થયું છે, માટે હવે મારી સ્ત્રી થઇને તારા જીવનને સફળ કર. એ સાંભળી રતિસુંદરીએ વિચાર્યું કે ધીક્કાર છે મારા રૂપને ! કે જેનાથી મારા સ્વામીની આ દશા થઇ. એ દુરાચારી કામી રાજા જુગારીની પેઠે ઉત્સુક છે. મારૂં ચિત્ત વિચાર તો નથી. મારાં આવાં સૌંદર્યને ધીક્કાર છે. પણ મારે હવે મારૂં શીળ કેવી રીતે સાચવવું ? કસાઇને ઘેર બાંધેલા બોકડા

ના જીવિત બરોબર મારૂં જીવિત છે. પરંતુ નીતિ શાસ્ત્રનું વચન એવું છે કે પ્રાણ સંકટ સમયે કાળનો વિલંબ થાય એજ શ્રેયસ્કર છે. એમ વિચારી તે તેની સાથે ધીમે ધીમે બોલવા લાગી અને ગાઢ અનુરાગ બતાવવા લાગી. તેણીએ રાજાને કહ્યું કે—હે ભૂપ! જો તમે મારી પ્રાર્થના નિષ્ફળ ન કરોતો, હું તમારી પાસે કંઇ માગું. રાજા બોલ્યો કે—હે રંભા! એ પ્રાર્થનાનું વચન શું છે? તારા માટે વાપરવામાં આવતા મારા પ્રાણને પણ હું તૃણ સમાન ગણું છું. હે રામા! જેણે પોતાનું શિર આપ્યું છે એને હવે પોતાના ચક્ષુ ક્યાં આપવાં પડે તેમ છે? માટે ગમે તેવું દુર્લભ હોય તો પણ તે માગ. હું તારી માગણી કબુલ રાખીશ તે ઉપરથી **રતિસુંદરી** બોલી કે—હમણાં આપણે માત્ર શબ્દો બોલી તેજ આનંદ માનવો. ચાર માસ સુધી તમારે મારા બ્રહ્મચર્ય વ્રતને ભંગ કરવું નહિ. એ સાંભળી રાજા બોલ્યો કે—હે તરૂણી! તું બોલી તે મને રૂચતું નથી તો પણ તેં કહ્યું તે ભલે તેમ થાઓ. ત્યાર પછી **રતિસુંદરી** આંબિલનું તપ કરવા લાગી તેથી દિવસે દિવસે તેનું શરીર કૃશ થતું ગયું આથી રાજા પણ શોચ કરવા લાગ્યો. બ્રહ્મચર્યના ચારમાસ પૂરા થયા ત્યારે **રતિસુંદરીએ** પોતાના શીળનું રક્ષણ કરવા માટે **શાસનદેવીનું** સ્મરણ કરીને તેણીને કહ્યું, કે—હે દેવી! એવું કરો કે જેથી મારૂં શીળ અખંડ રહે. આથી તે દેવીએ **રતિસુંદરીનું** સ્વરૂપ એવું તો કુત્સિત કર્યું કે રાજા તેણીને ગળતા કોઢ આદિવ્યાધિથી ભરેલી જોઇ વિચારવા લાગ્યો. આ દેહતો અશુચિથી ભરેલો છે. મેં વૃથા પારકી સ્ત્રીનું હરણ કર્યું. આમ કહી તેણે **રતિસુંદરીને** ચંદ્ર ભૂપતીને પાછી સોંપી ત્યાં તે પોતાના શીલના પ્રભાવથી ફરીને દિવ્યસ્વરૂપધારી થઇ ધન્ય છે તારા શીળ ધર્મને. ! ! !

જૈન.

## સુળસા.

સતી **સુળસાએ** રાજગૃહનામના નગરમાં વસતા **નાગરથિકની** સ્ત્રી હતી. તે વિદ્યાવાન, ધૈર્યવાન, નીતિવાન અને ધર્મે કરી સદાચરણી હતી. આ **નાગરથિકે** એક વખતે પોતાના ગુરૂપાસે એવી પ્રતિજ્ઞા કરી હતી કે—હવે મારે બીજી સ્ત્રી કરવી નહિ. એ દંપતી

પરસ્પર સ્નેહ યુક્ત હતાં. એક વખતે નાગરથિકે કોઇ અન્યના આંગણામાં બાળકો રમતાં જોઇ ખેદ કરવા લાગ્યો કે—અહો ! મારે પુત્ર નથી તો આ ઘરને ઘર નહિ પણ સ્મશાનજ છે. એમ ગણવું અયોગ્ય નથી. આમ શોચ કરતાં તેનું શરીર ક્ષીણ થઇ ગયું. તેથી સુળસાએ પૂછ્યું કે-પ્રાણેશ! આપ શું ચિંતવો છો ! આપના ચિત્તમાં જે ચિંતા હોય તે સત્વર કહો. નાગરથિક હસીને બોલ્યો કે—વલ્લભે ! મારે તારાથી છાનું રાખવા કાંઇ પ્રયોજન નથી અદ્યાપિ પર્યંત પુત્ર ન થયો એ મને બહુ દુઃખ લાગે છે. સુળસાએ કહ્યું કે—પ્રાણેશ ! આપ શોક ન કરો. જેને પુત્ર હોય તે નરકે ન જાય એવો કંઇ નિયમ નથી. હે નાથ ! કોઇ મહાન્ પુરૂષ પણ પોતાના માતા પિતાને નરકે જતાં અટકાવી શકતો નથી. કહ્યું છે કે નરકે જતા પુરૂષને ફક્ત ધર્મજ બચાવવા સમર્થ છે પુત્રના પરિવારવાળા બ્રહ્મદત્ત ચક્રવર્તિને પણ કર્મના વશથી અધાવસ્થા ભોગવવી પડી. પુત્રોમાં ને પુત્રોમાં ધૃતરાષ્ટ્રનું ગોત્ર ક્ષીણ થયું. રાવણનો વંશ પણ પુત્ર છતાં ક્ષીણ થયો. અને પૃથ્વીપતિ સગરરાજા પણ સાઠ હજાર પુત્રના દુઃખે કરી મૃત્યું પામ્યો. બહુ પુત્રો કંઇ સ્વર્ગ કે મોક્ષ આણી આપતા નથી. પોતાની પત્નિનાં આવા વચનો સાંભળી નાગરથિક બોલ્યો કે—સુંદરી ! તેં જે કહ્યું તે સત્ય છે. પણ સંસારમાં સારા અથવા નરસા પુત્રવિના માતાપિતાનું મન ધીરજ ધરતું નથી. આથી સુળસા બોલી કે હે સ્વામિનાથ ! મારા ઉદરથી પુત્ર પ્રાપ્તિ થશે નહિ માટે આપ બીજી સ્ત્રી કરો. ત્યારે નાગરથિકે કહ્યું કે—જો કોઇ અને રાજ્ય સહિત પોતાની કન્યા આપે તો પણ હું તને વેતા ઇચ્છતો નથી. આથી સુળસા આંબિલનું તપ કરવા લાગી.

આ મહાન્ તપની પ્રશંસા એક વખતે ઇંદ્રની રાજકચેરીમાં થઇ. સુળસાની આવી સ્તુતિ થતી સાંભળીને હરિણગમેષીદેવ તેઓની પરીક્ષા કરવાને અર્થે સ્વર્ગથી મૃત્યુલોકમાં આવ્યો અને બે સાધુઓનું રૂપ ધરીને તે નાગરથિકને ઘેર ગયો. આથી સુળસાએ ઉભાં થઇ તેને વંદનાદિ કરી પૂછ્યું કે—હે દેવ ! આજ અત્રે શા માટે પધાર્યા છો ? જે હોય તે નિવેદન કરો. યતિએ કહ્યું કે તારા ઘરમાં લક્ષપાક તેલના ઘડા સાંભળ્યા છે. તો અમારામાંથી બહુ

સાધુઓ ગ્લાનિ પામી ગયા છે. તેમની ચિકિત્સાને અર્થે એ આપ તે સાંભળતાં સુળસા એક ઘડો લાવી તેવામાં તે દેવે અન્ય રૂપ કરી અદૃશ્ય રહીને તે તેલનો ઘડો પાડી તેલ ઢોળાવી નાખ્યું આ પ્રમાણે સુળસાએ બીજો, ત્રીજો, ચોથો અને પાંચમો ઘડો આણ્યો પરંતુ તે સર્વેની સ્થિતિ પ્રથમના ઘડા બરાબર થઈ. એ પણ સુળસાના મનમાં લેશ માત્ર પણ ખેદ થયો નહિ. તેથી તે દેવ પ્રત્યક્ષ થયા અને બોલ્યા કે—હે સતી! તને ધન્ય છે!! હું હરિણગમેષીદેવતારી પરીક્ષા કરવા અર્થે આવ્યો, હતો હું તારા સત્યથી સંતુષ્ટ થયોછું. માટે વચન માગ ત્યારે સુળસા બોલીકે–હે દેવ! મારો મનોરથ તમે જાણોછો માટે તમોને કંઇ કહેવું હોય! કેમકે જીભને દાંતની ભલામણ હોય નહિ. આથી તે દેવતાએ તેને બત્રીશ ગોળીઓ આપીને કહ્યું કે—તારે એકેકી ગુટિકા ખાવી. તેથી કરી તને બત્રીશ પુત્રો થશે. વળી કહ્યું તું મને તારા સંકટ સમયે સંભારજે તેથી હું આવી તારૂં દુઃખ દૂર કરીશ.

એક સમયે સુળસાને ઋતુપ્રાપ્ત થયા પછી તે વિચારવા લાગી કે મારે ઘણા પુત્રોને શું કરવા છે? એમ વિચારી સુળસા બત્રીશ ગોળી એકી વખતે ખાઇગઇ. તેથી કરી તેના ઉદરમાં બત્રીસ ગર્ભ ઉત્પન્ન થયા અને દિવસે દિવસે તેણીને વધારે વધારે વ્યાધિ થવા લાગી. તેની શાંતિ માટે કાયોત્સર્ગ કરી તે દેવને સંભાર્યાં. તેથી તે આવ્યા અને કહ્યું કે–હે સુંદરી? તેં અવિચારી કાર્ય કર્યું છે તને એકી વખતે બત્રીશ પુત્રો પ્રાપ્ત થશે. અને તેમાંથી એકનું મૃત્યુ થવાથી બત્રીસનું મૃત્યુ થશે. સુળસાએ કહ્યું. કે–હે દેવ! મારે શું કરવું?. મેં એ કાર્ય. વગર વિચારે. કર્યું છે. તમારી શક્તિ હોય તો મારા ઉદરની વ્યથા શમાવ જો તમે વ્યથા સમાવશો તો જીનશાસનની ઉન્નતિ થશે. તેથી દેવે તેની વ્યાધિ દૂર કરીને પોતે પોતાને સ્થાને ગયો. કેટલાક સમય પછી સુળસાએ બત્રીશ પુત્રોને જન્મ આપ્યો, અને બારમે દિવસે તે સર્વેનાં જુદાં જુદાં નામ પાડ્યાં તે પુત્રો યોગ્ય ઉમ્મરના થયા ત્યારે તેઓને વિદ્યાજ્ઞાન આદિથી અલંકૃત કર્યા. તે સર્વે શ્રેણિક રાજાના દરબારમાં રહ્યાં. એક સમય શ્રેણીક રાજા ચોરશાં વાટે ચેટક રાજાના અંતઃપુરમાં જઇ ચિલ્લણા હરી લાવ્યા તેમાં ચેટક રાજાની સેનામાંના વૈરંગીકે સુળ-

સાના બત્રીસ પુત્રોને હણ્યા આ ખેદ જનક ખબર સતી સુળસાને થયા તે વખતે બહુજ કલ્પાંત કરવા લાગી. તેને શ્રેણિક રાજાના પુત્ર અભય કુમારે પ્રબોધ પૂર્ણ વચનો અર્પણ કરવી તેમનો શોક મૂકાવ્યો.

એક વખતે ચંપાનગરીમાં વીર ભગવાન પધાર્યા. તેણે કેટલાએક ધર્મેચ્છુ લોકોને એકઠા કરી ધર્મ કહયો. તે ધર્મોપદેશ શ્રવણ કરીને અંબડ પરિવાજક કે જે શ્રાવક હતો તે ઉભો થયો અને કહેવા લાગ્યો કે મારે આજે રાજગૃહ નગરમાં જવું છે માટે આપને ત્યાં કાંઇ કાર્ય હોય તો આદેશ કરો. વીર ભગવાને કહ્યું કે ત્યાં સુળસા શ્રાવિકાને તારે મારાં ધર્મ વાકયો કહેવાં. બહુ સારૂં એમ કહી પ્રભુને વંદન કરીને અંબડ ચાલવા લાગ્યો. પછી તે સુળસા પાસે યતિ સ્વરૂપ ધારણ કરી સચિત્ત વસ્તુ આદિ યાચિને તેણીની પરિક્ષા કરવા લાગ્યો. પરંતુ તે પોતિકા ધર્મથી ચલિત થઇ નહિ. પછી તેણે બ્રહ્માનું રૂપ ધર્યું. અને પૂર્વ દરવાજે આવીને તે બોલ્યો કે હું બ્રહ્મા છું. બ્રહ્માને આવ્યા જાણી સુળસા શિવાયનાં સર્વ મનુષ્યો તેને વંદન કરવા લાગ્યાં. વળી બીજે દિવસે કૃષ્ણ પરમાત્માનું મંગળ રૂપ ધરી દક્ષિણ દરવાજે આવ્યો. તો પણ સુળસા તેને નમી નહિ. તેમજ બીજાં કેટલાંએક સ્વરૂપો ધરી સુળસાને ત્યાં ગયો પરંતુ તે જરા પણ ચલાયમાન થઇ નહિ. પછી અંબડે જાણ્યું કે આ શુદ્ધ સતી છે તેથી તેણે પોતાનો પ્રથમનો વેષ ધારણ કરી વીર ભગવાનનાં ધર્મ વાકયો સુળસાને કહી સંભળાવ્યાં. સુળસા વીર ભગવાનની સ્તુતી કરવા લાગી. સુળસાએ ભક્તિથી અંબડને ભોજન કરાવ્યું. સુળસા તથા તેનો પતિ નાગરથિક બન્ને જૈન ધર્મ પાળવા લાગ્યા. ધન્ય છે સુળસા તારાં સત્યને !!!

જૈન.

## મદનરેખા.

સતી મદનરેખાએ સુદર્શનપુરના યુવરાજ યુગબાહુની પત્ની યતી હતી, તે રૂપે ગુણે સર્વોત્કૃષ્ટ હતી. તેથી કરી યુગબાહુનો વડિલ બાઇ મણિરથ કે જે પાટવી હતો તે તેણીના સૌંદર્યથી લોભાણો અને વિચાર્યું કે આ મદનરેખાને મારે નિશ્ચે મહણ કરવી. એમ ધારી તેણે સાધ્વી મદનરેખાને લલચાવવા

માટે ઉમદા ચીજો મોકલાવી. **મદનરેખાએ** એ મહાપ્રસાદ જાણ્ ગ્રહણ કરી. બીજી વખત મોકલેલી દુતી **મદનરેખાને** કહેવા લાગી કે–હે સુંદરી! **મણિરથ** રાજા તારા સૌંદર્યથી આસક્ત થઇ તને ભોગવવા ચ્હે છે એમ તેણે તને કહેવા મને મોકલી છે. આથી **મદનરેખા** બોલી કે–તારો દુષ્ટ રાજા **મણિરથ** પોતાનું અંતઃપુર છોડી નરકનો ભોક્તા થવા પારકી સ્ત્રીને ઇચ્છે છે. તે માણસ મારા ઉપર કુદૃષ્ટિ કરે છે તો જરૂર મૃત્યુ પામશે. અને જો કદી તે બળાત્કાર કરશે તો હું શરીર આપવાને બદલે તેને મ્હારા પ્રાણ આપીશ. આવું સાંભળતાંજ તે **મણિરથ રાજા** પાસે ગઇ અને સર્વે હકીકત કહી તેથી તે વધારે કામાતુર થયો ને તેણીને ભોગવવાના ઉપાયો કરવા લાગ્યો. તેણે વિચાર્યું કે જ્યાં સુધી **યુગબાહુ** જીવતો છે, ત્યાં સુધી હું તેણીને મેળવી શકીશ નહિ. માટે પહેલાં કોઇ ઉપાય કરીને **યુગબાહુને** હણું ને પછી **મદનરેખાને** ગ્રહણ કરૂં. એમ વિચારીને તે નિરંતર છિદ્ર શોધવા લાગ્યો. કેટલાએક સમય પછી **મદનરેખાને** ગર્ભ રહ્યો. એક વખત વસંત ઋતુમાં **યુગબાહુ** પોતાની પત્ની **મદનરેખાને** સાથે લઇને બગીચામાં ક્રીડા કરવા ગયો હતો, ત્યાં બગીચામાં જળાદિ ક્રીડા કરીને રાત્રિએ નવકાર મંત્રનું સ્મરણ કરતો સુતો. એવામાં **મણિરથ** રાજા યુવરાજ **યુગબાહુની** સાથે સ્વલ્પ પરિવાર છે એમ જાણીને તેને હણવાને એક ખડ્ગ સહિત ત્યાં ગયો. ત્યાં **યુગબાહુએ** તેને આવતો જોઇને ઉભો થઇ નમસ્કાર કર્યા. તે વખતે **મણિરથે** તેની સાથે વાતો કરતાં કરતાં કપટે કરી તેનો ઘાત કર્યો. તે વખતે **યુગબાહુના** દૂતો દોડી આવ્યા અને **મણિરથને** હણવાને તૈયાર થયા. તે વખતે તે દૂતોને **યુગબાહુ** કહેવા લાગ્યો કે તમે મારા સહોદરને હણુસો નહિ. કારણ કે એ ભાઇનો કાંઇ દોષ નથી, એતો મારા પૂર્વના કર્મનોજ દોષ છે. આથી **મણિરથ** તો પોતાનું ધાર્યું કર્મ પાર પડ્યું એમ ધારી હર્ષ પામતો પોતાને ઘેર ચાલ્યો. ત્યાં તેને અકસ્માત સર્પે ડસ્યો. કહ્યું છે કે પોતાના પાપનું ફળ આ લોકને વિષેજ ત્રણ માસમાં, ત્રણ પક્ષમાં, ત્રણ દિવસમાં કે ત્રણ પહોરમાંજ મળે છે. આ વખતે **મદનરેખાએ** પોતાના, શ્વાસ લેતા પતિને કહ્યું કે- પ્રાણનાથ! આપે હવે કાંઇપણ ખેદ કરવો નહિ. કારણ કે જીવ કરેલાં કર્મથી મુક્ત થઇ શકતો નથી. ઇત્યાદિ પ્રિયાનાં હિત વચનો શ્રવણ કરીને **યુગબાહુ** બ્રહ્મદેવ લોકને વિષે દેવતા થયો.

તે વખતે ત્યાં આવેલો **ચંદ્રયશા** પોતાના પિતા **યુગબાહુને** મરણ પામેલો જોઇને અત્યંત રૂદન કરવા લાગ્યો. **મદનરેખા** પણ રૂદન કરતી વિચારવા લાગી કે મને ધિક્કાર થાઓ કે હું પતિના મરણના હેતુરૂપ થઇ. હવે **મણિરથ** આવીને મને કહેશે કે તારો સ્વામી તો મરણ પામ્યો ને સ્ત્રીને પતિ શિવાય અન્ય સરણ નથી, એમ કહીને તે દુષ્ટ મને પકડી જશે, ને હવે મારો કોઇ રક્ષક નથી, તેથી હવે મારે મહા કષ્ટે સ્વર્ગ અને મોક્ષના સુખ આપનાર એવા શીળની રક્ષા કરવી પડશે. એમ ધારીને તે ગુપ્ત રીતે ત્યાંથી નીકળી ગઇ; ને તે બીજે દિવસે એક મહા જંગલમાં પહોંચી. ત્યાં કોઇ જળાશયમાં જળપાન કરીને કદલીગૃહમાં સુતી. ત્યાં તે સાત દિવસ રહી સાતમે દિવસે તેણીને પુત્ર પ્રસવ થયો. પ્રભાત થતાં તે બાળકના હાથમાં તેના પિતા **યુગબાહુના** નામની મુદ્રિકા પહેરાવી. તે પુત્રને તરૂની છાયામાં મૂકી સરોવરમાં વસ્ત્ર ધોવા ગઇ. ત્યાં જળમાં પ્રવેશ કર્યો કે તુરતજ તેણીને જળહસ્તીએ સુંઢમાં પકડીને આકાશમાં ઉછાળી. તે વખતે નંદિશ્વર દ્વીપની યાત્રાએ જતાં વિદ્યાધરે તેણીને આકાશમાંથી નીચે પડતાં ઝીલી લીધી. તેણીના રૂપથી મોહીત થઇને તે વિદ્યાધર તેણીને વૈતાઢય પર્વત ઉપર લઇ ગયો. ત્યાં તેણે તેણીના રૂદનનું કારણ પૂછ્યું. **મદનરેખાએ** તે ઉપરથી પોતાનો સંબંધ કહી બતાવીને જણાવ્યુ કે જે સ્થાન થકી તેં મને અહિં આણી છે, ત્યાં મેં પુત્રને જન્મ આપ્યો છે. તે પુત્રને કદલી ગૃહને વિષે મૂકીને હું જળાશયે ગઇ હતી, ત્યાંથી મને હસ્તીએ ઉછાળી તે હું તારા વિમાનમાં પડી. પેલું બાળક મારા વિના મૃત્યુ પામશે. માટે કૃપા કરી મારા તે પુત્રને અહીં લાવ અથવા તો મને ત્યાં પહોંચાડ. વિદ્યાધરે કહ્યું કે જો તું મને તારા ભર્ત્તાર તરીકે અંગીકાર કરે તો હું તારો કીંકર થઇને રહું. એટલે **મદનરેખા** આલંબન વિના શીળનું રક્ષણ થવું દુષ્કર છે એમ ધારીને બોલી: તું મારા પુંત્રને અહીં લઇ આવ. વિદ્યાધરે કહ્યું કે હું વૈતાઢય પર્વત ઉપર આવેલા રત્નાવહ નગરમાં **મણિચુડ વિદ્યાધર** નો પુત્ર **મણિપ્રભ** છું. મારા પિતાએ મને રાજ્ય સોંપી સંયમ ગ્રહણ કર્યો છે. મેં તારા પુત્રનું સ્વરૂપ જાણી લીધું છે. મિથિલા નગરીના **પદ્મરથ** રાજાને તેનો અશ્વ વનમાં લઇ ગયો ત્યાં તેણે તારા પુત્રને જોઇ તેને લઇ પોતાના નગરમાં આણી પોતાની પ્રિયા

પુષ્પમાળાને સોંપ્યો છે. તે તેને પોતાના પુત્રની પેઠે ઉછેરે છે ને તે સુખમાં રહે છે માટે તું પ્રસન્ન થઇને મારા રાજ્યનો અંગીકાર કર. આ સાંભળીને રાણી મદનરેખાએ વિચાર્યું કે—હવે મારે નિશ્ચે શીઘ્ર રક્ષણનો ઉપાય શોધવો અગત્યનો છે. માટે કંઇક મિ-ષ શોધીને ઢીલ કરવી જોઇએ. એમ વિચારીને તે બોલી કે—તું મને પ્રથમ નંદીશ્વર દ્વીપે લઇ જા. ત્યાં સર્વ દેવને નમન કર્યા પછી હું, તું કહીશ તે પ્રમાણે કરીશ. આ સાંભળી તે વિદ્યાધર તેણીને નંદીશ્વર તીર્થે લઇ ગયો ત્યાં તેણીએ સર્વને જુહાર્યાં. પછી મણિચુડ મુનિશ્વર પાસે આવી તેમને નમસ્કાર કરી બન્ને તેમની પાસે ધર્મ શ્રવણ કરવા બેઠાં. તે વખતે યતીશ્વર મણિચુડ મુનિ, પુત્ર અકાર્ય કરવા ધારે છે તેમ જાણીને બોલ્યાં કે હે ભવ્ય જનો ! ન આરે સર્વદા કુમાર્ગે તજવો. કારણ કે પર સ્ત્રી ગમનાદિ કુમાર્ગનો ત્યાગ ન કરવાથી નરકમાં પડવું પડે છે. તેમ સ્ત્રીઓને પણ અન્ય નરને સેવવાથી તેવીજ ગતીમાં ભ્રમણ કરવું પડે છે. આ સાંભળતાં જ મણિપ્રભ વિદ્યાધર ઉભો થઇ રાણીની ક્ષમા માગી કહેવા લા-ગ્યો કે—હવેથી તું મારી બહેન છે. રાણી મદનરેખાએ કહ્યું કે તું મારો પરમ બાંધવ છે. એટલામાં આકાશ માર્ગેથી એક વિમાન આવીને ઉતર્યું. તેમાં બેઠેલો એક દેવ ઉતરીને મદનરેખાને ત્રણ પ્રદક્ષિણા દઇ તેણીને નમી પછી મુનિને નમસ્કાર કર્યા. તેને આવું અસબંધ કાર્ય કરતો જોઇ નમીને વિદ્યાધર બોલ્યો કે દેવો પણ અનીતિને માર્ગે ચાલે છે ત્યારે અમારો શો દોષ ? આમણે ચાર જ્ઞાનધારી મુનિને છોડીને આ સ્ત્રીને કેમ પ્રથમ વંદન કર્યું ! પેલો દેવ કંઇ કહેવા જાય છે તેવામાં મુનિ પોતેજ કહેવા લાગ્યા હે વિદ્યાધર ! તું એમ ન બોલ. આ દેવ ઠપકો દેવાને યોગ્ય નથી. જ્યારે આ મદનરેખાના સ્વામી યુગબાહુને તેના ભાઇ મણિરથે માર્યો તે વખતે આ સ્ત્રીએ પોતાના ભર્તારને મધુર વચનો વડે આરાધના કરાવી નિર્ઝામો હતો. એટલે શુભ અધ્યવસાય રહ્યાથી તે યુગબાહુ મૃત્યુ પામીને પાંચમે દેવલોક ગયો છે. ને ઇંદ્રનો સામાનિક દેવતા થયો છે તેણે અવધિજ્ઞાને કરીને મદનરેખાને પોતાની ગુરૂ તરીકે ઓળખીને અહિં આવી પ્રથમ તેણીને નમસ્કાર કર્યા તેણીએ એને ધર્મ પમાડયો માટે તે તેની ધર્માચાર્ય થઇ. ને

તેથી તેના વંદનને પણ યોગ્ય છે અને પ્રણામ કરવાથી એ દેવ વિશેષે કરીને ઋણ રહિત થાય છે. કોઇ યતિએ કે ગૃહસ્થે જેને ધર્મને વિષે સ્થાપ્યો હોય તેજ તેનો ધર્મદાતા કે ધર્મગુરૂ કહેવાય છે.

એક દિવસે સાધ્વી **મદનરેખા** તે દેવ સાથે મિથિલા નગરીમાં ગઇ. અહિં સાધ્વી **મદનરેખાએ** ચારિત્ર ગ્રહણ કર્યું. તેણીનું સુવ્રતા એવું નામ સ્થાપન કર્યું. અને તે તપશ્ચર્યા કરવા લાગી.

**જૈન ગ્રંથ**

## યક્ષા, યક્ષદત્તા, ભુતા, ભુતદત્તા, સેણા, વેણા અને રેણા.

આ સાત સાધ્વીઓ પાટલીપુત્રના રાજા નવમા **નંદ** રાજાના પ્રધાન **શકટારની** પુત્રીઓ થતી હતી. અને તે **શ્રીયક** અને **સ્થુળભદ્રની** ભગિનીં થતી હતી. તેમાં પહેલી પુત્રી **યક્ષા**. તેની બુદ્ધિ એવી તો ચપળ હતી કે એકવાર સાંભળે આવડી જતું, બીજી પુત્રી **યક્ષદત્તા** તેની બુદ્ધિ પણ એવીજ હતી કે બે વખત સાંભળેલું આવડી જતું. ત્રીજી પુત્રી ભૂતા તેની બુદ્ધિ પણ ક્રમે કરી ત્રણ વખત સાંભળવાથી આવડી જતું. આ પ્રમાણે સાતે પુત્રીઓની બુદ્ધિ ચડતા ઉતરતા ભાવની હતી.

એક વખતે શ્રી પર્યુષણ પર્વ આવ્યાં, ત્યારે **શ્રીયકની બહેનો** તેને કહેવા લાગી કે—હે ભાઇ ? આજે વાર્ષીક પર્વ દિવસ છે. માટે આજ તો પચ્ચખાણ કર. કારણ કે આવા પર્વને દિવસે દાન, પુણ્ય, અને તપ કરવાથી અનંતફળ પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે જે પ્રાણી એકાગ્ર ચિત્તે જિનશાસનની પૂજા પ્રભાવનામાં વૃદ્ધિ કરવા તત્પર રહે અને એકવીશ વખત કલ્પસૂત્ર સાંભળે, તે શીઘ્રપણે ભવસાગર તરી જાય. બહેનોનું આવું કહેવું સાંભળીને શ્રીયકે પોરશી કરી. ત્યાર પછી તેણે સાદ્ધપોરશીનું પચ્ચખાણ કર્યું. પછી પુરીમઢ્ઢનું, પછી અવઢ્ઢપોરશીનું એમ અનુક્રમે ઉપવાસ કર્યા. બધા દિવસો મહોત્સવમાં નિર્ગમન કર્યા પણ છેવટની રાત્રિતો મહા દુઃખદાયી થઇ પડી. એટલે જેને પંચ પરમેષ્ટી નમસ્કારનું સ્મરણ કરાવ્યું છે. એવો તે અંતે મૃત્યુ પામીને પરલોકનો પ્રવાસી થયો.

પોતાના બાંધવે કાળ કર્યો તેથી યક્ષા સાધ્વી દુ:ખી થતી ખેદ પામતી શ્રી સંઘની આગળ કહેવા લાગી કે—મેં બહુ અવિચારી કાર્ય કર્યું. તેથી મારા ભાઇએ કાળ કર્યો. એ પાપથી હું કેમ છુટીશ મેં સાધુનો ઘાત કર્યો તેથી મારે નરક ગતિમાં જવું પડશે. માટે હવે હું આત્મઘાત કરીશ. શ્રી સંઘે કહ્યું કે—એમાં તમારો દોષ નથી. એતો તમે હિત બુદ્ધિએ એને ઉપવાસ કરાવ્યા. તમને પુણ્ય થશે અને તમારા ભાઇને પણ સ્વર્ગ પ્રાપ્ત થયું છે. યક્ષાએ કહ્યું કે પણ તે વાત જિનેશ્વર કહેતોજ હું સત્ય માનું એટલે શ્રી સંઘે કાયોત્સર્ગ કર્યો તેથી શાસનદેવી એ યક્ષાસાધ્વીને ધીમેથી ઉપાડીને શ્રી સીમંધર સ્વામી પાસે જઇ મૂકી તેણીએ નમસ્કાર કરી પોતાના સંદેહ પૂછ્યા ત્યારે અર્હંત ભગવાને કહ્યું કે એમાં તારો દોષ નથી. શ્રીયક બહુ કર્મોનો ક્ષય કરીને પહેલે દેવલોક ગયો છે. ત્યાંથી તે મુક્તિ પામશે ત્યાં શ્રી સીમંધર સ્વામીએ ધર્મોપદેશરૂપ ચાર ચુળિકા આપી તે તેણીએ ધારી લીધી. હવે પોતાનો સંશય નિવારણ થયો એટલે તે જિનેશ્વરને વંદન કરી શાસન દેવીને સહાયથી પોતાને સ્થાનકે આવી ચારે ચુળિકા તેણીએ શ્રી સંઘને આપી પછી યક્ષા સંઘ સહિત ધર્મ કાર્ય કરવા લાગી. એક વખતે તે સાતે બહેનો પોતાના ભાઇ સ્થુળભદ્રને વંદન કરવાને ગઇ વનમાં. શ્રીગુરૂપાદ સંભુતિવિજય આચાર્યને નમીને પૂછ્યું કે હે સ્વામીન્! અમારો ભાઇ ક્યાં છે? ગુરૂએ કહ્યું કે આગળ જાઓ અશોક વૃક્ષ આવશે તેની પાસે તે એકાંતે સંજઝાય કરતો હશે. બહેનો ત્યાં ગઇ તો પોતાના ભાઇની જગ્યાએ તેણીઓએ એક સિંહને દીઠો. તે જોઇ ભય પામીને તે સાતે બહેનો પાછી આવતી રહી, અને ગુરૂને કહ્યું કે અમારાભાઇને સિંહ ભક્ષણ કરી ગયો છે. કારણ કે તે ત્યાં નથી ફક્ત એક સિંહ છે. ફરી જાઓ ને વંદન કરો. યક્ષાદિ સર્વ સાધ્વીઓ ત્યાં ફરી ગઇ અને સ્થુળભદ્રને વંદન કર્યું. તેણીએ પૂછવાથી સ્થુળભદ્રે કહ્યું કે મેં સિંહનું સ્વરૂપ ધારણ કર્યું હતું. આ વાત આ સર્વ સાધ્વીઓએ જઇને શ્રીસંભુતિવિજયને કહી. તે સાધ્વીઓ સર્વે યતીશ્વરોને વાંદતી પરલોકમાં પણ કીર્તિનો પ્રકાશ પાડી અમર થઇ છે.

જૈન.

# શ્રીમતી.

**રાજપુરી** નગરમાં વસતા **ધનદત્ત** શ્રેષ્ઠીને અનુક્રમે સાત પુત્રોને એક પુત્રી પણ થઇ. તેણીનો જન્મોત્સવ કરીને **શ્રીમતી** એવું નામ પાડયું. એક દિવસે **શત્રુમર્દન** નામના રાજાએ સઘળી પૃથ્વી હસ્તગત કરી તે વખતે નગરનિવાસી જનો જીવલઇ નાઠા. આવો ત્રાસ ઉત્પન્ન થવાથી **શ્રીમતીની** ધાત્રમાતા તેણીને લઇ વનમાં જતી રહી. ત્યાં તેણીએ એ વટવૃક્ષના શાખાએ ઝોળી બાંધી તેમાં તેને સુવારી પછી પોતે તૃષાતુર થવાથી ભયંકર વનમાં વિચરવા લાગી. એવામાં **રત્નશેખર** નગરીના રાજા **રત્નશેખરનો જિનદત્ત** નામે શ્રેષ્ઠી વિદેશમાંથી ઘણુંક ધન મેળવી પાછો આવતાં એજ વનમાં એજ ઝાડની છાયાતળે બેઠો. થોડીવારે તેની નજર તે બાંધેલી ઝોળી ઉપર પડી. અથી ઉભો થઇ ને તે બાળક પુત્રી **શ્રીમતીને** કહેવા લાગ્યો કે—હે પુત્રી! તું રોઇશ નહિ તારા પિતાના પક્ષમાં ઘણા શૂરાઓ છે. આમ કહી તે ત્યાંથી પોતાને ઘેર ગયો. ફરીને તે પોતાના નવ પુત્રો સહિત ત્યાં આવ્યો. વળી તે તેણીનું સ્વરૂપ જોઇ વિચારવા લાગ્યો કે અહા! એક યુવતી જેવું જેનું લાવણ્ય છે. એવી આ બાળિકાને કોઇ સ્વેચ્છાચારી શત્રુ આ મનુષ્યવિનાના વનમાં હરણ કરી લાવ્યો છે. તો ગુણરૂપી પુષ્પથી અભિવાસિત એવા મારાં નવ પુત્રો ઉપર આ એક દશમી પુત્રી મને **વનદેવીએ** આપી. એમ વિચારી તે બાળિકાને લઇ પોતાની સ્રીને આપી. અને તેણે કહ્યું કે તને તારા નવ પુત્રો ઉપર આ દશમી **મંગળમયી** પુત્રી **વનદેવીએ** આપી છે. માટે તારે તેણીનું વિશેષ પ્રકારે પાલન કરવું. **શ્રીમતી** તેને ઘેર દિન પ્રતિદિન ઉછરતી વૃદ્ધિને પામી. એક વખતે **શ્રીમતી** શૃંગાર સજી પોતાની અસંખ્ય સખીઓની સાથે ક્રીડા કરતી હતી. તેવામાં ત્યાં થઇને જતા રાજાએ તેણીને જોઇ. તેથી રાજા પોતાનો ઘોડો પાછો વાળીને **જિનદત્ત** શેઠના ઘર નજીક આવ્યો રાજાને આવતા જોઇ **જિનદત્ત** શેઠે સામા ઉઠી આવકાર દીધો. પ્રણામ કરી બેસવાને આસન આપ્યું. રાજાએ **જિનદત્તને** પૂછ્યું કે—હે શેઠ! આ કુમારી સૌંદર્યમાં ઇંદ્રના મંદિરમાં રહેતી અપ્સરાઓથી અધિકછે. તે કોણછે? **જિનદત્ત** શેઠે જવાબ આપ્યો કે—એ બાળકી મને અરણ્યમાંથી હાથ આવીછે, ત્યારથીજ

મેં એને પુત્રી કરી રાખી છે. પણુ એ પુત્રોને મંગળ કરવા વાળી છે. એનો વિયોગ હું ક્ષણુવાર પણુ સહન કરી શકતો નથી. રાજાએ કહ્યું કે મારે પણુ સો પુત્રો છે. તેમની પણુ એ મંગળકારી થાઓ. થોડા સમયે તે લગ્નલાયક ઉમરની થઇ. તેથી તેનો વિવાહ **સુમતિ** શેઠના પુત્ર **મદન** સાથે કર્યો. એક દિવસે **સુમતિ** શેઠ રાત્રિમાં ઉઠીને **શ્રીમતીની** પેટી ઉઘાડી તેમાંથી તેણીના આભૂષણુ લઇને નગરની બહાર એક જગે મૂકીઆવ્યો. ને પાછો સુઇ રહ્યો. પ્રભાત થતાં **શ્રીમતી** ઉઠીને જુએ છે તો પેટી આભૂષણુવિના ખાલી જોઇ એવામાં એક મચ્છી આવીને રાજાને આભૂષણુ આપી કહેવા લાગ્યો કે મને એક મચ્છના ઉદરમાંથી આ આભૂષણો મળ્યાં છે. આ **સુમતિ** શેઠે પરિક્ષા કરવાનું કાર્ય કરેલું છે. એ રાજા જાણી ગયો. ને બોલ્યો કે તું તેની વૃથા પરીક્ષા કરેછે, જે દેવતાએ કહ્યું તે કદિપણુ મિથ્યા થતું નથી. કહ્યું છે કે દિવસની વિજળી, રાત્રિનું ગર્જિત, નારી અથવા બાળકનું બોલવું અને દેવના દર્શન એ કદિ નિષ્ફળ હોય નહિ.

એક દિવસે ત્યાં કોઈ જ્ઞાની યતિશ્વર પધાર્યા તેની પાસે રાજા તથા સર્વ પ્રજા સહકુટંબ ત્યાંજ ધર્મોપદેશ સાંભળવા જતા કોઇ વખતે રાજાએ ગુરૂને પૂછ્યું કે આ **શ્રીમતીયે** પૂર્વ ભવને વિષે શું સુકૃત કર્યું હશે ? ગુરૂએ કહ્યું કે **ગર્જન** નામના ગામમાં **જવલન** નામનો એક ગરીબ બ્રાહ્મણુ રહેતો હતો તેને આઠ પુત્રીઓ હતી. અને નવમી **અનામિકા** નામની પુત્રીને **માણુવક** નામના ભિક્ષુક સાથે પરણાવી. કેટલાએક દહાડા પછી તેની માતા મરણુ પામી તેથી તે ધનથી રહિત એટલે નિર્ધન થયો. એટલે પોતાની સ્ત્રી સહિત એક તૃણુની ઝુંપડીમાં રહેવા લાગ્યો. એક દિવસે તે **અનામિકા** **વિમળશ્રીની** પાસે ગઇ ત્યાં તે સાધ્વીએ તપ વિષય ઉપર ઉપદેશ કર્યો તે સાંભળીને તે દંપતી તે પ્રમાણે તપો અને વ્રતો કરવા લાગ્યાં. ત્યાંથી મૃત્યુ પામીને આ **શ્રીમતી** થઇ. આથી **શ્રીમતીને** જ્ઞાન થયું અને તે તપ કરવા લાગી. અને મરણાંતે મુક્તિ પામી.

જૈનકથા.

## મૃગનયની.

આ મહારાણી ગ્વાલીયરના રાજા **માનસિંહજીની** પત્ની હતી. આ રાજા ઘણું કરીને ઇસ્વિસનના સોળમા સૈકાની લગભગ થઇ ગયો કારણ કે **શાહજહાં** બાદશાહના વખતમાં **લંકારાય** થઇ ગયો તેણે પોતાના ઇતિહાસમાં લખેલછે કે રાજા **માનસિંહના** જનાનામાં બસો રાણીઓ હતી. પરંતુ તે સર્વમાં રૂપ ગુણમાં સર્વોત્તમ તો રાણી **મૃગનયનીજ** હતી. એટલુજ નહિ પણ તે સંગિત વિદ્યામાં બહુજ કુશળ હતી તેના પતિ **માનસિંહ** રાજાને પણ ગાયન સાંભળવાનો બહુ શોખ હતો તેમાં પણ રાણી જે રાગ ઘણાજ અદ્‌ભુત પ્રકારથી ગાતી બજાવતી હતી; તેથી રાજા **માનસિંહ** પૂર્ણ રીતે મોહિત થયો હતો. **મૃગનયનીએ** પોતાની બુદ્ધિથી અત્યંત સંગીત ચાતુર્યથી કેટલાએક રાગ મિશ્રભાવથી ગાઇ પ્રસિદ્ધ કર્યા હતા. તેમાં તે આ પ્રમાણે રાગોથી પ્રસિદ્ધિને પામીછે. **ગુજરી, વહીલગુજારી** અને **માલ ગુજારી.** વળી પણ કહેવાયછે કે **મૃગનયનીના** સુકોમળ કંઠથી મધુરાલાપે ગવાતુ સંગિત સાંભળવા સંગિત વિદ્યાના આચાર્ય **તાનસેનજી ગ્વાલિયર** ગયા હતા. અને ત્યાંજ રહી પોતાની આખર જીંદગી પૂરી કરી હતી, હજુ પણ **મૃગનયનીની** માયાથી ગ્વાલીયરમાં તેની સમાધિ છે. **મૃગનયનીને** તેની અદ્‌ભુત શક્તી માટે ધન્યછે. **પ્રાચીન ઇતીહાસ.**

## ઝવેરબાઇ.

આ કુલાંગનાનો જન્મ આજથી સુમારે ચારશો વર્ષ ઉપર રાઠોડ જાતના રજપૂત કુળમાં થયો હતો તેના માતા પિતા સબંધી વિશેષ મળી શકતી નથી પરંતુ એક ઇતિહાસકાર જણાવેછે કે યવનોના યુદ્ધમાં **ચિતોડનાં ઝવેરે** વિકાળ સ્વરૂપ ધારણ કરી પોતાની વીરતા બતાવી હતી. **લૈચ્યા** ક્ષેત્રમાં **વિક્રમાજીત** નામના આર્ય રાજાને હરાવી, વીર ચોદ્ધો બહાદુરખાં જ્યારે પોતાની ઉગ્ર સેના લઇ **ચિતોડપર** ચડીઆવ્યો અને એકદમ આખા શહેરને ઘેરી લીધુ તે સમયે **શિશોદિયા** રજપૂતો સિવાય ચિતોડ ગઢનુ રક્ષણ કરનાર કોઇ નહોતુ. રણવાદ્યનાં નાદ સાંભળી તે વીરોનુ રૂધીર ઉછળી રહ્યું. અને એકદમ અસ્ત્રશસ્ત્ર ધારણ કરી પ્રભુ પ્રાર્થના કરતાં સૌવીરો રણ-

સંગ્રામમાં ગયાં. ત્યાં જઇ યુદ્ધની તૈયારી કરી યવન યોદ્ધા બહાદુર- ખાંન ઝંખો પડયો. તો પણ તેઓએ તોપોનો મારો ચલાવવા બા- કી રાખી નહિ. બેઉ પક્ષના માણસો ઘાયલ થવા લાગ્યાં. રજ- પૂતોનુ સૈન્ય બ્હાદૂરખાં કરતાં ઘણુજ નાનુ હતું તો પણ યવનો- ની ફાસી ફાવી નહી. યવનોના ગોળા સામે રજપૂતોએ બાણો ફેંકવા- માંડયા ત્યારે દિશાઓ અને આકાશ અંધકારમય થઇ ગયું. તે બન્નેનું ઘણુ લશ્કર ઘાયલ થયું. આ વખતે કોની જીત થશે એમ કળી શકાયુ નહિ. બ્હાદુરખાં ચિતોડના કિલ્લાને હાથ કરી શકયો નહિ તેથી તેના ચતુર સેનાધીપતિએ વિકાબિરીની નીચે એક મોટી સુરંગ ખો- દાવી તેમાં દારૂ ગોળા ભરાવી તેને સળગાવી દીધી. આથી સર્વે સ ળગી ઉઠયું અને ધડાકાને ભડાકા થવા લાગ્યા. અને આશરે પચાશ હાથ કિલ્લા નજીકની જમીન એકદમ ઉડી ગઇ. ચિતોડના કિલ્લાનો એક મ્હોટો ભાગ તેથી નાશ પામ્યો અને તેમાં આશરે પાંચશો રાઠોડ લડવૈયાઓ મરણને શરણ થયા. પરંતુ જેઓ જીવતા રહ્યા હતા તેમાં રજપૂત લોહી ઉછાળા મારવા લાગ્યુ. તે સર્વેનો એવો દૃઢ નિશ્ચય હતો કે ચિતોડનો ગઢતો શું પણ અહિની સીમનો એક પણ પથ્થર અમો મરતાં સુધી પણ તેઓને લેવા દેવાના નથી. આખર જતાં આ યુદ્ધે ભયંકર સ્વરૂપ પકડયું ત્યારે પાછળથી રાઠોડોનું બળ નરમ પડયુ એ સમયે વીર વનીતા ઝવેરબાઇએ શિસોદીઆ કુળનું નામ રાખવા વિકાળ સ્વરૂપ ધારણ કરી રણસંગ્રામમાં ગઇ ને હાથમાં તીક્ષણ બાણ ધારણ કરી કેટલાએક યવનોને હણ્યા. પરંતુ તેની કુમકે લશ્કર આવી પહોંચવાથી રજપૂતોનું બળ નરમ પડ્યું તથાપિ ઝવેરબાઇ લેશ માત્ર પણ નિરૂત્સાહી નહિ થતાંયવનોની સાથે ખૂબ લડી. આ- ખરે યવનોનો સંહાર કરતાં તેણીનો વધ થયો. ભારતભૂમીપર આ- આવી વીરાંગનાઓ કયાંછે !

## રૂપસુંદરી.

ગુજરાતના નૃપતિ જયશિખરની રાણી અને વીર વનરા- જની માતા રૂપસુંદરીનું ચરિત્ર વીર કુલાંગનાઓનાં ચરિત્રોમાં શો ભા આપે તેવું છે. આ બાઇ રૂપ, ગુણ, યૌવન, શૌર્ય, ધૈર્ય, પ્રેમ અને શીલ સંપન્ન હતી. આ સર્વે ગુણો તેણીને આભૂષણ રૂપ હ- તા. આ રાજ્ય ઉપર કલ્યાણીના રાજા ભુવડે જયારે ચડાઇ કરી

ઘેરો ઘાલ્યો ત્યારે **રૂપસુંદરીનું** હૃદય આકુળ વ્યાકુળ થવા લાગ્યું અને તેણે **જયશિખરને** યુધ્ધે ચડવા આનાકાની દર્શાવી હતી પણ. તેના મનમાં શૌર્ય કરતાં પ્રેમનું બળ વિશેષ હતું. તેમ છતાં પણ. **જયશિખર** પોતાના શૌર્યના ખરા જુસ્સામાં આવ્યો અને શત્ર સામે ચડાઇ કરવા જરૂરીયાત જણાવી, ત્યારે પોતાના પતિને ઉત્સાહિત કરી રણમાં જવા રજા આપી. **જયશિખરે** રણમાં જઇ જોયું તો પોતાનાં પરાજય થવાનાં ચિન્હો જણાયાં. ત્યારે તેણે પોતાના શાળા **શુરપાળને** કહ્યું કે—તમારી બહેનને કોઇ વનમાં નિર્ભય જગ્યાએ મૂકીઆવો. કારણ કે તે બેજીવ વાળી છે, મારે આ વખતે રાજ્ય મંદિરમાં રાખવી એમ હું ઉચીત ધારતો નથી; **સુરપાળે** આ સઘળી વાત પોતાની પતિવ્રતા બહેન **રૂપસુંદરીને** કહેતાં તે બોલી કે-પ્રાણાંત પર્યંત પણ હું મારા પ્રાણનાથને છોડી કોઇ ઠેકાણે જનાર નથી. દૈવેચ્છાથી મારા પતિનું શરીર રણમાં પડશે તો પણ હું સજોડે ચિતામાં બળી સતી થવાનો લ્હાવો લઇશ. અને તેથી મને મોક્ષ પ્રાપ્તિ થશે. હું અંતકાળે પતિની સાથે ચિતામાં બળી ન મરૂં તો મારી જનની લાજે ને ક્ષત્રાણી નામને એબ લાગે. પતિના સુખ દુઃખમાં ભાગ લેવો એ સતી સ્ત્રીનો પરમ ધર્મ છે. તે ધર્મ શું મારે તજી દેવો ? પ્રાચીન સતીઓ જેવી કે **સીતા, દ્રૌપદી, તારામતી** આદિયે પોતાના પતિના સુખ દુઃખમાં સામેલ રહી પતિવ્રતા ધર્મને પલ્લિવત કર્યો હતો. માટે મને પણ રણસંગ્રામમાં સાથે રાખો. છેવટે ભાઇ ભગિની વચ્ચે કેટલોક વિવાદ થયો. અને **સુરપાળે** કહ્યું કે–મહારાજા **જયશિખરે** આગ્રહ પૂર્વક જે આજ્ઞા કરી છે તેનું પાલન કરવુંજ પડશે આથી તેણી પોતાના ભાઇની સાથે વનમાં જવા તૈયાર થઇ. તેનો મુખ્ય હેતુ એવો હતો કે તે બે જીવવાળી હોવાથી કદી પુત્ર ઉત્પન્ન થાય તો શત્રુસામે લડીને પતિનું વેરવાળે અને રાજ્યનું રક્ષણ કરે. પછી **રૂપસુંદરી** પોતાના ભાઇ સાથે જંગલમાં ગઇ ને પોતાના દેહની દરકાર નહિ રાખતાં પોતાના ભાઇને શૂર ચડાવી પતિની મદદે મોકલ્યો અને પોતે **દયમંતીની** પેઠે દુઃખી હાલતમાં માર્ગ કાપવા લાગી. ચાલતાં ચાલતાં એક ભીલનાં ઝુંપડાં પાસે ગઇ. જ્યાં તેનું તેમાં બેઠેલી ભલી ભીલડીએ રક્ષણ કર્યું. રાજ્યનું કે કુ-

ીનું કશું અભિમાન નહિ કરતાં સમયસૂચક બની **રૂપસુંદરી** તે બાઇની સાથે મળી ગૃહકાર્ય કરવા લાગી. થોડા સમય પછી એજ ભીલડીને ઘેર તેણીએ પુત્રને જન્મ આપ્યો. તે બાળક પુત્રનું નામ **વનરાજ** પાડયું. દિવસે દિવસે ચંદ્રની ખીલતી કળાની પેઠે તેના મુખની કાંતી દેદીપ્યમાન દેખાવા લાગી. ખરેખર ભાવી મિથ્યા થતું જ નથી. સોના રૂપાના રત્ન જડિત્ર પારણામાં મશરૂની તળાઇપર પહોડનાર તે એક વડની ડાળે બાંધેલી ઝોળીમાં પહોઢી પોતાના દુઃખના દિવસો નિર્ગમન કરવા લાગ્યો. **રૂપસુંદરી** પણ સમયને અનુસરી વનમાં વસવા લાગી. થોડા સમયમાં તેને એક **શીલગુણસુરી** નામના સજ્જન સાધુનો સમાગમ થયો. **રૂપસુંદરીએ** ઘણી ચાલાકીથી તેની પરિક્ષા કરી ને પછીથી પોતાના દુઃખની વાત કહી સંભળાવી. પછી તે સાધુએ તેણીનું પોતાની સગી બહેન ગણીને રક્ષણ કર્યું. પછી **વનરાજને** શસ્ત્ર વિદ્યાનું જ્ઞાન આપવા માં ડયું. કેટલેક દિવસે **સૂરપાળ** આવ્યો અને પોતાની બહેનને તથા ભાણેજને જોઇ આનંદ પામ્યો. પછી **વનરાજ** એવો વીર યોદ્ધો થયો કે તેણે પોતાના પિતાનું વેરવાળી શત્રુઓને કાયર કર્યા. આવા વીર **વનરાજને** જન્મ આપનાર તેની માતા **રૂપસુંદરીને** ધન્ય છે !

**ગુજરાતનો ઇતિહાસ.**

## ભવાની.

આ સતી **છાતીનગામના** રહીશ **આત્મારામની** પુત્રી હતી. તેણીનો વિવાહ **નાટોર** ગામના જમીનદાર **રાજારામજીવનરાયના** પુત્ર **રામકાન્ત** વેરે થયો હતો. આ બાઇ રૂપે, ગુણે અને ધર્મે કરી અલંકૃત હતી. રાજા **રાંમજીવનરાયનો** **દયારામ** કરીને એક જુનો નોકર હતો, તે એક વખતે રાજકુમાર **રામકાન્તને** કાંઇ ભુલ કરતો જોઇ તેને યોગ્ય શિખામણ આપતો હતો, પણ તેને તે શિખામણની કશી અસર થઇ નહિ. તે સઘળું પાણા ઉપર પાણી ઢોળવા બરોબર થયું. વળી પણ સારી અસરને બદલે ઉલટી તેને રાજ્યમાંથી રજા આપી દીધી. **દયારામ** ત્યાંથી વિદાય થયો તે **બંગાળાના** સુબેદાર નવાબ **અલીવરદીખાનના** દરબારમાં પહોંચ્યો કે જેનું **રામકાન્તના** રાજ્યપર કેટલુંએક લહેણું હતું. પ્રસંગો-

પાત તેણે **જણાવ્યું** કે રાજા **રામકાન્તે** બત્રીસલાખ રૂપીઆ એ-કઠા કર્યાછે. **અને** બે લાખ રૂપીઆનો તે શિરપેચ પહેરેછે છતાં પ-ણ આપનું **લહેણું** આપતો નથી આથી નવાબે એકદમ લશ્કર મો-કલી **રામકાન્તની** મિલકત લૂટી લીધી. એટલુંજ નહિ પણ રાજ-કાજને માટે **રામકાન્તને** નાલાયક ઠરાવી **દેવીપ્રસાદ** નામના તેના ભત્રીજાને રાજ્યનો સત્તાધીશ ઠરાવ્યો. આથી **રામકાન્તને** એટલી બધી માઠી અસર થઇ કે તે પોતાની પત્ની **ભવાની** સાથે વન માં વિચરવા તૈયાર થયો. રાણી **ભવાનીએ** પતિની આજ્ઞાનું પાલ ન કરી સતી **સીતાજી, દ્રૌપદી, તારામતી, દમયંતી** આદી પવિત્ર સતીઓનાં ચરિત્રોને અનુસરી તે પણ પતીની સાથે પગવાટે ચાલી નીકળી. માર્ગ કાપતાં તેઓ ગંગા કીનારાપર પહોં ચ્યા ત્યાં એક હોડીમાં બેસી **મુર્શિદાબાદ** આવ્યા, અને એક પર્ણ કુટી બાંધી ત્યાં રહ્યાં થોડા સમય પછી દૈવયોગે અકસ્માત **રામકા-ન્તને દયારામનો** મેળાપ થયો. તેથી તેણે **રામકાન્તને** કહ્યું કે જો અરધલાખ રૂપીઆ આપે તો ત્રણ દીવસમાં તને તારૂં રાજ્ય અપાવું અને આ અસહ્ય સંકટ દૂર કરૂં. આ સાંભળતાંજ **રામકા ન્તનું** મન ખિન્ન થયું અને લાચારીથી બોલવા જાય છે એટલામાં જ રાણી **બોલી** ઉઠી કે--પ્રાણનાથ ! આપ શા માટે ખિન્ન થાઓ છો ? જો અર્ધ લાખ રૂપીઆ આપતાં આપણી સર્વ સમૃદ્ધી પાછી મળતી હોયતો આ મારા કંઠમાં ઝવેરાતનો જે અમૂલ્ય હાર છે તે ઉતારી આપું. આ પ્રમાણે કહી તે અલંકારો સ્વાધીન કર્યા. **દયારામે** નવાબને તે હાર આપ્યો અને **રામકાન્તને** તેની સર્વ સમૃદ્ધિ પાછી અપાવી. રાણી **ભવાનીને** બે પુત્રો હતા પરંતુ દૈવ-ઇચ્છાએ મરણને શરણ થયા. અને **રામકાન્ત** પણ સોળ વરસ રા-જ્ય ભોગવી પરલોકનો પ્રવાસી થયો. રાણી **ભવાનીએ** બરોબર રીતે વૈધવ્ય ધર્મ પાળી સઘળે સ્થળે પોતાની કીર્તિ અમર કરી. વળી પણ તેણે રૂડી રીતે રાજકાજમાં, લોકમાં પ્રીતી વધારી તેણે કાશીમાં કેટલાંએક અન્નક્ષેત્રો અને ધર્મશાળાઓ બંધાવી હતી. અ ને કેટલાંએક નવાણો બંધાવી પોતાની ૮૦ વર્ષની ઉમરે મરણ પામી.

